વર્ષ ૧૪ આવતી કાલની આશાઓ પોષતું



આજની ઊગતી પ્રજાનું માસિક અંક ૧

# અનંત કથા

• પૃથ્વી •

'કહીંકહીં લખું કથા ? કવણ ઝીલશે એ બધી ?'
વદ્યું નભ: અને ફુલો ફળ તૃણાંકુરો પર્ણ સૌ
ધરે નિજ ઉરો: અને કથની તારલા રૂપ જે
ઉરો ઉપર એ લખાય શબનમ તણે અક્ષરે.



અપાર વદતો: 'કહીં કથની હાલવું હું જઈ ?'
સરોવર નદી અને ઝરણ સર્વ કહેતા. 'અહીં.'
રહી જલસ્વરૂપમાં સકલ ,વાત જે અંતરે,
સરોવર નદી• અને ઝરણમાં જઈ એ વહે.





ઉઠી મનુજઅંતરે પ્રબળ ભાવના, ઊર્મિઓ
કહે: 'અમ કથા જઈ કવણ કાનમાં બોલીએ ?'
'સુણીશ સહુ વાત હું' વદતી એમ તેને કલા.
અને હૃદય બેઉના કથની માહીં તેને મળ્યા.



ફરીફરી લખાય છે નભતણી કથા પૃથ્વીએ,
અને હૃદયને અપાર ફરી વાતમાં હાલવે,
ફરીફરી કલા સમીપ જઈ ભાવના, ઊર્મિઓ
કહે કથનો, તો ય અંત નવ. તે હજુ યે કહે.

પ્રહ્લાદ પારેખ



## ઈન્ડો જાપાનીઝ એસોસીએશન

● યાશીમા હૉટેલમાં સ્થિર થયા પછી અમે પહેલું કામ તો એ કર્યું કે જે જે માણસો પર ભલામણો તથા ઓળખાણોના પત્રો હતા તે તેમના સરનામા ઉપર પોસ્ટ કરીને ખબર પહોંચાડ્યા કે અમારી સવારી ટોકિયોમાં હાજર થઈ ગઈ છે. મિ. મજુમદારે ટેલીફોનથી ઈન્ડો જાપાનીઝ એસોસીએશનના મંત્રીને અમારા આવ્યાના ખબર આપ્યા એટલે તેણે વચન આપ્યું કે તેનાથી બનશે એટલી જગ્યાએ તે લઈ જશે અથવા ભલામણો કરશે પહેલાં તો તેણે પોતાની સાથે વાતચીત કરવા રૂબરૂ તેડાવ્યા અને વખત નક્કી કરી તેની ઑફિસમાં ગયા. આ સંસ્થા હિંદુસ્તાન અને જાપાન વચ્ચે વ્યાવહારિક અને સાંસ્કૃતિક સંબંધ વધારવાના હેતુથી બનેલી છે, પણ તેમાં હિંદીવાનો બહુ જ ઓછા પ્રમાણમાં સહયોગ થયો છે છતાં એ સંસ્થાએ હિંદુસ્તાન વિષે સંપૂર્ણ માહિતી અને સાહિત્ય મેળવ્યાં છે એમ જણાયું. મંત્રી મિ. સકાઈએ અમને જે છાપેલા રીપોર્ટો આપ્યા તે પણ જાપાનના વેપારીઓને બહુ જ પ્રકાશ આપનારા હતા. મિ. સકાઈ અજબ રીતે ઘણું શુદ્ધ અંગ્રેજી ઝપાટાબંધ બોલતા હતા. તે હિંદુસ્તાનમાં કદી જ આવ્યા નથી, પણ તેમની બોલચાલી અને વર્તનમાં પૂરા, પક્કા અને અનુભવી જણાતા હતા. તેમણે ટોકિયો વિષે પહેલાં તો અમને 'ટૂરિંગ બુલેટિન'ના થોકડા બંધાવ્યા. અમારી વાતચીત પરથી એમણે અમારી પ્રવૃત્તિ, પ્રવાસનો ઉદ્દેશ વગેરે જાણી લીધું મિનિસ્ટર ઑફ એજ્યુકેશનની ઍપોઇન્ટમેંટ લઈને તે જાતે અમને તેની પાસે લઈ જશે એમ જણાવ્યું મારે ચિત્રકારોને મળવું હતું તો તે બાબતનો પણ બંદોબસ્ત એક બે ચિત્રકારોને મળી તે ગોઠવી આપશે એમ જણાવ્યું. પોતાની સંસ્થા બહુ ઉપકારક છે એમ બતાવવાને તે બહુ ઈંતેજાર હતા એમ લાગ્યું. બધી મુલાકાતો નક્કી થાય તે દરમિયાન તેમણે શહેર જોઈ લેવા કહ્યું.

મિ. સકાઈ પાસે ગયા તે પહેલાં નાનાભાઈએ એક કામ સરસ કર્યું હતું. તે એ કે જાપાનના ભોમીયા માટે મિ. મજુમદારની સલાહથી Y.M.C.A.ની સંસ્થામાં માગણી કરેલી અને તેના જવાબમાં મિ. આપાનો કરીને એક જુવાન ગ્રૅજ્યુએટ અમારે હાથ ચડી ગએલો. આ મિ. આપાનોએ અમારા ટોકિયોના પ્રવાસમાં બહુ મહત્ત્વનો રંગ ભરી દીધો. તે હતો ખાનદાન ઘરનો જુવાન; પણ જાપાનમાં સામાજિક કામ કરી રળવાની કોઈ પણ તક જુવાનો જવા દેતા નથી. વળી અમે તો તેને મિત્રની જેમ રાખતા અને વખત બચાવવા તેનું બપોરનું ખાણું પણ અમારી સાથે રાખતા તેનો બદલો તે પણ ભ્રમણ માટે સેરતાં વાહનમાર્ગો બતાવવામાં ને ભાડાંના દર ઠરાવવામાં વાળી આપતો. મિ. સકાઈએ જે જે સગવડો કરી આપવાનું કહ્યું હતું તે બધી આ મિ. આપાનો જ કરી શકે તેમ હતુ. તેણે અમારી રખડપટ્ટીઓના જે માર્ગો નક્કી કર્યા હતા તે બહુ વખત બગાડ્યા વિના પાર પડે એમ ગોઠવાયા હતા. મુલાકાતોના ચોખા મુકાયા પછી તુરતમાં અમે શહેરના મુખ્ય ભાગો અને સ્થળો જોઈ લેવાનું નક્કી કર્યું, જેથી પાછળથી શહેરમાં કંઈ ન જોવાનો અસંતોષ ન રહે.



ઇન્ડો જાપાનીઝ એસોસીએશનના સેક્રેટરી મિ. સકાઈ

## ટોકિયો–યેદો

● ટોકિયો શહેરનો કેટલોક પુરાણો ભાગ ૧૯૨૩ના ધરતીકંપમાં તારાજ થયા પછી નવું ટોકિયો તદ્દન આધુનિક ઢબે જ રચાયું છે. પણ તેની બરોબર મધ્યમાં બાદશાહનો પુરાણો મહેલ અસલ જાપાની ઢબે રહ્યો છે અને તેની ચારે કોર વિશાળ રાજ્યભવનો, મંત્રીવરો વગેરે વસ્યાં છે. આથી ઘણા તે ઉપર ઉપમા ઘડે છે કે જાપાન વ્યવહારમાં અર્ધ-નૂતન (મૉડર્ન) છે, પણ તેનું ઘર અને હૃદય તો જાપાની જ છે.

ટોકિયોનું અસલ નામ તો યેદો છે. તે રાજધાનીનું શહેર ગણાતું, પણ શહેનશાહનો વાસ ૧૮મી સદી સુધી ક્યોતોમાં હતો અને તેના શોગન પ્રધાનો યેદોથી તેના નામે રાજ્ય ચલાવતા, એટલે ક્યોતોમાં જે રાજાશાહી પ્રકૃતિ ઉછરી તેનાથી નિરાળી જ પ્રકૃતિ યેદોની વસ્તીમાં ઊતરી.

એ વેળા ખરી સત્તા શોગનોના હાથમાં હતી ને જાપાનના એમણે પાડેલા સાઠ પ્રાંતોના સરદારો, જાગીરદારો, તાલુકદારો તેમની ચપટી તળે હતા. એમને બરોબર હાથમાં રાખવાને તેમણે એવો વહીવટ રાખેલો કે એ બધા દાઈમીઓ ટોકિયોમાં જ આવી વસવું. તે જ્યારે પોતાની જાગીરમાં ગયા હોય ત્યારે તેમનાં બૈરાંછોકરાં બાન તરીકે ગણાતાં. આ રીતે યેદોમાં રાજ્યકર્તા વર્ગનો મોટો સમૂહ જામેલો હતો વૈભવ, સત્તા અને સેવકમંડળથી ભરી જ એમની અમીરાત ત્યાં

**—જનરલ નોગી અને શ્રીમતી નોગી—**

ભલભલાં યુદ્ધોમા ઊર્મિવશ નહિ થએલા એવા આ વાનપ્રસ્થ વૃદ્ધ જનરલ નોગીએ પોતાના પ્રિય બાદશાહ મેઇજીના મૃત્યુ પછી, એમનો વિયોગ અસહ્ય લાગવાથી ઘરમાં જ પોતાની પત્નીની સામે બેઠાં બેઠાં આત્મ-સમર્પણ કર્યું, અને તેની પત્નીએ પણ તરત, તીક્ષ્ણ કટારથી તેનો સાથ સાચવ્યો એ હકીકત પ્રત્યેક જાપાનીના હૃદયમાં વીરત્વ અને રાજભક્તિની છોળો ઉછાળે છે.

જડાએલી રાજભક્તિમાં નવા પ્રાણ શક્તિ મૂકતા ગયા છે, અને આજે જ નીને મન પોતાનો દેશ રાજાની કલ વિના અશક્ય જ લાગે એવી સુધાર ઉદાર સમ્પાવતો અને સુવાસ મૂકીને પદ પામી ગયા છે. આ ચિત્રાલય તેમણે જીવનકાળમાં જે જે તબક્કાએ દે નવા સુધારા અને કાયદા આપ્યા તે જે જે મહાન પ્રસંગો બન્યા તેનાં ૮૪ ફૂટના મોટાં ચિત્રો જાપાનના જ આગે ચિત્રકારોને હાથે ચીતરાવીને દરેક પ્રાન્ત પ્રજાએ અહીં ભેટ કર્યાં છે. એ ચિત્રો જાપાનની ચિત્રકળાનું સત્ત્વ ઝબકારો જણાયું. મેઇજી રાજાના જન્મથી ગ અંતિમ નિર્વાણ સુધીના પ્રસંગો બરા જોવાને ત્રણચાર કલાક તો લાગે જ. એક ચિત્ર દસહસ જેનથી યે વધ કીમતનું હતું છાપેલી પ્રતો અનેક ભાવ મળતી હતી, પણ અમે પોસ્ટ કાર્ડના લઇ મન મનાવી બહાર નીકળ્યા.

ટોકિયો નગરના આ ક્રીડાવિભાગ ૧૯૪૦ની ઓલિમ્પિકસ ભરાવાની છે તે તૈયારી માટે જે અતિ વિશાળ સ્ટેડિયમ બંધાય છે તે જોઇ જાપાનની પ્રજાશક્તિ

ઢબની એક વિલક્ષણ પણ સચોટ સ્મારકકૃતિ છે, બીજા વિશાળ પાર્કમાં ખાસ મકાન બનાવી તેમા મેઇજી રાજાનાં જીવનને લગતાં ૮૦ ચિત્રો ગોઠવવામાં આવ્યા છે.

નૂતન જાપાનના સર્જક મેઇજી રાજા જાપાનની ભૂતકાળથી

ખ્યાલ આવ્યો. લગભગ ત્રેવીસ લાખ માણસની મેદની સમા રહે એવી યોજના પર આ મેદાન બની રહ્યું છે. છ વરસ તેની તૈયારી ચાલે છે અને ગઇ સાલ જાપાન ઓલિમ્પિકસને નોતરવામાં સફળ નીવડ્યું છે એટલે હવે તેની પૂર્ણ

કરવામા બાકી નહિ રાખે

બપોરનુ ખાણુ રસ્તામા આવતા ગિન્ઝા સ્ટ્રીટના રેસ્ટોરામા તૈયાર કરાવી ખાઇ લીધુ આ રેસ્ટોરાવાળાઓને વીસ મિનિટમાં અમારી માગી રસોઇ કરી આપતા જોઇ અમે જાપાનની તાલીમને ધન્યવાદ આપ્યો

**વૉર મ્યૂઝિયમ**

● જાપાનનુ વૉર મ્યૂઝિયમ યુદ્ધ-દશ્યો અને યુદ્ધ-સરંજામનો અદ્ભુત સગ્રહ છે પ્રાચીન પાષાણયુગના શસ્ત્રોથી માડી છેલ્લા યાંત્રિક ને વૈજ્ઞાનિક શસ્ત્રાસ્ત્રોનો આબેહૂબ ખ્યાલ ત્યા મળ્યો બધા દેશોના યોદ્ધાઓના ચિત્રો ને પૂતળાઓ જોયા યુદ્ધના યત્રો કેમ કામ કરે છે તેના પ્રત્યક્ષ પ્રયોગો આપતા નમૂના ત્યા છે રૂસો—જાપાની યુદ્ધ વખતના વીરોની છબીઓ, પોશાકો અને પરાક્રમચિત્રો જોયા યુદ્ધને લગતી કોઇપણ બાબત ત્યાં બાકી નહોતી અને પ્રત્યેક જાપાની તે સમજી શકે એમ જાપાની ભાષામા લખાણો અને લેબલો ત્યા હતા અગ્રેજીમા કશું મળે નહિ આ મ્યૂઝિયમે અમારા બે કલાક લીધા અને પગ ગળવા માડ્યા તો યે બરોબર જોવાયુ નહિ એમ લાગ્યુ ત્યાથી ઝપાટો માર્યો પ્રાણીબાગ તરફ એનો વિસ્તાર નાનો હતો, પણ પ્રાણીસગ્રહ બહુ વિવિધ અને ઉમદા હતો ખુદ જાપાનમા તો બહુ થોડી જાતના જાનવરો થાય છે, છતા બધા નમૂના ભેગા કરીને તેનુ જ્ઞાન પ્રજામાં કેટલુ વ્યાપક કરી દીધુ છે એ તો બાગની ટિકિટો પર આપેલા પ્રાણીઓ અને શહેરમા વેચાતી બાળચિત્રપોથીઓ જુઓ એટલે તરત સમજાય

ત્યાર પછી બહુ જ ઝડપે બેચાર પ્રસિદ્ધ ગણાતા રસ્તા વટાવી હૉટેલની અમારી ઓરડીઓમા થાકેલા પાકેલા જેવા થઇ પડ્યા ત્યારે જ ખબર પડી કે ટોકિયો એટલે શું

અમારા રાતના ખાણા માટે કંઈ સૂચના આપવાની રહી ગઇ હશે અને મોડુ બહુ થઇ ગયુ હતુ, એટલે અમે આવ્યા ત્યારે ખાણાનો રૂમ તો બધ થઇ ગયેલો ! પણ એ જ હૉટેલ તરફથી બહારના ભાગમા રેસ્ટોરા ચાલતુ હતુ ત્યા મૅનેજરે ગોઠવણ કરાવી આપી તો યે નવો વાનીઓ રાંધ વગેરે કરતા અરધો કલાક રાહ જોવી પડી એવામા મારા એક કાગળના જવાબ રૂપે માચીડો કરીને કલાકાર મળવા આવ્યા છે એમ



મેદાની રમતોનું ક્રીડાગણ
જાપાનનું ઑલિમ્પિક સ્ટેડિયમ

ખબર મળતા હુ મારી રૂમમા ગયો મિ માચીડો બાટીકડીના, ગોળમટોળ, ફુલેલા અને ચિત્રકારના લેબાસમા સજ્જ થઇ પધાર્યા હતા તેમના પર ભલામણ આપનાર તો કયોતોવાળા મીકીસાન હતા પણ એ બે મિત્રો વચ્ચે બહુ ફરક લાગ્યો તેમણે મારા તરફથી ચા વગેરેનો સત્કાર સ્વીકાર્યો મારા વિષે નોંધ કરી, પણ પછીના દિવસોમાં ફરી તેમના ટેલીફોન કે પત્ર કઇ મળ્યુ જ નહિ

આ પ્રસગે મારા મન પર જરા નાસીપાસીની છાયા નાખી. પણ એવે વખતે મારો હમેશનો આશાવાદ મારી મદદે આવ્યો, જોવાનો લોભ તો તે જ દિવસે ટળી ગયો હતો સસ્થાઓ અને મુલાકાતોના ઘાટ ફરી વિચારતા વગર પ્રયાસે અમે ઊંઘને શરણ થયા

(ચાલુ) ર.મ.રા.

(હવે ટોકિયોની યુનિવર્સિટીઓ, શાળાઓ, કલાકારો ને જોઇશું)





# નાથની લીલા

જેમાં કેસરરંગી

'પછી, જાનૂ, આજ સાંજનો શો વિચાર રાખ્યો? સીધા ધીણોધર જ ચાલીએ તો? વળતી વખત ચોરડપરે રોકાશું.' બિજ્જરના ટીલાત રામજીએ બીજીના જત જાનૂને સવાલ પૂછ્યો.

'ભલે એમ; પણ રામજી, તમે ત્યાંની સોનગુફાની વાત સાંભળી છે?'

'હા....રે! પણ એનો પત્તો જ ક્યાં કોઈને લાગે એમ છે? કહે છે કે ધીણોધરના થાપક પહેલા પીરબાવાને એની ખબર હતી ને તેણે રા' ભારાને મદદ પણ ખૂબ કરી હતી.



# મહત્ત્વાકાંક્ષા પાછળનો સોનાનો પીળો રંગ સરકી જઈને પાછળ લાલરંગનું લોહી મૂકતો જાય છે

ધાણોધરમાં કાશીનાથ કદાચ કંઇ માહિતીઆપી શકે તો આપી શકે.'

'શું આખી ગુફા સોનાની જ બનેલી છે?'

રામજી હસી પડયો: 'હારે ખેર કરે; પણ જોયા વગર શું કહી શકાય? અસુર પહેલા જમી તો લઇએ?'

બંનએ ટીમણ છોડ્યુ, જમ્યા અને અરધોએક કલાકનો હારો કરી પાછા ચાલી નીકળ્યા. જાનૂ કચ્છના માકપટની અડોઅડ આવેલા ગણના બન્ની વિભાગની રખડતી જાતોનો આગેવાન હતો. રામજીએ પારકરી ઊંટોની ખરીદ માટે તેને સાથે લીધો હતો, પણ ચોરજીપરા સુધી પહોચતા એને સાથેસાથ કાશીનાથની પણ મુલાકાત લઇ લેવાનુ મન થયું. પાછો કોણ જાણે કયારે ભેટો થાય.

સાંજ પડ્યા પહેલા તો ગોરખનાથના પગલાથી પાવન થએલી માકપટની ધાણોધરની ભૂમિપર તે આવી લાગ્યા. કચ્છમાં માત્ર કાળા ડુંગરથી જ નીચા એ ધાણોધરની તળેટીએ, પહેલા પીરજાવાના વખતમા તો કાનફટા ને નાગડાઓની જમાતો ને જમાતો રહેતી અને ગોરખનાથ ને ધોરમનાથના નામે પ્રમાદની લ્હાણી થતી. છેલ્લા પીરના સમાધિ પામ્યા બાદ હવે તો કોઈ નવો પીર સ્થપાયો પણ નથી એટલે એ સંખ્યા ઘટી ગઇ છે, છતા લોપાઇ તો નથી જ ગઈ.

ઘણે લાબે કાળે ફરી મળ્યા હોવાથી કાશીનાથે રામજીની સારી આગતાસ્વાગતા કરી. સાજે ગોરખ-લકડી બતાવવા તેણે રામજી તથા જાનૂને બીજા મહેમાનો સાથે ડુંગર પર સાથે લીધા. માત્ર કાળમીંઢ પત્થરના બનેલા એ ડુંગરમા ખોડેલી લાકડીને દબાવતા જ અંદરથી પાણીની ધાર ચાલે છે. કામરૂદેશમા સપડાએલા પોતાના ગુરુ મછંદરને શોધતા શોધતા કચ્છના નિર્જળ પ્રદેશમાથી પસાર થઇ રહ્યા હતા ત્યારે આ ઠેકાણે આ લાકડીથી ગોરખનાથે પાણી મેળવ્યું હતુ એમ કહેવાય છે. કાશીનાથ રામજીને આ બધું સંભળાવી રહ્યો હતો, પણ રામજીનું ધ્યાન તો બીજી જ દિશામા પરોવાએલું હતુ

એ હતું ધાણોધરને પડખે અડી દૂર પથરાએલી ધારમા કોરાએલું બાકોરૂં. બાકોરા કરતાં દરવાજો જ કહી શકાય, કારણ માણસની છાતીખરી ઊંચાઇ તેની સહેજે થવા જાય. એને કયારના એકીટશે નજ-રાવી રહેલા રામજીને જોતા કાશીનાથ ચમકી ઊઠયો. પણ એનું આશ્ચર્ય આખો બહાર તેણે ન આવવા દીધું. 'ચાલો, ચાલો, દેગ ચડી ગઈ છે.' બોલતો તે નીચે ઊતરવા લાગ્યો. ને કુતૂહલવિવશ રામજીને પણ નછુટકે બધા સાથે દોરાવું પડ્યું. એ વખતે તો એ પાછો ફર્યો, પણ સોનાનો ઓરતો કોઇ રીતે સમાવવાનો તેણે દઢ નિશ્ચય કર્યો.

રાત્રે એને ને જાનૂને અલાયદો જ ઊતારો આપવામાં આવ્યો હતો. એને તો એટલું જ જોઇતું હતું. બધાની આંખોમાથી બચવાની એ અચાનક હાથ લાગેલી તક હતી ને રામજીએ તેનો લાભ લેવાનો ઇરાદો કર્યો પહેલાં તો ઘોરતા જાનને ઉઠાડી સાથે લેવાનું મન કર્યું, પણ પછી એ યે જવા દીધુ ને એકલો ચુપચુપ સરકી નીકળ્યો.

થોડીવારમા તો એ ધાર પર આવી લાગ્યો. રખે કોઇ જોઇ લે એ ધાસ્તી તો તેને છેવટ સુધી રહી હતી ને એની આખરી ખાત્રી કરવા એણે નજર ફેરવી. ત્યા તો તગતગતી કાળી આખોવાળા એક નાગડાને પોતાને તાકી રહેલો જોયો. એ તાકવાના મર્મથી અનભિજ્ઞ રામજી હજુ દિડમૂઢ દશામાથી નહોતો છૂટયો ત્યા તો નાગડાએ આવી લાગી તેનો હાથ જકડી લીધો. એની ચૂડમાથી હાથ છોડાવવો રામજી માટે અશકય હતુ. રાડ પાડવી તેના ટીલાતપણાને અણછાજતી અને આ નિર્જન રાત્રે અહીં અફળ પણ હતી તેણે નાગડાની આંખોમાં જોયુ. કશી હરકત ઊભી કરે એવો એ ન જણાઇ. તેણે ખામોશી પકડી. નાગડો એને દોરતો ગયો ને એ દોરાતો ગયો.

ધારની એક પછી એક ટેકરીઓ ઓળંગતા બોરની ઝાડી વચ્ચે થઇ બંને આગળ વધતા ગયા. રામજીના મનમાં અસંખ્ય સંકલ્પવિકલ્પો ઊભા થતા

હતા પણ નાગડાએ તો એકે પગલું અટક્યા વિના પુરપાટ ચાલ્યે જ રાખ્યું હતું. ધીમેધીમે હવે રામજીને કશુંક અમંગળ થવાની શંકા આવવા લાગી. તેનો ખાંભો હાથ વારંઘડીએ બેટ પરની કટાર પર જવા લાગ્યો. શું કાશીનાથને ખબર નહિ પડે? જનુને ખબર નહિ પડે? જરૂર તેઓ પોતાની શોધ ચલાવવાના જ! એણે મનોમન દિલાસો લીધો.

ધારનો છેડો આવતાં નાગડાએ રામજીનો હાથ મૂકી દીધો. અને ઝીણી નજરે કાંઇક નિશાની શોધતો હોય તેમ લાગ્યું. પણ એ થોડી વાર માટે જ. તરત એ નીચો નમ્યો ને ટેકરીના પડખાના એક જૂના બનર (પીલુડી)ના ઝાડ આગળથી વામ વડેમાપ લેવા મંડ્યો.

રામજીને લાગ્યું કે નાસી છૂટવાનો આ સારો મોકો છે, એટલે નિર્ભીક હોવાનો ડોળ કરતો તે આમતેમ ફરવા માંડ્યો, પણ ક્યા યે છૂટવાનું બાકું તેને હાથ ન લાગ્યું. ધારની પાછળ જ લાળે સુધી પથરાએલી નાથતરાઇનાં પાણીમાંથી તો તે માર્ગ કરી શકે તેમ ન હતુ;ને બીજી બાજુ,એકલી કટારને સહારે,કૂતરા જેમ સંખ્યાબંધ ચિત્તાથી ભરેલી ઝાડીમા ઘૂસતા તેનો જીવ ન ચાલ્યો.

'પનરો!' નાગડો મોટેથી બબડ્યોને રામજી તરફ ફરતાં માથું ધુણાવ્યું.

'કુરો?' રામજીએ પૂછ્યું.

'સોનગુફા. આ ધાર ઉપર જ પંદર વામના માપ પર એ ક્યાંક આવેલી છે.'

'સચ્ચઇ?!' રામજીને થયું કે એ નાગડો કોઇ અઘોરી કે ભયંકર બાવો ન હતો. તેના ચાળા પરથી તે કોઇ ભેજાગેપ દિવાનો જ તેને જણાયો.

થોડીવાર તો એ એમ જ ઊભો રહ્યો, ત્યાં એક નવો વિચાર એને સ્ફૂર્યો. નાથતરાઇથી જ પંદર વામ ગણીએ તો? તેણે નજરથી જ માપ લેવું શરૂ કર્યું. ડાબે પડખે તો કાળા પત્થરો સિવાય કશું ન હતુ. પણ જમણી બાજુ? પંદરેક વામને છેડે એક ભયંકર કરાડ તેમાંય રહેલી હતી. તેની નીચે તળેટીમાં, મૃત્યુ જેવા શીળા ચંદ્રપ્રકાશમાં ગીચ ઝાડી જામી પડી હતી. કરાડ જોતાં જ રામજીના મગજમાં ચમકાર થયો. આ તો એ જ કરાડ જેની નીચે પોતે કાલે સાંજે પેલું બાકોરૂં જોયું હતું; અને એને અનિમેષ નજરે પોતાને નિરખતો જોતાં જ કાશીનાથે ઉતાવળ કરી હતી. શું એ જ સોનગુફા હશે? હોય પણ. ધીમે ધીમે ફરવાનો ડોળ કરતા ત્યાં પહોંચી જઇ તેણે નીચા નમીને ખીણના પડખામાં નજર કરી જોઇ. કરાડના પેટાળ માંથી રહેલી બખોલ ત્યાં સ્પષ્ટ હતી.

ત્યાં તો ખુદ નાગડો ત્યાં આવી પહોંચ્યો. એ બખોલ એની નજરે ચઢતાંવેંત આનંદથી ચિત્કાર કરી તે કૂદી ઊઠ્યો. રામજીએ આશ્ચર્યથી તેની સામે જોયું. પણ હવે તેની આંખો પહેલાં જેવી નહોતી રહી, એમાં પિશાચી ભયકરતા કકડતી હતી. રામજીનાં હાંજાં ગગડી ગયાં. છતાં હિંમત ધરી તે સરકવાને પેંતરો કરવા લાગ્યો. ત્યાં તો નાગડાની પોલાદી પકડે તેના બાવડાંને ચસચસાવીને ચૂડ ભેરવી. 'ચાલ, લપરશપન મૂકી દે અને ઉતર નીચે. અંદરનું સોનું બહાર કાઢ.'

રામજી બેબાકળો ઊભો રહ્યો.

'ઉતર!' નાગડાએ જોરથી ચાપિયો પાડ્યો.

'પણ આમાં આધાર વગર ઉતરાય એમ જ ક્યાં છે? સોનું તો મળાનું મળે પણ મારા રામ જ રમી જાય ને?'

'જો હું રસ્તો કરી આપું.' કહેતો નાગડો આગળ ગયો ને જાર પરની વેલો તોડી લાવી તેની લાંબી રસ્સી સલાડવા લાગ્યો. એના હાથની કળા જોતાં રામજીને પણ થયું કે નાગડાના હાથે આ કરતાં

## ૨૪. નરસિંહરાવને

'ખરૂં વિરહરૂપ રાઘવ વિના ન કો ઓળખે'
કવીન્દ્ર વચને રહી સુલભ કહેતી સંસારમાં;
પરંતુ કવિ! તેં સદા અડગ ધૈર્યથી નીરખ્યું
વિયોગરૂપને: અને સુભગ એક વાક્યાર્થથી
દીધું દરસ એહનું જગતથી વિદાયે જતાં:
'અરે મરણ માહરૂં મરી ગયું—'*.

ઠાકોર ચોકસી

* 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ સ્વ. નરસિંહરાવનું જાણીતું ગીત

તો સોનગુફામાં ઊતરવું બહેતર હતું

રસ્સી તૈયાર થઇ એટલે રામજીના હાથમાં એક છેડો સોંપતો નાગડો બોલ્યો, 'લે, ઊતર હવે ' બીજો છેડો હું પકડી રાખું છું ' નિરુપાય રામજીને તેનું કહેવું સ્વીકારવું પડ્યું ઊતરતા ઊતરતાયે નાગડાએ સૂચના આપી, 'જો ઝાઝુંબધું સોનું બહાર નહિ લાવે તો જિંદગીથી નવડાવી નાખીશ!'

રામજીની ગભરામણ વધી ગઇ હતી જાણે હથોડા ઠોકાતા હોય તેમ, ઊતરતા ઊતરતા તે પોતાની છાતીના ધબકારા સાંભળતો હતો ગુફાની સામે આવતા એક હળવો ઝોલો ખાઇ તેણે ગુફાની કિનારી પર ટેકવ્યા પગ ઠરતા એની બીક ઘટી ગઇ ગુફામાં તેણે કલ્પેલા ઘોર અંધારાને બદલે હિલોળાતી ચાંદનીનું ટંકું ઝાંખું અજવાળું પથરાયું હતું ત્યારે તો એનું બીજું દ્વાર પણ હોવું જોઇએ' તેણે વિચાર્યું, ને એ મળે તો નાગડો જખ મારે છે '

પણ પોતાનું પહેલું કામ હવે સોનું મેળવી લેવાનું હતું અંદર જઇ ગજવામાંથી પેટી કાઢી તેણે દીવાસળી સળગાવી અંદરના સોનાના તેજના પુરાવર્તને અકાશે વધુ ઝગઝગાટ પકડ્યો કોઇ દેવ, ગાંધર્વ કે કિન્નરનો વાસ હોય એ પ્રમાણે ખાંચકની નાનીમોટી ખાંચો વચ્ચે સોનાના દાગીના ને દાગીના ભર્યા પડ્યા હતા તેણે એક પછી એક બે ઉપાડી જોયા એક લે ને બીજો મૂકે પોતાનું મગજ તેને ચસકી જતું લાગ્યું છેવટે સ્વસ્થતા મેળવી તેણે પોતાની ભેટ છોડી, ઉપાડી શકાય એટલું તેમાં ભરી તેની ફાંટ બાંધી લીધી

રામજીના મનના ઘોડાએ હવે પલાણ માંડ્યું બસ, આટલું યે એ પોતે નાગડાથી સુરક્ષિત રીતે ઉપાડી જાય તો તેનું આજન્મ દાળદર ફીટી જાય કેટલા પાકરી છૂટે તે મેળવી શકે? ને 'વડા દરબાર'માં યે પહેલી ખુરશી ન મળે?

એમ ને એમ તરંગોમાં રાચતો રામજી બાંધેલી ફાંટ ઉપાડીને આગળ ચાલ્યો પાંમાં સવળા પડતા હોય એમ લાગ્યું સીધા જ વાંગીએ ઢાળઊતાર બીજું ફાટક મળી આવ્યું જેના બરાબર મોં આગળ જ તરાઇના પાણી શાન્ત પથરાએલા પડ્યા હતા એ પાણીમાં ફાંટ ઝુકાડીને તેણે તરાઇનો તાગ લેવા પ્રયત્ન કર્યો, પણ એ ન આવે તો ભોગ, રામજી મુંઝાય એમ ન હતો ફાંટ પાણીમાં જ રહેવા દઇ, તેનો બીજો છેડો તેણે દાંતોમાં મજબૂત પકડી લીધો ને પછી કૂદી પડ્યો પાણીમાં

પરંતુ રામજીએ માનેલું એટલે સુધી પાસા અવળા નહોતા પડ્યા ગુફામાં ઘણી વાર લાગી હોય તેથી કે અગમચેતીથી નાગડો પહેલેથી જ ટેકરીની ટોચે ચારે બાજુ નજર રાખી રહ્યો હતો તેની નજરે તળાવમાં તરતો સફેદ આકાર તરત પકડી પાડ્યો પળવાર એ એને પાણી કાપતો જોઇ રહ્યો અને પછી સાપિયો ફગાવતો તે દોડ્યો ધારને છેડે આવી, 'હરામખોર!' એટલી બૂમ મારતા ભેગો જ કૂદકે તે તળાવમાં કૂદી પડ્યો અને એક ડૂબકી ખઇ તે બહાર નીકળ્યો, ત્યારે તો ઘર ને રામજી વચ્ચેનો અરધો પથ એણે કાપી નાખ્યો હતો!

હવે શું કરવું? રામજીએ આગમ તો કળી જ લીધું ને હાથ નીચે કેડ પર વાળ્યો પણ નાગડો તો બીજી જ પળે પાણીમાં શમાઇ ગયો ફિકર નહિ અહીંથી કંઇ દૂર નહિ નીકળે માની રામજીએ કટાર તૈયાર રાખી પણ એ એમની એમ જ રહી ગઇ નાગડો અલબત્ત એની પડખે જ નીકળ્યો, પણ એને હાથ ઉગામવાનો યે પૂરો અવકાશ મળે તે પહેલા તો એના માથા પર તેના મુક્કાનો ઘા એવા તો જોરથી પડ્યો કે એ સીધો નીચે ઊતરી ગયો

નાગડાનો એ મુક્કો રામજીને એવો તો સખત વાગેલો કે પાણીમાં ડૂબતાની સાથે જ સોનાવાળી ફાંટનો છેડો તેના દાંતમાંથી વછૂટી ગયો એણે જવા દીધો—મરજીએ કે નામરજીએ હવે તો બધી ફિકર પોતાનો જાન બચાવવાની કરવાની હતી ને પોતાની કાબેલિયત પર એ પૂરો મુસ્તાક હતો જેટલી કાબેલિયત એ નાસતા સુવર કે ચિત્તા પર બતાવી શકતો એટલી જ મોગરના શત્રુ પર પણ બતાવી શકતો હતો

બે પળમાં તો એ પાછો પાણી બહાર તરી નીકળ્યો નાગડાએ પહેલેથી જ કેમ જાણે એની વેન ગણ ન કરી રાખી હોય, તેમ રામજી પાણી બહાર ફૂટી નીકળતા જ તેનું ગળું એણે હાથોની ચૂડમાં જકડી લીધું એ સાથે જ રામજીનો હાથ પણ ઊપડ્યો ને ગળું રૂંધાતા ચક્કર મારતી નજરે પણ તેણે ઘા કર્યો અને તે આબાદ નીવડ્યો તેની કટાર નાગડાના

(અનુસંધાન આગળ પાન ૩૦ને છેડે)

# કર્નલ ટી. ઇ. લૉરેન્સ

આદર્શના
ખંડિયેરનો
ફકીર

**માતૃભૂમિની** સેવામાં પોતાની જાતને અર્પણ કરનાર તો ઘણા મહા પુરુષો મળી આવશે, પરંતુ એ બધામાં લૉરેન્સનું સ્થાન નિરાળું છે. દેશસેવા કરીને તેનો બદલો મેળવવાની આશામાંથી કોઇક જ મુક્ત હશે. લક્ષ્મીની, પદવીની, કીર્તિની, યશની અને કંઇ નહિ તો છેવટે પ્રસિદ્ધિ અને પ્રસંશાની પણ અભિલાષાના બંધનથી કોઇ વિરલ પુરુષ જ મુક્ત હશે. ઇંગ્લંડના ઇતિહાસમા એવો વિમુક્ત આત્મા તો એક જ જણાયો છેઃ ટૉમસ એડવર્ડ લૉરેન્સ. એ કમનસીબીની વાત છે કે ઇંગ્લંડની સામ્રાજ્યવાદી સરકારે તેની નિખાલસ માનવસેવાઓને ન્યાય આપવાને બદલે તેને પોતાના હથિયાર તરીકે વાપર્યો અને પોતાના મહત્કાર્યને છેક છેલ્લી ઘડીએ તૂટી પડતું જોઇ રહી આદર્શના ખંડેર સમુ અવશેષ જીવન વીતાડતાં પશ્ચાત્તાપ ભર્યે દિલે એણે જીવનસમાપ્તિ કરી.

વેલ્સની ગિરિમાળાની તળેટીમાં ઇ. સ. ૧૮૮૮ના ઑગસ્ટની ૧૫મી તારીખે લૉરેન્સનો જન્મ થયો હતો. કુમારવયથી જ તેનો બાંધો કોમળ હતો, પરંતુ તેની આસમાની આંખોમા બુદ્ધિની ચમક હતી. સ્કૉટલંડ, ઇંગ્લિશ ચૅનલના ટાપુઓ, બ્રિટાની અને આઇલ ઑફ મૅનમાં આઠેક વરસ રખડ્યા પછી તેનું કુટુંબ ઑક્સફર્ડમા સ્થિર થઇને રહ્યું સ્કૂલમા બેઠો એ પહેલા તો એ પોતાના મોટા ભાઇઓ પાસેથી લખતાંવાચતા શીખી ગયો હતો. એકલું-અંગ્રેજી જ નહિ—લૅટિન અને ફ્રેંચ પણ. અને એ રીતે ત્રણ ભાષાઓના સાહિત્યનો વાચનલાભ એ લેવા મંડ્યો. ફોટોગ્રાફી માટે માઇલોના માઇલો સાઇકલ પર દોડતા જવામાં એને ખૂબ મઝા પડતી, પણ એથીયે વધુ મઝા તો રોમન સ્થાપત્યના પુસ્તકો વાંચવામાં પડતી. શાળાના યાન્ત્રિક જીવન તરફ તેને અણગમો હતો. તક મળતી ત્યારે તે આસપાસના પ્રદેશોમાં ભટકતો. ઑક્સફર્ડની જીસસ કૉલેજમા તેની અસાધારણ બુદ્ધિએ અધ્યાપકોનું ધ્યાન ખેંચ્યું. ઇતિહાસ, ભૂગોળ અને પુરાતત્ત્વનો તેને નાદ લાગ્યો હતો અને તેના એ શોખથી ડૉ. ડી. જી. હૉગર્થની નજર તેના ઉપર ઠરી. રજાઓના વખતમા લૉરેન્સ ઇંગ્લંડનાં ઐતિહાસિક સ્થળોમા ફરતો—વખત મળે ત્યારે ફ્રાન્સ સુધી પણ ફરી આવતો. પ્રાચીન ખંડિયેરોમાંથી તે ભૂતકાળનો ઇતિહાસ શોધતો હતો. અને જ્યારે તે ભૂતકાળમાં લીન થઇ જતો ત્યારે પોતાની જાતને પણ ભૂલી જતો.

મધ્યકાલીન કળાના એના અભ્યાસે એનું મન એક નવી જ દિશામાં દોર્યું—યુદ્ધવિજ્ઞાનમાં. અનેક પુસ્તકો તેણે ઉથલાવ્યાં. યુદ્ધો, યુદ્ધસ્થાનો, યોદ્ધા ને શસ્ત્રકળા વિષે ઘણું જાણ્યું, પણ એમા યે એક બાબત એના પર આકર્ષણનું પરિબળ અતીવ જમાવતી ગઇ અને તે ઇસાઇઓ અને અરબો વચ્ચેનાં ધર્મયુદ્ધોની. જુવાન લૉરેન્સની જ્ઞાન માટે જન્મેલી તૃષા માત્ર પુસ્તકોથી છીપતી ન હતી. ધર્મયુદ્ધોનું કુરુક્ષેત્ર—પૅલેસ્ટાઇન અને સીરિયાનો પ્રદેશ તેની કલ્પનામાંથી ખસતો ન હતો. યુફ્રેટીસ નદીની રેતી નીચે દટાએલા મધ્યયુગના સ્થાપત્યના અભ્યાસ માટે તેના હૃદયમાં પ્રખર જિજ્ઞાસા જાગી હતી. અને પછી તેને કોણ રોકી શકે? સાહસજ્ઞાનની જેને ભૂખ લાગી હોય તે માત્ર પોતાના ધ્યેયને જ જોઇ શકે છે, પણ વચ્ચે આવતી મુશ્કેલીઓને નથી જોઇ શકતો. એ મુસીબતોનો તેને ડર ન હતો. અનેક મુસીબતોનો સામનો કરીને તે એકલો પગે ચાલીને સીરિયા આખામાં ફરી વળ્યો અને પોતાની ઇચ્છા પૂરી કરી. પુરાતન શિલ્પકળાના પત્થરોમાંથી તેણે ઇતિહાસ ઉકેલ્યો.

૧૯૧૦માં લૉરેન્સ ઝળકતી ફતેહ સાથે ઑક્સફર્ડ વિદ્યાપીઠનો સ્નાતક બન્યો. સીરિયાની સફરથી તેનું જ્ઞાન સમૃદ્ધ બન્યું હતું.

ડૉ. હૉગર્થ યુફ્રેટીસના કાંઠે ધર્મયુદ્ધોના જમાનાના સ્થાપત્યના સંશોધન માટે જતા હતા. તેને લૉરેન્સની જ્ઞાનની તૃષ્ણા માટે માન ઉત્પન્ન થયું હતું. લૉરેન્સે

આ દિશામાં વધુ અભ્યાસ કરવા શિષ્યવૃત્તિ મેળવી અને ડૉ. હૉગર્થની સાથે સીરિયા ગયો. ચાર વર્ષ સુધી તેણે આ દિશામાં શોધખોળ કરી અને સીરિયા, પેલેસ્ટાઇન તથા મેસોપોટેમિયામાં બારીક નિરિક્ષણ કર્યું.

આ પ્રવાસોએ લૉરેન્સના જીવન ઉપર ઘણી ઊંડી અસર કરી. તેણે જોયું કે અરબ પ્રજા તુર્કોના ખલીફના અમલ નીચે રીબાતી હતી. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સંસ્કૃતિ, વિદ્યા અને વ્યાપારની આપલે કરનાર આ મહાન પ્રજાને સમજવા તે તેની સાથે ઓતપ્રોત થઇ ગયો, અને તે માટે તેણે યુરોપી પોશાક અને રહેણીકરણીનો પણ ત્યાગ કર્યો. તેણે અરબી પોશાક અને અરબી રહેણીકરણી અંગીકાર કરી. આમ અરબ અને અંગ્રેજ વચ્ચેની જાતીય દીવાલો અદશ્ય થઈ અને અરબ પ્રજાના હૃદયમાં લૉરેન્સને ઊંચું સ્થાન મળ્યું. સેવા અને પ્રેમથી તેણે અરબ પ્રજાનું હૃદય જીતી લીધું.

ઇજિપ્ત, અરબસ્તાન, તુર્કી અને ગ્રીસમાં પણ તે ફરી વળ્યો. તેણે ઘણું જેયું, ઘણું અનુભવ્યું, ઘણું સંશોધન કર્યું; પરંતુ તે કોઇપણ જાતની કામના વિના પોતાનું કર્તવ્ય કરતો હતો. તેને બદલો કે ફળ મેળવવાની



આજે તો એનું જીવન દંતકથા સમું બની ગયું છે, પણ અરબના એ મશાલચીએ જે જોમ ને આરઝૂથી બ્રિટિશ સામ્રાજ્યને પોતાની સેવા સમર્પી અને એ સમર્પણ પાછળ સેવેલા આદર્શોના જે ભુક્કા ઊડતા જોયા ને જીરવ્યા, એણે એનું આખું જીવન એક કરુણ-પ્રશસ્તિ સમું બનાવી દીધું આદર્શોના એ ફકીર કર્નલ લૉરેન્સનું નામ આપણને ઘણાઘણા પૂર્વગ્રહો જન્માવે છે, પણ એનું આ ચરિત્ર વાંચ્યા પછી તો એની પ્રમાણિક નિષ્ઠા પ્રત્યે માન, એની નિસ્પૃહ સેવા પ્રત્યે આશ્ચર્ય ને સંગદિલ રાજદ્વારીઓએ હીણેલા પૂર્વજીવનની સ્મૃતિઓથી સીઝાતા એના પશ્ચાદ્‌જીવન પ્રત્યે જરૂર સહાનુભૂતિ ઊપજશે.

ઇચ્છા ન હતી. માતૃભૂમિના એક આદના સિપાહી તરીકે પોતાનું સર્વસ્વ દેશસેવામાં અર્પણ કરી, મૂંગી ફરજ બજાવીને એક અજાણ્યા સિપાહી તરીકે મરી જવું એ તેની ઇચ્છા હતી. તેની સાદાઇ, તેની નરમાશ, જ્ઞાન મારેની તેની તૃષ્ણા અને કીર્તિથી દૂર રહેવાની તેની નિરભિમાન વૃત્તિ ભાગ્યે જ બીજા કોઇ પુરુષમાં જોઈ શકાય છે. તેનો સ્વાવલંબી સ્વભાવ તેના આવા સાદા જીવનને અનુરૂપ હતો. પોતાના નિભાવ માટે તે મજૂરી પણ કરી લેતો. તેની રહેણી-કરણીમાં પશ્ચિમની પ્રજા ન આચરી શકે તેવી સાદાઇ હતી. પોર્ટ સૈયદમાં વહાણના કોલસા સારવામાં પણ તેણે લઘુતા નહોતી અનુભવી.

લૉરેન્સ ઇંગ્લંડ ગયો ત્યારે તે અરબ પ્રજાનું હૃદય જીતી સાથે લેતો હતો એટલું જ નહિ, પણ પોતાના ભાવિ કાર્યક્રમનું વિશાળ ક્ષેત્ર પોતાની પાછળ મૂકતો ગયો હતો. પોતાનાં જ્ઞાન અને સંશોધનથી તેણે ઑક્સફર્ડ વિદ્યાપીઠનું મુખ ઉજળું કર્યું હતું; યુફ્રેટીસ નદીના તીર–પ્રાંતમાંથી પુરાતન શિલ્પકળાના નમૂનાઓની શોધખોળથી તેણે બ્રિટિશ સંગ્રહસ્થાનને સમૃદ્ધ કર્યું હતું; નજીકના પૂર્વનું ભૌગોલિક અવલોકન કરીને તેણે બ્રિટનની યુદ્ધકચેરીની કીમતી સેવા બજાવી હતી. તેને ઇચ્છા હોત તો બ્રિટિશ પ્રજાજીવનમાંઅને રાજકીય જીવનમાં પણ તે ઊંચું સ્થાન પ્રાપ્ત કરી શકત, પરંતુ લૉરેન્સે કદી બદલાની ઇચ્છા રાખી જ નથી. તે તો પાછો પોતાના અભ્યાસમાં લીન થઇ ગયો.

એવામાં ૧૯૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું. તુર્કી જર્મનો સાથે ભળ્યું. બ્રિટનના પૂર્વ સાથેના સંબંધો બધા જોખમમાં આવી પડ્યા. લૉરેન્સને લાગ્યું કે અરબોની સહાયથી જ બ્રિટનનું હિત સાચવી શકાય. એક પંથ અને દો કાજ. સ્વાતંત્ર્ય ઝંખતી અરબ પ્રજાને પણ એથી તુર્કીની ધૂંસરી તોડી પાડવી સુગમ બને.

. યુદ્ધ વખતે લૉરેન્સ ઑક્સફર્ડમાં હતો. તેણે પોતાની શોધોનું 'The Wilderness of Zin' નામનું પુસ્તક તાજેતરમાં જ બહાર પાડ્યું હતું. તેનું મન હજુ યુદ્ધ તરફ વળ્યું નહોતું, કારણ તેને લાગ્યું હતું કે પોતાને લડવાની તક મળશે તે પહેલાં તો લડાઇ ખતમ થશે!

પણ એમ ન થયું. ધાર્યા કરતાં યુદ્ધ લંબાયું. અને લૉરેન્સથી હવે ન રહેવાયું. સર ફૂટ હેડલે પાસે જઇ પોતાને યુદ્ધખાતામાં જોડવાની માગણી કરી. અઢાર-વરસના હદ વગરના એ જુવાનને જોઇ હેડલે તો હેરત પામી ગયો, પણ લૉરેન્સે જ્યારે પોતાનું નામ કહ્યું ત્યારે એનો અંદેશો દૂર થયો. તુર્કી એ જ વખતે જર્મનો સાથે ભળ્યું હતું ને લૉરેન્સનું રાતા તથા કાળા સમુદ્રના કિનારાનું જ્ઞાન ત્યાંની સ્થિતિને અગત્યનું હતું. લૉર્ડ કિચનરે એની બુદ્ધિની કદર કરી. તરત તેને જાસૂસી ખાતામાં મેસોપોટેમીઆ મોકલવામાં આવ્યો. હવે તેની એવી કારકીર્દી શરૂ થઈ કે જેણે કીર્તિ અને પ્રસિદ્ધિથી છેટે ભાગનાર આ માણસને જગજાહેરીએ ચડાવ્યો.

લૉરેન્સ સીધો હેજાઝ (અરબસ્તાન) આવ્યો. તેનો રાજા હુસેન તુર્કીના હાથ નીચે હતો. હુસેનના પુત્ર ફૈઝલ ઉપર લૉરેન્સની આંખ ઠરી હતી. છિન્નભિન્ન થઇ ગયેલી અરબ પ્રજાને ફૈઝલના ઝંડા નીચે એકત્ર કરી, તુર્કોને હાંકી કાઢી, સ્વતંત્ર અરબ રાજ્ય સ્થાપી બ્રિટિશ સલ્તનતના માર્ગને નિર્ભય બનાવવો એ લૉરેન્સનું ધ્યેય હતું. તેણે પોતાનું કામ શરૂ કર્યું. હુસેનને તેણે ઇંગ્લંડના પક્ષમાં લીધો અને અરબ પ્રજામાં તુર્કી વિરુદ્ધ અસંતોષ ફેલાવી તુર્કી સામે બળવો જગાવવા ઘૂમવા લાગ્યો. એ સળગતા રેતાળ પ્રદેશમાં લૉરેન્સ વટોળિયાની જેમ ફરી વળ્યો અને અસંતોષના ઉકળાટમાંથી બળવાની આગ ફેલાવી. ૧૯૧૬માં હુસેને તુર્કોની ધુસરી ફેંકી દીધી અને પોતાની સ્વતંત્રતા જાહેર કરી. પોતાના ધ્યેયને પહોંચવા લૉરેન્સે સોનાની નદી વહેતી મૂકી અને અરબ પ્રજાને મોટી આશાઓ આપી. અરબસ્તાનમાં લૉરેન્સના સાહસોની આ કરુણ બાજુ હતી.

ફ્રાન્સની રણભૂમિ ઉપર જર્મન લશ્કરો સામે ખડકાએલાં દુનિયાનાં સમર્થ સૈન્યોનું દબાણ ઓછું કરવા જ્યારે બર્લિનના વિગ્રહદેવતાઓએ બ્રિટિશ સામ્રાજ્યની ગરદન ઉપર કાપ મૂકવા—સુએઝની નહેર ઉપર હુમલો લઈ જવા—ની યોજના અમલમાં મૂકી ત્યારે પૅલેસ્ટાઇન રસાકસીનું કેંદ્ર બન્યું. ૧૯૧૭માં જનરલ ઍલનબી ગાઝા શહેર પાસે મોરચા માંડીને બેઠો હતો ત્યારે લૉરેન્સે તેની કીમતી સેવા બજાવી. આ વિશાળ અને ઉજ્જડ પ્રદેશમાં તુર્કોના વહે-વારનાં સાધનો તોડી નાખવાં, તેમનો ખોરાક દાર-

ગોળો અને સરસામાન લૂંટી લેવાં, 'તેમની ઉપર અચાનક છાપા મારીને તેમનું મનોબળ તોડી પાડવું, રેલવેના માર્ગ ઉખેડી નાખવા, સામી છાતીએ લડવાને બદલે બીજી હજાર રીતે તેમને હેરાન કરવા અને તેમની હરોળોની પાછળ રહેલી પ્રજાને તેમની વિરૂદ્ધ બંડ કરવા ઉશ્કેરવી એ લૅારેન્સની કાર્યરેખા હતી. તેની સલાહ પ્રમાણે ફૈઝલે મદીનામાં તુર્કી સૈન્યને ભૂખે મરવા દઇને મદીનાનો બહારની દુનિયા સાથેનો સંબંધ લગભગ તોડી નાખ્યો અને લૅારેન્સ પોતે ઉત્તરમાં પવનવેગે ફરી વળીને બળવાની આગ ફેલાવતો ગયો. તે છેક સીરીઆમા પણ દુશ્મનોની પાછળ પહોંચ્યો અને ત્યાંની પ્રજામાં બંડ ફેલાવી તુર્કી સૈન્યની સ્થિતિ કફોડી કરી નાખી. પાછા વળતા તેણે અરબ બળવાખોરોની સરદારી લઇને ૧૯૧૭ના ઑગસ્ટમા મા'આનમાં પાસે એક તુર્કી ટુકડીને હરાવી. તેના આ પરાક્રમો માટે ઇંગ્લંડ અને ફ્રાન્સે તેને જે માન આપવાની તત્પરતા બતાવી તેનો સ્વીકાર કરવા તેણે ના પાડી. લૅારેન્સે તુર્કોના મોરચાની પાછળ છાપા મારીમારીને મુખ્ય હુમલો કઈ દિશામાથી આવશે તે બાબત તેમને ભ્રમણામા રાખ્યા, અને છેવટે જયારે ઍલનબી તુર્કી સૈન્યને તોડી પાડતો હતો ત્યારે ૧૯૧૮ના ઉનાળામા લૅારેન્સ સીરિયાના પાટનગર દમાસ્કસ ઉપર ચડી ગયો અને તે શહેર કબજે કર્યું. ઍલનબી આવી પહોંચ્યો ત્યાં સુધી એ સાહસવીરે દમાસ્કસ કબજે રાખ્યુ.

આ બધુ કરતાં એને પૂરાં સાત વરસ લાગ્યા હતા. એનું પૂરૂં બયાન અહીં કરીએ તો તો પાનાના પાનાં ભરાય. ફૈઝલના કહેવાથી અરબ પોશાક અપનાવી, ઊંટ પર જુદીજુદી જાતિઓ વચ્ચે સલાહ કરાવવા રખડતા, સંગ્રહણીથી પીડાતા અને બેભાન થઇ જવા છતા જુદીજુદી છાવણીઓમા સંદેશા પહોચાડતા લૅારેન્સનું સારનું વર્ણન કોઇ ગાથા જેવું જ છે. એ પર એક નહિ પણ અનેક પુસ્તકો આજસુધી લખાઇ ચૂકયા છે, પણ તેમાં યે લૅારેન્સના જીવનમા રસ ધરાવનારાએ એના પોતાના 'Seven Pillars of Wisdom' ઉપરાંત કૅપ્ટન લિડલ હાર્ટનાં બે પુસ્તકો 'The Ghost of Napoleon' અને 'T. E. Lawrence in Arabia and after' ખાસ વાંચવા જેવાં છે. શિસ્તના ભાન વગરના અને કટ્ટર વ્યક્તિવાદી અરબો પર એણે જમાવેલા કાબૂનું એમાં સાચું પૃથક્કરણ કરેલું છે એટલું જ નહિ, પણ લૅારેન્સના કાર્ય પ્રત્યે બ્રિટિશ અને ફ્રેંચોએ કેટલી હદ સુધી ઉપેક્ષા બતાવી હતી એ પણ એમાં નિષ્પક્ષપણે રજુ થયું છે.

ફૈઝલે તો કંટાળીને ઘણી વાર સલાહ કરવા તત્પરતા બતાવેલી, પણ રણના આ મશાલચીએ છેવટ સુધી તેને રોકયો હતો ને છેવટ સુધી બ્રિટિશ બ્રિગેડની સહાય વિના જ અરબો સાથે એ ઝઝૂમતો રહ્યો હતો. પરિણામે ફૈઝલને જ નહિ, પણ અરબ જણબચ્ચાંને ખાત્રી થઈ ગઇ હતી કે લૅારેન્સ એ અરબ આઝાદીનો પ્રામાણિક લડવૈયો છે, અરબસ્તાન માટે અરબ જેટલી જ એને લાગણી છે અને એ માટે એમના જેટલું જ એ સહન કરી શકે છે. તુર્કોએ એના માથા માટે ઇનામ કાઢેલું, પણ એ માથું તો સદા અરબોનુ જ ભાગીદાર રહ્યું.

૧૯૧૮ના નવેમ્બરમા વિશ્વવિગ્રહનો અંત આવ્યો. પરાજિત તુર્કીમા કમાલ પાશા ક્રાન્તિની મશાલ લઇને ઘૂમતો હતો. તેણે 'યુરોપના માંદા માણસ' (તુર્કી)ના સડેલા અંગ—સીરિયા, પૅલેસ્ટાઇન, હેજાઝ, મેસોપોટેમિયા અને આરમીનિઆ—તજી દીધાં, કારણ કે તે તુર્કીની નબળાઇનાં કારણ હતા. અરબ પ્રજા હવે તુર્કીની ધુંસરીમાંથી છૂટી થઇ હતી. ૧૯૧૯મા ફૈઝલ અને લૅારેન્સ સુલેહ પરિષદમા ભાગ લેવા પારીસ આવ્યા. લૅારેન્સનું નામ દુનિયામાં પ્રસિદ્ધ થઇ ચૂકયું હતુ. અજ્ઞાત અવસ્થામા રહેવા ઇચ્છનાર આ સાહસવીરને તેના સાહસોએ કર્નલ લૅારેન્સ ઑફ અરેબિઆ તરીકે જગજાહેર કર્યો હતો. તેને પોતાનું સ્વપ્ન હવે સિદ્ધ થતુ લાગ્યુ, પરંતુ પોતાની ઝળકતી ફતેહ માટે તેને જરા યે અભિમાન નહોતુ. કર્નલ લૅારેન્સ પારીસ આવ્યો તે દિવસે પારીસ દુનિયાની આશાનું કેન્દ્ર હતું. આખી દુનિયામાંથી કરોડો માણસો પારીસ તરફ મીટ માંડી રહ્યા હતા. યુદ્ધની વિનાશકતામાથી પારીસની પરિષદ નવી દુનિયા રચશે એમ જનતાને કહેવામાં આવતું હતું. રાષ્ટ્રીયતાની સંકુચિત દીવાલો ત્યાં અદશ્ય થઈ જશે, ગુલામ પ્રજાઓ સ્વતંત્ર થશે અને નબળી પ્રજાઓ નિર્ભય બનશે એમ લોકોને ખાત્રી આપવામાં

માટે છૂટ્યા છે ત્યારે તે તરત સામી દિશાની ટ્રેનમાં નાસી છૂટ્યો હતો.

આ પછી તેના જીવન ઉપર વધુ પ્રકાશ પડી શકયો નથી, સિવાય કે તે વાહનોની ઝડપ વધારવા માટે અખતરા કર્યા કરતો. દરિયાઇ કાફલા માટે પોતે તૈયાર કરેલી બખ્તરવાળી ઝડપી બોટની પરીક્ષા કરવા માટે તેની ઉપર ખરેખરો મારો ચલાવવામાં આવ્યો હતો. ૧૯૩૩માં હૉલીવુડની એક સીનેમા કંપનીએ તેનાં અરબસ્તાનનાં સાહસોને ફિલ્મમાં ઉતારવા, તે ફિલ્મમાં પાઠ લેવા અને બદલામા દસ હજાર પાઉંડ આપવાની માગણી કરી. પરંતુ કોઇપણ જાતના પ્રલોભનથી મુક્ત રહેલો લૉરેન્સ તે કેમ કબૂલ કરે? એને શ્રમની રોટી જોઇતી હતી ને એ માટે એણે ઐતિહાસિક લેખનકાર્ય હાથ ધર્યું હતું.

૧૯૩૫ના મે માસમા આ મહાપુરુષના જીવન નાટક ઉપર છેવટનો પડદો પડ્યો. ઇંગ્લંડના ડૉરસેટ પરગણામાં બોવિંગ્ટન કૅમ્પ પાસે જ્યારે પોતાની વેગવાન મોટરે સાઇકલ પર એ જતો હતો ત્યારે સાઇકલ ઉપર બેઠેલા એક બાળકને તરીને નીકળવા જતાં તે પોતે જ સાઇકલ ઉપરથી ઊડી પડ્યો અને તેની ખોપરી તૂટી ગઇ. ૧૪૨ કલાકની બેશુદ્ધિ પછી ૧૯મી તારીખે તેનું અવસાન થયું. તેની ખોપરીને એવી ઇજા પહોંચી હતી કે જો તે જીવ્યો હોત તો પણ પાગલ બની જાત.

ગુપ્ત રહીને મૂગી સેવા કરનાર આ મુક્તાત્માને મૃત્યુ પછી પણ પ્રસિદ્ધિ કે કીર્તિ નહોતી જોઇતી. તે સવારે દરવાજા પાસે એકઠા થએલા તેના પ્રસંશકોએ તેના મરણની જાહેરાત વાંચી ત્યારે તેમાં લૉરેન્સની અંતિમ ઇચ્છા જણાવેલી હતી: 'મારા શબના સ્મશાન-સરઘસમાં મારા અંગત મિત્રો સિવાય બીજા ન આવે અને મારી કબર ઉપર મૅરવા માટે કોઇ ફૂલો ન મોકલે' આ તેની સૂચના હતી.

એ જીવતો એ દિવસોની ભવ્યતા અને કારુણ્યનો સમાસ 'Seven Pillars of Wisdom' માં કરતો ગયો છે. પણ સાચા લૉરેન્સનું તો એ ઝાંખું ચિત્ર જ આપી શકે. એ ચિત્ર તો બેકારીની છેલ્લી ટોચે રહી, અરધે ભૂખે પેટે એણે લખેલી 'The Mint'માં જ પૂરું ચિતર્યું છે. પોતાના ઉત્તરજીવનની બધી કડવીગાળીઓ એણે એમાં સાંદ્યંત ઉતારી છે. પરંતુ તેના વીલ પ્રમાણે એ પુસ્તક ૧૯૫૦ની સાલ પહેલાં બહાર પડી શકે એમ નથી, કારણકે તેમાં કેટલીક જીવંત વ્યક્તિઓનો ઉલ્લેખ છે. પ્રકાશકોનો કૉપી રાઇટ સચવાય તે માટે અમેરિકામાં તેની બાર જ નકલો છપાઇ છે. તેમાંની બે તો કાયદા પ્રમાણે ત્યાંની કૉંગ્રેસની લાયબ્રેરીમાં રહી છે, જ્યારે બાકીની દરેક પ્રતની વેચાણ કીમત અત્યારે એક લાખ પૌંડ રાખવામાં આવી છે.

જેને લક્ષ્મીનો લોભ ન હતો, ઐહિક સુખોની વાંછના ન હતી, કીર્તિ અને પ્રસિદ્ધિ માટે ઇચ્છા ન હતી, પદવીનો મોહ ન હતો, કદરદાનીની અપેક્ષા ન હતી, અને એ બધું જેને માગ્યા વિના મળતું હોવા છતાં જેણે એ વસ્તુઓનો તિરસ્કાર કર્યો અને બંધનોથી મુક્ત રહ્યો, તે પુરુષની કદર મૃત્યુ પછી થાય કે ન થાય, પરંતુ ઇંગ્લંડના ઇતિહાસના પાના ઉપર તેનું સ્થાન ઠરી ચૂક્યું છે અને તે સ્થાન અજોડ છે.

વિજય વાસુ

## રત્નાવલી

૧ 'દંડ અપરાધનો ઉત્તરાર્ધ છે.' —હેગલ

૨ 'જેની ઊર્ધ્વગતિ નથી એની અધોગતિ જ છે'(Non progreniest regredi').

૩ 'પુરુષ સદાય એવા જ હશે, જેવા સ્ત્રીઓ એમને બનાવે, એટલે જો તમારે મહાન અને સુશીલ પુરુષો જોઇએ તો મહત્તા ને શીલ શું તે સ્ત્રીઓના મન ઉપર છાપો.' —રૂસો

૪ 'સત્ય સર્વકાળે બોલવું ઘટે, પણ સત્ય બોલવામાં જોખમ હોય એવા સમયમાં વિશેષે કરીને.' —કૉલરિજ

૫ 'જે ભૂખે મરે છે એને ખવરાવો, નહિ તો તમે એની હત્યા કરી ગણાશો'—ઍમ્બ્રોસ

૬ 'માણસ વધારાનું ધન રાખે ને પરધન જ રાખે છે.' —ઑગસ્ટિન

૭ 'એક માણસ આળસે જીવે, તો બીજો ભૂખે મરે.' —ચીનાઇ કહેવત

૮ 'કારાગૃહ નવા વિચારના પ્રચાર સારૂ ઉત્તમ વ્યાસપીઠ છે.' —ગૅલિલિયો

૯ એક હત્યાથી અપરાધી અને અનેક હત્યાથી માણસ લોકનાયક થાય છે' —ઇરૅસ્મસ

હે વા.

ગોદાવરીતટે નાશિકના ઘાટ; નાનું ચિત્ર: એ જ દૃશ્ય. ફોટો-લેખક

# નવશીખ

## યુગેયુગે નવેનવે નામે પ્રસિદ્ધ થએલું હિંદુસ્તાનનું પુરાતન તીર્થધામ

જે કૃતયુગમાં પદ્મનગર, ત્રેતામાં ત્રિકંટક, દ્વાપર (રામયણ)માં જનસ્થાન, કલિયુગમાં નવશીખ અને મુસલમાની દફતરે ગુલશનાબાદ તરીકે ઓળખાયું તે

## આજનું નાશિક

લેખક સુરેશ દીક્ષિત એમ.એ., એમ.એસસી.




મુંબાઇથી ૧૧૭ માઇલ દૂર આવેલું પુરાણપવિત્ર નાશિક યાત્રાનું સ્થળ છે. મુંબાઇથી નાશિક જતાં કસારા પાસે થાલઘાટ ચડવો પડે છે. કલ્યાણ છોડ્યા પછી રસ્તો કોંકણ મૂકી ૨૦૦૦ ફૂટ ઊંચે દક્ષિણના સપાટ મેદાન ઉપર ચડે છે. કસારા ગયા પછી રસ્તામાં દસ બુગદા, પાંચ વિકટ નાળાં અને અગિયાર પૂલો પરથી ગાડી ચડાવ લે છે. તેમાં યે જૂના 'રિવર્સિંગ' સ્ટેશન પાસેનું નાળું હિંદુસ્તાનમાં ઊંચામાં ઊંચું (૧૯૦ફૂટ) ગણાય છે. અહીંનું સૃષ્ટિસૌન્દર્ય ચોમાસે મોહક છે. લીલાંછમ તરુલતા, ખળખળતાં નાળાં, ભરેલાં તળાવ, લીલાંપીળાં ખેતરો, ઊંચાનીચા ટેકરા અને આછોઆછો વરસાદ કોઇ અગમ્ય આનંદની લહેરે ચડાવે છે. ત્યાંથી પસાર થતાં દક્ષિણે મુંબાઇ ઇલાકાનું ઊંચામાંઊંચું શિખર કલસુબાઇ (૫૪૨૭ ફૂટ) નજરે પડે છે અને અલંગ, વિનગડ, અર વગેરે શિવાજીના કિલ્લાની ઝાંખી થાય છે. આવા રમ્ય પ્રદેશમાંથી પસારથયા પછીતળનાશિકમાંસૃષ્ટિસૌન્દર્યઓછુંલાગેછે.

યુગેયુગે નવેનવે નામે પ્રસિદ્ધ થએલું કોઇ પણ ધર્મસ્થાન હોય તો તે નાશિક છે. કૃતયુગમાં પદ્મનગર,

સુરમ્ય લાગતાં પાણીના બેડાં ભરી જતા બૈરાનો સાદ સંભળાતો નથી. પટમાં ધોળારામના મંદિર પાસે ગોદાવરીનું મંદિર છે આ મંદિર બાર વર્ષે સિંહસ્થના મેળા વખતે ઉઘડે છે. એ જ હારમાં મદિયામુગ મંદિરો, મારુતિ, ગણેશ વગેરેનાં મંદિરો પેશ્વાના ગોર હિંગણેએ બંધાવેલા છે. ત્યાં શીતળા માતાનું પણ મંદિર છે વર્ષો પહેલા રામભટ ધારપુરે નામના માણસે પોતાના છોકરાને બળીઆ નીકળવાથી માતાની માનતા માનેલી. માતાની બહુયે પૂજા કર્યા છતાં છોકરો મરી ગયો એટલે એણે રીસ લાવી મૂર્તિ તોડેલી. રામભટના એ તર્ક પ્રમાણે તો આજે એક પણ દેવ ઊભા રહી શકે એમ નથી. ખરું જોતા તો 'न काष्टे विद्यते देवो न पाषाणे न कर्दमे.'

નદીના પટમાં પવિત્રમાં પવિત્ર જગ્યા 'રામકુંડ' છે આ કુંડમાં રામ સ્નાન કરતા હતા એમ કહેવાય છે. અધિકમાસ કે પવિત્ર પર્વને દિવસે શ્રદ્ધાળુઓનો ત્યાં દરોડો પડે છે એ ભીડમાં નીચ અને ઉચ્ચ, તવંગર ને ગરીબ, સ્ત્રી ને પુરુષ અને ઘણી વખત તો માણસ ભેગા ગાય ને બકરાનો ભેદ ટળી જાય છે. હાથમાં દર્ભ અક્ષત અને કંકુ લઇ યજમાનોને પ્રાયશ્ચિત્ત કે શ્રાદ્ધ કરાવતા કે જરા વધારે 'ગંગાભેટ' આપવા માટે એમને આગ્રહ કરતા ગોર કુંડ પાસે થતા કોલાહલના સંચાલકો છે પૈ-પૈસાના ફૂલ લેવા આજીજી કરતી માલણ કે માથાનું મુંડણ કરતો હજામ આજ ચિત્રનાં પાત્રો છે. ભિખારીને તો આ મહાલવાની જગ્યા છે એકાદ પાઈ નાખો એટલે એક મોટું ટોળું તમારા ઉપર તૂટી જ પડવાનું. પછી એ ટોળામાં રક્તપિત્તિયાથી માંડી જાત જાતના આંધળાં કુબડાં અને રોગી પણ ખરા. ભસ્મ થએલા દેહના હાડકા પણ આ જ સ્થળે પધરાવાય છે. ગંગાગોદાવરીમાં પાવન થઇ ગોદાવરીસ્નાન ઊજવતા અને ટોળે મળી પાણીના લોટા ફેરવતા ગાતાં બૈરાં આ પવિત્ર સ્થાને પુણ્ય લૂંટે છે. મૃત્યુ પછીનો મોક્ષ નક્કી કરે છે! બ્રાહ્મણને જમાડવાનો સંકલ્પ કરી કેટલાયે શ્રદ્ધાળુઓ પિતૃઓને માટે સ્વર્ગનાં દ્વાર અહીં ખોલે છે. સ્નાન કરતાં પહેલા અને સ્નાન કરી લુગડાં કયે સ્થળે બદલવાં તેની મુઝવણ કરતા કેટલાક દોડાદોડ કરે છે. કાદવ કીચડ અને ગંદકી તો પાર વિનાની છે. પરંતુ રામ અને ગૌતમ ઋષિએ પાવન કરેલી ગોદાવરીનો પ્રવાહ પાપપુણ્યને ધસડતો વહ્યા કરે છે.

નાશિકમાં ઘણાં કુટુંબો ગોરનો ધંધો કરે છે. તેમનાં ઘર ઊંચાનીચા ટેકરાઓ ઉપર સાંકડી ગલીઓમાં હોય છે. દરેક ગોર ગાય રાખે અને શુદ્ધ મનાતી હોય. અલ્લાઉદ્દીન ખિલજી અને મહમ્મદ બેગડાના જુલમથી સિદ્ધપુર અને ચાંપાનેરથી નાસી છૂટી યજુર્વેદી બ્રાહ્મણો નાશિકમાં આવી વસ્યા છે. તેઓ પેઢી-ઉતાર ગોરનો ધંધો કરે છે. નાતનાતના ગોર જુદા દરેક ગોર પાસે પરાપૂર્વના ચોપડા હોય છે. કેટલીયે પેઢીનાં નામ જડે. ૫૦૦–૬૦૦ વર્ષના જૂના ચોપડા તો સહેજ મળે. તેઓ વંશાવળી સાબિત કરે છે, અને એ રીતે જ નાશિકના ગોરે સયાજીરાવની પેઢી સાબિત કરી આપી વડોદરાની ગાદી ઉપર એમને હક અપાવેલો. આ જ પ્રમાણે ગુજરાતના લુહાર પણ અહીં આવી વસ્યા છે. આ લોક પહેરવેશ, ભાષા અને વ્યવહારે દક્ષિણી થતા જાય છે.

નાશિકનાં ત્રાંબાપિત્તળનાં વાસણ વખણાય છે. અહીંના તાંબટ પણ અસલ ગુજરાતના વતની છે. તેઓ હજુયે ચાંપાનેરની કાળીની પૂજા કરે છે. બહાર મરાઠી અને ઘરમાં ભાંગ્યુંતૂટ્યું ગુજરાતી તેઓ બોલે છે. વાસણમાં ખાસ કરીને અભિષેકપાત્ર, સંપુટ, ઘંટા, આરતી, હાંડા, ગાગર અને તપેલાં બને છે. હાલ તો નકલી માલ આયાત થાય છે. નાશિકનાં જૂના ઘરોનો આગલો ભાગ લાકડાંનો હોય છે. હિંગણેવાડા અને રામજી કંસારાના ઘરના લાકડાની નકશી ધ્યાન ખેંચે છે.

નાશિકથી પાંચ માઇલ ગંગાપુર નામનું એક ગામડું છે. અહીં ચોમાસે નાનો ધોધ પડે છે. આ ધોધને 'દૂધસ્થળી' કહે છે. દૂધ જેવાં સફેદ પડતાં નીર કયા ધોધનાં મનોહર ન લાગે? આ સ્થળ પ્રાચીન કાળમાં ગોવર્ધન કહેવાતું. રસ્તે જતા પાંગરાનાં થડ ઉપર ચડાવેલા દ્રાક્ષનાં વેલા નિહાળવા જેવા છે. ગોળ બોર જેવડી એ દ્રાક્ષ તો ખાટી છે. એના કરતાં વાડીમાં થતાં ચણી બોર મીઠાં હોય છે. ધોધ પાસે શંકરાચાર્યનો બંગલો છે. નાશિકના શંકરાચાર્યનો મઠ જૂનો નથી. શૃંગેરી મઠના શંકરાચાર્ય સચ્ચિદાનંદ ૧૭૨૦–૪૦માં પ્રથમ નાશિક આવેલા. આજના આચાર્ય વિદ્વાન છે.

નાશિકથી અઢાર માઇલ દૂર ત્ર્યંબકેશ્વરનું મંદિર છે. ત્ર્યંબક (ત્રિ-અંબક) જ્યોતિર્લિંગ છે. નાશિક માફક

ત્ર્યંબક જવાનો ચાર આના કર દરેક હિંદુએ આપવો પડે છે ચારઆના લેવાય છે તો સ્વચ્છતા માટે, પરંતુ જાત્રાનાં આ બને સ્થળો અસ્વચ્છતા માટે પ્રખ્યાત થવા લાયક છે. કૉલેરા અને ટાઇફૉઇડ જેવા ચેપી રોગો અહીં અવારનવાર ફાટી નીકળે છે પાણીનુ અહીં ગજબ દુઃખ છે ગોદાવરી નાની નીક જેવી દેખાય છે.

ગૌતમી તટે આ જ્યંબકેશ્વરનુ મંદિર બાલાજી બાજીરાવે (૧૭૪૦–૬૦) બંધાવેલું. મંદિર પર્વતની તળેટીમા છે આજે યે વર્ષે બાર હજાર રૂપિયા સરકાર મંદિરને આપે છે શ્રાવણ મહિનાને સોમવારે સાજે મહાદેવનો વરઘોડો નીકળે ત્યારે મહાદેવની મૂર્તિને ત્રણેક લાખની કીમતનો મુકુટ ધરાવાય છે એ મુકુટ પાંડવોનો ગણાવાય છે જ્યોતિર્લિંગના ઘણાખરા મહાદેવ જેમ ઊંડાણમા હોય છે તેમ અહીં પણ છે બ્રાહ્મણો હાથમા બોલી લઇ, રૂદ્રી, પાદપૂજા કે જપ કર્યા કરે છે. મહાદેવના દહેરા પાછળ લીલથી છલોછલ એક વાવ છે. તેથી જરા દૂર ચોપાસ બાંધેલો 'કુશાવર્ત'નો પવિત્ર કુંડ છે કુંડનું પવિત્ર જળ ગંદુ દુર્ગંધભર્યું અને ચેપી છે પાપ અને રોગ બન્ને એમા ધોવાય છે. સ્વર્ગે પહોચવા પિતૃને પિંડ આપવા કુંડમા સ્નાન કરવું ને તેના પાણીનુ આચમન કરવું આવશ્યક છે! જળમા ખદબદતા અનેક જીવો ઘણા ભાવિકોને સ્વર્ગનું તરત હુકમનામુ કરી આપે'

ત્ર્યંબકના પહાડમાં ગોદાવરીનુ મૂળ છે. તે જોવાને પર્વતના ૭૫૦ પગથીઆ ચડવા પડે છે ચોમાસે પગથીઆ લીલથી એવા ચીકણા થાય છે કે ચડતા હાફ ચડે અને સરર લપસી પણ પડાય. આથી અનેક ડોળીવાળા વાર તહેવારે સારી કમાણી કરે છે. પહાડ ચડ્યા પછી ગંગાદ્વારની મૂર્તિના દર્શન થાય છે. મૂળ ગોદાવરીને ગંગા કહે છે એ મૂળ એટલે ટપકના પહાડના પત્થરમાથી નીકળતો એક રેલો એ રેલા વધતા વધતા ૯૦૦ માઇલ પૂર્વ તરફ વહે છે. નાનીનાની અનેક નદીઓને પોતાના ઉદરમા સમાવતા એ નર્મદાથી મોટી અને લાંબી નદી બને છે શ્યામશિલાની મૂર્તિને આખે શરીરે ઘરેણા પહેરાવી એક પૂજારી ધૂપ સળગાવી પાસે બેસી રહે છે ગંગદ્વારને નારીઓળ વધેરવાની તે આશા રાખે છે અહીં એક બે જટાધારી, ભસ્માગારી, ધૂણી ધખાવતા, ગાજોચલમ ફૂકતા બાવાજી પણ છે જતાઆવતા પાસેથી પૈ પૈસો ઉઘરાવવામા તેમને સંકોચ નથી તેમની આસપાસ બખોલોમાં માકડાની સેના રહે છે તેમને ચણા નાખવાનો રિવાજ છે અને યાત્રાળુને દેખી તે હીંડતા, ઘુરકીઆ કરતા ધસી આવે છે જરા આઘે ગોરખમઢી છે અને પર્વતમા ૧૦૮ શિવલિંગની ગુફા કોતરેલી છે

ગંગાદ્વારથી ઊતરીને પર્વતની ટોચે પહોચવા માટે બ્રહ્મગિરિ ચડવુ પડે છે પાસે ૧૮૦૦ ફૂટ ઊંચે આવેલો ત્ર્યંબકનો વિકટ કિલ્લો છે નાશિક જીતતા પહેલા અંગ્રેજોને એ તોડવો પડ્યો નાશિકની આસપાસ આવેલો પર્વતમાળા સહ્યાદ્રિની છે નાશિક અને ધરમપુર વચ્ચે ડાંગનુ જંગલ છે આ જિલ્લાના વિસ્તારમા ૩૮ કિલ્લા છે મધ્ય કાળમા ઉત્તરમાથી દક્ષિણ તરફ આક્રમણ કરવાનો આ સૈન્યમાર્ગ હતો. આજે તો એ સર્વ કિલ્લાઓમા ઘાસ ઊગે છે અને જંગલી પ્રાણીઓ વસે છે. છતા યે કેટલાય અનામી શૂરવીરોના સ્મારક જેવા તો એ છે જ

## મુંબાઈની સરકારી કળાશાળાનું સરવૈયું. . . . (અનુસધાન આગળના પાન ૨૪થી)

કેળવણીવિધાયક(?) સંસ્થાઓ, જરા ચેતો! આપણે કાન અને આખ બંધ કરીને કે પાગળા કરીને જ સંપૂર્ણ કેળવણીનાં સર્ટિફિકેટો આપવા માંડ્યા છે' એક વિદ્વાને કહ્યું હતું તેમ આપણે emotionally illiterates ઊર્મિના અજડોના જૂથના હાથમાં આપણા સંસારના ચક્રો સોપ્યાં છે. એમને શી પડી છે કે દેશના કદરૂપાં પાઠ્ય પુસ્તકો, ગંદા અવ્યવસ્થિત શાળા-ગૃહો, બેદરકાર અર્ધવિકસિત બાળકોની ભાળલેઇ કળાની કોઇ સંસ્થાના હાથમા દેશનાં માનવીઓની એક પણ નાડી સોપવાની તૈયારી તો શુ પણ ઇચ્છા સરખી યે તેમના મનમા જન્મ પામતી નથી. ફ્રાંસ, જર્મની, જાપાન, અમેરિકા અને રશિયાએ કળાને શિક્ષણમાં, નગરજીવનમા અને ગૃહોમાં કેટલા અધિકાર સોંપ્યા છે તેનુ પ્રત્યક્ષ નિરીક્ષણ અને પરચા જોયા પછી યે જેમનાં હૃદય થડક્યા નથી એવા મહાનુભાવો તો આ સંસ્થાનો તાગ લેવાને લેશ માત્ર પરવા બતાવતા નથી. એટલે પછી હવે આ સંસ્થાની એકલ અંતર્ગત વ્યવસ્થા, શાસન અને પદ્ધતિ પર અજવાળુ ફેંકી શકે એવું કોણ રહ્યું? ર.મ.રા.





ડાબી બાજુઃ શ્રી માંકડ અહનું પીંછું બનાવેલું ધૂળ એનું ચિત્ર 'શ્રીકૃષ્ણગીતા.' જમણી બાજુઃ આખા પ્રદર્શનમાં શોભી ઊઠતું એકજ પ્રાણીચિત્રઃ શ્રી ગોધાલીકરનું 'મૃગજળ.' એ જોતાં ગુજરાત અને હિંદમાં શ્રી રવિશંકર પંડિતના સાથમાં ઊભા રહેવાને લાયક પ્રાણિ-ચિત્રકારની હજુ પણ રાહ જોવી પડશે એમ લાગે છે. સંજોગવશાત્ શ્રી પંડિત જાહેરાતના ક્ષેત્રથી વેગળા રહ્યા છે.

ઉપાસકને માત્ર એલીમેન્ટરી ટીચર (પ્રારંભિક વર્ગના શિક્ષક)જ રાખ્યા છે એ જાણી નવાઈ લાગે છે. તેની કળામાં અને વિચારણામાં જે યોગ્ય સંયમ, તપસ્ અને વિભૂતિ છે તે બીજા અનેકોને દૃષ્ટાંતરૂપ બને એવા છે. છતાં વર્ષોના વર્ષોથી આ ચિત્રશાળાના પગથિયાં ઘસતા છતાં તેના પછીના વિદ્યાર્થીઓ કરતાં પે તેમનું સ્થાન પાછળ દેખાય એ આઘાત કરનારૂં છે. જેમણે દેશ-પરદેશના ચિત્રો મુદ્દલે જોયા ન હોય, જેમણે દિલ્હી કે બહારની સંસ્થાઓ જોઇ ન હોય તેમને આ શાળાની બડીબડી વાતો અંજાવી દઇ શકે; પણ હજુ સુધી કોઇ પ્રશ્ન કરતું નથી કે આ પચાસ વર્ષની અવધિ આખા દેશમા કળાશિક્ષણ ક્યાં સુધી પહોંચ્યુ છે, સામાન્ય શિક્ષકો ને ચિત્રશિક્ષકો પણ કળાપરીક્ષણ ને ચિત્રમય માનસ કેમ પ્રાપ્ત કરી શકયા નથી, અમારી બાળશાળાઓ કે કૉલેજો કળાના સુસંસ્કારોથી કેમ વંચિત છે, અથવા અમારા કલાકારોનો ચિત્રવિષય માત્ર સ્ત્રીપાત્રની મામુલી ચેષ્ટાઓથી બહાર કેમ જતો નથી? આ પ્રશ્નોના ઉત્તરમાં જ આવી સંસ્થાની નિષ્ફળતા પ્રકટ થશે. મુંબઇની આર્ટ સ્કૂલના આ પ્રદર્શનના ચિત્રપ્રસંગોમાંથી ભાગ્યે જ કોઈ સ્ત્રીપાત્ર વિવર્જિત હતુ. કદાચ એમને ગુરુઓ મારફત એવો સંદેશ મળ્યો હોય કે જ્યાં શરીરની લીલાઓમા જ વધુ કળા વસેલી છે, તો એમની તરફથી હૉલમન હન્ટ, લેઇટન વગેરે ઇંગ્લંડના શુદ્ધ કળા-સંપ્રદાયના દૃષ્ટાંત ક્યારે મળશે?

કૅપ્ટન સૉલોમનનાં અઢાર વર્ષોનાં તપનો એક આવિષ્કાર તે મ્યુરલ ડેકોરેશન (અખંડ ભીંતચિત્રો) ગણાય છે. પણ એનું પ્રેરક બળ તો દિલ્હી ખાતે નીકળેલી કામગીરી માત્ર હતું એમ હવે સ્પષ્ટ થાય છે. વિદ્યાર્થીઓમાં મ્યૂરલ ચીતરવાનું માનસ તેઓ ઉતારી શક્યા હોત તો આજે અઢાર વર્ષમાં તો ગુજરાતની એકેએક સંસ્થામાં અજંતા અને બાઘ ગુફાના રંગો રેલાતા હોત. પણ ખરી વાત તો એ છે કે કલાની અભિરૂચિ પ્રસંગવર્તી જ હતી અને હવે તેઓ પોતાના હોદ્દાથી ફારેગ થાય છે તે વખતે વ્યાપાર-પ્રેરિત કળાના અધ્યાપક આવવાના છે એવી જાહેરાત કરે છે. આ બંને પ્રકારની કળા પ્રજાની ભૂખ વગર પીરસવામાં આવે છે એટલે લોકરૂચિ તેને અનુસરતી નથી અથવા આદર આપી શકતી નથી એવું નિદાન સ્પષ્ટપણે કહેવાની તક કોઇએ લીધી જ નથી. જે વસ્તુ આજે ચિત્રકળા રૂપે ચર્ચાય છે અને નગરોમાં આદર પામે છે તેની પાછળ પ્રેરકબળો ક્યા છે અથવા તેના નિર્વાહના સાધનો ક્યા છે તેનો વિચાર કરતાં જ એ કળાભાવનાનાં મૂળ ઉઘાડાં દેખાશે. કળાના વ્યાપક શિક્ષણની આજે કોઇને પડી નથી. ગામડાનો કુંભાર તેના ઘાટ અને તેના યંત્રો સુધારી ન શક્યો, દરજીમાં શરીરનાં પ્રમાણો અને સુંદરતાનાં ધોરણો ઉતારનારા કલાકારો ન નીપજ્યા, ઘાટ પ્રમાણ અને માપની કેળવણી સમૂળગી વીસરાઇ ગઇ અને પ્રજામાં પહેલાં કળા તથા રંગની જે રૂચિ હતી તે પણ ઓસરી ગઈ એનું પ્રાયશ્ચિત્ત કરવાનું ઘલાકાની એ કેન્દ્રસ્થ કળાસંસ્થાને આજે કોણ કહી શકે? હિંદુસ્તાનની

(અનુસંધાન પાછળ પૃષ્ઠ ૨૧ નીચે)

વગેરે બધાં નિશાચરવૃત્તિવાળાં. તીડને ઉઘાડામાં રહેવાની ટેવ: મરઘલી રેતમાં દર કરીને સંતાઇ બેસનારી.

મરઘલીનો રંગ આછો ધોળો કે ફિક્કો લીલાશ પડતો. તીડની પેઠે એને શ્રવણેન્દ્રિય નથી હોતી.

સ્વભાવે માંસાહારી. એક વખત મેં થોડાં આ જંતુ મુંબાઇ મોકલ્યા હતા. પારસલ ઉઘાડ્યું ત્યાં અરધા ગેપ! પત્તો જ ન લાગે. શવચ્છેદ કરતાં એમના સાથીઓના ઉદરમાં જ પહોંચી ગએલા જણાયા.

એનું નિવાસસ્થાન રેતાળ જમીન કે ઘણુંખરું નદીકિનારો. આશરે અરધો આંગળ પહોળાં અને વેંતેક ઊંડાં દર કરીને એ રહે છે. માંસભક્ષક હોવાથી ખેતીને નુકસાન કરતું નથી, પણ આહારની શોધમાં જીવડાં પકડવા ભમતું હોય ત્યારે ક્વચિત્ ગાજરાના કોમળ મૂળને કરડી ખાય છે એવી સંદિગ્ધ માન્યતા છે.

જગતમાં માત્ર ભારતવર્ષ જ આ જંતુનું નિવાસસ્થાન છે. એમાં યે આજ સુધી એમ મનાતું કે મુલતાન, સિંધ, આસામ અને બેહારી સિવાય અન્ય સ્થળે એમની વસ્તી નથી પણ આ માન્યતા ખોટી ઠરી છે. આપણા ગુજરાતમાં પણ એ નજરે પડે છે.[૮]

થોડાંક વર્ષ ઉપર જ્યારે ઇંગ્લંડના 'ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ' એ મરઘલીનું ચિત્ર 'એરોપ્લેન ઇન્સેક્ટ' સંજ્ઞાથી પ્રસિદ્ધ કર્યું ત્યારે એની વિચિત્ર દેહઘટનાને લીધે વિદ્વાનોમાં ખૂબ ઊહાપોહ થયો હતો. ગૂંચળું વાળેલી એની પાંખોની સમસ્યા ઉકેલવા અનેક તર્કવિતર્ક થએલા, પણ હજુ એ તો અણઉકેલ જ રહી છે. ત્યાં વળી મુંબાઇના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'એ એનું ચિત્ર છાપીને એની મહત્તા ખૂબ જ વધારી દીધી. મારા કેટલા યે હોંશીલા મિત્રો એ મહત્તા મારી આગળ વર્ણવી બતાવતા ત્યારે હું મનમાં હસતો. આપણા ઘરઆંગણે—અમદાવાદમાં સાબરમતી નદીમાં, વાડીલાલ સારાભાઇ હૉસ્પીટાલ પાસે અગર કૅલિકો મિલની આગળ પાણી નજદીક દર કરીને—રહેતાં આ ગુજરાતી જંતુ વિષેનું આપણું અજ્ઞાન મને ખૂબ સાલતું. એના નિવારણ અર્થે આ અલ્પ પ્રયત્ન કરી હું કૃતકૃત્ય થાઉં છું. એની વિશેષ કથા વળી કોક દિવસ.

ઘ જે ઘર

---

૮ એનું ગુજરાતમાં અસ્તિત્વ છે એ વાત પ્રથમ પ્રકાશમાં મૂકવાનું માન મારા મિત્ર પ્રો આસાણીને ઘટે છે.



## જેમાં સુસંહત શરીરની ઝંખનાથી વ્યા-

### પ્રશ્નોત્તર (ગયા અંકથી ચાલુ)

૧૬ વેઇટ લિફ્ટિંગથી બાંધેલું શરીર, વેઇટ લિફ્ટિંગ છોડી દીધા પછી દંડ બેઠક કરનારના જેટલું વિકસિત નથી રહેતું એ સાચું છે?

**ના;** તદ્દન જૂઠી વાત. પ્રથમ તો, કુસ્તી સિવાય, એકલા દંડ બેઠકથી વેઇટ લિફ્ટિંગ જેવું સુંદર સશક્ત શરીર ઘડાતું જ નથી. ભિન્નભિન્ન પ્રકારના દંડ બેઠકનો આશ્રય લેવાથી શરીર સાધારણ કેળવાય છે, પણ એ વે૦ લિફ્ટિંગ કે જિમ્નૅસ્ટિક્સની તોલે તો ન જ આવે. એકમાં શરીરને તાવી નાખવા છતાં, કલાકો સુધી દંડ બેઠક ખેંચવા છતાં, ફળ ત્યારે સાધારણ બળપ્રાપ્તિ, શરીર પર આછો ઓપ, અને ભારે શ્રમસહ્યતા; બીજામાં રોજના અરધા પોણા કલાકના અલ્પ ભોગે જ પ્રચંડ શરીરબળ, અસાધારણ સ્નાયુવિકાસ, લોકોત્તર સુંદરતા અને આવશ્યક શ્રમસહ્યતાની સહેજે પ્રાપ્તિ. ક્યું સારૂં? પછી બંનેના વિકાસની તુલના શી રીતે થાય!

સત્ય વાત તો એ છે કે કોઇ પણ પ્રવૃત્તિ સદંતર છોડી દીધા પછી અમુક કાળે એ પરનું પ્રભુત્વ સ્વાભાવિક રીતે ઢીલું પડે છે. એકાદ ટાઇપિસ્ટ ધંધો છોડી દે તો કાળાન્તરે એની ઝડપમાં ફેર પડવાનો જ. આવી જ વાત ચાલનાર, દોડનાર, બૉક્સ, કુસ્તીબાજ, દરેકની છે. શરીરનું પણ આવું જ સમજવું. વ્યાયામ છૂટ્યો એટલે સ્નાયુઓની સુરેખતા (એને ઓપ આપનાર નિયમિત વ્યાયામોપાસનાને અભાવે) આપોઆપ ઓછી થવાની. એટલે અંશે તો દંડબેઠક અને વેઇટ લિફ્ટિંગ બંનેના સરખા હાલ છે. વ્યાયામનાં બધાં સાધનો દ્વારા કેળવાએલાં શરીરોમાં કોઇની પણ દૃઢતા વધારે પ્રમાણમાં જળવાઇ રહેતી હોય તો તે કુસ્તી (અને દંડબેઠક)થી ઘડાએલા શરીરની જ. એની ક્ષીણતા સૌથી ઓછી ગતિએ થાય છે.

૧૭ સાધનવાળી કસરતો કરતાં સાધન વગર હાથના જોરથી જ કરાતી કસરતો પણ તેટલી જ

# અખાડો

શરીર વિકાસનુ વિજ્ઞાન ચર્ચતો વિભાગ

## વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો દર મહિને પરસ્પર અનુભવની આપલે કરે છે

નિરીક્ષક-શ્રી હરિનારાયણ આચાર્ય

ફાયદો આપે છે એ સાચુ છે?

'સેલ્ફ રિઝિસ્ટન્સ એક્સરસાઇઝિઝ'થી શરીરમા ચેતન આવે ખરૂ પણ કુસ્તી, વેઇટ લિફ્ટિંગ જિમ્નૅસ્ટિક્સ વગેરે જેવા અદ્ભુત વિકાસ અને પ્રચડ શક્તિ તો નથી જ કેળવાતા

'મસલ્સ કૉન્ટ્રોલ'નો પણ સાધન રહિત સે૦ રિ૦ વ્યાયામપદ્ધતિઓમા સમાવેશ કરી શકાય સ્નાયુ વિકાસ થયા પછી એની ઉપકારકતા અસદિગ્ધ છે પણ જ્યા સ્નાયુ જ 'નથી' (અર્થાત્ દોરડી જેવા, વિકાસ વિનાના અને નિર્બળ છે) ત્યા મ૦ કૉન્ટ્રોલથી ભારે પરિણામ તો નહિ જ આવે આ પદ્ધતિના પુરસ્કર્તા મૅકફીક, ઑટો આરકો વગેરેના શરીર પણ પ્રથમથી જ વેઇટ લિફ્ટિંગ વગેરે સાધનો વડે સપૂર્ણ ઘડાએલા હતા તે પછી જ તેમણે સ્નાયુઓ ઉપર ઓપ ચડાવવા મ૦ કૉન્ટ્રોલનો આશ્રય લીધેલો

મનુષ્ય 'પશુ' રૂપે કુદરતી રીતે ઊભો રહે, ચાલે અને વળે તો, પ્રત્યેક ક્ષણે એકધારા ચાલુ રહેતા આ 'વ્યાયામ' (!)થી જ એના સ્નાયુ આપોઆપ યોગ્ય વિકાસ સાધે પરતુ આજના સસ્કારી મનુષ્ય માટે આ વિધ્યાપરાયણતા વિચારાતીત છે એટલે સરળતાથી શરીરનો વિકાસ કરવો હોય તો તો મને કમને પણ કૃત્રિમ સાધનોનો ઉપયોગ કર્યા વિના છુટકો નથી

૧૮ વ્યાયામશાળાનો નિયમિત લાભ લેનારા બધા જ સપૂર્ણ શરીરવિકાસવાળા અને શરીરસૌષ્ઠવમા આગળ પડતા કેમ નહિ થતા હોય?

કારણ, આવો લોકોત્તર શરીર વિકાસ અને શરીરસૌષ્ઠવ સાધવાની કોઇને પડી જ નથી હોતી. એ ઉપરાત, શરીરની રચનાના જ્ઞાનનો અભાવ, સ્નાયુ વિકાસના શાસ્ત્રના અભ્યાસની ઊણપ, આવો વિકાસ સાધનારી વ્યાયામપદ્ધતિઓનો અપરિચય, વ્યાયામ કરનારના શરીરની વિશિષ્ટતાઓનુ અજ્ઞાન, એના શરીરને અનુકૂળ શિક્ષણનો અપરિચય, યોગ્ય શિક્ષકની મુશ્કેલી, શરીર કેળવનારની એકાગ્રતા કે તન્મયતાનો અભાવ, આહારવિહાર આરામ વિચારસ્વસ્થતા વગેરેની અપૂર્ણતા—વગેરે અનેક પ્રતિકૂળ કારણો પણ જવાબદાર છે

૧૯ અમુક વર્ષ કસરત કર્યા પછી સદતર છોડી દેનાર માણસ વધુપડતો જાડો બની જાય છે એ સાચુ છે? શાથી?

આ વાત કઇક અશે સાચી છે વ્યાયામ કરતો હોય તે દરમિયાન પાચન વગેરે શરીરની ઘટક ક્રિયાઓ ઉત્તમ પ્રકારે ચાલતી હોય વ્યાયામ સદતર બધ થાય એથી આ ક્રિયાઓ કઇ એકદમ શિથિલ નથી થઇ જતી એટલે વ્યાયામ બધ થાય છતા આહારમા ફેરફાર કરવામા ન આવે તો આ ક્રિયાઓથી માસરસ ઉત્પન્ન તો થતો જ રહેવાનો આ રસને સ્નાયુરૂપે પલટાવનાર વ્યાયામ તો નથી જ હોતો એટલે એ રસ મેદ રૂપે પરિણત થઇ શરીરમા એકઠો થાય છે એને લીધે શરીર જાડુ બને છે

૨૦ એક ડૉક્ટર અને એક વ્યાયામ વિશારદ નબળા બાધાના માણસ પર, ભેગા થઇ કસરત કરાવી ધાર્યુ પરિણામ લાવી શકે ખરા?

શરીરશાસ્ત્ર અને વ્યાયામશાસ્ત્રના સર્વદેશીય સપૂર્ણ જાણકાર આ બે અને અભ્યાસી ઉત્સાહવાળો વ્યાયામ કરનાર જાતે—આ ત્રણેના સહકારથી, ઉમર આહાર આરામ પ્રસન્નતા વગેરે બધા યે આવશ્યક સયોગો અનુકૂળ હોય તો, જરૂર ધાર્યુ પરિણામ આવે ધાર્યુ પરિણામ એટલે વ્યાયામ કરનારના બાધાને અનુકૂળ અને ઉમરને યોગ્ય શારીરિક વિકાસ કરી શકાય પણ આવા પ્રત્યેક પ્રસગે શરીરવિકાસની પરાકાષ્ઠાએ પહોચવાની મર્યાદા બાધી શકાય નથી

૨૧ આપ કસરત કરો છો? હા કહેતા હા તો

આપની કસરતો મુખ્ય કઇ જાતની છે? અને આપનો સ્નાયુવિકાસ કેવો છે? બીજાને ધડો લઇ શકાય તેવો ખરો?

હું કસરત કરું છું, પણ અવારનવાર: મારા વ્યાવહારિક સંયોગો વ્યાયામની (કે બીજી કોઈ પણ જાતની) નિયમિતતાને અનુકૂળ નથી. અને કુસ્તી કરવા મળે તો હું બીજો કોઇ પણ વ્યાયામ ન કરું: પણ એની અનુકૂળતા ન હોવાથી હું વેઇટ લિફ્ટિંગ અને ટ્રેપીઝ તથા રોમન રિંગ્ઝનું શરણ લઉં છું. મારું શરીર ઠીક ઘડાએલું ગણાય: બીજાને ધડો લેવા લાયક ખરું. પણ મારે કબૂલ કરવું જોઇએ કે સંપૂર્ણ રેખાબદ્ધતા મારા સ્નાયુઓમા નથી. એનું કારણ નિયમિત વ્યાયામ કરવાના સંયોગોનો અભાવ જ છે: સાધન કે જ્ઞાનની ઉણપ મને નથી સાલતી.

'અખાડો' શરૂ કર્યો ત્યારથી આવા એકાદ પ્રશ્નની પ્રતીક્ષા હું કર્યા જ કરતો હતો. એવા પ્રશ્નમા અઘટિત કશું જ નથી. અન્ય વિષયમા ગમે તેમ ચાલે, પણ વ્યાયામના ક્ષેત્રમા તો જેણે પુરુષાર્થથી ધ્યેય સિદ્ધ કર્યું છે એની જ વ્યક્તિનું કથન શ્રદ્ધેય ગણાય અને પ્રોત્સાહક નીવડે. હું વિકાસના શિખરે પહોચ્યો નથી. પ્રતિકૂળ સંયોગોને લીધે ક્યારે પહોંચીશ તે પણ આજે તો ન કહી શકું. પણ શરીરના ઘડતર પાછળ મેં અથાગ શ્રમ લીધો છે; વિશાળ વાચન, ઊંડો અભ્યાસ અને સતત પરિશ્રમ કર્યો છે. મારા આ પરિશ્રમની વાત કદાચ આગળ કોઇ પ્રસંગે કરું ખરો. હાલ તો મારો અનુભવ કુમારના વાચકોને આપીને જ સંતોષ માનું છું. મારી પાસે ખાનગીમા અનેક યુવાનો શરીર ઘડવાની સલાહ લેવા આવે છે. શરીરવિકાસની એમની ભૂખ જોઇને, આવી ભૂખ ગૂજરાતમા અનેક યુવાનોની હશે જ એમ ધારીને આ વિભાગ ચલાવવાનું હું લલચાયો છું.

૨૨ આજના મોજશોખ અને કોમળતા તરફ વળેલા નવયુવાનોને વ્યાયામશાળા તરફ રસ લેતા શી રીતે બનાવી શકાય કે જેથી દેશનું અને સમાજનું સ્વાસ્થ્ય, બળ અને સંગઠન મજબૂત તેમજ શક્તિસંપન્ન બનાવી શકાય?

ભારે પ્રચારકાર્યથી. નિર્બળતા, નપુસકતા, કુરૂપતા એ પાપ છે, એ સત્ય એમના મગજમાં ઠસાવવા ઢોલ વગાડીને. એમની નમાલી, દુર્બળ, મુડદાલ કાયાઓ પાસે પ્રચંડ શક્તિવાળાં સુરેખ સુસંઘત યુવાન શરીરો ઊભાં કરીને, એમની આંખો ઉઘાડીને.

આમ કરતાં યે બાયલાપણું જતાં કેટલાં યે વરસો લાગશે. કારણ આજે સુંદર શરીરની ભૂખ કોને છે?

૨૩ પૂર્ણ વિકસિત કસરતી યુવાનનું બાળક તદ્દન નિર્માલ્ય અને બિલ્લીના બચ્ચા જેવું નાનું જન્મે છે એ શાથી?

આવું હમેશાં બનતું નથી. કદી અપવાદ રૂપે હોય. એમાં માતાપિતાના શરીરના બાંધા ઉપરાંત આનુવંશિક ગુણો પણ સબળ કારણરૂપ હોય છે. બળદ ઘોડા ઘેટાં બકરાં કુતરા અને ગધેડાંની યે ઓલાદ સુધારી શકાય છે, પણ અત્યંત બુદ્ધિમાન ગણાતી મનુષ્યજાતિ ઓલાદની સુધારણામાં ધાર્યાં પરિણામ નથી મેળવી શકતી એમા હજારો વર્ષોના આનુવંશિક ગુણો જ પ્રતિબંધક છે.

૨૪ કેટલા યે કસરતી માણસો પ્રજોત્પત્તિ માટે નકામા હોય છે એ તમે માનો છો? અને હોય છે તો શાથી?

આવી માન્યતા છે એ હું જાણું છું. એ વિષે મેં અગાઉ ચર્ચા પણ કરી છે. પણ વ્યાયામ કરનાર બધા જ નપુંસક થાય છે એ વાત તદ્દન જૂઠી, પાયા વિનાની અને દ્વેષપ્રેરિત છે. જેમ કેટલા યે વ્યાયામ કરનારાઓની ઉગ્ર વિષયવાસનાના અતિરેકની વાતો આપણે સાંભળીએ કે અનુભવીએ છીએ એવી જ રીતે વિશિષ્ટ પ્રકૃતિવાળા કોઇ કોઇ વ્યાયામ કરનારાઓ પુરુષત્વની દૃષ્ટિએ અપૂર્ણ કે અશક્ત હોઇ શકે. એમ તો સામાન્ય મનુષ્યોમા પણ આવી ઉણપ ક્યાં નથી જોવામાં આવતી? બાકી વ્યાયામમાં પુરુષત્વનું વિધાતક કોઇ પણ તત્ત્વ નથી. કદાચ શ્રમાતિરેકને લીધે, ગામના ઘોડાને ઊતરી જતો જોઇ, કોઇને વ્યાયામ કરનારાઓ માટે આવો વિચાર આવે. પણ દંડબેઠકની ઉપાસના કરનારા સિવાય બીજા કોઇને, શરીર ઘડવામાં આવે કે કોઇ પણ પ્રકારનો શ્રમાતિરેક કરવાની જરૂર નથી. એટલે તજ્જન્ય નપુંસકત્વનો ભય જ ક્યાં રહ્યો?

૨૫ આ મરણાન્ત કસરત કરી તંદુરસ્ત રહેનાર, કુદરતી મોતે મરનાર કોઇ માણસ આપની ધ્યાનમાં છે?

અહિં કસરતનો અર્થ જો કુસ્તી, વેઇટ લિફ્ટિંગ, વગેરે જેવો કઠોર વ્યાયામ થતો હોય તો આવો

વ્યાયામ 'આમરણાન્ત' કરવો સલાહકારક પણ નથી જેમ જેમ શરીર વૃદ્ધ થતું જાય તેમતેમ એના અંગો ક્ષીણ થતા જાય છે અમુક ઉમર પછી શરીરનો વિકાસ અટકી પડે છે પછી કુદરતનો ઉદ્દેશ કેવળ શરીરને ટકાવી રાખવાનો જ હોય છે એક વખત એવો પણ આવે છે કે જ્યારે વિકાસ અને સ્થિતિ ઉભયને સ્થાને શરીરનો ક્ષય શરૂ થાય છે વ્યાયામનુ ફળ 'વૃદ્ધિ' 'વિકાસ' છે જ્યા સુધી વિકાસ શક્ય હોય ત્યા સુધી જ વ્યાયામ કામનો ક્ષય શરૂ થયા પછી વિકાસોત્પાદક વ્યાયામ હાનિ કર્તા છે

પણ શરીરને સ્વસ્થ રાખવા પૂરતા વ્યાયામની જ જો વાત હોય તો એંશી વરસની ઉમરે પણ પાંચેક ગાઉ ચાલી નાખનાર કે પચીસ ચ્યામ દંડ નિયમિત ખેંચી કાઢનાર મેં જોયા છે વડોદરા રાજના એક પહેલવાનને હુ ઓળખુ છુ એણે પચોતેર વર્ષની ઉમર સુધી તો નિયમિત વ્યાયામશાળા ચલાવેલી વિદ્યાર્થીઓ સાથે રોજ જોર કરવા અખાડામા પણ ઊતરે આપણા ઘણા પહેલવાનોએ દીર્ઘાયુ ભોગવ્યાના દાખલા પણ આપણે જાણીએ છીએ

વળી 'કુદરતી મોત' એટલે શુ? મરણ પર્યંત રોગ ન થાય એ? કે મરતા સુધી શરીર અશક્ત જ ન બને એવો અર્થ કરવો? કુદરતના નિયમોનો ભગ એટલે રોગ વ્યાયામ કરનાર કુદરતના નિયમોનો ભગ કરે તો રોગનો ભોગ બનવાનો જ એટલે વ્યાયામપ્રેમી રોગથી મરે તો એમા વ્યાયામનો વાક શો? વ્યાયામ સ્વાસ્થ્ય અને શક્તિનો ઉપાય માત્ર છે અજરામરપણાની ચાવી કે શાશ્વત યૌવનનો કીમિયો નથી વ્યાયામ કરતા કુદરતના કાયદા બળવત્તર છે કૃત્રિમ વ્યાયામ ન કરવા છતા સ્વાસ્થ્યવાળુ દીર્ઘ જીવન જીવી શકાય, પણ કુદરતની આડે વડી, એના કાયદાનો ભગ કરી આમરણાન્ત નીરોગી અને દીર્ઘ જીવન જીવવાની આશા રાખવી વ્યર્થ છે

પખી લ્યો પશુ લ્યો, મરતા સુધી કોની શક્તિ અકુંઠિત રહે છે? વખત વહેવાની સાથે શક્તિનો હ્રાસ પણ થવાનો જ. ચાર છ વરસના કેસરીની શક્તિ પંદર વીસ વરસની વયે કુંઠિત થવાની જ તો પછી વ્યાયામ કરનારને 'જરા' ન લાગે એ આશા વધારે પડતી નથી?

૨૬ વ્યાયામનું સાહિત્ય આપણા કરતા પાશ્ચિમાત્ય લોકોનું ખૂબ જ પ્રમાણમા વધારે બહાર પડે છે તેનુ શુ કારણ? શુ દેશમા વ્યાયામ નિષ્ણાતો સુંદર વ્યાયામસાહિત્ય બહાર પાડવાને અધુરા છે?

પરદેશીઓ વહેલા જાગ્યા છે જીવનકલહમા પરમ સ્વસ્થ અને શક્તિમાન શરીરની આવશ્યકતા એમને ખૂબ જણાઇ છે વળી સૌન્દર્યભાવના પણ એ લોકોની આપણા કરતા વધારે ભૌતિક હોવાથી એમની શારીરિક સુંદરતાની ભૂખ ઊંડી છે આ ભાવનાને પોષનાર ગ્રીસ અને રોમની સૌન્દર્યભાવના પણ એ પ્રજાઓ ઉપર ભારે અસર કરે છે એટલે ચહેરાની સુરેખતા અને પહેરવેશની ટાપટીપથી અજાણતા છતા પરદેશીઓ સુંદર શરીરને જોઇ મુગ્ધ બને છે, આ અને બીજા અનેક કારણોથી એ દેશોમા શરીરને કેળવવાના ભારે પ્રયત્નો થાય છે વળી ગત મહાયુદ્ધમા પ્રત્યેક પ્રજાની શારીરિક નિર્બળતા અને નપુંસકતા ઉઘાડી પડી ગઇ એને લીધે પણ આખુ પ્રજાજીવન નવેસરથી ઘડવા ભગીરથ પુરુષાર્થ ત્યાની સરકાર સુદ્ધા કરે છે સાથેસાથે એ દેશોમા જ્યારે ભણેલા અને વાચનના શોખીન સાનો ભણેલ વર્ગ પણ વ્યાયામમા રસ લઇને તેનો વ્યવસાય પણ કરે. એટલે ત્યાના વ્યાયામના પોષક સાહિત્યની આટલી વિપુલતા આપણે જોઇએ છીએ જો કે આ બધુય સાહિત્ય શાસ્ત્રીય અને સરસ હોય છે એવુ નથી. કેટલુક તો ઉપરચોટીયુ અને નિરુપયોગી પણ હોય છે છતા એ બધાયની કિંમત પ્રચારદૃષ્ટિએ ઓછી નથી

આપણે ત્યા તો હજુ શરીરને અલંકૃત કરી સુંદર કહેવડાવવાના કોડ છે એને અનુસરતી સુન્દરતાની આપણી ભાવના પણ એવા સ્ત્રૈણભાવથી ભરેલી છે વળી સુન્દર શરીર અર્થે થતા પુરુષાર્થ ભણી આપણો કહેવાતો શિષ્ટ વર્ગ ઘૃણા અને તિરસ્કારની નજરે જુએ છે અને આપણા લખકો સામી અને સામના ઝગડામાથી ઊંચા આવે ત્યારે આ વિષયમા માથુ મારે ને? વળી તેમનુ ગજુ પણ કેટલુ? આરોગ્ય શુ, શક્તિ શુ સુન્દર શરીર કોને કહેવાય એનુ ભાન આ ભણેલા, વિદ્વાન ગણાતા સાક્ષરોને હોય તો ને? વ્યાયામ કયે દિવસે કર્યો હોય કે એના પર સમાધાનપૂર્વક વિવેચન કરી શકે? અને જેમને વશ વર પગથી ગનિ'

માનવદેહ ઘડવાનો વારસો અને શક્તિ મળ્યાં છે એ જ્યાં નિર્ગુણાનો બીચારા જૂના સંપ્રદાયના, કાળા અક્ષરને કુટી મારે તેવા. એટલે જ આપણે ત્યાં આવા સાહિત્યની વિપુલતા નથી દેખાતી.

કંઈક કરી શકે તેમ હોય તો આપણા નવીન વ્યાયામ મંદિરોનો અધ્વર્યુગણ એમણે પણ, શરીર કેળવવાનો, સુવાન મનુષ્યદેહ ઘડવાનો પોતાનો ધર્મ છોડીને, લાઠી લકડી દ્વારા જનમનરંજન કરવામાં મોટે ભાગે ઝંપલાવ્યું છે. એમની પાસે શક્તિ છે, તમન્ના છે, નિઃસ્વાર્થતા છે, શ્રમ કરવાનો અકુંઠિત ઉત્સાહ પણ છે. તેમ એમની ક્રિયાનાં ફળનો સહેજે પરિપાક થાય એવા સુવાન કે ઊગતા વ્યાયામપ્રેમીઓ પણ છે. ધારે તો કેવું સરસ કામ કરે? પણ ધારે તો ને?

૨૭ કસરત કરનારે પૌષ્ટિક ખોરાક ખાવો જ જોઇએ એમ તમે માનો છો? અને ન ખાતાં સાદો ખોરાક લે તો શરીરવિકાસ અટકી પડે તે ખરું?

જેવો શ્રમ તેવો ખોરાક. શરીરના શ્રમને અનુકૂળ તો આપવું જ જોઇએ, નહિ તો શરીર બંધાય શામાંથી? પણ એટલા ખાતર જુદી જુદી તરેહના fancy foods ખાવાની જરૂર નથી.

# આ મહિનો (જાન્યુઆરી) . . . અને એની પ્રતિભા

આ નવા વિભાગમાં દર મહીને તે તે માસમાં ભૂતકાળમાં બનેલા અગત્યના બનાવો તથા તે માસમાં પ્રગટેલી એક વિભૂતિનો પરિચય અપાશે

તા. ૧ સ્વ. દેશબંધુ દાસ, મોતીલાલ નહેરુ તથા હકીમ અજમલખાન વગેરે એ મળીને હિંદી સ્વતંત્ર લડતમાં પ્રખ્યાત બનેલા સ્વરાજ પક્ષની સ્થાપના કરી—ઈ. ૧૯૨૩.

તા. ૪ 'સરસ્વતીચંદ્ર'ના કાદંબરીકાર ગુજરાતના પ્રખ્યાત સાક્ષર શ્રી ગોવર્ધનરામનું અવસાન—ઈ ૧૯૦૭.

તા. ૬ હિંદી ભાષાનું સાહિત્ય જન્માવી તેનું ગૌરવ સ્થાપનાર ભારતેન્દુ બાબુ હરિશ્ચંદ્રનું અવસાન—ઈ. ૧૮૮૫

તા. ૧૪ પોલિટિકલ એજન્ટ અને વડોદરાના રેસિડન્ટ કર્નલ ફેરને ઝેર આપવાના આરોપ હેઠળ વડોદરાના ગાયકવાડ મલ્હારરાવની ધરપકડ—ઈ ૧૮૭૪.

તા. ૧૫ જાનમાલની અસીમ ખુવારી કરતો બિહાર ધરતીકંપ—ઈ. ૧૯૩૪

તા. ૧૬ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનું અવસાન—ઈ ૧૯૦૧.

તા. ૧૭ કૈસરે હિંદ મહારાણી વિક્ટોરિયાના રાજ્યમાં અનન્યભાવે દુઃખમુક્તનું પ્રચંડ રૂંડાણું બેઠું—ઈ. ૧૮૭૩.

તા. ૧૮ મહર્ષિ રાનડેનો જન્મ—૧૮૪૨. ● ● કલકત્તા યુનિવર્સિટીના આચાર્ય તરીકે હિંદી યુનિવર્સિટીઓમાં પહેલી જ વાર જસ્ટીસ ગુરુદાસ બેનરજી નીમાયા —ઈ. ૧૮૯૦ ● ● હિંદના વાઇસરૉય લાર્ડ ઇરવિનના હાથે નવું દિલ્હી ખુલ્લું મુકાયું—ઈ. ૧૯૨૯

તા. ૨૬ પંડિત જવાહરલાલના પ્રમુખપણા નીચે મળેલી ઇ. ૧૯૨૯ની લાહોરની મહાસભામાં આ દિવસ 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય દિન' તરીકે ઉજવવાનો નિર્ણય મહાસભાએ જાહેર કર્યો જે મુજબ આજ સુધી એ પળાતો આવે છે.

આ માસની વિભૂતિ
ન્યાયમૂર્તિ મહર્ષિ રાનડે

તા. ૧૮ મી જાન્યુઆરી એ મહર્ષિ રાનડેની જન્મતિથિ. ગોખલેજીના ગુરુ અને સારી જિંદગી ન્યાયની પ્રતિષ્ઠામાં ગાળનાર આ મહાપુરુષના જીવનનો સંક્ષેપ અને મુખ્ય પ્રસંગો નીચે આપ્યા છે.

ઇ. ૧૮૪૨ની ૧૮મી જાન્યુઆરીએ જન્મ.

ઇ. ૧૮૫૩ કોલ્હાપુર હાઇસ્કૂલમાં પ્રવેશ.

ઇ. ૧૮૬૨ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટ્યૂશન (હાલની એલ્ફિન્સ્ટન કૉલેજ)ના પહેલા વર્ગમાં બી.એ. થયા.

ઇ. ૧૮૬૪ ઇતિહાસમાં એમ.એ. થયા, સોનાનો ચાંદ મેળવ્યો અને મુંબાઇની યુનિવર્સિટીના ફેલો નીમાયા.

ઇ. ૧૮૬૬ એલએલ.બી.ની પરીક્ષા પસાર કરી પહેલાં કોલ્હાપુરના ન્યાયખાતામાં જોડાયા, પાછળથી એ છોડીને એલ્ફિન્સ્ટન કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક રહ્યા ફરી પાછા કાયદા તરફ વળ્યા અને સરદી. માધવરાવ ગેઠે એક પછી એક નાની પદવીઓથી ઉત્તરોત્તર ચડતા જઈ છેવટ પૂનાના સેશન્સ જજ નીમાયા.

સાહિત્યનો એમને ખૂબ શોખ હતો અને મરાઠી, સંસ્કૃત તથા અંગ્રેજીની ત્રિવેણી મારફત પોતાનો એ શોખ તેઓ સંતોષતા.

સરકારી નોકરીમાં આજીવન તેઓ હિંદી મહાસભાને પડખે જ રહ્યા હતા ને તેની એકેએક બેઠકમાં ભાગ આપ્યો હતો. એમની કાર્યદિશા સર્વદેશી હતીઃ ન્યાય, ધર્મ, સમાજ, રાજ્યકારણ, ઉદ્યોગ, કેળવણી બધામાં એમણે દેશને કીમતી ફાળો આપ્યો છે. પણ સૌથી શ્રેષ્ઠ તો એ છે કે એમનું જીવન એટલું વિશુદ્ધ, ઉન્નત, ન્યાયનિષ્ઠ, નીતિયુક્ત અને સહૃદય હતું કે એ 'મહર્ષિ' નામે લોકોના હૃદયમાં અમર સ્થાન પામી ગયા.

ઇ. ૧૯૦૧ ૧૬ મી જાન્યુઆરીએ એ મહર્ષિએ સ્વર્ગપ્રયાણ કર્યું

સંસારના **આપણી નજરે** સમાચાર

પૂર્વ ખાનદેશમાં ફૈઝપુર નામના ગામડામાં ભરાએલી આ વખતની (૫૧ મી) મહાસભાએ અરધી સદીના પોતાના ઇતિહાસ પછી નવું પ્રકરણ શરૂ કર્યું અને દેશની વિશાળ જનતાના સંપર્કમાં આવવાના સાચા ઉદ્દેશથી ગામડામાં ભરવામાં આવી હવેની બધી મહાસભાઓ એ રીતે ગામડામાં જ ભરાશે એવું ઠર્યું છે ડિસેમ્બરની ૨૯મીએ મહાસભાનું કામકાજ પૂર્ણ થયું ચૂંટણી અને લોકપ્રતિનિધિ સભાના શ્રી રાજેન્દ્રબાબુએ રજુ કરેલા ઠરાવ સિવાય બધા પ્રમુખસ્થાનેથી રજુ થયા હતા અને તે મંજુર થયા હતા પસાર થએલા ચૌદ ઠરાવો આ બાબતોને લગતા હતા (૧) નજરકેદીઓ (૨) દરિયાપાર હિંદીઓ (૩) કોલસાની ખાણોના અકસ્માત્ (૪) બી એન રેલ્વેની હડતાળ (૫) લોકસંસર્ગ (૬) નાગરિક સ્વાતંત્ર્ય (૭) આગામી બેઠકના સમયનો નિર્ણય (૮) નવું બંધારણ અને લોકપ્રતિનિધિ સભા (૯) રાષ્ટ્રીય સંમેલનની યોજના (૧૦) કિસાન પ્રશ્ન (૧૧) ચૂંટણી માટેની અપીલ (૧૨) રાજ્યારોહણમાં ભાગ ન લેવાનો નિર્ણય (૧૩) પહેલી એપ્રિલે હડતાળ (૧૪) અને આગામી બેઠક ગુજરાત ખાતે ભરવા વિષે

ગામડામાં ભરાએલી આ પહેલી મહાસભા બધા યે નેતાઓના અભિપ્રાય પ્રમાણે અજોડ હતી પં જવાહરે મહાસભાની કારોબારી સમિતિ ગયા વર્ષની જ ચાલુ રાખવાનું જાહેર કર્યું હતું ઉપરાંત, મહાસભાના પ્રમુખને સરમુખત્યાર બનતો અટકાવવા કારોબારીના બંધારણમાં કંઈ પણ જોગવાઈ ન હોવાનો ઉલ્લેખ કરી, એમણે પ્રમુખ પર વધુ અંકુશ મુકાવાની જરૂર જણાવી હતી

આયુર્વેદના રસજ્ઞો અને વૈદ્યવિદ્યાના શોખીનો માટે સ. ૧૯૯૪થી શ્રી પ્રતાપકુમાર પોપટભાઈ વૈદના તંત્રીપણા નીચે એક વાર્ષિક બહાર પડવાનું છે અને માટે સૌથી સુંદર અને રસિક નામ સૂચવનારને રૂ ૫ના તથા તેના સંચાલન માટે અમલમાં મૂકી શકાય તેવી યોજનાઓ કે વિચારો સૂચવનારને રૂ ૧૧)ના પુસ્તકો પુરસ્કાર દાખલ આપવાનું એમણે જાહેર કર્યું છે સરનામું વૈદ્યભુવન, ભુલેશ્વર, મુંબાઈ—૨

દક્ષિણ આટલાંટિક મહાસાગર ઓળંગવાનો ૧૩ ક ૧૫ મિ નો રેકૉર્ડ, ફ્રેંચ સ્ત્રી વિમાની મેરીઝ બાસ્ટીએ ૧૨ ક ૫ મિ મા ઓળંગી તોડયો છે

મોસ્કોના પૌરસ્ત્ય સંસ્કૃતિને લગતા સંગ્રહસ્થાનમાં હિંદી સંસ્કૃતિનો વિભાગ ખોલવામાં આવ્યો છે ૧૬મી અને ૧૮મી સદીના ચિત્રો તથા સિક્કાઓ તેના સંગ્રહમાં મૂકવામાં આવ્યા છે

અખિલ હિંદ ઑલિમ્પીક રમતોના સ્થાન ૧૯૩૮ માટે કલકત્તા અને ૧૯૪૦ માટે મુંબાઈ પસંદ કરવામાં આવ્યા છે

હિંદી ભાષાના પ્રખ્યાત લેખક પંડિત અમૃતલાલજી ચક્રવર્તીનું તા ૫ મી જાન્યુઆરીના રોજ અવસાન થયું છે 'હિંદી બંગવાસી', 'ભારતમિત્ર', 'વેંકટેશ્વર સમાચાર' આદિ પત્રોના સંપાદનકાર્યમાં જ તેમના જીવનનો મોટો ભાગ વીત્યો હતો પત્રસંપાદનકળા પ્રત્યે તેમને ખાસ અનુરાગ હતો અહિંદી પ્રાંતોમાં હિંદી પ્રચારનો આરંભ કરનાર પણ તેઓ પ્રથમ હતા બંગાલી હોવા છતાં હિંદી ભાષાની ઉન્નતિ પાછળ જ હમેશાં યતતા રહી એમણે જીવનસમાપ્તિ કરી

હિંદી કલાના જાણીતા વિવેચક ડૉ જેમ્સ એચ કઝીન્સે તા ૧૪મીના રોજ ત્રિવેન્દ્રમ મુકામે વૈદિક વિધિ અનુસાર હિંદુ ધર્મ અંગીકાર કરી, પોતાનું હિંદી નામ જયરામ રાખ્યું છે ત્રાવણકોર રાજ્યે મંદિરપ્રવેશના બહાર પાડેલા ઢંઢેરા અનુસાર તેમણે પદ્મનાભ સ્વામીના મંદિરમાં પ્રવેશ કરતાં નિવેદનમાં જણાવ્યું છે કે, 'હિંદી તત્ત્વજ્ઞાનનો મારો પોતાનો લાંબો અભ્યાસ, હિંદુ જીવન સાથેનો મારો ૨૧ વર્ષ જેટલા લાંબા સમયનો સંસર્ગ, હિંદુ ધાર્મિક ક્રિયાઓમાં મેં વારંવાર લીધેલો ભાગ, હિંદુ સંસ્કૃતિનું પરદેશોમાં કરેલું પ્રચારકાર્ય, હિંદી કલાઓમાં મારો ઊંડો રસ, લાંબા સમયનો મારો યોગાભ્યાસ, ૪૦ વર્ષનું મારૂં શાકાહારી જીવન, વૈદિક દૃષ્ટિએ ધર્મ પાળવાના અને મોક્ષ પ્રાપ્ત કરવાના મારા પ્રયાસો, એ સઘળું યે એમ બતાવી આપે છે કે ત્રાવણકોરમાં મંદિરપ્રવેશ કરવાનો હક્કનો હું દાવો કરી શકું તેમ છું'

ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષર ઊર્મિશીલ કવિ, વિદ્વાન વિવેચક અને અગ્રગણ્ય ભાષાશાસ્ત્રી શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ તા ૧૪મી જાન્યુઆરીએ ૭૮ વર્ષની વયે વિદેહ થયા.

ડયુક ઑવ વિંડસર (માજી શહેનશાહ એડવર્ડ) રાજકારણમાં પ્રવેશશે એવું એક બાજુ બોલાય છે, જ્યારે બીજી બાજુ એમ પણ બોલાય છે કે એમને રાજ્ય તરફથી જે ગ્રાન્ટ આપવામાં આવશે તે એવી કડક હશે કે રાજકારણમાં તેઓ માથું નહિ મારી શકે એમને મળેલા ખિતાબને લીધે ઉમરાવસભાના સભાસદ તો તેઓ ઠરી જ ચૂક્યા છે, એટલે પાર્લામેન્ટની બેઠકમાં એમને હાજર રહેવાનું નિમંત્રણ તો આપવું જ પડશે એમને રાજકારણમાં ન પ્રવેશવા દેવા માટે કોઈ ખાસ કાયદો કરવામાં આવે તો જુદી વાત છે એમને હિંદના વાઇસરૉય બનાવવાની તજવીજ કેટલાક ઉમરાવો કરી રહ્યા છે, અને કેટલાક દેશી રાજાઓ પણ એને ટેકો આપી રહ્યા હોવાનું બોલાય છે એમના લગ્ન આવતા એપ્રિલ માસમાં થવાની વકી છે એમના સબંધે છેલ્લા મળેલા ખબરો પ્રમાણે બાલ્ડવીનના પ્રધાનમંડળે એમના ભાઈઓને એમને મળવા દેવાની ના સુણાવી છે

# શિક્ષિત યુવાનોના બેકારીનિવારણ માટે

## મુંબાઇ યુનિવર્સિટીની નવી યોજના

હિંદમાં આજે વધુમાં વધુ બેકારી ભોગવતો કોઇ વર્ગ હોય તો તે શિક્ષિત મધ્યમ વર્ગ છે. એની એ સ્થિતિનું મુખ્ય કારણ તો આપણી શિક્ષણપદ્ધતિ જ નિઃસંદેહ ગણાવી શકાય, અને બીજે નંબરે દેશની ગરીબાઇ. જોકે એ સિવાય બીજાં નાનાં કારણો પણ છે, જેવાં કે જનસંખ્યાનો વધારો, શિક્ષિતોની વધતી જતી સંખ્યા, નાના ઉદ્યોગોનો અભાવ, ઉદ્યોગપતિઓની સંકુચિત વૃત્તિ, ઉદ્યોગધંધા કરતાં નોકરીમાં સુખે રોટલો ખાવાની ઈચ્છા વગેરે. આ બેકારી ધામી પણ ચોક્કસ ગતિએ વિકટ સ્વરૂપ ધારણ કરતી જ ગઇ છે ને અત્યારે તો એ પ્રશ્ન એટલો વિષમ બન્યો છે કે એના નમાલા શિક્ષણ માટે જવાબદાર યુનિવર્સિટીઓ અને દેશ પર શાસન ચલાવતી સત્તા પણ સળવળવા લાગી છે.

આ દિશામાં પહેલું પગલું કલકત્તા યુનિવર્સિટીએ ભર્યું છે એણે એક 'યુનિવર્સિટી એપોઇન્ટમેન્ટ બોર્ડ'ની સ્થાપના કરી છે ને મધ્યમ વર્ગના શિક્ષિતોની બેકારી દૂર કરવાની યોજના માટે શરૂઆતમાં રૂ. ત્રીસ હજારનું ખર્ચ મંજૂર કર્યું છે આ બોર્ડની સ્થાપના કરતા યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલરે જાહેર કર્યું છે કે 'આથી અમારો આશય કંઈ અમુક નોકરીઓ અપાવવાનો નથી, પણ યુવાનો જાતે નાના ધંધા કરી શકે અગર તો યોગ્ય રીતે બીજા ધંધાઓમાં જોડાઇ શકે તેવા તેમને બનાવવાની વ્યવહારૂ તાલીમની ગોઠવણ કરવાનો છે.'

અને બીજા કોઇ પણ પ્રાંત કરતા બેકારીનો પ્રશ્ન આપણે ત્યાં વધુ વિકટ હોવાથી મુંબાઇ યુનિવર્સિટી પણ લાંબા કાળ પછી જાગી જણાય છે. ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ અને બીજા સરકારી અધિકારીઓની સહાય વડે તેણે પણ એક યોજના ઘડવા માંડી છે

આ યોજનાની શરૂઆત મુંબાઇ અને અમદાવાદથી કરવામાં આવશે. ચાલુ વર્ષે એ યોજના ખાતે રૂપિયા પચાસ હજાર મંજૂર કરવામાં આવ્યા છે ને એના ઉપક્રમથી, અંગ્રેજી સાતમા ધોરણ સુધી શિક્ષણ પામેલા ૪૨૫ યુવાનો ૮૯ ઔદ્યોગિક સંસ્થાઓમાં શિક્ષણ મેળવી શકશે શિક્ષણનો ક્રમ પાંચ વર્ષનો રહેશે અને જે વિદ્યાર્થીઓ તેમાં જોડાશે તેમની પાસેથી રાત્રિવર્ગમાં પણ હાજરી આપવાનો કરારપત્ર લખાવી લેવામાં આવશે. શિક્ષણના ક્રમમાં મિકેનિકલ અને ઈલેક્ટ્રિકલ એન્જીનીઆરિંગ, સ્પિનિંગ, વીવિંગ, ડાઇંગ વગેરે વિષયોનું પુસ્તકીય અને પ્રત્યક્ષ જ્ઞાન આપવામાં આવશે. પુસ્તકીય જ્ઞાનના વર્ગો મુંબાઇમાં વિક્ટોરિયા જ્યુબિલી ટ્રેનિંગ સ્કૂલમાં અને અમદાવાદમાં આર. સી ટેકનિકલ સ્કૂલમાં લેવાશે

આ યોજના અનુસાર ૧૯૩૭ માટે નીચેના ચાર જણની સલાહસમિતિ નીમાશે. ૧ ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ, ૨ મુંબાઇ મીલમાલિક મંડળના એક પ્રતિનિધિ, ૩ અમદાવાદ મીલમાલિક મંડળના એક પ્રતિનિધિ, ૪ આ કામના નિષ્ણાત. આ ચોથા સભ્ય તરીકે શરૂઆતનાં ત્રણ વર્ષ માટે વિક્ટોરિયા જ્યૂબિલીના પ્રિન્સીપાલને ડેપ્યુટી ડાયરેક્ટર નીમવામાં આવશે

આ યોજનામાં સરકારી નોકરોને જ થોડા સમય માટે શિક્ષકો તરીકે રોકવામાં આવશે. શિક્ષણની પ્રવેશ ફી રૂ. ૨) અને વાર્ષિક ફી ૨૦) છે પરીક્ષાની ફી સેંકડે દસ વિદ્યાર્થીઓને માફ કરવામાં આવશે

યુવાનોમાં ચાલી રહેલી બેકારીનો તોડ આણવાનો આ પ્રયાસ બેશક પ્રશસ્ય છે. અત્યારે એ તોડ આણવાના આપણા હાથમાં તો માત્ર બે જ માર્ગો રહ્યા છે—ખેતીવાડી અને નાના ઉદ્યોગધંધા. તેમાં ખેતીવાડી પ્રત્યે આપણા શિક્ષિત વર્ગના દુર્લક્ષ્યના જામેલા પાપનો પ્રશ્ન કંઇ જતો કરવા દેવાય એવો નથી. છતાં દરેક પ્રાંતિક સરકાર એક બાજુ જ્યારે પોતપોતાના અકુશવાળા પ્રાંતોમાંના આ ધીકતા પ્રશ્ન માટે તપાસ સમિતિ બેસાડી રહી છે ને યોજનાઓ ઘડી રહી છે, ત્યારે યુનિવર્સિટીઓએ લેવા માંડેલાં આ પગલાં મહત્ત્વનાં ગણાય.

---

**નાથની લીલા......** [અનુસંધાન પાન ૬થી]

કાળજાંમાં ફૂલી ગઇ. એટલું છતાં યે મરવાનો જાણે ઇન્કાર કરતો હોય, તેમ નાગડાએ આખા શરીરનું જનૂન હાથોમાં ઠાલવી દીધું ને 'જય ધોરમનાથ' કરતાં એક છેલ્લી પણ સજ્જડ ભીંસ રામજીના ગળાને આપી દીધી.

'જા...નૂ...જા....' રામજીના ડોળા ફાટી ગયા....ને બીજી પળે તો તરાઇના જળને લાલ રંગે રંગી દેતી નાગડાની લોથ પણ તરી નીકળી.

સવારે રામજીનો ખાટલો ખાલી જોયો ત્યારે તો જાનૂને કશી આશંકા ન ગઇ, પરંતુ દેશ પોરસાઇ ગયા છતાં તે હાજર ન થયો ત્યારે તેને શક ગયો. કાશીનાથને પૂછતાં એણે પણ પોતાને ખબર ન હોવાનું જણાવ્યું. બંનેને હવે ફાળ પડી. કાશીનાથને તરત કાલ સાંજ વાળી રામજીની આતુર નજર યાદ આવી ને સૌ ધાર પર જઈ તેની તપાસ કરવા નીકળ્યા. કલાકેકની શોધખોળ પછી બંનેનાં મુડદાં મળી આવ્યાં. જાનૂ તો અવાક જ બની ગયો. કાશીનાથ સામુ પ્રશ્નાર્થ નજરે તેણે જોયું.

અકળાએલે દિલે નિસાસો નાખતો કાશીનાથ જવાબમાં બે જ શબ્દો બોલ્યો: 'નાથની લીલા!'

(સૂચિત) **અશોક હર્ષ**



# જીવનનું પરોઢ

આ લેખમાળાનો મૂળ ઉદ્દેશ આત્મકથાનો નહિ, પણ અત્યારે જગત્‌વંદ્ય બનેલી વિભૂતિ (મહાત્મા ગાંધી)ના હુતાશની જ્યાં પ્રથમ શિખા પ્રકટી એ દક્ષિણ આફ્રિકામાંના ફીનિક્સ આશ્રમની શરૂઆત, ત્યાંના જીવન અને આજની એ મહત્તાના ઘડતરના એ કાળના વાતાવરણનો ઘરગથ્થુ પરિચય આપવાનો છે. છતાં જે અનેક રંગોમાં પોતાના જીવનનું પરોઢ ઊઘડ્યું તેનો પરિચય પોતાને કેન્દ્રમાં રાખીને પોતાની એ કાળની બાળપણની નજરે આપવા જતાં કેટલીક અંગત હકીકત અનિવાર્ય રહી છે. જિજ્ઞાસુને ગયા વર્ષમાં આવી ગયેલા એના બાર પ્રકરણોની યાદી માર્ગદર્શક થઈ પડશે: પ્રસ્તાવ અને વતન, પૂર્વસ્મરણ, મોતાબાપા, કબાગાંધી, મારા દાદાજી, બાપુજી, એ દિવ્ય તપ, વિના અને કાકા, ફિનિક્સ, ઝાંખાં સ્મરણો, વાનરટોળી, અને દેશી અને વિદેશી શિક્ષકો.

## પ્રકરણ અગિયારમું — મૂળ બંધારણ

આગલા પ્રકરણમાં જોઈ ગયા તેમ ફીનિક્સની ભૂમિ ઉપર આંતરરાષ્ટ્રીય વાતાવરણમાં મનુષ્યજીવનના વિકાસનું અનુષ્ઠાન આરંભાયું હતું. પણ મારું નસીબ તો વાંકડું જ હતું. એ વાતાવરણમાં મારા જેવા બાળકે પ્રગતિ સાધવી જોઈતી હતી, એને બદલે એ જ અરસામાં મારા કુંઠિતપણાનાં બી રોપાયાં.

માનવજીવનની રચના મોતીની રચના જેવી હોય છે. માછલીના વિશિષ્ટ રસના પડો એક ઉપર એક બાઝીને જેમ મોતી બને છે, તેમ સંસ્કાર અને ટેવોના પડો જામી મનુષ્યજીવન નિર્માણ થાય છે. આ પડોને જુદાં કર્યાં પછી માણસના જીવનમાં નસીબ જેવી કંઈ વસ્તુ શેષ રહે કે કેમ તે શંકાની વાત છે.

પણ આ સંસ્કાર અને ટેવોનાં પડ—ગુણ-અવગુણનું, શક્તિ-અશક્તિનું કાઠું, પેદા કઈ રીતે થાય છે? શું એ બધી વાત દૈવાધીન હોય છે? શું ચાલુ જન્મમાંથી અજ્ઞાત એવા કોઈ જન્માંતરમાં તેનાં મૂળ રહેલાં હોય છે? કે માતાપિતા કે કોઈ પરદાદા કે પરદાદીના ગુણઅવગુણોનો એ કેવળ ગુણાકાર ભાગાકાર જ હોય છે? જ્યારેજ્યારે એવો પ્રસંગ ઊભો થયો છે કે મને મારી નબળાઈઓ નડી હોય છે અને હું મારી મર્યાદાઓને ભેદીને આગળ નથી વધી શક્યો હોતો ત્યારેત્યારે તેનું કારણ શોધવા પૂર્વજન્મ સુધી મારે નથી જવું પડ્યું અથવા પૂર્વજોની મર્યાદાઓને લીધે હું બંધાઈ ગયો છું એવું મને નથી જણાયું. દરેક મુદ્દો, દરેક મુશ્કેલી, પૂરેપૂરી રીતે છણી કાઢ્યા પછી મારા હાથમાં એક જ પરિણામ આવ્યું છે કે ફીનિક્સના પ્રાથમિક વર્ષોમાં અમુક સંસ્કારો એ રીતના ન પડ્યા હોત અથવા વધુ સારા પડ્યા હોત તો આજ હું આટલું ઊણું પાત્ર ન બનત.

મોટી ઉંમરે મને જેર કરનારી એ ઊણપો ક્યાંથી અને ક્યારે પાંગરી તે વિષે મને વસમાં સ્મરણો રહી ગયાં છે. અહીં જોકે પોતાનો વ્યક્તિગત ઇતિહાસ આપવાની મને અગત્ય નથી, તોપણ જીવનના ઘડતરમાં ઊંડી અસર પાડનારા પ્રસંગોને વર્ણવવાનું સંકોચવશ હું છોડી દઉં તો આ લખાણનો મૂળ હેતુ જ માર્યો જાય. અનેક પડોથી રચાતા માનવજીવનમાં કેળવણી, વાતાવરણ અને સાવચેતી કેટલો ભાગ ભજવે છે તેનો આલેખ (ગ્રાફ) પ્રત્યક્ષ પદાર્થને આધારે આપવાનો આ પ્રયાસ છે. અને એ પ્રત્યક્ષ પદાર્થ પણ યુગોયુગના જીવનપ્રવાહને વહેતી નાખનારા મહાસમર્થ જીવનશાસ્ત્રીના નિરીક્ષણમાં ઘડાએલી વસ્તુ છે. એ વસ્તુને પૂરેપૂરી છણી કાઢ્યા વિના—મારા પોતાના જીવનની ભદ્ર અને અભદ્ર બન્ને બાજુ દર્શાવ્યા વિના— આ આલેખ અધૂરો જ રહેવાનો. એટલે શાવકાપણું છોડી, છુપાવી રાખવા જેવા પ્રસંગો પ્રગટ કરવાનું મેં સાહસ માંડ્યું છે. આ સાહસમાં મારા સિવાયની બીજી વ્યક્તિઓનાં નામ સંડોવાય પડે છે, પણ તેમની અપકીર્તિ કરવાનો અહીં મુદ્દલ ઉદ્દેશ નથી. વાચનાર પર એવી અસર પડે તો એ મારી લેખિનીનો દોષ લેખાય.

પૂર્વજન્મના સંસ્કાર હોય કે ન હોય, સાવ બાળપણમાં પડેલી ભાત માણસનું અસલી તત્ત્વ કેવી રીતે થઈ પડે છે તેનું એક સચોટ ઉદાહરણ ગણિતશાસ્ત્રમાં મારી કુંઠિત મતિનું છે. મારો જ ભાઈ ગણિતનો ભારે વિદ્વાન છે, માતપિતાથી પણ

ગણિતમાં ઓછા ઊતરે એવા નથી; અને મારા એક કાકા તો હિસાબોમાં ગદામતિ લેખાય છે. અમારા કુટુંબમાં ગણિતનો કાચો હું જ નીવડ્યો છું. એમ પણ નથી કે મને ગણિતના ઉત્તમ શિક્ષકો નહોતા મળ્યા. પિતાજીએ મને ગણિત શીખવવા પાછળ વરસો સુધી લોહીઉકાળો કરેલો. કાકાસાહેબ અને કિશોરલાલભાઈ જેવા આચાર્યો પાસે મને ગણિત શીખવાની તક મળેલી, પણ એ બધી મેં વેડફી નાખી. મારામાં ગણિતબુદ્ધિ જ નથી એવું પ્રમાણપત્ર મને પણ કોઈ પરીક્ષક આપે એમ હું નથી ધારતો. કારણ શિક્ષક શીખવે ત્યારે અમુક કોયડો મને સમજાયો ન હોય એવો એકેય પ્રસંગ મને યાદ નથી. મારું ગણિત કાચું રહેવાનું એકમાત્ર કારણ સરવાળા અને ગુણાકારનો કંટાળો મારા હાડમાં પેસી ગયો એ છે અને એ કંટાળાનું મૂળ રીનિકતના આ પ્રાથમિક વર્ષોમાં સર્જાઈ ચૂક્યું હતું.

કોડિંસ શાળાના દિવસોની કે તે પહેલાંની આ વાત છે. મારી બા બપોરે જમીપરવારી નાળે કપડાં ધોવા માટે કે બીજી બહેનોને મળવા સારુ જતી ત્યારે લાંબા સરવાળા અને અનેક આંકડાઓના ગુણાકાર કરવાને મને આપી જતી કે જેથી ઘરમાં બેઠોબેઠો હું મારો વખત ન બગાડું. આમ કેદી બની દાખલા ગણવા મને બહુ વસમા થઈ પડતા. એકાંત કોટડીની કેદમાં કેદી સ્વતંત્રતાનો અનુભવ કરી શકે, પણ આવી રીતે પાટીપેન અને દાખલા સાથે બંધાયેલો હું મનમાં ને મનમાં બળી જતો. કલાક–દોઢ કલાકમાં કરવાના દાખલા કલાકોના કલાક સુધી હું પૂરા ન કરી શકતો. આંખ આંકડાઓ ઉપર હોય, આંગળાં ગણતરી કરે, પણ મન કરમાયેલું હોઈ શો જવાબ આવ્યો એ બુદ્ધિ સુધી પહોંચે જ નહિ. અધૂરામાં પૂરું બા આવે ને દાખલા પૂરા થયેલા ન જુએ એટલે માની લે કે મેં બધો વખત રમવામાં બગાડ્યો છે. અને જવાબોમાં ભૂલ જુએ તો જેટલી ભૂલ નીકળે એટલા ચીંટિયા ગાલ કે બાવડા પર મારે સહેવા પડે. ફરીથી બાની નજર નીચે એ દાખલા ગણી ભૂલો સુધારવાનું સંકટ માથે આવી પડતાં તો આંખમાંથી પાણી ટપકી પાટી પરના આંકડા ભૂંસાઈ જતા.

રોજરોજ મારે માથે આવનારા આ દુઃખની દેવદાસકાકા અને રામદાસકાકાને પણ અનુકંપા થતી. તેઓ મારી વહારે આવતા. બહાર રમતાંફરતાં તેમને ખબર પડે કે હું ઘરમાં એકલો છું એટલે તુરત તેઓ આવી પહોંચે. બંને જણા મળી ઝટઝટ મારા સરવાળા-ગુણાકાર ગણી આપી જવાબ મંડાવી આપે અને પછી તેમની સાથે હું યે રમવા નીકળી પડું. મારી બા પાછાં આવે ત્યારે દાખલા ખરા જોઈ મનમાં પ્રસન્ન થાય અને મને મીઠી નજરે જુએ. પણ તેમને શી ખબર કે દીકરાએ પ્રગતિ નહિ અધોગતિ કરી છે.

આ નાની કહો તો નાની અને મોટી કહો તો મોટી આપત્તિએ મને જનમભરને માટે લૂલો બનાવી મૂક્યો. સરવાળા અને ગુણાકાર કરવાનું આળસ મારો સ્વભાવ થઈ પડ્યો. મારું હાડ ગણિતચોર બન્યું. આઠ વર્ષની ઉંમર પહેલાં જે હાડ ઘડાયું તે ઘડાયું. મોટી ઉંમરે ગણિતનું મહત્ત્વ સમજવા છતાં—કિશોરલાલભાઈ સમા શિક્ષકે ગણિત શીખવવા પાછળ પોતાનું આખું હૃદય ઠલવી નાખવા છતાં—મને ગણિતનો રંગ ન જ ચડ્યો. મને ગણિત ન આવડ્યું એ કંઈ પૂર્વજન્મનાં સંચિત ન હતાં. આ જ જન્મનું મૂળ ઘડતર હતું. ગણિતશાસ્ત્રમાં પંગુ રહેવા સાથે જીવન પણ લાસરિયું બન્યું. હું દીર્ઘસૂત્રી બન્યો તે આ એક નાનકડી ભૂલનું દુષ્પરિણામ.

આવી જ રીતે પાંચથી આઠ વરસની વયમાં બીજા કેટલાયે ગુણદોષો મારામાં ઘર કરી ગયા અને મારી વ્યક્તિગત મર્યાદાઓ બંધાઈ ગઈ. હઠી સ્વભાવ રચાયો. જેમ બૌદ્ધિક નબળાઈ ગણિતની કચાશને લીધે રહી ગઈ તેમ શારીરિક, હાર્દિક અને નૈતિક નબળાઈએ પણ ત્યારે જ મારો કબજો લઈ લીધો.

મારી શારીરિક નબળાઈમાં સૌથી મોટી ખોડ મારી આંખની હતી. મારી જમણી આંખનો ડોળો આંખના ડાબા ખૂણામાં અર્ધો દબાયેલો હતો. એ બહાર ફરતો જ નહિ. 'બાડો બત્રીસ લક્ષણો' કહીને મને કોઈકોઈ ચીડવતું પણ ખરું. મારી ઊણપો દૂર કરવાની મગનકાકાને બહુ જ તાલાવેલી રહેતી. તેમણે મને ડરબન લઈ જઈ દાક્તરને મારી આંખ બતાવી. લીલા રંગની કપડાની એક પટ્ટી પહેરવાને મને મળી જેથી મારી સારી ડાબી આંખ સાવ બંધ થઈ જતી અને મને જમણી આંખ વાપરવાની ફરજ પડતી. આવી

રીતે દિવસના ત્રણત્રણ ચારચાર વાર ડાબી આંખ બંધ કરાવી મગનકાકા જમણી આંખ સામે બે, ચાર, પાંચ એમ આંગળીઓ ધરી 'કેટલી આંગળી?' એમ પૂછતા અને મારે જમણી આંખના ડોળાને વાપરવાની મહેનત કરવી પડતી. આવા 'બાડાના ચશ્મા' પહેરી બહાર ફરવા જવાની મને શરમ આવતી. રમવાનું જોવાનું રખડી જતું. પણ મગનકાકાએ બાંધેલા ચશ્મા ઉતારવાની હિંમત પણ કેમ થાય? થોડા મહિનાની મહેનતે મારી એ જન્મની ખોડ લગભગ નીકળી ગઈ. જમણી આંખમાં ફસાઈ રહેલો ડોળો છૂટો થયો અને હું બાડો મટ્યો. પણ ડોળો છૂટો થવા પછી પણ વરસેક સુધી મારે ડાબી આંખને બંધ રાખવી જોઈતી હતી, તે મારા અણગમાને લીધે તથા મુરબ્બીઓની ઢીલને લીધે ન થયું. પરિણામે જમણી આંખ નબળી રહી ગઈ અને જરા પણ સૂર્યપ્રકાશ મોં પર પડતાં એ આંખ મીંચાવાની ટેવ રહી ગઈ. વળી એ આંખમાં વાંચવા જોવાની શક્તિ પણ નામની જ આવી. જો વધારે સાવચેતી લેવાઈ હોત તો ફૂલું પડવાને લીધે મારા પિતાશ્રીને જમણી આંખ નકામી થઈ જવાથી મને વારસામાં આવેલી આંખની કચાશમાંથી હું સાવ છૂટી શકત. નસીબ કે વારસા જેવું એમાં કશું ન રહેત. એ જ રીતે સાવ બચપણની માંદગીમાં મારી ખૂંધ નીકળી હતી તેયે સુધારી શકત. પણ ખૂંધા બેસવા—ચાલવાની ટેવ ત્યારે ન સુધારી. તેનું પરિણામ એ આવ્યું કે મારાં હાડકાં જ એવાં સંકુચિત રહ્યાં કે પાછળથી સંકોચપૂર્વક ટટ્ટાર બેસવા—ચાલવા જતાં છાતી અને વાંસાનાં હાડકાં દુખવાથી તેમ કરવું કઠણ થઈ પડ્યું અને મારે નસીબે ખૂંધાપણું જડાઈ ગયું. જો મગનકાકાની ચીવટ અને દેવદાસકાકાની સોબત મને ન મળત તો દોડવું, કૂદવું, ઝાડ પર ચડવું વગેરે પણ મને વિકટ થઈ પડે એટલી જડતા મારા શરીરમાં ઘર કરી જાત.

શરીર અને બુદ્ધિની પેઠે મનની તાકાત પણ એ જ ઉંમરે ઘડાઈ. અંધારાનો અને ભૂતનો ડર મને કદી નડે નહિ તે સારુ મગનકાકાએ મને સરસ તાલીમ આપી. અંધારિયાના દિવસોમાં રાતે નવ દસ વાગે, ઘર બહાર અંધારું છવાયું હોય ત્યારે, ફીનિક્સમાં અમારા ઘરથી અર્ધો કે પોણો ફર્લાંગ દૂર વસેલા ઘરમાં કંઈ સંદેશો પહોંચાડવાનું તેઓ મને સોંપતા. ઘરની બહાર ચાર ડગલાં ભરતાં તો જીવ અદ્ધર થઈ જતો. પણ કાકાને સંતોષવા ખાતર ડરને દબાવી પુરપાટ દોડી જતો અને એક શ્વાસે દેવદાસકાકા કે આણંદલાલકાકાના ઘર ભેગો થઈ જતો. વરસતે વરસાદે કે શિયાળાની ટાઢમાં પગ લપસવાની કે પથરાની ધારથી પગમાં લોહી નીકળવાની પરવા ન રહેતી. ચાર છ વાર આવા અનુભવ પછી તો અંધારાની, ચોરની, કાળાકાળા હબસીની અને એવી કેટલીયે બીકો જે ફીનિક્સના ગીચ કેટલાક ભાગોમાં ઠીક ઠીક હતી તેનાથી હું સારી પેઠે મુક્ત થયો. જન્મનો ભાગિયો હતા સસલાભાઈના જેવી થડકવાળો મારો સ્વભાવ ન બન્યો.

પણ બહારથી જેટલો નીડર બન્યો તેટલો જ અંદરથી ડરપોક થયો. મારી બા, મગનકાકા, પિતાજી બધાનો કડપ એવો પડ્યો કે તેઓ મને દબાવે તો મે હસી ન શકું અને તેઓ રમાડવા બેસે તો પણ તેમના સાંનિધ્યથી મારું પેટ ચૂંથાવા લાગે.

મને પતંગ ઉડાડવાનું શીખવવા મગનકાકાએ બહુ મહેનત કરેલી. મહિનાઓ સુધી દર શનિ-રવિએ તેઓ સાંજના કલાક બે કલાક મને ખેલાડી બનાવવા માટે માથાફોડ કરતા. પતંગના કાનામાતર (કિન્ના) બાંધવાનું અને દોર પકડી ઉડાડવાનું શીખવતા. જાતે પતંગ પણ મુકાવતા. પણ મારી નજર તેમના ચહેરા તરફ વ્યાકુળતાથી ચોંટી રહેતી. નહિ ઉડાડી શકું તો તેઓ વઢશે એવી મનમાં થડક રહેતી ને પતંગની કળા મારા ભેજામાં ઘૂમતી જ નહિ. દડો ઝીલવો, કાંકરેથી નિશાન તાકવું, દૂરથી આવતો બોલને ચપળતાથી દાંડિયો મારવો, સામા ખેલાડીની આડે ઊતરવું ઇત્યાદિ સાહસ કરવાને ન તો મારો પગ ઉપડતો કે ન હાથ આગળ વધતા. મારી એ નબળાઈ ભગાડવા મગનકાકા બહુ મથતા, પણ હું નાલાયક, અણઘડ અને અસમર્થ છું એવી ભાવનાના ભારથી હું એટલો દબાઈ જતો કે મારાથી થઈ શકતું તેટલું કરવાની યે મને હિંમત ન થતી. છેવટે હું સાવ ડફોળ છું એવી નિરાશા આણી મને ખેલાડી બનાવવાનો પ્રયાસ મગનકાકાને જતો કરવો પડ્યો એવો મને આભાસ છે. પરિણામે મારામાં સાહસિકતાનો અંશ પણ રહેવા ન પામ્યો. હું સાવ મૂઢ બાળક લેખાયો અને મારે નસીબે દરેક મંડળી રમત વખતે આંસુ સારવાનું જ રહ્યું.

બનાવ બન્યો. એ કરુણ-રમૂજી પ્રસંગ હતો. મગનકાકા એક દિવસ સાંજે કરજણથી આવી બાપુજીને ઘેર પ્રાર્થનામાં ચાલ્યા ગયા. જતી વખતે એક સુંદર નાનકડી ડબ્બી કબાટ પર સાચવીને મૂકતા ગયા. મને ઊંઘ વહેલી આવી જતી હોવાથી પ્રાર્થનામાં હું ન જતો. સૂવા જતાં પેલી સુંદર ડબ્બી ઉપર મારી નજર પડી. એમાં શું છે એ જોયા જાણ્યા વિના મારાથી રહેવાયું નહિ. બધો ડર ભૂલી હું કબાટ પાસે એક ખુરશી ઉપાડી ગયો અને કબાટ પરથી ડબ્બી ઉતારી જમીન પર બેસી ગયો. પછી નીરાંતે ડબ્બી ઉઘાડી તેમાંની રબ્બરની સ્ટૅમ્પની મહોર જોઇ. પછી મહા મહેનતે તેમાંની શોભીતી શાહીની શીશી ઉઘાડી. ખૂબ સખત હતું એટલે ઉઘાડવાની સાથે જ શાહી છલકાઇ ગઇ અને મારા હાથ તથા નીચેની જમીન શાહીશાહી થઇ ગયાં. હું ગભરાયો. ડબ્બી જેમતેમ બંધ કરી એક કાગળના ટૂકડાથી શાહી લૂછી નાખી હું સૂવા ગયો.

મોડી રાતે નવેક વાગે મગનકાકા પ્રાર્થનામાંથી પાછા આવ્યા કે તરત તેમની નજર પેલી ડબ્બી ઉપર અને ઢોળાએલી શાહી ઉપર પડી. તેમણે હાકલ નાખી: 'આ કોણે કર્યું ?' ઘરમાં બધાં મોટેરાં ભેગાં થઇ ગયાં. મારું નામ હોઠે ચડ્યું. ગરબડને લીધે મારી ઊંઘ ઊડી ગઈ અને મારા ગુનાની ચર્ચા સાંભળી હું થથરી ગયો. થોડી વાર તો છાનોમાનો પડી રહ્યો, પણ ડરને લીધે લઘુશંકાનું જોર થતાં મારે ઊઠવું પડ્યું. બહાર જઇ આવી પાછો ખાટલા પર પહોંચું તે પહેલાં મગનકાકાએ મારું બાવડું પકડ્યું અને ઢોળાએલી શાહી પાસે મને ઘસડી ગયા. એ બનાવી ઠીક ખખડાવ્યો. ગુનો કબૂલ કર્યા વિના છુટકો ન હતો, એટલે એ કબૂલ કર્યો, પણ એ કબુલાતથી મને માફી ન મળી. મારા અટકચાળાથી ઘરમાં સૌ કંટાળી ગયાં હતાં. એ ખો ભુલાવવાની જરૂર હતી. મગનકાકા એક દોરી લાવ્યા, મારા બંને હાથ બાંધ્યા અને એક ટેબલને પાયે મને બાંધી દીધો. ખરેખર, આ બહુ જ હળવી સજા હતી. તેમણે મારા પર હાથ ન ઉગામ્યો એ ક્રોધ પરનો સાધારણ વિજય ન હતો.

પાયા સાથે કસીને બાંધ્યા પછી પેલા રબ્બર સ્ટૅમ્પના ખડિયામાં બચેલી શાહી મારા આખા ચહેરા પર ચોપડી દીધી અને એ ચોપડતાં મને સંભળાવ્યું કે "વાંદરાનાં કામ કરે છે તે હવે મોઢું પણ વાંદરાના જેવું કાળું જ શોભે. સવારે નિશાળે જે છોકરાઓ જશે તે બધાને કહીશ કે આ વાંદરા ઉપર બધા ય એકએક કાંકરો ફેંકતા જાઓ.' મેં બધું ચૂપચાપ સાંભળી લીધું અને મૂંગે મોઢે પાયા સાથે બંધાએલા હાથ પર માથું ટેકવી ઊંઘવા માંડ્યું! મારી આવી બેપરવાઇ કાકાથી સહન ન થઇ. તેઓ એક મોટો વાંસડો લઇ આવ્યા અને દૂર દીવા પાસે ચોપડી લઇ બેસી ગયા તથા મને ધમકાવ્યો કે જો ઊંઘું ખાધું છે તો આ વાંસડેથી ઘોંકાવીશ! સવારે બધા નિશાળીઆ અહીં આવી એકએક કાંકરો મારી ન જાય ત્યાં સુધી તને ઊંઘવાની રજા નથી!

મહાપરાણે ઊંઘ ઉડાડી હું જાગૃત થઇને મગનકાકાને જોતો બેસી રહ્યો. કલાક દોઢકલાક પછી ફરી પાછી મને બહુ જ જોરથી ઊંઘ આવવા લાગી ને મારું માથું ઢળી પડ્યું. આ જોઇ મગનકાકાને દયા આવી. મને સૂવાની રજા આપતાં સંભળાવ્યું કે 'તારું કાળું મોઢું તો કાલે આખો દિવસ આવું ને આવું રાખવાનો છું.' મને આવતી કાલની ચિંતા કરતાં ઊંઘ વધુ હતી. હું ઝટ ખાટલા ભેગો થઇ ઊંઘી ગયો. મગનકાકાએ મને કરેલી બધી સજાઓમાં આ સૌ છેલ્લી સજા હતી. આ પછી કોઇકોઇવાર તેમણે મારા સામે આંખ તાણવા સિવાય ભાગ્યે જ કંઇ કર્યાનો મને ખ્યાલ છે. પરંતુ આ બે સજા, તેમાં યે છેલ્લી સજા મારામાં એટલી ઘર કરી ગઇ કે આ બનાવ પછી સતત વરસોનાં વરસ સુધી મગનકાકાની આંખ સામે આંખ મેળવવી મને અશક્ય થઇ પડી. તેમણે પછી તો મને ખૂબ પંપાળ્યો, અનેક લાડ લડાવ્યા, પણ મારી-ફડક ન ભાંગી તે ન જ ભાંગી. ત્રેવીસ ચોવીસ વરસની ઉમરનો થયો ત્યારે પણ તેમની હાજરીમાં મારું મોઢું સીવાએલું જ રહેતું.

આમ, બચપણથી ઘરમાં જ હું નિર્ભયતા ખોઇ બેઠો હતો એટલે મારાથી આખા જીવનમાં ક્યાંયે છાતીકઢા થવાયું જ નહિ. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાનું મારામાં બળ ન રહ્યું. બોલવું, ભાષણ કરવું, નેતૃત્વ કરવું, છડેચોક ધાંધલ મચાવવી, કોઇને પડકારવો, એ મારા સ્વભાવથી વિરુદ્ધ થઇ પડ્યું. એટલું જ નહિ પણ હું નિર્ણય શક્તિ પણ ખોઇ બેઠો.

બાળપણમા થોડો વણો માર ખાવાથી આજે કઈ માગ હાડકા દુખતા નથી સ્વભાવે સીધો મારો અને દરેક કામમા સાવચેત રહેનારો મને બનાવીને એ મારપીટે મને ઓછો લાભ નથી પહોચાડ્યો આકરૂ નિયમન રાખી વડીલોએ મને બાળપણથીજ સુધારવાની મહેનત કરી તેથી મારૂ હૈયુ તેમના પ્રત્યેના ઋણ ભાવથી નમ્ર જાય છે છતા મારવાળે મને નુકસાન પહોચ્યુ છે. તે એ કે આ ભવે સુધારી સુધરી ન શકે એવી એક ભારે ખોડ મારામા આવી ગઇ જે કે માર એક પણ દાત નથી ભાગ્યુ પણ જીવનના દરેક ક્ષેત્રમા અને કર્તવ્યના બધી દિશામા ખામ ા બેચા જેવો ડીલો નબળો અને કશાનીયે પાર ન પહોચનારો નીવડ્યો છુ

(ચાલુ) પ્રભુદાસ ગાંધી

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલુ ઇનામ 'એકાતમા' ભાઇ એમ એમ પથરાવાલા (અમદાવાદ), બીજું ઇનામ 'ટોપલા' ભાઇ પ્રાણલાલ પટેલ (અમદાવાદ), ત્રીજું ઇનામ 'પ્રાચીન પ્રભુતા' ભાઈ જમનાદાસજી બારભાયા (વાકાનેર)

ગોચરમા પેટભર ચારો ચરી ઝાડની છાયામા વાગોળતી ગાયનુ ફોટો-ચિત્ર 'એકાતમા', શાન્તિનુ અચ્છુ વાતાવરણ અને ખ્યાલ ઉપજાવે છે આકાશમાના વાદળા, ઝાડ અને ગાયના પરસ્પરના પ્રમાણે આખાય ચિત્રમા વિશાળતાનુ ભાન કરાવે છે ચિત્રના વિવિધ વર્ણો કુશળતાપૂર્વક ઉતારાયા છે રજુ થએલી બાબતો સામાન્ય છતા ચિત્રસયોજનથી જ આકર્ષક બની છે

ભાઇ પ્રાણલાલ અવનવા વિષયોમા ચિત્રો શોધી રહે છે ટોપલીઓ માનવપ્રવૃત્તિનો ઇતિહાસ છે વાસડાની આ બનાવટ મનુષ્યના આદિકાલનુ સ્મરણચિહ્ન છે ઘડી ૨ ખેલી ચીજો અને તુરતમા તૈયાર થએલા એકબે છટાક્વાયા રહેલા ટોપલા વડે એની બનાવટ હજુ ચાલુ છે એવી સ્વાભાવિક સજીવતા દર્શાવાઇ છે આટલુ માનવતત્ત્વ આગળ લાવવાની તજવીજ ન થઇ હોત તો માત્ર ટોપલાનો ઢગલો એક વખારનુ રૂપ જ લે છે તેથી ચિત્રનુ મુખ્ય લક્ષ્ય સાચવવા જમણી બાજુથી સારી પેઠે પ્રિન્ટને કાપવો જોઇએ પેટમા છાપ્યા પ્રમાણે પ્રિન્ટ કાપવાથી જ ચિત્રનુ આકર્ષણ વધે છે

'પ્રાચીન પ્રભુતા' જેવા ભારે અને કાયમય નામો આપવા ઠીક નથી નામકરણમા ઉમેદવારોએ ખાસ લક્ષ્ય આપવુ જોઇએ આ વિષે અગાઉ પણ સૂચન કરેલા છે ચિત્રનો વિષય ધ્યાન ખેચે એવો છે, પણ નિરૂપણ બરાબર નથી એને ચિત્રના ખરો ભાગ છે

કુતુબ મુનશીના 'નવરાગના વખતમા' એ ચિત્રમા જોતા જ નાની ટ્રાઇસિકલ ભમી કરતો બાળક દેખાય છે ચિત્રમા પડ છાયાની કાળાશ વધુપડતો ભાર કરતી ન હોત તો ચિત્ર કોઇને પણ ગમે એવુ છે પડ છાયા એટલા કડક અને જોરમા દેખાય છે કે અસલ આકૃતિઓને વિસરાવે છે

નીચેનાં ફોટો ચિત્રો નોંધ પાત્ર છે ૧ 'નુતર્નુ મદિર અમૃતસર' ભાઇ મણિલાલ મિસ્ત્રી (કરાચી) ૨ 'શિયાળાની સવાર' ભાઈ અજીતસિંહ કાપડીઆ (મુબાઇ), ૩ 'શિકારા' ભાઇ શાતિ ઝવેરી (મુબાઇ), ૪ 'સહજીવનના અમૃત' ભાઈ શાતિ જમનાદાસ શાહ (ભાવનગર), ૫ 'પ્રગતિ' ભાઇ વિષ્ણુ દવે (નડિયાદ), ૬ 'જિજ્ઞાસા' ભાઇ જસવત ઠક્કર (ભાવનગર), ૭ 'નવરાગ' કુતુબ મુનશી 'નુતર્નુ મદિર' ટુકુ સ્વરૂપની રજુ આત છે નિષ્ણાત ફોટો-કલાકાર ભાઈશ્રી નટીનદાસ નવા વાળાનુ આ જ વિષયનુ બેનમુન ફોટો ચિત્ર 'કુમાર'ના માગશર ના અકમા છપાયુ છે ત્યા જોઇ સયોજન ચિત્રના આકર્ષણમા ભારો વધારો કરે છે તે જોવાથી સમજાશે ભાઇ અજીતસિંહના ચિત્રમા શિયાળાની સવારના વાતાવરણ સારી ઝલ્પાઇ છે, પણ ચિત્રને અનુકૂળ આકૃતિઓ નહિ હોવાથી ચિત્ર જામતુ નથી 'શિકારા' તથા 'સહજીવનના અમૃત ના વિષયો સારા છે પણ વિષયને છતી પાડવાની ક્રિયાનુ કેટલેક અંશે ભાન થયુ હોવાથી કુદરતી આચરણ તેમા જામતુ નથી ભાઇ દવે અને ભાઇ ઠક્કર ના ચિત્રોમા પુષ્કળ કાપકુપની જરૂર છે 'પ્રગતિ'મા સાચા પર કામ કરનાર કારીગર આ તેનો સાચો જ ચિત્રમા લેવા ની જરૂર છે ભાઇ ઠક્કરે જમણી તરફ ની બિબાડીનો અમુક ભાગ એન્લાર્જ કરી નવ ચિત્ર રૂપ લવવુ જોઇએ

● ચિત્રકાર કેનવાસ પર પીછી અને રગથી ચીતરે છે ફોટોગ્રાફર ફિલ્મની પટી ઉપર પ્રકાશની મદદથી ચિત્ર ઉપજાવે છે ચિત્રકાર કરતા તેને વધારે તક મળે છે ગમે તે વસ્તુનુ સહજ સૌન્દર્ય એ સહેલાઈથી ઝડપી શકે છે પરન્તુ આ બધુ દેખાય છે તેટલુ સહેલુ નથી એ જ ક્ષણમા એ ચિત્રસર્જન થઈ જાય તો થઇ જાય પછી એ તક તો ફરી મળવાની નથી

ફોટો કરનારમા કેમેરાનો કુશળતાપૂર્વક ઉપયોગ કરવા ની આવડત આવશ્યક છે પરન્તુ દરેક કલાકાર ની પેઠે તેનામા માનવ પ્રવૃત્તિનુ અવલોકન અને સુપરિચય હોવા જ જોઇએ ચિત્રરસિક સમાજ ગમે તેવા ચિત્રને વધાવતી નથી જ અમ ઘડ દૃષ્ટિથી લેવાએલી આકર્ષક છબી અશુદ્ધ કે તેની વાણી જેવો જ કગાળો ઉપજાવે છે હાથમા કેમેરા લેનાર જો કુશળ અને કલ્પનારસિક હોય તો ચિત્રસર્જન માટે કેમેરા જેવુ બીજુ કોઇ સાધન નથી (અમેરી ઉપરથી)

બળવન્ત ભટ્ટ



# ચિત્રકલામાં સ્વશિક્ષણ

એ નામની એક લેખમાળા 'કુમાર'માં કટકે કટકે ચાલુ રાખવાના અમારા મનસૂબાનું આ પહેલું પગથિયું છે. એ માર્ગે, પોતાની અવકાશની વેળાએ એમાંની સૂચનાઓ મુજબ પ્રયત્ન અને મહાવરો કરતા રહેનારને કોઇની પ્રત્યક્ષ મદદ વિના આપ-પ્રયત્ને ચિત્રકળામાં પ્રાથમિક પ્રવેશ મળી રહેશે, અને ખંતવાળા બહુ સહેલાઇથી આગળ વધી શકશે.

## શાહી અને ટાંકની સૃષ્ટિ

¶ દરેક જણ ટાંકથી કેટલુંયે લખે છે, પણ એ જ ટાંક પર કાબૂ મેળવવા માટેની કેટલીયે રેખાસૃષ્ટિથી અજાણ હોય છે. તેમને અહીં બતાવેલી ગતો બહુ ઉપયોગી જણાશે; અથવા માત્ર ફુરસદની વેળાએ ટાંકને રમતી રાખવા અને મનને બહેલાવવા એક અમૂલું સાધન થઇ પડશે. ¶ ટાંકથી ચિત્રો કરવાં અઘરાં છે, કારણકે પેન્સિલ કે કોલસાનું ચિત્ર તો ભૂંસીને સુધારી શકાય છે, પણ ટાંક અને શાહીથી દોરેલું ચિત્ર બદલી શકાતું નથી. તેથી ટાંકની ચાલ સ્થિર અને અચૂક બનાવવાને પણ આંગળાંને કસરતથી તૈયાર કરવાની જરૂર છે. ¶ આ બધી ગતોમાં આબેહૂબ નકલ ઉતારવાની જરૂર નથી. તમને જલદી હાથ બેસે એવી ગતો પહેલી કરવા માંડો એટલે ધીરે ધીરે એકસરખી રેખાઓ દોરવાની શક્તિ વધવા માંડશે. ટાંકનું ચિત્રાંકન કરનારે ટાંકની બધી શક્તિઓ પિછાની હાથ કરવી જોઇએ. ¶ પહેલવહેલાં હાથ બરોબર નહિ ચાલે એમ લાગે તો પાતળો લીસો કાગળ આ ચિત્ર ઉપર રાખી એક ને એક ગત અનેકવાર દોરવી. પછીથી આધાર વગર કરી જોવી. આકૃતિઓને પડખે તીર મૂક્યાં છે એ ટાંક ચલાવવાની દિશાના સૂચન માટે છે. કામ કરતાં આંખ ટાંકની અણીપર જ રાખ્યા કરવી. આ ગતો, ટાંકચિત્રકામનું પગથિયું માત્ર છે.

# તેરમો દિવસ : આદ્યક્ષરનો લોપ

## નિયમો

[૭૭] શબ્દની શરૂઆતમાં 'ક', 'ગ', 'પ', 'બ' માંનો કોઇ વ્યંજન આવતો હોય, ત્યારે એ આદ્ય વ્યંજનનો લોપ કરી, એના પછી આવતો વ્યંજન એવી રીતે લખાય છે કે એ લોપેલો આદ્ય વ્યંજન લખવાની લીટીથી શરૂ કરીને લખ્યો હોત તો જ્યાં પૂરો થાત ત્યાં એ લખવાના વ્યંજનનો નીચેનો છેડો આવી રહે

[૭૮] ઉપરની રીતે આદ્ય વ્યંજન લોપી લખાતો શબ્દનો ભાગ પોતે સ્વતંત્ર શબ્દ હોય એવી રીતે તેના પ્રથમાક્ષર વ્યંજનને શબ્દની શરૂઆતના વ્યંજનોને લાગતા, તેમજ પ્રથમાક્ષર સ્વરને શબ્દના આદિ સ્વર તરીકેના, જોડાણના નિયમો લાગુ પડે છે.

[૭૯] ઉપસર્ગોને નિયમ ૭૭માં જણાવેલી સ્થિતિમાં લખવાની લીટીથી ઊંચે કે નીચે લખવાથી તે ઉપસર્ગની પહેલાનો નહિ પણ પછીનો 'ક', 'ગ', 'પ' અથવા 'બ' લોપાએલો સૂચવાય છે.

## સૂચનાઓ

(૭૭) આ આખી લઘુલિપિમાં વધુમાં વધુ ક્લિષ્ટ અને કાબૂ મેળવવો અઘરો પડે એવો આ જ એક નિયમ છે છતાં એટલા બધા શબ્દો આ નિયમની રીતે ટુંકાવી શકાય છે કે થોડી તકલીફ વેઠીને પણ એ સમજી લેવાની ખાસ ભલામણ છે

નકશામાં આ નિયમની સંપૂર્ણ સમજ આપવા, 'બ', 'પ', 'ક', 'ગ', એ વધુ સ્પષ્ટ સમજાય એવા ક્રમમાં આ ચારે આદ્ય વ્યંજનો એક પછી એક લોપ્યા પછી એના પછી આવતા બધા વ્યંજનો લખવાની લીટીથી કેટલે ઊંચે કે નીચે લખાય તે બતાવ્યું છે એ બધા વ્યંજનો ઉત્તરોત્તર ક્રમમાં 'બ' થી 'ગ' સુધી જોતા જણાશે કે એ બધા વ્યંજનોના નીચેના છેડા 'બ' લોપ્યા પછી લખવાની લીટીથી ઘણે ઊંચે, 'પ' લોપ્યા પછી સહેજ ઊંચે, 'ક' લોપ્યા પછી સહેજ નીચે, અને 'ગ' લોપ્યા પછી ઘણે નીચે આવે છે જેમકે 'જ' વ્યંજન ઉપરના ચારે આદ્ય વ્યંજનો લોપ્યા પછી અનુક્રમે કેવી કેવી રીતે આવે છે તે જોવાથી બાકીના વ્યંજનોના સ્થાન પણ સમજમાં આવી જશે

આવી રીતે એ બધા વ્યંજનો લખવાની લીટીથી ઊંચે અથવા નીચે લખાવાનું કારણ નિયમનો ઉત્તરાર્ધ છે 'એવી રીતે ... રહે' એટલે નિયમનો એ ભાગ વધુ વિગતવાર સમજાવવાની જરૂર છે

પ્રથમ તો લોપાએલા આદ્ય વ્યંજનો 'લખવાની લીટીથી શરૂ કરીને' લખ્યા હોય તો જ્યાં પૂરા થાય તે સ્થાન શરૂઆતના ક્રમમાં લખેલા તે તે વ્યંજન અને તે પૂરા થાય ત્યાં બતાવેલ તીરથી સૂચવાય છે જોઈ શકાશે કે એ ક્રોસમાં 'પ', 'બ' તો અગાઉના નિયમ ૫ મુજબ જ લખ્યા છે, પણ 'ક' અને 'ગ' લખતાં એ નિયમનો ભંગ થયો છે કેમકે આ નિયમ મુજબ તો એ 'ક' અને 'ગ' લખવાની 'લીટીથી શરૂ કરીને' લખાવા જોઇએ અને આવી રીતે લખાતા એ ચારે વ્યંજનો લખવાની લીટીથી ઉપર અથવા નીચે જુદે જુદે અંતરે પૂરા થાય છે એ પૂરા થવાના સ્થાન જે તીરથી બતાવ્યા છે તે તીર દરેક વખતે એક વધારાની કલ્પિત લીટીને જન્મ આપે છે અને પછી લખવાની સામાન્ય લીટીની અવગણના કરી જાણે બધા વ્યંજનો એ તીરથી બનતી લીટી ઉપર નિયમ ૫ મુજબ લખેલા છે, એટલે કે બધા વ્યંજનોના નીચેના છેડા એ કલ્પિત લીટી ઉપર આવી રહે છે

આ નિયમનો વ્યવહારમાં પ્રયોગ કરતી વખતે 'ક' અને 'પ' લોપ્યા પછીના વ્યંજનોના નીચેના છેડા જે લખવાની લીટીથી નજીક આવે છે તેને વધારે નજીક લેવા, અને એ જ મુજબ 'ગ' અને 'બ' લોપ્યા પછીના વ્યંજનના નીચેના છેડા જે દૂર રહે છે તેને વધારે દૂર કરવા, આમ બંને વખતે જુદી જુદી દિશામાં અતિશયતાથી લખવાથી લખાણમાં અશક્ય જેવી લાગતી ચોકસાઇની જરૂર નહિ પડે, અને લેખન વધારે સુવાચ્ય થશે વળી આવી રીતે લખતાં ખાસ આંકેલા કાગળ ઉપર જ લખવું પણ અનિવાર્ય નહિ રહે

આ નિયમ શબ્દના આદ્ય 'ક', 'ગ', 'પ' 'બ' ને જ લાગુ પડે છે એટલે આદ્ય 'ખ' 'ઘ', 'ફ', 'ભ' તો સામાન્ય રીતે લખાય એ જ રીતે લખવા જોઇએ

પણ એ વખતે એને મહાપ્રાણ બિંદુની કોઇ પણ સંજોગોમાં જરૂર નહિ રહે. કેમકે તે લખાયા છે. અને લોપાયા નથી, એ જ બતાવે છે કે તે 'ખ', 'ઘ', 'ફ', 'ભ' હોવા જોઇએ.

વળી આ નિયમ સામાન્ય રીતે તો કોઇ 'શબ્દો'ને લાગુ પાડવાનો છે; તેમ છતાં સંકેતો કે સંકેતસમૂહોને પણ 'શબ્દ'ની વ્યાખ્યામાં લઈ તેને પણ આ નિયમ લાગુ પડી શકે. માત્ર એકેક અક્ષરના બનેલા સંકેતો 'કે–કોણ, અગર, પણ–પરંતુ, બદલે–બલકે' એકલા જ આવેલા હોય ત્યારે તેમને આ નિયમ લાગુ ન પડે. આમ આ નિયમની રીતે ટુંકાવી શકાય એવા સંકેતો નીચે પ્રમાણે છે:

કે–કોણ, કાંઈ, કેમકે, કેટલુક, કેવડું, વખત, કદાચ, કહીં, કેવું, ખાસ, ખૂબ, ખોટું, ખબર, ખરૂં, અગર, ગૃહસ્થ, વગેરે, અગત્યનું, ગમે, પણ-પરતુ, પાસે, પૂરૂં, પછી, પેઠે, પોતે, પર-ઉપર, પેલો, પહેલા, ફરી, બદલે-બલકે, બાઇઓ, ભાઇઓ અને બ્હેનો, બાબું, બીજું, બાબત, બીલકુલ, બહાર

ઉપરની બધી ચર્ચા ઉપરથી જોઇ શકાશેકે અગાઉનો નિયમ ૫ અને અહીં આપેલા આ ત્રણ નિયમો, એ બધાનો મળીને એક સ્વતંત્ર એકમ થાય છે. અને એ ચાર નિયમોનો આખો સમૂહ લિપિનાં બાકીનાં બધાં અંગોથી સ્વતન્ત્ર હોવાથી તેનો ઉપયોગ કરવો અગર નહિ તે લઘુલેખકની ઇચ્છા ઉપર આધાર રાખે છે. એટલે જો લઘુલેખક આ નિયમોનો અમલ ન કરવા ઇચ્છે તો પછી લખાણ લખવાની લીટીથી ઊંચે અથવા નીચે ગમે ત્યા લખાય તેનો સરખો અર્થ થશે

આમ આ લઘુલિપિ લીટી સહિત તેમજ લીટી વિના લખી શકાય એવી બેવડી સગવડ રાખવાનુ ખાસ પ્રયોજન છે. અગ્રેજી ભાષામાં જ્યા એક કરતાં વધારે શૉર્ટહૅન્ડ પદ્ધતિઓ છે ત્યા કેટલીક નામવર પદ્ધતિઓ અમુક અમુક સંજ્ઞાઓ લખવાની લીટીથી ઊંચે અથવા નીચે લખાય તેને પોતપોતાની અનુકૂળતા મુજબના જુદા જુદા અર્થ આપવાનું ધોરણ રાખે છે. ત્યારે બીજી કેટલીક એવી જ માનનીય પદ્ધતિઓમાં આ જાતની શકયતાને નકતર રૂપ માની એનો લાભ લેવાનું મોકુફ રખાયું હોય છે અને જો કે લઘુલેખનની માનસચિકિત્સાની દૃષ્ટિએ, જેને 'શૉર્ટહૅન્ડ પદ્ધતિઓની રચના કરવાનું શાસ્ત્ર' કે એવું કોઇ ઉપનામ આપી શકાય એવી વિગતોમા આ શકયતાઓનો પણ સમાવેશ થઇ શકે છે. તેમ છતાં લીટી વગર લખી શકાવું એ એવી ઘણી યે પદ્ધતિઓનો ગર્વનો વિષય હોઇ નવા શીખનારને ખૂબ આકર્ષક લાગે છે. એટલે એવું કોઈ સાહિત્ય આ પુસ્તક શીખનારના વાંચવામાં આવે, અને તેને લીટી વગર લખી શકાય એવી ગુજરાતી પદ્ધતિની ખોટ સાલે, તો આ ચાર નિયમો જતા કરી તે એ ખોટ પૂરી શકશે. અને જો કે આ નિયમો જતા કરવાની સાથે ટુંકાવવાની કેટલીક ઉપયોગી સંભાવનાઓ પણ જતી કરવી પડશે. પણ એમ તો લીટી વગર લખાતી બધી પદ્ધતિઓમાં અમુક ઉપયોગી તત્ત્વોને ભોગે જ એ જાતની સગવડ આવી હોય છે, એટલે એટલો ભોગ અનિવાર્ય છે.

(૭૮) ઉપરના નિયમ મુજબ શબ્દનો પ્રથમાક્ષર લોપાયા બાદ એના પછી 'અ' સિવાયનો સ્વર આવતો હોય તો તે સ્વર, અને નહિતર એના પછીનો વ્યંજન, એ લખેલા શબ્દમા આદ્યક્ષર બને છે. એટલે જો તે વ્યજન હોય અને 'ર' કે 'લ'માનો એકાદ હોય તો નિયમ ૬ નો ખ્યાલ રાખવાનો રહે. પણ જો તે સ્વર હોય તો નિયમ ૯, ૧૦, ૧૩, ૧૪, ૧૮, ૨૨–૨૩ એટલાનો ખ્યાલ રાખવો પડે. એટલે કે કાં તો તે સ્વર સામાન્ય રીતે પૂર્વે લખાવો જોઇએ એમ લખાય, અથવા તો જરૂર પડયે અનુસ્વાર કે રેફ બનાવવામાં પણ એનો ઉપયોગ થઈ શકે.

વળી આ ઉપરાંત જો એ નવું રૂપ 'વ', 'શ', 'સ', 'ન' માંના કોઇ વ્યંજનથી શરૂ થતું હોય, અને નિયમ ૭૩, ૭૪, ૭૫, ૭૬ માનો કોઇ એ નવા થએલા પ્રથમાક્ષરને લાગુ પડી શકતો હોય તો તે નિયમ પણ આ નિયમની રૂએ અમલમાં લાવી શકાય છે.

(૭૯) અગાઉના નિયમો ૪૨–૪૩ તથા તેની સૂચનાઓ અહીં ફરીથી વાંચી જવાની જરૂર છે. એ સૂચનાઓમાં પાછળથી આવવાના જે નિયમ માટે ઉપસર્ગના સ્થાનની પૂર્તિ કરવાનું બાકી રખાયું હતુ તે જ આ નિયમ છે.

નિયમ ૪૩ ઉપરથી જોઇ શકાશે કે ઉપસર્ગવાળા શબ્દોમાં શબ્દનો પ્રથમાક્ષર એ ઉપસર્ગ નહિ પણ ઉપસર્ગ સિવાયના શબ્દના અંગના પ્રથમ અક્ષરને ગણવામાં આવે છે. અને સામાન્યતઃ શબ્દના આદ્યક્ષરને લાગુ પડતા બધા નિયમો એ જ અક્ષરને લાગુ પડે

છે. એટલે જો એ સ્થાને 'ક', 'ગ', 'પ', 'બ'માનો કોઇ વ્યંજન હોય ત્યારે એ ભાગને નિયમ ૭૭ લાગુ પડી તે આદિ વ્યંજન લોપાય છે, અને એ વ્યંજન લોપ્યા પછીનો ભાગ એ જ નિયમને અનુકૂળ સ્થિતિમાં લખી, પછી ઉપસર્ગ એ લખેલા રૂપની ઉપર લખી દેવાય છે. નકશામાં 'પ્રપંચ' શબ્દ આ રીતે લખ્યો છે. આમ આ દૃષ્ટિએ જોતાં આ આખો નિયમ આમ જુદી રીતે લખવાની જરૂર હતી: 'કોઇ ઉપસર્ગ પછી આવનારા શબ્દના અંગની શરૂઆત 'ક', 'ગ', 'પ', 'બ'માના કોઇ વ્યંજનથી થતી હોય, તો તે અંગને નિયમ ૭૭ લાગુ પડી, તે અંગ લખવાની લીટીથી નિયમ મુજબ ઊંચે અગર નીચે લખાય છે, અને પછી તેના ઉપર ઉપસર્ગ મૂકાય છે.'

ઉપરની રીતે લખતાં લખવામાં અનુકૂળતા ઘણી રહેશે. માત્ર ઉપસર્ગ પાછળથી લખાય એ ક્રમ જરા બદલાએલો લાગશે. કેમકે નિયમ ૪૨ મુજબ ઉપસર્ગ જ પહેલો લખાતો આવ્યો છે. તેમ છતા ઉપસર્ગનુ લીટી ઉપરનુ સ્થાન નિયમ ૪૨મા નિયમથી મર્યાદિત ન થયું હોવાનું કારણ હવે સમજાશે. સાતમા દિવસના ઉદાહરણોમા ઉપસર્ગોને લખવાની લીટી ઉપર લખેલા બતાવ્યા છે. પણ હવે ઉપરની દૃષ્ટિએ જોતા ઉપસર્ગ એવી રીતે લેખાય ત્યારે તેના પછીનુ શબ્દનુ અંગ જાણે એનો આદ્યાક્ષર 'ક' લોપાયો હોય એમ લખવાની લીટીથી સહેજ નીચું આવે છે. માટે હવે ઉપરની રીતે નિયમ સમજ્યા પછી કા તો શબ્દના અંગનો એ પ્રથમાક્ષર લખવાની લીટી ઉપર આવે એટલો ઉપસર્ગને ઊંચો લેવો પડશે, અગર સાથેસાથ 'ક' લોપાએલો બતાવતી વખતે ઉપસર્ગને પોતાને લીટીથી સહેજ નીચે લેવો પડશે.

હવે સમજવા પૂરતું ઉપરનું બધું વિવેચન બરાબર છે. પણ વ્યવહારમા ઉપસર્ગને પ્રધાનપદે ગણવાથી બીજી કેટલીક રીતે સરળતા આવે છે. એટલે નિયમ ૭૯ જે રીતે લખેલ છે તેમા ઉપસર્ગને કેન્દ્રસ્થાને રાખી બધા જરૂરી ફેરફાર તેમાં જ સમાવી દેવામા આવ્યા છે. અને જો કે પાછળનો અક્ષર લોપાએલો બતાવવા ઉપસર્ગને ઊંચે નીચે લખવો પડે એટલું તો એમા પણ જરા વિચિત્ર લાગશે. પણ એ સિવાય ઉપસર્ગ જ પહેલવહેલો અને યોગ્ય સ્થાને લખાઇ જતો હોવાથી બીજી વધારે તકલીફ નહિ રહે.

આમ આ બંને દૃષ્ટિએ નિયમ સમજતાં જુદી જુદી સગવડ છે. અને બંનેમા એકેક વાત અસ્વાભાવિક જેવી આવે છે. એટલે શીખનાર ઉપર સમજાવેલ દૃષ્ટિએ નિયમ સમજી, પછી નિયમ જે સ્વરૂપમા ઉપર નિયમોમા આપ્યો છે તે રીતે તેનો અમલ કરે.

આ નિયમના ઉદાહરણ તરીકે આવતા લગભગ બધા શબ્દો સાતમા દિવસના ઉદાહરણ ૧ મા આદિ વ્યંજનનો લોપ કર્યા વગર આપેલા છે. એ શબ્દોના અંતિમ અને સાવ સાચા રૂપ તો હવે અહીં જ આવે છે. પણ સાતમા દિવસમા એ શબ્દો આપવાનુ એ પ્રયોજન કે એ રૂપો સાથે અહીં અપાતા નવા રૂપોની તુલના કરવાથી ઉપસર્ગોનું સ્થાન જુદા જુદા વ્યંજન લોપાતા લખવાની લીટીથી ઊંચે અગર નીચે કેવી રીતે જાય છે તે સમજી શકાય.

આ ઉદાહરણોમા 'પ્રકરણ', 'પ્રકાશ', 'પ્રપંચ' એ શબ્દોમા આ નિયમનો જરા છૂટથી પ્રયોગ થએલો છે 'પ્ર' આપણી ભાષાનો ઉપસર્ગ છે ખરો, પણ લઘુલિપિમા તેને માટે ઉપસર્ગ તરીકેની સંજ્ઞા ન હોવાથી લઘુલિપિ પૂરતો તેને ઉપસર્ગ ન ગણી શકાય. એવા સંજોગોમા લઘુલિપિના સામાન્ય નિયમોથી એટલો ભાગ જેવી રીતે લખાવો જોઇએ એવી રીતે ઉપસર્ગને સ્થાને લખી શકાય, અને પછી આ નિયમ એને લાગુ પાડી શકે.

[ઉપરના 'દિવસ'નાં ઉદાહરણો તેમ જ તેનું લઘુલેખન સ્થળસંકોચને કારણે આવતા અંક ઉપર મુલતવી રાખ્યાં છે.]

## મેંદીનાં પાન

પોતાનો ઠાઠ સાચવવામાં જ કેટલાક માણસો એટલો વખત લે છે કે પછી બીજું કાંઇ જ કરી શકતા નથી

દુનિયા નીતિ કરતાં અનીતિની વાતોમા વધુ રસ લે છે.

દુશ્મન પાસે દયા માગતા મૈત્રી થવાનો સંભવ છે મિત્ર પાસે દયા માગતાં દુશ્મન થવાનો ભય છે.

પોણા ભાગની દુનિયા પોતાની ભ્રમણામાં જ જીવે છે

દુશ્મન કે દોસ્ત કરવાનું સરખું જ સહેલું હોય છે; પણ દોસ્તોની કીમત આપણને ભારે પડે છે.

સીડીનું સૌથી નીચેનું પગથિયું સૌથી ઉપરના જેટલું જ ખપનું અને જરૂરી છે.



## મહત્ત્વાકાંક્ષા

• શિખરિણી •

કૃષ્ણાના કુંગોળે અયુત ઇતિહાસો ગળી જતો
ચઢે મર્દી હૈને મણિધર મહાકાળ સરખો
નચાવું નાથીને અદય ઉરના અંકુશ થકી,
અને નાચે સાથે ક્રમ નિજ ભૂલી પ્રકૃતિ–નટી.

હવે હૈયે આવા અતુલ બલથી આગઝરતા
ઉંડે લાવા, થાવા સકલ ચિનનો ચક્રધરતા,
પદાઘાતે વાટે જીવન જગનાં કૈં કચરતો
વધે વેગે વાઘ્ર મદભર મહાચંડ મનનો.

ઉનાળા કાળા ને શિશિર સુસવાટા સહીસહી
મથે ખેડી નવા જીવન ફૂલ શા સૌ જગમહીં;
અરે તેને વીંધી સતત રચતી કીર્તિકલગી
હવે તૂટો રે એ જડ જિજિવિષા સોય સરખી.

મહત્ત્વાકાંક્ષાના અનલ અનિલો થૈ મલયના
વહો દાઝેલાના જીવનતનની થૈ મૃદુ વીણા.

**રમણિક અરાલવાળા**

## મરણ-મૈત્રી

• શિખરિણી •

ખૂંદ્યા ખંડેરો ને શબવત યુગોના ખડકલા,
સુના કબ્રસ્તાનો, સડિયલ સુનાં મૂક મુડદા,
સ્મશાને યે શોધ્યા, પ્રજળતિ ચિતા, અસ્થિ વિખર્યા
ઉચાપ્યાં, તો યે ઓ મરણ! તવ અસ્તિત્વ ન મળ્યું

ડરે તુથી, નાસે વિસરી તુજને, તુ ઝટ મળે;
તને શોધું હું તો ભ્રમણ સઘળું વ્યર્થ નીવડે.
યુગોના ઉચ્છ્વાસે નિશદિન અવિશ્રાન્ત વહતું
છુપે ક્યાં મારાથી? ઉર મરણ-મૈત્રી તલસતુ.

જવા આનંગોની જગઅણુકળી સીમ અફરે
ચહે હૈયું કિંતુ સ્થૂલ શરીર ત્યાં ના ડગ ભરે;
સદા બંધાએલું અજ જીવનચૈતન્ય વિફરે:
ભલા મૃત્યુ! એને તવ મિલનથી મુક્ત ન કરે?

મહત્ત્વાકાંક્ષા ના અવર: બસ છે મુક્ત બનવું,
અને બ્રહ્માંડોમાં ખચિત બળની સંગ ભમવું.

**નંદલાલ જોષી**

## વન્દન

• શિખરિણી •

ધરમાં આવે જ્યારે પ્રબળ પડનીનાં પૂર મહા
બધા આશાંગ્રન્થો ઉપર ઢળતા શ્યામ પડદા,
નસીબે નોંધેલી કદમ કદમે હાર જડતાં
જવાંમર્દી જેની અધિક ઝળકે આગ સરખી,
અને છેલ્લું ટીપું પૂરી જીવનનું તેજ-દીવડે
બુઝાતો થભાવા અફળ મથતો જે મરણિયો
પડેલો, હારેલો, તદપિ અદકો આદરભર્યો,
મહાભાગી એવા જગતવીરને વન્દન હજો.

**ચુનીલાલ પાટડીઆ**

## અવસ્થાભેદ

• અનુષ્ટુપ •

'વૃદ્ધાવસ્થા કહો ક્યારે આવે?' 'જ્યારે કરી દૂર
નિસનાં સ્વપ્ન સેવેલાં માનવી ના કલા કરે
વધવા ભાવિના પંથે; હતાશા દાખવે વળી.
અન્યને યે પ્રબોધે જો "હવે આગે કંઇ નથી."
કલ્પનાના તરંગોમાં બુદ્ધિ વિહાર ના કરે,
નક્કી તો જાણી લેજો કે એ હવે ઘરડો થયો.'

'કિંતુ જે જિંદગીમાંથી રસને સંગ્રહ્યા કરે,
સિદ્ધ સ્વપ્નો કરી કૈં યે બીજાં કૈં સેવતો ફરે,
રસ ને આર્દ્રતા આશા, જેનાં ખંડિત ના થયા,
ઉલ્લાસે જે અહોરાત્ર દેખી રૂડું રૂડું તથા
ટીપેટીપું શકે માણી જીવનાસવનું મધુ,
આકાંક્ષા જળતી નિત્યે અંતરે જેહના, વધુ
ને વધુ વહતાં વર્ષો આવે વૃદ્ધત્વ દેહને,
ભલે ગાત્રો થતા ઢીલાં, તો યે તે તો જુવાન છે.'

**'અજ્ઞાત'**

## શબ્દો

• મિશ્ર •

અગ્નિ તણો સંગ ન પામતાં સુધી,
નિસ્તેજ ટાઢા જ્યમ કોલસા રહે;
શબ્દો રહે નિષ્પ્રભ તેમ જ્યાં સુધી
જ્વાલા નહિ સર્જનની પ્રજાળે.

**પ્રહ્લાદ પારેખ**

# ખોવાએલી વીંટી

(બાળવિભાગ)



બાવો ક્રોધથી બોલ્યો 'બદમાશ! કામ પૂરું થયું નથી ને સોનામહોરો માગે છે! હવે તો પીઠ પર આ ચીપિયો પડશે!'

નગરશેઠનો એ દીકરો હતો. એનું નામ મુકુન્દ. એને નાનો મૂકીને એની મા મરી ગઇ હતી.

મુકુન્દ બાર વર્ષનો થયો ત્યારે તેણે પરદેશ વિદ્યાભ્યાસ કરવા અને દેશદેશાન્તર જોવા જવા વિચાર કર્યો. જતી વખતે એના પિતાએ એને એક હીરાજડિત વીંટી આપી કહ્યું, 'આ વીંટી તારી બાની છે. એમાં તારી બાની નાનકડી છબી જડેલી છે. તું વિદ્યાભ્યાસ કરીને અને દેશવિદેશ ફરીને પાછો આવીશ ત્યારે તો તું મોટો થઇ ગયો હોઇશ, એટલે વખતે હું તને ન પણ ઓળખી શકું. એ વખતે તું આ વીંટી મને બતાવીશ એટલે હું તને ઓળખી લઇશ.'

મુકુન્દે વીંટી એક કરીમાં ગાંઠી કરી ગળામાં નાખી લીધી, અને સૌના આશીર્વાદ લઇ ચાલી નીકળ્યો.

મહિના વીત્યા અને વર્ષો વીતવા લાગ્યા. નગરશેઠ બીજી સ્ત્રી પરણ્યા અને તે સ્ત્રીને પણ એક દીકરો થયો. ધીમે ધીમે નગરશેઠ મુકુન્દને ભૂલવા લાગ્યા. એમ કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં. મુકુન્દનો હજી પત્તો નહોતો. સૌએ માન્યું, મુકુન્દ મરી ગયો હશે.

બાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કર્યા પછી બેત્રણ વર્ષ દેશવિદેશ પ્રવાસ કરીને મુકુન્દ ઘેર આવવા નીકળ્યો. હવે તે સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષનો મજાનો જુવાન બની ગયો હતો. તેનો ચહેરો બદલાઇ ગયો હતો ને તેનો અવાજ પણ બદલાઇ ગયો હતો. પ્રવાસ અને પરિશ્રમથી તેના આખા શરીરનો બાંધો પણ બદલાઇ ગયો હતો. વખતે કોઇ તેને ઓળખી શકશે નહિ એવો તેને ભય હતો. પણ પેલી વીંટી તેની પાસે હતી એટલે એને નિરાંત હતી.

જંગલમાં રાતવાસો કરતો કરતો તે ચાલ્યો આવે છે, એવામાં એક રાત્રે એ જંગલમાં ક્યાંક તેના ગળામાંથી કરી તૂટી ગઈ અને નીકળી પડી, પણ તેની એને ખબર રહી નહિ. સવારે ઊઠી તેણે આગળ ચાલવા માંડ્યું.

અરધો રસ્તો કાપ્યા પછી તેને વીંટી યાદ આવી. જુએ તો કંઇ ન મળે! તેને એટલું તો દુઃખ થયું કે તરત ભોંય બેસી પડ્યો. થોડી વારે સ્વસ્થ થઇ વીંટીની શોધમાં પાછો ફર્યો. બે દિવસ સુધી ઊભે રસ્તે ખોળાખોળ કરી, પણ વીંટી જડી નહિ. છેવટે નિરાશ થઇ તે પાછો ફર્યો. 'પિતાને બધી વાત કહીશ, તે કદાચ મારી વાત માનશે ને મને ઓળખશે.' તેણે મનમાં વિચાર કર્યો.

વખત જતાં તે ગામમાં આવી પહોંચ્યો ને નગરશેઠને ઘેર જઇ ઊભો. નગરશેઠે તેને ઘણી અનેક વાતો પૂછી ખાતરી કરી લીધી કે તે પોતાનો દીકરો મુકુન્દ જ છે, પણ તેમની નવી સ્ત્રીએ એ વાત માની નહિ. તે બોલી, 'આખું ગામ કહે છે કે મુકુન્દ મરી ગયો છે. માટે આ કોઇ બદમાશ મુકુન્દનું નામ લઇ અગાઉથી ઘરની વાતો જાણી લઇ આપણને ઠગવા ને મફતની મિલકત ભોગવવા આવ્યો હશે તો? સાચો મુકુન્દ હોય તો એની બાની વીંટી બતાવે.'

શેઠે મુકુન્દને વીંટી બતાવવા કહ્યું. મુકુન્દે વીંટી ખોવાઇ ગયાનું જણાવી બધી વાત કહી. પણ શેઠાણીના મનનું સમાધાન થયું નહિ, તે બોલી, નક્કી બદમાશ છે.

શેઠે મુકુન્દને ઘરમાં પેસવા ન દીધો.

ઉદાસ મુખે મુકુન્દ ઘર છોડી ગામ છોડી ચાલી નીકળ્યો. ગામને છેવાડે આવેલા શિવમંદિરમાંથી તે

વખતે ઘંટારવ થતો હતો. એ ઘંટારવમાંથી મુકુન્દને જાણે કોઇની વાણી સંભળાતી હતી: 'આવા મંગળ સમયે શા સારૂ તું ઉદાસ મુખે ને ધીમે પગલે ચાલી નીકળ્યો છે, જુવાન?'

મુકુન્દે જવાબ દીધો, 'પંદર વર્ષે ઘેર આવ્યો, ત્યાં ઘરે મને જાકારો દીધો. એ શું ઉદાસ થવા જેવી વાત નથી?'

'ના; ઉદાસ થવા જેવું ક્યાંય કશું નથી. આ જોને, લોકો અમારા શરીર પર ઘા કરે છે ત્યારે અમે ઘાનું દુઃખ ભૂલી કેવો મધુર રણકાર કરી ઊઠીએ છીએ?'

'ઓહો! ત્યારે હું પણ શા માટે ઉદાસ રહું? હે દેવમંદિરના ઘંટો! આજે હું જાઉં છું; પણ એક દિવસ જ્યારે મારી જાની વીંટી લઇને પાછો આવું ત્યારે આવો મધુર ઘંટારવ સંભળાવજો.'

ઉત્સાહભેર પગલાં ભરતો એ આગળ ચાલ્યો. પણ હજી તેના દિલમાંથી દુઃખ ગયું નહોતું. રહીરહીને તેના મુખમાંથી ઊંડા નિઃશ્વાસ નીકળી પડતા હતા. રાત પડી ને નિરાશ મને તે ઊંઘી ગયો. સવારે ઊઠ્યો ત્યારે પણ એના મનનો ભાર હજી હળવો થયો ન હતો.

ઝાડે ઝાડે, ડાળે ડાળે પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતા ને હીંચકા ખાતાં હતાં. એ કલરવમાં મુકુન્દને જાણે કોઇ કહેતું સંભળાયું: 'આવા ખુશનુમા સમયે શા સારૂ તું દુઃખી મને ડગલાં ભરે છે, જુવાન!'

મુકુન્દે જવાબ દીધો, 'પંદર વર્ષે ઘેર આવ્યો ત્યારે ઘરે જાકારો દીધો. એ શું દુઃખી થવા જેવી વાત નથી?'

'ના, દુઃખી થવા જેવું ક્યાંયે કશું નથી. આ જોને, જીવતર બધું પળેપળે જાળમાં સપડાવાનો ભય છતાં અમે કેવાં ગાન ગાઇએ છીએ! નાની શી જિંદગીમાં ગાયું એટલું ભલું.'

'ઓહો! ત્યારે હું શું કરવા ન ગાઉં? હે વનવનનાં પંખીઓ! આજે હું જાઉં છું; પણ એક દિવસ જ્યારે મારી જાની વીંટી લઇને પાછો આવું ત્યારે ફરી આવો મધુર કલરવ મને સંભળાવજો.'

મુક્ત કંઠે ગાતો ગાતો મુકુન્દ આગળ વધ્યો.

ચોતરફ વનશ્રી ખીલી રહી હતી. ડાળીએ ડાળી ભારથી નમી રહી હતી. જાણે વનરાવને ફૂલના વાઘા સજ્યા હતા. દશે દિશા ભરીને વસંતનો સુગંધી વાયરો વાઇ રહ્યો હતો. એ સુગંધમાં મુકુન્દને જાણે કોઇની વાણી સંભળાઇ: 'આવા પ્રફુલ્લ સમયે ફૂલવિહોણો તું શા સારૂ જાય છે, જુવાન?'

મુકુન્દે જવાબ દીધો, 'પંદર વર્ષે ઘેર આવ્યો ત્યારે ઘરે જાકારો દીધો એ શું ફૂલવિહોણા જવા જેવું નથી?'

'ના, ફૂલવિહોણા જવા જેવું ક્યાંયે કશું નથી. આ જોને, વંટોળિયાની થપાટો ખાઇખાઇને. પાંખડીએ પાંખડીએ છિન્નભિન્ન થઇ જઇને, છેવટે ધૂળમાં રગદોળાઇને નામશેષ થતાં પણ અમે કેવાં સુગંધ વહાવીએ છીએ! ભલા! એ સિવાય જગતમાં બીજું કામે શું કરવાનું છે?'

'ઓહો! ત્યારે હું શું કરવા સુગંધ વિનાનો રહું? હું યે ફૂલ જેવું ફૂલ બની જીવીશ. હે દશે દિશાનાં ફૂલ! આજે હું જાઉં છું પણ એક દિવસ જ્યારે મારી જાની વીંટી લઇને પાછો આવું ત્યારે ફરી આવી સુગંધ વહાવજો.'

મુકુન્દે થોડાંક ફૂલ ચૂંટી માથામાં, ને કાને ભરાવ્યાં. કેસૂડાનાં ફૂલની એક લાંબી ડાળી હાથમાં ધજાની પેઠે લઈ લીધી. પછી ઉલ્લાસભેર એ આગળ ચાલ્યો.

જતાં જતાં ઘોર જંગલ આવ્યું. મુકુન્દે જંગલમાં પ્રવેશ કર્યો. ત્યાં દૂરથી તેને એક હાક સંભળાઇ.

'નાસી જા, રે! નાસી જા. પાછો જતો રહે, નહિ તો મૂઓ પડીશ.'

મુકુન્દે મો ફેરવી જોયું તો એક બુઢ્ઢી ડોશી થોડેક દૂર એક ટેકરી પર છાણાં થાપતી હતી. મુકુન્દે તેની પાસે જઈ પૂછ્યું, 'શા સારૂ મને નાસી જવાનું કહે છે?'

ડોશીએ કહ્યું, 'મૂરખ! હમણાં પેલો અઘોરી આવશે તો જીવતો નહિ મેલે. નાસી જા, નાસી જા. આ વનમાં ફરી પગ મૂકીશ નહિ. આ તો અઘોરી બાવાનું વન છે.'

'પણ માજી!' મુકુન્દે હસતાં હસતાં કહ્યું: 'મારે જરા બાવાજીને જોવા છે!'

ત્યાં તો પવનની લહેરમાં, ન ગમે તેવી કંઇક વાસ ખેંચાઇ આવી. 'એ આવ્યો જો, ત્યારે.' આટલું બોલી ડોશી ચૂપ થઇ ગઇ ને છાણાં થાપવા લાગી ગઇ.

પળ વારમાં તો ઊંચી પડછંદ કાળીમેશ કાયાવાળો, માથે જથરપથર જટાવાળો, એક હાથમાં લાંબો વજનદાર ચીપિયો ને બીજા હાથમાં ચીબડું લઇ બચકાં ભરી ભરી ખાતો એવો એ વનનો માલિક અઘોરી બાવો ત્યાં આવી પહોંચ્યો; ને જોરથી પથ્થર પર ચીપિયો પછાડી બોલ્યો, 'કેમ આવ્યો છે અહીં?'

મુકુન્દે શાંતિથી જવાબ દીધો: 'નોકરી રહેવા'

'નોકરી?' બોલતા બોલતા બાવો એવું હસ્યો' નદીકાંઠાની ગોઝી બેખડ ધસી પડતાં અવાજ થાય એવો એ હસવાનો અવાજ હતો. પણ મુકુન્દ જરાયે ગભરાયો નહિ

'હા! હા' હા' હું તને સરસ નોકરી આપીશ ઠીક તો જો, મારે આ આખું જંગલ કાપી બે ય છેડા સુધી સુન્દર મેદાન બનાવવું છે. તને આજથી એ કામ સોંપુ છું. પણ યાદ રાખજે, એક હજાર ને એક દિવસમાં એ પૂરૂ થઈ જવું જોઈશે. થશે તો એક હજાર ને એક સોનામહોર પગારમાં આપીશ, ને નહિ થાય તો આખી જિંદગી મારો ગુલામ કરીને રાખીશ. છે કબૂલ?'

'હા કબૂલ' મુકુન્દે કહ્યું.

'તો ચડી જા આજથી કામે. પણે પેલી કુહાડી પડી છે. પણ ખબરદાર' અધવચમાં નોકરી છોડી નાસવાનું કર્યું છે તો ઊભો ને ઊભો ચીરી નાખીશ'

આખો દિવસ ઝાડ કાપવાની સખત મજૂરી કરી થાકેલા મુકુન્દને સાંજે બાવાએ જોયો ત્યારે પણ તે પહેલાંના જેવો હસતો ને ગાતો હતો. બાવાને એ જોઈ ચીડ ચડી. તે બોલ્યો, 'આમ માણસાની પેઠે કામ કરીશ તો હજી જોડીશ, યાદ રાખજે' મુકુન્દ બોલ્યો, 'કાલથી વધારે સખત કામ કરીશ'

બીજે દિવસે મુકુન્દે ખૂબ કામ કર્યું. સાંજે બાવાએ જોયું કે કામ ઘણું થયું છે, પણ મુકુન્દ તો આજે પણ હસે છે ને ગાય છે' તેણે આજે પણ 'કામ કેમ બરાબર નથી કરતો?' કહી મુકુન્દને ઠપકો દીધો. મુકુન્દ ઠપકો ગળી ગયો.

મુકુન્દે જોઈ લીધું કે બાવાને હસતો ગાતો ચહેરો ગમતો નથી. એટલે એણે ત્રીજે દિવસે આગલા દિવસ કરતાં થોડું કામ કર્યું, પણ જાણે ખૂબ થાકી ગયો હોય એવો ભારે ચહેરો ધારણ કર્યો. બાવો એ જોઈ ખુશ થયો. તે બોલ્યો, 'હં એવી મજૂરી કર'

થોડાક દિવસ પછી મુકુન્દે બીજી એક યુક્તિ કરી. તેણે વિચાર કર્યો કે આવી રીતે રોજ મજૂરી કરીશ તો જરૂર એક હજાર ને એક દિવસ પૂરા થાય તે પહેલાં જ આખું જંગલ સાફ થઈ જશે, અને બાવો એ સમજી જશે તો સોનામહોરો આપવી પડે એથી વચમાં કંઈ કંઈ વિઘ્ન નાખશે, માટે બાવાને ખરેખરું કામ કેટલું થાય છે એ જાણવા દેવું નહિ.

બીજા દિવસથી મુકુન્દે રોજ એ જ્યાં ઝાડ કાપતો હતો ત્યાંથી સો વાર પાછળના ભાગથી ઝાડ કાપવા શરૂ કર્યાં. આખો દિવસ એ પ્રમાણે કામ કરી થોડો વખત પહેલાંની જગ્યાએ કામ કરતો ને અતિશય થાકી ગયો હોય તેમ ઘેર પાછો ફરતો. બાવો એનો થાકી ગયેલો ચહેરો જોઈ ખુશ થતો ને કહેતો 'હં, એવી મજૂરી કર.'

આમ કરતાં કરતાં હજાર દિવસ પૂરા થવા આવ્યા. મુકુન્દે આખું જંગલ સાફ કરી નાખ્યું હતું, માત્ર થોડાંક જ ઝાડ રહેવા દીધાં હતાં. છેલ્લો દિવસ આવ્યો. મુકુન્દે આજે ખૂબ ઉદાસ થઈ ગયો હોય એવો ચહેરો ધારણ કર્યો. કામે જતી વખતે તેણે બાવાને પગે લાગી કહ્યું, 'બાપા' જિંદગી આખી તમારા ગુલામ થઈ રહેવાનું છે તો આજથી જ શા માટે તમારી નોકરી ન કરું? મારા પર દયા રાખજો બાપુ!'

## સાચીખોટી વાત

સાચી ખોટી વાત,
એક હતી રાત

રાતે માગ્યો ચાંદો,
ચાંદો પડ્યો માંદો.

વૈદ આવ્યા ચાલી,
આપી નાડ ઝાલી

આપુ દવા બાઈ,
ખાજો ઊઠી ખાઈ

થોડો થોડો કાઢો રોજ,
આખો કાઢો એક રોજ.

થોડો થોડો કાઢો રોજ,
આખો કાઢો એક રોજ

જીવતો રહેશે ચાંદો,
નહિ તો મરશે માંદો

રાતે ખાધી ખાઈ,
એમાં કાઢ્યા ચાંદાભાઈ,

પછી કાઢ્યા ચાંદાભાઈ
રાત મલાડે ચાંદો,

રાતે રમાડે ચાંદો,
રાત ઉડાડે ચાંદો

ત્યાં તો ઊંઘી ગઈ રાત,
અને પૂરી થઈ વાત

સુન્દરમ્



બાવો મલકાતો મલકાતો બોલ્યો,'હજી તો આજનો દહાડો આખો ઊભો છે ને! કસીને મહેનત કર. જંગલ આખું કપાઈ જશે.'

'જેવા આપના આશીર્વાદ!' કહીને મુકુન્દ ઊપડ્યો.

બાવાએ ગઈ કાલે સાંજે જ જોયું હતું કે હજી તો સો વાર જંગલ પણ સાફ થયું નહોતું એટલે મુકુન્દ આપણો ગુલામ થવાનો જ. એ વિચારથી તે હસતો હતો. પરંતુ મુકુન્દે આગલા ભાગનાં તથા છેક છેડેનાં થોડાંક ઝાડ સિવાય આખું જંગલ કાપી નાખ્યું હતું. આજે તે પહેલા પાસેનાં ઝાડ કાપી નાખી પછી છેડા પરનાં ઝાડ કાપવા ગયો અને તે પણ એક પછી એક કાપી નાખ્યાં. છેક છેલ્લું ઝાડ કપાઈને ભોંય પર પડ્યું ત્યારે એ ઝાડની વચલી ડાળીઓમાં એક સુંદર માળો તેની નજરે પડ્યો. તેણે તે માળો તપાસ્યો તો અજબ થઇ ગયો! જે વસ્તુને અભાવે તેને ઘરમાંથી અપમાનિત થઇ નીકળવું પડ્યું હતું તે તેની મૃત માતાની સ્મૃતિ—પેલી વીંટી આ માળામાંથી તેને મળી આવી! હજાર દિવસનો તેનો થાક એ વીંટી જોઇને એક પલકમા ઊતરી ગયો.

સાંજે મુકુન્દ હસતો હસતો બાવાની સામે આવી ઊભો રહ્યો. બાવાએ આજે એને પોતાના પગમાં પડી ચોધાર આંસુએ રોતો જોવાની આશા રાખી હતી, તેથી એને આમ હસતો જોઇ એને તો ભારે ક્રોધ ચડી ગયો ને બોલ્યો, 'હસે છે શું, મૂર્ખ!? જાણે છે હવે તું મારો ગુલામ છે?!'

'ના રે બાબા! એ તો હું નથી જાણતો!' મુકુન્દે શાંતિથી કહ્યું.

'નથી જાણતો? આપણે શરત કરી હતી એ નથી ખબર? તું એક હજાર ને એક દિવસમાં આખું જંગલ કાપી નાખે તો તને એક હજાર ને એક સોનામહોરો મળે ને ન કાપી શકે તો જિંદગીભર મારો ગુલામ થઇ રહે. કેમ, આવી શરત નહોતી કરી?' બાવાએ કહ્યું.

'કરી જ હતી તો! લાવોને સોનામહોરો ક્યાં છે? મારી આ ચાદર ભરાઇ જશે!' મુકુન્દે ખભેથી ચાદર લઈ જમીન પર પાથરતાં કહ્યું. એ જોઇ બાવાને આટલા ક્રોધમાં પણ હસવું આવી ગયું. તે બોલ્યો, 'બદમાશ! કામ તો પૂરૂં થયું નથી ને સોનામહોરો માગે છે? હવે તો પીઠ પર પડશે આ ચીપિયો સડાક! સડાક!'

'પણ કામ તો ક્યારનું યે પૂરૂં થઇ ગયું છે. આખા જંગલમાં એક પણ ઝાડ હવે ઊભું નથી.' મુકુન્દે સ્વસ્થતાથી કહ્યું.

'છટ્ છટ્! જુઠ્ઠા! મને બનાવે છે!' કહી બાવાજી ચીપિયો લઈ મારવા દોડ્યા.

મુકુન્દે સામો ફૂંફાડો કર્યો: 'બાવાજી! તમારૂં કામ પૂરૂં કરી નાખ્યું છે, છતાં જો મને મારવા આવશો તો હું યે સામો મારીશ.'

બાવો દોડતો રહી ગયો. તે બોલ્યો, 'ચાલ ત્યારે, નજરે દેખાડ તારૂં કામ.'

બાવો ને મુકુન્દ આખું જંગલ ફરી વળ્યા. આવડું મોટું જંગલ સાફ થઇ ગયું છતાં પોતાને કશી ખબર પણ પડી નહિ એ જોઇ બાવો દાંતમાં આંગળાં ઘાલી ગયો. થોડી વાર વિચારમાં પડી ગયો, પછી એકદમ હરખમાં આવી જઇ બોલી ઊઠ્યો, 'વાહ! બચ્ચા વાહ! તેં ખરી કરી! પચાસ વર્ષથી હું આ જંગલમા રહું છું પણ તારા જેવો મહેનતુ અને બુદ્ધિશાળી મને કોઇ મળ્યો નહોતો. આજે તને જોઇ મને બહુ આનંદ થાય છે. માગ બચ્ચા! તારે શું જોઇએ?'

'મારે? મને તો મારી મહેનતની એક હજાર ને એક સોનામહોરો મળે એટલે બસ.' મુકુન્દે કહ્યું.

'બસ?' બાવો હસીને બોલ્યો: 'નહિ નહિ બચ્ચા! તારા જેવો બુદ્ધિશાળી અને વળી બળવાન મને બીજે ક્યાં મળવાનો હતો? જા, ખુશ થા—મારો બધો ખજાનો અને આ બધી જમીન હું તને આપી દઉં છું.'

મુકુન્દ ભારે પૈસાદાર બની ગયો. નોકરચાકરોની હવે તેને ખોટ રહી નહિ. ભારે ઠાઠમાઠ ને ધામધૂમ સાથે તે પોતાને ગામ જવા નીકળ્યો. વનરાવનનાં ફૂલોએ એને જોઇ સુગંધી વહાવી, વનવનનાં પંખીઓએ મધુર કલરવથી એનો સત્કાર કર્યો અને ગામમા પેસતાં દેવમંદિરના ઘંટોએ મધુર રણકાર કરી તેનું સ્વાગત કર્યું. આખા ગામે તેનું સામૈયું કર્યું. વીંટી જોઇ તેના પિતાની આંખમાં આંસુ આવી ગયાં. પિતા-પુત્ર ભેટ્યા. અપરમાએ પણ પુત્રને આશીર્વાદ આપવા તેને માથે હાથ મૂક્યો; મુકુન્દે એ હાથની એક આંગળીમાં પોતાની મૃત માતાની છબી વાળી વીંટી પહેરાવી દીધી અને તરત જ તેના પગમાં ઢળી પડી બોલ્યો: 'માતાજી!'

રમણલાલ સોની



# મધુકરી

એક અનન્ત ક્યારે
વિચરું ભવભવને ધારે
ક્ષિતિજકિનારે પાંખ પસારું, દિગન્તને ઉંબર ડગ માંડું,
સૂર્ય તણી પરકમ્મા કોટિ આદરું તુજ માટે—વિચરું૦
જીવનના ભાથા લઈ બાંધી, મૃત્યુ તણા વનવગડા વીંધી,
કાળકિનારે ભમું ઉદ્દામ તવ દર્શન તલસાટે—વિચરું૦

(ગુણસુંદરી)

—સુન્દરમ્

## સ્વ. નરસિંહરાવ ભોળાનાથ

*** ગઈ તા. ૧૪મી જાન્યુઆરીના રોજ એમનું અવસાન થયું મિત્રો અને પ્રિયજનોના નરુભાઈ-નરુકાકા અને ગુજરાતી સાહિત્યના પિતામહ (Grand old man) એ શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ આજથી એક પચીસી પૂર્વેની સંસ્કારિતાના જાણે મૂર્ત સ્વરૂપ હતા જોકે દિવસાનુદિવસ થતા જતા એના મૂલ્ય પરિવર્તનને તેઓ અપનાવ્યે રહ્યા હતા, છતા જેમા એ રાચતા એ પુરાણી સંસ્કારિતાનું પડ તો એમને કાયમ વીંટળાએલું જ રહ્યું હતું

શ્રી નરસિંહરાવનો જન્મ (૧૮૫૯ના સપ્ટેમ્બરની ત્રીજીએ) ભોળાનાથ સારાભાઈ જેવા ગુજરાતના આદ્ય ને પ્રખર સુધારકને ત્યાં થયો હતો એટલે ધર્મ તથા સમાજને સંસ્કારિતામાં નવા મંડાણ કરવાનો ગુણ તેમનામાં સહજ ઊતર્યો હતો ૧૮૮૦મા તેમણે બી એ ની પરીક્ષા પસાર કરી અને સંસ્કૃતમા પ્રથમ નબર આવી ભાઉ દાજી પારિતોષિક મેળવ્યું સ્વ. મણિલાલ નભુભાઈ, પ્રો. શ્રીધર ભાંડારકર, દી બા. કેશવલાલ ધ્રુવ વગેરે એમના સહાધ્યાયીઓ હતા

બી એ થયા પછી એમ એ ને એલએલ બી માટે એમણે અભ્યાસ કરવા માંડેલો, પણ તે અરસામાં ઇ ૧૮૮૪મા સ્ટેચ્યુટરી સિવિલ સર્વિસમા જગ્યા મળી ગઈ ને તેઓ ખેડા જિલ્લાના આસિસ્ટંટ કલેક્ટર નીમાયા એટલે આગળ અભ્યાસ પડતો મૂક્યો ત્યાથી સોલાપુર, બીજાપુર, કારવાર, સિંધ હૈદ્રાબાદ, નાશિક, ખાનદેશ, રત્નાગિરિ વગેરે સ્થળોએ તેમની બદલી થતી રહી હતી ૧૯૦૫થી તે ૧૯૧૨મા નિવૃત્ત થયા ત્યાં સુધી તેઓ રત્નાગિરિમા જ રહ્યા

કવિતા પ્રત્યેની અભિરુચિ કુમાર વયથી જ એમને હતી, અને એ પ્રયત્નો શિથિલ થયા ન થયા ત્યા નારાયણ હેમચંદ્રનો સમાગમ થયો એમના જ આગ્રહથી અમના પરિચયમા નરસિંહરાવે, જૂના યુગ ને નવા યુગને નોખા પાડતી નવયુગની ઉષા સમી કવિતા લખવાની પોતાની પ્રેરણાને સજીવન કરી, અને એ ઋણને પોતાના પહેલા સમૃદ્ધ 'કુસુમમાળા'ની અર્પણપત્રિકાથી અંકિત કર્યું.

એમની નોકરી અને સાહિત્યસેવાનો લાંબો ગાળો દક્ષિણમા જ વીત્યો. ૧૮૮૭મા એમનો પહેલો કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' બહાર પડ્યો બીજા પ્રાંતોની સરખામણીમા ગુજરાતી ભાષાની અનીતિ અવ્યવસ્થિત જોડણીનો પ્રશ્ન તેમને ખૂબ સાલતો રહ્યો હતો અને એને માટેની એમની ધગશ અને પ્રયત્નો ગુજરાતી સાહિત્યમા સ્વયંપ્રતિષ્ઠ છે છેક ૧૮૮૮મા એમણે 'બુદ્ધિપ્રકાશ'મા જોડણી વિષયક વિસ્તૃત ચર્ચા છપાવી ત્યારથી એ જોડણીની શાસ્ત્રીય ચર્ચાનો આરંભ ગણી શકાય. ૧૮૯૬મા એમનું બીજું પુસ્તક 'હૃદયવીણા' પ્રગટ થયું

નોકરીમાથી તેમના નિવૃત્ત થયા પછી બીજે જ વર્ષે અમદાવાદમા જે પ્રાંતિક સંસાર સુધારા પરિષદ મળી હતી તેનું પ્રમુખસ્થાન તેમને આપવામા આવ્યું હતું ને એ સ્થાનેથી એમણે જે વ્યાખ્યાન આપેલું તે સુધારક તરીકેની તેમની પ્રતિષ્ઠાને છાજે તેવું જ હતું આજના યુગમાં જન્મનાર અને જીવનારને એ કાળના સમાજસુધારાની કઠણતાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે સમાજસુધારાનો નરસિંહરાવનો આદર્શ માત્ર પોતાથી જ શરૂ કરવામા પર્યાપ્તિ નહોતો પામતો, પણ સમસ્ત સમાજને સ્પર્શતો. તેઓ એકેશ્વરવાદમા માનનારા અને ચરમ પ્રાર્થના સમાજના ... પંક્તિમાં બેસતા

આપેલા ઉપદેશો અને વ્યાખ્યાનોની સંખ્યા ઘણી મોટી છે. પ્રાર્થનામાળાના છેલ્લા ભાગોમાંનાં એમનાં રચેલાં પદો ગુજરાતનાં ભક્તિકાવ્યોમાં ઊંચું સ્થાન ભોગવે તેવાં છે.

હિંદના જુદાજુદા પ્રાંતોમાં ફરવાથી અનેક પ્રાંતીય ભાષાઓનો તેમણે નિકટનો પરિચય સાધ્યો હતો. હેમચંદ્રાચાર્યના વ્યાકરણના 'અપભ્રંશ' અધ્યાયનો એમણે બહુ સારી રીતે અભ્યાસ કર્યો હતો અને અપભ્રંશમાંથી ગુજરાતી ભાષાના ક્રમિક અવતારોનું એમણે સૂક્ષ્મ મનન કર્યું હતું. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓના એ અભ્યાસથી જે ચોકસાઈ આવવી જોઈએ એ એમના સારસ્વત જીવનનો તેમજ નિત્યના સામાન્ય જીવનનો પ્રધાન સૂર હતો એ અનુભવ તથા પોતાની વિદ્વત્તા તેમજ ચોકસાઈના પીઠબળ સાથે ગુજરાતી ભાષાશાસ્ત્રના સંશોધનના ક્ષેત્રમાં એમણે કરેલું કાર્ય તો યુગવર્તી છે. સાક્ષર, કવિ, સમાજસુધારક અને વિવેચક નરસિંહરાવને પડછે કદાચ ભાષાશાસ્ત્રી નરસિંહરાવ તરીકે ગુજરાતી સાહિત્યમાં તેમનું નામ ચિરંજીવ બની જાય એવા સમર્થ એમના એ પ્રયત્નો છે. ગુજરાતી 'હ'કારનો તેમનો આગ્રહ અને વર્ષો સુધી એમણે ચલાવેલી 'પ્રેમાનંદના નાટકોની' ચર્ચાએ તો ગુજરાતી સાહિત્યના અદનામાં અદના પરિચિતના મોઢે પણ એમનું નામ રમતું કરી દીધું છે. એમના ગુજરાતી ગદ્ય લખાણોમાં 'મનોમુકુર'ના બે ભાગ તથા 'સ્મરણમુકુર' તો પ્રસિદ્ધ થઈ ગયાં છે. પણ એ ઉપરાંતના એમના સંખ્યાબંધ લેખો અને વિવેચનો હજુ સામયિકોમાં જ દટાએલા પડ્યા છે.

એમનો ત્રીજો કાવ્યગ્રંથ 'નૂપુરઝંકાર' ઈ. ૧૯૧૪માં બહાર પડયો. તે પછી કરુણ પ્રશસ્તિરૂપે 'સ્મરણ સંહિતા' બહાર પડ્યું એ ઇ. ૧૯૧૫ની સાલમાં સુરતની પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદે તેમની વરણી કરવામાં આવેલી એ સમયનું તેમનું ભાષણ અને એ જ વર્ષે મુંબાઈ યુનિવર્સિટી તરફથી એમણે આપેલાં 'વિલ્સન ફાઇલૉલૉજિકલ લેકચર્સ'ની માળાના વ્યાખ્યાનો ગુજરાતી ભાષાના ઇતિહાસ ઉત્પત્તિ અને વિકાસ ઉપર અભૂતપૂર્વ પ્રકાશ પાડનારાં નીવડયાં છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં વિશિષ્ટ શૈલીનું એમનું 'વિવર્તલીલા' અઢી વર્ષ પહેલાં જ બહાર પડ્યું છે. 'કવિતા અને સંગીત' તથા 'અભિનયકલા' પણ એમના સૂક્ષ્મ અવલોકન અને વિદ્વત્તાની સાક્ષીરૂપ નિબંધો છે

૧૯૨૧ની સાલમાં જ્યારે મુંબાઈ યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસને સ્થાન મળ્યું ત્યારે એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે તેમને નીમી લેવામાં આવ્યા હતા અને છેવટ સુધી તેઓ એ પદ પર જ રહ્યા હતા. એ જ યુનિવર્સિટી તરફથી ૧૯૩૦ની સાલમાં વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં એમણે ગુજરાતી સાહિત્ય પર જે ચાર વ્યાખ્યાનો આપ્યાં હતાં તેમાં પણ એમની સૂક્ષ્મ દૃષ્ટિ અને સત્યનિષ્ઠા આગળ તરી આવે છે.

નિખાલસતા, એ એમની સમસ્ત જીવનમાળામાં સળંગ દોર રૂપે રમી રહેલો ગુણ હતો એમ એમના પરિચયમાં આવનાર જ નહિ, પણ એમનાં લખાણો વિવેચનો અને ચર્ચાઓ વાંચનાર હરકોઈને જણાશે એ નિખાલસપણાને લીધે પરિણમેલા એમના કટુ સત્યવક્તાપણાએ કદાચિત કોઈને દુભવ્યા હશે; તો એ જ નિખાલસતામાંથી જન્મેલી સરળતાએ છતી પણ લીધા હશે. એટલો જ અગત્યનો એમના જીવનનો બીજો ગુણ તે ચોકસાઈ—અત્યંત ઝીણવટભરી, વિજ્ઞાનીના જેવી ચોકસાઈ વ્યાકરણ જોડણી અને ભાષાશાસ્ત્રના *એમના લેખો ને સાહિત્યવિવેચનો એ ગુણની જાગતી પ્રતીતિ છે.*

એ નિખાલસ, પ્રેમલ અને ભગવદ્ભક્ત હૃદય પર કુદરતના આઘાતો પણ ઓછા નહોતા થયા. એમના ગયાં જ પ્રિયજનો—પુત્ર, પુત્રીઓ, દૌહિત્ર, અને છેવટે એમનાં પત્ની—સૌ એક પછી એક, એમની જ હયાતીમાં વિદાય થયાં એના ઘા જીવનમાં એક પછી એક જે વીરતાથી એમણે ઝીલ્યા છે તે એમનો એટલો જ બીજો મહદ્ ગુણ હતો

છેલ્લા ત્રણ ચાર વર્ષથી એમની તબીયત લથડી હતી ને તેમાં ગત દોઢ વર્ષથી તો તેઓ પથારીવશ જ હતા પચાસ વર્ષ પહેલાં શરૂ થએલું એમનું લેખનકાર્ય આ સ્થિતિ આવી ત્યારે જ, છેલ્લું 'બુદ્ધચરિત'નું પુસ્તક બહાર પાડી વિરમ્યું.

પશ્ચિમની ઢબની કવિતાને ગુજરાતી સાહિત્યમાં અવતારનાર નવયુગના અગ્રણી અને ઊર્મિશીલ કવિ, વિદ્વાન વિવેચક અને અપ્રતિમ ભાષાશાસ્ત્રી, ગુજરાતી સાહિત્યના પિતામહ સમા એ વૃદ્ધ સાક્ષરની ઓગણીસોમી જન્મજયંતિ હજુ ત્રણ જ વર્ષ પર ગુજરાતી સાહિત્ય જનતાએ ઊજવી એમના વાત્સલ્યની જે તૃપ્તાર્તતા બતાવી હતી એ એમના નિધનથી જેવી ને તેવી જ રહી ગઈ છે, અને નજીકના ભવિષ્યમાં એ કોઈથી છીપે એવાં ચિહ્ન પણ જણાતાં નથી. ગુજરાતી સાહિત્યનું એટલું વધુ દુર્ભાગ્ય.

### ફૈઝપુરનો પરિચય

* * * પચાસ વર્ષ પછી પહેલી જ વાર મહાસભાએ પોતાની બેઠક ફૈઝપુર નામના ગામડામાં ભરી. જી. આઈ. પી. રેલવેના બુરહાનપુર અને ભુસાવળ સ્ટેશનો વચ્ચે આવેલા સાવદા સ્ટેશનથી ચાર માઈલ દૂર આવેલા એ ગામડાનો આ ઐતિહાસિક પરિચય રસદાયક થઈ પડશે.

મુંબાઈ ઈલાકાના પૂર્વ ખાનદેશના, યાવલ તાલુકામાં ફૈઝપુર આવેલું છે. એની વસતી ભાગ્યે જ દસ હજારથી વધારે હશે. વિન્ધ્ય અને સાતપુડાની ગિરિમાળા વચ્ચે ઉચ્ચ સ્થાને તે આવેલું છે. આ પ્રદેશ સપાટ નહિ પણ ટેકરીઓથી વ્યાપ્ત છે. આ ટેકરીઓમાં ઘણી ખીણો છે ને તેમાં સરિતાઓનો પ્રવાહ વહે છે. આ પ્રદેશમાંથી નર્મદા ને તાપીના પ્રવાહો

અંદરની દીવાલો અને છાપરું અવાજ શોષી શકે એવા પદાર્થોનાં બનાવીને ૧/૯૬ સેકન્ડમાં આવી ૫૦ ટકા અસરો ઓછી કરી શકાય છે.

ફિલ્મ ઉતારતાં પહેલાં સ્ટુડીઓના સ્ટેજ ઉપર સાઉન્ડ ડાયરેક્ટર, લાઇટિંગ ડાયરેક્ટર, સીનેરિસ્ટ, કૅમેરામૅન, ડાયરેક્ટર અને છેવટે ઍક્ટરો એ બધાની સભા ભરાય છે. કામ કેવી રીતે કરવું એ વિષે બધા વાતચીત કરે છે, બધી ગોઠવણ નક્કી થાય છે અને ઍક્ટરો પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ જાય છે.

પછી તો સ્ટુડીઓમાં જુદે જુદે ઠેકાણેથી પ્રકાશના સંદેશાઓ વડે સૂચવાય છે કે 'અમે તૈયાર છીએ'. કૅમેરામૅન એની ખોલીમાથી સ્ટેજ ઉપર પ્રકાશ ફેંકી જણાવે છે કે ફિલ્મ ગોઠવાઇ ગઇ છે. સાઉન્ડ ડાયરેક્ટર સ્ટેજ નિરીક્ષક ઉપર 'ફોન' કરે છે કે તે પણ તૈયાર છે. છેવટે, ડાયરેક્ટર સૂચના કરે છે એટલે ઍક્ટરો પોતાનો પાઠ શરૂ કરી દે છે. ઇલેક્ટ્રીશિયન 'સ્વિચ' ચાલુ કરે છે, સાઉન્ડ રેકોર્ડર પોતાનું યંત્ર ચલાવે છે, ફોટોગ્રાફર કૅમેરાનું 'શટર' ખોલી દે છે અને ફિલ્મ 'ઊતરવાની' શરૂઆત થાય છે.

બોલતી ફિલ્મ બે રીતે ઉતારી શકાય છે: એક રીતને 'સાઉન્ડ-ઑન-ડિસ્ક' કહે છે; બીજીને 'સાઉન્ડ-ઑન-ફિલ્મ' કહે છે. સ્ટેજની અંદર ઘણાં માઇક્રોફોન લટકાવેલા હોય છે. તે એવી રીતે ગોઠવેલા હોય છે કે જ્યારે જ્યારે ઍક્ટર ફરે છે ત્યારે ત્યારે તેનું મુખ માઇક્રોફોન સામે જ હોય છે અને તેથી 'માઇક્રોફોન' તેનો અવાજ ઝીલી શકે છે. માઇક્રોફોનનો ધર્મ ધ્વનિના આંદોલનોને વિદ્યુત્‌ના આંદોલનોમા ફેરવવાનો છે. આ આંદોલનોને પછી મોટાં કરવામા આવે છે અને રૅકૉર્ડિંગ મશીનમાં દોરવામા આવે છે એટલે 'રેકૉર્ડ' (disc) ઉપર જુદાં જુદા આંદોલનો આલેખાય છે. 'સાઉન્ડ-ઑન-ફિલ્મ' પદ્ધતિમાં માઇક્રોફોનમાંથી ધ્વનિ-આંદોલનો વિદ્યુત્ આંદોલનોમા રૂપાન્તર થઇ પ્રકાશ-આંદોલનોમાં પરિણમે છે. ફિલ્મ ઉપર આ પ્રકાશ આંદોલનોનો દાતાઓના આકાર જેવો ફોટોગ્રાફ પડે છે. (આ આંદોલનો ફિલ્મની બાજુમાં જ પડે છે.)

આ તો રૅકૉર્ડિંગ થયું હવે આપણે થીએટરમાં ચિત્રોને બોલતાં કેવી રીતે સાંભળી શકીએ છીએ—અથવા આ 'રૅકૉર્ડ'નું રૅકૉર્ડિંગ કેવી રીતે થાય છે—તે જોઇએ.

આને માટે આર. સી. એ ફોટોફોન, જેની અંદર ઉપરની બંને પદ્ધતિઓનો સમાવેશ કરેલો હોય છે તે, અથવા તો 'સાઉન્ડ-ઑન-ડિસ્ક' પદ્ધતિ વાપરતું વીટાફોન મશીન વપરાય છે. જે વખતે પડદા ઉપર ચિત્ર પડે છે તેજ વખતે પેલી 'રેકૉર્ડ' ચાલતી કરવામાં આવે છે (આ બધું વીજળીની મોટરથી જ થાય છે) અને તેની ઉપરની 'પિન'ના ધ્રુજારાને લીધે વિદ્યુત્‌નો પ્રવાહ ઉત્પન્ન થાય છે. એ પ્રવાહને 'ઍમ્પ્લીફાયર (amplifier)'ની મદદથી વિસ્તૃત કરી લાઉડસ્પીકરમાં લઇ જવામાં આવે છે, અને ચિત્ર 'બોલે છે'!! 'સાઉન્ડ-ઑન-ફિલ્મ' રીતે જો ચિત્ર બનાવ્યું હોય છે તો ફિલ્મને કોઇ પ્રકાશના કેન્દ્ર આગળથી દોડાવવામાં આવે છે. આ પ્રમાણે પ્રકાશનાં આંદોલનો વિદ્યુત્‌નાં આંદોલનોમાં અને તે ધ્વનિના આંદોલનોમાં રૂપાન્તર પામે છે. (ઉપર બતાવ્યું તે પ્રમાણે).

અલબત્ત ફિલ્મને બહાર પાડતાં પહેલાં અનેકવાર તેની પરીક્ષા લેવામા આવે છે અને સુધારાવધારા કરેલી છેવટની ફિલ્મ જ પ્રસિદ્ધિમાં મૂકાય છે. —પદ્મકાન્ત ર. શાહ

## ચતુરંગી ક્રિકેટ

મુંબાઇ ખાતે રમાએલી આ સાલની ચતુરંગી ક્રિકેટ ટૂર્નામેન્ટમાં હિંદુઓ છઠ્ઠીવાર-સૌથી વધારે વાર-વિજેતા થયા છે. ૧૯૧૯માં પ્રથમવાર વિજેતા થયા પછી તેમણે ૧૯૨૩, ૨૫, ૨૬ અને ૨૯માં તે માન મેળવ્યું હતું. આ કોમી મેચોની શરૂઆત ૧૮૯૨માં થઇ હતી. મુંબાઇના ગવર્નર લૉર્ડ હૅરીસે આની શરૂઆત કરી હતી. ૧૯૦૬ સુધી આ મૅચ ફક્ત યુરોપિયનો અને પારસીઓ વચ્ચે રમાતી. ત્યાર પછી તે દ્વિરંગીમાંથી ત્રિરંગી બની અને હિંદુઓને તેમાં સ્થાન મળ્યું. ૧૯૧૨માં તે ચતુરંગી બની. ત્યાર પછીનાં પચીસ વર્ષમા તે એકવીસ વાર રમાઇ છે. દેશભરના રાજકીય આંદોલનો જ્યારે સર્વને સ્પર્શી ચૂક્યા હતા ત્યારે આ મૅચ પણ ૧૯૩૦, ૩૧, ૩૨ અને ૩૩ એમ ચાર વર્ષ સુધી ખોરંભે પડી હતી. આ ચતુરંગીએ સારામા સારા ખેલાડીઓ જન્માવ્યા છે, જેમાંના આજે હિંદભરમાં અને પરદેશોમાં સુવિખ્યાત છે.

સર ઇબ્રાહીમ રહીમતુલ્લાના પ્રયાસથી ૧૯૧૨માં મુસ્લીમો દાખલ થયા અને આ રમત ચતુરંગી બની ત્યારથી તે આજ સુધીના વિજેતાઓની વર્ગણી આ નીચે આપી છે:

| વર્ષ | વિજેતા | વર્ષ | વિજેતા |
|---|---|---|---|
| ૧૯૧૨ | પારસીઓ | ૧૯૨૩ | હિંદુઓ |
| ૧૯૧૩ | ડ્રૉ | ૧૯૨૪ | મુસ્લીમો |
| ૧૯૧૪ | વરસાદથી અચોક્કસ | ૧૯૨૫ | હિંદુઓ |
| ૧૯૧૫ | યુરોપિયનો | ૧૯૨૬ | ,, |
| ૧૯૧૬ | ડ્રૉ | ૧૯૨૭ | યુરોપિયનો |
| ૧૯૧૭ | ,, | ૧૯૨૮ | પારસીઓ |
| ૧૯૧૮ | યુરોપિયનો | ૧૯૨૯ | હિંદુઓ |
| ૧૯૧૯ | હિંદુઓ | ૧૯૩૦ થી ૧૯૩૩ | બંધ રહેલી |
| ૧૯૨૦ | ડ્રૉ | ૧૯૩૪ | મુસ્લીમો |
| ૧૯૨૧ | યુરોપિયનો | ૧૯૩૫ | ,, |
| ૧૯૨૨ | પારસીઓ | ૧૯૩૬ | હિંદુઓ |

કુલ: હિંદુઓ ૬; યુરોપિયનો ૪; પારસીઓ ૩; મુસ્લીમો ૩ અને પરિણામ વગર ૫. (પ્રભબંધુ)

રશિયાનો તારણહાર મહાન પીટર અત્યંત ક્રોધી હતો. એકવાર આકરા ગુસ્સામાંથી તેની રાણી તથા મિત્રે તેને મહામુસીબતે શાંત પાડ્યા પછી તે એકાંતમાં ખૂબ રડતો જણાયો. કારણ પૂછતાં તે બોલ્યો: 'અફસોસ છે કે હું મારી પ્રજાને સુધારી શકું છું, પણ મારી જાતને નથી સુધારી શકતો.'

ગણિત ગમ્મત

૧૧નું વર્ગમૂળ ૧૨૧
૧૧૧નું ,, ૧૨૩૨૧
૧૧૧૧નું ,, ૧૨૩૪૩૨૧
૧૧૧૧૧નું ,, ૧૨૩૪૫૪૩૨૧
૧૧૧૧૧૧નું ,, ૧૨૩૪૫૬૫૪૩૨૧

આ આંકડાઓની ખૂબી તરફ ધ્યાન આપો ૧૧નો સરવાળો ૨ એટલે વર્ગમૂળનો વચ્ચેનો આંકડો ૨. ૧૧૧નો સરવાળો ૩ એટલે વચ્ચેનો આંકડો ૩. શરૂઆતથી એ આંકડા સુધીનો ક્રમ ચડતો ને પછીનો ઊતરતો આવે. એ રીતે ૧૧૧૧૧૧૧નું વર્ગમૂળ કાઢવું હોય તો એના સરવાળાનો ૭નો આંકડો વચ્ચે મૂકતા ૧૨૩૪૫૬૭૬૫૪૩૨૧ જવાબ આવે.

કહેવતોના અર્થ: 'મોં જોઇને ટીલું કરવું'. સામેના માણસની પાત્રતા પહેલેથી પરખી લઇ એ મુજબનું જ એની સાથે વર્તન રાખવાની શીખ દેતી આ કહેવતને મળતી આ બીજી કહેવતો પણ છે: 'હનુમાનને આકડાને શંકરને બિલી'; 'જેવા દેવ તેવી સેવા'; 'છાબુના દેવને કપાસીઆની આંખો'; 'ઊંટના મોને ઝાંખરાં'ઇ.

કાનમાં તેલ નાખતા રહેવાથી નાકનાં દર્દો નથી થતાં, આંખોનું તેજ વધે છે ને ઊંઘ પણ સારી આવે છે

અનેકાર્થી શબ્દ: કાર=કામકાજ, ધંધો; અસર; આભાર, વકર; નિશ્ચય; યત્ન; ક્રિયા, કાર્ય; ગજું; સંબંધ; ફેરફાર; બોધ; કર્તૃત્વ બતાવતો શબ્દ, જેમકે ચિત્રકાર; 'પણું' અર્થ બતાવતો શબ્દ, જેમકે અહંકાર.

યુરોપ અને અમેરિકા વચ્ચેના અંતરમાં દર વર્ષે ૬૩ ફૂટનો ફરક પડતો જાય છે.

શીશી કે બરણીઓપર લેબલ ચોંટી રહેતાં ન હોય તો એડહેસિવ પ્લાસ્ટરની પટ્ટીની ખડબચડી બાજુપર નામ લખીને તેને જ લેબલ તરીકે વાપરજો. સફેદ ચોંટી રહેશે; અને ઉખેડવાં હશે ત્યારે આખાં ઉખડી આવશે.

કૅફીન નામના ઝેરી સત્વનું નામ કૉફી ઉપરથી પડ્યુ છે, છતાં કૉફી કરતાં ચામાં તેનું પ્રમાણ પચાસ ટકા વધારે હોય છે!

એક: કેટલાક કુતરા પોતાના માલિક કરતાંયે વધારે સમજણા હોય છે.

બીજો: ખરી વાત; તમારા કુતરાને જોયા પછી મારો પણ એ જ અભિપ્રાય થયો છે

ચાંદીનાં ઘરેણાં કે વસ્તુઓ સાફ કરતાં પાણીમાં થોડો ટંકણખાર મેળવી લેજો

દુનિયામાં સૌથી ઝડપે ઊગતું ઝાડ યુકેલિપ્ટસનું છે. એ રોજ ૭ ઇંચ વધે છે.



વાદ્ય વાદ્યોની શોધનો એક ક્રમ ગયા અંકમાં આપ્યો હતો, આ બીજો ક્રમ છે; જેમાં હાડકામાં કાણું પાડીને કરેલી પહેલી શોધથી આજ સુધી માનવ કેમ પહોંચ્યો તે દર્શાવ્યું છે

તાજું રંગકામ થએલા ઓરડામાંની ઉગ્ર વાસ જલદી મટાડવી હોય તો થોડી ડુંગળી કાપીને એ ઓરડામાં મૂકજો. પણ પછી એ ડુંગળીનો નાશ કરવો ન ભૂલતા.

જૂનું ચવડ થઇ ગએલું બ્રૂશ પાંચેક મિનિટ તેલમાં પલાળી રાખવાથી ફૂલીને ટાઇટ તથા દેખાવમાં સુંદર બની જશે.

વા (Rheumatism)ના દર્દ પર મધમાખીના ડંખ ફાયદો કરે છે.

આબીસીનિયાની ભાષા લખતા દરેક શબ્દ પાછળ અર્ધવિરામ લખવો પડે છે.

ડુંગળીનો રસ માથા પર ઘસતા રહેવાથી માંદગીને લીધે ખરી ગએલા વાળ નવેસરથી આવે છે.

પળાતાં જનાવરોમાં સૌથી વધુ જીવનાર પ્રાણી ગધેડું છે.

ખુરશીઓના ઢીલા પડી ગએલા નેતરને પહેલાં ઉપરથી અને પછી તળેથી સાબુવાળા ગરમ પાણી વડે ખૂબ ઘસીને મૂઓ અને પછી ખુલ્લામાં સુકાવા દો. નેતર કડક થઇ રહેશે

રંગ સુકાતો અટકાવવાને કામ થઇ રહ્યા પછી ઉપર થોડું પૅરેફીન રેડી રાખજો.

આયોડાઇનના ડાઘ કાઢવા માટે શાઇના ભૂકાની પાણીમાં લુગદી બનાવી જાડુંજાડું કપડા પર લગાડવું ચારેક કલાક સુકાવા દઇને ખંખેરી નાખજો.



અજબ કુદરત

માનશો? કાદવનાં ખાબોચિયાંમાં રહેતી આ માછલી ચારથી છ કલાક પાણી બહાર રહી શકે છે, અને ઝાડ પર ચડી શકે છે!

# મારી નજરે

## વાસેદા યુનિવર્સિટી

● અમને ખબર હતી કે જાપાનમાં આઠ યુનિવર્સિટીઓ સરકારી અને ચાલીસ ખાનગી છે; અને ખાનગી યુનિવર્સિટીઓની કાર્યવાહી તથા સેવા સરકારી યુનિવર્સિટીઓ કરતાં જરાયે ઊતરે નહિ. સરકારની મદદથી ચાલતી સંસ્થાઓને બહુ પરાક્રમ કરવું પડતું નથી એવો અમારો સહજ ખ્યાલ હતો એટલે ટોકિયો ઇમ્પીરિયલ યુનિવર્સિટી જોવાનો લાભ જતો કરીને પણ અમે ત્યાંની સુપ્રસિદ્ધ વાસેદા યુનિવર્સિટી જોવાને ત્યાંના એક પ્રોફેસર નગોઇ ઉપર ચિઠ્ઠી મેળવી હતી. પહેલા જ તકે અમારા દર્શક મી. અપાનોને લઇ અમે વાસેદા યુનિવર્સિટી તરફ ઊપડયા. ઘણી વારે ત્યાં પહોંચ્યા ત્યારે યુનિવર્સિટીનો આજનો વખત પૂરો થયો હતો અને વિદ્યાર્થીઓ વેરાતા દેખાતા હતા એટલે અમે તો માન્યું કે આજ ધરમધક્કો થયો અને બીજીવાર આવવું પડશે પણ પ્રો.નગોઇના હાથમાં અમારાં કાર્ડ ગયાં કે તે ઘેર જતા જતા અટકયા અને કહ્યું કે તમે એક વાર આખી સંસ્થામાં ફરી લ્યો જેથી વિસ્તારનો ખ્યાલ આવશે.

## વાસેદાનો ઐતિહાસિક પરિચય

● વાસેદા યુનિવર્સિટી ૧૮૮૨ના સાલમાં માર્કવિસ ઓકુમાએ 'ટોકિયો સેમોન ગાકકો' અર્થાત્ ટોકિયોનું વિશિષ્ટ વિદ્યાલય એ નામથી સ્થાપી હતી અને ડૉ. તાકાતા તેના અગ્રગણ્ય સંચાલક બન્યા હતા. બીજા ૭ પ્રોફેસરો અને માત્ર સાઠ વિદ્યાર્થીઓ પર શરૂ થએલી એ સંસ્થામાં આજે તો યુનિવર્સિટીમાં જ ૪૦૦ પ્રોફેસરો અને વ્યાખ્યાતાઓ છે જે ૧૬,૦૦૦ કરતાં વધુ વિદ્યાર્થીઓને વિદ્યાપ્રદાન કરી રહ્યા છે.

મૂળ સ્થાપકનો આશય એવો હતો કે સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓને ઉચ્ચ જ્ઞાન સુલભ બને અને તેઓનો નશોધનકાર્યમાં વિકાસ થાય એ કાળે જાપાનમાં પ્રત્યેક ઉચ્ચ વિદ્યાસ્થાનમાં વિદેશી ભાષામાં જ શિક્ષણ અપાતું હતું અને અધ્યાપકોનો મોટો ભાગ પરદેશીઓનો જ હતો. ખુદ જાપાનીઓ પણ પરદેશી ભાષામાં વ્યાખ્યાન આપતા. આ પદ્ધતિથી, જે ભાષામાં વ્યાખ્યાન થતા તે ભાષા શીખવામાં જ વિદ્યાર્થીના કેટલાક વર્ષ વીતી ગયા પછી જ તે પોતાનો ખાસ વિષય શીખવાનું શરૂ કરી શકતો. આનો અર્થ એ જ કે જિંદગીમાં કામ આપવાનાં વર્ષો કમી થાય અને મહત્ત્વાકાંક્ષામાં મોટી આડ ડીલી જ રહે. માર્કવિસ ઓકુમાની દૃઢ પ્રતીતિ હતી કે કોઇ પણ પ્રજાની સાચી સ્વતંત્રતાનો પાયો તેના સ્વભાષાના સફળ પ્રયોગ ઉપર જ છે એટલું જ નહિ પણ કોઇપણ ઉચ્ચકક્ષાનો અભ્યાસ માતૃભાષામાં જ થઇ શકે. ડૉ. તાકાતા અને ડૉ. ત્સુબોશી વગેરે સહયોગીઓ પણ તેમાં સંમત હતા, એટલે આ નવી સંસ્થાની મુખ્ય વિશિષ્ટતા એ હતી કે શિક્ષણ માટે જાપાની ભાષાનો જ ઉપયોગ એમાં કરવામાં આવ્યો.

એ સંસ્થાની બીજી નવીનતા એ હતી કે કેળવણીના પ્રયોગોમાં તેણે સંશોધનકાર્ય દાખલ કર્યું. કેળવણી માત્ર રાજસત્તાનું શાસન દૃઢ કરવાનું સાધન ન હોવું જોઇએ, અથવા તેની જ પુષ્પપ્રચારનું વાહન એ ન થાય એટલો સદાગ્રહ ટોકિયોની આ સંસ્થાના નેતાઓમાં હતો જ. જાપાનને નવું રાજબંધારણ અને હક્કો મળ્યા તે વખતે આવો સ્વચ્છ માનસિક વિહાર જરૂરનો હતો.

ઈ ૧૮૮૨માં માર્કવિસ ઓકુમાએ પ્રધાનમંડળ છોડયું તેની સાથે પ્રો. ઓનો પણ છૂટા થયા અને ત્રણે જણે મળી એ સંસ્થામાં શિક્ષકનું કામ આરંભ્યું. પ્રથમ રાજકારણ, અર્થશાસ્ત્ર અને કાયદો એ ત્રણ વિભાગના અભ્યાસક્રમ ઉપાડયા. શરૂઆતમાં તો લોકોએ તેમના તરફ બહુ શંકાઓ કરી, કારણ કે તેઓ રાજસત્તાના પદેથી ફારેગ થયા હતા અને કદાચ કોઇ કારણસર નવો પક્ષ રચવાના હોય તો!

સરકારે પણ લોકો તેમનાં છોકરાંઓને ત્યાં ન મોકલે એવી તજવીજ કરેલી ખરી. ઈ ૧૮૮૯માં ડૉ. તાકાતા વગેરે અધ્યાપકોને લાગ્યું કે વારંવાર સરદાર ઓકુમા પાસેથી ધન માગતાં તેમની બુદ્ધિ ઝાંખી બનતી જશે, એમાણે એટલે સંસ્થા પગભર થાય એવા સ્વરૂપમાં લાવવાની યોજના ઘડી, સુધારા કર્યા અને તેમાં તે દરેકે અદ્‌ભુત સ્વાર્પણ બતાવ્યું. માર્કવિસે પણ પોતાનો ફાળો બીજી રીતે આપ્યો. યુનિવર્સિટીના કેટલાક મકાનો પોતાની મૂડીથી બંધાવી આપ્યાં અને પોતે ૧૯૨૨માં પોતાના મૃત્યુ સુધી પ્રમુખ રહ્યા.

૧૮૮૬માં જ આ યુનિવર્સિટીએ પત્રવ્યવહારથી શિક્ષણ આપવાનો ક્રમ યોજ્યો અને તેના કામગરી માટે યુનિવર્સિટીનું પ્રેસ સ્થાપ્યું. યુનિવર્સિટીનો કાર્યક્રમ આમ વિસ્તારવામાં આ સંસ્થાની પહેલ હતી. ઈ ૧૮૮૯માં પ્રો. ત્સુબોશીએ સાહિત્ય વિભાગ ખોલાવ્યો. ત્રીસ વર્ષથી રાજકીય ધમાલમાં પડી ગએલી પ્રજાનું સ્વકીય સાહિત્ય ધૂળ ખાતું પડયું હતું તેનો સમુદ્ધાર કરવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી.

ઈ ૧૮૯૦માં જાપાન સરકારે પોતાનું કાયદાપ્રકરણ સરકારે સુધાર્યું તેને અંગે અભ્યાસક્રમમાં આ યુનિવર્સિટીને પણ મોટા ફેરફારો કરવા પડયા હતા; પણ ન્યાયખાતાએ નવી ભરતી માટે જે પરીક્ષાઓ લીધી તેમાં એ સંસ્થાના વિદ્યાર્થીઓ પ્રથમ કક્ષામાં આવ્યા અને ન્યાયપદે નીમાયા. આ ઉપરથી એ સંસ્થાની પ્રતિષ્ઠા વધી અને તેના ગ્રેજ્યુએટોને માધ્યમ શાળાઓમાં શિક્ષક થવાના લાયસન્સ(પરવાના)મળ્યા.

૧૯૦૬માં વેપારવિભાગનો વધારો થયો. તેની એક પ્રાવેગિક શાળા પણ થઇ. ધંધા માટે જે પાકું જ્ઞાન અને શિક્ષણ આજના વધતા વહીવટોમાં જરૂરનું છે તેનું સંગીન શિક્ષણ આપવાની ગોઠવણ થઇ. તે વિભાગ એટલો તો લોકપ્રિય થયો કે તેમાં પ્રથમ વર્ષે ૧૦૦૦ વિદ્યાર્થીઓ આવ્યા. તે જ વર્ષે

હાયર નૉર્મલ સ્કૂલ થઈ તેમા ઇતિહાસ, ભૂગોળ, અને નીતિ શિક્ષણ, જપાની-ચીનીનાં ક્લાસિક્સ અને અંગ્રેજી ભાષા, એમ ત્રણ વિભાગ ખુલ્યા વિજ્ઞાન અને ગણિત પાછળથી ઉમેરાયા. ૧૯૦૯મા તો મિકેનિકલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનીઅરિંગ આવ્યા અને ૧૯૧૦મા માઇનિંગ તથા આર્કિટેક્ચર તેમજ ઍપ્લાઇડ કેમિસ્ટ્રી (પ્રાયોગિક રસાયણ) દાખલ થયાં.

પણ લૅબોરેટરી અને વર્કશૉપની ભાવનાને નાણાંની ખેંચ હતી એ વાત નહેનશાહને કાને પહોંચી, એટલે તેમણે ખાનગી ખજાનામાંથી મોટી રકમ ભેટ કરી અને આ સંસ્થાની પ્રતિષ્ઠામા વધારો કરી દીધો પછી તો રાજકુટુંબના નબીરાઓ, સરદારો, ઠાકોરો અને અનેક સંસ્થાઓએ મદદો વરસાવી ચીનના નામાંકિત પુરુષોએ પણ અહીં મદદો મોકલી હતી અને વાસેદા યુનિવર્સિટીમા ભણેલા કેટલાક ચીની ગ્રૅજ્યુએટ તો પોતાના વતનમા મહત્ત્વના પદે પહોંચ્યા છે ચીની વિદ્યાર્થીઓ માટે એક નૉર્મલ શાળા પણ વાસેદાએ ખોલી હતી તેમા ભૌતિકશાસ્ત્ર અને રસાયણ, વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્ર, તથા ઇતિહાસ અને ભૂગોળ એમ ત્રણ ખંડ રાખ્યા હતા આ શાળામા ૨૫૦૦ વિદ્યાર્થીઓ હતા

ઇ ૧૯૨૦મા સરકારે યુનિવર્સિટીઓ વિષે ખાસ હુકમ બહાર પાડ્યો તેમા વાસેદાને ઇમ્પીરીઅલ યુનિવર્સિટી જેટલુ જ પદ મળ્યુ ૧૯૨૨ના જાન્યુઆરીની ૧૦મીએ સંસ્થાના પિતા માર્કવિસ ઓકુમા ગુજરી જતા તેમના વારસે તેમના વીલ મુજબ તેમનુ નિવાસગૃહ વાસેદાને સમર્પણ કરી દીધુ તેથી વિશાળ ઉપવનવાળો એક મોટો વિહારપ્રદેશ સંસ્થાને મળી ગયો

૧૯૨૯મા વાસેદાએ રાત્રીશાળાઓ શરૂ કરી અને જેમને ખાસ વર્ગોનો અભ્યાસ થોડા વખતમા કરવો હોય તેમના માટે સગવડ કરી આજે વાસેદા આ બે રાતની શાળાઓમા લગભગ ૧૨,૦૦૦ વિદ્યાર્થીઓને ભણાવી રહી છે

૧૯૩૧ સુધી આવી વિરાટ સંસ્થાના અગ્રણી રહેલા તાનાકા એમ ભાષણમા કહેતા હતા કે યુનિવર્સિટીથી માંડી તમામ પ્રાથમિક શાળાઓ સુધી વિદ્યાર્થીમાત્રને જ્ઞાન ભરવામા અને ગોખણમા જ શક્તિનો વ્યય કરવો પડે છે અને સ્વતંત્ર વિચાર કરવાની તેમજ પોતાના પ્રયત્ને પરિણામ ઉતારવાની શક્તિ ગતી કરવી પડે છે એ જાતની અવગણના બહુ જ સતાપજનક છે અને શિક્ષણ જગતમાં હજુ એના એ દોષો સામાન્યપણે પ્રવર્તે છે જેવા પ્રો તાનાકા પ્રમુખ થયા કે તુરત તેમણે નવા ધોરણે કેળવણી નિર્માણ કરી અને આજે તે 'સ્વશોધન' (self investigation)ના પ્રકાર રૂપે જાણીતી છે જપાનમા એ પદ્ધતિ અત્યાર સુધી સાવ અજાણી રહેલી તેથી તેનુ મહત્ત્વ ત્યા ઘણુ છે

### વાસેદાનું નાટ્યાલય

● વાસેદા યુનિવર્સિટીના વર્ગો અને ખંડો જોતા અમે થાકતા હતા અને ક્યાંક અટકીએ તો સારૂ એવો વિચાર કરી રહ્યા હતા એવામા અમારી સાથેના પ્રોફેસરે નાટ્યાલય ('ખરુ નામ તો Theatre Museum)નુ નામ લીધુ નાનાભાઈ લગભગ ના પાડવા જતા હતા, પણ મેં જરા નજર કરી લેવાની હઠ ખાસ્ત મૂકી અને તે પણ એ મકાન તરફ ખેંચાયો અને પછી તો અમે જે જોયુ તેથી વાસેદા યુનિવર્સિટીના કાર્યપ્રદેશની એક અવનવી જ સીમા જોઈ એમ લાગ્યુ

આગળ નામ આવી ગયુ છે તે ડૉ ત્સુબોશી જપાનની તળપદી સસ્કારિતા અને ભાષાના સમુદ્ધારના જેવા પ્રખર ઉપાસક છે તેવા જ નટગુરુ શેક્સપીઅરના એક અજોડ ભક્ત છે તેમના જીવનકાર્યની કદર અને આદર રૂપે આ નાટ્યાલય તેમના વિદ્યાર્થીઓ અને પ્રશંસકોએ ફાળો કરીને બંધાવ્યુ છે

ડૉ ત્સુબોશી પણ પોતાના સ્મારકના માત્ર અર્ઘ્ય ગ્રહણ કરનાર રહ્યા નથી તેમના સાહિત્યભક્તિ અને સ્વદેશપ્રેમથી પ્રેરિત થએલા એ મહાનુભાવે પોતાના સર્વ પુસ્તકોની રૉયલ્ટીની આવક અને પોતાના ગામની જમીનની આવક આ સંસ્થાને સમૃદ્ધ થવા રાખવા અર્પણ કરી દીધી છે એમણે પોતાના જીવનના છેલ્લા ચાલીસ વર્ષોથી પણ અધિક સમય મા પોતાના દેશના સાહિત્યસંશોધનોથી તથા શેક્સપીઅરના અમર નાટકોને જપાની રૂપમા અવતારીને દેશના ઋણ પરવરનુ પદ પ્રાપ્ત કર્યું છે

જપાનમા ૫૦ વર્ષ પહેલા શેક્સપીઅરનુ કોઇ નામે જાણતુ નહિ. ૨૫ વર્ષની ઉમરે ઈ ૧૮૮૪મા તેમણે અભ્યાસ કરતા કરતા જુલિયસ સીઝરનુ ભાષાંતર કરવુ પછી ઇ ૧૮૯૪મા મૅકબેથ, ૧૯૦૯મા હૅમલેટ અને ૧૯૨૮ સુધી બીજા ૧૯ વૉલ્યુમ કર્યા પણ પછી માત્ર અનુવાદોથી સંતોષ ન થવાથી બધા નાટકોને જપાની સ્વાગ આપ્યો, પણ તે એવી સચોટતાથી અને સાદાઇથી કે આજે જપાનના મોટા જનસમુદાયને શેક્સપીઅરનુ નામ સુદ્ધાં અજાણ્યુ રહ્યુ નથી

પરદેશી ફુલવારીઓ તેણે વતનમા ઉગાડી ઉછેરી જે મહત્ત્વનુ કાર્ય સાધ્યુ છે તેથી તે શેક્સપીઅરના અનુવાદકોમા બહુ અગ્રપદ પામ્યા છે એમના અનુવાદો અતિ ઉચ્ચ કક્ષાના ગણાય છે અંગ્રેજી ભાષાનુ સાબૂત જ્ઞાન, પોતાની ભાષાની લાક્ષણિકતા અને સુંદરતા પર કાબૂ તેમજ નાટ્યકળાનુ તલસ્પર્શી જ્ઞાન તેમને હોવાથી આ પ્રચંડ કાર્યને તેમણે સર્વાંગસિદ્ધ કરી પ્રજાને અર્પ્યું છે ડૉ ત્સુબોશીની શેક્સપીઅર ગ્રન્થમાળાના ૩૭ ખંડો છે તેમા ૩૪મા નાટકો, બેમા કાવ્યો અને એકમા શેક્સપીઅરના અભ્યાસ માટે પરિચયલેખ છે

ઇ ૧૮૮૫મા તેમણે જ આ યુગની નવલકથાનો પ્રથમ નમૂનો જપાની ભાષામા આપ્યો નિબંધો, વિવેચનો અને ગ્રન્થાવલોકનોમા તેમનુ નામ અગ્રપદે છે જર્મન સંસ્કૃતિના સમુદ્ધારમા લેસીંગ સાથે જપાની ભાષામા તેમની સરખામણી

(અનુસંધાન આગળ પાન ૧૦૩મે)



ધીરે રહીને એક પછી એક સર્વ મગરો બહાર રેતી પર આવ્યા અને પાણી સામે મોઢાં રાખી તડકામાં શરીર શેકવા મંડ્યા.

શરાણીનું સ્વર્ગ બગીચા, સાડી અને મનગમતી સાથે છે અને મારો આનંદ એકાંત, સાહિત્ય અને શિકારમાં છે. જ્યારે દુનિયાની કઠોરતા, લોકોની બુરાઈ અને ઘરની ચિંતાથી ચિત્ત બગડવા માંડે છે ત્યારે વસતીથી દૂર નાસી જવાય છે, જંગલનું સ્મરણ થાય છે ને ગાંડાની જેમ એ તરફ ભાગી જવાનું દિલ થાય છે.

મનની આવી પરિસ્થિતિમાં એકવાર નીચે માથે ઝૂંપડીના આંગણામાં હું ટહેલતો હતો. અંતે એ નિર્ણય પર આવ્યો કે યમુનાતટ પર જઈને મગરનો શિકાર કરવો. ત્યાં કેટલેક ઠેકાણે માણસને ખાનારા મગરો વસે છે. નિશ્ચય કરીને મેં ગોપાલસિંહને બોલાવ્યા.

ગોપાલસિંહનો મારા પર ખૂબ સ્નેહ છે અને દરરોજના શિકારમાં તો સેંકડે નેવું શિકારમાં એમનો સાથ રહ્યો છે. એમને સાથે લેવાનું એક બીજું કારણ પણ હતું. એમનું સાસરું યમુનાને કિનારે છે એટલે રહેવાની મજા આવે. ખાલ કાઢવા માટે ગોવિંદ ચમારને સાથે લીધો.

રામ (હું), ગોપાલ અને ગોવિંદ—અમે ત્રણે ગોપાલસિંહના સાસરા નજીક પહોંચ્યા. ગોપાલસિંહે વાતમાં કહ્યું: 'પંડિતજી, તમને મેં કદિ સાસરે જતા જોયા કે સાંભળ્યા નથી. હવે જાઓ ત્યારે મને જરૂર લઈ જજો.'

મેં જરા ચીડાઈને કહ્યું: 'આવી નકામી વાતો કરતાં શિકારની વાતો કરો તો! તમે કહેતા હતા એ ખૂની મગર ઘાટથી કંઈ બાજુ રહે છે?'

ગોપાલ: 'એનું ખાસ સ્થાન નથી, પણ એ છે જબરજસ્ત.'

મેં કહ્યું: 'સારી વાત છે. આજે સાંજે જઈને તપાસ કરીશું.'

સાંજે લગભગ પાંચ વાગે ઘેરથી નીકળી અમે યમુના-કિનારે એક ટેકરી પર જઈને બેઠા. યમુના ધનુષાકારમાં

# ખૂની ઘાટવાસી

ચિત્રકાર • રવિશંકર પંડિત

ઠીંગણા કદના, મજબૂત બાંધાના અને તેજસ્વી આંખોવાળા મહે પંડિત શ્રીરામ શર્મા પહાડના વાસી અને શિકારના અચ્છા ખેલાડી છે. શીલ તેવી શૈલી; એટલે એમની શૈલીમાં પણ જાણે એમનું પૌરુષ ઊતર્યું છે. એમનું ગદ્ય વેધક અને જોમવંતું છે. એમના જાતઅનુભવની શિકારકથાઓનો ગ્રંથ 'શિકાર' (જેમાંથી આ અનુવાદો રજુ થાય છે) હિંદી ગદ્યવિકાસના ઇતિહાસમાં તો સીમાચિહ્ન મનાયો છે.

વહેતી હતી. એમાં કલરવ નહોતો અને લહેરો યે નહોતી. નિનાદ અને જોશ તો યૌવનના સૂચક હોય છે, શક્તિના દ્યોતક હોય છે. યુક્ત પ્રાંતના આ ભાગથી યમુનાની આધેડ અવસ્થા શરૂ થઈ જાય છે જાણે પોતાની પુરાતન સ્મૃતિઓ અને પ્રજવિરહ પર વિચાર કરતી ચુપચૂપ ચાલી જાય છે. વાયુની લહેરો આવીને એને ગલગલિયાં કરે છે, આલિંગન દે છે; પણ એ જાણે ખીજાઈને કહે છે 'અરે જાઓ, મસ્તી ન કરો; મસ્તી કરવી હોય તો બીજે જાઓ.'

શિકારની યોજના ઘડી અમે ઊઠ્યા. હું ગયફલ ભરીને ઘાટ અને માર્ગથી દૂરના એક રેતીના ઢગલા સામે નીચે બેઠો હતો. સવારના નવ દસ વાગ્યા હશે. યમુના ત્યાં આગળ એક સમકોણ કરતી હતી એટલે ત્રણચાર ઊંડા ખાડા ત્યાં હતા, જેમાં પ્રત્યેક ઋતુમાં પાણી સ્થિર રહેતું. નદીની બીજી બાજુ રેતીનો સ્વચ્છ પટ હતો. જંગલમાંથી નીલ ગાય, હરણ અને સુવર આવીને પાણી પી જતા. એ સ્થાનની આસપાસ કે આજુબાજુ કોઈ ગામ નહોતું કે રસ્તો નહોતો. નદીકિનારાનો માર્ગ પણ હું બેઠો હતો ત્યાંથી ટેકરીઓ ઉપર થઈને જતો હતો. જળ શાંત હતું, પણ મારી શિકારી દૃષ્ટિ એ શાંત જળાશય પર જ સ્થિર હતી. થોડીવારે સૂર્યના કિરણોનો પ્રકાશ છણાઈને જ્યાં નીચે પહોંચ્યો કે એક ખાડામાં લાકડીના એક ટુકડા જેવું કંઈ દેખાયું. ચારપાંચ ઇંચ લાંબો એ ટુકડો પાસેપાસે બે ઠેકાણે ઉપસેલો દેખાતો હતો. ધીરેધીરે એવા ચારપાંચ ટુકડા પાણી ઉપર તરવા લાગ્યા. અને પછી તો એ મોટા થવા માંડ્યા ને કેટલાક તો ઝાડના થડ જેવા લાગવા માંડ્યા.

ધીરે રહીને એક પછી એક એ સર્વ મગરો બહાર રેતી પર આવ્યા. એક ન આવ્યો. કેટલાક પાણી તરફ મોઢું કરીને રેતીમાં શરીર શેકવા માંડ્યા, પણ પેલો તો પાણીમાં જ પલળતો પડી રહ્યો. એ ડૂબકી પણ મારતો નહોતો, કિનારે યે આવતો નહોતો અને હાલતોચાલતો પણ નહોતો—અચળ હતો. દૂરબીન માંડીને જોયું તો એની ગોળમટોળ રક્તવર્ણ પ્રશ્નોત્પાદક આંખો જંગલ તરફ મંડાઈ હતી. એનું ગોળું નાક જોતાં જ લાગ્યું કે એ તો માણસખાઉ મગર છે.



આપઅનુભવના ઘેના કિસ્સાઓની આ માળા ગયા વરસથી ચાલુ છે — પંડિત શ્રીરામ શર્મા

એક કલાક સુધી એ એ જ આસન પર અચળ રહ્યો. દાવપેચનો જાણકાર હતો. સારા ખોટા ભોજનથી બુદ્ધિ અને સમજણ ઘટે છે કે વધે છે. આને તો માણસનું મીઠું માંસ દાઢે ચડયું હશે; પછી ચાલાકી કેમ ન આવે? બીજા મગરો એને ઝેરી ગુસ્સાથી જોતા પણ એ એમના તરફ બેપરવા હતો, કારણ બીજાઓ તો આદમીને આદર અને ભયની દૃષ્ટિથી જોતા અને એ જોતો લોહીતરસી દૃષ્ટિએ.

હું મારા આસન પર સ્થિર બેઠો હતો; એ પોતાના જલદુર્ગમાંથી ચારે દિશા નજરાવી રહ્યો હતો. હું બીજા બે કલાક ત્યાં બેસી રહ્યો; પણ એ પાણી બહાર ન નીકળ્યો. મારી આંખો બળવા માંડી અને તાપથી નાક લાલ થઇ ગયું; પણ એ તો અચળ હતો. હું મારા સ્વાર્થમાં—નામનાને માટે—બેઠો રહ્યો કે મારું તો એ ખૂની મગરને જ મારું.

મગર પણ ભૂખ્યો ડાંસ થયો હતો અને શિકારની રાહ જોઇને પાણીમાં તપસ્યા કરતો હતો. ઘાટ સૂમસામ હતો. બેચાર માણસો નીકળે તો તો એમના ભોગ, પરંતુ વીસપચીસનું ટોળું શોરબકોર કરતું નીકળતું ત્યારે કોઇને પકડવાનું એ સાહસ ન કરતો. નાના બાળકો અને વૃદ્ધો જુવાનોની વચ્ચે ચાલતા એટલે એને ડર લાગતો હતો કે અક્કલનું પૂતળું માણસ જાન પર ખેલીને કોણ જાણે શું યે કરી બેસે.

અને બીજી એક વાતથી પણ એ ખૂબ ગભરાતો હતો—એને એનો પૂરો અનુભવ હતો,—કે લોખંડી નળીઓમાંથી 'ફિસ્સ' અને 'ધાય' કરતાકને છૂટતા સીસાના ટુકડા એને ક્યાંક ન વાગી જાય! એક વાર એની પીઠ પર 'ધાંય' અવાજ સાથે એવી જ ગોળી વાગી હતી અને ચારે દિશાઓ કંપાયમાન થઇ ગઇ હતી. એની વેદનાના માર્યા કેટલા યે દિવસો એણે બેચેનીમાં પસાર કર્યા હતા.

એક બીજીવાર એક ચમારડીનો આહાર કરીને શેક લેવા એ બહાર કિનારે પડ્યો હતો ત્યાં ધડામ દઇને એની પૂંછડી ને પાછલા પગ વચ્ચે ચોટ વાગી અને 'આરરધમ' અવાજ થયો. ગોળી ખાઇને એ લપક્યો અને પૂંછડી ને નાક એક કરી જમુનામૈયાનું શરણ લીધું. ઉફ! ઘાવમાં મૃત્યુવેદના થઇ રહી હતી અને લોહીનું જાણે નાળું વહેતું હતું. ભયથી દૂરને દૂર નાસતા કાચબા અને માછલી પણ એના લોહીની ગંધથી પાસે દોડી આવ્યા અને માછલીઓએ ઘામાં લોંચવાનું શરૂ કર્યું. એક તો આફત હતી તેમાં આ તુચ્છ માછલીઓએ અપમાન કરવા માંડ્યું. એને પોતાના યુદ્ધક્ષેત્રની એક ખાઇમાં આરામ કરવો હતો પણ કાચબા અને માછલીઓ એના ઘામાંથી માંસ તોડીતોડીને ખાતાં હતાં. પરેશાની હતી એની શક્તિની સામે આ હુમલો હતો; પીડાથી મૂર્છા આવવા જેવું થતું હતું; એનામાં હાલવાચાલવાની યે શક્તિ રહી નહોતી પાછળ ફરીને મોઢું મારતો તો યે પીડા વધતી.

આખરે થાકીને એ ફાંપડ્યો. ધાર આગળ આવીને એણે પોતાની ગતિ તેજ કરી. કાચબા પાછળ રહી ગયા, પણ માછલીઓએ કેડો ન છોડ્યો. એમનાથી પીછો છોડાવવો મુશ્કેલ હતું. અંતે એને બહાર કિનારા પર આવવું પડ્યું. ત્યાં માછલીઓનું કંઇ ચાલ્યું નહિ. હા, એક કાચબો આવ્યો. એણે બે દાંત પરોવ્યા, પણ તરત બિચારો ઘાયલ થઇને લોટી પડ્યો.

આવી રીતે એ મગરે પોતાનો પ્રાણ તો બચાવ્યો, પણ પોતાના આ કડવા અનુભવોને એ ભૂલ્યો નહોતો. શક્ય હોય ત્યાંસુધી પાણીની બહાર જ તે ન નીકળતો. અને નીકળતો—કારણકે તડકામાં શુષ્ક રહેવું મગર માટે આવશ્યક છે—ત્યારે પણ ખૂબ સાવધાન રહેતો. કોઇ પણ, ગમે તેવો માણસ એને દેખાય અથવા એવી શંકા જાય કે એ તરત પાણીમાં સરકી જતો.

એટલે એ પાણીમાંથી નીકળે એવો નહોતો. બેઠોબેઠો હું હવે તો છેક થાકી ગયો. મગરનો શિકાર નીરસ હોય છે. ગોળી ખાઇને ત્યાં જ પડ્યો રહે અથવા સરરરર લઇને પાણીમાં સરકી જાય; અને પછી કદિ હાથ ન ચડે. મેં ગજવામાંથી ઘડીઆળ કાઢી નક્કી કર્યું કે જો અરધા કલાકમાં એ બહાર ન નીકળે તો પછી બીજા મગર પર ગોળી છોડવી. પણ હજી દસ મિનિટ પણ પૂરી ન થઈ ત્યાં એણે ડૂબકી મારી. અરે! શું એણે મને જોઈ લીધો? એ તો અશક્ય હતું. ત્યારે શું આગળ પાછળ કોઇ માણસ આવે છે? એ શક્ય હતું, કારણ એને તો મનુષ્ય માત્ર ભક્ષણ વખતે જ મીઠો લાગતો હતો.

દૂરબીન લગાવીને સામે પ્રવાહ બાજુ જોયું, પણ કોઇ નજરે ન પડ્યું. ત્યારે શું કોઇ અજાણ્યો અભાગી

ઉચિત સ્થાન પર હું શિકારની રાહ જોઇને બેઠો. ભરેલો રાયફલ ફેંટાને આધારે પડી હતી. એમાં ૭ કારતુસ ભર્યા હતા. દૂરબીન બગલમાં હતું અને યમુનાનો બીજો કિનારો ગારાથી સો ગજ દૂર હતો. ત્યાં નદીથી ચારપાંચ ગજ દૂર એક બકરી બાંધી હતી. એનું બચ્ચું એની પાસે નહોતું એટલે એ બેં બેં કરતી હતી. એ સાત દિવસોમાં એક માઇલના વિસ્તારમાં ન તો કોઇએ યમુના પાર કરી હતી, કે ન તો કોઇ ઢોર પીવડાવવા આવ્યું હતું. જંગલી જનાવરને પાણી પીતા રોકવા માટે પણ રખેવાળો રાખવામાં આવ્યા હતા. બકરી બાંધવાનો પ્રયોગ નવો હતો. મને ધૂન આવી હતી અને મેં એ નુસખો અજમાવ્યો હતો.

બકરીનું બેં બેં ચાલુ હતું. મારી નજર યમુનાના પેલા ખાડામાં જ હતી. એક કલાક પછી હું સાવધાન થયો. મારી ડાબી બાજુ, દોઢસો ગજ દૂર, જાણે એક પાટિયું તરીને ઉપર આવ્યું. એના પછી તો માત્ર માથું જ ઉપર રહ્યું. બાકીનો ભાગ ડૂબી ગયો. દૂરબીન લગાવીને જોયું તો એની આંખો બકરી તરફ હતી. હો ન હો પણ એ જ ખૂની ધાટવાળી મગર હોવો જોઇએ એ ખ્યાલથી મેં રાયફલ હાથમાં લીધી અને રાહ જોવા લાગ્યો.

ધીરે ધીરે પેલી આકૃતિ પ્રવાહમાં બકરી ભણી આગળ વધી અને થોડે દૂર જઇને રોકાઇ. દૂરબીન લગાવીને મેં એની આંખો ભણી ફરીથી જોયું એ ખૂની આંખોમાથી કપટ નીતરી રહ્યું હતું. આંખો બકરી તરફ જ હતી. એ રાહ જોતો હતો કે બકરી પોતાની તરસ છીપાવવા આવે તો બસ. પણ અભાગી બકરી પાણી પીવા આવતી નહોતી. એ તો પોતાનો વિરહ ગાતી હતી.

બે કલાક એણે રાહ જોઇ. બકરી હાંફી રહી હતી, પણ પાણી પીવા નહોતી આવતી; ભલે ન આવે એ પોતાના કર્તવ્યથી ભલે ભ્રષ્ટ થાય; પણ મગર શામાટે ભૂખે મરે ? કદાચિત્ આવો જ કંઇ ખ્યાલ કરીને એ પુરાણો પાપી ધીરે ધીરે બહાર નીકળ્યો. અને ઝડપથી બકરી પર દોડ્યો. ગરોળી જેમ જંતુને પકડી લે તેમ એ ખૂની મગરે બકરીને પોતાના મોઢામાં પકડી.

જેવી એણે બકરીને પકડી એવી જ મેં તાકીને ગોળી છોડી. ગોળી બરાબર એની ગરદનમાં વાગી. ગોળી ખાઇને એ સ્તબ્ધ થઇ ગયો અને પળવારમાં જમીન પર ઢળી પડ્યો. બકરી એના મુખમાંથી નીકળવાનો પ્રયત્ન કરતી હતી. મેં બીજી બાજુથી લાગલાગટ ગોળીઓ તાકી. ૭ પૂરી કરીને રાયફલ ફરીથી ભરી અને સનનન કરતી એની પીઠ પર ગોળી ચલાવી. એ ગોળીએ એની પીઠ ઉપરાંત બકરીને પણ પૂરી કરી.

**મ**ગર મરેલો પડ્યો હતો. એનું પૂછડું છસાત ઇંચ પાણીમાં હતું. ગોળીઓથી એની પીઠ વીંધાઇ ગઇ હતી. એ બાર ફૂટ અને નવ ઇંચ લાંબો હતો. પેટ ફાડીને જોયું તો એમાંથી ચૂડીઓ અને કડલાં નીકળ્યાં અને તરતના ખાધેલા સ્ત્રીના શરીરના કેટલાક ભાગ. આ ચીજો યમુનામાં ફેંકી દીધી. સ્મૃતિચિહ્ન તરીકે મેં માત્ર કડલાં રાખ્યાં. તે દિવસથી ઘાટનો ઉપયોગ થવા માંડ્યો. લોકો નિર્ભય રીતે ન્હાવા–ધોવા લાગ્યા અને મૂગા જનાવરોને પાણી પીવાનું પણ સુખ થયું. લોકોએ મારી કીર્તિના પૂલ બાંધી દીધા.

શ્રીરામ શર્માની વાર્તા ઉપરથી અનુવાદ: **કિશનસિંહ ચાવડા**

# આજના પોલૅંડનો તારણહાર

'**અ**મે જીવીએ છીએ ત્યાં સુધી તો પોલૅંડ પરાજિત નથી. વિદેશીઓએ આક્રમણે લીધું છે તે અમે તલવારથી પાછું લઇશું.'

**રશિયા**, પ્રુશિયા ને ઑસ્ટ્રિયાએ પોલૅંડને ત્રીજી વખત (૧૭૯૫માં) વહેંચી લીધા પછી ઓગણીસમી સદીના યુરોપના નકશામાં પોલૅંડનું અસ્તિત્વ નથી. પરંતુ પોલૅંડવાસીઓ પોતાનું અસ્તિત્વ ભૂલ્યા નહોતા. બોનાપાર્ટના સૈન્યમાં યુરોપનાં અનેક યુદ્ધોમાં લડી આવેલા પોલૅંડવાસીઓનું, ઉપર જણાવ્યું તે, પ્રિય ગીત હતું.

ઈ. ૧૮૬૩ની ક્રાન્તિ નિષ્ફળ થયા પછી પોલૅંડમાં ઝારશાહીનું તંત્ર વધારે સખત થતું હતું. એ વર્ષોમાં રશિયન પોલૅંડમાં સેંકડોને ફાંસી દેવામાં આવી. હજારોને સાઇબીરિયા મોકલવામાં આવ્યા અને ઘણાઓની મિલકત જપ્ત થઇ. રાષ્ટ્રશોકનાં એ વર્ષોમાં ઈ. ૧૮૬૭ની ૫મી ડિસેમ્બરે લિથુઆનીઆમાં ઝુલ્રફની જાગીરમાં જોસેફ પિલસુદસ્કીનો જન્મ થયો.

માદામ પિલસુદસ્કી (મેરીઆ બિલેવિટસ)ને એના પિતા તરફથી વારસામાં મળેલા ગામમાં એમના પિતાએ વાસ કર્યો હતો. એણે કૃષિવિદ્યાનો અભ્યાસ કર્યો હતો અને પોતાના જ્ઞાનનો ઉપ-

# માર્શલ

યોગ કરવા માટે નવી યોજનાઓ ઘડતો. અવ્યવહારુ યોજનાઓ ઘડવામાં એ દેવાદાર થયો. ૧૮૭૪માં ઝુપુફની મિલકત મોટી આગમાં નાશ થતાં ગરીબ અને દેવાદાર થયેલું પિલસુદસ્કી કુટુંબ વિલ્નો જઈને ગયું. શ્રીયુત જૉસેફ) તથા એનો મોટો ભાઈ બ્રોનીસ્લાવ ત્યાંની રશિયન શાળામાં દાખલ થયા.

ક્રાન્તિ પછીના વર્ષોમાં જર્મની તથા રશિયાના તાબાના વિભાગમાં પોલૅંડવાસીઓ અમનો ઉજળો ઇતિહાસ ભૂલી જાય એવા પ્રયત્ન થતા હતા. ૧૮૬૩ની ક્રાન્તિમાં પિલસુદસ્કીના કુટુંબીઓએ ભાગ લીધો હતો. સાઇબીરિયા, શહાદત અને જપ્તીનો અનુભવ એમને હતો. જૉસેફની વૃદ્ધ દાદીએ જેલનિવાસ પણ ભોગવ્યો હતો. માદામ પિલસુદસ્કાને ક્રાન્તિની નિષ્ફળતાથી ઘણું દુઃખ થયું. શહેરી જીવનના છુટાપણા ઉપર ઘણો અંકુશ હતો. સ્વભાષાનું શિક્ષણ આપવા માટે ભારે શિક્ષા થતી હતી. પોલૅંડના કવિઓ અને લેખકોના પુસ્તકો પણ ઘરમાં રાખવાની મનાઈ હતી. એ વખતે માદામ પિલસુદસ્કા પોતાના બાળકોમાં વાત્સલ્યના અમી સાથે દેશપ્રેમનું અમી સિંચતી હતી. ઘરને ખૂણે સંતાડેલા



પુસ્તકોમાંથી પોલૅંડનો ગૌરવભર્યો ભૂતકાળ, રાષ્ટ્રપ્રેમ અને વિશ્વબંધુત્વની ભાવનાથી ઊભરાતા કાવ્યો વાંચી સંભળાવતી.

નાના જૉસેફને યુદ્ધવર્ણનના પુસ્તકો ગમતા. ગ્રીક અને રોમન ઇતિહાસમાંની વીર કથાઓ અને નેપોલિયનના ભભકભર્યા વ્યક્તિત્વથી અંકાએલી નવલકથાઓ એ વાંચતો. નેપોલિયનનું જીવન એક મહાકાવ્ય જેવું એને લાગતું. 'રૂંધી નાખતી દમન નીતિ ઘંટીના પડની જેમ એનું હૈયું દબાવી રહેતી.' આખો વખત ક્રાન્તિના વિચારો જ એને આવતા. રશિયામાં ઝારશાહીની સામે 'પ્રજામત' નામે સંસ્થાની પ્રવૃત્તિઓ જાણીતી હતી. વિલ્નો અને પોલૅંડના બીજાં શહેરોમાં એના પડઘા સંભળાતા હતા. રાષ્ટ્રભાવનામાં અંકાએલા સમાજવાદમાં એણે પોલૅંડની મુક્તિ જોઈ. શાળાનો અભ્યાસ પૂરો થતાં દાક્તરીનો અભ્યાસ કરવાનો એણે નિર્ણય કર્યો. એ વર્ષે (૧૮૮૪માં) એની માતાનું અવસાન થયું અને કુટુંબ પણ વિખેરાયું. ખારકોવ વિદ્યાપીઠમાં

# પિલસુદ્સ્કી જેણે પરાધીન પોલૅંડને પુનર્જીવન આપ્યું





ડાબીબાજુ: જૉસેફ પિલ્સુદ્સ્કીની માતા માદામ પિલસુદ્સ્કા (મેરીઆ બિલેવિચ્સ): જમણી બાજુ: જૉસેફના પિતા

થોડા મ. ના દાક્તરીના અભ્યાસ કર્યો પરંતુ બીજે વર્ષે વિદ્યાપીઠમાં એને દાખલ કરવામાં ન આવ્યો.

એ વર્ષોમાં એણે સમાજવાદી પત્રિકાઓ તથા માર્ક્સના 'કૅપીટલ'નો અભ્યાસ કરવા માંડ્યો. વળી રાષ્ટ્રીય અસ્મિતાના વિઘાતક રશિયન તંત્રમાં પ્રજાજીવન જીવતું રહે તેવા પ્રયત્નો કરવા માટે એણે મંડળ સ્થાપ્યું. આમ વિલ્નોના કામદાર તથા મજૂર વર્ગ સાથે એનો પરિચય વધતો ગયો.

૧૮૮૭ની શરૂઆતમાં રશિયાના ઝાર ઍલેક્ઝાન્ડર ત્રીજાને મારી નાખવાના કાવત્રામાં સંબંધ હોવાના આરોપસર એના મોટા ભાઈ બ્રૉનીસ્લાવને પંદર વરસની દેશપારીની સજા થઈ. જૉસેફની પ્રવૃત્તિઓની પોલીસ ખાતાને જાણ હતી. કાવત્રાખોરો સાથે એને સંબંધ નહોતો છતાંય એને પાંચ વર્ષની દેશનિકાલની સજા થઈ.

દેશનિકાલની સજાવાળા કેદીઓને સાઇબીરિયા મોકલાવવામાં આવતા. હજારો માઈલ દૂર આવેલા એ વિભાગમાં જવા માટે પ્રચંડ હિમવિસ્તાર ઉપરથી ઘણી વખત જવું પડતું. કેદીઓને એ લાંબી મુસાફરી પગપાળા કરવાની હતી. રસ્તામાં અમલદારો સાથે તકરારો પણ થતી. પિલસુદ્સ્કીની ટુકડીને ઈર્કુટ્સ્ક જેલમાં થોભવાનું હતું. એક વખત જેલના અમલદારો સાથે કેદીઓની તકરાર વધી પડી અને કેદીઓએ અધિકારીઓ સામે બળવો જગાડ્યો. પિલસુદ્સ્કી અને બીજા કેદીઓને બંદૂકના કુંદાનો સખત માર પડ્યો. નિઃશસ્ત્ર કેદીઓના પોલીસ રિપોર્ટમાં જણાવેલા આ 'સશસ્ત્ર બળવા' સામે કામ ચલાવી કેદીઓની સજામાં વધારો કરવામાં આવ્યો. સાઇબીરિયાના વર્ષોમાં એણે રશિયન સ્વભાવનું અવલોકન કર્યું ત્યાં એને ૧૮૬૩ના કેદીઓ સાથે સમાગમ થયો. અને પોલૅન્ડની સ્વાધીનતાનું એનું ધ્યેય વધારે સ્પષ્ટ થયું.

૧૮૯૨માં સજા પૂરી થતાં વિલ્નો આવ્યો ત્યારે પિલસુદ્સ્કીની ઉંમર પચીસ વર્ષની હતી. ઠરાવો પસાર કરી રશિયા સાથે સહકારના વિનિયોગથી સ્વાધીનતા મેળવવા માટે વિનીત રાજકારણીઓનો નૅશનલ ડેમોક્રેટ પક્ષ પોતાનો કાર્યક્રમ પ્રજા આગળ ધરતો હતો. પિલસુદ્સ્કીને એ કાર્યક્રમમાં શ્રદ્ધા નહોતી. જૂના સંબંધ

તાજા કરતા તરતમાં જ સ્થપાએલી પોલીશ સોશિયાલીસ્ટ પાર્ટી (પી.પી.એસ.)નો એને પરિચય થયો પોલૅંડના ક્રાન્તિવાદી મંડળોમાં એ સંસ્થાના સૌથી વધારે સભ્યો હતા અને આખા પોલૅંડમાં એની બહોળી અસર હતી પરંતુ સામ્રાજ્યવાદ વિરોધી એની મહત્ત્વાકાંક્ષા સત્તાધીશોથી સાંખી જાય એમ ન હતું. થોડા જ વખતમાં ઘણા સભ્યો પકડાઇ ગયા અને પ્રચાર સંચાલનની બધી જવાબદારી એને માથે આવી પડી મિત્રોમાં એ કૉમરેડ વિક્ટરને નામે ઓળખાતો હતો એ અરસામાં એના સાથીદારોમાંની એક મેરીઆ જુસ્કીએવિચ સાથે એણે લગ્ન કર્યાં પિલસુદ્સ્કીની બધી છૂપી પ્રવૃત્તિઓમાં એણે ઘણી મદદ કરી છે

સમાજવાદી પક્ષના મુખપત્ર 'મઝદૂર'ના છૂપા પ્રેસનું સંચાલન એણે જ કરવાનું હતું દરેક અંકનું લખાણ તૈયાર કરી, બીબાં ગોઠવવાથી માંડીને છાપવાનું અને અંકો તૈયાર કરી પકડાયા વિના પ્રચારના બધા મથકોએ પહોંચાડવાનું કામ પણ એણે જ કરવાનું હતું. વાંધા ભરેલા સાહિત્યનો ફેલાવો અટકાવવા ઝારના પોલીસખાતાએ ઝીણી ઝીણી લાગણદારી રાખી હતી! એ વખતના એના અનુભવો અદ્ભુત સાહસકથા જેવા લાગે છે. સમાજવાદીઓની પરિભાષામાં પત્રિકાને 'બિસ્કુટ' કહેતા. કિસાન અને કામદારોમાં પત્રિકા નિયમિત પહોંચે એ માટે પ્રચારનાં બધાં અંગો એણે જોયાં હતાં. સીગારેટના દાબડા અને વીએનાના ચોકલેટનાં ખોખાંમાં પત્રિકાઓ મોકલવામાં આવતી એક વખતે પિલસુદ્સ્કીની પત્નીએ ઘણી પત્રિકાઓ શરીર પર વિંટાળીને દૂર સુધી પહોંચાડી હતી. એને પત્રિકાને બાંધતા તારથી એનું શરીર છિલાઇ લોહી નિકળ્યા છતાં ઊંકાર સુદ્ધા કર્યો નહોતો.

ઘણી વખતના નિષ્ફળ દરોડા પછી ૧૮૯૪ના ફેબ્રુઆરીમાં લૉજ (Lodz)ના એક સામાન્ય મકાનમાં પહેલે માળેથી 'મઝદૂર' પ્રેસ પોલીસે શોધી કાઢ્યું. પિલસુદ્સ્કીને બીજી વખત કેદ પકડવામાં આવ્યો થોડા દિવસ લૉજમાં ગણી ગજાદારી કેદીઓ માટે જાણીતા થએલા વૉરસૉના કિલ્લાના દશમા વિભાગ (Tenth Pavilion)મા પિલસુદ્સ્કીને રાખવામાં આવ્યો. આ વિભાગના સખત ચોકી પહેરામાંથી નાસી છૂટવાનું અશક્ય મનાતું.



રશિયાની હાઇસ્કૂલમાં ભણતો તે વેળાનો જુવાન જોસેફ

પિલસુદ્સ્કી સમાજવાદી પક્ષના (પી.પી.એસ) પ્રાણ જેવો થઇ રહ્યો હતો, એટલે એને નમાડવાના પ્રયત્નો થવા માંડયા. વૉરસૉના કેદખાનાનો દારોગો સિકેલનીકોફ ઉમદા સ્વભાવનો હતો, એટલે પિલસુદ્સ્કીના સાથીઓનો સંદેશો જેલમાં પહોંચાડયો પિલસુદ્સ્કીએ ગાંડા થવાનો ઢોંગ કરવાનો હતો, એણે એ ઢોંગ ખૂબ ઝનૂન પૂર્વક ભજવ્યો. ખાવાનું પણ એ ફેંકી દેવા લાગ્યો

એ ઉપરથી પિલસુદ્સ્કીને સેંટપિટર્સબર્ગની સેંટ નિકોલસની દિવાના શાળામાં મોકલવામાં આવ્યો. જ્યાં જકાતી ખાતાના અમલદારના કપડાં તેને માટે છૂપાવી રાખવામાં આવ્યા હતા. એ પહેરીને હૉસ્પીટલના રક્ષકની સલામી લેતા દરવાજા બહાર તૈયાર રાખેલી ગાડીમાં બેસી એ અને આ કાર્યવાહી બરાબર પાર પાડનાર શાળાના પોલીશ દાક્તર માઝૂર ક્રિગેવિચ બંને ૧૫મી મે ૧૯૦૧ના રોજ નાસી છૂટયા.

પિટર્સબર્ગથી પિલસુદ્સ્કી ખીવ ગયો થોડા કલાકના રોકાણમાં એણે ત્યાં છપાતા 'મઝદૂર'નો

લંડનના પી. પી. એસ.ના મુખ્ય મથકમાં (૧૮૯૫). વચ્ચે ઊભા છે તે દાઢી વાળો પિલસુદસ્કી; ડાબે પડખે ઊભો છે તે ઇગ્નેસી મોસ્કિસ્કી—પોલૅંડના આજના પ્રજાસત્તાકનો પ્રમુખ

અંક તૈયાર કરવામાં પોતાના મિત્રોને હાથ આપ્યો.

૧૯૦૪માં રૂસો-જાપાની વિગ્રહ શરૂ થતાં પિલસુદસ્કીએ જોયું કે ૧૮૬૩ની ક્રાન્તિની સફળ પુનરાવૃત્તિ કરવાનો આ સમય હતો, પરંતુ દેશમાં એવી તાકાત નહોતી. રશિયાએ ભરતી માટે જાહેરાત કરતાં પી. પી. એસે એનો સશસ્ત્ર દેખાવો કરી વિરોધ કર્યો.

રૂસો-જાપાની વિગ્રહથી મળતી બધી તકનો લાભ પિલસુદસ્કીને લેવો હતો. ૧૯૦૫માં એ જાપાન ગયો અને રશિયા સામે ક્રાન્તિ જગાડવા તૈયારી કરવા એણે જાપાની સરકારની મદદ માગી. પણ વિનીત રાજકારણી ડમોવસ્કીએ જાતે ટોકિયો આવી જાપાની સરકારને આ ક્રાન્તિને મદદ ન આપવાનું સમજાવ્યું. આવા અનુભવોથી પિલસુદસ્કીનું રાજકારણ વધારે ઉગ્ર થતું હતું. ક્રેકોવ આવીને એણે ઉદ્દામ સશસ્ત્ર સમાજવાદને વેગ આપવા 'બોયોવકા' નામે મંડળ સ્થાપ્યું. એનો ઉદ્દેશ કામદારોનું સંગઠન કરવાનો, સશસ્ત્ર દેખાવો કરવાનો, તપાસ હેઠળના અને બીજા રાજદ્વારી કેદીઓને છોડાવવાનો અને આ પ્રવૃત્તિ ચલાવવા ઝારની સરકારની તિજોરી અને ટપાલખાતાં પર ધાડ પાડી જોઈતાં નાણાં મેળવવાનો હતો.

આ બધી યોજનાઓ પિલસુદસ્કી જાતે દોરવતો હતો. એવી એક મોટી ધાડમાં પિલસુદસ્કીએ આગેવાની લઈ (૧૯૦૮માં) બેઝ્ડાની સ્ટેશન પર મેલ ટ્રેન અટકાવી ત્રણલાખ રૂબલ જેવડી મોટી રકમ મેળવી હતી. મોટી રકમો એના હાથમાં આવ્યા છતાં પોતા માટે એ કશું લેતો નહિ. આલ્બર્ટ સોફ્રેસ કહે છે કે 'લોહીના કરતાં એ પૈસાની બીક એને વધારે હતી.' એ દિવસોથી જ પિલસુદસ્કીના મિત્રો એના તરફ બહુમાનથી જોતા થયા. ડાસઝીન્સ્કીએ કહ્યું છે, 'એના સ્વભાવની બે વિશિષ્ટતાઓથી એ અમને પ્રિય હતો: એનો વિનય અને એની સ્વાર્થરહિત તટસ્થદૃષ્ટિ.'

યુરોપનું રાજકારણ ધીમેથી પરંતુ ચોક્કસરીતે મહાયુદ્ધ તરફ ધસડાતું હતું. પિલસુદસ્કી માનતો હતો કે યુરોપના રાજકારણમાં પોલૅંડને ભાગ લેવો હોય તો પોતાનું લશ્કર હોવું જોઈએ. એ માટે ૧૯૦૮માં લેમ્બર્ગની બોયોવકાની શાખાએ એના સાથીદાર સોસ્કોવસ્કીની દેખરેખ હેઠળ મંડળના સભ્યોને લશ્કરી શિક્ષણ આપવા માંડ્યું. સંસ્થાના મકાનના પાછલા ભાગમાં બાર પંદર માણસોની લશ્કરની કવાયતથી 'યુનિયન ઑફ રાયફલમેનની' શરૂઆત થઈ. મહાયુદ્ધમાં ભાગ લીધો એ પોલીશ લિજીઅન, અને ભવિષ્યના પોલીશ રિપબ્લીકની સીમાઓના રક્ષક સૈન્યની આદિ





ડાબા બાજુઃ બેલ્વેડરેઅરથી યુદ્ધકચેરીમાં જતા સવારમાં પગે ચાલતો જતા માર્શલ પિલસુદ્સ્કી; જમણી તરફઃ
જનરલ રિડ્ઝ સ્માઇલી (પોલૅન્ડનો હાલનો માર્શલ) મહાયુદ્ધના વખતમાં માર્શલ પિલસુદ્સ્કી સાથે યુદ્ધચર્ચામાં

રીતે શરૂઆત થઇ. એ પછી પિલસુદ્સ્કીએ આ પ્રવૃત્તિને પોતાનું સર્વસ્વ આપ્યું છે.

પોલૅન્ડને વહેંચી લેનારાં રાજ્યોમાં ઑસ્ટ્રિયન સરકારે પોલૅન્ડવાસીઓની પ્રવૃત્તિઓ ઉપર બહુ ઓછો અંકુશ રાખ્યો હતો, એટલે પોલૅન્ડના છુટાપણાની અને સંસ્કાર સર્જનની અનેક પ્રવૃત્તિઓ એ બે ભાગમાં શરૂ થતી. મલ્લોની રમતો અને અખાડાની પ્રવૃત્તિને વેગ મળે એ માટે ઑસ્ટ્રિયાની સરકારે (૧૯૧૦માં) કાયદા ઘડ્યા હતા. એવી સંસ્થાઓના જાહેર મેળાવડામાં ભાગ લઇ સંસ્થાની આ પ્રવૃત્તિઓને કાયદેસરની પ્રવૃત્તિઓમાં મુકાવી અને દર વીસ માણસે એક જૂની રાયફલ કવાયત માટે ઑસ્ટ્રિયન સરકાર પાસેથી મળે એવી ગોઠવણ થઇ. આ વર્ષોમાં પિલસુદ્સ્કીએ યુદ્ધવિદ્યાનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો. નેપોલિયનનાં યુદ્ધ સંચાલન અને ઓગણીસમી સદીમાં ઊભાં થએલાં વોલંટિયર લશ્કરો વિષે એણે ઘણું સાહિત્ય વાંચ્યું.

ઈ. ૧૯૧૪ના ફેબ્રુઆરીમાં પૅરિસની જ્યોગ્રાફીકલ સોસાએટી સમક્ષ આપેલા ભાષણમાં ભવિષ્યની આગાહી સ્પષ્ટ શબ્દોમાં એણે કરેલીઃ ‘અમારૂં લશ્કર તૈયાર થતાં આખું જગત અમારા દેશના જીવંત પ્રશ્નો વિચારતું થશે. લડાઈની આખરે વિજેતા અને પરાજીત રાજ્યો નબળાં પડ્યા હશે એ વખતે અમારી તક આવશે. એ ઉપર માટે અમારે તૈયાર રહેવું જોઇએ. એમાં જ અમારી સલામતી છે.’

મહાયુદ્ધની શરૂઆતમાં પિલસુદ્સ્કીએ રશિયા વિરુદ્ધ ઑસ્ટ્રિઆ અને જર્મનીને સાથ આપ્યો. મધ્યસ્થ



જૉસેફ પિલસુદસ્કી: સ્ટેનિસ્લૉવ લેઝમિન્સ્કીએ આલેખેલા પોર્ટ્રેટ પરથી

રાજ્યો (Central Powers)ને મદદ કરવા કરતાં પોલૅંડની સ્વાધીનતા એનું ધ્યેય હતું; અને પોતાના દેશ વાસીઓને એ ધ્યેય સ્પષ્ટ કરવા માટે જ ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફના હુકમ વિરુદ્ધ રશિયન પોલૅંડમાં તે દાખલ થયો.

૧૯૧૫માં રશિયા સામે પૂર્વની સરહદ પર મધ્યસ્થ સરકારે વિજય મેળવ્યો. રશિયનોએ વૉરસૉ છોડયું અને રશિયન પોલૅંડનો અર્ધો પ્રદેશ મધ્યસ્થ સરકારના હાથમાં આવ્યો. પોલૅંડની સ્વાધીનતા માટે કશી બાંહેધરી આપવામાં આવતી નહોતી એમને તો મિત્ર રાજ્યો સામે લડવાને પોલૅંડમાંથી લશ્કર જોઈતું હતું. લશ્કરની ભરતી માટે યુદ્ધની શરૂઆતમાં ઊભી થએલી એન. કે. એન. સંસ્થાને ટેકો આપવાનું છોડીને સ્વતંત્ર પોલીશ લિજ્યન (Polish military organisation ટૂંકું નામ P. O. W.) ઊભી કરવાની મિત્રોને ખાનગી સૂચના એણે આપી અને પોતાના અધિકારનું રાજીનામું આપ્યું.

પોલૅંડના કારોબારી વહીવટ માટે ઑસ્ટ્રો-જર્મન સરકારે જાન્યુઆરી ૧૯૧૭ માં સ્થાપેલી સમિતિમાં પિલસુદસ્કી યુદ્ધમંત્રી હતો. પોલૅંડનો અકાજ સાંભળવાની એમને ઇચ્છા નહોતી. નવો કારોબાર શરૂ થતાં સરકારને વફાદારીના સોગંદ લેવાના હતા. એ વખતે લિજ્યનોને એ સોગંદ નહિ લેવાની સૂચના આપવામાં આવી.

લશ્કરી શિસ્તમાં વફાદારીના સોગંદ નહિ લેનારને બળવાખોર ગણવામાં આવે છે. લિજ્યનના ઘણા સૈનિકોને કેદ પકડવામાં આવ્યા. પિલસુદસ્કી તથા સોસ્નકોવસ્કીને કેદ પકડી જર્મની લઈ જવામાં આવ્યા; પિલસુદસ્કીને માગડેબર્ગના કિલ્લામાં રાખવામાં આવ્યો.

અમેરિકા યુદ્ધમાં જોડાયું હતું. મધ્યસ્થ સરકારનો પરાજય થતો હતો. ૧૯૧૮ની ૯ મી નવેમ્બરે જર્મન અમલદારો એને બર્લિન લઈ ગયા. કૈસરે ગાદીત્યાગ કર્યો હતો. વૉરસૉમાં સ્થપાએલી કામચલાઉ સરકારે નવા સ્થપાએલા પ્રધાનમંડળમાં યુદ્ધમંત્રીની જગા એને માટે રાખી હતી. ૧૯૧૮ની ૧૧મી નવેમ્બરે પિલસુદસ્કી વૉરસૉ આવ્યો એ વખતે દેશનો મોટો ભાગ જેના તરફ એક વખત શંકાશીલ દૃષ્ટિએ જોતો હતો એવા ડાબેરી પક્ષનો નેતા એ નહોતો, પરંતુ યુરોપનાં ત્રણ મોટાં સામ્રાજ્યોના પતન પછીની અરાજકતામાં દેશનું ભાવિ સ્વાભાવિક રીતે જ જેને સોંપવાનું હતું એવો એક લોકમાન્ય અગ્રણી હતો. દેશમાં આંતરવિગ્રહ ક્યારે જાગે એ કહેવું મુશ્કેલ હતું. કાઉન્સીલ ઑફ રીજન્સી આ પરિસ્થિતિને પહોંચી વળે એમ નહોતું. એટલે દેશની કારોબારી અને મુલ્કી તમામ સત્તા એણે પિલસુદસ્કીને આપી અને 'રાષ્ટ્રના પ્રથમ

નાગરિક' (Chief of State)ના પદે સ્થાપ્યો. આ જ રીતે પોલૅંડવાસીઓએ ૧૭૯૪માં કોશિયુસ્કોને બધી સત્તા આપીને દેશની સ્વાધીનતાનો એક માત્ર રક્ષક ઠરાવ્યો હતો.

પિલસુદસ્કીને સત્તા આપવામાં આવી ન હોત તો પોલૅંડની સ્વાધીનતા અને અસ્તિત્વ હોત કે કેમ એ શંકાભરેલું છે. એ વખતે પોલૅંડને નિર્ણીત સરહદ હતી નહિ, કારોબારની નિયમિત વ્યવસ્થા નહોતી, રાજનું નાણાખાતું નહોતું, લશ્કર નહોતું. પૂર્વ યુરોપની યુદ્ધભૂમિ એ હતું. આક્રમણ કરનારા લશ્કરો ઘણી વખત પોલૅંડમાંથી પસાર થયા હતા. ગામડાં અને શહેરો, પૂલો, રેલવે, શાળાના અને જાહેર મકાનો, કારખાના બધું યે નવેસરથી ઊભું કરવાનું હતું. દેશભરના ખેતરો પડતર જમીન જેવા થઈ ગયા હતા. અનાજ નહોતું. હજારો માણસો નિરાધાર હતા. પહેલાના વિભક્ત પોલૅંડમાં જુદાજુદા કાયદા હતા. દેશનું ચલણ (currency) એક નહોતું અને એની યે કીમત ઘટી ગઈ હતી. પરંતુ કોઈ જાદુગરની જેમ એ બધું એકી સાથે થઈ શકે એમ નહોતું.

પિલસુદસ્કીએ ૧૯૧૮ની ૧૧મી નવેમ્બરે સમાજવાદી પક્ષની બહુમતી માટેનું પ્રધાનમંડળ નીમી, પાર્લામેન્ટની ચૂંટણીના કાયદા ઘડવાનું કામ એને સોંપ્યું. નૂતન પોલૅંડની પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવા માટે જાતીય ભેદ વિના સ્ત્રીપુરુષોને સમાન હક્ક મળ્યા.

૧૯૧૯ની ૧૦મી ફેબ્રુઆરીની પાર્લામેન્ટની પહેલી બેઠકમાં પિલસુદસ્કીએ પોતાને સોંપાયેલી બધી સત્તા પાછી સોંપી, પરંતુ પ્રજાસત્તાકનો નવો પ્રમુખ ચૂંટાય ત્યાં સુધી એ પદ સાચવવાનો એને આગ્રહ કરવામાં આવ્યો. નવા પ્રમુખની ચૂંટણી થાય એ પહેલાં રશિયા સાથે (૧૯૨૦માં) વિગ્રહ થયો અને નવા પ્રમુખની ૧૯૨૨માં ચૂંટણી થઈ ત્યાંસુધી બધી સત્તા તેના જ હાથમાં રહી.

એ પછીનાં વર્ષો નૂતન પોલૅંડના ઘડતરનાં વર્ષો છે. કેળવાયેલા મધ્યમ વર્ગનો એ પ્રતિનિધિ હતો. જમીનની માલિકી બાબતમાં જમીનદારોને ભોગે ખેડુતોને અનુકૂળ સુધારા એણે દાખલ કરાવ્યા હતા. શ્રમજીવીઓ તરફ રક્ષણની નીતિ એને પસંદ હતી. કારખાનાના માલિકો તથા ધર્માચાર્યોનું હિત ધરાવતો 'નૅશનલ ડેમોક્રેટ' તથા 'ક્રિશ્ચિયન ડેમોક્રેટ' પક્ષ હમેશાં એનો વિરોધ કરતો. સ્વાધીન સત્તાના નાગરિકો એકતાનો પાઠ શીખ્યા નહોતા. પક્ષાપક્ષી એટલી હદ સુધી ગઈ હતી કે પ્રજાસત્તાકના નવા ચૂંટાયેલા પ્રમુખ નારૂટોવીકસનું ૧૯૨૨માં ખૂન થયું. એ કરુણ ઘટનાએ લોકોની આંખો ખોલી, પરંતુ વર્ષોની પરાધીન-

## સૈનિકની અંતિમ ઇચ્છા

અમે સૈનિકોએ જનનીચરણે આ શરીરને
બલિદાને અર્પ્યું જીવનભર ઝૂમી સમરમાં.
અમીરો, ખેડુતો, જીવનધન અર્પી અહીં સુતા,
તમારી મ્હોલાતે—(અમર ઇતિહાસે ફિરત જે)
—રટાઈ પોકારે—'પરવશ વહ્યા ના નીર કદી
વહી વિસ્લા ધેની જનમભૂમિમાં પ્રાણ પૂરતી'
વિદેશીઓ આવી ગરવી તુજ ગાથા ભૂલવવા
મથ્યા અગ્નિઝાળે સતીસમ દીપે તું અપનથી
ધરી શોભા રાચે જગતભરમાં એક મૂરતી.

અને છેલ્લી મારી ઉરધબકને એક મનખો
ફૂંફાળા હૈયાને શિશુ સમયની હોંશ પૂરવા,
તહીં દાટો મારા વતનમહીં એકાન્ત કબરે
સૂતેલી માતાના પદકમળની આરતી કરી
રમું કાલાન્તે યે ચરણરજ થૈ એ જ પદમાં.

હરિશ્ચન્દ્ર ભટ્ટ

### નોંધ

સોથી યે વધારે વર્ષોના પરચક્રમાંથી પોલૅંડને સ્વાધીનતા અપાવનાર માર્શલ પિલસુદસ્કીનું ૧૯૩૫માં અવસાન થયું. એના દેશવાસીઓમાં એનું એટલું બધું માન હતું કે સ્વાભાવિક રીતે જ પોલૅંડની નગરસંસ્કૃતિના કેન્દ્ર સમા પ્રાચીન રાજધાની જ ક્રેકોવના વાવેલના કિલ્લામાં વીર પૂર્વજોની સાથોસાથ દાટવાનું રાષ્ટ્રીય માન એને આપ્યું. પોતાના મરણ સમયે એણે ઇચ્છા બતાવેલી કે રાષ્ટ્રીય અસ્મિતાને માટે એના શરીરને વાવેલમાં દાટવું હોય તો યે એનું હૃદય તો વિલ્નોમાં એની માતાના પગ આગળ જ દાટવું.

વિસ્લા (Vistula) ભારતની ગંગા જેવી પોલૅંડની ઇતિહાસવિખ્યાત નદી

તામાં શોષાઇ ગરીબ થએલા દેશને કડક શાસન અને સ્વાર્થત્યાગ તથા આપભોગની જરૂર હતી. આવી સ્થિતિને પહોંચી વળવા વાતાવરણ અનુકૂળ નહોતું. એટલે પિલસુદ્સ્કીએ ૧૯૨૩ના મેની ૨૮મીએ રાજીનામું આપ્યું અને એના સૈનિકોએ આપેલા એક નાના બંગલામાં વૉરસૉથી થોડે દૂર આવેલા સુયેયોવેકમાં રહ્યો.

નિવૃત્તિના વર્ષોમાં દેશના રાજકારણીઓ સલાહ લેવા આવતા. દેશનું સુકાન એને જ સોંપવું જોઇએ એવું માનનારો વર્ગ પણ હતો. ૧૯૨૩–૨૫નાં વર્ષોમાં એક પછી એક ઘણાં પ્રધાનમંડળ સ્થપાયાં. ૧૯૨૬ની શરૂઆતમાં દેશના ચલણની કીમત અર્ધાથી યે વધુ ઓછી થઇ અને આંતરરાષ્ટ્રીય સંબંધમાં પોલૅંડની આબરૂ રહી નહિ. કારોબારમાં લાંચરૂશ્વત વધી પડ્યાં હતાં અને લશ્કર પણ નબળું થઇ જાય એવા અમલના ભણકારા આપતા હતા.

૧૧મી મે ૧૯૨૬ના દિવસે વૉરસૉની દિવાલો પર જાહેરનામા ચોડી પિલસુદ્સ્કીને સત્તા આપવાની સૂચના થતી હતી. 'ઘણું જીવો પિલસુદ્સ્કી'ના અવાજો કરતા લોકોના ટોળાં શહેરમા ફરતા હતાં. એ રાત્રે પિલસુદ્સ્કીના વફાદાર સૈનિકો એને આવીને મળ્યા. ૧૨ મી મેએ પિલસુદ્સ્કી વૉરસૉમા દાખલ થયો. પ્રમુખ વોઇશેહોફસ્કીને નવું પ્રધાનમંડળ રચવાની એણે સૂચના કરી પરંતુ એની અવગણના થતાં લશ્કરના બળે પોતાના હાથમાં (૧૫ મે ૧૯૨૬) સત્તા લીધી. પાર્લામેન્ટે ફરીથી એને જ બહુમતીથી પ્રમુખ ચૂંટ્યો, પરંતુ પ્રમુખપદ એણે લીધું નહિ એટલે વિજ્ઞાનના ક્ષેત્રમા સુપ્રસિદ્ધ એના મિત્ર મોસીસ્કીને પ્રમુખ ચૂંટવામાં આવ્યો. નવા પ્રધાનમડળમાં પિલસુદ્સ્કી વડો પ્રધાન અને યુદ્ધમંત્રી હતો. નવા કાયદા અને નવી યોજનાઓનો સૂત્રધાર તો પિલસુદ્સ્કી જ હતો.

રશિયા અને જર્મની સાથે આક્રમણ નહિ કરવાના દસ વર્ષના કરારોથી દેશને બહારથી સુરક્ષિત કરી ખેતી, ઉદ્યોગ અને કારખાનાંઓને ઉત્તેજન મળે એવા પ્રયત્નો કરી દેશની સર્વદેશીય ખીલવણીનો માર્ગ એણે ખુલ્લો કર્યો. સરમુખત્યાર થવાના અનુકૂળ પ્રસંગો છતાં હિટલર અને મુસૉલિનીની જેમ એણે લોકશાસન અભડાવ્યું નહિ. એના વિષે એક ઇતિહાસકારે લખ્યું છે, 'પિલસુદ્સ્કીનો ફાળો મોટા વિસ્તારનો નથી પરંતુ ચિરંજીવ છે. એણે એક રાષ્ટ્રનું સર્જન કર્યું. મહાયુદ્ધમાં વિજયી થએલા લોકશાસનના આદર્શમાં એ શ્રદ્ધાવાન હતો. ક્રૉમવેલની જેમ એને સત્તાનો શોખ હતો, પરંતુ લાંબા વખત માટે સરમુખત્યાર થવામાં એને સંતોષ નહોતો: લોકશાસનવાળા પોલૅંડની એણે કાળજીપૂર્વકની પરિચર્યા અને સુશ્રૂષા કરી છે.'

બીજા એકે કહ્યું છે, 'પિલસુદ્સ્કી એના દેશનો શિક્ષક હતો. દેશની સ્વાધીનતાના સ્વપ્નાં એણે સ્વ્યાં અને પોતાના દેશને સ્વાધીન થએલો એણે જોયો એના જીવનમાં એનો પરાઙ્મુખ થઇ વિચારવાના પ્રસંગો આવ્યા છે. અને તેથી જ આત્મવિશ્વાસ એ જાણે છે. એની છબીમાં હૃદયની વ્યથા છતાં બહારની શાંતિ એના મોં ઉપર દેખાઇ આવે છે. એણે એના દેશનો નવો અવતાર જોયો છે. એના દેશે જીવતાં શીખવાનું છે અને એ તરફ એ ધ્યાન આપી રહ્યો છે.'

પિલસુદ્સ્કીની પ્રેરણાથી ઘડાએલા નવા બંધારણમાં લોકશાસનના પ્રમુખમા કેંદ્રિત થતી સત્તાનું સ્વરૂપ ઘડેલું છે. ૧૯૩૫ની ૨૩મી એપ્રિલે પિલસુદ્સ્કીની લિજીઅનોનાં રણગીતો ગાતાંગાતાં ભારે ઉત્સાહ અને આનંદમાં પાર્લામેન્ટે એ બંધારણ પસાર કર્યું એ બંધારણના પહેલા પ્રસ્તાવની બીજી કલમ રાષ્ટ્રની ઐતિહાસિક એકતાની સૂચક છે:

'પ્રજાના ઉત્તમોત્તમ પુત્રોના યત્ન અને કુરબાનીથી પુનર્જીવિત થએલું આ રાષ્ટ્ર ઐતિહાસિક વારસારૂપે પેઢી દર પેઢી સોંપવાનું છે.'

થોડા દિવસો પછી ૧૯૩૫ના ૧૨મી મેને રવિવારે એનું અવસાન થયું. પ્રાચીન રાજધાનીના શહેરમાં આવેલા વાવેલના કિલ્લામાં વીર પુરુષોની સાથે દટાવાનું બહુમાન પ્રજાએ એને આપ્યું, પરંતુ એની છેવટની ઇચ્છા પ્રમાણે એના માતૃવત્સલ હૃદયને વિલ્નોમાં એની માતાના પગ આગળ દાટવામાં આવ્યું.

ગુલામીના વર્ષોમાં સ્વાધીનતાનો અગ્નિ જ્વલંત રાખનાર પોલૅંડના માતૃત્વને આથી વધારે સુભગ અંજલિ કયો પુત્ર આપે એમ હતું ? હરિશ્ચન્દ્ર ભટ્ટ

(તાજેતરમાં બહાર પડનાર પુસ્તક પરથી તારવીને)

આ પોદળો પડ્યો. જુઓ, હું એને હલાવું છું. અંદરથી નાની બદામ જેવડાં શ્યામરંગી અનેક નાનાં જીવડાં બહાર આવે છે. અહીં થોડીવાર બેસીએ.

આ 'બીટલ' જુઓ. છાણમાં મો ઘાલીને, શોધી-શોધીને એ સરસ ખાદ્યભાગ જુદો કાઢે છે. સૂપડા જેવાં વિચિત્ર જડબાંની અને પાવડા જેવા દઢ પગની મદદથી એ છાણની લાડુ જેવી ગોળી બનાવે છે.

ગોળી તો બની, પણ એના ભણી તો એણે પીઠ ફેરવી. ન ગમી કે શું? ના ના; એણે તો ગોળી પર પાછલા લાંબા પગ ગોઠવ્યા. અરે, એ તો એને ગબડાવવા માંડ્યો. પાછે પગે ચાલતો જાય અને ગોળીને આગળ ને આગળ ગબડાવતો જાય. પણ જશે ક્યાં? એના દરમાં સ્તો.

એની નાતનાં બીટલ બધાં યે છાણની આવી ગોળીઓ બનાવે. કોઇ નાની, કોઇ મોટી. કોઇની તો એમના દેહથી યે બમણી ભારે. બધાનો એક જ ઉદ્દેશ: હાથમાં આવેલું છાણ વેડફાઇ જવા ન દેતાં એમાંથી બને તેટલા 'લાડુ' બનાવી, એનાથી દરની વખારો ભરી દેવી. પછી હેઠે હૈયે અકરાંતિયાપણે એ લાડુ પર હાથ મારવો. અજબ કહેવાય! હું બેઠો છું છતાં એ ગભરાતો નથી. છાણમાંથી લાડુ વાળી એને દરમાં પહોંચાડવા સારૂ રગડાવવાની ક્રિયામાં જ એનું અશેષ ચિત્ત પરોવાએલું છે.

જરા ગમ્મત કરીએ. ખીસામાંથી ચપ્પુ કાઢી હું એ ગોળીના બે કકડા કરૂં છું. ભારે થઇ. બીટલનો જીવ હાથમાં નથી રહેતો. અદ્ધર જીવે, પાછલા પગે એક અને આગલા પગે બીજુ એમ બંને અડધિયાં ભેગાં કરી સાંધવા એ ખેંચતાણ કરે છે. એની વહારે બીજો આવ્યો. બંનેના ભેગા પરિશ્રમથી લાડુ સંધાયો તો ખરો.

હવે જુઓ. હું એ લાડુ આખો ઉપાડી લઉં છું. અરરર! આ તો નૃશંસવૃત્તિ! બિચારા અસહાય જંતુ પર આવડો જુલમ! કેટલો ગભરાટ! શી મૂંઝવણ! અહીંતહીં, પણે બધે એ શોધતો ફરે છે; છાણના પોદળામાં પણ ઉથલપાથલ કરી મૂકે છે; તો યે એનો ખોવાએલો લાડુ જડતો નથી. ભારે આપદા. ગોળી શોધવામાં એટલો તો મશગૂલ છે કે છાની આગળ પડેલા છાણમાંથી નવો લાડુ બનાવી લેવાનું પણ એને સૂઝતું નથી. દયાનો પ્રેરાયો હું એનો લાડુ પાછો આપું છું. ખુશખુશાલ!

પણ મારી કુતૂહલવૃત્તિ હજુ સંતુષ્ટ નથી થઇ; એટલે એના માર્ગની વચ્ચે મોટું રોડું જમાવી દઉં છું. લાડુની પુનઃપ્રાપ્તિથી આનંદઘેલો એ દડબા દડબડ લાડુ દોડાવતો ત્યાં આવી પહોંચે છે. વચ્ચે ભયાનક 'ડુંગર' જેવા છતાં એને સંક્ષોભ નથી થતો. પ્રથમ તો 'પહાડ' પર થઇને લાડુ ચડાવી લઇ જવાનો પ્રયત્ન કરી જોયો, પણ નકામો. એટલે લાડુ હેઠો મૂકી એણે રોડાની પ્રદક્ષિણા કરવા માંડી. ચારે તરફ ભમી રહ્યા પછી એને ખબર પડે છે કે આ રોડાને ફરતો ચકરાવો લીધા વિના છૂટકો નથી. આ નિશ્ચય થયો કે બસ. તરત દડો રેડવતો એ આ પહાડની પ્રદક્ષિણા કરી પાછો આગળ વધે છે.

હજુ એક વખત એની સત્ત્વપરીક્ષા કરી જોઇએ. હું એને ઉપાડું છું. લાડુ છીનવી નથી લેતો, પણ લાડુ સહિત જ એને, એ જતો હતો તેથી ઉલટી દિશામાં મો કરી મૂકું છું. પરિમિત દષ્ટિવાળો એ આડે રસ્તે ચડી જશે? ના. એની સ્થૂલ દષ્ટિ ભલે સંકુચિત હોય, પણ એની આંતરદૃષ્ટિ અતિ વિશાળ છે. જોતજોતામાં એ પાછો ફરે છે. એની આંખો જોઇ શકતી નથી, છતાં એની ગૂઢ જ્ઞાનદૃષ્ટિથી ક્ષણમાં નિશ્ચય કરી ભૂલેલો પંથ તજીને અસલને પથે ચડી જાય છે!

ભાંગેલો દડો સાંધવાનું, દડો ગોધવા રખડવાનું, આડે આવતા નડતરની પાર જવાનું, ભૂલેલી દિશાએ ફરી ચડવાનું એને આવડે છે. આ બધી ક્રિયાઓમાં દરમાં લાડુ પહોંચતો કરવાની એની એકાન્તિક 'ધૂન' સ્પષ્ટ દેખાય છે. છતાં નવાઇની વાત તો એ છે કે લાડુ ખોવાય અને છાની પર છાણ પડ્યું હોય છતાં 'નવો' લાડુ બનાવી લેવાનું એને સૂઝતું નથી. ગએલું એ શોધી શકે છે, ભાંગેલું સાધી શકે છે, અનુકૂળ અને પ્રતિકૂળ એ પારખી શકે છે, પણ 'શોધવાની' ધૂનમાં એ નવો લાડુ 'વાળી' શકતો નથી! અજબ છે ને? એનામાં સ્વયંભૂવૃત્તિ[3] છે: વિવેકદૃષ્ટિ[4] નથી દેખાતી.

આ બીજો પોદળો જોઇએ: ઉંડેઊંડે તપાસતાં પણ

3 Instinct
4 Intelligence

એમાંથી 'લાડુ' બનાવનાર કોઈ 'બીટલ' નજરે નથી પડતો. કારણ? પેલામાં અનેક અને એની અડોઅડ પડેલા આમાં એક પણ નહિ? આ છાણ તાજું નરમ છે. પેલું જરા કઠણ પણ સુંવાળું. કે નરમ છાણનો લાડુ વળે નહિ, જેમતેમ વાળે તો રેડવતા ફાવે નહિ. એથી જ એને કંઈક ઘટ્ટ છાણ ગમે છે. એટલે એને આ નરમ, આ કઠણ, આ સુંવાળું, આ કઠોર, આ ઘટ્ટ, આ બરડ, આ ઢંકાએલું, આ ખુલ્લું એવા ભેદ પારખવાની પણ નૈસર્ગિક શક્તિ મળી છે. આને આવડત કહો, અભ્યાસ કહો, આનુવંશિક સાહજિક વૃત્તિ કહો કે બુદ્ધિ કહો. પણ એના પ્રત્યેક આચરણમાં નિયમિતતા, અનુક્રમ અને પ્રમાણના સ્પષ્ટ દેખાય છે. એની પ્રત્યેક ક્રિયા ચેતનવંતી છે. લાડુ રેડવતા એને જ્યારે પ્રસવાય નડે છે ત્યારે એ શાંતિથી સૂક્ષ્મ નજરે, ખૂબ શ્રમપૂર્વક એની વિટંબણા તપાસે છે, એની પરીક્ષા કરે છે અને એનો તોડ કાઢવાના પ્રયત્ન કરવામાં સફળતા મેળવે છે.

સામાન્ય રીતે લાડુ વાળવાનું કાર્ય માદાનું છે, છતાં એને રેડવવામાં નર પણ સામેલ હોય છે. કદી કદી એકાદ બીજો નર મદદને બહાને આવીને કામે લાગે છે અને લાગ મળે કે લાડુ લઈને રવાના થઈ જાય છે અને પેલો આદિ પુરુષાર્થી રઝળતો રહી જાય છે. કદીક બે જણ એક લાડુ માટે લડતા હોય ત્યાં ત્રીજો કોઈ વચ્ચેથી તફડાવી કરી જાય. પણ ખરો એનું ચાલે ત્યાં સુધી તો એ વણકઢ્યે શાંતિથી એનો લાડુ લઈ જાય છે, પણ જરૂર પડે તો સામી છાતીએ લડવાને પણ તૈયાર જ હોય છે.

આ ટુચકો છે પણ ભારે નીડર એક જ દૃષ્ટાન્ત આપું. એક વખત ઊનાળામાં કાલુપુર સ્ટેશનમાં થઈને હું અસારવા તરફ જતો હતો. રેલના પાટેપાટે ચાલતાં આગળ શંટિંગ યાર્ડ આવે છે ત્યાં લાઈનની અડોઅડ અર્ધું કાચું પાકું હાથભરનું અડાયું છાણ પડ્યું હતું. એમાંથી કુશળતાપૂર્વક બનાવેલો લાડવો મક્કમતાથી વહી જતા બે બીટલ મારા જોવામાં આવ્યા. એમનું દર બરાબર લોઢાની રેલની નીચે. એમના નસીબે આ સ્થળે એંજીન ન હતો. એટલે દર ખોદતાં તો એમને મહેનત ન પડેલી, પણ માથા પર ભારે જ રેલ અને આખો દિવસ અને રાત આવનાજના ભારે એંજિનનો રાતે દહાડો અવિરત ગડગડાટ ચાલુ રહેતો. છતાં આ ચપળ અને શ્રમજીવી જંતુઓની સ્થિરવૃત્તિમાં ન એથી ઉચ્છેદ થતો કે ન એમની કાર્યપરાયણતામાં વિક્ષેપ. આવતો. ત્યાર પછી તો જતાં આવતાં, રેલના પાટા પાસે જોઈને એમના આદરેલા પરાક્રમના ઉદ્યોગને અવલોકવાનો મારો નિયમ જ થઈ પડ્યો છે, પણ બાહ્ય ઉપદ્રવોથી નાસીપાસ થતા અને ક્રિયાભંગ કરતાં મેં એમને કદી જોયા નથી.

પણ આ બધી ધમાલ શા માટે? છાણ એમ ને એમ નથી ખવાતું? આ લાડુ વાળવાની ખટપટ વહોરી લીધી? કેટલાક તજ્જ્ઞોએ આ સમસ્યાનો ઉકેલ એવી રીતે કાઢ્યો છે કે લાડુ બનાવવાની ક્રિયા માદાની છે તે એ કારણે છે કે દરેક લાડુની વચ્ચોવચ માદા એક ઈંડું મૂકી દે છે. એટલે જેવો ઈંડામાંથી કીડો નીકળ્યો કે ભોજન ભાણા ઉપર જ હોય! પણ આ સત્ય લાડુ ભાંગી તપાસતાં દરેકમાં ઈંડું જોવામાં આવતું નથી. માત્ર દરમાં ખાડો કરી લાડુની વચ્ચે નજરે પડતા એક ખાસ આકારના ભોંયરા લાડુમાં જ એનાં ઈંડાં જોવામાં આવે છે. ખરી વાત તો એ છે કે આ જંતુના મોંની રચના જ એવી છે કે એનાથી કશું પકડી શકાતું નથી. એટલે છાણ સુકાઈ ચેકાય ત્યાર પહેલાં એનો ભંડાર ભરી લેવા લાડુ બનાવી લીધા વિના બીજો એકે ઉપાય નથી.

આ તો સુકાતા છાણની વાત થઈ. પણ લીલા છાણનું શું? એના લાડુ તો વળે નહિ ત્યારે એ સુકાય ત્યાં સુધી બેસી રહેવાનું? ના. એનો પણ તોડ કુદરતે કાઢ્યો છે. જેમ આ સુકાતાં છાણને ખાનારા બીટલ છે, તેવી રીતે લીલા છાણને વળગી પડનાર બીટલનો પણ અલગ વર્ગ છે. લીલા લચકાના છાણમાં તે એ મોજથી મહાલે છે. એમને લાડવા બનાવવાની ખટપટ જ ગમતી નથી. જેવો તાજા નરમ છાણનો પોદળો હાથ લાગ્યો કે મારે ડૂબકી છાણમાં ઘર એને તળિયે પહોંચી જાય અને બરાબર પોતાની નીચે જમીનમાં ઘર કરી, લીલું છાણની રખાતે ભરી નાખે. ખાતાં ખાતાં જાણે ખૂટ્યું કે નવું ઉપર ચઢી આવવાનું અને છાણ ખેંચી લાવવાનું. કેટલી પ્રકૃતિનો કેટલો અદ્ભુત શ્રમવિભાગ!

છાણના આવા કીડાનો પરમ નામ બીટલને

'ઓહો! આ રસ્તે કયાં આવ્યા? કેદારજીનો રસ્તો તો પેલી તરફ રહ્યો. આ રસ્તો તમને નેપાળની સરહદે લઇ જશે; અને તે એ ભારે કપરો છે. આ રસ્તે તો ભોટિયા જ આવે જાય. રાહગીર માટે આ રસ્તો બરાબર નથી.'

'ત્યારે ? ગામ બતાવોને ? ત્યાં જઇને સાચે રસ્તે ચડી જઇશ.'

બેએક મિનિટ પેલા ચૂપ રહ્યા. 'એમ કરો; અહીંથી સામે દેખાય તે ટેકરીની ખાણમાં એક સાધુ રહે છે. એ દર વરસે કેદારનાથની જાત્રા કરે છે તેમને બધી માહિતી છે. એ બધુ બતાવશે.' તેમણે કહ્યું.

મને ગામ કરતાં આ વાત વધારે રુચી. સાધુ વધારે ઉપયોગી સૂચના આપી શકશે. એ મારો જૂનો અનુભવ હતો કે દેશના ખરા ભોમિયા સાધુઓ જ હોય છે.

'હાશ'નો એક લાંબો શ્વાસ કાઢીને ચાલતો થયો.

ટેકરી નજીક જ દેખાતી હતી. પણ પહોચતા પહોચતાં દમ નીકળી ગયો.

ટેકરીના ચેટાળમાં આછી આછી ઝાડની ઘટા હતી. ચારે બાજુ નજર ફેરવી. સાધુજીની કુટિર દેખાઇ નહિ. છેક નીચે ગયો. નાના એવા વહતા ઝરણને કિનારે આવ્યો. શોધ કરી. સાધુજી મળ્યા નહિ છેવટે સાધુના નામની બૂમ મારી. બેચાર બરાડા પાડ્યા. જવાબ મળ્યો નહિ. પીઠ પાછળ ખોખારાનો અવાજ સંભળાયો. એ તરફ વળ્યો. થોડે જ દૂર બે મોટા પત્થર પાસે સાધુજી બેઠા હતા. પ્રણામ કરીને ઊભો રહ્યો.

'બૈઠો.' ધીમે સ્વરે સાધુજી બોલ્યા.

'કયોં બાબાજી! સ્વાસ્થ્ય ઠીક નહીં હૈ?' મેં પૂછ્યું.

'આજ એક મહિનેસે બીમાર હૂં. કયા કરે? શરીર હી તો આત્માકા કારાગાર હૈ ન?' હું ચૂપ રહ્યો

'કહાં સે આતે હો, ભાઇ?' સાધુજીએ પૂછ્યું.

'આલમોડાથી.'

'કયાં જશો?'

'નેપાળ જવું છે.'

'નેપાળ? કેમ?'

'બસ, મુસાફરી કરવા જ.'

'આ રસ્તો કોણે બતાવ્યો?'

'હું તો અંઠે અડે આવું છું, મહારાજ!'

'બ્રાહ્મણ છો?'

'જી હાં.'

'વાહ. બે ચાર દિવસ અહીં રોકાઓ. હું બધો રસ્તો બતાવીશ.'

આટલી ટૂંકી વાતમાં હું સાધુનો ભલો સ્વભાવ જોઈ શકયો.

સાધુજી બીમાર હતા. વાત વાતમાં ઉધરસના ઠસકાથી ફેફસાં ફૂલી જતાં. શરીર કૃશ થઇ ગયું હતું. આંખો ઊંડી પસી ગએલી.

'ભૂખ લાગી છે?' સાધુજીએ પૂછ્યું.

'લાગી તો છે.' મેં કહ્યું.

'લોટ તો છે નહિ. ચલાતું નથી ને ગામમાં જવાતુ નથી. બેત્રણ દિવસે કોઇ આવી જાય છે અને અનાજ-પાણી મળી જાય છે. ચોખા છે; પકાવો.'

પિત્તળનો ઘડો લઇને હું ઝરણમાંથી પાણી ભરી લાવ્યો. એલ્યુમીનિયમની હાંડીમાં ચોખા પકાવ્યા. સૂરજ આથમી ગયો. સાધુજી 'ભજગોવિંદમ્'ગાવા લાગ્યા. શાંત ચિત્તે હું પાસે બેસી રહ્યો. તેમના મંદ અને ઘેરા અવાજનાં આંદોલનો સંધ્યાની અલૌકિક શાંતિમાં મળી જતાં હતાં. એનો ધ્વનિ ચિત્તમાં ચેન ભરતો હતો. ભજનની ખરી મઝા મેં અહીં અનુભવી.

સંધ્યા ઓસરી ગઇ. ઝાંખું અંધારું ઊતરી આવ્યું

ચોખા તૈયાર કર્યા. સાધુજીએ મને થોડો ગોળ આપ્યો. પોતે ખાલી ભાત જ લીધા. ગોળ ખૂબ મીઠો લાગ્યો. જમીને પરવારી ગયા.

મોડી રાત સુધી સાધુજી સાથે વાતો થઇ. તેમણે લાગણીપૂર્વક બળાપો કાઢયો કે લોકો જીવનની કીમત સમજતા જ નથી. હાથચાલાકીનો એકાદ ખેલ બતાવનાર જાદુગરનો તમાશો જોઇને લોકો ખુશખુશ થઇ જાય છે. એ ચાલાકીનું જાદુ કોઇ જાણી લે તો તો વળી ફૂલાઇ બેસે છે. પણ આ જગતને તો કોઈ જોતું જ નથી. કેવું અથાગ જાદુ! કેવી વિચિત્ર ક્રમબદ્ધ ક્રિયા! અરે, આપણે માનવ જીવન તો જુઓ! શું હશે? શા માટે આવું હશે? આ કોઇને જાણવું તો દૂર રહ્યુ, પણ વિચારવું યે સૂઝતું નથી. માણસોનો આ યુગ, કહે છે કે વિજ્ઞાનનો છે. ઉન્નતિનો છે. પણ સાચું તો કૃત્રિમ જીવનનો જમાનો છે. કુદરતની દુનિયા તો અનહદ સુખથી ભરી છે. જ્યારે આ કૃત્રિમ દુનિયામાં દુઃખ, દુઃખ ને દુઃખ જગતનાં બધા માણસોને

ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી વિહરત. વિવિધ દેશ, વિવિધ પ્રાણી, વિવિધ પ્રકાર ને વિવિધ જીવન!. એમાંથી જ આ અનંત જીવનને જાણવાનો પ્રથમ પાઠ મળે છે. દસ જ વર્ષ જીવ્યો, ભાઇ. હું તો દસ જ વર્ષ જીવ્યો!'

સાધુજીએ ઊંડો શ્વાસ લીધો. 'હરિ ૐ' કહીને આંખો મીંચી દીધી.

મને જેટલું સ્મૃતિમાં રહ્યું છે એ જ ટૂંકમાં લખું છું. સાધુજીએ મર્મસ્પર્શી વાણીમા ઘણું સુંદર કહ્યું હતુ.

પાણી માગ્યું. આપ્યુ. થોડું પીધું. સાધુજીનું મો કંઇક ફિક્કું પડતું લાગ્યું. બેત્રણ વાર બળ કર્યા પછી બોલ્યા:

'ભાઇ, બેએક કલાકથી વધારે મારું જીવન નહિ લંબાય. આ ઝરણને કાંઠે જ મારી ચેહ રચજે. દિલ્હીમાં મારું કુટુંબ છે તેને ખબર આપજે. હવે નથી બોલી શકાતુ. ઘૂમજે, ભટકજે, રખડાય એટલું રખડજે. આપોઆપ તને જ્ઞાનની દિશા મળશે. સ્વતંત્રતાની કીમત કોઇ નથી સમજતુ. પોતાની જાતને પ્રત્યેક બંધનમાંથી મુક્ત કરવી એ જ સ્વતંત્રતા. ભાઇ, તુ સ્વતંત્ર બનજે.'

ફરી 'હરિ ૐ' કહીને સાધુજીએ આંખો ઉપર હાથ મૂકી દીધા. મેં હાથની નાડી જોઇ તૂટતી જણાઇ. મૃત્યુ વખતની નાડી જોવાનો મારો આ પ્રથમ પ્રસંગ હતો. એ વિષે આયુર્વેદના પુસ્તકોમાં વાંચેલું ખરું. બેત્રણ વખત નાડી થંભી ગઇ ને ગતિમા આવી. સાધુજીએ ઊંડો શ્વાસ લીધો. 'ૐ' કહીને ડચકું ખાધું. બસ, એક બે ને ત્રણ ડચકાં! સાધુજીએ પ્રાણ વિસર્જન કર્યો.

સૂરજ શાશવા ઉપર ચડયો હતો. ચારે તરફ પ્રચંડકાય પહાડરાશિ અને વનરાજિ. બધું શૂન્ય બની ગયું. વાતાવરણ ગંભીર ભાસ્યું. સાધુજી મડદા રૂપે પડયા છે, એ ખ્યાલ આવતાં જ કંપારી છૂટી. તરત જ 'અરે, કંઇ નહિ' બોલીને સચેત બન્યો.

ચેતનહીન દેહ કેવો ભયંકર! કેવો કુરૂપ! બે ક્ષણ પહેલાં જે સાથી હતા, તે ચેતન જતાં ભયરૂપ થઇ પડયા.

પ્રસંગ આવ્યા પછી જ એને સહન કરવાની શક્તિ આવે છે. પહેલેથી એ શક્તિ કેળવી શકાતી જ નથી. મડદાનું નામ સાંભળીને ડરનારો હું આજે મડદા પાસે બેઠો હતો.

લાકડા એકઠાં કર્યા. મૃતદેહ ગોઠવ્યો. આગ મૂકી. લાકડાં સળગ્યાં તો ખરાં પણ એક તરફથી એક પડખે બળી રહ્યાં ત્યારે બીજી તરફ શરૂઆત થઇ. ત્યાં બીજાં લાકડાં મૂક્યાં. એમ સાંજ સુધી કર્યા કર્યું કાશીમા હતો ત્યારે એક વિદ્યાર્થીને અગ્નિદાહ દેવાનો પ્રસંગ મળેલો. તે અનુભવે ચિતારચનામાં કંઇક મદદ કરી, નહિ તો હેરાન થઇ જાત.

દેહની ભયંકરતા જોઇને હું તો કમકમી ઊઠ્યો. ઉપરની ચામડી બળી ગયા પછીનું સ્વરૂપ તો મહા ભયંકર. એ વર્ણન કરવું પણ નથી ગમતું છતાં મને તો એ પ્રસંગે ઘણું ધૈર્ય આપ્યું.

સાંજ થતાંયતાં દેહ ભસ્મ થઇ ગયો. રાખ ઝરણમાં વહાવી દીધી.

સૂરજ આથમવાને થોડી જ વાર હતી. ભૂલ થઇ કે ગામનું કંઇ પૂછ્યું નહિ. અટે અટે ચાલ્યો. મહામુશ્કેલીએ પચાસેક ઘરનું ગામ શોધી કાઢ્યું. સાધુજીના મૃત્યુ સમાચાર સાંભળી ગામનાં બધાં કકળાટ કરવા લાગ્યાં.

બીજે દિવસે હું દિલ્હી પહોંચવા પાછો ફર્યો. મારે સાધુજીના કુટુંબને ખબર આપવા હતા. સાધુજીએ સરનામુ લખાવી દીધું હતું.

દિલ્હી ગયો. મહામુશ્કેલીએ કુટુંબ શોધ્યું. સાધુજીના પુત્ર પોસ્ટ ઑફિસમાં નોકરી કરતા હતા. નાના પુત્ર વકીલ હતા. તેમણે મારો ખૂબ સત્કાર કર્યો.

આજ સાધુજીની એ કુટિર ભૂલાતી નથી. તેમના અલ્પ ઉપદેશે જે પરિણામ અને પ્રભાવ જન્માવ્યાં, તે હજારો ગ્રંથોના પઠનથી કે પ્રયત્નથી પ્રાપ્ત ન થઇ શક્યાં હોત. એમના જ પ્રતાપથી મેં ભયંકર સાહસ ખેડ્યાં છે. મૃત્યુને હસી કાઢીને રમતો રહ્યો છું. મુસીબતો ખેડીને આનંદ મેળવ્યો છે.

મારી એ સાહસયાત્રાનું બયાન પ્રારંભું તેનું આ મંગલાચરણ!

(ચાલુ) જીવરામ જોષી



# નાણું

## એની અજબ કથા



આજે આપણે કોઇ પણ જણસની કીમત બહુ જ સહેલાઇથી મૂકી શકીએ છીએ; કારણ કે આપણી પાસે તે માટે નાણાનું ધોરણ છે. સોય અને સાવરણીથી માંડી મોટરગાડી કે મોટી મહેલાતો સુધીની વસ્તુઓ માટે પણ આપણે અંદેશા વગર કહી નાખીએ કે તેની અમુક સંખ્યાની કીમત અમુક થશે. અને નાણાનું એ ચલણ આજની આપણી સંસ્કૃતિમાં એટલું અગત્યનું છે કે તેના વિના એનું ઘડતર લૂલું જ બની જાય.

છતાં જાણીને નવાઇ લાગશે કે દુનિયામા એક વખત એવો હતો જ્યારે નાણાનો કશો ઉપયોગ નહતો માણસો પોતાને જોઇતી ચીજો જાતે જ પેદા કરી લેતા; જાતે ન બની શકે કે ન મેળવી શકાય તેવી બહુ જરૂરની ચીજો પરસ્પરના સહકારથી સાધી લેતા: અને આ સહકારને તેઓ ઈશ્વરની સેવા અને સમાજના શ્રેય તરીકે ગણતા.

પણ જેમજેમ માણસ 'સુધરતો' ગયો તેમતેમ તેને અમુક વસ્તુઓની જરૂર તો કાયમ રહેતી ગઇ ને ઘણી વખત પરસ્પર અદલોબદલો કે સહકાર કરવા ઇચ્છતા માણસને સામે એવો બીજો શોધતા મુશ્કેલી નડતી ગઇ. જરૂરિયાતોનું ક્ષેત્ર જેમ વિસ્તર્યું તેમ એ મુશ્કેલીઓ પણ વધી. આથી અંતે માણસે વિચાર્યું કે એક એવું ધોરણ નક્કી કરવું કે જે સૌને રૂચે, જેની કીમતમાં ફેરફાર ન થાય ને જે બધા પ્રકારના માલ માટે બદલામાં આપી શકાય.

દુનિયા આખી ત્યારે પ્રાથમિક અવસ્થામા જ જીવતી. એટલે એ વેળાના માણસે તો કોડીઓ, સૂકવેલી માછલીઓ, સોયો ને ખાલો જેવી ચીજો આ મુશ્કેલીના તોડ રૂપે શોધી કાઢી, જે હજી આજ પણ સંસ્કૃતિથી અસ્પૃષ્ટ રહેલા કેટલાક લોકોમાં ચાલુ છે.

એથી કંઇક વિકસિત બનેલી જાતોએ એ માટે ઢોર અને પાછળથી ગુલામોનો ઉપયોગ કરવા માંડ્યો; પણ છેવટે સૌથી સંસ્કૃત જાતે ધાતુનાં નાણાં-ની શોધ હાથ કરી. ધાતુને ચાહે તે આકારમાં કાપી શકાય છે ને તેના પર ગમે તેવી છાપ મારી શકાય છે એ તેના જાણવામાં આવ્યું ને તેણે અખતરારૂપે એ અમલમાં મૂક્યું.

કહેવાની જરૂર નથી કે પ્રાથમિક દશામાંથી બહાર આવી પોતાની સૌ પ્રથમ સંસ્કૃતિ ફેલાવનાર એ જાતિ તે આર્ય જાતિ હતી. જીવનનું વહેણ સમધારૂં રાખવા વિનિમયનો આખો પ્રકાર તેણે ઉલટાવી નાખ્યો. નવાઇ જેવું તો એ છે કે તેણે સૌ પ્રથમ જે ધાતુ વિનિમય માટે વાપરવાની શરૂઆત કરી હતી એ સોનુ હતુ. જુદીજુદી કીમત અંકિત કરેલા સિક્કા તેણે જ માનવઇતિહાસમા પહેલા પાડયા. ઠેઠ ઋગ્વેદના સમયમા એ સિક્કાઓ માટેના 'નિષ્ક', 'રજત,' 'હિરણ્ય' વગેરે શબ્દો મળી આવે છે. મહાભારત અને મનુના જમાના સુધી તો ભારતવર્ષમા એકલા સોનાના સિક્કાઓનું જ ચલણ રહેલું.

પણ બાકીનું ઘણુંખરૂ જગત ત્યારે જંગલી અવસ્થામાથી ભાગ્યે જ ઊંચું આવેલું જગતના ડહાપણનો ભાર આજે પોતાને માથે લઈ ફરતા યુરોપના ત્યારના નિવાસીઓ તો ત્યારે ગુફાઓની વચ્ચે રહી વનમાનવોની જિંદગી ગુજારતા. વિનિમયનું નિશ્ચિત ધોરણ તેમને ન સૂઝેલું ને મનુષ્યનો પણ વિનિમય તરીકે ઉપયોગ કરતા તેમને વાર ન લાગતી. નૉર્મન ઍન્જેલના કહેવા પ્રમાણે એક બાજ કે કૂતરા કરતાં યે ત્યારે તેમને મનુષ્યની કીમત વધારે ન હતી.

વિનિમય તરીકે ધાતુના સિક્કાઓનો આટલો વિપુલ પ્રચાર ભારતવર્ષ સિવાય પાછળથી જન્મેલી બીજી એકે સંસ્કૃતિમાં નથી જોવામાં આવતો. તેનું કારણ એ નથી કે બીજે ધાતુઓની અછત હતી, પણ ચલણની સમતોલતા જાળવવાનું તેમને જ્ઞાન ન હતું. ચીનમા તો સિક્કાઓનું ચલણ ચાલુ કર્યા પછી બબ્બે વખત તે પાછું બંધ કરવું પડ્યું હતું, ચીનાઓ મોંઘી ધાતુઓ સિક્કાઓમાં કદી ન વાપરતા; અને એટલે સોનાની ખોટ પડતાં જેમ રોમનું સામ્રાજ્ય



મોહેં-જો ડેરોમાંથી મળી આવેલી ૫૦૦૦ વર્ષ પહેલાની કેટલીક મુદ્રાઓ.







મોહેં-જો-ડેરાની મુદ્રાનુ વાચન તથા તેનો અર્થ કરવાની પદ્ધતિ. ઉપલી મુદ્રાને પડખે પહેલી પંક્તિમા તેનાં આલેખનો છૂટાં પાડી બતાવ્યા છે; પછી તેને મળતી સુમેરિયન ચિત્રલિપિ મૂકી છે; ને છેલ્લી પંક્તિમાં તેનો ઉચ્ચાર દર્શાવેલો છે. એ રીતે ઉપલી મુદ્રાનુ વાચન આ પ્રમાણે થાય છે: 'સવિતર-એદિન-અરસ.' તેનો અર્થ: એદિન(સિન્ધુનદ ગોત્ર)નો સવિતા (એની આ મુદ્રા)છે.





સિકંદરનો સિક્કો • એક બાજુ : ઈરાની ટોપ પહેરી, વજ્ર ધરી ઊભેલો સિકંદર; બીજી—હાથી ઉપર હુમલો લઇ જનાર ઘોડેસવાર





તોરમાણ હૂણનો સિક્કો

ભાંગી પડ્યું તેમ ચીનને તેવો વારો કદી ન આવ્યો.

વળી ચીનાઓનું વલણ પણ મોંઘી ધાતુઓ પ્રત્યે આજના પાશ્ચાત્યો જેવું ભૂખાળવું ન હતું. આગાઉ વર્ષોમાં ખાણો ખોદવાનું કાર્ય ત્યાં બંધ જ રાખવામાં આવતું. કેટલીક ખાનગી વ્યક્તિઓ ખાણો ખોદવાની પરવાનગી મેળવતી પણ ભારે કર આપીને જ. આમ ધાતુની કીમત ઊંચી રાખી, સિક્કાઓને ન છૂટકાની જ લેવડદેવડ તરીકે સ્વીકારી, ચીને પોતાનું અસ્તિત્વ કાયમ રાખ્યું.

નાણાં વગરની બીજી મહાન સંસ્કૃતિ તે પેરુમાંની ઇંકા સંસ્કૃતિ. મિ. રેજિનાલ્ડ ઇનૉક પોતાના 'પેરુનો ઇતિહાસ'માં એ વિષે લખે છે કે, 'ત્યાં કોઇ જાતનું ચલણ જ ન હતું ને સોના તથા ચાંદીનો ઉપયોગ માત્ર મંદિરોની શોભા ખાતર હોવાનું જ મનાતું. એ મેળવવા કોઇ પ્રયાસ પણ નહોતુ કરતું. કારણ એમને મન એ દેખાવડી ધાતુનો બીજો કશો ઉપયોગ જ ન હતો! ઈંકા લોકો રાજ્યને કર પણ ધાન્યમા જ આપતા. ગામડે ગામડે તે માટે કોઠાર રહેતા, જે લશ્કરને તેમજ દુકાળ વખતે પાછા આમવર્ગને કામ લાગતા.

ગ્રીકોને પૈ સિક્કાઓનું પહેલવહેલું જ્ઞાન તો ભારતવર્ષ મારફત જ મળ્યું. એશિયા માઇનોરના ગ્રીકોએ ઇ.પૂ. ૬૦૦માં પહેલવહેલા સિક્કા પાડ્યા, પણ તે મિશ્ર ધાતુઓના જ. ખરેખરા સોનાના સિક્કાઓનું ચલણ તો પાછળથી ક્રોસિયસે ચાલુ કરેલું. સિકંદરના જમાના સુધીમાં હિંદમાં સોના સાથે ચાંદી અને ત્રાંબાના સિક્કા પડવા લાગ્યા હતા. ત્યારે ગ્રીકો અને રોમનો પાસેથી સિક્કા પર રાજાની મહોર પાડવાનું હિંદે અપનાવ્યું, જે કળાને ગુપ્તોએ પૂર્ણપણે વિકસાવી. હિંદના સરહદપ્રદેશમાંના ગ્રીક રાજ્યને લઇ ગ્રીક સિક્કાઓનું પણ અમુક સમય ચલણ રહેલું.

પ્રાચીન હિંદી સિક્કા બૅક્ટ્રિયા કે સાયરેકયૂઝ જેવા, કારીગરીમાં આગળ પડતા ન હતા તેનું કારણ ભારતીય કારીગરો બીબાં પાડવાની કળા પ્રત્યે આકર્ષાયા ન હોવાનું હોઈ શકે. બાકી સિક્કાનું શાસ્ત્ર તો તેમણે પૂર્ણપણે વિકસાવેલું. ચંદ્રગુપ્તના પ્રધાન ચાણક્ય કૌટિલ્યે સિક્કાનું બહુ વિસ્તૃત વર્ણન લખ્યું છે. કેવી જાતના એ બનાવવા, કયાં મિશ્રણોથી એ



(૧) ગોળ જેવો લાગતો પ્રાચીન ગ્રીક સિક્કો (૨) વસઈ લોકોએ ઇ સ ૧૮૦૦માં ત્રાંબાની પાટીમાંથી કાપીને બનાવેલો સિક્કો (૩) રૂપાના સળિયાને કાપી તથા વાળીને તૈયાર કરેલો સિયામનો પુરાતન સિક્કો (૪) રૂપાના તારનો બનાવેલો હિન્દુસ્તાનનો જૂનો સિક્કો (૫) ત્રાંબાના તારમાંથી બનાવેલો સિક્કો (૬) ૧૫૭૭માં સ્પૅનિશ લોકોએ હારલેમને ઘેરો ઘાલ્યો ત્યારે છાપેલો સિક્કો (૭) ૧૭૦૨ના લૅન્ડોના ઘેરા વખતનો સિક્કો જે રૂપાની રકાબી કાપીને બનાવવામાં આવ્યા હતા, ને જેમાં રકાબીની કીનારી પણ દેખાય છે (૮) શક લોકોના સમયનો પ્રાચીન હિંદનો સિક્કો (૯) અકબરના સમયનો ચોરસ રૂપિયો (૧૦) સ્વિટ્ઝરલૅન્ડનો 'ક્રુટ્રીએટ' નામનો પુરાણો સિક્કો (૧૧) સોનાની ખાણોની શોધ સમયનો કૅલીફોર્નિયાનો સિક્કો (૧૨) (૧૩) (૧૪) આજના નિકલના બ્રિટિશ સિક્કાઓ (૧૫) સિયામની ઉત્તર આવેલા લેઓ સ્ટેટમાંનો હોડી ઘાટનો સિક્કો '(૧૬) અ ગરની ભીહરાણી' મહોર (૧૭) પેહાંગનો ટોપી ઘાટનો સિક્કો (૧૮) કેડાનો ગળગોળ સિક્કો (૧૯) કેડાનો વિચિત્ર સિક્કો (૨૦) ઇટલીના ઇગુવિયમ પરગણાનો ત્રાંબાનો લગગોળ સિક્કો (૨૧) એથેન્સનો એક પુરાતન કદરૂપો ગ્રીક સિક્કો (૨૨) મધ્ય અમેરિકામાં પાડવામાં આવતા તરેહવાર સિક્કાઓમાંનો એક (૨૩) (૨૪) ૧૭મી સદીના બેડોળ મેક્સિકન સિક્કાઓ (૨૫) વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં વપરાતું સ્પૅનીશ ડૉલરનું ચોથિયું (૨૬) સેંટ લ્યુસિયા ટાપુનું પરચુરણ નાણું (૨૭) (૨૮) ઇસ્વીસનની શરૂઆતમાં બનેલા ચીનાઈ સિક્કાઓ (૨૯) 'શો' નામનો વિચિત્ર રૂપાનો સિક્કો (૩૦) 'સીસી' નામનો ચીનાઈ સિક્કો (૩૧) આ નામનો રૂપાનો સિક્કો (૩૨) કોમોડોર પેરી જાપાનમાં ઊતર્યો તે સમયનો જાપાનીઝ ... નો સિક્કો (૩૩) સ્પેનનો કાણાવાળો સિક્કો એ કાણાના ગાળાના કકડાની કીમત બે સિક્કા જેટલી થાય છે (૩૪) પ્રાચીન ચીનનો છરી ઘાટનો સિક્કો (૩૫) 'પસ' નામનો ... (ચીન)નો પ્રાચીન સિક્કો

બનાવવા, કઈ રીતે તેને વિનિમયનું માધ્યમ બનાવવું એ બધી વિગત તેના અર્થશાસ્ત્રમાંથી મળી આવે છે તેના જમાનાના સિક્કા આ હતા પણ, અર્દ્ધપણ, ચતુર્થપણ, અષ્ટપણ, માશક, અર્દ્ધમાશક, કાકની અને અર્દ્ધકાકની ગુપ્તકાળ સુધી હિંદમાં સોનાનું ચલણ સવિશેષ હતું એ કાળના સિક્કા લખનૌ મ્યૂઝિયમમાં સચવાએલા પડ્યા છે એમનું ચલણ ભારત ઉપરાંત ઈરાન અને કાશગર સુધી પણ હતું કાશગરના ખોદાણોમાંથી મળેલા સિક્કાની એક બાજુ ભારતની પ્રાકૃત ભાષા અને બીજી બાજુ ચીની ભાષા અંકાએલી છે પંજાબમાંથી મળી આવેલા સિક્કામાં એક બાજુ બ્રાહ્મી અને બીજી બાજુ ગ્રીક ભાષા છે.

આ પરથી જણાશે કે જુદી જુદી સંસ્કૃતિઓની અસર ભારતીય ચલણ પર થઈ હતી, પરંતુ ભારતે તે પોતાની જ કરી લીધી હતી ભારતમાં ચલણનો વિકાસ તદ્દન સ્વતંત્રરીતે થયો હતો એમ બ્રિટિશ મ્યૂઝિયમવાળા જે એલન પણ 'એનસાઇક્લો



અમેરિકાના રેડ ઇન્ડિયનોનું નાણું: મથાળે ડાબી તરફ કોડી: ડાબી બાજુ નીચે: પથ્થરો પરોવીને બનાવેલું અલ લિ-કોચિક નાણું. જમણી બાજુ: વાંપુમ સિક્કા



ઈ.સ. ૭નું ચીનનું છરીનાણું: જેમાંથી છેવટે પાનું ઊડી જઇને ઈ.સ. ૨૨ સુધીમાં હાથો જ રહ્યો એ વિકાસ દર્શાવતું ચિત્ર

પીડિયા બ્રિટાનિકા'માં કબૂલ કરે છે. અને એ ચલણ મોટે ભાગે સોનાનું રહેલું તેનું પણ કારણ છે. ભારતમાં સોનાનો કોઇ કાળે દુકાળ નહોતો એટલે વેદના સમયથી જ સોનાનાણું કાયદેસર ગ્રાહ્ય (legal tender) નાણાં તરીકે ચાલતું આવ્યું હતું, જેનો ઠેઠ અંગ્રેજોના આગમન કાળે અંત આવ્યો.

ભારતવર્ષ અને તેની ઉપજાવી સંસ્કૃતિઓ સિવાય નાણાંનું ધોરણ જ્યાં નિશ્ચિત નહોતું થયું ત્યાં વિનિમયના સાધન તરીકે અનેક ચીજોનો ઉપયોગ કરવામાં આવતો મિસરવાસીઓ પાછળથી એ ભૂમિકાથી ઊંચા આવ્યા ને દિનકા ને શિલુકની કોદાળી ઘાટની ધાતુઓની લગડીઓ વાપરવાનું શરૂ કર્યું. સિક્કાઓનું ચલણ તો ત્યાં મિસરી સામ્રાજ્ય ભાંગી ગયા પછી ઠેઠ સુલેમાનના વખતમાં ચાલુ થયેલું.

અમેરિકાના ઇન્ડિયનોએ તો વિનિમયના માધ્યમ તરીકે વળી વિચિત્ર જ પ્રકાર યોજેલો. સોનું ત્યાં પુષ્કળ પ્રમાણમાં હતુ, છતાં નાણાં તરીકે તો તેઓ શંખલાં ને છીપલાંનો જ ઉપયોગ કરતા જે હજુ મલેનેશિયા ને આફ્રિકામાં સહરાથી તે બેનિનના ઉપસાગર સુધી ચાલુ છે. તેમના સિક્કામાં વાંપુમ અને અલ-લિ-કોચિક એ બે પ્રખ્યાત છે. અલ-લિ-કોચિકમાં ચકમક જેવા પથરા માત્ર ઘસીને પરોવવામાં આવતા. અમેરિકામાં ગએલા ગોરાઓએ શરૂઆતમાં એવાં અલ-લિ-કોચિકો બનાવી, ઇન્ડિયનોને ભેટ આપી, બદલામાં સોનાનો સારો જેવો જથ્થો મેળવેલો.

સિક્કા માટેની યુરોપની શોધ મૌલિક નથી. આરબોએ એ કલા બાયઝેન્ટિયનો પાસેથી શીખી. તેમના દીનાર, દિરહમ ને ફાલુસ એ બાયઝેન્ટાઇનના જ મૂળના છે. પોતાના વિજયકાળ દરમિયાન તેમણે સ્પેન અને સિસિલીમાં એમનું ચલણ ચાલુ કર્યું. ફ્રાન્સના પેપિન ધી શૉર્ટે તે ફ્રાન્સમાં દાખલ કર્યાં ને ઇટલિએ પણ સિસિલી મારફત તેનું અનુકરણ કર્યું. બાયઝેન્ટાઇન અસર તળે આવેલા રશિયા સિવાય પાછળથી આખા યુરોપમાં એ અનુકરણ ચાલુ થયું ને પછી જુદા જુદા દેશોએ તે પર પોતાની રાષ્ટ્રીયતા અંકિત કરી. ઇટલિમાં તો ઘણા વર્ષ સુધી સિક્કાની પાડ અરબી લખાણ ચાલુ રહેલું.

નાણાંના ઇતિહાસમાં ચીનના પ્રસિદ્ધ કુબલાઇ-

ખાને કરેલો અખતરો નોંધવા જેવો છે. ઇ.સ.૧૨૬૦ થી'૬૩ના ગાળામાં તેણે ચીનાઇ કાગળની નોટો ચલણ તરીકે ચાલુ કરેલી જે ઇતિહાસનું પહેલું જ કાગળ-નાણું હતું. પાછળથી એ ચલણ બંધ થયું એટલે ૧૨૬૪થી '૯૦ના ગાળામાં તેણે ફરીથી એકેક ટિંગની નોટો બહાર પાડી. એક હજાર યુએનનો એક ચાંદીનો ટેલ અને દશ ચાંદીના ટેલ બરાબર એક ટિંગની કીમત થતી. પણ એ નોટો બહાર પડતી વખતે કશો અંકુશ મુકરર કરેલો નહોતો એટલે થોડા જ વખતમાં ટિંગના સિક્કા કરતાં નોટની કીમત અનેકગણી ઊતરી ગઇ.

પણ છતાં ચીનમાં એ ચલણ ટકી રહ્યું. માર્કોપોલો ને પૉથિયરે પોતાની મુસાફરીઓમાં તેમની નોંધ લીધેલી છે. વિખ્યાત મૂર જગતસફરી ઇબ્ન બતુતાહની ચીનની મુસાફરી વખતે પણ ચીનમાં કાગળ અને ચામડાનું ચલણ ચાલુ હતું. તેણે લખેલું છે કે, 'ચીનનો શેહેનશાહ કાગળ કે ચામડા સિવાય બીજું નાણું બહાર પાડતો જ નથી;અને જ્યારે તે ઘસાઇ જાય છે ત્યારે લોકો રાજ્યની ત્રીજોરીમાંથી બદલાવી નવું લાવે છે.'

ચીનનું સૌ પહેલું નાણું તો જુદું જ હતું. તેનો એક સિક્કો ખમીસના આકાર જેવો હતો જે 'પુ' કહેવાતો. બીજો છરીના આકારનો હતો જે 'તાઓ' કહેવાતો. એમાં વિકાસ થતાં થતાં છેવટે છરીનું પાનું ઊડી જઇ ગોળ હાથો જ ચલણમાં વપરાવા લાગ્યો. ત્યાર પછી કલઇ, સીસું, લોઢું અને પકવેલી માટીના સિક્કા પણ ચીનમાં વપરાવા લાગ્યા હતા. ને એ પ્રકાર નવો ન હતો. હિંદમાં આંધ્ર રાજાઓએ સીસું જ સિક્કામાં વાપરેલું. ઇ.પૂ. ત્રીજી સદીમાં ઍક્ટ્રિયામાં નીકલનો જ પ્રચાર હતો. અરે, ચાલુ જમાનામાં યે મહાયુદ્ધ પહેલાં બ્રિટને પૂર્વ આફ્રિકામાં ઍલ્યુમિનમના સિક્કા ચલાવેલા ને યુદ્ધ વખતે જર્મનીએ લોઢાના સિક્કા પાડેલા. મલાઇ રાજ્યોમાં હજુ યે સીસાના જ સિક્કા વપરાય છે.

પણ ઇ. પૂ. ૨૧૯માં હન વંશના એક રાજાએ ચીનમાંથી સિક્કાના ચલણનું નામનિશાન ઉડાવી દીધું. સિક્કા પાડનારા કારીગરોને તેણે કતલ કર્યા ને ચલણમાંના બધા સિક્કા દરિયામાં ફેંકી દેવરાવ્યા. માટીમાં ગુંદ જેવો ચીકણો પદાર્થ ઉમેરી, તે પર શાહી છાપ મારેલા સિક્કા તેણે ચાલુ કર્યા. લુ-ટી નામનો



વિક્રમાદિત્યનું બિરુદ પામનાર મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત બીજાનો સિક્કો



કુમારગુપ્ત પહેલાનો સિક્કો







ક્ષત્રપોના સિક્કા:નહપાણ, ચષ્ટન અને રુદ્રસિંહ શકની છાપના



કનોજના રાજા ભોજ અથવા, મિહિર ગુર્જર-પ્રતિહારનો સિક્કો

**ગુજરાત ઉપર રાજ્ય કરીગએલી વિવિધ જાતિઓ અને જુદાજુદા રાજાઓના સિક્કાઓ**




ઇંગ્લંડની આજની એક પૌંડની ચલણી નોટ



સમુદ્રગુપ્તનો સિક્કો



કનિષ્કનો સિક્કો

શહેનશાહ તેથી યે આગળ વધ્યો ને તેણે ઇ. પૂ. ૧૪૦મા બધા સિક્કા બંધ કરાવી કાગળનાણું જ ચાલુ કરાવ્યું. હિંદ સિવાય પૂર્વ એશિયાના કોરિયા, અનામ, જાપાન વગેરે પોતાના ચલણ માટે ચીનના જ ઋણી છે.

હિંદ તો પાછળથી મુસ્લીમોના હાથે જઇ પડ્યુ, એટલે તેમણે જૂના સિક્કાને બદલે પોતાના જ સિક્કા ચાલુ કર્યા. ઘોરી રાજાઓએ ૧૭૮ ગ્રેનના સોના ને રૂપાના, એક બાજુ કલમા ને બીજી બાજુ મહોરવાળા 'તનકા' નામના સિક્કા ચાલુ કર્યા. ઇબ્ન બતૂતાહ હિંદ આવ્યો ત્યારે દિલ્હીની ગાદીએ મહમદ તઘલખ હતો. તેણે દીનાર ને દિરહમનું ચલણ કાઢી નાખી નવા જ સિક્કા બહાર પાડ્યા હતા. તેનું કોઠક આ પ્રમાણે હતું:

૪ દમડી=૧ કાની અથવા જિતલ

૨ કાની=૧ સુલતાની

૩ સુલતાની=૧ શશકાની

૬૪ કાની=૧ તનકા.

જુદાજુદા રાજતંત્ર તળે સિક્કા અનેક પરિવર્તન પામતા ગયા પણ અંધાધુંધીના એ યુગમાં જ્યારે શેરશાહ સુરીએ દિલ્હીની ગાદી મેળવી ત્યારે તેણે મહમદ તઘલખના વખતથી બંધ પડેલું રૂપાનું ચલણ ફરી ચાલુ કર્યું. અને વિનિમયના સાધન તરીકે પહેલ-વહેલો જ એક સિક્કો હિંદમાં ચાલુ થયો. એ સિક્કો તે 'રૂપિયો' જે આજ સુધી એ નામે ચાલુ રહ્યો છે. પહેલવહેલો ઇ. ૧૫૪૨મા તે બહાર પડ્યો.

અને જ્યારે અકબરે રાજ-લગામ હાથમાં લીધી ત્યારે તો સિક્કા તરફ તેણે ખાસ લક્ષ આપ્યું. આગ્રા, અમદાવાદ, કરાચી અને બંગાલમાં ને માટે તેણે વ્યવસ્થિત સાધનો તરીકે સોનાની ટંકશાળો ઊભી કરી. એ સિવાય ચાંદીના સિક્કા માટે ચૌદ સ્થળે અને ત્રાંબાના સિક્કા માટે અઠ્ઠાવીશ સ્થળોએ તેણે જુદી ટંકશાળો ઊભી કરેલી. તે વખતના કેટલાક સિક્કાનાં નામ આ રહ્યાં: શહેનશાહી મહોર, રાહ, આનમાહ, બિનસાત, ચારગોશા, છુગલ, ઇલાહી, આફતાબી, લાલજલાલી, અધેલો, પૌવો, દમડી વગેરે.

આ મુગલ સામ્રાજ્યના પતનકાળે હિંદમાં ઊભાં થએલાં જુદાંજુદાં સ્વતંત્ર રાજ્યોએ પોતપોતાના સિક્કા ચાલુ કર્યા. પહેલાં તો એ ઢંગધડા વગરના હતા પણ પાછળથી મોગલ ઢબ પ્રમાણે જ એ છપાવા લાગ્યા. એ કાળે જ અમેરિકામાં યુરોપિયનોનો જમાવડો અહીં સ્થિરતા પકડતો હતો. તેમને સૌથી પહેલાં તો વિ-નિમયના સાધન તરીકે શું વાપરવું એ જ મુખ્ય પ્રશ્ન થઇ પડેલો, પણ આ અરસા સુધીમાં તેમણે તેનો ઉકેલ આણી મૂકેલો. દક્ષિણમાં તેમણે તે માટેના સુતરા સાધન તરીકે તમાકુનું માધ્યમ સ્વીકારી લીધેલું— આબીસીનિયાના મીઠાની લગડીઓના ચલણ માફક. કૅરોલિનામાં ફઇ નામના ગોળ પત્થરનો ઉપયોગ ચાલુ થએલો, પણ તમાકુનું ચલણ સવિશેષ અને લોકપ્રિય હતું. અમેરિકામાં તમાકુની લોકપ્રિયતા એટલા પરથી જ સમજી શકાશે કે તેની પહેલવહેલી પાડેલી નોટ પર પણ તમાકુના પાંદડાની જ છાપ પાડવામાં આવેલી.

આ તમાકુનું ચલણ પણ એ વખતના કૅનૅડાના



કૅનૅડાના ફ્રેન્ચ પ્રૉકૉન્સલે એક વખત સિક્કાની ખોટ પડતા પોતાની સહીવાળા ગંજીપાના પાનાનુ ચલાવેલુ નાણુ

ચલણ કરતા તો બેશક સારુ કહી શકાય ત્યા તો વળી અજબ જ રીત અખત્યાર કરવામા આવેલી ઇ ૧૬૮૫મા ફ્રાન્સથી આયાત કરેલા સિક્કાની ત્યા બહુ તગી પડી કાગળની પુષ્કળતા ને છાપખાનાની સગડતા પણ ત્યા ન હતી કૅનૅડાનો ત્યારનો પ્રૉકૉન્સલ બહુ વિચિત્ર ભેજાનો હતો ને તેણે તે માટે ઉપાય પણ વિચિત્ર જ શોધી કાઢ્યો. દેશમાના બધા ગંજીપા તેણે એકઠા કરાવ્યા ને તેના પાના પર દરેક પાનાની જુદી જુદી કીમત ઠરાવતી પોતાના હાથની સહી કરી, એટલે કૅનૅડાએ એ ચલણ સ્વીકારી લીધુ' ને ફ્રાન્સમાથી ધાતુનાણુ ત્યા ન જાય એટલા ખાતર ફ્રાન્સની સાસ્થાનિક સરકારે પણ તેને ઉત્તેજન આપ્યુ''

પરતુ, 'પૂર્વની રાણી' તરીકે ગણાતા હિંદુસ્તાનમા તો નાણાનો આવો દુકાળ ક્યારે યે નથી પડેલો અગ્રેજોના આગમન વખતે યે અહીં ૧૩૯ પ્રકારની સોનામહોરો, ૬૧ પ્રકારના સોનાના હોન (દક્ષિણ ભારતમા વપરાતા સિક્કા, જે 'પેગોડા' પણ કહેવાતા), ૫૮૦ પ્રકારના ચાદીના રૂપિયા અને ૨૧૪ પ્રકારના પરદેશી સિક્કા પ્રચલિત હતા.

ઈસ્ટ ઇંડિયા કપનીનો કારોબાર હિંદ પર શરૂ થયો ને તેણે હિંદનુ બધુ પ્રચલિત નાણુ બંધ કરાવ્યુ ૧૮૩૫ના ૧૭મા કાયદાથી એક તોલા (૧૮૦ ગ્રેન)ના રૂપિયાનું તેણે માધ્યમ તરીકે ચલણ ચાલુ કર્યું હિંદી પ્રજાનું મન છતા સોનાનાણા તરફ વધુ ઢળેલું લાગતા ૧૮૪૧મા કપનીએ જાહેર કરેલુ કે, ચલણમા ન હોવા છતા પદર રૂપિયાની કીમતે ખજાનામાથી કોઇને પણ સોનાની મહોર આપવામા આવશે. પરતુ ૧૮૫૨થી તો એ યે બધ કરી દેવામા આવ્યુ ને આથી હિંદી રૂપિયાના વિદેશી હુડિયામણના દર તદ્દન અનિશ્ચિત બની ગયા.

આ હુંડિયામણની મારમાથી બચવા પાચ હજાર યુરોપિયનો અને સાત હજાર હિંદીઓની સહીવાળુ એક અરજપત્ર વિલાયત મોકલવામા આવતા ઠેઠ ૧૮૯૨મા આ બાબતની તપાસ કરવા હર્શેલ કમીશન નીમવામા આવ્યુ તેના રીપોર્ટને અનુસરી ૧૮૯૩મા હિંદની બધી ટંકશાળો બધ કરી દેવામા આવી, પણ એથી તો રૂપિયાની કીમત કૃત્રિમ રીતે વધી ગઇ ઇ ૧૮૯૮મા હેન્રી ફાઉલરના પ્રમુખપણા

નીચે ફરી એક કમીશનં નીમવામાં આવ્યું. એણે તો ભારતને કપાળે સોવરિનને પ્રચલિત સિક્કા તરીકે ઠોકી બેસાડ્યો એટલે હિંદ ઓલામાંથી નીકળી ચૂલામાં પડ્યું રૂપિયા વટાવી સોવરિનમાં ભરપાઈ કરવાથી હિંદને હુંડિયામણની જતી અસહ્ય ખોટ તો કોઈ અર્થશાસ્ત્રી જ સમજાવી શકે. અને બીજી વાત. રૂપિયાના મૂલ્ય પ્રમાણે તેની અંદર ચાંદીનું પ્રમાણ ખૂબ કમી કરી નાખવામાં આવ્યું હોઇ, હિંદના ઇતિહાસમાં પહેલી જ વાર આપણો રૂપિયો એક પ્રમાણિક સિક્કો મટી ગયો છે.

એક બીજા દેશોના ચલણ વચ્ચે હુંડિયામણના આવા ગૂંચવાડા માણસે સ્વીકારેલા નાણાંના ધોરણ-થી જ ઊભા થાય છે એ ખરૂં છે, છતાં આજની સંસ્કૃતિમાંથી તેને પાછું ખેંચી લઈ શકાય તેમ નથી એ પણ એટલું જ ખરૂં છે. અસંસ્કૃત કે અર્ધસંસ્કૃત જાતો હજુ તેમ કરી શકે. જેમ હજુ યે ઉત્તર અમે-રિકામા તમાકુ ને બીવરના ચામડાં, આબીસીનિયામાં મીઠા ને ચીનમા ચાની દબાવેલી લગડીઓ, મંગો-લિયામાં સોયો વગેરે વપરાય છે તેમ. અગર તો રાષ્ટ્રે રાષ્ટ્ર તેમ કરી શકે જેમ જર્મનીએ બ્રાઝીલને પોણો લાખ ટન કોલસા આપી બદલામા કૉફી લીધી હતી તેમ.

નાણાંના માધ્યમ તરીકે ધાતુ સિવાય તો કંઇ ન ફાવે એ દેખીતું છે, કારણકે તેને ગમે તેમ ઢાળી શકાય છે ને ચાહે તેવી છાપ તે પર ઉઠાડી શકાય છે. પણ એ ધાતુઓ પણ અખતરાથી પર નથી રહી. સ્કૉટલૅંડે કલઇ ને લોઢું સુદ્ધાં અજમાવી જોયું હતું ને રશિયાએ તો પ્લૅટિનમ પર પણ નજર દોડાવી હતી. પરંતુ એની મોંઘારત ને મેળવવાની દુષ્કરતા તથા ગીગા-ળવાની મુશ્કેલીને લીધે આખરે ૧૮૪૫માં એ પડતુ મૂકેલું

અત્યારે સિક્કા માટેની મુખ્ય ધાતુઓ રૂપું ને તાંબું જ લેખાય. સોનું મુખ્ય ન લેખી શકાય. સો-નાના સિક્કામાં ૨૨ ભાગ સોનું, રૂપાના સિક્કામાં અરધું રૂપું, ને તાંબાના સિક્કામાં ૯૫. ભાગ તાંબુ અને બાકી મિશ્ર ધાતુઓ મેળવવામાં આવે છે. અને હવેના સિક્કામાં તો પહેલાં જેવી આનાકર્ષકતા યે નથી રહી. તેનાં સુશોભન અને છાપ ઉપર અત્યારે ખાસ ધ્યાન આપવામાં આપવામા આવે છે. વળી પહેલા જેમ વેપારીઓ સિક્કા પાડી શકતા હતા તેને બદલે આજે બધા સિક્કા રાજ્ય તરફથી જ બહાર પાડવામાં આવે છે.

નાણાંની અગત્ય ખરેખરી તો ગઇ કેટલીક સદી-ઓથી વધી છે. તેનું કારણ આંતરરાષ્ટ્રીય વેપાર-માં થએલો વધારો છે ને એટલે જ સોનાનાણાંનું મહત્ત્વ છે. જુદા જુદા રાષ્ટ્રો પોતપોતા વચ્ચે વ્યવ-હાર કરે ત્યારે બંનેનું જે સામાન્ય માધ્યમ રહેવું જોઇએ તે એકલું સોનું જ પૂરૂં પાડી શકે છે.

પરંતુ મહાયુદ્ધ પછી જગતના આગળ પડતા ઘણા રાષ્ટ્રોએ સોનાની બાબતમાં દીવાળું કાઢ્યું છે, ને પોતાનાં સોનાનાં ચલણ છોડી દીધાં છે. નાણાંના આપણે સ્વીકારેલા ધોરણે એની ગમે તે અસર થાય, પણ એટલું તો ચોકકસ થાય છે કે નાણાંને એની પોતાની કશી કીમત નથી. માત્ર આપણે સ્વીકારેલી કીમતનું જુદે જુદે રૂપે એ પ્રતીક જ રહે છે. અશોક હર્ષ



## મેંદીનાં પાન

જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે.

સંયોગો માણસને દુઃખ નથી બનાવતા. સંયોગો માટે તેણે બાંધી લીધેલો અભિપ્રાય જ તેને દુઃખી બનાવે છે.

આપણને જે ગમતું હોય તે કરવા કરતાં જે જરૂરી હોય એ કરવા લાગતાં આપણે ઓછું દુઃખ આમંત્રીએ છીએ.

વધુમાં વધુ વાતો કરતો રહેનાર થોડામાં થોડું વિચારનાર બને છે.

પારકા મ્હોંએ પોતાની થતી નિંદા અને ભૂલો વારતે ઠપકો સાંભળવાની તૈયારી એમાં જ માનવતાની સાચી કસોટી રહેલી છે. ઠપકો સાંભળી, ભૂલ સુધારી ઠપકો ભૂલી જવો એ જ ખરી મર્દાનગી.



# સાબરના પૂરમાં

## તારંગાનો એક વર્ષાપ્રવાસ

સંવત ૧૯૮૯ના શ્રાવણ માસની આ વાત છે. જન્માષ્ટમીની રજાઓ ઉપર ઇડરથી તારંગા પગપાળા જવાનો નિશ્ચય કરી રાધણછઠને દિવસે સાંજના અમે ઊપડ્યા. અમારી મૂળ યોજના તો રાત્રે વેરાબર રોકાઈ બીજે દિવસે વહેલી સવારે રવાના થઈ બપોર થતાં સુધીમાં તારંગા પહોંચી જવાની હતી. પણ અમે નીકળ્યા ત્યારે જ દિશાઓ ઘોર ભરાએલી હતી અને જાણે આકાશી યોધ્ધાઓ પથ્થર સાથે અથડાઈ ઘવાઈને પીઠની ચળ ટાળતા હોય એમ જળભરિત મેઘમાળ ડુંગરાઓને અથડાઈને દોડી રહી હતી. એકાદ કલાક ચાલી ડુંગરી વટાવી અમે મેદાનમાં ઊતર્યા એટલામાં રૂમઝુમ કરતું એક ઝાપટું અમને ઘેરી વળ્યું. અરધોએક કલાક પછી જ્યારે વરસાદ વળી ગયો ત્યારે પ્રકાશની આભા જગભરમાં ગગનના કાંગરે કાંગરે પ્રસરી રહી હતી. ખેતરોમાં ખીલેલી વનસ્પતિનો પોપટિયો પથરાટ, હમણાં જ પડીને હસી રહેલાં તાજાં જળકણો, અને ધોવાએલી ચકચકિત ડુંગરમાળ એ ત્રિવિધ શોભાને હૃદયમાં ભરતા અમે ઉતાવળે ડગ ભરવા લાગ્યા. ખૂબ અંધારું થઈ ગયા પછી આશરે એક કલાક ચાલીને અમે કાના ગામ પહોંચ્યા ત્યારે વેરાબરનો વિચાર છોડી દઈ રાતની રાત ત્યાં જ પડી રહેવાનો નિર્ધાર કરી અમે પટેલના ઘર તરફ ગયા.

સવારે વહેલા ઊઠી અમે ચાલવા માંડ્યું. ગામ બહાર જતાં જ વરસાદથી ધોવાએલી સ્વચ્છ રેતીમાં બેઠેલું એક ઊંટનું ટોળું જોયું. એના રખેવાળ પણ ત્યાં જ હતા. એમાં એક જ માણસ જાગતો હતો, બાકીના બીજા પછેડીઓ ઓઢીને પડેલા હતા. ઊંટની જાત સ્વભાવે ઘણી ખડતલ હોવા છતાં શરીરે સુંવાળી હોય છે. શિયાળો-ઉનાળો તો એ વેઠી કાઢે, પણ ચોમાસામાં એને આરામ જોઈએ. વરસાદ પડ્યા પછી તો એની ખાસ મુસાફરીની માફક રાખવી પડે. દિવસે એ જંગલમાં ચરી-ફરી ઝાડપાન ખાય અને રાત્રે ગામ બહાર સ્વચ્છ ખુલ્લી જગ્યામાં એને બેસાડવાં પડે. ચોમાસામાં તો ઊંટ લગભગ ગામમાં પેસે જ નહિ, કારણ ગામમાં પુષ્કળ મચ્છર અને માખીઓ હોય છે. એથી જો જરાક સંભાળ ન રહે તો ઊંટની સુંવાળી ચામડી કોહી જઈ તેમાં જીવાત પડે છે અને એ ચેપ કેટલીક વખત પ્રાણઘાતક પણ નીવડે છે.

બેએક માઈલ ચાલી બોરોનું જંગલ વટાવી અમે વેરાબરની સીમમાં પેઠા ત્યારે વાદળાં જરા હટી ગયાં હતાં અને સરકી રહેલી વાદળીઓ નિશાળમાંથી છૂટેલાં બાળકોની માફક ચોમેર નાસભાગ કરી રહી હતી. દૂરના ડુંગરો આકાશમાં ચડઊતર ચિત્રામણ કરેલું હોય એવા લાગતા હતા અને એક ચકચકિત રેખા જેવું સાબરનું વહેણ આઘેથી ઝગી રહ્યું હતું. નાસ્તો કરી અમે નવેક વાગતાં વેરાબરથી નીકળવાની તૈયારી કરી, એટલામાં તો સમાચાર મળ્યા કે ત્રણ દિવસથી સાબરનાં પૂર ઊતર્યાં ન હતાં અને સામે પાર જવું એ લગભગ અશક્ય હતું. અમે જરા ખમચાયા તો ખરા, પણ છેવટ સામે પાર ન જ જઈ શકાય તો સાબરનાં પૂર જોઈને પાછા ફરવાનો નિરધાર કરી આગળ વધ્યા.

અમે નીકળ્યા એ જ વખતે ફરીથી આકાશ

પાણીની ખૂબ હલચલ મચી રહી હશે એમ કિનારા પર પડેલા ઓવાળની લાંબી લીટીથી જણાતું હતું. ઓવાળની લીટીથી પાણી અત્યારે ઠીકઠીક હટી ગએલાં હતાં. એટલે પૂર ઉતાર ઉપર હતાં એમ ચોખ્ખું જણાઈ આવતું હતું. પણ સાબરનાં પૂર ઊતરવા માંડ્યા પછી પણ ગોળા ફરે એટલાં ઓછાં તો કદિક કદિક બેત્રણ દહાડે થાય છે એટલે ઓવાળની લીટીથી પાણી પાછાં હટે કે તરતજ એમાં પડી શકાતું નથી. ત્રણચાર દિવસથી પૂર ઊતરતાં હતાં એટલે દેખાવ છેક જ રૌદ્રરૂપ પણ ન હતો. પૂરની શરૂઆત હોય છે ત્યારે તો પ્રલયકાળના તાણ્ડવ જેવો ચોમેર દેખાવ થઈ જાય છે. પ્રવાહની છોળોના પછડાટમાં ઝાડોના ઝાડ ડબકડબક કરતા ઊંચાનીચાં થતાં હોય, મોટા કાટાના થર તરાપાની માફક પાણી ઉપર ડોલતા હોય અને ચોમેર જ્યાં જુઓ ત્યાં કચરાના કાળા કાળા ફોગા પાણી ઉપર ફરી વળતા હોય. પણ પૂર શાના ધરવા માંડે છે એટલે ઝાડઝાંખરાં ઓછાં થઈ ફક્ત પાણીના લોઢ જ ઉછળી રહે છે. આજે તો સાબરનાં પૂર કાંઈક સૌમ્ય થયાં હતાં અને સૂર્યનો પ્રકાશ એની સૌમ્યતામાં વધારો કરતો હતો.

સાબરનાં પૂર પ્રચંડવેગી અને મહાઉછાળ હોવા છતાં એક રીતે તો નાની નદીઓને મુકાબલે એ સૌમ્ય રૂપ જ ગણાય. હાથમતી અને હરણાવમાં પાણીનો પ્રવાહ જો કે સાબરને મુકાબલે કાંઈ વિસાતમાં નહિ, છતાં એનો ઘુઘવાટ એટલો ઘેરો હોય છે કે દૂરથી આપણને ચોક્કસ ખબર પડે કે નદીમાં આજે પૂર છે અને કાંઠે જઈને ઊભા રહીએ ત્યાં તો પાણીના પ્રચંડ પછડાટથી કાન બહેર મારી જાય. સાબરમાં ઘોડાપૂર હોય ત્યારે પણ દૂરથી તો નદીમાં પૂર હશે કે કેમ તેની શંકા જ રહે. માત્ર કિનારે જઈએ ત્યારે ખ્યાલ આવે કે હાથીના ટોળેટોળાં મદમસ્ત બનીને સામસામાં ઉછળી રહ્યાં હોય એવા લોઢ પછાડતી રેલ સહસ્ર ફણા ફેલાવી ધસમસી રહી છે. સાબરના પૂરનો અવાજ નહિ જેવો જ. એ ગાજતી નથી, પણ ઊંડાણમાંથી એક હુંકાર કરતી હોય એમ એનાં પાણી હમહમી રહે છે. જેમ કોઈ મહાકવિની વાણી એની ટોચે ઝડઝમક કે પ્રાસાનુપ્રાસના શબ્દઘોષમાં પડતી નથી, પણ ગર્ભિત અર્થસૂચનદ્વારા વિશાળ વ્યંજના પ્રકટીને ભાવની ભરતી કરી દે છે, એમ સાબરનાં પૂર નિર્ઘોષ ભવ્યતાથી વહે છે. મૌનમાં જ સાચી મહત્તા છે એવો જાણે નિરધાર જ કરી લીધો હોય એમ એ ભાગ્યે જ મૌનભંગ કરે છે.

આથી યે વધુ જાણવા જેવી હકીકત એ છે કે સાબરના પટમાં ગોળી ફેરવવી એ મુકાબલે બીનજોખમી અને સરળ હોય છે. હાથમતી કે હરણાવમાં ગોળી ફેરવવી એ ઘણું અઘરૂં કામ, કારણ ગોળી ગમે તે સ્થળે પત્થર સાથે અથડાઈ પડવાની પૂરી બીક; એટલે ખૂબ સાચવીસાચવીને તારાઓને કામ લેવું પડે અને એમ સાચવતાં યે સો ટકાનું જોખમ. ઉપરાંત પાણીની ભમરીઓમાં ઠેરઠેર ફસાઈ પડવાનો અને ઉતારૂને એકાદ બખડ કે પત્થર ઉપર હાથપગ કે માથું ભાગી બેસવાનો પણ પૂરતો સંભવ. સાબરના પૂરમાં તો પત્થર સાથે અથડાઈ પડવાની ક્યાંયે બીક નહિ, એટલે એમાં તો હળવે રહીને ગોળી મૂકી દેવાની અને સડસડાટ ત્રાંસમાં નરી નદી ખેંચી જાય તેટલે દૂર સામે કિનારે નીકળી જવાનું. ક્વચિત અરધોપોણો માઈલ દૂર નદી ખેંચી જાય તો પણ ડરવાનું નહિ. માત્ર ક્યાંક ભમરી આવે તો સંભાળી લેવાનું અને એ વખતે તરવાની ક્રિયા કરવાનું છોડી દઈ, ગોળીને સ્થિર કરી પાણી એકાદ બે ચકરાવા ખવડાવે તે સહી, ફરીથી એકવાર ભમરીની બહાર આપમેળે જ જઈ પડ્યે પાછા ત્રાંસમાં ગોળીના આધારે તરવા માંડવાનું. આમ સાબરને ખાસ ઘોડાપૂર ન હોય એવા બધાં જ પૂરોમાં ગોળી મારફત ઘણુંખરૂં સહેલાઈથી પાર કરી શકાય. વળી સાબરને આરે ગોળીઓ ઠેરઠેર ફરી શકે છે, કારણ કે એનું વહેણ પૂરમાં પણ સમધારણ હોવાથી થોડાં અપવાદના સ્થળો સિવાય લગભગ બધે જ સ્થળેથી એ પાર કરી શકાય છે. હાથમતી અને હરણાવમાં અમુક ચોક્કસ સ્થળોએ જ ગોળી ફરી શકે અને ત્યાં પણ જરાક આઘાપાછા થઈ ગયા કે ગોળી અકસ્માતથી ફૂટી ગઈ તો તારા અને ઉતારૂ બંનેના ઘણુંખરૂં તો બાર વાગી જવાના! પણ સાબરમાં ગોળી ફૂટવાનો સંભવ નેવું ટકા ઓછો, અને કદાચ અસાધારણ સંજોગોમાં એવું બની બેસે તોપણ તારાઓ લગભગ બચી જ જાય અને ઉતારૂની કેડે તુંબડાં બાંધેલાં હોય તો એ પણ બેત્રણ માઈલ દૂર ખેંચાઈ જઈને કે એકબે

વડા પાણી પી જઈને કદાચ કિનારા પર બેભાન હાલતમાં એ બહાર નીકળી આવે ખરો અને બેભાન હાલતમાં જો કોઈ ઉતારૂ બચી જાય તો એને સાજા થવામાં એટલી તકલિફ નહિ, કારણ વરામનુ તો ભાગ્યે જ વાગેલુ હોય

આમ, સાબર પૂરમાં પણ માતા જેવો એનો સરલ સ્વભાવ છોડી દેતી નથી માત્ર ઘોડાપૂર હોય ત્યારે, કદાચિત મા પણ માઝા મૂકે એવુ એનુ થઈ જાય છે, એટલે એ વખતે એનો વિશ્વાસ નહિ બાકી તો પૂરમાં યે એની સાથે સામાન્ય રીતે સ્નેહ કરી શકાય,—અલબત્ત, એ બાબતમાં ઉચ્છૃંખલ થવાનુ તો નહિ જ જેમ કોઈ માતા કારણવશાત્ ગભીર બની જાય ત્યારે બાળક એને કુપિત થએલી માનીને કાલુકાલુ એની પાસે જતુ નથી, છતા જો જઈ ચડે તો મા છાતી સાથે ચાંપીને એને અભય બનાવી મૂકે છે, એવુ સાબરનું યે છે સાબરના પૂર જોઈને એક વખત ખમચી જનારને પણ બેત્રણ વખત હિંમત રાખી ગોળી ઉતર્યા પછી એમ થાય કે 'અહો ! આમા તે શુ ? આ તો બહુ સહેલ છે' પણ આ સહેલુ કામ આપણી પોતાની તાકાતના પરિણામરૂપ છે એમ ગણવાની ઉતાવળ કરવી એ ભૂલ છે એની પાછળ તો સાબરના સ્વભાવની સહજ સરળતા છે

એક આ વાત પણ અહીં જ કરી લઈએ સાબરનો પટ સામાન્ય રીતે એટલો વિશાળ છે કે આડે દિવસે પટના પ્રમાણમા એમા વહેતો પાણીનો પ્રવાહ છેક પાતળો જ લાગે પટની આ વિશાળતાને લીધે પૂરમા યે એના પાણી પટ કરતા સહેજ ઓછા જ હોય છે માત્ર ઘોડાપૂર આવે ત્યારે જ સાબર છલોછલ થતી હોય એમ લાગે છે, અને આવા પ્રસગે પણ ઘણુંખરૂ એ માઝા તો મૂકતી નથી જ, એટલે એ છનકાઈ જઈ નુકસાન પહોંચાડવાના કિસ્સાઓ બહુ ઓછા જ બને છે મહી કે વિશ્વામિત્રી રેલાઈને કાંઠાના ગામોને નુકસાન પહોંચાડ્યાની આપણે વારવાર વિગતો સાભળીએ છીએ, જ્યારે સાબરને વિષે એવા સમાચાર ભાગ્યે જ સાંપડે છે એનું કારણ એ નથી કે તે નાની નદી છે તેથી ઓછી તોફાની છે એનુ કારણ તો જે આવે તેને સમાવી દે અને ઘોડાપૂરને પણ પૂરી મૂકે એવ એનુ વિશાળ પેટાળ છે. પેટ નાનું હોય અને પાણી વધારે ભરાતા હોય તો ગમે તે નદીને છલકાવુ જ પડે, પણ સાબરને સુભાગ્યે મગળતાની સમૃદ્ધિ સાથે પટની વિશાળતા પણ વરેલી છે

**આજે** સાબરને પાર કરવી કે કેમ એ અમારે વિચારવા જેવુ તો હતું જ, કારણ તો ગઈ કાલ રાતથી જ પૂર મોટા પડવા માડ્યા હતા, જે પછી હડોલ ગામનો અમારી સાથેનો તારો પોતાના અગત કામે પુદેડા આવેલો તે હવે પાછો જતો હતો રીતસર ગોળી તો ફરતી ન હતી અને અમારા સિવાય બીજા કોઈ ઉતારૂ પણ ન હતા વળી આ આરો ઊતરવા માટે એટલો સલામત નથી એવુ અમને સૂચન પણ મળેલુ, એટલે તારાએ આપેલી ખાતરી છતા અમારૂ મન ઢચુપચુ હતુ પણ સામે નજર કરી તો ડુગરમાળ ઝઝૂમી રહી હતી અને એની વચ્ચે અમારી બરાબર સામે જ તારગાનો ડુગર, એક મોટો સાઢ ખૂધ કાઢીને ત્રાંસો બેઠેલો હોય એવો શોભતો હતો તારગાની ઉપલી ટોચ અહીંથી બરાબર સાઢની ખૂધ જેવી જ લાગે છે, એટલે જાણે નન્દી કૈલાસને છોડીને સાબરના પાણી પી અહીં નિરાતે બેઠો હોય એમ રઢીયાર કલ્પનાવિહાર કરવાનું મન થઈ જાય છે એ જોઈને મારૂ ડહાપણ ચળી ગયુ અને સામે પાર જવાનુ નિશ્ચય [illegible] પ્રબળ ઈચ્છા થઈ આવી મેં મારા સાથીનો ફાળો કળાવી જોયો પણ એ ઉમરમા અને અનુભવમા મારા કરતા ખૂબ મોટા હતા એટલે એમ ભોળવાઈ જાય એવા ન હતા આખરે મેં સાહસ વાણી શરૂ કરી, એટલે એ પણ સ્વભાવે ગાઢ પ્રકૃતિ-પ્રેમી હોવાથી ઉત્સાહમા આવીને બોલ્યા 'ચાલો ત્યારે, જે થાય તે ખરી !'

પણ એમણે તારાને પોતાના અનુભવ અને ડહાપણની કસોટી ઉપર કસી જોવાનું કર્યું એમણે પૂછ્યુ કે તેની પાસે તુબડા હતા કે કેમ ? પેલાએ કહ્યુ કે તુબડાની કાઈ જરૂર જ નથી, એ તો સામે પાર છે મારા સાથીએ તો તુબડા વિના પૂરમા પડવાની સાફ ના પાડી દીધી એટલે પેલો સામે પાર જઈ તુબડા લાવવાને તૈયાર થયો અને ગોળી માડીને પૂરમા પડ્યો ગોળી પર બે હાથ માંડીને છાતીથી તેને ધક્કેલતો ધક્કેલતો એ સડસડાટ ત્રાસમા વહી થોડીવારમા તો

નિર્માલ્ય માનીને અવગણ્યા કર્યા છે.

દૂધ, છાશ, મધ, તાજાં શાકભાજી અને સંત્રાં-મોસંબી જેવાં મધુર ફળો એ જ સાચા પૌષ્ટિક ખોરાકો છે. પથારીવશ માંદા માણસથી માંડીને સખ્ત-માં સખ્ત પરિશ્રમ ઉઠાવતા પહેલવાન સુધી સૌકોઈ એને સહેલાઈથી પચાવી શકે છે. એ ક્ષારો અને પ્રજીવ-કોથી ભરપૂર છે પાચક અવયવો ઉપર એ ઓછામાં ઓછો કર નાખી બદલામાં વધુમાં વધુ શક્તિ આપે છે.

અને શિયાળામાં મફત મળતા એક અતિશય પૌષ્ટિક ખોરાક તરફ બહુ ઓછા માણસોનું ધ્યાન ખેંચાયું હોય છે. એ ખોરાક તે શિયાળાની નવા જીવનથી ભરપૂર પ્રાણદાયક હવા! એ શાકભાજી અને દૂધઘીની પેઠે ખોરાક જ છે, એટલું જ નહિ, પણ એમના કરતા યે વધુ જરૂરી એવો એ ખોરાક છે.

વહેલી સવારે ફરવા નીકળી પડી ઊંડા શ્વાસ લોઃ જો અગાઉની ટેવ નહિ હોય તો આ હવા શરૂ-શરૂમાં મજેખમ પણ કરશે. પણ એનાથી મૂંઝાવાની કે ડરવાની જરૂર નથી, એ તો સારામાં સારો પુરાવો છે કે સજીવ હવાના સંસર્ગથી ઉત્તેજાએલું શરીર અંદર જામેલો નીરૂપયોગી કચરો બહાર ફેંકી રહ્યું છે. વધુ ઊંડા શ્વાસ લઈને આ શરીર સફાઈની ક્રિયાને મદદ કરો. ત્રણચાર દિવસમાં સજેખમ એની મેળે અદ્રશ્ય થઈ જશે.

ત્યારે પૌષ્ટિક ખોરાકો કોને કહેવા? નીચે આપેલી બાર કસોટીમાંથી ઓછામાં ઓછી આઠમાંથી જે ખોરાક પસાર થાય એને પૌષ્ટિક માનવામાં વાંધો નથી.

(૧) એ સહેલાઈથી પચે એવો હોવો જોઈએ.

(૨) એ કબજિયાત ઘટાડવામાં અને મટાડવામાં મદદ કરે એવો હોવો જોઈએ, કારણકે કબજિયાત એ દુનિયાના અરધો અરધ રોગોનું મૂળ છે.

(૩) એમાં ક્ષારો પૂરતા પ્રમાણમાં હોવા જોઈએ.

(૪) એમાં પ્રજીવકો છૂટથી હોવા જોઈએ.

(૫) એમાં ચૂનો બરાબર હોય એ આવશ્યક છે. દુનિયાના લગભગ બધા જ આહારશાસ્ત્રીઓ એ બાબત ઉપર એકમત છે કે, આજનો સુધરેલો માનવી ચૂનાની તૂટથી પીડાઈ રહ્યો છે. દાંત અને હાડકાંના રોગો થવામાં ચૂનાની અછત એ એક અગત્યનું કારણ છે.

(૬) એ જ મુજબ સુધરેલા ખોરાકમાં, લગભગ દરેક ખોરાકને રાંધવાની આપણી ટેવથી અને રઢી-બદ્ધ રસોઈથી પ્રજીવક 'ક' ની હરહમેશ ઓછીવત્તી તાણ રહે છે. આદર્શ ખોરાકમાં આ ખોટ બરાબર રીતે પૂરવા માટે પ્રયત્ન થવો જોઈએ.

(૭) નત્રિલ (protein)નું પ્રમાણ શરીરની જરૂરિયાત કરતાં વધારે ન હોવું જોઈએ. પુખ્ત ઉમરના માણસ માટે રોજનું ૬૦ ગ્રામ નત્રિલ આદર્શ મનાય છે.

(૮) નત્રિલની ગુણવત્તાનો પ્રશ્ન પણ જરૂરી છે. દૂધ અને ઈંડાનુ સર્વોત્તમ, માસ અને કોચલીવાં ફળો (nuts)નું મધ્યમ, અને કઠોળનું નત્રિલ કનિષ્ટ લેખાય છે.

(૯) ખોરાકમાં વપરાતી ખાંડ કુપાચ્ય ન હોવી જોઈએ.

(૧૦) ક્ષારો પ્રજીવકો અને કૂચો પૂરો પાડનારાં છોડાં, અનાજ કઠોળ અને શાકભાજીમાં બની શકે એટલાં વાપરવા જોઈએ.

(૧૧) રસોઈ શાસ્ત્રીય હોવી જોઈએ.

(૧૨) વાનીઓ ઓછી હોવી જોઈએ.

**આ**જકાલ જુદીજુદી જાતના પાકોને સામાન્ય રીતે પૌષ્ટિક ખોરાકો માનવામાં આવે છે, પણ પકવેલા ખોરાકો કરતાં કાચા ખોરાકમાં ઘણું વધારે પોષક તત્વ હોય છે. શિયાળામાં મૂળા, મોગરી, ગાજર, ડુંગળી, સુવા, કોબીજ અને કૉલીફ્લાવર જેવા, કાચા ખાઈ શકાય એવા અનેક પદાર્થો સોંઘા મળતા હોવા છતાં, અતિ રાંધવાથી નિસત્વ થએલા મોંઘા પાકો પાછળ પૈસા બગાડવાની આપણને ઘેલછા લાગી છે.

છેવટે એ પણ જોવા જેવું છે કે પોષણ એ ખોરાકનું સૌથી વધારે જરૂરી અંગ છે, છતાં યે શુદ્ધિ, સુરૂચી, કરકસર, માનવતા, જીવદયા, દેશપ્રેમ અને કાર્યક્ષમતાની કપરી કસોટીઓમાંથી પસાર કર્યા વિના આપણે કોઈ પણ ખોરાકને આદર્શ ખોરાક કહી શકીએ નહિ. કૉડલીવર ઑઇલ જેવા કેટલાક ખોરાકો પોષણની કસોટીમાંથી સહેલાઈથી પસાર થશે, પણ બીજો દરેક દરવાજો એમને માટે બંધ રહેશે.

શિયાળામાં આરોગ્ય મેળવવા શરૂઆત કરવા ઇચ્છનારાઓને આગળ દર્શાવેલા ખોરાક સંબંધી વિચારો ઉપરાંત, નીચેની બાબતો પણ લાભદાયક નીવડશે.

(૧) હલકી કરવા માગતા હો તો દરરોજ અને ભારે કરવા માગતા હો તો એકાંતરે નિયમિત કસરત કરો.

(૨) શરીરને સતેજ રાખો, પણ તે ખૂબ કપડાં પહેરીને કે અંગારે તાપીને નહિ; કસરત, સૂર્યસ્નાન અને જોઈતાં કપડાંથી એ સારામાં સારી રીતે થઈ શકશે.

(૩) સૂતી વખતે બારીઓ ઉઘાડી રાખો. સખત ઠંડી હોય ત્યારે ઓરડામાં ઓછી એક બારી તો ઉઘાડી રહેવી જ જોઈએ. ટાઢ વાતી હોય તો બે વધારે ગોદડાં ઓઢવાં બહેતર છે, પણ ચહેરો બીલકુલ ઢંકાવો ન જોઈએ.

(૪) સવારે, સાંજે અને નવરાશે ઊંડા શ્વાસ લઈ હવાને દવા બનાવો.

(૫) શિયાળામાં ત્વચા બેદી થઈ જાય એ તરફ બરાબર ધ્યાન અપાવું જોઈએ. શરીરે તેલ ચોળવાની આપણી જમાનાજૂની પ્રથાને આજનું વિજ્ઞાન સંપૂર્ણ ટેકો આપે છે.

આરોગ્યશાસ્ત્રીના આ આદેશો તરફ જો પૂરું ધ્યાન આપવામાં આવે તો શિયાળો રોગની ઋતુ મટી જઈ આરોગ્યની ઋતુ નિઃશંક થાય.

રમણલાલ એન્જિનીઅર

# ગુજરાતી લઘુલિપિ

(ગયા અંકને અનુસંધાને)

## ઉદાહરણો

(૧) **[નિ. ૭૭: આદ્ય 'ક', 'ગ', 'પ', 'બ'નો લોપ]** કથા, કબજે, કબ્રસ્તાન, કર, કરાર, કલા, ગતિ, પગલું, પદવી, પદાર્થ, પ્રકૃતિ, પસંદ, પહાડ, બગીચો, બનાવટ, બહાનું

(૨) **નિ. ૭૮: આદ્યક્ષરના લોપ પછીના સ્વર કે વ્યંજન]** કરોડો, કલમ, કલાકાર, કલામય, કલ્પના, કલ્યાણ, કંટાળો, કાગળ, કાચ, કારભાર, કાયદો, કાર્ય, કાવ્ય, કિનારો, કિરણ, કિલ્લો, કિસ્સો, કુમાર, કુરાન, કુરબાન,—— કૃતિ, કૃત્ય, કૃત્રિમ, કેળવણી, કોયડો, ગલીચ, ગુજરાતી, ગુનો, ગુલામ, ગોરા, પવિત્ર, પાઈલટ, પાઠ, પાત્ર, પારકું, પાર્ટી, પાલન, પિતા, પીંછી——પુરાણ, પુરાવો, પુરુષાર્થ, પુના, પેઢી, પૈસા, પોષણ, બાગ

(૩) **[નિ. ૭૯: ઉપસર્ગ પછીના 'ક', 'ગ', 'પ', 'બ'નો લોપ]** અનુકરણ, અનુકંપ, અનુકૂળ, અવકાશ, ઉત્પન્ન, ખુશબો, દુર્ગંધ, દુષ્કર્મ, નિર્બળ, પરિપૂર્ણ, પ્રકરણ, પ્રકાશ, પ્રતિપાદન, પ્રપંચ મહાપુરુષ ——મહાત્મા ગાંધી, સદ્ગુણ, સદ્ગૃહસ્થ, સંકલ્પ, સંબંધ, સુગંધ.

## ઉદાહરણોનું લઘુલેખન

[૧]

[૨]

[૩]

હરિકૃષ્ણ વ્યાસ



## સામે કાંઠે

• મંદાક્રાન્તા •

દેશ દેશે વિચરી વિચરી આવતી સિન્ધુ-ઊર્મિ!
કહેશો કેવી વનલલિત કંઠાર દેશાવરોની?
કેવાં ત્યાંનાં પ્રબળ ગરવાં શૂર સ્વાધીન રાષ્ટ્રો?
એ કાંઠે છે અમ સરીખડી કો ગુલામી પ્રજાઓ?

સન્ધ્યા-ઉષા! જગત પ્રાંગણે ઊડતી નિત્ય જોડી!
આ ભૂમિમાં ઉગી ઊતરતી એવી બીજે ઉગો છો?
તો શાને આ ધરતી અમ નિસ્તેજ નિષ્પ્રાણ સૂની
ને સામે ત્યાં સ્મિત સુખભર્યાં ફોરતાં મુક્તિગીતો?

રોમે રોમે સળગી ઊઠતી અગ્નિની બુઝાની!
આ કાંઠેથી મુજ વતનમાં એકદા આવજે ને
આઝાદીના વીજળી સરખા આંચકાથી જગાડી
કાળી રાતે અમ કરમને દોરજે મૃત્યુકૂપે.

ચુનીલાલ પારડીઆ

## સ્થાનાંતરીને

ઘર બદલી જનાર પ્રાંત ઘરની ઉક્તિ

• શિખરિણી •

મને વાળીઝાડી સુઘડ કરવા તેં શ્રમ ઘણો
લહ્યો ભોં લીંપીને; મજ હૃદયનો ભાર કમી તો
થયો જ્યારે આવી નવ ગૃહિણિ લ્હા મોદ વદને
ધરીને માંગલ્યે શુભ કલશ ને પાસ દીપિકા.
હું યે આનંદ્યો કે તુજ સુભગ સહ્વાસ ગમશે
અને સંસ્કારિતા મજ સરૂપને ઓર દીપવે.
પરંતુ એ શૂન્યેઃ પરિચય વધ્યે કલેશ વધતો
નિહાળીને તારી મલિન રહણી ને કરણી સૌ.
ખમી એ યે લીધું પણ કુટિલતા તેં નવ ત્યજી,
વદે પાછો લોકેઃ 'નવ સુખ લહ્યું આ ઘર વિષે,'
સમેટી સૌ લેતો ઇતર વસવા તું મજ થકી,
અને ખાપી ખાવા સમ સ્વરૂપ મારૂં બનવતો.

• ઝૂલણા •

જે મહાપંચભૂતે કરણ નવ પડ્યું
તે સહુએ રચ્યું માળખું આ,
તુજ ગયે જે દશા પ્રાણહીન માદરી
તે સ્થિતિ કાં ન -મરતો ખડખા?

ઠાકોર ચોકશી

## મોંઘા મારે ગામડે આવો

(મારે ઘેર આવજો માવા . . . . એ ઢાળ)

મોંઘા મારે ગામડે આવો,
સેવાને લાભેણો લ્હાવો.

મોટે પ્હરોડે વાગે વલોણાં, ગાજે ઘંટીના ઘોર;
દહીં ને દૂધની વ્હેતી સરિતા, છાશની છાકમછોળઃ
આવનીનાં એ અમૃત મીઠાં,
દેવોએ સ્વર્ગે ન દીઠાં.

સરખી સાહેલીની સંગે સચરતી, જાણે હળકની હેલ;
સુખદુઃખની નિજ ગોઠડી કરતી, માથે મૂકી નગાહેલઃ
માનુનીનો મહિયર મેળો,
કુવા કેરો કાંઠડો પ્હેલો.

બગછૂટ ખોલી ને કાબરું કુણા, બોળો મારો ભરવીર;
ભૂખ્યા તરસ્યાનો માળવો એ તો દુઃખીનો બીજો ધારઃ
નિહાળી હ્યો નાડે નરવો,
એવું મોટે ગાજતો ગરવો.

ક્રીચુક ક્રીચુક કોસ ફરતો, કોશીઓ ગાતો ગાન;
કૂડકપટ એ કાંઇ ન જાણે, તનમાં એક જ તાનઃ
ધાકી કેડે પાણીડાં વાળે,
ખૂડે ભાણુ આખડી ઢાળે.

મ્હેમાન દેખીને મુખડું મલકે, આડધો ઉરે એ થાય;
સ્વાગત માટે સર્વ મૂકીને, પાધર સુધી પળાયઃ
ચરણ ધરે સંપત્તિ સારી,
અમરાપુરી નાખે ઓવારી.

વનવનનાં વનપંખી બોલે, મોર કોયલ ટહુકાર;
સાયંકાળે આરતીટાણે, ઝાલરના ઝણકારઃ
ડુંકે ડુંકે ડુંગરા ડોલે,
અભિમાની આખડી બોલે.

અમાસ એકાદશીના અણુજા, વાચક સઘળે જાય;
ઝાંઝ પખાજ ને વાગે મંજીરા, ભગત ભેળા થાયઃ
તંબુરાના તારને છેડે,
અબોલે આતમા રેડે.

ગરવાં મારાં ગામડા જોવા, આવજો માવા! આજ;
કોડીલી કુદરત આપે આમંત્રણ ખોળાને ખૂંદવા કાજઃ
શાખાગીહ વાયરા વાયે,
નાખો તનમનના ગાયે.

નાનાલાલ દલપતરામ પટેલ

# આ માહના (ફેબ્રુઆરી) . . . અને એની પ્રતિભા

તા. ૧૯મીએ સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેની અવસાનતિથિ. ગાંધીજીના એ ગુરુના જાહેરજીવનનો ક્રમવિકાસ આ નીચેના અનુક્રમમાં આપ્યો છે

**તા. ૧** શ્રી અબ્બાસ તૈયબજીનો જન્મ —ઈ. ૧૮૫૪.

**તા. ૩** અંગ્રેજો પહેલવહેલા હિંદુસ્તાનમાં આવ્યા —ઈ. ૧૬૧૩.

**તા. ૪** પં. મદનમોહન માલવીય અને સ્વ. ઍની બીસાંટના પ્રયાસના ફળરૂપે બનારસ હિંદુ વિદ્યાપીઠની સ્થાપના—ઈ. ૧૯૧૫.

**તા. ૭** જેના પરિણામે જાપાન જગતની નજરે ચડયું અને જેમા વિજય મેળવી હિંદી સ્વાતંત્ર્યવીરોને એણે પ્રેરણા પાઇ એ રૂસો-જાપાનીઝ યુદ્ધની શરૂઆત—ઈ. ૧૯૦૪.

**તા. ૮** ભારતમાર્તંડ પંડિત ગટુલાલજીનો જન્મ. સં. ૧૯૦૧.

**તા. ૧૨** દીનબંધુ સી એફ ઍન્ડ્રુઝનો જન્મ—ઈ. ૧૮૭૧.

**તા. ૧૩** હિંદના બુલબુલ શ્રી સરોજિની નાયડુનો જન્મ—ઈ.૧૮૯૭ * * હિંદના ગવર્નર જનરલના પદેથી ગેરવર્તણૂક લાવવા માટે વેસ્ટ મિન્સ્ટરમાં વૉરન હેસ્ટિંગ્સની તપાસ શરૂ થઇ—ઈ.૧૭૮૮.

**તા. ૧૪** જગતસફરી કૅપ્ટન કૂકનું હવાઇ ટના વતનીઓ સાથેની ઝપાઝપામા મૃત્યુ—ઈ. ૧૭૭૯ * * બાબરનો જન્મ ઇ. ૧૪૮૩ * * અકબર તખ્તનશીન થયો. ઇ ૧૫૫૬.

**તા. ૧૫** રાજા રાજેન્દ્રલાલ મિત્રનો જન્મ—ઇ. ૧૮૨૪.

**તા. ૧૬** મહારાણી વિક્ટોરિયાની જ્યૂબિલી હિંદભરમાં ઉજવાઇ—ઈ ૧૮૮૭

**તા. ૧૯** શ્રી ગોપાલકૃષ્ણ ગોખલેનું અવસાન—ઇ. ૧૯૧૫.

**તા. ૨૧** હિંદુસ્તાનનો ઇતિહાસપુરાણો પ્રખ્યાત હીરો 'કોહીનૂર' અંગ્રેજોને હાથ ગયો —ઈ ૧૮૪૯. * * ઔરંગઝેબનું અવસાન ઇ. ૧૭૦૭. * * પંડિત મોતીલાલજીનું અવસાન.

**તા. ૨૨** અમેરિકાને ઇંગ્લંડની ધૂંસરીમાંથી છોડાવનાર પ્રખ્યાત કર્તવ્યપુરુષ જ્યૉર્જ વૉશિંગ્ટનનો જન્મ—ઈ.૧૭૩૨

**તા. ૨૫** સ્વામી વિવેકાનંદના ગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસની જયંતી * * કવિ નર્મદાશંકરનું અવસાન—ઇ. ૧૮૮૫.

**તા. ૨૬** ગુજરાતી સાહિત્યમાં 'કેકારવ' કરી, ઊગીને જ આથમી જનાર કલાપી (લાઠીના ઠાકોર શ્રી સુરસિંહ)નો જન્મ —ઇ. ૧૮૭૪. * * ૧૮૫૭ના બળવાનું મંગલાચરણ.

**તા. ૨૮** કલકત્તા, મદ્રાસ તથા મુંબાઇમાં ટેલીફોન દાખલ થયા ઈ. ૧૮૮૨. * * શિવાજી મહારાજના પ્રેરણાદાતા ગુરુદેવ શ્રી સમર્થ રામદાસની પુણ્યતિથિ.



આ માસની વિભૂતિ
શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે

ઇ. ૧૮૬૬ કોલ્હાપુર મુકામે જન્મ. તા. ૯મી મે.

ઇ. ૧૮૭૯ પિતાનું મૃત્યુ.

ઇ. ૧૮૮૪ બી એ પસાર થયા અને સ્વેચ્છાએ સેવાસંન્યાસનો આદર્શ સ્વીકાર્યો

ઇ. ૧૮૮૫ ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં અધ્યાપક રહ્યા

ઈ. ૧૮૮૮ મહર્ષિ રાનડેનું શિષ્યત્વ સ્વીકાર્યું ને એમનું 'ક્વાર્ટર્લી જર્નલ' ચલાવવા લાગ્યા.

ઇ. ૧૮૮૯ મુંબાઇની કૉંગ્રેસમાં સક્રિય ફાળો આપ્યો.

ઈ. ૧૮૯૫ કૉંગ્રેસના મંત્રી અને 'રાષ્ટ્રસભા સમાચાર'ના તંત્રી થયા

ઈ. ૧૮૯૬ પુનામાં ડેક્કન સભાની સ્થાપના કરી.

ઇ. ૧૮૯૬ પૂ. ગાંધીજી સાથે પ્રથમ મીલન

ઇ. ૧૮૯૭ સર વેડર્બર્ન અને શ્રી રાનડેએ પ્રવાસખર્ચ ભોગવી એમને વેલબી કમીશનમાં જુબાની આપવા વિલાયત મોકલ્યા. ત્યાં દાદાભાઇ સાથે રહી તેમણે પ્રશસ્ય કાર્ય બજાવ્યું એ જ સાલમાં પુનામાં ફાટેલા પ્લેગ સામે તેમણે લડત ઉપાડી જેના પરિણામે અનેક અપમાનો, અને આક્ષેપો મૂગે મોઢે સહન કર્યાં.

ઈ. ૧૮૯૯ મુંબાઇની ધારાસભામાં લોકનિયુક્ત સભ્ય તરીકે પ્રવેશ કર્યો.

ઇ. ૧૯૦૧ ધારાસભામાંથી 'Walk-out'—અસહકાર જાહેર થયો.

ઇ. ૧૯૦૨ સર ફિરોજશાહ મહેતાએ પોતે મુક્ત થઇ, તેમને વડી ધારાસભામાં જગ્યા કરી આપી; ડેક્કન એજ્યુકેશન સોસાઓટીમાંથી રૂ.૨૫)નું પેન્શન લઇ નિવૃત્ત થયા

ઈ. ૧૯૦૪ હેન્રી કૉટનના પ્રમુખપણા નીચેની મુંબાઇની કૉંગ્રેસના મંત્રી નીમાયા.

ઇ ૧૯૦૫ પૂનામાં 'હિંદ સેવક સંઘ'ની સ્થાપના કરી.

ઇ. ૧૯૧૨ હિંદીઓને થતો અન્યાય દૂર કરાવવા દક્ષિણ આફ્રિકા ગયા. પૂ. ગાંધીજી તેમના મંત્રી બન્યા. અન્યાય દૂર થવાનું વચન મેળવ્યું પણ વચન ન પળાયું એટલે ગાંધીજીએ સત્યાગ્રહ જંગ આદર્યો અને જીત મેળવી.

ઇ. ૧૯૧૫ ગાંધીજી જેવી પ્રતિભાશાળી વ્યક્તિની અસાધારણ શક્તિ આફ્રિકામા વસતા થોડા હજાર હિંદીઓ પાછળ ખર્ચાય તેના કરતાં હિંદની સેવામાં જ સમર્પિત થાય એમ ગોખલેજી ઈચ્છતા. જાણે એ પાછળ કોઇ દૈવી સંકેત રહેલો હોય તે પ્રમાણે ગાંધીજીને હિંદ બોલાવી પોતાનું બધું કાર્ય તેમને ભળાવી ૧૯મી ફેબ્રુઆરીને રોજ તેઓ વિદેહ થયા.

# મારી નજરે

(અનુસંધાન પૃ પ૮થી)



પ્રો ત્સુબોશી

થાય છે તેમના ૭૦મા વર્ષે તેમના સ્મરણરૂપે ત્સુબોશી મેમોરીઅલ નાટ્યશાળા થઈ તેનું સ્થાપત્ય એલિઝાબેથના સમયના ફૉર્ચ્યુના થિ-એટરના ધોરણનું છે અને અંદરબહાર લગભગ તેનું જ અનુસરણ છે પર-સાળ નાટ્યમય જેવી છે પ્રવેશદ્વારે Totus Mundusagit Historionen ('આખું જગત એક નાટકશાળા છે') એમ લેટિન ભાષામાં લખ્યું છે

આ મકાનના ત્રણે માળમાં જાપાનના એક હજાર વર્ષ પૂર્વેના નાટ્યગૃહો પાત્રો, પોશાકો, સાધનો વગેરેનો અજબ સંગ્રહ છે તે ઉપરાંત યુરોપના નાટ્યગૃહો જુદા જુદા યુગના પ્રસિદ્ધ નાટ્યલેખકોની છબીઓ, ચિત્રો હસ્તલેખો વગેરેનો નમૂનો સંગ્રહ છે માત્ર હિંદ અને બ્રહ્મદેશ, જાવા એવા દેશોના પ્રતિનિધિરૂપ મેં કાંઈ ન જોયું બાકી યુરોપનું બધું સાહિત્ય ત્યાં હતું નાટક અને નાટ્યો પરના ૧૫૦૦૦ પુસ્તકો ચીની જાપાની ભાષાના, ૫૦૦૦ ગ્રંથો યુરોપિયન દેશોના, ૧૦૦૦ યુરોપિયન ગ્રંથો માત્ર શેક્સપીઅર ઉપર પ્રો ત્સુબોશીએ જ ભેગા કરેલા સંગ્રહોએવા હતા ૩૦,૦૦૦ રંગીન ચિત્રો ઉપરાંત મ્હોરાં, વેશપલટાના સાધનો, નાટ્યગૃહોના નાના નમૂના પાત્રો સહિત આ બધું જોતાંજોતાં અમે થાકતા હતા હતા વખતમાં હતા ત્યાં તો એક કલાક લાગ્યો

ફરીથી આવું જ જોવા આવવા હોત તો યે આગે સફળ થત બહાર નીકળ્યા પછી, હિંદુસ્તાનની ભવાઇઓ, રામલીલાઓ, કથકલીઓ વગેરેમાં હજુ પણ જીવતું પ્રાચીન તત્ત્વ સંઘરનારા મ્યૂઝિયમની કલ્પના કોણ જીવશે તેના ઉમરા સમાવતા યુનિવર્સિટીના હૉલમાં આવ્યા એ વખતે અંધારું થઈ ગયું હતું નવી સાંજની ગતિ ગમતી હતી પણ જોયું તો યુનિવર્સિટીમાં બધા ખંડે રોશની થઈ રહી હતી પ્રો નીગોકને



ત્સુબોશી મેમોરિયલ નાટ્યશાળા



જાપાનના વિદ્યાર્થીઓ

પૂછતા તેમણે જણાવ્યું કે હવે યુનિવર્સિટીના રાતના વર્ગો શરૂ થયા છે અને રાતના અધ્યાપકોનો સ્ટાફ દિવસના વપરાતા ખંડોમાં જ વર્ગો બેસાડશે આવી રીતે અખંડ વિદ્યોપાસના ચાલતી રાખવી જોવાની તક અમને અમૂલી લાગી તેથી તે વર્ગોમાં જઈ કામ ચાલતું નિરખવાની ઇચ્છા પ્રો નીગોકને જણાવી તેમણે તો અમે તેમના રોજના નિયમ કરતાં બે કલાક વધુ રોક્યા હતા એટલે રાતના કોઈ અધ્યાપક જોડે ઓળખાણ કરાવી આપી જવા એવી વિનંતિ કરી જાપાનની સામાન્ય સજ્જનતામાં પણ કોઈ વાર ક્ષતિ કે થાક અમે જોયો નહોતો તો પછી અહીં વિદ્વાનો તેમ તો પૂછવું જ શું? તેમણે તરત રાત્રિ શાળાના પ્રિન્સિપાલ પાસે અમને પહોંચાડ્યા અને તેમને અમારો પરિચય આપી પોતે ઘેર સીધાવ્યા રાતના પ્રિન્સિપલ સાહેબ પ્રથમ તો અમને તેમના રૂમમાં લઈ ગયા અને અમે કશું ખાધું નહિ હોય એમ ધારી લઇને ચા નાસ્તો મંગાવ્યો ખરું પૂછો તો અમને ખાવાનું સાંભરતું નહોતું પણ એટલો ટેકો જરૂરનો ધારી એ આતિથ્ય વધાવી લીધું

પ્રિન્સિપાલ સાહેબને પૂછ્યું કે તેઓ કયો વિષય શીખવે છે તો કહે Ethics' એન્જિનિયરિંગ ઇલેક્ટ્રિસિટી વગેરે ભણનારાને પણ ઉચ્ચ ચરિત્ર, જાતિ વ્યવહાર અને વતનથી વધારે ઉચ્ચતર માનવતાનો પરિચય આપવા મથતું જાપાન કેટલી ઉગ્ર પ્રવૃત્તિ રાખે છે તે બરાબર જોયું રાતની નિશાળના

ખંડે મંડ ઉત્સાહી, ઉદ્યોગી, ચમકતા ૧૪ થી ૧૮ વર્ષના જાપાની છોકરાઓથી ઉભરાઇ રહ્યા હતા, પણ ક્યાંયે બૂમાબૂમ કે ધમાધમનું નામ નહિં. પ્રિન્સિપાલ સાથે અમે ચાલીમાં જતાં કોઇ સામા મળતા તો નમ્યા વિના રહેતા નહિ.

જાપાની વિદ્યાર્થી બાળવર્ગનો હોય કે યુનિવર્સિટીનો ગ્રૅજ્યુએટ હોય, પણ તેના દેખાવમાં જરાયે હાંડાઈ કે તુમાખીપણું દેખાયજ નહિ. દરેક જણ પોતાની શાળાનો મુકરર થએલો—યુનીફૉર્મ જેવો—પોશાક જ પહેરે. તે પણ બહુ જ જાડા સાદા કાપડનો હાફકોટ અને પાટલૂન કોટનાં બટન ગળાથી જ બંધ એટલે નેકટાઇનું નામ જ નહિ; અને માથે પણ સંચાથી કાપેલું એકસરખું મેદાન. એટલે દાંતિયા બ્રશની ટાપટીપ જ નહિ. આંખો અને હોઠ મૃદુ હસતા, પણ તેમાં મશ્કરી કે ઉછાંછળાપણું નહિ. કોઇ ઠેકાણે ટોળે મળેલા કે એકબીજાની છેડ મસ્તી કરતા કદી તેઓ દેખાતા નહિ. પચાસ પચાસ વિદ્યાર્થીઓનો એક એક વર્ગ હતો છાપરાવાળા લટકતા વીજળિક દીવા નીચે બબ્બેનાં ટેબલો હતાં. દરેક વર્ગમાં બે શિક્ષક રહેતા, પણ કોઈમાં અવાજ કે અવ્યવસ્થાનો ઇશારો પણ ન હોય. ડ્રૉઇંગ, રસાયણ, વીજળી કે ભાષા—કોઇપણ વર્ગમાં સંપૂર્ણ શાંતિ અમે ઘણા ખડ જોયા. અમને દુઃખ માત્ર એ થતું કે અમે તેમની ભાષામાં કશું કહી કે સમજી શકતા નહિ. છતાં પ્રિન્સિપાલ અમારા દર્શક (ભોમિયા) મારફત દરેક બાબતનો ફોડ પાડવા બહુ તત્પરતા બતાવતા. આવા પ્રિન્સિપાલો કે દર્શકો પણ વિરલાં તો શોધવા પડે એમ છે.

જાપાનની શિક્ષણવ્યવસ્થા અપૂર્વ છે. વાસેદા યુનિવર્સિટીએ અમને તેનો પહેલો પણ એક સંપૂર્ણ નમૂનો બતાવ્યો, અને પછી બીજી સંસ્થાઓમાં એને લીધે જ અમે ઘણીવાર વખત બચાવવા નજર કરીને જ સંતોષ લેવાનો ક્રમ રાખ્યો હતો.

(હવે આપણે કલાકાર કાત્સુતાને ઘેર જવાનું છે. કવયિત્રી મૅડમ યોશીમુરા મળવા આવવાનાં છે એવો પત્ર છે ટોકિયોનાં એક પ્રખ્યાત કટાક્ષ ચિત્રકાર યાકુતેનને મળવાનું છે તેમજ ઇમ્પીરીઅલ આર્ટ ઍકેડેમી પણ જોવાની છે. તે આવતા અંકે)

(ચાલુ) ર.મ.રા.

# સાતમો વિશ્વશિક્ષણ સમારંભ જાપાનમાં



એ સંસ્થાનું મુદ્રાચિહ્ન

જગતભરની શિક્ષણસંસ્થાઓના પ્રતિનિધિઓને નોતરતો સાતમો વિશ્વશિક્ષણ સમારંભ જાપાનના પાટનગર ટોકિયોમાં આ સાલ ભરાશે. તેની કાર્યવાહી ઉકલાવવાને જાપાન એજ્યુકેશન અસોસીએશને ૧૯૩૫ના ડિસેંબરની ૨૫ મીએ તેનું ખાસ મથક ઊભું કરી દીધુ છે ડૉ. માસાનોરી ઓશીમા તેના સેક્રેટરી જનરલ નીમાયા છે અને તા. ૨૭ થી ૭મી ઑગસ્ટ ૧૯૩૭ સમારંભ માટે નક્કી થઇ છે. સમારંભના માહિતીપત્રો તો ગયા જૂનની પહેલીથી છૂટવાં શરૂ થઇ ગયાં છે.

એ મહાન પરિષદમા નીચે મુજબ વિભાગો ગોઠવવામા આવ્યા છેઃ ૧ પ્રૌઢ શિક્ષણ, ૨ પ્રચારકાર્ય, ૩ કૉલેજો અને યુનિવર્સિટીઓ, ૪ શિક્ષણાત્મક કળાઓ, ૫ ભૂગોળ, ૬ આરોગ્ય, ૭ ઘર અને શાળા, ૮ શિક્ષકોની તાલીમ, ૯ ઘર અને કિન્ડરગાર્ટન, ૧૦ માધ્યમિક કેળવણી, ૧૧ પ્રત્યક્ષ પ્રાયોગિક શિક્ષણ

ભૂગોળના વિભાગમાં એક સર્વસાધારણ વિચારસરણી નિર્ણીત થઇ ગઇ છે કે એના શિક્ષણ દ્વારા પ્રજાપ્રજાના સંબંધોમાં સુવાસ ઉત્પન્ન કરવી. જાપાનના ભૂગોળજ્ઞાતાઓ નીચેના વિષયો ચર્ચશેઃ ૧. ભૂગોળ શીખવવાનાં સાધનોનો પ્રજાપ્રજા વચ્ચે વિનિમય શી રીતે સુ[illegible]વો, ૨. જાપાનમાં ભૌગોલિક શિક્ષણ નો[illegible]માં [illegible] વિકાસ, ૩. ૧૮૭૦થી જાપાનની પ્રજા [illegible]નું અવસાન. ઈ. ૧૮[illegible]

૧૨ અમેરિકાને ઇંગ્લંડની ઝૂંસરી- ફાળો આ[illegible] નાગાતા, [illegible]ડાવનાર પ્રખ્યાત કર્તવ્યપુરુષ ઈ. ૧૮૯૫ કો[illegible]તા તે [illegible]નનો જન્મ—ઈ. ૧૭૩૨ સભા સમાચ[illegible] શિક્ષણ

સમારંભના ઉપપ્રમુખ તરીકે ચાલુ રહેશે. આ સમારંભના પ્રસંગે રેલવે કંપનીઓ પોતાના દરમાં પચાસ ટકા ઘટાડો કરશે હવાઇ વ્યવહાર કરનારી કંપનીઓ ત્રીસ ટકા અને સ્ટીમર કંપનીઓ વીસ ટકા ઓછા લેશે.

સમારંભનો કાર્યક્રમ હમેશાં બપોર પહેલાં ઉકલી જશે એ પછીનો સમય, પ્રતિનિધિઓ વિવિધ પ્રવૃત્તિઓનો લાભ લઇ શકે તે માટે છૂટો રહેશે. પ્રતિનિધિઓને સહેલ, આરામ અને સગવડો આપવા સ્વાગત મંડળ સંસ્થાઓની મુલાકાતો, નાટકો, નૃત્યો, ફૂલસજાવટ, ચામંડળી વગેરેનાં કાર્યક્રમો યોજી રહ્યું છે. વળી એ પ્રસંગ માટે જ જાપાનની સંસ્કૃતિ અને જાપાનના પ્રવાસ વિષે બે માહિતીપૂર્ણ ગ્રંથો બહાર પાડવાની યોજના પણ હાથ લેવામાં આવી છે. જાપાનનું દરેક મોટું શહેર આવનારા પ્રતિનિધિઓ માટે જાતજાતના આકર્ષણો અને આદર આપવાની ગોઠવણો વિચારી રહ્યું છે. તે સિવાય, આવનારાઓને જાપાન વિષે અનેક જાતની માહિતી આપનારાં ભાષણો પણ યોજવામાં આવશે. પ્રતિનિધિઓની તહેનાત ક્રમ સાચવવી તેની ૨૦૦ યુવાનો તો ખાસ વર્ગો અને ભાષણોથી તાલીમ લઈ રહ્યા છે. ૧૯૩૭ના જુલાઇ સુધી આ વર્ગો ચાલુ રહેશે. બધી પ્રવાસયોજનાનો કાર્યભાર જાપાન ટૂરિસ્ટ બ્યૂરોએ લીધો છે.

ગુજરાતમાંથી થોડાક વિદ્વાનો ને શિક્ષકો આ પ્રસંગનો લાભ લે એવી આશાથી આ માહિતી આપવામાં આવી છે.—તંત્રી

આપત્તિનો હતો પણ હૉસ્પિટલની એ ખાટલાવશ અવસ્થામાં જ એના કંટાળાભરેલા જીવનને બહેલાવવા પોતાના જીવનની રંગ્ય સ્મૃતિઓ અને અનુભવો એ કાગળ પર ટપકાવવા લાગ્યો. આ મંથનકાળમાં એના હૃદયનો સાચો નિચોડ એની કલમમાંથી ઝરવા લાગ્યો; અને પરિણામે તેણે સંખ્યાબંધ એકાંકી નાટકો લખી નાખ્યાં.

શરૂઆતમા તો રૂઢ પ્રણાલિકાઓ તોડતાં તેનાં લખાણો તરફ ખૂબ વિરોધ જન્મ્યો. જૂની ઘરેડના સાહિત્યકારોએ તેને પીંખી નાખવામાં પણ બાકી રાખ્યું નહિ અને તેની સાહિત્યકૃતિઓને ઉતારી પાડવા જોરશોર લખવા માંડ્યા. આધુનિક સંસ્કૃતિના ઓઠા હેઠળ ચાલતી શોષણનીતિ અને દાંભિકતાને ખુલ્લી પાડનાર યુજીન, યુવાનોને ખૂબ ગમી ગયો. તેના બંડખોર માનસને તેઓ વધાવી લેવા લાગ્યા અને તેનાં એકાંકી નાટકો અમેરિકામા ઘેરઘેર વધાવા લાગ્યા. અમેરિકાના લબ્ધપ્રતિષ્ઠ લેખકને મળતુ 'પ્યુલિટ્ઝર પ્રાઇઝ' જ્યારે તેને ૧૯૨૦મા તેના 'ક્ષિતિજપાર' નામના નાટક માટે મળ્યું ત્યારે રૂઢ મતવાદી લેખકો પણ શાન્ત પડયા અને તેના તરફનો વિરોધ હળવો થયો. સને ૧૯૨૮ સુધીમા તેની ઉત્તમોત્તમ નાટ્યકૃતિઓ માટે ફરી બે વખત તે જ ઇનામ મેળવવા તે ભાગ્યશાળી થયો.

કુદરતની ભવ્યતા પાસે તેનું માથુ ઢળે છે. જીવન જેવું છે તેવું તેના નગ્ન સ્વરૂપમાં આલેખનાર તે અજબ કીમિયાગર છે. માનવ પ્રકૃતિના ગૂઢ કોયડાઓ ઉકેલી તેનું રહસ્ય તાદૃશતાથી પોતાની નાટ્ય કલાકૃતિઓમાં તે ઉતારે છે. શહેરના કૃત્રિમ જીવન કરતા કુદરતને ખોળે ઉછરતા અમેરિકાના હબસીઓના જીવન તેને વધારે સ્વાભાવિક અને સરળ લાગે છે. પીડિત જનોની લાગણીઓ અને ભાવોને વ્યક્ત કરતુ તેનું નાટક 'શહેનશાહ જોન્સ' અમેરિકામા બહુ લોકપ્રિય થયુ છે અને એ જ નાટકની ઉતારેલ સીનેમા-ફિલ્મે અમેરિકાની પ્રજાને મંત્રમુગ્ધ કરી દીધી છે.

આ નાટકો પોતે લખ્યાં છે એટલું જ નહિ પણ તેમાં નટ તરીકે ઊતરી ઉચ્ચ પ્રકારની અભિનય કલા માટે પણ તેણે ખૂબ કીર્તિ મેળવી છે. ન્યૂ યૉર્કના 'ગ્રીનિચ વીલેજ થીએટર' સાથેનો તેનો સંબંધ ૧૯૨૫ થી આજસુધી ચાલુ છે. આ નાટ્યકારની ઉંમર હજુ અડતાલીસ વર્ષ જેટલી માંડ છે; એટલે અમેરિકાને તો તેના પર હજુ ઘણી આશાઓ છે.

—રાયસિંહજી કાનજી રાઠોડ

## શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

* * * તરુણ વર્ગને કદાચ એમની ઓછી ઓળખ હશે, પણ આપણા પહેલાંની પેઢી પર જેની બહુ ઊંડી અસર રહેલી છે, એ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ વડોદરામાં સ્થાપેલા શ્રી શ્રેયઃસાધક અધિકારીવર્ગે ગુજરાતના જાહેર જીવનમાં એક વખતે ખૂબ મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. 'પ્રાતઃકાલ', 'મહાકાલ', 'ધર્મધ્વજ', 'યગદ્દ' આદિ માસિકો તથા એ વર્ગની બહાર પડેલી પુસ્તિકાઓએ ગુજરાતની આધ્યાત્મિક બાજુને સફળ બનાવવામાં ઘણો હિસ્સો આપ્યો હતો. શ્રીમન્નૃસિંહાચાર્યજી પછી એમના પુત્ર શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ આ વર્ગનું આચાર્યપદ સ્વીકાર્યું હતુ વ્યાખ્યાનો, નિબંધો અને ભજનો આદિથી તેમણે શ્રેયઃસાધક વર્ગની પ્રતિષ્ઠા ખૂબ જમાવી હતી પોતાના પત્ની શ્રીમતી જયદેવીના સહકારથી સ્ત્રીજીવનમાં પણ ઉત્તમ સંસ્કાર રેડવાનો એમણે પ્રયાસ કરેલો. એમના આકસ્મિક અવસાનથી એકલા શ્રેયઃસાધક અધિકારીવર્ગને જ નહિ, ગુજરાતભરની સત્કારી જનતાને ખોટ ગઇ છે.

છેલ્લી સદીમાં જે છ ધાર્મિક પ્રવાહો વહ્યા, તેમાંથી રામમોહનરાયનો બ્રહ્મસમાજ, રામકૃષ્ણ પરમહંસની ધર્મસંસ્થા, સ્વામી દયાનંદનો આર્યસમાજ, મૅડમ બ્લૅવૅટસ્કીની થીઓસોફી: એ ચાર સામાન્ય પ્રવાહો અને શ્રીમન્નૃસિંહાચાર્યનો શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ તથા શ્રીમન્નથુરામ શર્માનું મંડલ એ બે ગુજરાતના વિશિષ્ટ પ્રવાહો આચાર્યશ્રીનું વ્યક્તિત્વ, આચાર્યશ્રીનું પોતાનું તથા તેમના અનુયાયીઓ અને શિષ્યોનું સાહિત્ય વગેરે દૃષ્ટિઓએ જોતાં શ્રેયઃસાધક અધિકારીવર્ગ ગુજરાતના જીવનમાં મહત્વનું સ્થાન ભોગવે છે. શ્રીમન્નૃસિંહાચાર્ય પછી તે વર્ગના આચાર્યનું પદ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીને અર્પવામાં આવ્યું હતું તેમના શિષ્યવર્ગમાં ગુજરાતમાં પંડિતો ગણાતા વિદ્વાન પુરુષો છે, જેવા કે છોટાલાલ માસ્તર, જેકિસનદાસ કણીઆ, નર્મદાશંકર મહેતા, કૌશિકરામ મહેતા, નગીનદાસ સંઘવી વગેરે તે સર્વ ધાર્મિક વૃત્તિના હોવા ઉપરાંત ઉચ્ચકોટિના તત્ત્વચિંતકો અને સાહિત્યસેવકો તરીકે વિખ્યાત છે એવા વર્ગના આચાર્ય થવું એ નહોતું જેવું તેવું સદ્ભાગ્ય કે નહોતી જેવીતેવી ગંભીર જવાબદારી માટે મન સો શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી એટલે એક આદર્શ સ્નેહીજન, આદર્શ સત્કારીજન અને આદર્શ સજ્જન હતા. એમનું આધ્યાત્મિક રંગે રંગાયેલું અસામાન્ય સૌજન્ય એમનું અદ્ભૂત આકર્ષણ હતું. પ્રભુ એમના આત્માની સદ્ગતિ કરે.

(ગુજરાતી) —ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા

## હિંદી વહાણવટાની પડતી

* * * આજે તો એ ઉદ્યોગ છેલ્લો શ્વાસ લઈ રહ્યો છે, પણ ઇસુના જન્મ આસપાસની સદીઓ એનો ખરો સુવર્ણકાળ હતો. ગ્રીકો ને રોમનો જ્યારે ડુંગીઓ (Galley-ships) ચલાવતાં પણ નહોતા શીખ્યા, ત્યારે ભારતનાં વહાણો આફ્રિકા તો શું ઠેઠ મયદેશ (Mexico) સુધી વણજ ખેડતા હતા. સિકંદર અને દારા જેવા સમ્રાટોએ હિંદી વહાણોથી જ પોતાનો કાફલો ઊભો કર્યો હતો.

હિંદ સાથે સંપર્ક રાખતી એ જૂની સંસ્કૃતિઓનો ઇસ્લામના આક્રમણથી ધ્વંસ થયો ત્યારે અટૂલી પડી ગઈ.

મિસરના છેલ્લા રાજા ફેરેન્દ્રે એ મયથી દેશનો કિનારો છોડ્યો ને એના વસાહતોમાંના એક કચ્છની ગાદી સ્થાપી ત્યારથી કચ્છનું વહાણવટું હસ્તીમાં આવ્યું, જે આજ લગી યે ટકી રહ્યું છે. આજે પણ એનાં વહાણો નાગબારી (નીકોબાર), માલદીના (માલદ્વીપ), સીંગાપોર ને બટેવીઆથી માંડી, હિંદના બધાં બંદરો ઉપરાંત બારેન (બહેરીન), કતીમ, બસરા, જંગબાર, મોંબાસા ને માડાગાસ્કરથી લઈ ઠેઠ ડરબન, મોઝામ્બિક, મુરશ (મૉરિશિયસ), અને સિડની સુધી વેપાર ખેડતા ફરે છે અને એ ઉદ્યોગની વંશપરંપરાનુગત કુશળતાને લીધે જ કચ્છના કારીગરોએ 'રંગમતી' સ્ટીમર બાંધી એ કૌશલ્યની પ્રતીતિ આપી છે.

પણ કચ્છમાં તો એ શક્યતા હજુ રહી છે એનું કારણ, સર્વોપરિ સત્તા તેના આંતરવહીવટમાં કોઈ રીતે દસ્તક્ષેપ નથી કરી શકતી એ છે. જમાદાર ફતેહમહમદના પુત્ર હુસેનખાને અંગ્રેજ લશ્કર સામે ચડાઈ કર્યા પછી કપ્તાન મૅકમર્ડોએ કચ્છ રાજ્ય સાથે જે કરારો કર્યા છે તે અનુસાર બ્રિટિશ તંત્રમાં એ Foreign Territory તરીકે જ ગણાય છે, જ્યારે બાકીના હિંદુસ્તાનનું એમ નથી રહ્યું. નેપાળ અને ભૂતાન સિવાય સારા હિંદુસ્તાન પર અંગ્રેજ સત્તા સાર્વભૌમ છે અને એને લઈને હિંદી માલ હિંદી વહાણોમાં જ જ્યારે ઇંગ્લંડને કિનારે થોકબંધ ઊતરવા લાગ્યો ત્યારે ત્યાંના વેપારીઓએ એ માલ નીપજાવતા ઉદ્યોગો સાથે જ હિંદી વહાણવટા સામે યે પોકાર કર્યો ને શાસક સત્તાએ બંનેનો સાથે જ મૃત્યુઘંટ વગાડ્યો. વધુ દૂર જવું તો ક્યાં રહ્યું, પણ ૧૮૫૬માં જ જ્યાં હિંદના વહાણો ને મછવાઓની સંખ્યા ૩૬,૨૮૯ હતી ત્યાં ૧૯૨૭માં ૮,૬૪૦ થઈ ગઈ ને જે વહાણ વડે નેલ્સને ટ્રફાલ્ગરનું યુદ્ધ જીત્યું એ 'વિક્ટરી' જેવાં વહાણો નીપજાવતા એ ઉદ્યોગના આજ તો કોણ જાણે કેટલા યે આંકડા કપાઈ ગયા હશે.

કચ્છ રાજ્યના ઇજનેર મિ. બુધભટ્ટીએ પોતાની જ કલ્પેલી ડિઝાઇનથી કચ્છના મહારાઓશ્રી માટે ખાસ તૈયાર કરેલી યાટ 'રંગમતી' જ્યારે મુંબઈના બારામાં આવી ત્યારે દેશી વહાણવટાના અને વહાણના બાંધકામના ઉદ્યોગો બાબતમાં ઘણો જાહેર ઉહાપોહ થયો હતો. દેશી કચ્છી કારીગરોએ કરેલી 'રંગમતી'ની બાંધણી તથા અંદરની સજાવટ જોતાં એટલું તો સિદ્ધ થઈ જ ગયું હતું કે આ ઉદ્યોગને જો રાષ્ટ્રીય સ્વરૂપ આપવામાં આવે, રાષ્ટ્રીય મૂડી એકઠી કરવામાં આવે અને રાષ્ટ્રીય ઉદ્યોગોનો વિકાસ સાધવાની ઉત્કટ ઇચ્છાવાળા ઉદ્યોગપતિઓ એમાં રસ લેતા થાય તો સદીઓ પહેલાં ધીકતા ચાલતા એ ઉદ્યોગને પુનર્જીવન મળે અને પરદેશી વહાણો જેવાં વહાણો, સ્ટીમરો, સ્ટીમલૉંચો અને યાટ ઇત્યાદિનું બાંધકામ જતે દિવસે હિંદમાં પણ સંભવ બની જાય.

હિંદનો વહાણ બાંધવાનો ઉદ્યોગ, લોખંડ અને પોલાદનાં પતરાં જ્યારથી દરિયા પર તરવા લાગ્યાં ત્યારથી તૂટ્યો એવી એક માન્યતા પ્રચલિત છે. લોખંડ અને પોલાદના વહાણો વરાળની મદદથી તરતાં અને ઝડપથી માર્ગ કાપતાં, એને લીધે, લાકડાનાં વહાણોનો ઉપયોગ ઘટવા માંડ્યો અને તેથી એ બાંધવાનો ઉદ્યોગ પણ કુદરતી રીતે જ નષ્ટપ્રાય થયો.

'બૉમ્બે ક્રૉનિકલ'માં આ પ્રશ્નની ઝીણવટથી મીમાંસા કરતા મિ. એસ. એમ. કાપડીઆ જણાવે છે કે 'માત્ર પોલાદી વહાણોના કરતાં પણ વધુ નાશકારક કેટલાક તત્ત્વો એવાં હતાં કે જેને લીધે આપણા વહાણ બાંધવાના ઉદ્યોગનો નાશ થયો હતો. લોખંડ અને પોલાદના વહાણો આપણા દેશમાં આવ્યાં, વહાણોમાં વરાળનો ઉપયોગ થવા લાગ્યો વગેરે તો અનેક કારણોમાંનાં એકાદ બે કારણો ગણાય.'

'વહાણનું બૉઇલર બનાવવામાં પહેલવહેલું લોખંડનું પતરું ૧૭૮૬માં વપરાયું પરંતુ ઇંગ્લંડની ઔદ્યોગિક ક્રાંતિ પછી જ એ ઉદ્યોગનો વિકાસ સારી રીતે થયો એમ કહી શકાય. ઔદ્યોગિક ક્રાંતિ પછી ઇંગ્લંડમાં ઉદ્યોગો ઘણા વધ્યા, યાંત્રિક યુગ બેઠો અને તેથી માલના ઉત્પાદનમાં બીજા અનેક મુદ્દાઓ વિચારવાની જરૂર પડી. તૈયાર બનાવટો ક્યાં બજારોમાં ઠાલવવી એ તે વખતનો મુખ્ય પ્રશ્ન નહોતો, પરંતુ કાચો માલ ક્યાંથી મેળવવો એ વિમાસણમાં નાખે તેવો પ્રશ્ન હતો. હિંદમાં કાચા માલની વિપુલતા તથા તૈયાર બનાવટો માટેનું વિશાળ બજાર હોવા વિષેની જ્યારે ઇંગ્લંડના લોકોને પ્રતીતિ થઈ ત્યારે તો હિંદ જવા આવવાના ટૂંકા માર્ગની અને ઝડપી સાધનો માટેની બૂમરાણ થઈ પડી.'

ઇ. સ. ૧૮૨૩માં કલકત્તાના કેટલાક સાહસિક વેપારીઓએ એકઠા થઈ 'સ્ટીમ ફંડ' ભેગું કરવાનું શરૂ કર્યું અને એ ફંડ જે થાય એ ઇંગ્લંડ અને હિંદ વચ્ચે ૧૮૨૬ પહેલાં નિયમિત સ્ટીમર સર્વિસ દોડાવવાનું શરૂ કરનાર કંપનીને ભેટ આપી દેવું એવી યોજના વિચારાઈ. બૉર્ડ ઑફ ડીરેક્ટર્સની અનુમતિની આશાએ હિંદી મધ્યસ્થ સરકારે તેમાં ૨૦,૦૦૦ રૂપિયા ભર્યા અને ફંડમાં ધીમે ધીમે સારી રકમ એકઠી થઈ શકી. ઇ. સ. ૧૮૨૫ના ઑગસ્ટની ૧૬મી તારીખે ઇંગ્લંડની એક કંપની તરફથી 'એન્ટરપ્રાઇઝ' નામની સ્ટીમર પ્લીમથ બંદરેથી હિંદ આવવા ઊપડી. એની મુસાફરી તો સાવ નિષ્ફળ ગઈ, કેમકે કલકત્તાની સોસાઇટીની કેટલીક શરતો 'એન્ટરપ્રાઇઝ'થી પૂરી પડે તેમ નહોતું, તેથી ફંડ તેને ન મળ્યું પરંતુ ઇંગ્લંડની કંપનીને આવી નિષ્ફળતાથી ભયંકર ખોટ જાય તેવું હોવાથી હિંદી સરકારે રૂપિયા ૬,૦૦,૦૦૦ની રકમ આપીને 'એન્ટરપ્રાઇઝ'

# ઇટલીનો આઝાદીનો અણનમ આશક

એની માની મરજી એને પાદરી બનાવવાની હતી; એના બાપની મરજી એને ડાક્તર કે વકીલ બનાવવાની હતી; પણ તાકનભર્યા એના હાથ સાધુના ઠંડા મઠમાં પ્રાર્થનાબદ્ધ રહેવા, કે શહૂરભરી તેની જબાન છળના લોચા વાળવા નહોતી સર્જાઈ. પોતે કઈ જાતનું જીવન જીવવું એનો ગેરિબોલ્ડીએ જાતે જ નિર્ણય કરી લીધો હતો.

એનું વતન ઇટલી ત્યારે ખાનાખરાબીની ટોચે પહોંચ્યું હતું. દક્ષિણે સ્પેન, મધ્યમાં પોપ અને ઉત્તરે ઑસ્ટ્રિયાએ મળી એની આખી કમ્મર તોડી નાખી હતી ને જુદાજુદા મણકા પચાવી પાડી મુસ્તાક બની રહ્યા હતા. બેચાર નાનાં સ્વતંત્ર રાજ્યો રહ્યાં હતા, તે યે પરસ્પર ઝગડવામાંથી ઊંચાં નહોતા આવતા. 'માતા ઇટલી'નું તો તેમને સ્વપ્ન સરખું યે નહોતું. ઉગારનો કોઈ ઉપાય રહ્યો ન હતો. લાચાર જીવે ઇટલીને એ ત્રણે ઢોંગી સત્તાઓની બીભાવટ સહન જ કરવી રહી હતી.

પણ સહનશીલતાની યે કંઈ હદ તો હોવી જોઈએ ને? ઇટલીનો પોતાના દર્દનો ઉપચાર થવો તો દૂર રહ્યો, પણ એ દર્દની આહ પણ મોમાંથી ન નીકળી શકે એવા તાળા તેના ઉપર ઠોકાવા લાગ્યા. જરાક મો ખોલ્યું કે કેદખાનાની દીવાલો તૈયાર જ. વાતવાતમાં ઇટાલીઅનો ફાંસીને માંચડે લટકવા લાગ્યા. મુક્ત ઇટલીના સ્વપ્નથી યે તેના શાસકો મૂર્છા ઊઠતા હતા. ધર્મગુરુઓ તો બાપડા લોકોને હજુ આશ્વાસન આપી રહ્યા હતા કે, 'પ્રભુ બધું સારું કરશે.' પણ એમના પ્રભુના નિષ્ક્રિય હાથ સક્રિય બને ત્યાં સુધી હવે ઇટલીથી રાહ જોઈ જાય એમ નહોતું રહ્યું: કારણ દલિત પ્રજામાં વહેલો મોડો મરફરેઆમીનો જે જુસ્સો પ્રગટે છે તે ઇટલીમાં પ્રગટ થઈ ચૂક્યો હતો.

નાદિત જુલ્મી સત્તાઓનો અંત આણી ઇટલીને મુક્તપ્રાણ બનાવવા તેના પુત્રોએ હવે પોતાનું ખૂન રેડી અજ્ઞાનતા, પરાધીનતા ને અન્યાયની દીવાલો કમજોર બનાવવા ને તોડી પાડવાના સક્રિય પ્રયાસો આદર્યા. એ વેરવિખેર પ્રયાસોને સંગઠિત બનાવવાનું કામ પ્રખર પ્રજ્ઞાસત્તાવાદી જિસેપ મેત્સિનીએ હાથ લીધું. 'તરુણ ઇટલી' નામનું મંડળ તેણે જમાવ્યું ને એ મંડળ તરફથી એ જ નામનું ચોપાનિયું તેણે બહાર પાડવું શરૂ કર્યું. ઇટલીના જુવાનોને તેણે ઢંઢોળીઢંઢોળીને જગાડવા માંડ્યા: 'બીજા કોઈના નામે નહિ, માત્ર ઇટલીના નામે ખડા થાઓ.' ને એના ઝંડા નીચે નવલોહિયાનાં ટોળાં ને ટોળાં જમા થવા લાગ્યાં. લાંબી મુદતથી પરાધીનતામાં જકડાએલા દેશની મુર્દાદિલી એકસામટી ભસ્મીભૂત થવા લાગી. પરંતુ ઇટલીને સ્વતંત્રતા હજુ શીખવાની હતી, એવું માનતા એના શાસકવર્ગે મેત્સિનીને એ ઉત્થાનની અધવચ્ચે જ ઉપાડી લઈ દેશનિકાલ કરી દીધો ને પોતાની જાનને વધુ સલામત રાખવાની ચુસ્ત પેરવીઓ કરવા માંડી.

રાષ્ટ્રોત્થાનના આ ઘટનાચક્રે જ ગેરિબોલ્ડીને કુમાર વયમાં તેના જીવનનો નિર્ણય કરાવી દીધો હતો. દેશનિકાલ મેત્સિનીની વાતો એ હર્ષભર્યે હૈયે જ્યાંત્યાંથી સાંભળતો. એના પુસ્તકો જ્યારે ને જ્યાંથી મળે ત્યારે ને ત્યાંથી માગી લાવી એનું ખાનગીમાં પારાયણ કરતો. ઘણીવાર એને મનમાં ને મનમાં પોતે ઇટલીના મેદાનો પર દુશ્મનો સામે લડતો હોવાની કલ્પનાઓ જાગતી. ને એ મૂર્ત કરવાની અણી ન આવે ત્યાંસુધી એ બધી ભાવાત્મક કલ્પનાઓ હૃદયનેએકખૂણે સંઘરતો જ તો હતો.

એનું આખું નામ જિસેપ ગૅરીબાલ્ડી. ગેરિબો તો માબાપે એનું લાડમાં પાડેલું નામ. ઇટલીના નાઇસ ગામમાં ૧૮૦૭ના જુલાઈની ૪ થીએ તે જન્મેલો. બાપ ને દાદો બંને વેપારી કપ્તાન હતા, એટલે ફરજનો ચાહ, અથાક બળ ને નિર્ભીક હિંમત સાથે સાગરનો શોખ પણ તેનામાં ઊતરેલો. નિશાળે જવાને બદલે દરિયાકિનારે પડ્યા રહી, મેત્સિનીના પુસ્તકો વાંચવામાં અગર તો વહાણોને બુચ જેમ આમતેમ નચાવતાં દરિયાનાં મોજાંને જોઈ રહેવામાં તેને ઓર મજા આવતી. ક્ષિતિજમાં દેખાતાં ટપકાંમાંથી શ્વેતપંખી જેમ ફૂટી નીકળતાં વહાણોને એ અનિમેષ

# ગૅરીબાલ્ડી



તાકી રહેતો ને પોતાની રંગદર્શી જિંદગીનાં સ્વપ્નમાં ચડતો.

ગેરિયો નિશાળે જાય ત્યારે શિક્ષકનું આવી બનતું. ફાવે તેમ વર્તે, સાથે બીજા વિદ્યાર્થીઓને પણ તોફાને ચડાવે. એક વખત તો બે જણને સાથે લઇ એક તરાપામાં તે રોમ નાસી જવા ઊપડી નીકળ્યો. પણ એક પાદરીએ તેના બાપ પાસે ચાડી ખાતાં પાછળ વહાણ દોડાવી ત્રણેને પાછા આણવામાં આવ્યા.

બસ. ત્યારથી ગેરિયોએ નિશાળમાં જવાનું સમૂળગું માંડી વાળ્યું. બાપને ખબર પડી અને કારણ પૂછ્યું તો તેણે પુસ્તકોનું બહાનું આપ્યું. નવા પુસ્તકો લેવા બાપે પૈસા આપ્યા, પણ એ પુસ્તકોને બદલે એ પૈસાની એણે બંદૂક ખરીદી આણી. હવેથી દરરોજ તે બંદૂક સાથે રખડવા લાગ્યો.

બાપને યે આથી લાગ્યું કે એને ભણાવવામાં સાર નહોતો. ત્યારે એને જોડવો શામાં? મનો નામરજી છતાં ગૅરીબાલ્ડીએ તો ખલાસી થવાનું જ પસંદ કર્યું. બાલપણથી જ દરિયાની તેને કોઇ અજબ મોહિની લાગી હતી. ઓડેસા, રોમ, જિબ્રાલ્ટર, કૅનૅરીસ ને કૉન્સ્ટાન્ટીનોપલની સફરો તે ખેડતો થયો.

એ સફરોમાં પણ, રોમની મુલાકાત લીધી ત્યારથી તો તેની ભાવનાસૃષ્ટિ કંઇ ઓર બળવતી બની. ત્યાંના ખંડિયેરોમાં તેણે નવો સંદેશ વાંચ્યો. રોમ તેને સંયુક્ત ઇટલીની પ્રધાનસંજ્ઞા સમું ભાસતું ને તેમાં યે જ્યારે તાગનરોગ નામના દેશભક્તનો તેને ત્યાં ભેટો થયો ત્યારે તો કોલંબસને અમેરિકા શોધતાં યે નહિ થયો હોય એટલો આનંદ તેને ઊપજ્યો હતો. ત્યારથી તેનું મૂગું દૈયું માતા ઇટલીને નિશદિન જાણે પ્રાર્થતું રહેવા લાગ્યું—

> Beloved, O men's mother, O men's queen,
> Arise, appear, be seen.

પછી તો એ એક વહાણનો કપ્તાન થયો. એ જ અરસામાં, ફ્રાન્સની રાજ્યક્રાન્તિની પીઠે જ ચાલે, ઇટલીમાં પણ ક્રાન્તિનો પ્રયાસ થયો. પંચીમ લાખ ઇટાલીઅનોએ પોપ ને ઑસ્ટ્રિયાના ગેરશાસન સામે બળવો પોકાર્યો. પણ કમનસીબે તે નિષ્ફળ ગયો. ઑસ્ટ્રિયનોએ બળવાખોરોને ઘાસ પેઠે વાઢી નાખ્યા. જીનોઆ, પાડુઆ, પાવિયા ને તુરીનની વિદ્યાપીઠો પર તાળાં લગાવી દીધાં. પોપ ગ્રેગરી સોળમાએ પૉન્ટિફિકલ સ્વયંસેવકો ઊભા કરી, સ્ત્રીબાળકો સુદ્ધાં દેશને માટે માથું ઊંચકનારાઓની કત્લ ચલાવી. જેમની કત્લ યોગ્ય ન જણાઇ તે જેલમાં ગોંધાયા ને જેલ માટે જે ભયંકર ગણાયાં તેમને દેશનિકાલ કરવામાં આવ્યા. સીતમને કારણે આખો દેશ નિઃસ્તબ્ધ બની ગયો. પળકતે દૈયે ફરી એ માતા ઇટલીને પ્રાર્થવા લાગ્યો—

> Italy, what of the night?

ને કારમી નિઃશબ્દતા જાણે એનો જવાબ આપતી,

> Ah, Child, Child, it is long!

પણ એ નિસ્તબ્ધતામાં યે એક ઝીણો અવાજ

**માતા ઇટલી માટે ઘર કીર્તિ ને પત્ની સુદ્ધાંનું બલિદાન હોમનાર, ગરીબી બદનસીબી અને કારમી વિટંબણાઓ સહન કરનાર અને મોત સિવાય કશા બદલાની આશા ન રાખનાર એ જવાંમર્દની સરફરોશી આજે યે જગતની જુવાનીને શૂરને છાંટણે રંગે છે.**

સંભળાવો સતત ચાલુ રહ્યો હતો ને તે ઇટલીના અણનમ દેશભક્ત જિસેપ મ્યાટ્સિનીનો. ઇટલીની જુવાનીને તેણે થોક ને થોકબંધ પ્રાણવાન સાહિત્ય પીરસ્યું હતું. કાળી વિષાદભરી આંખો, ભવ્ય લલાટ, વિશાળ ભવાં ને કમનીય રીતભાત સાથે જબાન ઉપર અજબ કાબૂ ધરાવતો આઝાદીનો એ ફકીર ચિંતક હતો, સંત હતો ને ઇટલીની નવી પેઢીનો પયગંબર હતો.

એની મથામણે ઘેરેઘેર આઝાદીની ઝંખા જગાવી દીધી હતી. માર્સેલ્સમાં રહ્યે માભોમની આરાધના કરતો એ દેશભક્ત બાળક જેટલો જ અહંકારથી પર હતો. ઇટલીએ તેના હૃદયનો એટલો કબજો મેળવેલો કે આખી જિંદગી તે અપરિણીત રહેલો. પોતાના સિદ્ધાંતો તેણે કદી સ્ખલિત કર્યા નથી. પણ એ સિદ્ધાંતોના વાચનારને ઇટલીમાં તો કેદ યા ફાંસીને યોગ્ય જ ગણવામાં આવતો હતો.

કપ્તાન ગૅરીબાલ્ડીએ આવા એ વતનપરસ્તની પહેલી મુલાકાત પોતાની માર્સેલ્સની સફર દરમિયાન લીધી. બંનેનાં જીવન જુદાં હતાં, શિક્ષણ જુદું હતું, પણ આખરી ધ્યેય તો એક જ હતું. એક દુબળો, પાતળો છતાં આંખોમાં અખૂટ જ્વાલાભર્યો, બીજો દરિયાની છાતી ખૂંદી અડીખમ પહાડની દૃઢતા ને તાકતભર્યો. પહેલાના આદર્શોએ બીજાની તાકાતમાં જાણે પ્રાણ પૂર્યો.

એ દિવસે મ્યાટ્સિનીને આજીવન સાથ આપવાની ગૅરીબાલ્ડીએ કબૂલાત આપી. સિંહે સિંહને તુર્ત માપી લીધો ને ગૅરીબાલ્ડીને તેણે એ જ વખતે જીનોઆ રવાના કર્યો, કારણ બળવાની બધી પૂર્વતૈયારી ત્યા સંપૂર્ણતાએ પહોંચી હતી. વહાણનો સુકાની દેશનું સુકાન સંભાળવા પાછો ફર્યો.

પણ ઇટલીની દુર્ભાગ્યપરંપરા હજુ પૂરી નહોતી થઈ. સ્વાતંત્ર્યની દેવીનું ખપ્પર હજુ યે કદાચ ઊણું રહ્યું હશે, એટલે બધી મજબૂત તૈયારી છતા એ બળવો પણ નિષ્ફળ ગયો. અનેક મરાયા ને અસંખ્ય જેલોમાં પુરાયા. જુવાન ઇટલીને ફ્રાન્સમાં બેઠા પ્રેરણા પાતા મ્યાટ્સિનીને ત્યાંથી દેશનિકાલ કરવામાં આવ્યો. એ



સ્વિટ્ઝર્લૅન્ડ ગયો, પરંતુ ત્યાંની સરકારે પણ એને સંઘરવાની ના પાડતાં આખરે એણે ઇંગ્લંડનું શરણ લીધું.

બળવામાં ગૅરીબાલ્ડીએ આગળપડતો ભાગ લીધો હતો, પણ એનું એ સદ્ભાગ્ય હતું કે તેને કોઇએ ઓળખેલો નહિ; ને એનો લાભ લેવા તે વેશ પલટાવી નાસી છૂટ્યો. જંગલો અને પહાડો પસાર કરતો ને તરીને નદીઓ પાર કરતો તે નાસ્યે જતો હતો, પણ અંતે બળવાના એ સુકાનધારીની બાતમી સત્તાધીશોથી છૂપી ન રહી શકી. તરત તેની પાછળ જાસૂસો દોડાવવામાં આવ્યા ને તેનું માથું કાપી લાવનારને જબરું ઇનામ આપવાની જાહેરાતો કરવામાં આવી.

રસ્તામાં પોતાની જાતને છુપાવવા બનતી સાવચેતી રાખતો રખડતો રખડતો ગૅરીબાલ્ડી દસ દિવસે માર્સેલ્સ પહોંચ્યો. અઢાર કલાક થયાં કોળિયા અન્નથી યે વંચિત રહેલો એ ત્યાંની શેરીઓમાં આથડવા લાગ્યો. ફરતાં ફરતાં અચાનક એક છાપું તેના હાથમાં આવ્યું. એ વાંચતાં તેમાં પોતાને ઇટલીનો બહારવટિયો ગણી પકડી લેવાનો હુકમ છપાયેલો જોયો.

દેશમાંથી મોત પાછળ પડ્યું હતું, અહીં તેના માટે કેદખાનું રાહ જોતું હતું: છતાં ગૅરીબાલ્ડીએ હિંમત રાખી. પોતાનું નામ બદલાવી તેણે જિસેપ પેન રાખ્યું ને તકની રાહ જોવા લાગ્યો. એ તક પણ મળી ગઇ ને આબાદ રીતે છટકી, રાયો દ જાનેરો પહોંચવા ૧૮૩૬માં તે દક્ષિણ અમેરિકા ઊપડી ગયો.

તેના ત્યાં પહોંચવા બાદ નવ જ મહિને બ્રાઝીલની પોર્ટુગીઝ સત્તા સામે બળવો ફાટી નીકળ્યો. રાયો ગ્રાન્ડ ડૅ સુલના પ્રાંતે પોતાને પ્રજાસત્તાક જાહેર કર્યું ને યુદ્ધની શરૂઆત થઇ. ગૅરીબાલ્ડીએ એ યુદ્ધમાં પોતાના અનેક દેશવાસીઓને કેદમાં પડતા ને કપાઇ જતા જોયા અને તેના ચિત્તની શાંતિ ઊડી ગઇ.

ખાનગી સૈનિક તરીકે કામ બજાવવાની તેણે પરવાનગી મેળવી ને એક મછવો તૈયાર કર્યો. પોતાના આદર્શ મ્યાટ્સિનીનું એ મછવાને તેણે નામ આપ્યું ને અંદર હથિયાર વગેરે ભરી, બાર ખલાસીઓ સાથે બ્રાઝિલની શાહી સત્તા સામે લડવા તે મેદાને પડ્યો.

અનેક વખત એ ઘાયલ થયો, માંદો યે પડ્યો, પણ પોતાની કર્તવ્યનિષ્ઠાને એણે જરા યે મોળી પડવા ન દીધી. પ્રજાસત્તાક પ્રાંતને આવી દમદાટીથી એણે આપેલા

અધિકારીઓને તો એ માગણી બહાલ રાખવામાં કોઈ જાતનો વાંધો ન હતો. ઇટલીના વિચારમાત્રથી ગૅરીબાલ્ડી હજુ કંપી ઊઠતો. તે કહેતો. 'પરાધીન માનવતાથી ઊભરાવા કરતાં તો ઇટલી વેરાન હોય એ હું વધુ પસંદ કરું. પરંતુ, હજુ ભવિષ્યમાં મને શ્રદ્ધા છે.'

ઈ. ૧૮૪૮ની સાલ કંઈ અનોખા જ રંગમાં ઊગી. ફ્રાન્સમાં પ્રજાસત્તાક જાહેર થયું. સિસિલીએ કરેલો ખુલ્લો બળવો સફળ થયો ને મિલાનીઓએ પણ પાંચ દિવસના યુદ્ધ પછી રેડિત્સ્કીને હરાવ્યો. વેનીસે પણ પરદેશી સેનાને હાંકી કાઢી. ઇટલીના સુપ્ત હૈયાએ નવો પ્રકંપ અનુભવ્યો. ટસ્કનીનો ગ્રાંડ ડ્યૂક અને પેડમૉંટનો રાજા ચાર્લ્સ આલ્બર્ટ પણ રાષ્ટ્રીય ઝંડા નીચે પોતાની સલામતી જોઈ તેમાં જોડાઈ ગયા. દસ હજાર સ્વયંસેવકો ને સાત હજાર શસ્ત્રધારીઓ તૈયાર હતા. પણ 'ઘર ફૂટે ઘર જાય' તેમ રોમે ઑસ્ટ્રિયાને સહાય કરી ને ચાર્લ્સ આલ્બર્ટને ભયંકર હાર ખાવી પડી. હતાશ થઈને પોતાના પુત્ર વિક્ટર ઇમાન્યુએલને રાજ્ય સોંપી ને નિવૃત્ત થયો.

મેત્સિનીએ અમેરિકામાં રહેલા ગૅરીબાલ્ડીને આ હકીકત લખી. તરત, સ્વાતંત્ર્યના એ ફૂટતા પરોઢમાં નવો રંગ પૂરવા લાની સરકાર પાસે વચન મુજબ તેણે વિદાય માગી. એક કોડીની યે આશા રાખ્યા વિના પોતાના સ્વાતંત્ર્ય-પ્રયાસમાં સાથ આપનાર સ્વાતંત્ર્ય ને શિસ્તના એ પૂજકને મૉન્ટીવીડિયોના પ્રજાજનોએ હાર્દિક વિદાય આપી.

ગૅરીબાલ્ડી ઇટલી પહોંચ્યો. મેત્સિની પણ આવી પહોંચ્યો. પહેલો જ હલ્લો ઇટલીની કરોડ જેવા રોમ પર લઈ જવામાં આવ્યો. મેત્સિનીની ઘોષણા અનુસાર 'ડાયો એ પોપોલો' (પ્રભુ અને પ્રજા)ના નામે શોકબંધ જવાનો તેમને પડખે આવ્યા. પોપના વડા પ્રધાન, રોઝીનું ખૂન થયું. પોપ પાયસ નવમો ક્વિરિનાલનો પોતાનો મહેલ છોડી ગીતા નાસી ગયો. રોમ બળવાખોરોને કબજે આવ્યું. તરત તે પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું. મેત્સિની તેનો પ્રમુખ ચુંટાયો. બંધારણ સમિતિ સ્થપાઈ ને ગૅરીબાલ્ડી તેનો સભ્ય બન્યો. રોમન પ્રજાજનોએ જાહેર કર્યું કે તેઓ માત્ર રોમન નહિ પણ ઇટાલીઅન હતા ને આખા ઇટલીને સ્વતંત્ર બનાવવાની તેમની ખ્વાહિશ હતી.

પરંતુ ઇટલીની આ ખ્વાહિશ કોઈ સત્તાને પોષાય તેમ ન હતા. નાસેલા પોપે તેમને કચડવાના રસ્તા શોધ્યા. સ્પેન તેની સાથે જોડાયું ને ઑસ્ટ્રિયા તો એ માટે પો નદી વહેલી જ ઓળંગી ચૂક્યું હતું. અને છતાં યે હજુ ઊણપ હોય તેમ પ્રજાસત્તાક ફ્રાન્સે પણ એ જુલ્મગારીમાં સાથ આપ્યો. રોમ ઘેરાઈ ગયું.

એક સિવાય બધાનાં આશા છેલ્લા શ્વાસ લઈ રહી હતી. ગૅરીબાલ્ડીએ હજુ આશા નહોતી છોડી. જો નિતાન્ત આવશ્યક હોય તો પોતાને સરમુખત્યારી સોંપવાની તેણે માગણી કરી, પણ બંધારણસભાએ તે મંજુર ન કરી, એટલે માત્ર ખાનગી સૈનિક તરીકે તેણે યુદ્ધમાં સાથ આપ્યો. પણ રોમ તો હાથથી જવા બેઠું. નાસી જવા સિવાય બીજું કોઈ બારું ન રહ્યું ને છેવટે તો એ જ ઉપાય અજમાવાયો. સ્ટૂઅર્ડના વેશે મેત્સિની નાસી છૂટ્યો સ્વિટ્ઝર્લૅન્ડે ન સંઘર્યો એટલે ઇંગ્લંડનું શરણું લીધું ભગ્ન હૈયે તે ઉત્કૃષ્ટ ભવિષ્યનાં સ્વપ્ના જોવા લાગ્યો.

આ બાજુ ગૅરીબાલ્ડીએ નવું લશ્કર જમાવવું શરૂ કર્યું. તેણે હાકલ કરી, 'બિરાદરો, જેને ક્રાન્તિ પ્રિય છે તે મારી સાથે જોડાઈ શકો છો. વતનની દાઝથી સળગતાં તમારાં અંતરો સિવાય મને બીજી કશી ગરજ નથી. ને મારી સાથે જોડાઈને પણ તમને પૈસા નહિ મળે, આરામ નહિ મળે, ખોરાક પણ પૂરતો નહિ મળે. મળશે ભૂખમરો, યુદ્ધો ને ઇટલી માટે મરી ફીટવાની સોનેરી તક.'

યુવકો વતનથી સળગતાં સઘળાં દિલ ફરી ગૅરીબાલ્ડીના નેજા નીચે જમા થવા લાગ્યાં. પ્રિયતમા આનીટા ને પાંચ હજાર વતનપ્રેમી જુવાનિયાઓ સાથે એ ચાલી નીકળ્યો ઍપીનાઇન્સની કંધાર તરફ. એ પાંચ હજાર ને બે જિંદગીઓને નાબૂદ કરવા ચાર લશ્કરો પાછળ પડી ચૂક્યાં. એક ત્રીસ હજારનું, બીજું બાર હજારનું, ત્રીજું છ ને ચોથું બે હજારનું.

ત્રણ સત્તાઓની દૃષ્ટિફલક નીચેથી છટકવાનું હતું.

છ દિવસ થયાં ગૅરીબાલ્ડી ને તેના સાથીઓએ ખાધું નહોતું. થાકથી તો આંખે અંધારાં આવતાં હતાં. વાળ કપાવી પુરુષવેશે ઘોડે બેઠેલી આનીટાની નબળાઈ તો સૌથી વધુ જોખમમાં હતી. માથે ગીધડાં ઊડતાં ને પા-

છળ એજ ઢાનતથી માનવરાક્ષસો દોડતા. તેમને આશ્રય આપનારને યે ફાંસીની સજા જાહેર થઈ હતી.

સફળતાની અનિશ્ચિતતા છતાં પોતાને ખાતર, કેવળ ઝનૂનને વશ થઈ પોતાના દેશજનોને આમ રીબાતા જોઈ ગૅરીબાલ્ડીનું હૈયું પીગળી ઊઠ્યું. તેણે કહ્યું, 'સૈનિકો, મને સાથ આપવાની ફરજમાંથી હું તમને મુક્ત કરું છું. તમે ઘેર પાછા ફરો. પણ એટલું કરજો કે ઇટલીની ગુલામ ને શરમભરી સ્થિતિ કદી વિસારે ન પાડતા.'

એક પછી એક સાથીદારો ઘરનો રસ્તો લેતા ગયા. છેવટે માત્ર બસો જ જણ રહ્યા. તેઓ તો મરણિયા હતા. એમના માથાનાં મોંઘાં મૂલ જાહેર થયાં હતાં.

જલદી વેનીસ પહોંચી જવાની આશાએ એક અજવાળી રાતે તેઓ હોડીમાં બેઠા, પણ ઑસ્ટ્રિયન લશ્કરે તેમને જોઈ લીધા ને પાછળ પડ્યું. લડાઈ ચાલી તેમાંથી આઠ હોડીઓ ડુબાડી દેવાઈ. બાકીની કેદ પકડાઈ. ફક્ત ગૅરીબાલ્ડીની હોડી આનીટા સાથે બીજા નવ માથાઓને લઈ નાસી જઈ શકી. દુશ્મનના બંદર રેવેન્નાને કિનારે તે નાંગરી. બધા ઉત્તર દિશામાં વેનીસ તરફ ચાલ્યા. પણ આનીટાની તબીઅત આ નૌકામાર્ગથી વધુ બગડી હતી. તેનાથી ચલાતું પણ ન હતું. ઑસ્ટ્રિયનો તો તેમને ચોકીદાર જેમ સૂંઘતા પાછળ જ પડ્યા હતા. માત્ર પોતાની ખાતર નવ જિંદગીઓ ખતરામાં મુકાતી ગૅરીબાલ્ડીથી ન જોઈ શકાઈ. કચવાતે મને તેણે નવે માથાઓને રજા આપી દીધી.

પરંતુ એ કમનસીબ નવનો સામટો શિકાર કરવાનો પેંતરો તો વહેલો જ રચાઈ ચૂક્યો હતો. ગૅરીબાલ્ડીથી છૂટા પડતાં જ એ બધા યે ઑસ્ટ્રિયનોના હાથમાં પકડાયા. 'નવ કબરો ખોદો' ઑસ્ટ્રિયન પ્રિન્સે હુકમ કરી દીધો. એ પોચી રેતાળ જમીનમાં જરા વારમાં નવ બંદૂકોએ પોતાનું કામ પતાવી લીધું. નવ ખાડામાં નવ લાશ ખડકાઈ ગઈ ને સ્વાતંત્ર્યની ઝંખનાની ભરપાઈ કરવાની કીમતના જાણે પ્રતીક હોય તેમ આઠ જુવાન ને એક કિશોર પર માટીના નવ ટીંબા ખડકાઈ ગયા.

આ બાજુ લા માન્દ્રીઓલાના રસ્તે જ આનીટાનો જીવનદીપ બુઝાવા લાગ્યો. ગૅરીબાલ્ડીએ પહેલી તકે એક ઝૂંપડું શોધી કાઢ્યું ને આનીટાને એમાં આશ્રય આપ્યો. બીજી જ પળે એણે ચિરકાલની નિદ્રા લઈ લીધી. એના છેલ્લા દર્શન પણ દિલ ભરીને કરી લઈ નજર ઠારવા જેટલો અવકાશ ગૅરીબાલ્ડીને ન હતો. એક ભલા ખેડૂત પાસેથી તેણે કફન માગ્યું ને બન્નેએ સાથે મળી તેની મૂંગી દફનક્રિયા કરી. પ્રાર્થના કરવા જેટલો યે સમય ન હતો. એ ગોઝારી પળે કબર પરથી માટીની એક ચપટી ઉઠાવી, છેલ્લી નજર નાખી લઈ ભગ્નહૃદય ગૅરીબાલ્ડી તાબડતોબ ચાલી નીકળ્યો. ફક્ત પરાધીન ઇટલીની યાદે જ આ હૃદયભંગથી તેનો અંત આણતો બચાવ્યો એમ કહીએ તો ચાલે.

સાડત્રીસ દિવસ લગી એ પોતાને સ્ટર્બિનોના અખાત પાસે રખડ્યો. દિશાશૂન્ય ચિત્તે એ ચાલ્યો જ જતો. કિયાવૅરી પહોંચતાં ત્યાંના અફસરે તેને કેદ કર્યો. પરંતુ લોકોએ ઇટલીના આ સિપાહીની આ અવગણનાનો વિરોધ કર્યો. 'તમે એની મહત્તાનું અનુકરણ કરો. એમ ન થાય તો એને માન આપો. પણ આપણા ઇટલીનું એ ગૌરવ તો ગણો જ.' ને ગૅરીબાલ્ડી ત્યાંથી છૂટ્યો. તે સાર્ડિનિયા આવ્યો, પણ એ તેને ન સંઘરી શક્યું. આથી તેણે ઇટલી છોડવાનો નિર્ણય કર્યો. એ વખતે કિનારે એક વહાણ ઊપડતું હતું તેમાં એ જઈ બેઠો ને દેશબંધુઓને સંદેશો આપ્યો, 'હું જાઉં છું, પણ ઇટલીને જરૂર પડશે ત્યારે પાછો ફરીશ.' દેશબંધુઓએ 'વીવા ઇટાલિયા'ના હર્ષઘોષો વચ્ચે તેને વિદાય આપી.

૧૮૪૯ના સપ્ટેંબરની ૧૬મીએ એ ટ્યુનિસ ઊતર્યો, પણ ફ્રેંચોએ તે સામે વાંધો લીધો. જિબ્રાલ્ટર ગયો તો ત્યાંના અંગ્રેજ ગવર્નરે પણ આઠ કલાકમાં કિનારો છોડી જવાનો હુકમ ફરમાવ્યો. આથી તે કોલસાના એક વહાણમાં અમેરિકા ગયો.

**પાં**ચ વર્ષની ગેરહાજરી બાદ તે પાછો પોતાના વતન નાઇસ આવ્યો ત્યારે ઇટલીની રાજકીય જનની જુદી જ બાજી મંડાઈ હતી. ઑસ્ટ્રિયનો સામે ફ્રાન્સનો લુઈ નેપોલીઅન ઇટલીમાં ઊતર્યો હતો. તુરીનના રાજા વિક્ટર ઇમાન્યુએલ પોતાના વિચક્ષણ રાજમંત્રી કાવૂરની સલાહથી નેપોલીઅન જોડે સલાહ કરીને ઑસ્ટ્રિયનો સામે તેને મદદ આપી હતી.

કાવૂર ઇટલીનો જબરો રાજકારણપટુ પુરુષ હતો. ફ્રાન્સની સહાયથી તેને ઇટલીની મુક્તિ સાધવી હતી. ગૅરીબાલ્ડીની તેણે મદદ માગી ને તે તેણે ખુશીપૂર્વક

[અનુસંધાન આગળ પાન ૧૨૮મે]

આફ્રિકાની રાતોની મખમલી કાળાશ. કાંટાળી વાડો વચ્ચે પવનથી થનગનતું તાપણું અને પાળેલાં પશુઓને તેમના કાળા માલિકોની ગંધ, એ વાડ પાછળ જ આંટા મારતાં બે પ્રાણીઓની નજર અને નાકને ભરી દેતા હતા.

જરખ અને શિયાળવાંએ પણ એ ગંધ પારખી હતી ને એને લઈને મળનારી ભાવિ ઉજાણી માટે આનંદની ચીસો પાડવા માંડ્યાં હતાં. જિબ્રાઓનું ટોળું થોડે એ દૂર ગંધથી બીને પસાર થઈ ગયું, પણ આ બે પ્રાણીઓ તો તે તરફ બેદરકાર જ રહ્યાં. એમની નજર તો વાડ વચ્ચે ઊભેલાં માંસલ શરીરો પર જ ચોંટી રહી હતી.

અત્યાર સુધી તાપણાથી તેઓ બીતાં રહ્યાં હતાં. પણ સિંહ જ્યારે ભૂખ્યો થાય છે ત્યારે કોની પરવા રાખે છે? એણે ને એની સહચરીએ ત્રણચાર આંટા તો એ વાડની આસપાસ માર્યા, પણ પછી સિંહથી ન રહેવાયું. એણે જોરથી ગર્જના કરી અને જંગલના બધા અવાજોને દબાવી દેતી એ હવાને કંપાવી રહી.

વાડામાનાં બધાં જાનવરોને ગંધ તો પહોંચી જ હતી. આ અવાજ થયો એટલે એક ખૂણામાં બધાં તરત ભરાઈ ગયાં ને બરાડા પાડવા લાગ્યાં. 'હઈ, હઈ' કરતા મુગાતી રખેવાળો તેમને વચ્ચે લાવવા પ્રયાસ કરવા લાગ્યા. ત્યાં તો જડબાં ફાડી, લફ્તી કેશવાળી સાથે સિંહ પહોળે પંજે વાડમાં ઠેકી પડ્યો. પંજાના એક જ ઘાએ તેણે ગરદન ચીરી નાખી ને એક ઢોર નીચે પડ્યું.

# સિંહની સહચરી



તરત રખેવાળો ભાલા સાથે તેના પર તૂટી પડ્યા. મુગાતી બચ્ચો જન્મે ત્યારથી જ લડાયક ખમીરવાળો હોય છે. પહેલા ઘાએ સિંહના ખભા પર સહેજ અસર કરી. બીજો ઘા તે ચુકાવી ગયો ને ત્રીજા ભાલાનું પાનું દાંતથી મરડી નાખ્યું. એક શૂરવીર દેખાતો જુવાન વધુ આગળ આવ્યો. સિંહે પહેલાંથી યે વધુ જોરથી ગર્જના કરી ને એના પંજાનો એક જ ઘા એ જુવાનને જિંદગીભર લૂલો બનાવવા પૂરતો થઈ પડ્યો.

પણ ભાલાના ઘા એટલા વધ્યા કે સિંહ એ બધાનો સામટો સામનો કરવા અશક્ત બન્યો. થોડી વારમાં તેનું શરીર વીંધાઈને ચાળણી જેવું બની ગયું. છેવટની એક ભયંકર ત્રાડ પાડી તે જમીન પર ઉથલી પડ્યો ને વનરાજની અદાથી જ મોતનું શરણ લીધું.

આ યુદ્ધ ટૂંકું છતાં તુમુલ હતું. એટલે જ ઉશ્કેરાએલા મુગાતીઓને વાડ બહાર રહેલી સિંહણનો ખ્યાલ નહોતો રહ્યો. પણ બીજાં પ્રાણીઓ કરતાં સિંહણ સિંહની સવિશેષ અર્થમાં અર્ધાંગના હોય છે એટલે સિંહની છેલ્લી ત્રાડ સાથે તો એ વાડમાં કૂદી આવી.

હવે? મુગાતી પાસે ભાલો એકએક જ હોય છે ને એ તો બધાએ સિંહ પર વાપરી નાખેલા. ફાટી આંખે એ સિંહણ તરફ જોઈ રહ્યા. વેર લેવાની સિંહણની તૈયારી સ્પષ્ટ હતી. ક્રોધથી ધ્રૂજતો તેનો પંજો વીંઝાયો ને એક મુગાતીના રામ રમી ગયા. એ પત્યું કે બીજા એકની એરણ જેવી છાતીમાંથી લોચો કાઢી નાખ્યો. એમ ને એમ બધાયનો અંત એ આણી દેત પણ ત્યાં તેને પોતાનાં એકલવાયાં બચ્ચાં સાંભર્યાં. તેને થયું કે વેરનો બદલો પણ બરાબર લેવાયો હતો એટલે વધુ કરવું છોડી દઈ તેણે શરીર સંકોર્યું ને બીજી જ પળે વાડ કૂદી ગઈ.

એ જ વખતે એક સાહસી જુવાને સિંહની લાશમાં પરોવાએલો એક ભાલો ખેંચી કાઢ્યો ને નાસતી સિંહણની પીઠ પકડી. લાગ ફાવતાં નેમ સાધી એણે જોરથી ભાલો ફેંક્યો. સિંહણે ગળું તો બચાવી લીધું. પણ એનો ખભો આખો ચીરાઈ ગયો. થોડી વાર એના મગજમાં ચક્કર આવ્યાં, પણ ત્યાં બીજા મુગાતીઓની



કલાકો સુધી પરસેવો ફુતાર્યા બાદ મળેલો મીઠો કોળિયો : સિંહણને ઝડપતી જોતા જરખો બિલકુલ તૈયાર ન હતા

યે કીકિયારી એને કાને પડી, એટલે અસહ્ય વેદના છતા યે પગ પર વિશ્વાસ મૂકી પોતાનો અને પાછો પકડનારાઓની વચ્ચે અધારાનો પડદો વધારતી એ નાસી છૂટી.

જ્યારે વધુ નાસવાની કશી જરૂર ન જણાઇ, ત્યારે એક ગીચ ઝાડીમા જઇ સુરક્ષિત સ્થાને એ બેઠી ને ઘા ચાટવા લાગી. વળી તેને બચ્ચા સાભર્યા ભૂખભૂખ પણ યે થવા આવ્યુ હતુ એટલે એ બોડ તરફ ઊપડી

રસ્તે જ જિબ્રાનુ એક ટોળુ પડખે થઇને પસાર થતુ જોયુ આખુ ટોળુ તેણે પસાર થવા દીધુ. છેક છેલ્લી રહેલી માદા પર તેણે પેંતરો અજમાવ્યો, પણ ખભાના ઘાએ એ પેંતરો નિષ્ફળ બનાવ્યો ને ઉલટુ માદાની ખરીઓની ઝડી ટપોટપ તેના ડીલે પડવા માડી ત્યા સુધીમા તો આખુ ટોળુ તેને ફરી વળ્યુ એમની લાતોમાથી માડ તેણે છૂટકારો મેળવ્યો

રસ્તે એક હરણ તેણે નજરાવ્યુ, પણ એ યે છટકી ગયુ, કારણ પવનની ગધ તેને વહેલી પહોચી ગઇ એમ ને એમ સાજ પડી ગઇ હજી બચ્ચા માટે તેણે કઇ ખાજ મેળવ્યુ ન હતુ શરીર પણ કળતુ હતુ એક ઝાડી પાસે એ આરામ ખાવા બેઠી. તેના નસેનસ ફૂલતા હતા, પણ આખની કીકીઓ હજુ પણ પથ્થર જેવી જ સ્થિર હતી.

દૂરથી પસાર થતુ જિબ્રાનુ એક બીજુ ટોળુ તેની નજરે ચડ્યુ પોતાની નજીકમાથી જ એ પસાર થવાનુ ધારતી એ બેસી રહી, પણ ટોળુ તો દૂર ને દૂર ચાલ્યુ ગયુ એટલામા સામેથી ધૂળના ગોટા ઊડતા દેખાયા. ચોક્કસ એ મુસાફરો જ ઢોરને પાણી પાવા આવતા હતા એમના ઢોરો હતા પણ સ્વાદુ અને હૃષ્ટપુષ્ટ તેને લાલચ તો થઇ આવી પણ તરત ભાલાના ચળકતા પાના તેને યાદ આવ્યા થયેલા ઘા પણ એને ઓછા નહોતો સાભરતો, એટલે હળવેક રહીને એ કાટાળી ઝાડીમા સરી ગઇ ને બચ્ચાં પાસે જવા ઊપડી

ત્યા કિસ્મતે ભૂલા પડ્યુ હોય એવુ લાગ્યુ અને વિચિત્ર છતા સુદર વળાકદાર શીંગડાવાળુ એક હરણ તેની સામે જ નાસતુ આવી અટક્યુ એને જોતા જ તેના બધા વિચારો દબી ગયા જખમનુ દર્દ એ ભૂલી ગઈ અને આગેઆગનુ ઝનૂન સાચવી એ કૂદી એ જ પળે હરણના શરીરમા ખંજર જેમ તેની દાઢ પેસી ગઇ



સિંહણ નવેરામાંથી પાણી પીવા મંડી. બચ્ચાંએ તેનું અનુકરણ કર્યું.

પણ એ હરણની પાછળ તો જરખોનું આખું ટોળું પડેલું. સિંહણે અધવચ્ચેથી પડાવેલો શિકાર એમનાથી સહન થાય તેમ ન હતું. ટોળામાંનું દરેક જણ માનતું કે શિકારનો હક્ક પોતાનો જ હતો. એમની લુચ્ચી આંખોમાં સિંહણનો જખમ તરત દેખાઇ આવ્યો ને એનામાં રોજ જેટલી તાકાત ન રહી હોવાનું પણ એ કળી ગયા. પછી તો એ ભૂલે જ શાના? એનો માર્ગ અવરોધી બધા તેને ફરતું કુંડાળું વળી ગયા.

સિંહણના મો પર કશો ફેરફાર ન જણાયો. એણે શો નિશ્ચય કર્યો હશે એ તો કોણ જાણે, પણ પૂછડીના પછડાટા સાથે ફાટતા જ્વાળામુખી જેવી તેની ગર્જના જાણે સંભળાવી રહી હતી 'હટો, હટો, માર્ગ કરો.'

પણ એની કોણ દરકાર કરે એમ હતું? જરખોનો જ એ શિકાર હતો. એ માટે ક્યાંથીક્યાંથી એ શ્વાસભેર દોડ્યા આવ્યા હતા! એના પાછળ એમણે કલાકોથી પરસેવો ઉતારેલો ને, હવે છેવટ મીઠો કોળિયો આ સિંહણ ગ્રસી જાય? એટલા બધા પરિશ્રમનું ફળ સિંહણને તેઓ કોઇ રીતે ભોગવવા દે તેમ ન હતું. ખુદ સિંહણનો પણ ટોટો પીસતાં એ પાછી પાની કરે તેમ ન હતાં.

ઊભેલા આખા યે ટોળામાં જાણે મૂગો હુકમ ફરી વળ્યો. સઘળા યે સમજૂતી પર આવી ગયા હોય તેમ ભવિષ્યની કામગીરી માટે તૈયાર બની ઊભા. પણ ખરી રીતે તો એમણે દિશાભૂલ જ કરી હતી. સિંહણ ગમે તેટલી ઘવાયેલી હતી છતાં તેનું બળ હજુ સાવ પરવારી નહોતું ગયું. તેમ એ દેખાતી એટલી ખખી થાકી પણ નહોતી ગઇ. જરખોની એ ધૃષ્ટતામાં તેને ચોકખો માનભંગ લાગ્યો. ને વનના સમ્રાટની સહચરી એ અપમાન કેમ સાખી શકે?

જ્વાળામુખીના પેટમાંથી ઓચિંતો લાવા જેમ ઊડી નીકળે તેમ ક્રોધના ભભૂકા સાથે સિંહણ ઉછળી નીકળી. ઝડપી વંટોળિયા જેમ થોડી પળોમાં તો એ આખા ટોળામાં ફરી વળી ને પાછી શિકાર સમાલવા આવી ઊભી રહી. જરખોમાંના કેટલાક તો ફરી કદિ કોઇ સિંહણ સામે ન થવાની પ્રતિજ્ઞા લઇ ચાલતા થયા ને કેટલાક પોતાનાં જખમો ચાટતા દૂર જઇ ઊભા. અપમાનનો બદલો સિંહણને સંતોષી રહ્યો.



## ભાનુ સમ

• અજની •

જીવનપ્રભાતે અમિત ઉમંગે,
તેજ પ્રકાશિત અંગેઅંગે,
નવલ પ્રભાભર કોમલ રંગે.
ભાનુ સમ ઉગજે.
ગગનગુંજને કાળ ભરંતા,
કર્તવ્યાગ્નિ ઝાળ ઝરંતા,
મધ્યાહ્ને એ તેજીવંતા.
ભાનુ સમ તપજે.
સાયંકાળે ગૌરવશાળી,
જીવન સફળતા હૈયે ધારી,
સમદ્રષ્ટા સમ રહી અવિકારી,
ભાનુ સમ શમજે.

'અજ્ઞાત'

સિંહણ પણ સાવ કોરી નહોતી રહી. તેના ગળા, ખભા ને પીઠ પર ઉઝરડા પડ્યા હતા ને તેમાંથી લોહી નીતરતું હતું. ફરીવાર આવા ને આવા જખમો થાય તો તેની રહીસહી શક્તિ પણ ચાલી જાય એમ હતું. ને ઘવાયેલા પ્રાણીએ તો જંગલમાં નજરે ન ચડવું જ મુનાસિબ છે.

પણ સિંહણને એ જગ્યા છોડવી દુષ્કર હતી. બાકી રહેલા જરખોની સંખ્યા બહુ ઘટી ગઇ હતી, છતાં મુરાદ ગોળી નહોતી પડી. શિકારની માલિકીનો આખરી તોડ લાવવા જ જાણે એ કટિબદ્ધ થયા હતા.



પૂરતી તૈયારી અને સાવચેતી સાથે એ એરિક્સ હરણ પર તે કૂદી

ને આ વખતે બળ કરતા કળથી કામ લેવાનો તેમણે ઇરાદો કર્યો હતો એક જણ સિંહણ સામે ધસે સિંહણ તેના પર વળે એટલે પાછળથી બીજો આવી પહોંચે બીજા પછી ત્રીજો. વાર વારના એ ઉઝરડા, બચકા ને ઘાથી નિર્બળ થતી સિંહણ હવે હિંમત હારવા લાગી

તેની પાછળ જ ગીચ ઝાડી આવેલી હતી જેમાં તેના વહાલસોયા બચ્ચા ભૂખ્યા આળોટતા હતા. તેણે કોઇ રીતે ત્યાં પહોંચવાનો મક્કમ નિરધાર કર્યો. રસ્તો લાંબો ન હતો, પણ છટકવું અઘરૂ હતું; કેમકે જેવી તે પીઠ ફેરવે એવું જ જરખોનું આખું ટોળું તેને પીંખી નાખવા તૂટી પડે એમ હતું.

ફરી એક વાર તે કૂદી—પહેલાં કરતાં બમણાં ઝનૂનથી; બજાવી શકાય એટલી કામગીરી બજાવી, ટોળું એકઠું થાય ત્યાં સુધીમાં તો શિકારને ઘસડતી એ ઝાડી સુધી જઇ પહોંચી. પાછું ટોળું એકઠુ થાય ત્યાં સુધીમાં તો ખેરના એક ઝાડને પીઠ દઇ તે લડવા તૈયાર થઇ ઊભી. તેને પોતાને હવે હિંમત આવી ગઇ હતી ને બચ્ચાના સ્મરણે ઝનૂન પણ પુષ્કળ વ્યાપી ગયું હતું. હવે કોઇની તાકાત નહોતી કે તેની સામે મોરચા માંડી શકે. તેની આંખો હવે ફરી ગઈ હતી. જરખો પણ કંઇ તદ્દન બેવકૂફ નહોતા. સહજવૃત્તિથી તેઓ પણ મામલો પામી ગયા. સિંહણને ફરી કૂદવાની જરૂર પડે તે પહેલાં તો તેઓ ગચ્છંતિ કરી ગયા. સિંહણે એક 'હાશ' ખેંચી અને લથડાતી ચાલે સર્જ્ડ જડબે શિકારને ઘસડતી એ બોડમાં પહોંચી. થોડી વાર બચ્ચા જોડે ગેલ કરી, તેમને ખવડાવી એણે રાતનો ઉજાગરો ઉતારવા આંખો મીંચી અને બચ્ચા હરણની ઉજાણી પાછળ મડ્યા.

દિવસ ચડ્યો ત્યાસુધીમા તેણે ઊંઘ ખેંચી કાઢી ને પછી બચ્ચાને લઇ ઊપડી તેનુ ગળુ બળતુ હતુ એટલે પાણીના નવેશ તરફ એ વળી. થોડોક જ રસ્તો કાપ્યો હશે ત્યા જરખોનુ એક ટોળુ સામે આવી લાગ્યુ તેનું જખમોથી ભરપુર ડીલ અને લથડતા પગ ભાળી તેઓ તેની પાછળ પડ્યા ગોતની પ્રતિછાયા જાણે પહેલેથી જ પડી જતી હોય તેમ ગીધો પણ ઉપર લટકવા મંડ્યા.

સિંહણે જરખોએ પકડેલા પીછાનો હેતુ પરખી લીધો હતો, પણ સ્વભાવસહજ ગૌરવ અને બેદરકારીથી એણે ચાલ્યે જ રાખ્યુ. જરખોને લાગ્યું કે સિંહણ હજુ સાવ નહોતી પરવારી એટલે તેની વધુ પૂંઠ પકડવી માંડી વાળી. સિંહણ પણ દમામભેર નવેશ સુધી જઇ પહોંચી ને પાણી પીવા મંડી. બચ્ચાંએ પણ તેનું અનુકરણ કર્યું.

લાંબો વખત સુધી તે ત્યા ને ત્યાં પડી રહી. ઘડીકમા જખમો ચાટતી ને ઘડીકમા પાણી પીતી અવારનવાર એકાદ હરણું પસુ નાસતું તેની નજરે પડતુ. તે ઘણો ગે

યત્ન કરતી, પણ તેના મુડદાલ બનેલા શરીરમાં ચોટ લેવા જેવો દમ રહ્યો ન હતો. શું શિકારી જીવનનો અંત આવ્યો? એને પોતાનો યે ધ્રાસકો પડ્યો. વ્યથાભરી આંખે એ બચ્ચાં સામે જોઇ રહી.

પણ એ સ્થિતિ ઝાઝો વખત ન ટકી. તેના કાન સરવા બન્યા, હવા સુંઘી જોઇ પણ તે કશી બાતમી ન આપી શકી. છતાં એની તૈયારી નિષ્પ્રયોજન તો ન હતી. દૂરદૂરથી એક આકાર આગળ વધી રહ્યો હતો. થોડી વારમાં જ સ્પષ્ટ થયું કે કોઇ પ્રાણી તેના તરફ આવી રહ્યું હતું.

પહેલાં તો એ આવતા પ્રાણીની ઝડપ બહુ જ જણાતી હતી, પણ હળવે હળવે તે ઘટતી ગઇ. ગોમોસાનાં ઝાડવા વચ્ચે આવી એ ચોક્કિસ હરણું અટક્યું ને માથું નમાવી ઊભું રહ્યું. ઝાડમાં પાછળથી સિંહણ અને બચ્ચા પણ તેને અનિમિષ જોઇ રહ્યાં. હરણે એક ફેંપાટી ખાધી ને પછી શાંત ઊભું રહ્યું. લાગતું હતું કે એ ઘવાયેલું ને નાનું હોવું જોઇએ.

સિંહણ હળવે રહીને આગળ વધી. બચ્ચાં એની પાછળ થયાં. હરણને મારવો હતો એ એક વાત હતી ને એને નાસવા દઇને મારવું એ જુદી વાત હતી, એટલે એ ખૂબ સાવચેતીથી આગળ સરતી ગઇ. વળી એને જખમો પણ હજુ સાલતા હતા ને આ હરણનાં અણીદાર શીંગડાનો વધુ એક પણ જખમ ખાવા તે નારાજ હતી.

આટલી તૈયારી અને સાવચેતી પછી હરણું બચે જ શાનું! લોહી અને માંસની ગંધ આવતાં બચ્ચાં પણ આગળ દોડી આવ્યાં. સારા પરિવારે પેટભરી ખાધું અને પછી બચ્ચાંને ગોદમાં સમાવતી સિંહણે એ તરુવરીએ આરામથી પથારી કરી.

(અંગ્રેજી ઉપરથી) 'રોનિત'

---

અનિવાર્ય સંજોગોને લીધે તંત્રીના જાપાનના પ્રવાસનો 'મારી નજરે'નો હપતો આ અંકમાં આપી શકાયો નથી; આવતા અંકથી તે નિયત સ્થાને ફરી ચાલુ થશે.

---

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ફોટો-ચિત્રનો વિષય અગાઉથી વિચારી તેની શોધમાં ભટકી ચિત્ર મેળવવું એ ચિત્રસર્જનની એક રીત છે. એકાગ્રતા, વેધક દૃષ્ટિ અને તકનો ઉપયોગ એ તેના આવશ્યક અંગો છે. પરંતુ કૅમેરા ખભે લટકાવી કોઇપણ ચોક્કસ લક્ષ્ય વિના ફરતાં ઊર્મિ જગાવતો એકાદ વિષય નજરે પડતાં તેને તાત્કાલિક ઝડપીને પણ ચિત્રસર્જન થઇ શકે છે. દરેક વ્યક્તિ પોતાને અનુકૂળ પદ્ધતિ ગ્રહણ કરે છે. કોઈપણ રીતે, ચિત્ર એ ચિત્રકારની રસવૃત્તિનું જ પ્રતિબિંબ હોય છે. ચિત્રસર્જન કૅમેરા નથી કરતો પણ તેનો વાપરનાર જ કરે છે.

ભાઇ ડી બી. ઓપકરના ફોટોચિત્ર 'નમતા પહોરે' સીમમાંથી ઘર તરફ વળતું ગામના નેળીઆમાંથી પસાર થતું ઘેટાંનું ટોળું નમતા પહોરનું અચ્છું વાતાવરણ રજુ કરે છે. ખભે લાકડી ટેકવી ઘેટાંને ઘર તરફ વાળતો તેનો પાલક તેમજ બાળકને કેડમાં તેડી સાથે ચાલતી સ્ત્રી એ ચિત્રના આકર્ષણમાં ઉમેરો કરે છે. પ્રિન્ટિંગ અને ટ્રિમિંગ સારાં છે. ચિત્રના ચારે ખૂણે વિષયનો વર્ણ—tone—કુદરતી રીતે જ કાળો હોવાથી ચિત્રકેન્દ્ર પર જોનારનું ધ્યાન સ્થિર થાય છે.

'કુમાર'ની હરીફાઇમાં વહેરણીઆના ફોટોગ્રાફ અગાઉ આવેલા છે. પરંતુ ભાઇ કનુ રાવત વહેરણીઆનું ચિત્ર ઉપજાવવામાં ઠીક સફળ થયા છે. વહેરાણું બીમ તથા પાછળ આડું પડેલું બીમ બંને ઉલટાસુલટી દિશામાં પડેલાં હોવાથી એક પ્રકારની રુચિકર રચના ચિત્રમાં આપોઆપ બને છે. બૅકગ્રાઉન્ડ પણ વિષયને અનુરૂપ જ છે. પરંતુ ચિત્રમાં ક્રિયાનો અભાવ હોવાથી ચિત્રનું અરધું આકર્ષણ મારું જાય છે.

ભાઇ નરેન્દ્ર જસાણી (ભાવનગર)નું ફોટોચિત્ર 'જીવન-દાન' વિચારપૂર્વક પાડેલું જણાય છે. અને પાણી પાનારનાં હાથ સિવાયનાં બીજાં અંગો બુદ્ધિપૂર્વક જ ચિત્રમાંથી કમી કરેલાં હોય તો પ્રશંસનીય ગણાય. પાનાર અને પીનારના હાથ, પાણીની ધાર અને પીનારની મુદ્રા એ આ ચિત્રનાં આકર્ષક અંગો છે. ફોકસિંગ સહેજ ખામીવાળું છે અને તાણ ખોટી રીતે ભારે પડતું છે.

પરિણામ.—પહેલું ઇનામ: 'નમતા પહોરે' ભાઇ ડી બી ઓપકર (અમદાવાદ); બીજું ઇનામ: 'વહેરણીઆ' કનુ રાવત (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'જીવનદાન' ભાઇ નરેન્દ્ર જસાણી (ભાવનગર). નોંધપાત્ર: ગુણ પ્રમાણેના ક્રમમાં: 'ફરતા રામ' ભાઇ માણેકલાલ પટેલ (અમદાવાદ); 'યોગનિદ્રા' ભાઇ એમ એસ. પથરાવાળા (અમદાવાદ); 'ગલી-By-way' ભાઇ ઝેડ. એમ. કાદરી (અમદાવાદ). બલવન્ત ભટ્ટ

# દવા અને ખોરાક



દુનિયામાં આજે મોટા ભાગના લોકો એવું માનનારા છે કે દવા અને આરોગ્ય વચ્ચે ગાઢો સંબંધ છે. આજે આરોગ્ય જાળવવા, બીમારીઓ અટકાવવા અને રોગો મટાડવા માટે ઘણે ભાગે દવાનો જ ઉપયોગ થાય છે. રોગોની ચિકિત્સા કરનારા તેમજ દવાનો ઉપયોગ કરનારા વૈદ્યોની અનેક દેશી, વિદેશી, પ્રાચીન અને અર્વાચીન પદ્ધતિઓ છે. આ બધી પદ્ધતિઓ ઘણી બાબતોમાં એકબીજીથી જુદી પડે છે અને કેટલીક બાબતોમાં તો પરસ્પરવિરોધી પણ છે; પરંતુ એક બાબત ઉપર તો સૌ એકમત છે કે દવાથી આરોગ્ય મેળવી શકાય છે.

કોઈ માણસને કાંઈ પણ રોગ કે માંદગી ન હોય, છતાંયે એને જો પોતાની તંદુરસ્તી સંતોષકારક લાગતી ન હોય તો જરૂર એ કોઈ 'ટૉનિક' લેવાનો. આ આરોગ્યને 'જાળવનારી' દવા.

શીતળા, કૉલેરા, પ્લેગ કે ટાઇફૉઇડ જેવા રોગોના વાવર (epidemic) આવતા હોય ત્યારે આ રોગની વિરોધી રસી ઘણા લોકો પોતાના દેહમાં દાખલ કરાવે છે. આ રોગ 'અટકાવનારી' દવા.

આજ સુધી દવાઓ ત્રણ માર્ગે લેવાતી: મો, નાક અને ચામડી વાટે. હવે આ જમાનામાં દવાઓ આપવા માટે એક નવો રસ્તો ઉમેરાયો છે અને તે લોહી વાટે. ઇન્જેક્શન વાટે દવા આપવાથી, દવા પરભારી લોહીમાં જઈને તેની તાત્કાલિક અસર થાય છે એટલા માટે જ આજકાલ આ પદ્ધતિ બહોળો ફેલાવો પામી છે.

દવાઓને આપણે ત્રણ વિભાગમાં વહેંચી શકીએ: ખનીજ, વનસ્પતિજન્ય અને પ્રાણીજ.

પારો, સોમલ વગેરે ખનીજ દવાઓ છે, ક્વિનાઇન, સ્ટ્રિકનીન એ બધી વનસ્પતિજન્ય દવાઓ છે, અને જુદાંજુદાં જાનવરોના પાચકરસ એ પ્રાણીજ દવાઓ છે.

આ થઈ મોટા ભાગના લોકોની વાત. પણ એ ઉપરાંત બીજો પણ એવો એક વર્ગ છે કે જે એક યા બીજા કારણને લઈને દવાઓ ઉપરની પોતાની બધી શ્રદ્ધા ગુમાવી બેઠો છે. એ લોકો એમ માને છે કે દવાઓ રોગોને 'અટકાવતી' કે 'મટાડતી' નથી. તેઓ તો એટલી હદ સુધી કહે છે કે બધી દવાઓ નિરુપયોગી જ છે, એટલું જ નહિ પણ ઘણી તો નુકસાનકારક અને ઝેરરૂપ છે!

સો વર્ષ ઉપર આવા વિચારો ધરાવનાર મુઠ્ઠીભર માણસો હતા. આજે, આ પ્રકારના વિચારો ધરાવતા જુદાજુદા દેશના લોકોની સંખ્યા દસ કરોડ ઉપર છે. દર સાલ આ સૈન્યમાં લાખો નવા સૈનિકોની ભરતી થતી જ જાય છે. આશ્ચર્ય થવા જેવું તો એ છે કે જેમને પોતાની પ્રૅક્ટિસમાં પળિયાં આવ્યાં છે એવા અનેક શાણા, ઠરેલ અને નામાંકિત ડાક્તરો પણ આ ચળવળના આગેવાનોમાં છે. આ લોકોએ પોતાની બધી યે શ્રદ્ધા હવે ખોરાક ઉપર કેન્દ્રસ્થ કરી છે.

કેટલાક લોકો એવા હોય છે કે જે ખોરાક અને દવા બંનેમાં આસ્થા મૂકે છે. એનું કારણ એટલું જ હોય છે કે તેમણે એકેનો ઊંડો અભ્યાસ કર્યો હોતો નથી.

ખોરાક અને દવા એ બંને પ્રકાશ અને અંધકાર જેટલી પરસ્પરવિરોધી વસ્તુઓ છે. એક આવે એટલે બીજીને ખસવું જ પડે. આજ સુધી આ બંનેની બહુ ઓછી વ્યાખ્યાઓ થઈ છે. ખોરાકની સારી વ્યાખ્યા એ છે કે શરીરમાં ગમે તે રસ્તે લેતાં શરીરને કાંઈક પણ લાભ કરે તે ખોરાક. જ્યારે શરીરમાં ગમે તે રસ્તે લેતાં શરીરને કાંઈક પણ નુકસાન કરે તે દવા.

'પચે એ જ ખોરાક' એવી જો આપણે ખોરાકની વ્યાખ્યા બાંધીએ તો માણસ એવો ખોરાક ખાઈને થોડાંક અઠવાડિયાંથી વધુ જીવી જ શકે નહિ. આપણા ખોરાકમાં કૂચો એ ઘણું જ આવશ્યક તત્ત્વ છે. છતાં યે આ તત્ત્વ પચતું નથી, એ તો આંતરડાંને કામ આપે છે. એ જ રીતે ખનીજ તેલ (Mineral oil)

એ ખોરાકની વસ્તુ નથી; છતાં એ આંતરડાં સુંવાળાં રાખી કબજિયાતથી પીડાતા માણસોને મદદ કરે છે. એટલા માટે એને પણ ખોરાક તરીકે માનવામાં વાંધો નથી.

આપણા સામાન્ય જીવનમાં ખોરાક અને દવા એ બંનેને જુદા પાડનારી લીટી દોરતાં ઘણી વખત મુશ્કેલાત નડે છે. કેમિસ્ટો અને ડ્રગિસ્ટો દવાઓ સાથે ખોરાકો પણ રાખતા હોય છે. ગાંધીઓ પણ સાદી વનસ્પતિઓ અને ખોરાકો સાથે દવાઓ રાખે છે. કૉડલીવર ઑઇલ એ દવા નથી, પણ ખોરાક છે; જ્યારે સેકેરીન એ ખોરાક નથી પણ દવા છે.

ઘણાખરા ઔષધ-ઉપાસકો એમ ધારે છે કે દવાઓ શરીર ઉપર અસર કરે છે. ઉલટપક્ષે જેમને ઓસડ ઉપર મદાર નથી તેઓ કહે છે કે દવાઓ શરીર ઉપર અસર કરે છે એ ખોટી માન્યતા છે. ખરું તો એ છે કે શરીર દવાઓ ઉપર અસર કરે છે!

ઘણાને આ વાક્ય વિચિત્ર લાગશે. કોઇને એમાં શબ્દછળ પણ જણાય!

એક જમાનો એવો હતો કે જ્યારે લોકો માનતા કે સૂર્ય પૃથ્વીની આજુબાજુ ફરે છે! હવે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ કે પૃથ્વી જ સૂર્યની આસપાસ ફરે છે, અને સૂર્ય પૃથ્વીની આજુબાજુ ફરે છે એ તો માત્ર દૃષ્ટિભ્રમ હતો. એ જ રીતે દવાઓ શરીર ઉપર અસર કરે છે, એ પણ એક બુદ્ધિભ્રમ છે! બાપડી નિર્જીવ દવાઓ સજીવ શરીર ઉપર શી રીતે અસર કરી શકે?

તો પછી આપણે એ જોવું પડશે કે શરીર દવાઓ ઉપર કેવી રીતે અને શા માટે અસર કરે છે.

આપણા શરીરના નાનામાં નાના કોષથી માંડીને મોટામાં મોટા અસ્થિ સુધી, જીવનનું નિયમન કરતી એક બુદ્ધિ કાર્ય કરી રહી છે. એને આપણે 'કુદરત'ને નામે ઓળખીએ છીએ. એ કુદરત, આપણને નીરોગી રાખવા ચોવીસે કલાક સતત પરિશ્રમ કર્યા જ કરે છે.

હવે, જ્યારે જીવનને નુકસાનકર્તા કે આરોગ્યનો નાશ કરનાર એવો કોઈ પણ પદાર્થ આપણે શરીરમાં લઈએ, ત્યારે એને બહાર ફેંકી દેવા કુદરત કટિબદ્ધ થાય છે.

આંખમાં જો ધૂળ કે કણું પડે તો તરત જ એમાં પાણી છૂટે છે. શા માટે? એ કચરો આંખમાંથી નીકળી જઇ શકે એટલા માટે.

આગગાડીમાં મોટા ભાગના દવાઓ વેચનારા પોતાની પાસે કોઇ નામીચા પર્વતની અલભ્ય જડીબુટ્ટીઓમાંથી બનાવેલો, એક અતિશય ગુણકારી સુરમો રાખે છે. આ સુરમો જેની આંખોમાં આંજે તેની આંખોમાંથી પાણી દદડે છે! ખરીદનારને સુરમાના ચમત્કારિક ગુણો માટે ખાત્રી થઇ પોતાનાં નાણાં વસૂલ થયાનો સંતોષ થાય છે; કારણકે એનાથી આંખની ગરમી નીકળી ગઇ! ખરી રીતે તો ગરમી નીકળતી નથી કે ઠંડી પેસતી નથી; પણ સુરમાનું ઝેર નાજુક આંખને ઇજા ન કરે એટલા માટે કુદરત એને આંખના પાણીથી ધોઇ નાખે છે. સુરમો આંખ ઉપર અસર નથી કરતો, પણ આંખ સુરમા ઉપર અસર કરે છે!

પણ આવી રીતે વારંવાર થાય તો? આંખમાંની એ પાણી છોડનારી રસોત્પાદક ગ્રંથીઓ (tear glands) થાકીને છેવટે હતાશ થઇ જાય. દરેક વખત આવી રીતે થવાથી જીવનશક્તિનો મિથ્યા વ્યય થાય; અને જે અવયવનો આવી રીતે દુરુપયોગ થયા જ કરે એ ધીમેધીમે નિરુપયોગી બની જાય. રેલવે-એન્જિનના ડ્રાઇવરોની આંખો વારંવાર ધૂળ, કાંકરી અને કચરો પડવાથી નઠોર થાય છે; એમની આંખની ઉપરનું પડ જાડું અને સખત થતું જાય છે અને એમની જોવાની શક્તિ ધીરેધીરે ઘટતી જાય છે.

કબજિયાત મટાડવા વપરાતી, નેપાળાથી માંડીને કેલોમેલ સુધીની, જુલાબની હજારો દવાઓ આવી જ અસર કરે છે. દવાને નામે અપાતું એ ઝેર જો શરીરમાં રહે તો શરીરને નુકસાન કરે, એટલા માટે કુદરત એને જેમ બને તેમ જલદી શરીરની બહાર ફેંકી દે છે. કોઇ પણ સખત જુલાબની બે કે ત્રણ ગોળી લીધી હોય અને સાથે ચાંગળું પાણી પણ પીધું ન હોય, તોપણ શરીરમાંથી બશેરથી ત્રણશેર પાણી નીકળી જાય છે. આ પાણી ક્યાંથી આવ્યું? એ લોહીમાંથી જ ખેંચાઇ આવ્યું હોય છે. જે રીતે આંખમાંથી પાણી ઝરે છે, એ જ રીતે આંતરડાંમાંથી પણ પાણી છૂટે છે.

શરીરના આ કીમતી જીવનરસ (serum of blood)ને આવી રીતે વેડફી મારવાથી એ આગળ જતાં ધીમેધીમે ઓછો ઝરે છે. આવે વખતે વાપરનારને લાગે છે કે દવા ધારી અસર કરતી નથી, એટલે એ તેની માત્રા (ડોઝ) વધારે છે. છેવટે એક વખત એવો.

આવે છે કે એ દવા ગમે તેટલી માત્રામાં લેતાં પણ જોઇએ એવી અસર કરતી નથી, એટલે દવા બદલવાની ફરજ પડે છે. અને આવી રીતે અનેક દવાઓ બદલ્યા બાદ છેવટે આતરડા એવા જડ થઇ જાય છે કે એ દવામાત્રને દાદ દેતાં નથી! આવે વખતે આપણે કહીએ છીએ કે 'દવા કોઠે પડી!' મોટા ભાગના લોકો માને છે એ પ્રમાણે જો દવા ખરેખર શરીર પર અસર કરતી હોત, તો જે દવાની અમુક માત્રાથી શરૂઆતમાં સહેલાઇથી દસ્ત થતો, એ જ દવાની અનેકગણી માત્રા, એના એ માણસ પર અમુક વખત પછી શા માટે કાર્યસાધક નથી નીવડતી?

આખો જન્મારો કબજિયાતની દવાઓ ખાધા અને પીધા કરી હોય, અને છેવટે કબજિયાતથી જ ઉત્પન્ન થએલા કોઇ રોગથી જેનું મરણ થયુ હોય એવા કોઇ માણસનું શરીર જ્યારે સર્જ્યન ચીરે છે ત્યારે એના આતરડા અંદરથી શીંગડા જેવા સખત થઇ ગએલાં માલૂમ પડે છે. જીભ જેવાં સુવાળા આતરડાં શીંગડાં જેવા સખત થયા હશે ત્યા સુધીમા એમના ઉપર શું શું નહિ વીત્યુ હોય?

આ જ રીતે જુદાજુદા રોગો પર અપાતી જુદીજુદી દવાઓ ઉપર, શરીર જ જુદીજુદી અસરો કરે છે અને પરિણામે તે ઘસાતું ને પાયમાલ થતું જાય છે. શહેનશાહ સાતમા એડવર્ડનો દાક્તર સર ફ્રેડરિક ટ્રીવ્સ તો કહેતો કે દવાઓથી જેટલા માણસો મરે છે એટલા રોગોથી મરતાં નથી!

દવાઓ સામે બીજો વાધો તો એ છે કે તેઓ દુઃખને છૂંદી નાખે છે. તન્દુરસ્ત અને અલમસ્ત લોકોને પોતાનાં શરીર સંબંધે બહુ ઓછું ભાન હોય છે. જેના પેટમા કાયમ ચૂંકાતું હોય એને, પોતાને હોજરી હોવાનો ખ્યાલ હરહમેશ રહ્યા કરે છે. દરેક દુઃખ, પછી તે પેટની ચૂંક, માથાનો દુખાવો કે કમ્મરનો ચસકો હોય, એનો ચોક્કસ અર્થ છે. દુઃખ એ કુદરતની લાલ બત્તી છે. એ દર્શાવે છે કે શરીરમા કઇક બગડયું છે; ત્યા સમારકામની જરૂર છે.

હવે, એ દુઃખનું કારણ શોધી કાઢી એને દૂર કરવાને બદલે, જો આપણે દુઃખને જ દુઃખ માની એને કચડી નાખીએ. તો પેલું કારણ સલામત રહીને શરીરમા વધુ અવ્યવસ્થા થાય છે, અને ઘણી વખત નાની ફરિયાદમાંથી મોટો રોગ ઉત્પન્ન થાય છે. દુઃખ મારનારી મોટા ભાગની દવાઓના ચાલુ વાપરને પરિણામે, જ્ઞાનતંતુઓ બુઠ્ઠા થઇ શરીરના અંદરની પરિસ્થિતિના આપણને સાચા સમાચાર આપતા નથી. બ્રોમાઇડ, ઍસ્પીરીન વગેરે આ પ્રકારની દવાઓ છે.

દવાએ સામે ત્રીજો વાધો એ છે દાક્તર, કૉમ્પાઉન્ડર, કેમિસ્ટ, ડ્રગિસ્ટ, નર્સ કે પછી ઘરના કોઇ માણસની ગફલતની બેવડી માત્રા કે બીજી જ દવા જો અપાઇ જાય તો એનાં પરિણામો બહુ જ માઠાં આવે છે અને ઘણી વખત તો બાપડો દર્દી જાન ગુમાવે છે. આપણને ખ્યાલ હોય છે એના કરતાં આવા દાખલા ઘણા વધારે પ્રમાણમાં બની રહ્યા છે. આવે વખતે વધારે કાળજી રાખવાની જે સલાહ અપાય છે તે ઠીક છે, પણ જો આવા ભયકર ઝેરો વિના ચલાવી શકાએ તો વાધો ખરો?

એમની સામે ચોથો વાધો એ છે કે મોટા ભાગની દવાઓ, જેવી કે દારૂ, કૅફીન, નિકોટીન, બ્રોમાઇડ, અનેક દેશી વિદેશી ગ્થક ઔષધો વગેરે ટેવ લાગુ પાડે છે, માણસને પોતાના ગુલામ બનાવે છે અને છેલ્લો વાધો એમની સામે એ છે કે એ બહુ જ ખર્ચાળ છે તોલાના એક રૂપિયાથી માંડીને પચીસ હજાર રૂપિયા સુધી પણ દવાના આપવા પડે છે રેડિયમ જેવી દવાઓ તો એથી પણ મોંઘી હોય છે.

વળી, દવાઓની સારવાર એના નિષ્ણાત પાસે, એટલે કે જેણે અમુક પદ્ધતિનો અભ્યાસ કરીને અમુક ઉપાધિ મેળવી હોય એની પાસે જ લેવી પડે છે. ઊંટવૈદ પાસેથી લઇએ તો જીવ ગુમાવવો પડે! જ્યારે ખોરાક વિષેનો ગમે તે માણસ જાતે અભ્યાસ કરી, પોતાના ખોરાકમા જોઇતા ફેરફારો કરી, પોતાની તન્દુરસ્તી સુધારી શકે છે.

આ પાચ ઉપરાન બીજા પણ અનેક વાંધાઓ છે. પણ આટલું જે લખાયુ છે, એ પેલા દસ કરોડ માણસોનુ દૃષ્ટિબિંદુ સમજવામા મદદગાર થઇ પડશે.

દવાઓ વાપરવાની ટેવ સારી તો નથી જ, છતાં તંદુરસ્તી માટે જો એ વાપરવાનો નમરો આગ્રહ જ હોય તો, દવાને ખોરાક બનાવવાને બદલે ખોરાકને દવા બનાવો!

કેવી રીતે, તે ફરી કોઇ વાર.

રમણલાલ એન્જિનીઅર

# ગૅરીબાલ્ડી

[અનુસંધાન પાછા પાન ૧૧૯થી]

આપી. પણ બંને શહેનશાહોએ વિલા ફ્રાન્કાની સંધિ કરી ત્યારે ઇટલીને તો ઊંચું જ મૂકી દેવાયું.

ગૅરીબાલ્ડીને હવે કાવૂરે પરાશ્રય શોધવામાં કરેલી ભૂલ સમજાઇ. એક હજાર માણસો સાથે લૉમ્બાર્ડી ને પાઇમૉન્ત એ બે સ્ટીમરોને કબજે કરી તે સીધો બળવાના સફળ કેન્દ્ર સિસિલી પહોંચી ગયો. રાજા વિક્ટર ઇમાન્યુએલને તેણે લખ્યુંઃ 'હું જાણું છું કે હું જોખમ ખેડું છું, પણ ઇટલી ને યુરોપ જાણશે કે મેં અહંકારથી નહિ પણ શુદ્ધ રાષ્ટ્રભક્તિથી પ્રેરાઇને જ એ કાર્ય ઉપાડ્યું છે.'

સિસિલી તો એને જોતાં વેંત જ આવેશમાં આવી ગયું. તરત જ તેને સરમુખત્યાર બનાવી દેવામાં આવ્યો. હવે તો લશ્કર પણ ૧૨,૦૦૦ જેટલું હતું. તેણે લાગલો જ કૂચનો હુકમ કર્યો.

એ સાન ગેલીટો પહોંચ્યો. રાજા ફર્ડિનાન્ડ ભાગી ગયો ને એ સહેલાઇથી કબજે આવ્યું. ત્યાંથી ચાલ્યો નેપલ્સ તરફ. તેના રાજાને તેણે કાપુઆમાં નિર્વાસિત બનવાની ફરજ પાડી, બધા રાજદ્વારી કેદીઓને મુક્ત કર્યા ને પોતાના રાજા વિક્ટર ઇમાન્યુએલને જીતેલા પ્રાંતોનો રાજા જાહેર કર્યો.

એ ધારત તો પોતે સરમુખત્યારી ટકાવી શકત, રાજપદ પણ મેળવી શકત; પણ તેને એ લાલસા જ કદી નહોતી ઊઠી. હજુ તે પરાળ પર જ સૂઇ રહેતો ને રોટી ને માખણથી જ ખાણું પતાવી લેતો. માન કે પૈસાની તેને મુદ્દલ પરવા ન હતી. વિક્ટર ઇમાન્યુએલે તેને 'હિઝ એક્સેલેન્સી'નો ખિતાબ આપ્યો ત્યારે તેણે કહ્યું, 'એ ખિતાબને લાયક તો હું રોમ ને વેનીસ લઇશ ત્યારે જ બનીશ. એ ઇટલીના પ્રાંતો છે, નહિ કે ફ્રેંચ કે ઑસ્ટ્રિયનોના'. પ્રિન્સના ઇલકાબની યે તેણે અવગણના કરી ને 'હું તો એક ખેડૂત છું' એટલું કહેતો ખાલી હાથે તે પોતાને વતન પાછો ફર્યો.

પણ હજુ તેને જંપ ન હતો. ઘેટાંને ચારવા નીકળી પડતાં, એક દિવસ એક ખડક પર આરામ લેતાંલેતાં તેની પૂર્વપરિચિત સઘળી કલ્પનાઓ સળગી ઊઠી. પાણીમાં તોળાઇ રહેલા એ ખડગ પર પગ ટેકવી એ બબડી ઊઠ્યો, 'ઓ, આ એકેએક ખડક જાણે મારાથી વાત કરવા માગે છે. આ એકેએક પથ્થર મને જૂની સુરતો તાજી કરાવે છે. ના, હું નથી ભૂલ્યો. મને મારું ઇટલી સાંભરે છે.'

ને એ જ સાંજે કુટુંબની બધી વ્યવસ્થા પોતાના મોટા છોકરા મેનોટિને સોંપી એ ચાલી નીકળ્યો. 'રોમ યા મોત'નું તેણે બિરુદ લીધું. મુક્તપ્રાણ ઇટલીમાંથી હવે તેને સાથીદારો શોધવા જવું પડે તેમ ન હતું. કૅલેબ્રિયામાંથી માણસો એકઠા કરી મેસિનાની સામુદ્રધુનિઓ તેણે ઓળંગી.

પરિણામ જે આવવું જોઇતું હતુ એ જ આવ્યું. રોમ પડ્યું. ફરી વાર તે આખા સંયુક્ત ઇટલિની રાજધાની બન્યું—લૅટિન પ્રાંતોનું સાંસ્કૃતિક કેન્દ્ર બન્યું. ને પોતાના જીવનકાર્યની પરિસમાપ્તિ પર સંતોષની નજર નાખતાં ગૅરીબાલ્ડીએ પણ જીવનલીલા સંકેલી. હિમછાયા આલ્પ્સથી માંડી દરિયામાં પગ પખાળતા સિસિલી સુધી ઇટાલિયનો એ દિવસે રડી ઊઠ્યા.

ઇટલીનું એ એક મહાન સદ્ભાગ્ય છે કે તેનો નવો ઇતિહાસ ગૅરીબાલ્ડી જેવા એક પવિત્ર ને ઉદાત્ત વીરથી શરૂ થાય છે. પુરાણી તવારીખની એ ભૂમિ નૃશંસ શાસકોને પગલે પડતાં લોકોએ પોતાનો જુસ્સો સાવ ગુમાવી મૂક્યો હતો. તેને પુનર્જાગૃત કરી, ઇટલીના એકીકરણનું પોતાનું આજીવન સ્વપ્ન સાર્થક કરનાર સ્વાતંત્ર્યના એ ભેખધારી કરતાં, આદર્શ પ્રત્યેની વફાદારીનું વધુ ઉત્કૃષ્ટ ઉદાહરણ મળવું મુશ્કેલ છે. માતા ઇટલી માટે તેણે ઘર, કીર્તિ, પત્ની સુદ્ધાંનું બલિદાન આપ્યું. ગરીબી, બદનક્ષી, કારમી વિટંબણાઓ તેણે સહન કરી. મુઠ્ઠીભર માણસો સાથે ઇટલી ખાતર સરફરોશી કરવા નીકળનાર એ જવાંમર્દની વતનની હુબ્બ ક્યાં ને જમાનાનો વ્યભિચાર એવામાં જ પોતાના કર્તવ્યની ઇતિશ્રી માની લેનાર આપણા યુવકોનું માયકાંગલું માનસ ક્યાં?! ફરજનું સદાજાગૃત ભાન એ જ આઝાદીનું આદિ સાધન છે. લાલાજી યોગ્ય જ કહી ગયા છે કે, 'સ્વાતંત્ર્યની દેવી એ જગતની પવિત્રમાં પવિત્ર દેવી છે. એના મંદિરમાં પગ દેતાં પહેલાં તમારા જીવન વડે તમારી એ મંદિરની લાયકાત તમે સાબિત કરી આપો.'

અશોક હર્ષ



જેસન અને રાક્ષસી ગોધા
(ચિત્રકાર - ઍડમન્ડ ડ્યૂલાક)

કાકાએ પચાવી પાડેલું પિતાનું રાજ્ય પાછું મેળવવા નીકળેલા જેસન આગળ ઑલિમ્પસ પર્વત પર 'સોનેરી ઊન' લઈ આવવાની આકરી શરત કાકાએ મૂકેલી, જે મેળવવા નીકળેલા જેસન અને એના સાથીઓ અનેક પરાક્રમો કરતા કરતા રીતે ઑલિમ્પસ પહોંચ્યા અને ત્યાંના રાજા આઈટીના રાક્ષસી ગોધાઓને વશ કરી, તે વડે દૈવી ખેતરને ખેડી શક્ય સર્પના દાંત વડે તેમાં વાવેતર કરી, પ્રચંડ લડવૈયાઓને મ્હાત કરીને આઈટીની કુંવરી મીડિયાની મદદથી જેસને કેવી રીતે સોનેરી ઊન મેળવ્યું એ હકીકત દર્શાવતી ગ્રીસની એ પ્રાચીન દંતકથા આ અંકના બાળવિભાગમાં આપેલી છે



નમતા પહોરે (ફોટો : ટી.બી. ચોપકર)

આ માસની ફોટોગ્રાફી હરીફાઈમાં પહેલું ઇનામ જીતનારું ચિત્ર





જમણી બાજુ : એચ ઓ ડી સીગ્રેવ પોતાની 'ગોલ્ડન ઍરો' મોટરથી ૧૯૨૯મા એ ઝડપનો જગતરેકૉર્ડ તોડ્યો, પણ આગળ જતા વધુ ઝડપ માટેના અખતરામાં જ એનો જાન ગયો

ઉપર : સર માલ્કમ કૅમ્પબેલની મોટર 'બ્લ્યુ બર્ડ' જે નડે અને ડેટોનાના મુકામે ૧૯૩૩મા કલાકના ૩૨૦ માઈલની ભયંકર ઝડપથી જમીન પરની બધી ઝડપોનો જગતરેકૉર્ડ તોડ્યો

એણે ૧૯૨૯મા જગતરેકૉર્ડ તોડ્યો આગળ ઉપર પણ ઝડપની દિશામા તેને ઘણું કરવાની મહેચ્છાઓ હતી. પણ તે માટેના મોટરબોટ પરના અખતરાએ તેના જીવનનો અંત આણ્યો.

પણ મેજર સીગ્રેવથી યે જબરી હિંમત તો સર માલ્કમ કૅમ્પબેલે કરી ગણાય. ૧૯૩૩મા ડેટોનાના મુકામે એમણે પોતાની 'બ્લ્યુ બર્ડ' મોટરમા જમીન પરની બધી ઝડપોનો જગતરેકૉર્ડ, કલાકના ૩૨૦ માઈલની જે ભયંકર ઝડપથી તોડ્યો તે તો અદ્‌ભુત જ કહી શકાય. કલાકના ૩૨૦ માઈલ એટલે શુ તેનો ઘણાને ખ્યાલ પણ નહિ આવે. એટલી ઝડપે હવાના તો હથોડા જેવા ઘા પડે! સુરક્ષિત કૉકપિટમાથી ડોકુ બહાર કાઢ્યું તો ભાગી જ જવાનું. ને હવાનુ દબાણ પણ અસાધારણ જ! સર કૅમ્પબેલની મોટરના પાવરમાથી અરધો તો એ ચાર ટન જેટલા દબાણના પ્રતિકાર કરવામા જ વપરાયો હતો. એ વખતે એકાદ ટાયરમા જો કાણું પડ્યું હોત તો કૅમ્પબેલ મોટર સાથે અદ્ધર આકાશમા ઉડતાં નીકળ્યા હોત!

મોટરો ને ટ્રેનો કરતાં યે જબરા અખતરા તો હવાઈ યાનો પર થવા લાગ્યા છે. જોકે હજી સુધી તો માણસ એ દિશામા, તાજી પાંખો જન્મેલું બચ્ચું જ ગણી શકાય; પણ ભવિષ્યમા ઝડપના ઇતિહાસમા ક્રાન્તિ પણ આ હવાઈ યાનો જ આણશે એ ચોક્કસ છે. અમેરિકાએ પોતાના સ્વાતંત્ર્યયુદ્ધ દરમિયાન ૧૮૬૨મા લોખંડી બખ્તરવાળા બાંધેલાં વહાણો પછી વાહનોમાથી લાકડું ધીમેધીમે ખસતું જ ગયુ છે, ને હવે તો ઍલ્યુમિનિયમની શોધ બીજી બધી ધાતુઓને પરાજય કરશે એમ જણાય છે. એની મિશ્ર ધાતુ ડ્યુરેલ્યુમિન પોલાદ જેટલી જ મજબૂત છતા વજનમા એથી ત્રીજા ભાગની જ રહે છે, એટલે ભવિષ્યમા સ્ટ્રીમલાઇન્ડ યંત્ર દોરમા તેનો જ હિસ્સો રહેશે એમ લાગે છે.

આ સ્ટ્રીમલાઇન્ડ વાહનોના અખતરા પાછળ વધુમા વધુ કોઈ દેશ મચ્યુ હોય તો તે જર્મની છે. પોતાની મેળે રોપાતા ને નીકળી જતા પાણીથી પાવર મેળવતી આગબોટોથી માંડીને, એક પાટા પર જમીનથી ઊંચે દોડતી 'ટૉરપિડો ટ્રેનો' બનાવવાના તેના અખતરા ચાલુ છે એટલેથી જ એ નથી જંપતું. ઝેપ્લિનના આકારમા ફેરફાર કરી તેમા કલાકે ચારસો માઈલની ઝડપ આણવાના, આટલાન્ટિક પાર કરવા માટે ઊડતી આગબોટો બનાવવાના વગેરે એવા તો અનેક અખતરાઓ પાછળ એ કોડભેર મચ્યુ છે અને વિશેષજ્ઞો પણ જ્યારે જણાવે છે કે લેશ પણ આંચકા સિવાયની સરળ ગતિ ગમે તેટલા પ્રમાણમાં હોય તો યે ભયજનક નથી રહેતી, ત્યારે એ અખતરાઓની ભાવિ સફળતામા શ્રદ્ધા બેસે છે.

**આ** બધુ શુ બતાવે છે? દેખીતી રીતે માણસ ભલે દિશા ને કાળથી બંધાએલો હોય, પણ એ એનો કેદી તો નથી જ રહ્યો. એની સીમાઓ વધારવા એ સતત પ્રયત્ન કરતો જ રહ્યો છે. પ્રકાશના જેટલી ઝડપે સંદેશાઓ મોકલતી વીજળીને કેદ કરી, હર્ટ્ઝ, ઑલિવર લૉજ ને માર્કોનીએ આપણા દિશાના ખ્યાલમા જબરી ક્રાન્તિ આણી છે. હવે તો એ વખત પણ બહુ દૂર નથી, જ્યારે દુનિયાને એક ખૂણે બનતો બનાવ બીજે ખૂણે સંભળાતો એના ભીંતો પર ઝળકતો થશે

ને કાળને પણ ઝડપના અન્તર્ગત વિચારના બળી




૧૮૨૯ના ઘોડાગાડી રેલપાટા પર ચાલતા ખટારાથી માંડીને આજની સ્ટ્રીમલાઈન ડીઝલ ઈલેક્ટ્રીક ટ્રેન સુધીના વાહનોનો વિકાસ

એણે જાણે કાળને કેદી બનાવવાનો નિર્ણય કર્યો છે દાખલા તરીકે સ્ટ્રેટોસ્ફીઅરમાં કલાકના છસો માઈલની ગતિ એણે સિદ્ધ કરી છે એ જોતા તો ઝડપની એની અખૂટ ઝંખના, પૃથ્વીની આસપાસના સૂર્યની કહેવાતી મુસાફરીને પણ કદાચ મારી હઠાવે અગર કે આઠ વાગે લંડન છોડી ન્યૂ યૉર્કના આઠ વાગે જ એ ન્યૂ યૉર્ક પહોંચી જશે. અરે, એટલેથી યે બસ શા માટે ? એથી યે વધુ ઝડપથી તે મેળવશે ને લંડન છોડ્યા પહેલાના જ સમયે એ ન્યૂ યૉર્ક પહોંચી જશે ! આ બધી કપોલ કલ્પના રખે માનતા હમણાં થોડા જ વખત પર જુલાઈ ૧૯૫૧માં પણ કલ્પનાને હંફાવી દે એવી રીતે એફ. આર. ડી. સ્વેપ ૪૯,૯૬૭ ફૂટ ઊંચે સ્ટ્રેટોસ્ફીઅરમાં ઊડી આવ્યો ! મોનગાગો સુરેલીએ નવીન એણે કરેલું આ સફળ ઉડ્ડયન અમાનુષી જ ગણવામાં આવે છે.

આ સફળતાએ ઝડપઝનુનીઓમાં નવી મહત્ત્વાકાંક્ષા જન્માવી છે પ્રવાસ દરમ્યાન ફૂગ્ગની ઊંચાઈમાં આજના આપણા એન્જિનો તો સારું કામ ન આપી શકે પરંતુ રશિયાએ બનાવવા માંડેલા 'સ્ટીમ કૉમ્પ્રેસર' તરફ બધા આશાની નજરે જુએ છે. વૉર્ડ ડેવાઈસ ડેવના કહેવા પ્રમાણે એન્જિનો સુધરતા ઝડપ માટે ઝાઝો સવાલ નથી રહેતો દરિયાની સપાટીએ ૧૯૩ માઈલની ઝડપે ઊડતા વિમાનમાં ૪૦,૦૦૦ ફૂટ ઊંચે ૭૭૭ માઈલની ઝડપ આપમેળે આવી જાય છે વળી પાંખનો ફેલાવો (wing–span) વધારતા તો તે સહેજે ૨૯૬ માઈલ પર પહોંચે

અને આમ, ક્યારેક લગભગ ત્રણસો માઈલની ઝડપ મેળવતા સાત કલાકમાં તો આટલાન્ટિક સહેજે પાર કરી જવાશે એ રીતે ભવિષ્યમાં માણસ વધુ કામયાબ બનતો જશે તો બે લાખ ફૂટ ઉપર તો એનું બળતણ પણ સીધું હવાના એ ઉપલા આવરણમાંથી જ મળી રહેશે ! અને ત્યારે માણસ અવાજ જેટલી જ—કલાકના સાતસો માઈલની ગતિ સિદ્ધિ મેળવી હશે ! એ અખૂટ ઝંખના જૂજવાના આજના જ પ્રયાસો જુઓને ?

કુરુક્ષેત્રના એકાદી સાદમ મદ્રી અને પ્રયોગશાળાના કોઈ પ્રોફેસરથી માંડી માનસશાસ્ત્રી, ખગોળશાસ્ત્રી કે કોઈ પણ 'શાસ્ત્રી' તરફ નજર નાખો બધાયના પ્રયાસો પાછળ એ એક જ ઝંખના કામ કરી

રહેલી લાગશે,—દિશા અને કાળની સીમાઓ દૂર હડસેલવાની. ને તે એટલા જ ખાતર કે નવી પેઢી એના પોતાના કરતાં વિશાળ 'કેદ'માં જીવી શકે!

અને આજકાલ આપણે નથી અનુભવતા કે એવા પ્રયાસો માટે રાષ્ટ્રેરાષ્ટ્ર અને વ્યક્તિએ વ્યક્તિ પણ હવાવૃત્તિ (air-sense) ધરાવતી થતી જાય છે? હવે સ્ટ્રેટોસ્ફીઅર શોધાય છે તે એટલા જ ખાતર કે એમાં સફળ ઉડાણ કરી શકાય. એ સફળ થતાં વૈશ્વકિરણ, ઑઝોન અને જુદીજુદી ઊંચાઇએ રહેલી હવાની જુદીજુદી વિદ્યુન્મયતાના ઘણા ચમત્કારો આપણે જાણતા થઇશું. પૃથ્વી પર પડતાં અલ્ટ્રા-શૉર્ટ કિરણોને પૃથ્વીનો વિનાશ કરતાં પણ સ્ટ્રેટોસ્ફીઅરમાનું એ ઑઝોનનું આવરણ જ બચાવે છે. હજુ સુધીનાં ઉડાણો એ આવરણને પહોચી શક્યાં નથી, પણ માણસનો ભવિષ્યનો હલ્લો ત્રીસ હજાર ફૂટ ઊંચે આવેલા આવરણમા જ થશે એ ચોક્કસ છે.

આજસુધીમા યે માણસે હસ્તગત કરેલા વાહનોને કેટલી સંપૂર્ણતાએ આણી મૂક્યાં છે? વિમાનો સુપર સર્ચલાઇટ ને રેડીઓ કૉન્ટ્રોલ ધરાવતા તો થયા જ છે, પણ ટેલીવીઝન મારફત તેમને રસ્તાનો અને પહોચવાના સ્થાનનો નિશ્ચિત ખ્યાલ આપવાના, તેને જોઇતું બળતણ ઘટાડવાના અને પૃથ્વીના ગુરુત્વાકર્ષણના ખેંચાણમાથી પણ તેમને મુક્તિ અપાવવાના પ્રયોગો માનવી નક્કી કરી રહ્યો છે. વિમાનોના હડહડતા દુશ્મન સમા ધુમ્મસને રસાયણોથી હટાવવાના ને પાઇલટો વગર જ વિમાનોને નિશ્ચિત સ્થાને પહોચાડવાના પણ પ્રયાસો પાછળ નથી રહ્યા.

પણ રહી રહીને સવાલ એ થાય છે કે યુગોથી ચાલી આવતી આ અખૂટ ઝંખનાનું આખર પરિણામ શું? 'ઝડપની ખાતર ઝડપ' એ બેશક જીવનમા એક નૂતન રંગદૃષ્ટિ જન્માવી શકે છે; પણ માણસની સ્વાર્થવૃત્તિ સદા યે અનિયંત્રિત રહેતી આવી છે, એટલે એ ઝંખના પાછળ એ પોતાના સ્વાર્થને પણ વેગ નહિ આપે એની શી ખાત્રી? પાઇલટ વગરના એરોપ્લેન ને ટૉર્પિડોને પ્રેમના દૂતો તરીકે વાપરવાને બદલે મોતના કાસદો તરીકે એ નહિ વાપરે એનો શો પુરાવો? આપણે ઇચ્છીએ કે એમ ન બને; પણ એમ નહિ બને એમ માનવાનું પણ કોઇ સબળ કારણ તો આપણી પાસે નથી જ. 'અનિકેત'

# મારી સફર [૨]

જીવનની મિરાત ભૂતકાળનાં સ્મરણોમાં છે પણ સ્મરણમાં એ જ કાર્ય સમાઇ શકે છે, જે અંતરની ઊંડામા ઊંડી લાગણી સાથે સંકળાએલું હોય લાગણીએ પ્રેરેલા કાર્યમાં માથું મૂકવું પડે તોપણ કર્તા એને ધન્ય પ્રસંગ ગણે છે.

આવા કેટલા યે સફળ કે વિફળ પ્રયત્નોનાં સ્મરણો મને આનંદ-સમાધિમાં નિમગ્ન બનાવી દે છે. આજ એ ભૂત-પ્રસંગોનો ઢગ ઉખેળું છું અને એમાંથી ઊઠતી ધૂંખળ વાતાવરણમા પડઘા પાડે છે. હું એ પડઘો ઝીલું છું. એ કહે છે. 'માણસ સંસ્કારોનું પૂતળું છે સંસ્કારના કંકાલમા બેસીને જ મનુષ્ય જન્મે છે. પ્રસંગ-યોગ એ સંસ્કારોને પોષે છે અને કરમાવે છે. અનુભવના યોગ સાથે ભળી જઇ એ સંસ્કારો મનુષ્યનું જીવન ઘડે છે.'

આ પડઘો સાંભળીને ઘણી વાર સુધી હું થંભી રહું છું. છેવટે બોલી ઊઠું છું: 'તો પછી સફળતા કે વિફળતાનો શોક શો? મેં ક્યાં કંઇ કર્યું છે? પ્રકૃતિનું અગમ્ય બળ જ મારી પાસે કંઇક કરાવી ગયું.' આટલું બોલ્યા પછી મારા અંતરમા ટાઢક વળે છે.

હું આઠેક વર્ષનો હોઇશ. મારા પાડોશના એટલી જ ઉમરના એક છોકરા સાથે આખો દિવસ રમ્યા કરતો સાંજ થય અને ગાયોનું ધણ ક્યારે આવે એની રાહ જોતા અમે શેરીમાં બેસી રહેતા. ધણ આવ્યા પછી જ ચોરામાં ઠાકોરજીની આરતી થતી. એક પછી એક બધી ગાયોને જતી અમે મૂગા થઇને જોઇ રહેતા, ને એકે ય ગાય ન દેખાય એટલે દોડીને ચોરે પહોંચી જતા

ઝાલર વાગે; શંખ ફુંકાય; બાવાજી કંઇક ગણગણે અને આરતી ઉતારે. છેવટે 'સંધ્યા આરતીના જે સીતારામ' બોલીને અમે પગે લાગીએ. બાવાજી તુલસી પાન સાથે પાણીનું ચરણામૃત આપે. પી જઇ, આંખે લગાડીને 'બાવાજી સીતારામ'ના બરાડા પાડતા અમે નાસી જઇએ. રોજનો અમારો આ કાર્યક્રમ ક્યારે યે વિક્ષેપ પામતો નહિ.

બેચારપાંચ દિવસે એકબે સાધુ ચોરે આવ્યા જ હોય. બેચાર માણસોનું ટોળું એ બાવાની ચોમેર ફરી વળ્યું હોય. બાવાજી લાંબી ચલમ ફૂંકે અને એક દમ

## જેમાં બાવા બનીને નીકળવાનો મારો પહેલો પ્રયત્ન પડી ભાંગે છે

એવો લગાવે કે ચલમ ઉપર ભડકો થઈ આવે આ જોવું મને ખૂબ ગમે. કોઈ સાધુ આવેલો હોય તો આરતી થયા પછી જરા દૂર જઈને અમે સામે બેસી જતા ચલમ ફુંકાતી જોઈજોઈને ખુશ થતા.

પ્રથમ તો ચલમના ભડકા તરફ જ અમારું લક્ષ રહેતું. પછી બાવા સાથે લોકો વાતો કરતા તે સાંભળવામાં પણ કંઈક રસ પડવા લાગ્યો. લોકો પૂછે કે 'બાવાજી ક્યાંસે આવતા હૈ અને કહાં જાવેંગે?'

ત્યારે બાવાજી પણ પ્રશ્નની શુદ્ધતાભરી હિંદીભાષા જેવી જ ગુજરાતીમાં જવાબ દેતા પોતે બદ્રીકેદારથી રામેશ્વર અને ગંગાસાગરથી દ્વારિકા કેવી રીતે જાત્રા કરી તેનું બાવાજી વર્ણન કરતા કયા પ્રાંતના લોકો સારા ને ક્યાંના લફંગા એ વર્ણવીને પોતાનાં કષ્ટનું બયાન આપતા ક્યારેક તો આવી વાતો ઘણી વાર સુધી ચાલતી.

ધીમેધીમે ચલમના ભડકાની દિલચસ્પી જતી રહી અને બાવાજીની વાતોમાં રસ પડવા લાગ્યો.

આ ફરતા સાધુઓ જીવતી ભૂગોળ સમા હતા એમનાં વર્ણનો નિરીક્ષણ કે તુલના વિનાનાં ભલે હશે, પણ વાસ્તવિક તો ખરાં જ. મારા અનુભવમાં પણ એ જ આવ્યું છે કે દેશની વાસ્તવિક પરિસ્થિતિ સમજવા માટે પરિભ્રમણ કરવું હોય તો એ સાધુઓના સ્વાંગમાં સફળ નીવડે છે. તે સ્થિતિમાં અનેક પ્રકારના અનુભવો થાય છે. 'તુંડે તુંડે મતિર્ભિન્ના' સમા હજારો લોકોના પરિચય મળે છે. આ ભગવા વેશમાં મોટો ફાયદો તો એ છે કે વિના ખર્ચે આખા દેશમાં ભમી શકાય થોડી સમજશક્તિ અને હોશિયારીથી વર્તે તો ભાવિક અંધશ્રદ્ધાળુઓમાં ગુરુ પણ બની બેસે છે મને તો આવી રીતે ઘણી જ સહેલ મળી છે. પોરબંદરના એક જેલર સાહેબ સંન્યાસીના વેશમાં આખો દેશ ભમીને કાશી આવ્યા હતા તેઓ સંપન્ન હોવા છતાં એક પાઈ પણ સાથે લીધા વિના જ નીકળેલા. પાસે એક કમંડળ અને મૃગચર્મ રાખતા

આપણા દેશના સાધુઓની જિંદગી ભ્રમણમાં જ જાય છે આવા ભમતા સાધુઓનો એક વર્ગ બની ગયો છે.

મારા ગામને ચોરે આવતા ઘણા સાધુઓને મેં સાંભળ્યા. મારા કુમળા મન ઉપર એક અસર ઘર કરી ગઈ.

ઉપદેશનો પ્રભાવ માણસને ઘડીક આવેશમાં ભલે લાવી દે, પણ એ જીવનમાં વણાતો નથી. આપોઆપ ગ્રહણ કરેલા વિચારોનું બળ મનુષ્યને મક્કમપણે દોરે છે. એ બળમાં જીવન રંગાઈ જાય છે.

મને લાગ્યું કે આ સાધુઓ કેવું સુખ માણે છે! મારે તો ઘરની કેદમાં પુરાઈ રહેવાનું રમવાની યે છૂટ નહિ. પિતાજી રોકે; બાનો ડર. આમ ન કર, આમ ન થાય, એમ કરીશ તો માર ખાઈશ, આવા ઑર્ડિનન્સ સાંભળ્યા જ કરવાના. માબાપનો આ જુલમ આ વખતે મને ભયંકર લાગ્યો. મોટેરા આવા નિર્દય કેમ હશે એવું વિચારીને ઘણી વાર ગાળો પણ દેતો.

પેલા બાળ દોસ્તને મેં વાત કરી કે 'ચાલ આપણે ઘેરથી ચાલ્યા જઈએ.'

મિત્ર કહે 'મને પણ મારી બા મારે છે, એટલે મારે ય ભાગી તો જવું છે પણ બાપુ કાંઈ જવા દે?'

મેં કહ્યું 'આપણે બાવા થઈ જઈશું. ચાલને, ભારે મઝા પડશે. ફરીશું ને મોજ કરીશું.'

બસ; નિશ્ચય થઈ ગયો. એ જ દિવસે નાસી જવાનો વિચાર કર્યો. સાધન કંઈ સાંભર્યાં નહિ. જરૂર શાની પડશે એ પણ કંઈ વિચાર્યું નહિ પણ એક વાત ભુલાઈ નહિ. ખાવાનું તો જોઈએ જ ને? મિત્ર કહે, 'થોડા દાણા તું લઈ લેજે અને થોડા હું લઈ લઈશ'

વાત નક્કી થઈ ગઈ તરત જ દાણા લેવા અમે છૂટા પડીને ઘેર ગયા.

મારા બા ઘરમાં હતાં. તેમના દેખતાં તો દાણા લેવાય નહિ છાનોમૂનો થઈને આંગણામાં જ બેસી ગયો. બા ઘરમાંથી ક્યાંક જાય કે દાણા લઈ લઉં એ મોકો જોઈ રહ્યો.

ખાલી બેસી રહું એ બાળક જ નહિ આંગણામાં પીપળો હતો. તેનાં પાંદડાં વીણવા લાગ્યો. બધાં પાંદડાં વીણાઈ ગયાં. બા તો હજુ આઘાંપાછાં થયાં નહિ. પાંદડાં લઈને બેસી ગયો. પીળાં, લીલાં ને સૂકાં એમ અલગ અલગ કરીને ગોઠવવા લાગ્યો. બા ક્યારનાં મારી લીલા જોઈ રહ્યાં હશે. ઓસરીની કોર ઉપર ડોકાં કરીને બોલ્યાં: 'હા, આમ ડાહ્યો થઈને રમતો હો તો કોઈ મારે! મારે વિચારશક્તિ હોત તો હમી જ પડત

થોડી વાર પછી બા ક્યાંક ગયાં. 'હમણાં આવું છું, ક્યાંય ન જઇશ.' કહેતાં ગયાં. મને તો કલ્પવૃક્ષ ફળ્યું. તરત જ દોડતો ઘરમાં ગયો. ઘઉંની કોઠી ભરી હતી. સાણું ઉઘાડી નાખ્યું. ખળખળ કરતી ઘઉંની ધાર છૂટી. મારે તો પહેરણની ખોઇ જ ભરવી હતી. સમાયા એટલા ઘઉં ભરીને ઘર બહાર નીકળી ગયો.

દોસ્તના ઘર સામે નજર કરી તો તે બારણા પાસે રમતો હતો. 'એઇ! એઇ!' કહી તેને બોલાવ્યો. પાસે દોડી આવીને તેણે કહ્યું. 'હું દાણા નહિ લાવું. મારી બાએ મને માર્યો.'

ભાઇ સાહેબ દાણા લેતાં પકડાઇ ગયા હશે.

'મેં ઘણાય લીધા છે. ચાલ ઝટ, જતા રહીએ.' મેં કહ્યું.

**અ**મે તો ચાલી નીકળ્યા. દોસ્ત 'દિશોપિ વસનમ્' હતો. મેં એક પહેરણ જ પહેરેલું. ગામડામાં આઠનવ વર્ષની વય સુધી બાળક નગ્ન ફરે એમાં શરમ મૂંઝાતી નથી.

અમે તો પહોંચ્યા સીધા ગામને ઝાંપે. અમારા ગામનો આ દરવાજો તો અમે ક્યારેક ક્યારેક જોએલો, પણ પાદરની પેલી પાર શું છે તેની ખબર નહિ.

ગામ બહાર નીકળીને વિચારમાં પડ્યા. ક્યાં જવું, કયે રસ્તે જવું એ પ્રશ્ને મૂંઝવ્યા. સૂર્ય આથમી ગયો હતો. ગાયોનું ધણ પાદરમાં આવી પહોંચ્યું. પાદરની એક પીંપળ હેઠે ઊભા થઇ રહ્યા. ગાયો ગામમાં જતી રહી. સંધ્યાના રંગો ઓસરી ગયા. હવે અંધારું જામશે, એમ લાગ્યું.

'હું નહિ આવું. ના બાપુ, હવે તો રાત થઇ ગઇ. પણે ભૂત થાય છે.' કહીને મારા ભાઇબંધે પાછી પાની કરી.

દલીલ કરવા જેટલી શક્તિ એ વેળા મારામાં નહોતી

'ત્યારે ચાલો, ચોરે જઇને સૂઈ રહીએ. સવાર થશે ત્યારે જઇશું.' મેં કહ્યું.

બાવા તો ચોરે જ ઊતરે, એ વાતે મને આમ કહેવરાવ્યું. અમે પણ હવે તો બાવાની દીક્ષા લીધેલીને! ઘેર કેમ જવાય?

અમે પાછા ફર્યા. ચોરે જઇને બેસી ગયા. આરતી થઇ ગઇ હતી. ટમટમતા દીવાના અજવાળામાં એક-બે માણસો દેખાયા. બાવાજી ભજન ગાતા હતા એક ખૂણામાં અમે બેસી ગયા. સાચે જ જાણે અમે સાધુ બની ગયા છીએ એ જ ભાવ દિલમાં ભર્યો હતો.

થોડી વાર થઇ ત્યાં તો બેત્રણ જણ ચોરા પર ચડ્યા

'અલ્યા, આ રહ્યા!' અમને ખૂણામાંથી કોઇએ કાઢીને કોઇક બોલ્યું.

'અહીં કેમ પેઠા છો? ચાલો.' કહીને મોટા ભાઇ નજીક આવ્યા. મારો હાથ પકડ્યો.

'નથી આવવું, જા' કહીને હું ખૂણામાં ભરાતો ગયો.

'નથી કેમ આવવું?' કહીને ભાઇએ મારા હાથ પકડ્યા. બીજાએ બે પગ પકડ્યા. મને ઉપાડી ચાલ્યા. હું બરાડા પાડતો રહ્યો. દોસ્તનું શું થયું, એ કંઇ યાદ નથી રહ્યું.

આ રીતે મારી પ્રથમ સફર પડી ભાંગી.

મારી આ કરણી ઉપર ઘરના બધાને મેં હસતાં જોયાં હતાં. આજ વિચારું છું ત્યારે માબાપો ઉપર વધારે ગુસ્સો ચડે છે. માબાપોએ કદી બાળકની દુનિયાનો વિચાર કે પરવા કર્યાં જ નથી. પોતાની જ દુનિયાનાં રમકડાં એમને બનાવી મૂક્યાં છે. બાળકની દુનિયાનો વિચાર માબાપો કરશે, ત્યારે મહાત્મા ગાંધીની જરૂર નહિ રહે ત્યારે ઈશ્વરને અવતાર નહિ લેવો પડે!

બાળકને માબાપ ઘડે છે અને કેળવે જ નહિ એ વાત જ ખોટી છે. હા, બગાડે છે જરૂર. જન્મગત સંસ્કારોને ઘૂંટીને કૃત્રિમ ચોકઠામાં એ જકડી દે છે. જન્મગત સંસ્કારો પોષાય તો મનુષ્ય સંપૂર્ણ જીવન જીવે છે. એની જરૂરિયાતો એને મળે જ છે. એના જીવનપ્રવાહમાં પછી 'નેતા—બાળ'ની જરૂર નથી રહેતી

મનુષ્યજાતિના જીવનનું આ રહસ્ય આ જ જમાનાના આપણે ઝટ નહિ સમજી શકીએ.

આ મારી પ્રથમ સફરે સંસ્કારના એકાદ અંકુરને લીલો કર્યો.

(ચાલુ) જીવરામ જોષી

## મેંદીનાં પાન

ખરી પ્રશંસા તે જ કરી શકે છે જે પોતે પ્રશંસાથી બેપરવા હોય છે.

પુસ્તકોનો ઉપયોગ કરતો હો તો એવી રીતે કર, જેવી રીતે મધમાખી પુષ્પનો કરે છે.

દુનિયામાં મોટામાં મોટો કમનસીબ તે છે જે કમનસીબી સહન કરી શકતો નથી.



બાળારામ વાળો કરોળીઆનો માળો

યાત્રની વાતો ખૂબ સાંભળેલી એટલે આમથી જાશે કે તેમથી, એમ ગભરાતો હું ઝટપટ ડોલ ભરીને નાઠો. વાળુ પછી પણ પેલું અધુરૂં તન્તુવાય કર્મ જોવાનું ઘણું યે મન હતું. પણ તમે જાણો છો ને? પેટમાં પડેલી ભાખરી કંઇ એવાં અવલોકન થોડાં જ કરવા દે? એટલે કચવાતે મને આંખોને ઘેરાવા દીધી. સવારમાં ઊઠીને જોઉં તો રસ્તા વચ્ચોવચ પૂરા પાંચ ફૂટ ઊંચી વિશાળ સુંદર ચક્રાકાર જાળ! એનો વણનાર તો ન દેખાયો, પણ એની અદ્ભુત લીલાનો મૂર્તિમંત પરિચય પાછળ મૂકતો ગયો. આછા સૂર્યપ્રકાશમા સપ્તરંગી વર્ણશોભા ધારણ કરતા વારિકણથી લચી પડતી એ આજે પણ મારી નજરે તરે છે.

*

મુબારક થઇ હશે અત્યારે મારો પગ ખૂબ પીડાય છે પંદર દિવસથી પથારીવશ છું; પણ અસહ્ય વેદનાને લીધે ઊંઘી ન શકયો હોઉં તો આજે જ. વાંચવાનું પણ ગમતું નથી ઘરમાં બધા ઊંઘે છે. જાગતા હોઇએ તો અમે બે જ: હું અને મારો લૂતાપદ મિત્ર: 'માખીનો વાઘ'. મારા પલંગની અડોઅડ, ભીંતાની કિનારીએ એણે ઘર બાંધ્યું છે. સુંદર મુલાયમ શ્વેત રેશમના પડદા પાછળ, આછી મલમલની બનાવી હોય એવી નાની કોથળીમા એની માદાએ ઈંડા સુરક્ષિત મૂકયાં છે. માદાને ઘર ભળાવી અત્યારે એ આહાર શોધવા નીકળ્યો છે. રાતે પણ ભમે અને દિવસે પણ આ જ ઉદ્યમ. કવચિત એકાકી; વખતે સજોડે પણ વિચરે. પહેલાં ભીંત પર જ ફરતો. હવે એ મારી મચ્છરદાનીની કિનારે પણ આવે છે. કેવળ માખી એનો ભક્ષ્ય. માખીને પાંખ: એને નથી. એ માત્ર કૂદી શકે: અત્યંત તીવ્ર વેગે પણ નિઃશબ્દપણે. એ માખીની પાછળ પડી. એને પકડી શકે. આ બધામાં એ અદ્ભુત કૌશલ્ય દર્શાવે છે. મનુષ્યને દુર્ગમ એવી એની કુશળતાના અવલોકનમાં હું મારૂં દરદ ભૂલી જાઉં છું.

*

**આ** તો ભૂતકાળનાં બે સ્મરણ બાળારામના મિત્રને ફરીથી મળવાનો યોગ નથી આવ્યો. પણ 'માખીનો વાઘ' તો જૂનો જોગી. એને હું જન્મથી ઓળખું છું. આ લખું છું તે વખતે પણ એ સામેની ભીંતે ભમી રહ્યો છે. પણ એના જીવનમાં રસ લેતાં હું શીખ્યો મારી ઘાયલ અવસ્થામાં. મને અકસ્માત ન થયો હોત તો કદાચ એનો નિકટનો પરિચય મને ન થાત.

પરંતુ એ અને એના સગોત્રી બીજા કરોળીઆના અનુભવ માટે માંદા થવું કંઇ આવશ્યક નથી. ગમે ત્યારે પણ એના જીવનનો પરિચય કરી શકાય છે. વિકૃત શરીર અને બીભત્સ દર્શનથી એ ભલે હડધૂત થયો; છતાં આપણને એ ઘણું શીખવી શકે તેમ છે. એની પાછળ વાપરેલો સમય વ્યર્થ તો નહિ જ જાય.

કરોળીઓ એટલે Spider.[1] વીંછી એના સગોત્રી. કાનખજુરા, ઝૅમેલ, મોચીડા, જૂઆ વગેરે એના જ વર્ગ[2]નાં પ્રાણી. કરોળીઆને જીવાત—'ઇન્સેક્ટ'—ન કહેવાય. જીવડાને છ પગ: કરોળીઓ આઠ પગવાળો. જીવડાંને બે મૂછો—'ઍન્ટીના': કરોળીઓ નમૂછીઓ. જીવાતના શરીરના અનેક સાંધા: કરોળીઆના શરીરના ધડ અને પેટ એવા બે જ ભાગ. જંતુઓને ઓછાવત્તા અવતાર લેવા પડે: કરોળીઆનાં ઇંડાંમાંથી પૂર્ણાવયવવાળા નાના કરોળીઆ જ જન્મે. અવતાર લીલાની એને ખટપટ જ નહિ. જંતુઓને પાંખો હોય કરોળીઓ પાંખો વિનાનો.

આંખો: મોટે ભાગે આઠ; બે વચ્ચોવચ. એને દરેક પડખે ત્રણ ત્રણનું ઝુમખું.

મોં: અત્યંત સાંકડું. નક્કર આહાર ચાવી શકાય નહિ; માત્ર રસ પીવાય.

ધડ: કેડથી તે માથા સુધી સળંગ એક જ; ઢાલ જેવું કઠણ ઢાંકણ[3]

પેટ: કેડ પાતળી દોરડી જેવી. એને છેડે ગોળ, ચપટું, લંબગોળ—એમ વિવિધ આકારનું, પાતળી નરમ

૧ શાસ્ત્રીય સંજ્ઞા Araneida

૨ Arachneida

૩ Carapace. કાચબાના શરીર ઉપરની ઢાલનું પણ આ નામ

કાંતે છે. પેટની ત્વચામાંની કઠણ ઝીણી નળીઓનાં* છિદ્રોમાંથી આ ગ્રન્થીઓનો રસ દ્રવે છે. એ રસનો તાર પવનનો સ્પર્શ થતાં જ કઠણ બની જાય છે: જેમ લાકડાના વહેરનો રાસાયનિક પ્રયોગથી માવો બનાવી, તેને સોયાંની સૂક્ષ્મ છિદ્રવાળી નળીઓમાંથી સેવની પેઠે તાર રૂપે કાઢી સૂકવીને આર્ટિફિશ્યલ રેશમ બનાવે છે, તેમ. આવી ગ્રન્થીઓ ચાર કે છ, ક્વચિત્ આઠ હોય છે.

આ તારથી રચાતી જાળો વિવિધ પ્રકારની હોય છે. આપણા ઘરમાં લટકતાં બાવાં, બારીના વાઘનો રેશમી પડદો, દર કરનાર કરોળીઆનાં ઢાંકણાંનાં ભજન-ગરાં, બાવળ વગેરે ઝાડને આવરી લેતાં ગીચ જાળાં અને ઝાડની ડાળીઓ પર બંધાએલી ગોળ ચક્રાકાર ઉઘાડી જાળ—આ બધાં એ તન્તુઓ વડે જ ઘડાએલાં છે. પણ એમાં સર્વોત્કૃષ્ટ હૃદયંગમ જાળ તો છેલ્લી ચક્રાકાર જ છે. એના રચનાર કરોળીઆના આ જાતના અપૂર્વ લાઘવયુક્ત શિલ્પ અને સ્થાપત્ય વિધાનમાં, ભલભલા ઇજનેરો પણ ઊણપ કે દોષ કાઢી શકતા નથી.

આવી જાળ રચવાના નિશ્ચયવાળો કરોળીઓ પ્રથમ ઝાડની ખુલ્લી ડાળ પર, પવન ભણી પીઠ ઊંચી કરીને બેસે છે. પછી પેટના સ્નાયુઓના દબાણથી એની ગ્રન્થીમાંથી રેશમના રસનું બિન્દુ કાઢે છે. નીકળતાંવેંત પવનના સ્પર્શથી એ સુકાઇ જાય છે. આસ્તેઆસ્તે આવાં બિન્દુઓ તાર રૂપે પરિણત થતાં હવામાં ફરકવા લાગે છે. હવામાં એ તાર વીંઝાતો જાય છે અને જોરથી ખેંચાતો જાય છે અને એમ લાંબો થતાં થતાં વચ્ચે કોઇ ડાળી આવે તો એની સાથે એ લપટાઇ જાય છે.• કરોળીઆની જાળ ગૂંથવાનો આ પહેલો દોર. આ દોરનો રસ વિશિષ્ટ ગ્રન્થીમાંથી નીકળે છે. જરૂરીઆત પ્રમાણે કરોળીઓ એક કે અનેક ગ્રન્થીઓમાંથી એકસામટા તાર કાઢી ભેગા કરીને પણ આ દોર બનાવે છે.

આમ, પહેલો દોર કોઇ ડાળીએ પકડાય તો તો ઠીક, નહિ તો કરોળીઓ ભારે આપદામાં આવી પડે છે. કારણ, એક વખત તાર નીકળવા માંડ્યો પછી એને ખેંચાતો અટકાવવાનું એની શક્તિ બહાર છે. જ્યાં સુધી પવન એને ખેંચે ત્યાં સુધી—આખી ગ્રન્થી ખાલી થતાં સુધી—એ નીકળ્યે જ જાય છે. આ અનિષ્ટાપત્તિ ટાળવા એક ઉપાય એ યોજે છે: તારને કાપી નાખી શરીરથી છૂટો કરવાનો. આમ કાપવાનું સાધન એના પગ: પગના છેડાના તીક્ષ્ણ નહોર વડે તારને કાપી નાખી એ હવામાં ઊડતો મૂકી દે છે. જાળ રચવા ઉપરાંત આ હવાઇ દોરથી કરોળીઓ એક ઝાડથી બીજે ઝાડ, ઊપરથી નીચે કે પતંગ તરીકે એ તારના છેડે છૂટો લટકતો આ ટેકરેથી બીજા ટેકરે જઇ શકે છે.

પ્રથમ દોર તૈયાર થતાં એ પર ફરતાં ફરતાં કરોળીઓ આડા અવળા બીજા તાર સાંધી ચોકઠું—જાળનું ખોખું—તૈયાર કરે છે. પછી આ ખોખાની વચ્ચે સુંદર ગોળ જાળ ગૂંથે છે.

આ આખી ગૂંથણીનાં પાંચ અંગ ગણાવી શકાય: શરૂઆતના દોર; મધ્યબિંદુમાંથી નીકળતી સમાન્તર ત્રિજ્યાઓ; મધ્યબિંદુને સુદૃઢ કરનારી પરીઘાકારે ફરતી રેખાઓ; જાળની વચ્ચે, પ્રત્યેક ત્રિજ્યા પર ચોંટાડેલી ગોળ રેખાઓ; અને જાળના છેડે ફરતી વીંટેલી, શિકાર પકડવાની ચીકણી રેખાઓ. આ પ્રત્યેક જાતના તારની બનાવટ વિશિષ્ટ રસોમાંથી પૃથક્પૃથક્ ગ્રન્થીમાંથી બને છે. સેંકડો પગલાં ભરે, કેટલા યે આંટા મારે, અનેક જગ્યાએ આડા ઊભા તારના સાંધા કરે, છતાં આપણી નજરે અત્યંત ઝટપટી લાગતી આ સર્વ ક્રિયાઓ, એનાં પરિમિત સાધનો વડે કરતાં, એને ભાગ્યે જ એક કલાક થતો હશે! અને આટલો શ્રમ કરવા છતાં પણ દરરોજ રાત્રે એ બનાવે અને સવારે સંકેલી લે છે.

આવી ચક્રાકાર જાળો, કોઇની અરધો આંગળ પહોળી તો કોઇની માણસપૂર ઊંચી હોય છે. એ જાળમાં મધ્યસ્થાને બેસીને કરોળીઓ શિકારની વાટ જુએ છે. હવામાં ઊડતો જંતુ એ જાળ સાથે અથડાય કે તરત પેલા ચીકણા તાર સાથે ચોંટી જાય છે. એ છૂટવાનો પ્રયત્ન કરવા માંડે ત્યાં તો કરોળીઓ દોડતો આવી એને પગથી પકડી રેશમના પડદામાં લપેટી અસહાય બનાવી નાખે છે અને પછી નિરાંતે એનો માંસરસ પીએ છે. ચીકણા તાર સાથે જંતુ ચોંટી

* Spinnerules
• આવા એકાકી તારને Gossamer કહે છે.

જાય, પણ એ પોતે ન ચોંટે એનું કારણ? કરોળીઓ પોતાના ગોળાની એક વિશિષ્ટ ગ્રન્થીમાંથી 'તેલ' કાઢીને પોતાના પગ અને શરીર પર ચોપડે છે. એ 'તેલ'ના પડ ઉપર લાળની ચિકાશ અસર કરતી નથી.

સ્વરૂપે બેડોળ, સ્વભાવે નિશાચર અને બીકણ, અલ્પ સાધનસંપન્ન અને કેવળ ઉદરપોષણનો જ ઉદ્યમ કરનારો, છતાં કરોળીઓ જે લોકોત્તર સર્જકશક્તિ દેખાડે છે, તેથી હું મુગ્ધ થાઉં છું. એની નિપુણતા આગળ આપણી બુદ્ધિ શા કામની? આટલો ઉન્માદ, આટલું તોફાન, આટલા ફુદકાભુસકા આપણે શા માટે મારતા હોઈશું? બુદ્ધિવાળા ગણાતા છતાં આપણે શું જોયું? કેટલું શીખ્યા? એક કરોળીઓ જ કેટલું શીખવાડે છે! છતાં સંસ્કૃતિના કહેવાતા પ્રકાશ નીચે પ્રકૃતિના કેટલા સત્યો પ્રત્યે આપણે આંખો બંધ કરીને જ જીવીએ છીએ!

When I compare
What I have lost with what I have gained,
What I have missed with what attained,
Little room do I find for pride"*

* *Longfellow*

# ચિત્રકલામાં સ્વશિક્ષણ

આ નવી લેખમાળામાંની સૂચનાઓ મુજબ પ્રયત્ન અને મહાવરો કરતા રહેનારને કોઈની પણ પ્રત્યક્ષ મદદ વિના આપપ્રયત્ને ચિત્રકળામાં પ્રાથમિક પ્રવેશ મળી રહેશે અને ખંતના બહુ સહેલાઈથી આગળ વધી શકશે આનો પહેલો હપતો અત્રે રૂપકમાં આવી ગયો.

શીખનારે શરૂઆતથી જ ચિત્રકામમાં ચોકસાઈ રાખવાની જરૂર છે, નહિતો આગળ જતાં કામ ભારે પડવાનું જ, અને તે વખતે તે પાર કરવાની શક્તિ ઓછી પડવાની. આ કારણે જ ઘરશિખાઉ વિદ્યાર્થીઓએ પહેલેથી બહુ જ સાદા નમૂનાઓથી ચિત્રકામ શરૂ કરવું જોઈએ, અને તેના પરથી, અતિ ઝીણવટ અને જહેમત લઈ નમૂને નમૂનો કરવાને ખટક રાખવી જોઈએ, રેખાએ રેખા આબેહૂબ મેળવવી તેમજ એકેએક છાયા સંભાળથી જોઈએ.



હાથમાં બરોબર કાબૂ આવે ને છૂટે હાથે ચીતરતા આવડે ત્યાં લગી ચોકસાઈ કેળવવામાં ઉપયોગી નીવડે એવી કોઈ પણ પદ્ધતિનો આશ્રય લેવાનું મુનાસબ ગણાય.

સપાટી પરની કોઈ પણ ચિત્રકૃતિની ગમે તે માપની નકલ ઉતારવાને આ સાથે આપેલી ચોરસ ખાનાવાળી રીત બહુ જ પ્રચાર પામેલી અને જૂનામાં જૂની છે. તે રીતના આધારે માત્ર અણઘડને પણ સ્કેલે ચઢાવવાનું સુગમ થાય છે.

ચીતરવાનો નમૂનો ચાર ખીલી કે પિન વડે પાટિયા ઉપર બરોબર જડીને કાટખૂણાની મદદથી જરૂર જેટલા માપના ચોરસ ખાના તેની ઉપર પેન્સિલથી અથવા લાલ શાહીથી દોરવા. આમ કરવા માટે ચિત્રની ચારે બાજુ પહેલાં તેની હદ આંકી લેવી અને દરેક બાજુની મધ્યમાંથી પહેલાં એક લાંબી રેખા લેવી. આથી આડી અને ઊભી લીટી વચમાં જ મળશે. આ, ચિત્રનું મધ્યબિંદુ થયું, અને તે રીતે જ તમારા પોતાના કાગળમાં પણ મધ્યબિંદુ લેવાનું છે. પછીથી ચિત્ર ઉપર મધ્યરેખાઓની ઉપર બેઉ બાજુ ચોરસના માપના ટપકાં મૂકી દેવા અને આડી ઊભી લીટીઓ આંકી કાઢવી (જુઓ આ




ઉપર : ચિત્ર અ










જમણી બાજુ : ચિત્ર બ

સાથે આપેલું હાથીનું ચિત્ર તથા પાછળના પાને ચિત્રઅ).

પછી મૂળ નમૂના ઉપરથી તમારે તમારો નમૂનો જેટલાગણો મોટો કરવો હોય તેના હિસાબે તમારા કોરા કાગળ પરની મધ્યરેખા ઉપર બંને બાજુ ટપકાં કરીને તેટલાગણા ચોરસ દોરી લેવા.

હાથીના ચિત્ર માટે તમે મથાળેથી આંકેલી રેખાઓમાં નજરથી જ એક ટપકું મૂકો. તે ટપકું રેખા ઉપર બરોબર મુકાયું છે કે નહિ તે તપાસવા એક કાગળની પટ્ટી અસલ ચિત્રના ખાના ઉપર મૂકી ખાનામાં ખૂણાથી કેટલું છેટું છે તેની પેન્સિલથી નિશાનીઓ કરી લઇ તમારા કાગળ ઉપરના ટપકા આગળ મૂકી જુઓ. અસલના માપનું જ ચિત્ર કરતા હો તો ટપકું નિશાની જોડે મળી રહેવું જોઇએ. તમે ખાના બેવડા માપે દોર્યા હોય તો પટ્ટી પરની નિશાનીથી બે માપ ભરવાં જોઇએ.

આ રીતે એક ટપકાથી માંડી, તેમાંથી નીકળતી લીટી અસલમાં કેટલાં કેટલા ખાનામાંથી અને લીટીઓ ઉપરથી જાય છે તેની નોંધ તે તે ખાનાં અને લીટીઓ પર ટપકાંથી કરતા જાઓ. સાથે સાથે ઉપર જણાવેલી રીતે તેની ચોકસાઈ પણ ચકાસતા જાઓ.

યાદ રાખજો કે પહેલાં નજર અને પછી માપણી. એ રીતે જ નજરને તમે ચોકસ માપ લેતા કેળવી શકશો. (જુઓ ચિત્ર બમાં આકૃતિ ૧).

ચાર છ ટપકાં થાય કે તેને ચિત્રની રેખા પ્રમાણે રેખા દોરીને સાંધી લેવાં. (જુઓ ચિત્ર બમાં આકૃતિ ૨) પછી આ રીતે આખું ચિત્ર દોરતાં ટપકાં કરતા જાઓ અને લીટીઓ દોરતા જાઓ (ચિત્ર બમાં આકૃતિ ૩)

ચોરસ ખાનાં કેટલાં મોટાં કે નાનાં રાખવાં તે અસલ ચિત્ર ઉપર આધાર રાખે છે. તે સાથે તમારી કામ કરવાની આવડત અને શક્તિ ઉપર પણ ગણત્રી રાખવાની છે.

શરૂઆતમાં વધુ પાસે લીટીઓવાળાં ખાનાં પાડવાં. જેમ દોરવાની શક્તિ વધે તેમ ખાનાના ગાળા વધારતા જવું. ઇંચના સોળ ભાગથી માંડી એકથી ઇંચ સુધીનાં ખાનાં કરવાની જરૂર પડે છે. જોવા આંકેલાં ખાનામાં આ રીતે ચિત્ર દોરાઇ જાય એટલે તેને બીજા કાગળ ઉપર ઉતારવાનું છે તે વિષે હવે પછી.

કોઇ પણ બાબતમાં પ્રગતિ કરવા ઇચ્છતો વિદ્યાર્થી તેને માટે જેટલો વખત વિચાર અને મહેનત લેશે તેટલું ફળ પામ્યા વિના નહિ જ રહે. ર. રા. રા.



# અખાડો



જેમાં વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો દર મહિને પરસ્પર અનુભવની આપલે કરે છે

નિરીક્ષક

શ્રી હરિનારાયણ આચાર્ય

## કુશ્તી

બે જણ બાથંબાથા કરી એકબીજાને જમીન પર પાડવા મથે, ગમે તે ઉપાયે એનું નામ 'કુશ્તી' કેટલી સાદી અને સીધી વાત? છતાં આવા સાદા પરિણામની ખાતર પ્રાચીનતમ કાળથી જગતના પ્રત્યેક દેશમાં કેવા કેવા ભારે જંગ ખેલાયા છે! એ પરિણામને લાવનારી કેવી યુક્તિપ્રયુક્તિઓ મથાય છે! સાડા ત્રણ હાથના મનુષ્યદેહની વિવિધ સમતોલ પરિસ્થિતિઓ, આગમરોડ અને ગતિસ્થિતિના સૂક્ષ્મ અવલોકનજન્ય દાવપેચ અને તોડ વગેરેનું કેવું એક અદ્‌ભુત શાસ્ત્ર સર્જાયું છે! મને તો લાગે છે કે પુરુષ શરીરના શક્તિ તથા સૌન્દર્યની પ્રબળ ભાવના અને તે અર્થે વ્યાયામની વિવિધ પદ્ધતિઓ પણ આ 'કુશ્તી'ના વ્યવસાયમાંથી નિષ્પન્ન થઈ હશે. આજે પણ જગતભરમાં કુશ્તી વિવિધરૂપે વિદ્યમાન છે. એના મુખ્ય પ્રકાર જોઈએ.

**૧ અંગ્રેજી પદ્ધતિ** એને વેસ્ટમોરલેન્ડ અને કમ્બરલેન્ડ કુશ્તી પણ કહે છે. ઇંગ્લેન્ડમાં પ્રાચીનતમ કાળથી જો કોઈ અવિચ્છિન્ન પરંપરા ચાલતી આવેલી હોય તો તે માત્ર આ કુશ્તીની જ.

એનું મહત્ત્વનું અંગ 'પેંતરો' છે. બન્ને હરીફો સામસામા ઊભા રહે, છાતીએ છાતી ભીડાવે, હડપચી હરીફના જમણા ખભા પર જમાવે. પછી બે હાથે પ્રતિસ્પર્ધીના શરીરને પીઠ પાછળ ચૂડ ભરાવી પકડે. ડાબો હાથ એના જમણા બાવડા ઉપર આવે એમ.

જ્યારે બંનેમાંના એક પણ પહેલવાનના પગના તળિયા સિવાય શરીરનો કોઈ પણ ભાગ—હાથ અને ઢીંચણ પણ—જમીનને અડકે તો એ ચીત થયો ગણાય. આ પ્રકારે દરેક જાતનો વાજબી દાવ લેવાની છૂટ હોય છે. કુશ્તી ચાલે ત્યાં સુધી હાથની પકડ ચાલુ રાખવી પડે છે. દાવ કરનારે જેની પકડ છૂટી જાય એ ચીત થયો ગણાય. કદાચ બન્ને હરીફો એકીસાથે જમીન પર આડે પડખે પડે અગર એવી રીતે વાગફરતી પડે કે પહેલો કોણ જમીનને અડક્યો તેનો નિર્ણય કરવાને પંચ અશક્ત નીવડે (આને Dog-fall કહે છે) તો કુશ્તી ફરીથી કરાય છે.

**૨ ફ્રેન્ચ પદ્ધતિ** ફ્રાન્સ એનું ઘર હોવાથી યુરપની 'ગ્રેકોરોમન' કુસ્તી તે આ જ. આપણે ત્યાંની મણિપુરી 'ખડી કુશ્તી' આને મળતી આવે છે.

આ પદ્ધતિમાં કેડની નીચે દાવ લેવાનો પ્રતિબંધ છે. પગને આંટી મારવાની કે પકડવાની પણ મનાઈ હોય છે અને ખભા એકી વખતે જમીનને અડકે તો જ ચીત ગણાય. ગત યુરપીય મહાયુદ્ધ વખતે, અમેરિકાના યુવાનોને વ્યાયામનું શિક્ષણ આપી લશ્કરની ભરતીને યોગ્ય બનાવનાર સુપ્રસિદ્ધ વિલિયમ મુલ્ડુન આ કુશ્તીનો જગદેકમલ્લ હતો. ગામાના હાથે પરાજિત ઝિબિસ્કોનો નાનો ભાઈ પણ આનો નિષ્ણાત છે.

**૩ લૅંકેશાયર પદ્ધતિ:** આને જ 'કૅચ-ઍઝ-કૅચ-કૅન' કુશ્તી કહે છે. આપણી પંજાબી કુશ્તીનો એ પાશ્ચાત્ય અવતાર. એમાં તમને ફાવે તેવો દાવ લો. પ્રતિબંધ માત્ર લંગોટ કે માથાના વાળ પકડવાનો. ચીત થવા બે ખભા અને એક થાપો કે બે થાપા અને એક ખભો એમ શરીરના ત્રણ અંગ એકી વખતે જમીનને અડકવા જ જોઈએ. આજે જગતભરમાં વ્યાપક રૂપે રમાતી કુશ્તી આ જ. હૅકેન્શ્મીટ, ગૉચ, ફાર્મર બર્ન્સ, રોલર, ઝિબિસ્કો વગેરે મહારથીઓ આનો આશ્રય લઈને જ કીર્તિમાન બન્યા છે. સુપ્રસિદ્ધ 'લોર્ના ડૂન' નવલકથામાં આ પદ્ધતિની કુશ્તીનું જ વર્ણન આવે છે.

**૪ સાઇડ હોલ્ડ પદ્ધતિ** આમાં આજકાલ નવું કંઈ જ નથી, જોકે કૅનેડામાં એક વખત એનો ભારે પ્રચાર થયો હતો.

આ પદ્ધતિના હરીફ ચામડાના મજબૂત હાફ કોટ પહેરીને કુશ્તી કરે છે. આની બે રીતે પકડ

લેવાય છે: રાઇટ ઍન્ડ ઓવર અને લેફ્ટ ઍન્ડ અન્ડર રાઇટ ઍન્ડ ઓવર એટલે હરીફના કોટને જમણા ખભા પાછળથી જમણા હાથે પકડી, એના જમણા હાથને ડાબા હાથે પકડવો. લેફ્ટ ઍન્ડ અન્ડર એટલે હરીફના કોટને ડાબી કેડ પાસેથી ડાબા હાથે પકડી એના ડાબા હાથને જમણા હાથથી પકડવો. આમાં લેફ્ટ ઍન્ડ અન્ડરે પકડની ઉપયોગિતા સ્પષ્ટ હોવાથી પહેલી પકડ કોણે લેવી એ, સિક્કો ઉછાળીને નક્કી કરાય છે.

પૅંતરો જમાવતા બંને હરીફો એકબીજાને પડખે ઊભા રહે છે: સામી છાતીએ નહિ. શરૂઆતમાં લીધેલી પકડ કુસ્તી પૂરી થતાં સુધી રાખવી પડે છે. વચ્ચે છોડી દેનાર કે હાથ બદલનાર ચીત ગણાય છે. કોઇ પણ રીતે હરીફને જમીન પર ચીતો નાખી, એના બંને ખભા જમીનને અડકાડવાથી ચીત કરાય.

**૫ સ્વિસ પદ્ધતિ:** આ કુસ્તીમા હરીફો ચામડાના મજબૂત કમરપટાવાળી ટૂંકી ચડ્ડીઓ પહેરે છે. બંને હાથે કમરપટો પકડી હરીફને ઉથલાવી પાડી ચીત કરવાનું હોય છે. એ માટે ખભા અને થાપામાંથી કોઇપણ બે અંગો જમીન પર અડકવાં જોઇએ. સાથે સાથે વિજયી હરીફે સામાના કમરપટા કે ચડ્ડીને એક હાથે પણ પકડી રાખેલી હોવી જોઇએ. આવી કુસ્તી કરનારા 'સ્વિસ સ્વિંગ'મા નિષ્ણાત હોય છે. સ્વિસ સ્વિંગ એટલે હરીફને જોરથી ફેરફૂદડી ખવરાવવી. ફેરવતા ફેરવતા એના પગ જમીનથી અદ્ધર ઊપડે કે તરત ઉલટો ઝોક મારી એને ચીતો પટકી ચીત કરી દેવો. આવી ફૂદડી ખાવામા પ્રેક્ષણીયતાનું તત્ત્વ પ્રધાન હોવાથી આ કુસ્તી ખૂબ આકર્ષક નીવડે છે.

**૬ કૉલર ઍલ્બો પદ્ધતિ:** એને 'સ્કવેર હોલ્ડ' કુસ્તી પણ કહે છે. મજબૂત કૉલર અને બાંયોવાળો કોટ પહેરી આ કુસ્તી ખેલાય છે. હરીફના ડાબા કાન આગળ જમણા હાથે અને જમણા કાન આગળ ડાબા હાથે કૉલરને પકડી પૅંતરો જમાવે છે. બે ખભા અને એક થાપો અગર બે થાપા અને એક ખભો એકસાથે જમીનને અડે તો જ ચીત ગણાય. કૉલરને છોડી દેવો કે હાથ બદલવો એ પણ ચીત ગણાય છે. આયર્લૅંડ આ કુસ્તીનું માદર વતન.

**૭ જાપાની પદ્ધતિ:** આ કુસ્તીની વિચિત્રતા એ છે કે એમાં જેમ પહેલવાન વધુ વજનદાર તેમ એ વધારે નિષ્ણાત ગણાય. એમના લંગોટ એટલે મોટા ધાબળા કે પીછોડી આમળીને વીંટાળેલાં દોરડાં. આ પદ્ધતિમાં પ્રેક્ષણીય તત્ત્વ ઝાઝું નથી હોતું.

**૮ બોર્નીઓની કુસ્તી:** પૂરેપૂરી જંગલી મનાતી આ દેશની વસતીમા કુસ્તીનો ભારે શોખ છે. એમની પદ્ધતિમા હરીફને ધક્કેલી જમીન પર પાડવાથી ચીત ગણાય છે.

* * *

**આ**ગ શરીરને અખાડાની માટી અડચે દસ વર્ષ થયાં છતાં એ પ્રત્યેનો મારો અનુરાગ એવો ને એવો ઉત્કટ છે. એના વર્ણનમાત્રથી હું રોમાંચ અનુભવું છું. જેણે જિંદગીમા એક વખત પણ કુસ્તી ખેલી છે, એને એ જીવનભર ભૂલાતી નથી. કુસ્તી એક જાતનો કેફ છે. બીજી રમતોનું તો કોણ જાણે, પણ કુસ્તીનો કેફ ઉતારવો કઠિન વાત છે.

એનો ઇતિહાસ બહુ રસિક છે. આપણે ત્યાં જે કુસ્તી ચાલે છે તે પંજાબી પદ્ધતિ કહેવાય. એનું સંસ્કૃત નામ મલ્લવિદ્યા. આપણા પ્રાચીન ગ્રન્થોમાં મલ્લયુદ્ધનાં ભારે ગુણગાન થયાં છે. સર્વ વિદ્યાઓમાં પ્રધાન સ્થાન મલ્લવિદ્યાનું હતું. મહાભારતના વિરાટપર્વમા ભીમ અને જય નામના મલ્લરાજના ભીષણ યુદ્ધનું અદ્ભુત વર્ણન છે. એ જોતા, એ વખતે આ વિદ્યાના વિવિધ દાવની સંજ્ઞાઓ પણ જાણીતી હશે એમ સ્પષ્ટ દેખાય છે. આજે એ નામો ભૂલાયાં છે. આજના અશેષ દાવ, કુસ્તીને લગતી સમગ્ર પરિભાષા ફારસી ભાષાની છે. આજે ચાલતી પ્રણાલિકામાં પણ ગુરુસ્થાને મુસલમાન ઉસ્તાદો જ છે. એટલે આજની આપણી કુસ્તી તુર્કસ્તાન અને ઇરાનના રસ્તે મુસલમાનો હિંદુસ્તાનમાં લાવ્યા હશે અને આપણી વિદ્યા એમાં ભળી જઇ તિરોહિત થઇ હશે.

* * *

ઉચ્ચાલનના સિદ્ધાન્તના સૂક્ષ્મ જ્ઞાન વડે મનુષ્યશરીરને વિવિધ રીતે ફેરવવાનું તત્ત્વ જ કુસ્તીના મૂળમાં હોવાથી, દરેક પદ્ધતિના મુખ્ય દાવ તો એક જ પ્રકારના છે; પરંતુ એની વિવિધતામાં તો આપણી તોલે અન્ય કોઇપણ દેશ આવી શકે તેમ નથી. આપણે ત્યાં દાવની સંખ્યા આશરે એક હજાર ગણાય છે. આ બધા જ દાવમાં પારંગત થવાની આશા રાખવી વ્યર્થ છે. તેમ

એ બધુ યે જાણવાની આવશ્યકતા અનિવાર્ય નથી દરરોજના ઉપયોગમા આવતા મલ્લના દાવોની સિદ્ધિ પૂર્વક, માત્ર એકબે કાતિલ દાવ પર જ સપૂર્ણ સ્વામિત્વ મેળવવાનો પહેલવાની રિવાજ થઇ પડ્યો છે આવા દાવ ખૂબ સૂક્ષ્મ બુદ્ધિથી નક્કી કરાએલા હોઇ એના બધનમા આવેલા પ્રતિસ્પર્ધીને પરાજય વિના છૂટવાની બારી જ નથી હોતી સાથેસાથે એ દાવ લેવાની પ્રાથમિક ક્રિયા પણ અતિશય અટપટી ન હોવી જોઇએ આપણે ત્યા ગામા નમાજબધ દાવમા અજોડ છે ગોરાઓમા જો સ્ટ્રેચરનો સકાંજો દાવ, લ્યુઇનો સ્ટ્રેન્ગલ હોલ્ડ (એ પરથી એનુ નામ જ લ્યુઇ 'સ્ટ્રેન્ગ્લર'—ફાસીગર—પડયુ છે), ઝૅકનો ટોઇ-હોલ્ડ વગેરે દાવોની વાત જાણીતી છે

દેશભરમા કુસ્તીના સમરાગણ ભલે અનેક હોય, પણ જગદેકમલ્લના બિરુદની અભિલાષા સેવનાર પહેલવાનને તો એ વિદ્યાના પારગત જ્ઞાનવૃદ્ધોની પ્રધાન વિદ્યાપીઠમા વિજય મેળવ્યા વિના છુટકો નથી થતો મલ્લ વિદ્યાના આવા તીર્થધામ યુગેયુગે બદલાયા છે પ્રાચીન કાળમા મથુરા અને વિરાટ નગર મલ્લોના માનભગના દ્વાર હતા એ નગરોમા ઊભી આવેલા મલ્લ ઇતિહાસને પાને કોઇક જ લખાયો હશે મધ્યકાલીન યુગમા મથુરા અને વિરાટનગરનુ સ્થાન કાશીએ લીધુ યુદ્ધ આર્ય વિદ્યાના ગૌરવનુ છેલ્લુ આશ્રયસ્થાન આ વારાણસી જ ત્યાથી પદભ્રષ્ટ મલ્લવિદ્યા મુસલમાન સલ્તનતના આશ્રયે દિલ્હીના પાયતખ્તમા આવી સ્થિર થઇ કાળાતરે દિલ્હીએ પણ નામ ખોયુ એટલે આજે આપણી નજર લાહોર અને અમૃતસર ભણી ખેંચાય છે પરદેશમા આજે તો અમેરિકા કુસ્તીનુ એકહથ્થુ સામ્રાજ્ય જમાવી બેઠુ છે

સ્વભાવે જ અધ્યાત્મવાદી છતા શરીરની મહત્તા સમજનાર આપણા સમાજમા, શરીરને કેળવવાનું અજોડ સાધન 'અખાડો' પ્રાચીન કાળથી પવિત્ર સ્થાન ગણાતો આવ્યો છે એની મુલાયમ ભોંયપર હરીફો માટીમા માત્ર ચડ્ડી લગોટ પહેરીને ઊતરવાનો રિવાજ

કે માથાના વાળ ખેંચવાનો પ્રતિબધ નથી છતા શીખના ચોટલા અને દાઢીને કે હિંદુની શિખાને હાથ પણ લગાડી શકાતો નથી ગળાના કે હાથના તાવીજને તો કોઇની તાકાત નથી કે જાણીબૂઝીને સ્પર્શ કરે.

માટીમા રગદોળાવાનું ત્યાના વાતાવરણમા પ્રતિકૂળ હોવાથી, યુરોપ અમેરિકામા જમીન પર જાડા ગાદલા પાથરી તે પર કુસ્તી કરવાનો રિવાજ પડ્યો છે પાવિત્ર્યની ભાવનાનો આમા અભાવ હોવાથી, ત્યાના પહેલવાનો રજાઅરના બૂટ પહેરીને કુસ્તી કરે જે માથાના વાળ પકડવાની કે લગોટ ચડ્ડીની પકડ લેવાની ત્યા મના છે, એટલે ઘણાખરાને માથે બાબરી અને પગે સુરવાલ તથા ચામડાના દીર્ઘણિયા બાધેલા હોય છે માત્ર રશિયન તથા જર્મન પહેલવાનો માથુ સફાચટ બોડુ રાખે છે માત્ર ઝિબિસ્કો ટૂકો તખિયો પહેરી ઉઘાડા પગે લડે છે

આપણે ત્યા પીઠ જમીનને અડકે ન અડકે પણ લડનાર દાવ કરતા ચીતો ફરી ગયો એટલે 'ચીત' ગણાય છે 'કૅચ–ઍઝ–કૅચ કૅન'મા આવુ નથી એમા ચીત ગણાવા માટે પીઠના કોઇ પણ ત્રણ અગ જમીનને અડકવા જ જોઇએ અડકયા કે નહિ તેનો નિશ્ચય પીઠ અને જમીન વચ્ચે હાથ ઘાલીને પચ કરી લે છે વળી આવી સ્થિતિમા બે સેકડ સુધી રહે તો જ ચીત ગણાય આપણે ત્યા પ્રાચીન પ્રણાલિકાને અનુસરી એક જ કુસ્તીમા હરીફાઇનો નિર્ણય કરવાનો સામાન્ય રીવાજ છે યુરોપ વગેરેમા ત્રણ કુસ્તીમા જે બે વખત ઝીતે તે વિજયી ગણાય છે નિયત સમયમા કોઈ ચીત ન થાય તો લડવાની ઝડપ, દાવનું કૌશલ્ય, ચપળતા વગેરે ગુણોના તારતમ્યને લક્ષમા ગણીને પણ વિજયનો નિર્ણય કરવાનો ત્યા રિવાજ છે

ચીતો થવા છતાપણ, પીઠ જમીનને ન અડકે તો 'ચીત' ન ગણાય એવી યુરોપિયન કુસ્તીની આ વિશિષ્ટતા–વિચિત્રતાને લીધે ત્યાની કુસ્તીના એક વિશિષ્ટ અગનો જન્મ થયો છે એનુ નામ 'રેસલર્સ બ્રિજ' કુસ્તીના આ અત્યત પ્રેક્ષણીય અગની શરીરવિકાસની દૃષ્ટિએ ભારે



# સાબરના પૂરમાં

## તારંગાનો એક વર્ષાપ્રવાસ

ઉડોલ• ગામ આવ્યું એટલે રસ્તો પૂછી લઈને અમે આગળ વધ્યા. એકાદ કલાક ચાલ્યા હોઈશું એટલામાં એક બીજું નાનું ગામ આવ્યું. એ ઠાણે હાથ જરા દૂર હતુ. એટલે રસ્તા ઉપર એક ઝૂંપડી હતી તેમાં એક રબારણ બાઈ એનાં બે બાળકો સાથે બેઠી હતી તેને આગળનો માર્ગ અમે પૂછી લીધો. એ બાઈને રસ્તા વિષે બહુ સારૂ જ્ઞાન હોય એમ લાગ્યું, કારણ એણે બહુ ઝીણવટથી અમુક સ્થળ સુધી સીધા ગયા પછી આથમણું વળવાનુ વગેરે માહિતી આપી. પણ એણે આપેલી માહિતીનો ઉપયોગ કરવા જેટલું દિશાનું વ્યવહારૂ જ્ઞાન અમને જ ન હતું, એટલે અમે આગળ વધતા હતા તેમ મનમાં ગૂંચવાતા હતા. શહેરમાં રહેનાર ગામડામાં જતાં દિશાનું ભાન કેવળ ભૂલી ગયાના દાખલાઓ વારવાર બને છે.

ગૂંચવાડામાં અમે તો ચાલ્યા જ જતા હતા એટલામાં ફરીથી વાદળ ચડી આવ્યા અને થોડીવારમા તો એક ઝાપટું પણ તૂટી પડ્યું. પેલી બાઈએ અમને આથમણી દિશાએ અમુક સ્થળેથી વળવાનું કહ્યું હતુ, પણ એ સ્થાન નક્કી કરવું મુશ્કેલ હતુ અને આથમણી દિશાએ તો ઠેરઠેર કેડીઓ જતી હતી. અમને લાગ્યું કે આમ તો રઝળી મરીશુ તો યે પત્તો ખાશે નહિ. એટલામાં એક મુસલમાન વેપારી જેવો માણસ ઘોડા ઉપર બેસીને વડનગર તરફ જતો અમને મળ્યો. અમે એને રસ્તો પૂછ્યો એટલે એણે અમારો વેશ જોઈને સલાહ આપી કે તમને રસ્તો એમ નહિ જડે માટે એકાદ માણસ સાથે લઈ જવો. પણ આ જંગલમાં વરસતે વરસાદે માણસ ક્યાંથી કાઢવો? અને છેલ્લું ગામ તો અમે લગભગ બે માઈલ પાછળ મૂકી દીધું હતું ત્યાં ફરીથી પાછા જઈને એકાદ માણસ લાવવા જેટલી હિંમત અમારામાં ન હતી. આમ અમે નિરાશ થવાની તૈયારીમાં હતા, એટલામા આઘે વાંઘામાં અમે બે ભરવાડને બકરાં સાથે જોયા. અમે ત્યાં ગયા અને પેલામાંથી એકને અમારી સાથે તારંગા સુધી આવવા કહ્યું પૈસાની લાલચ આપવા છતાં પેલાઓએ તો ચોખ્ખી ના પાડી જણાવ્યું કે એમનાં બકરાંનું શું થાય? આખરે આઠ આના આપવાના કરી અમે ચાચાજી બીએ વગેરે શબ્દો વડે એમને શરમમાં નાખવા જેવું કર્યું ત્યારે પા કલાકે આખરે વાત ખીલે બંધાઈ કે બેમાંથી જે જુવાન હતો તેણે અમારી સાથે આવવું અને સાંજ પડતા પાછા ફરી જવું. દરમિયાન બીજો આધેડ રબારી હતો તે બન્ને બકરાં સાચવે.

પેલો સાથે થયો એટલે અમે ત્રણે ય ઊપડ્યા. થોડે આગળ વધીને એણે આથમણી કેડી પકડી એટલે અમને થયું કે પેલી રબારણે બતાવેલો રસ્તો સાચો હતો. આમ થોડીવાર જંગલમાં ચાલીને અમે એક ડુંગરની તળેટીમા આવ્યા. તારંગાનો આ રસ્તો તદ્દન સીધો ન હતો પણ આડમારગ હતો, એટલે આવા બેત્રણ ડુંગરાઓ ચઢી પછવાડેથી તારંગા પહોંચવાનું હતુ સીધો રસ્તો તો મહેસાણાથી આવતી રેલવે જ્યાં થોભે છે ત્યાંથી આગળ છે અને ત્યાં ડુંગરની તળેટીમા ધર્મશાળા તથા ઉતારાપાણીની સારી સોઈ છે. ત્યાંથી તો ડુંગર ઉપર જવાના રસ્તે માત્ર એક ડુંગરી ચડવી પડે છે. એ સિવાય રસ્તો બીલકુલ સહેલ છે. ઈડરથી પગપાળા જનારને સીધા જવું બહુ દૂર પડે તે માટે. અને ખાસ કરીને તો આડમારગે ચાલવાના અમારા શોખને કારણે અમે પાછલે રસ્તે

જવાનુ જ પ્રથમથી નક્કી કરેલુ

અમે ઝપાટાબંધ ડુંગર ઉપર ચડવા લાગ્યા આ બાજુ એક નાની પગદંડી હતી અને શિલાઓ વગ સાવ પલળેલી હોવાથી અમે સંભાળીને ચાલતા હતા ચાલતાચાલતા ઢોરની, બકરાની, ગાયોની અને વાઘની પણ ભેલા રબારી જુવાન સાથે ઘણી વાતો થતી હતી અમે એક સ્થળે આવી પહોચ્યા ત્યા ડાબા હાથ ભણી દિશા ચીંધી ભેલા રબારીએ કહ્યુ કે એ સ્થળે થોડા મહિના પહેલા વાઘે એની ગાયને મારી નાખેલી મેં એને પૂછ્યુ કે એ ખોવાઇ ગઇ નથી અને વાઘે જ એને મારી છે તેની શી ખાત્રી? એણે જવાબ આપ્યો કે બે દિવસ સુધી તો એ ગાયને શોધતો રહ્યો, એવામા આ સ્થળે જતા જોયુ તો એના હાડકા અને માથુ પડેલા હતા મેં શકા કરી કે એમ હાડ ઉપરથી શી ખબર પડે? એણે આવેશમા જવાબ આપ્યો કે કેમ ન ખબર પડે? શુ મારી પોતાની ગાયને હુ ન ઓળખુ? મેં તો માત્ર દાણો દબાવી જોવા માટે જ આટલી ચર્ચા કરેલી બાકી હુ તો જાણતો જ હતો કે રબારી હજાર બકરાના ટોળામાથી એક ખોવાયુ હોય તોપણ તરત કહી જાય, એને એના માલની એને ઓળખ હોય છે

ડુંગરો ચડી રહ્યા એટલે સપાટ જમીન આવી સામે બીજો ડુંગર અરધોએક માઇલ દૂર ત્રાંસો આવી રહ્યો હતો અને ડાબે હાથે એક ત્રીજો ડુંગર હતો એ બેની વચ્ચે સપાટ જમીન લાંબે સુધી હતી અને તેમા કેટલાક થોડીક ખેતી કરી રહ્યા હતા ઘણાભાગે એ બધા રાપ ફેરવતા હતા બે ડુંગર વચ્ચે સપાટ જમીનમા થતી એ ખેતી જોઇને મને થયુ કે થોડો કયાના ક્યા રોટલાની શોધમા પહોચી ગયા છે? જ્યા જમીનનો ટુકડો હાથમા આવી ગયો ત્યા લોક માટીમાથી કણ પેદા કરવા મંડી પડે છે આમ તો ઘણી યે સારી જમીન વણખેડાઇ પડી રહે છે, પણ ત્યા નિર્ધોરી કે વેઠને કારણે નાસીને લોક બીચારા જીવમાથી ચૂનમા ભરાઈ પડે છે અને માત્ર નામ ઊગી શકે એવી જ જમીનમા અનાજ ઉગાડવા મથી મરે છે પરતુ ચીજ વેડફાઈ જાય તો ભલ, પણ ઉપયોગ માટે તો ન જ અપાય એવી જાતની સમાજ વ્યવસ્થામા બીજો રસ્તો યે શો? કેટકેટલી જનશક્તિ આમ વ્યર્થ વધારણા વહેમ ઉપર ટકાઇ રહી છે?

સપાટ મેદાન વટાવીને અમે બીજે ડુંગરે ચડવા અને થોડે જઇ ડાબે હાથ વળી પડી ગીચ ઝાડીમા પેઠા અહીં એક કેડીનાથી વધુ દૂર ભાગ્યે જ દેખી શકાતુ આમ ગીચ ઝાડીમા ચાલતાચાલતા અમે એક વહેળા ઉપર આવ્યા વહેળો ઝપાટાબંધ વહી રહ્યો હતો અને એના પાણી વરસાદ છતા લગભગ ચોખ્ખા જ હતા હુ પહાડ થતા ડુંગર વચ્ચે વહેતા એ તરયુબિઆન નિર્ઝરને જોઇ રહ્યો અને બેચાર ખોબા ભરીને એમાથી પાણી પીધુ આખરે લથડિત ડગ ભરતા અમે અરધોએક કલાક ચાલ્યા એટલામા તારંગાના મદિરોની ટોચ દેખાઇ અને જોતજોતામા તો અમે દાખલ થવાના દરવાજે આવી પહોચ્યા. દિગબરોની ધર્મશાળાના સચાલક ઉપર અમે ચિઠ્ઠી લાવેલા એટલે એને ખોળી કાઢી અમે તેણે બતાવેલા એક ઓરડામા ઉતારો કર્યો તપાસ કરતા લગભગ ચારનો શુમાર હતો એમ માલૂમ પડયુ

જરા વિશ્રાન્તિ કરી અમે મુખ્ય મદિર જોવા ગયા હુ મદિરને જરા ઝીણવટથી જોવા ત્યા વધારે રોકાયો, એટલામા મારા સાથી રસોઇ માટે તૈયારી કરવા સાધાસામાનની જોગવાઇ કરવા લાગ્યા તારગાનું મદિર એના મોટા ભગવદાર દગાથી જોનારને આંજી રહે છે એ સિવાય એમા ઝાઝી સ્થાપત્યકલા હોય એમ મને ન લાગ્યુ જોકે મદિરની દિવાલો ઉપર ચોમેર બુદ્ધ અને વિવિધ આગમરેખાઓવાળી હિન્દુ સ્થાપત્યની ઢબની મૂર્તિઓ છે, પણ એ દેલવાડા, કુભારિયા અથવા બીજા કેટલાક સ્થળોની માફક બહુ આકર્ષક નથી આખું યે મદિર રાજા કુમારપાળના નામ સાથે સ કળાએલુ છે એમ કહેવાય છે, પણ એનુ સ્થાપત્ય અને દિવાલો પરની મૂર્તિઓ જોતા એમા કેટલુ વજૂદ છે એ એક શોધખોળનો વિષય છે આમ છતા એનો દેખાવ અસરકારક તો છે જ, કારણ જો એક મધ્યસ્થ મદિરનુ જ માપ લઇએ અને પ્રાન્તભાગોને અલગ રાખીએ તોપણ એવા મધ્યસ્થ દહેરાઓમા તારગાનુ દહેરૂ કદાચ ગુજરાતમા ભરાવા અને ઘેરાવાની દૃષ્ટિએ પહેલે નબરે હશે

અરધોએક કલાક મેં મદિર જોવામા ગાળ્યો એટલામા મારા મિત્ર રસોઇપાણી માટે સીધુસામાન

ઓરડામાં મુકાવી પાછા આવ્યા અને પછી મંદિરના ચોગાનમાં બેચાર આંટા અમે માર્યા. એક બાજુના ભાગમાં આરસપાણની તકતીઓ ચોડવાનું કામ ચાલતું હતું ત્યાં જઇને અમે ઊભા રહ્યા. આરસનું કામ કરનાર એક ભાઇ સાથે થોડી ચણતર બાબત પૂછપરછ કરી પછી મારા સાથીએ સહેજ પૂછ્યું કે એ ક્યાંનો હતો? પેલાએ જવાબ આપ્યો: 'વઢવાણનો'. હું પણ વઢવાણ ગામનો રહીશ હોઇ મને થયું કે ક્યાંના ક્યાં જના માણસો ભટકાઇ પડે છે? વઢવાણનો રહીશ એ ગાડી-રસ્તે અહીં આવી રોટલાને અર્થે વર્ષાઋતુમાં આ ડુંગર ઉપર કામ કરી રહ્યો હતો અને એ જ ગામનો હું ઇડરથી કાદવ ખૂંદતોખૂંદતો સાબરના પાણીમાં થઇ અહીં ભટકવાની ભૂખ સંતોષવા આવ્યો હતો. એક જ ગામના, એકબીજાને નહિ ઓળખનારા માણસોનું ડુંગરના દહેરા ઉપર આ કેવું મિલન? મેં એની સાથે હું પણ વઢવાણનો છું એમ કહી ઓળખાણ કરી એટલામાં એક બીજા ભાઇ પણ અમારે લાંના નીકળ્યા એટલે અમે ક્યાં ઊતર્યા છીએ વગેરે પૂછપરછ કરી ચા માટે આગ્રહ કર્યો પણ 'ચા' માટે મને બહુ ચાહ નથી એટલે મેં વિવેકથી ના પાડીને પતાવ્યું.

ઓરડીએ પાછા ફરી અમે રાંધવાનું શરૂ કર્યું. લાકડાં વરસાદને લીધે ભીનાં હતાં અને છાણાં તો અહીં હોય જ નહિ, એટલે જેમતેમ કરીને આખો ચોળતા અમે ચૂલો ચેતાવી ભાખરા બનાવ્યા અને પછી શાક કર્યું. એટલામાં દૂધ પણ આવી ગયું. દૂધ ગરમ કરી અમે જમવા બેઠા, અને બીજે દિવસે મોડું ખાવા મળે તો હરકત ન આવે તેની અગમચેતી સાથે ઠીકઠીક હાથ માર્યો. મારા સાથીએ સૂંઠ અને ગોળ આણેલાં તેની નાની લાડુડી જેવું બનાવી અમે એકએક ખોરાક સાથે જ ચડાવી ગયા. અમે આખો દિવસ લગભગ પાણીમાં જ રહેલા એટલે આ ઉપાયે અમને શરદી સામે ઠીક બળ આપ્યું. જમીને પરવાર્યા પહેલાં જ વરસાદ શરૂ થઇ ગયો હતો તે વચમાં વચમાં થોડો ધીમો પડી જઇ અવારનવાર ઝમઝટ વરસતો હતો, એટલે ક્યાંય બહાર તો નીકળી શકાય એમ ન હતું. અમે ઓરડીમાં જઇને બેઠા અને પથારી કરી આડા થયા. વરસાદને લીધે વહેલુંવહેલું અંધારું થવા લાગ્યું હતું અને એ પડતી રાતમાં ચોમેર જોરથી ધસી પડતા ધોધવાઓ જાણે બરાડા પાડીપાડીને ડુંગરની વેદના રહી રહ્યા હતા. થોડીવારમાં તો અંધારું પૂરેપૂરું વ્યાપી ગયું અને પડતાં પાણી અને ખરી પડેલાં પાંદડાંના પથારા પર વરસાદની ધારાના ટપટપાટ સિવાય બધું સૂમસામ થઇ ગયું. રાતનાં પક્ષીઓ આજે ક્યાંક ભરાઈ બેઠાં હતાં એટલે એકાદ ઘૂવડનો ઘુઘવાટ કે ચીબરી અથવા વાગોળનો તીણો અવાજે સાંભળવા મળે એમ ન હતું. માત્ર ડુંગરની શિલાઓ અને જંગલની વનસ્પતિઓ ઘનઘોર અંધકારની ચાદર ઓઢી લઇ ભેગાં મળી લાંબા સૂરે 'ભેંકાર' રાગડો તાણી રહ્યાં હતાં. થાક અને હંડીને લીધે મારી આંખો ઘેરાવા લાગી હતી અને હું જ્યારે ઊંઘી ગયો ત્યારે મારા સાથી ધર્મશાળાના રખેવાળ સાથે ડુંગરના વસવાટ સબંધી વાતો કરી રહ્યા હતા. રાતે એક વખત આંખ ઊઘડી ગઈ ત્યારે પણ વરસાદ ટપટપ પડતો હતો અને ડુંગરનો ભેંકાર વધુ ભયાનક બન્યો હતો. પણ શ્રમને લીધે મિનિટમાં જ હું પાછો જામી ગયો તે છેક ભળભાંખળું થયે મારા સાથીએ મને જગાડ્યો.

વરસાદ તો રાતમાં જ રહી ગયો હતો એટલે પાણીનો અવાજ કાંઇક ધીમો પડ્યો હતો. અમે ધર્મશાળાની બહાર નીકળી એક વડ ઉપરની વડવાઇ કાપીને દાતણ કર્યાં અને પછી દિશાજંગલનું પતાવી પાછળ વહેતા એક શિલાનિર્ઝરમાં સ્નાન કર્યું. ઓરડીએ પાછા ફરી દૂધ મેળવી સૂંઠ અને ગોળનો ઉકાળો બનાવ્યો તે પી કરીને પરવાર્યા પછી વિચાર કરવા બેઠા કે મેવાડમાં જો અહીંની માફક વરસાદ હોય—અને આ વરસાદ તો અમને સર્વસામાન્ય જણાતો હતો—તો સાબરમાં મોટું પૂર આવે અને સામે કિનારે જવું ભારે થઇ પડે, અથવા મહેસાણા–અમદાવાદનું ચક્કર લગાવી પાછા ઇડર જવું પડે. વળી આજે પણ વરસાદ નહિ આવે એની શી ખાત્રી? એટલે અમે નિર્ણય કર્યો કે નવ વાગતા સુધીમાં બધું જોઇ લઇને ખાવા-પીવાની સગવડમાં પડ્યા સિવાય અમારે આજે જ રવાના થઈ જવું. નિર્ણય કરીને અમે મંદિર જોવા ગયા. મંદિરની અંદરના ઘુમ્મટમાં ત્રણ માળ છે અને ત્યાં જવા માટે નીસરણીઓ માંડી છે. અમે કાલે ઓળખાણ કરી હતી એ સલાટ ભાઇઓમાંથી એક સાથે ત્યાં ચડ્યા અને બધે હરીફરીને ઘુમ્મટની રચના

ઇડરથી નીકળી વેરાબરને માર્ગે થઇ કુંઢેલા આગળ સાબરમતી ઓળંગીને તારંગા અને ત્યાંથી ઉંડણીને રસ્તે પાછા વળતા સાબરમતી ઓળંગી કાવા થઇને પાછા ઇડર—એ માર્ગ બતાવતો નકશો

જોઇ છેક ઉપરના માળમાં ઘુમ્મટના આધાર માટે લાકડાના મોટા સળંગ પાટડા ઓ નાખેલા છે તે તરફ ધ્યાન ખેંચીને પેલા ભાઇઓ અમને સમજાવ્યું કે એ લાકડું 'કેગર'નું હતું અને એ બીલકુલ સળે નહિ અને એને આગ પણ લાગે નહિ એવું એનું ખમીર છે મને એ લાકડાનો એક નાનો કટકો કાપી લઇ અગ્નિમાં એનું સામર્થ્ય અજમાવી જોવાનું મન થયું, પણ એ વિચારને સંકેલી લઇ અમે હિન્દુ સ્થાપત્યકલાની તારીફ કરતાકરતા નીચે ઉતર્યાં.

અમે હવે જવાની તૈયારી કરી વાસણ, ગોદડાં વગેરે પરત કર્યાં આજે અમારે ઉંડણી તરફ જવું હતું અને એ રસ્તો નવીન હતો, એટલે કાલની માફક પાછળથી મૂંઝવણ ન થાય એટલા ખાતર પ્રથમથી જ ભોમિયો લેવાનું નક્કી કર્યું ઉંડણી જવાનો ગાળો ચક્કરનો રસ્તો છોડીને અમે ટૂંકે રસ્તે જવાનું પસંદ કર્યું, એટલે ભોમિયો અમને થોડુક રસ્તે ચલાવી પછી વળીને એક પગદંડી ઉપર લઇ ગયો ત્યાથી અમે સીધો ડુંગર ઉતરવા માંડ્યા. અહીંથી ડુંગરનું ઉતરાણ ઘણું કઠણ છે, એટલે ભોમિયાએ એકબે વખત જરા શંકા બતાવી મદદ આપવા મન કર્યું પણ આડમાર્ગે ડુંગર ચડવા ઉતરવાના અમે અઠંગ અભ્યાસી હતા એમ એને પણ સમજાયું એટલે એ ત્વરિત ગતિએ ઉતરવા લાગ્યો અમે પણ એની પાછળ ને પાછળ જ ધપતા હતા એમ છતા વરસાદને કારણે એકાદ સ્થળે અમારે સાવચેતી ખાતર બેસીને ઉતરવું પડેલું

આજે તો વાદળા ખૂબ ઓછા થઇ ગયા હતા અને સૂરજ પૂરબહારમાં પ્રકાશી રહ્યો હતો એટલે વીરાની આખી વિશાળ સૃષ્ટિ જાણે આંખ સામે ઊઘડી ગઇ હતી આ પ્રમાણે લગભગ અરધોએક કલાક ચાલીને અમે છેક નીચે ઊતરી ગયા અને હવે તો અમારે સપાટ ભૂમિ ઉપર જ ઠેઠ સુધી ચાલવાનું હતું જંગલમાંથી અમે ઝપાટાબંધ માર્ગ કાપતા આગળ ચાલ્યા થોડીવાર પછી મારા સાથીએ ભોમિયાને પૂછ્યું, 'કેમ અલ્યા, મીરખાન આ જ રસ્તે આવજા કરતો કે ?' ભોમિયાએ હા ભણી એટલે એમણે મારા તરફ ફરીને સમજાવ્યું કે પ્રસિદ્ધ બહારવટિયો મીરખાન વડનગર વગેરે આજુબાજુના ગાયકવાડી ગામોમાં લૂંટફાટ કરી આ તારંગાની પાછળના રસ્તે થઇ ગઢવાડા-દાંતા તરફ ઊતરી જઇ પેલી પાર મેવાડના ડુંગરાઓમાં ભરાઇ જતો આ આખી ડુંગરમાળ છેક મેવાડ સુધી સંકળાએલી છે એટલે આ વાત બનવાજોગ હોઇ મને એ માની લેવામાં ખૂબ મજા પડી અને ક્ષણભર હું એક ગરુડના જેવી ઝીણી અને તીક્ષ્ણ આંખવાળા સવારને પાણીપંથા ઘોડા ઉપર આગળ ધસી રહેલો અને પાછળના માલથી લદાએલા વેગીલા ફાળ ભરતા ઊંટોને દોરતો મારા મન ચક્ષુ સમક્ષ આલેખી રહ્યો

અમારે ચાલવાનો રસ્તો હવે રેતાળ થયો હતો અને એક પછી એક રેતીની ડુંગરીઓ વટાવતા અને

તે વચ્ચેથી માર્ગ કાપતા અમે, ખેતી થતી હતી તેવા પ્રદેશમાં આવ્યા. સાંઠી રસ્તા ઉપર અને ખેતરની કેડીઓમાં થઇ એનાણુ ગામો આવ્યાં તેના ઉપર આછેથી નજર ફેંકતાં અમે આશરે બાર વાગતાંમાં ઊંડણી આવી પહોંચ્યા. કિનારા પર આવીને જાણ્યું કે સાબરમાં નવાં પાણી આવવાને બદલે આજે પૂર ખૂબ ઓછાં થઇ ગયા હતા અને આરાની સરળતાને કારણે સામે પાર જવું સહેલ હતું. બપોર ચઢી ગયા હતા એટલે તારાઓ ઘેર રોટલા ખાવા ગએલા, ત્યાંથી તેમને બોલાવવાની તજવીજ કરી અમે કાંઠા ઉપર વિસામો ખાવા બેઠા.

ઊંડણીનો આરો એ આ બાજુના ભાગમાં સાબર ઓળંગવાનો ધોરી માર્ગ છે. વડનગર તરફ કે શ્રીપોર–સિદ્ધપુર તરફ જતી મોટરસર્વિસો અહીં જ સાબર ઊતરે, ગાડાંગડીરાં પણ અહીં જ નદી પાર કરે ને આગળ વધે. અહીં સાબરનો પટ સમતળ અને સહેજ વિશાળ છે, એટલે પાણીનો પ્રવાહ પહોળો છતાં છીછરો છે. એથી નદી પૂરમાં હોય છે ત્યારે પણ ગોળી ફેરવવા માટે આ આરો બહુ સલામત છે. પૂરનો નિયમ છે કે જ્યાં પટ સાંકડો હોય ત્યાં એનું તાણ વિશેષ અને પટ પહોળો હોય ત્યાં તાણ મુકાબલે ઓછું રહે છે. જોકે દેખવામાં તો, પહોળો પટ હોય તે પૂરમાં વિસ્તારને કારણે અજાણ ઉતારૂને વધારે ભયાવહ લાગે, જ્યારે સાંકડો પટ જોઇને એમ થાય કે આટલું પાર કરવામાં બહુ જોખમ નહિ હોય; પણ ખરા મામલાની ખબર જાણકાર ઉતારૂ અથવા તારાને જ હોય છે, એટલે તેઓ લાંબો પટ જોઇને ગભરાઇ જાય નહિ કે ટૂંકો પટ જોઇને એને તુચ્છ ગણે નહિ.

આરાની સલામતીના કારણે અમે લગભગ નિશ્ચિન્ત થઇ ગયા હતા અને આજે વરસાદ પણ ન હતો, એટલે રોટલા ખાવા ગએલા તારા આવવામાં જરા મોડું કરે તો અમને ઉતાવળ પણ ઓછી જ હતી. આજે જન્માષ્ટમીનો દિવસ હતો એટલે ગામની સ્ત્રીઓ નવરી હોવી જોઇએ, કારણકે અમે બેઠા હતા તેથી ડાબે હાથ થોડે દૂર એક મોટી ભેખડ હતી ત્યાં તેમનો પુષ્કળ જમાવ હતો. સાબરના કાંઠે આ મોટી ભેખડ જોઇને મને જરા આનંદ થયો, કારણ સાબરના પટમાં ભેખડ ક્યાંક અપવાદ રૂપે જ હોય છે; બાકી તો કપડાં ધોવાં હોય તો પણ પથ્થર બહારથી લાવીને મૂકવો પડે. માત્ર એકલારા ગામના આરા ઉપર જ મેં સાબરના પટમાં ભેખડોનું એક મોટું જૂથ જોએલું. એકલારા પાસે સાબરના કાંઠા ડુંગર જેવડા ઊંચા છે અને ત્યાં હૃદયને થરકાવી દે તેવી ઊંચી ભેખડોની લાંબી હારની વચ્ચે થઇ સાબરનું વહેન માર્ગ કરે છે. આથી એકલારાના આરા ઉપર સળંગ મોટા ધરાઓ છે અને તેમાં પુષ્કળ મગરો રહે છે. એકલારાથી ટેચાવા ગામ તરફ આ આરા ઉપરથી જવું બહુ નજીક પડે છે. મગરના ભયને કારણે વર્ષાઋતુ વીત્યા બાદ પણ લાંબા સમય સુધી લોકોને મોટો ચક્રાવો ખાઇ બીજા આરે ઊતરીને ફેરમાં જ જવું પડે છે. ઊંડણીના આરાની ભેખડ ખૂબ મોટી એમ કહી શકાય, પણ એ એકલ જ અને જરા બાજુમાં હોઇ નડતરરૂપ થવાને બદલે અનેક રીતે ઉપયોગી થાય છે. આજે તે ઉપર કોઇ બાળકો બેઠાં ઉટકતી હતી, કોઇ માટીમાં ઘસી ઘસી કપડાં ધોઇ રહી હતી અને કેટલીક માથામાં ખારો નાખી ચોટલા ચોળતી હતી. દૂર એક આધેડ ઉંમરની સ્ત્રીનો ઉઘાડો વાંસો એક જુવાન જેવી બાઇ ચોળી રહી હતી. તેની બાજુમાં ગામના પાંચસાત ઉચ્છૃંખલ અને હિંમતવાન છોકરાઓ નદીના પૂરમાં પડી થોડે તણાઇ પાછા કાંઠા ઉપર નીકળતા હતા અને એ રમતનું પુનરાવર્તન કર્યે જતા હતા.

ઊંડણીના બરાબર સામે જ કાંઠે ફલાસણ નામનું ગામ છે. આ બંને ગામ લગભગ સામસામાં જ છે અને એ બંનેને સાંકળી લેતા હૃદયરસ જેવો નદીનો પ્રવાહ વચમાં વહી રહ્યો છે એટલું જ એમની વચ્ચે અંતર છે. ઊંડણી અને ફલાસણ એ લગભગ એક જ ગણાય છે અને નિકટતાના કારણે બંને ગામોનો વ્યવહાર ખૂબ ગુંથાએલો છે. આડે દિવસે માત્ર નદી જ ઓળંગીને બંને ગામના લોકો એકબીજા સ્થળે જાય, પણ જ્યારે પૂર હોય ત્યારે બંને ગામોએ એકબીજા સામે તાકીને જોઇ રહેવાનું કે હાથ હલાવીને સંજ્ઞા કરવાની. એ વખતે બંને ગામોનો પ્રત્યક્ષ અને સીધો નિકટનો સંબંધ ઓછો થઇ જાય, પણ આ આરે ગોળી તો લગભગ ફરતી જ હોય એટલે એ નિઃશેષ તો માત્ર થોડાઘણા દિવસે જ થાય. આજે

ફલામણને આરે પણ હલચલ હતી, અને ત્યા પણ અનેક સ્ત્રીઓ સ્નાન કરી રહી હતી એમાની ઘણી-ખરી ખેડૂતની સ્ત્રીઓ હશે એમ જણાતુ હતુ કારણ કેટલીકના જાડા રાતા સાડલા અને ચણિયા કાંઠે સુકાતા હતા અને બીજી ઘણીક એવા જ કપડા સાથે સ્નાન કરી રહી હતી મને સાભર્યું કે આજે જન્માષ્ટમીના કારણે એ સ્ત્રીઓ ખેતરમા નહિ ગઈ હોય અને કેટલીકે તો ઉપવાસ પણ કર્યા હશે, એટલે નદી ઉપર નહાવા આવી હશે, નહિતર એકસામટુ આવડુ મોટુ ટોળુ ખેડૂત સ્ત્રીઓનુ નદી પર એકસાથે ભાગ્યે જ સ્નાન કરતુ હોય આવેથી જોતા, ચણોઠી જેવા રાતા રંગના વિવિધ આકારો, કેટલાક હરડફરડ કરતા ફરતા હોય અને કેટલાક કાંઠા ઉપર કે નીરજળમા આળોટતા હોય એવુ લાગતુ હતુ

તારાઓ આવ્યા એટલે અમે તૈયાર થયા આ આરે તુંબડા બાંધવાની એટલી બધી જરૂર ન હતી એટલે અમે પણ એનો આગ્રહ ન ધર્યો ગોળીમા કપડા ઘાલીને તારાએ ભેખડના આ છેડે જઈ ગોળી પાણીમા મૂકવાની તૈયારી કરી એટલે અમે પણ ત્યા પહોંચી ગયા આ ભેખડ નદીના પટમા ઠીક ઠીક ધસી ગએલી હતી એટલે ભીના કાંઠેથી જ પડીએ એ કરતા ભેખડ ઉપરથી પડવાથી થોડુ અતર કપાઈ ગયા જેવુ થતુ હતું, એથી તારાએ ભેખડ પસદ કરેલી ભેખડને ધસારાથી પાણીમા એક મોટી ઘૂમરી વળતી હતી તે લાબે સુધી ફેલાઈ જતી હતી તે એક ઓળંગી જવાય એટલે સામે પાર જવુ સહેલ હતુ હડોલને આરે બે જુદીજુદી ગોળીઓ ઉપર અમે ઊતર્યા હતા તેને બદલે અહીં બે તારાઓ એક જ ગોળીને વળગ્યા અને અમે બને ઉતારુઓ પણ એને જ વળગેલા હતા સામસામા ગોળો રાખીને જેમ બે એન્જિન વળગે છે એમ બને તારાઓ સામસામી દિશાઓથી ગોળીને વળગ્યા અને એમણે ઘૂમરીમા ઝંપલાવ્યુ ઘૂમરીનુ જોર અમે ધાર્યો કરતા ઘણું વધારે હતુ, કારણ અમે દૂર સુધી શરૂઆતમા ખેંચાઈ ગયા, પણ પછી ઓળગ્યા બાદ તો કાબૂ કરતા તાણ ઘણુ નરમ હતુ અરધો પટ ઓળગી ગયા બાદ મેં બે ત્રણ વખત ગોળી છોડી દીધી અને પકડી લીધી એવી રમત કરી પછી અરધા પટ ઉપર ઠીકઠીક ઓળગી રહ્યા ત્યારે મેં ગોળી બીલકુલ છોડી જ દીધી અને હું જાતે જ તરવા લાગ્યો પણ એમ તો હુ ધાર્યા કરતા ઘણો દૂર ખેંચાઈ ગયો, અને વચમા એક વખત મનમા જરા ડચુપચુ પણ થઇ ગયુ ત્યારે જ સાબરની શક્તિનુ મને ખરુ ભાન આવ્યુ અને તારાઓની તાકાત ઉપર હુ આફરીન થયો

સામે પાર પહોંચી અમે વેરાગર ઊપડ્યા તારગા તરફ જતા તો અમે તાનમા લગભગ દોડતા હતા, પણ હવે ઉત્સાહ ઓસરી જવાથી અને ભૂખથી પણ અમે રસ્તો બહુ ધીરેધીરે કાપતા હતા એટલે છેક સાંજ પડવા આવી ત્યારે વેરાગર પહોંચ્યા ગતની રાત વેરાગર ગાળી બીજે દિવસે સવારમા અમે ઇડર તરફ ચાલતા થયા ખેરોજનુ જગલ વટાવી કાના ગામ મૂક્યુ એટલામા મારી આંખો મને બળતી લાગી અને માથુ ફાટતુ હોય એમ જણાયુ મેં મારા સાથીને પૂછ્યુ એટલે એમણે મારો હાથ પોતાના હાથમા લઈ અને કપાળ પર પંજો મૂકી કહ્યુ 'તાવ આવ્યો છે, એટલે હવે ને ગામ રોકાઈ જઈએ' મેં કહ્યુ 'ચાલોને હવે, ઘેર જ પહોંચી જઈએ.' અને હસતા હસતા ઉમેર્યું 'આપણી પ્રવાસકથાના અધૂરા રહેલા શ્લોકની આ તાવે આવીને છેવટની પાદપૂર્તિ કરી છે એના વિના આપણી સાહસસફર કાંઈક ઓછી જ શોભત'

રામપ્રસાદ શુકલ

આપણા અધઃપતનના બીજ તો આપણી પોતાની અંદર છે અને તે આપણા ચારિત્ર્યમા, આપણા સમાજમા, આપણી રોજની ટેવોમા, આપણા વિવેકબુદ્ધિ વગરના વહેમોમા ઊંડા ઊતરેલા છે આપણી પ્રજાને આખા પોતાના જ દુશ્મનો સામે લડવાનુ છે, આપણી કમનસીબીના સાચા કારણરૂપ આપણી સૈકાઓજૂની મૂર્ખાઈઓને આપણે નાબૂદ કરવાની છે

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર

(કલકત્તા વિદ્યાપીઠના પદવીદાન સમારભ વેળા)

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન માર્ચ અંકના પૃ. ૬૮થી]

## ચૌદમો દિવસ : અંત્યાક્ષરનો લોપ

### નિયમો

**[૯૦] શબ્દને અંતે 'ત' અથવા 'ક' હોય અને એની પૂર્વે અનુસ્વાર હોય, ત્યારે એ અંત્ય 'ત' અથવા 'ક'નો લોપ થાય છે.**

**[૯૧] બે કરતાં વધારે પદના શબ્દને અંતે 'ત', 'ર', 'સ', 'જ', 'ય', 'ક', 'પ', 'લ' એમાંનો કોઇ વ્યંજન હોય, તો તે વ્યંજનનો લોપ કરી, તેના પછી આવતો શબ્દ તદ્દન નજીકથી શરૂ કરી લખાય છે.**

**[૯૨] ઉપરના નિયમો મુજબ અંત્યાક્ષર લોપી શકાય એવા શબ્દને કોઇ પ્રત્યય લાગેલો હોય, તો પણ એ અંત્યાક્ષર લોપાઈ પ્રત્યય કાયમ રહે છે.**

### સૂચનાઓ

(૯૦) અનુસ્વાર પછી આવતા અંત્ય 'ત' અને 'ક' બોલતી વખતે જાણે એ અનુસ્વારમાં ભળી જતા લાગે છે. અને સામાન્ય રીતે જે શબ્દોમાં એ અક્ષરો આવી રીતે આવતા હોય છે એનું બંધારણ જ એવા પ્રકારનું હોય છે કે આ અંત્ય વ્યંજનો ન લખ્યા હોય તો પણ ત્યાં એ અક્ષરોની ખોટ પડતી જણાય. આ પછીના નિયમમાં પણ આ બે અંત્યાક્ષરો તો આવે છે જ, છતાં એ બે અક્ષરો માટે આ જુદો નિયમ આપવાના કેટલાક કારણો છે. પ્રથમ તો આ નિયમની રીતે થતો લોપ બીનશરતી છે, એટલે નિયમ ૯૧ મુજબ પાછળનો શબ્દ નજીક લખવાની જરૂર રહેતી નથી. વળી આ નિયમ બે પદના શબ્દોને પણ લાગુ પડી શકે છે, જ્યારે આ પછીનો નિયમ બે કરતાં વધારે પદવાળા શબ્દો માટે છે. વગેરે.

(૯૧) આ નિયમ મુજબ 'શબ્દને અંતે' અમુક વ્યંજન આવવો એનો અર્થ આપણી સામાન્ય લિપિમાં શબ્દને અંતે સમજવાનો છે, લઘુલિપિમાં લખાતા રૂપને અંતે એમ નહિ. આમ હોવાથી સંકેતોના અંત્યાક્ષરો, પ્રત્યયો, ક્રિયાપદોના 'વું' લોપાવાથી છેડે આવેલા વ્યંજનો, એ બધા આ નિયમમાં ન આવી શકે. એટલે ટૂંકમાં આ નિયમનો ખાસ ઉપયોગ તો ઉપર ગણાવેલા વ્યંજનમાંથી પૂરાં થતાં નામ કે વિશેષણ ટુંકાવવા માટે જ રહેશે. અને તેમાં પણ ઘણું કરીને ત્રણ પદવાળા શબ્દો આ નિયમમાં વધારે આવશે. કેમકે ચાર પદ વાળા શબ્દોનો ઘણો મોટો ભાગ તો હવે પછી દિવસ ૧૫મા આવનારા એક નિયમમાં સમાઇ જતો હોય છે.

આ નિયમની રીતે અંત્યાક્ષર લોપાયા પછી તે વાચતી વખતે આડ વિકલ્પ રહે છે કેમકે અંત્યાક્ષર લોપાયાનું સૂચન તો પાછળનો શબ્દ તદ્દન નજીક હોવાથી મળી રહે છે, પણ વ્યંજન કયો હશે તે અનુમાન શબ્દના લેખિત રૂપ ઉપરથી કરવાનું રહે છે. ઉદાહરણો ઉપરથી જોઈ શકાશે કે આવી રીતે લોપાએલો અંત્ય વ્યંજન શબ્દના આગાઉના રૂપ સાથે એવો કાંઇક સંબંધ ધરાવતો હોય છે કે, જો કે તે સંબંધને વ્યાકરણના કોઇ નિયમથી બાંધી ન શકાય, તેમ છતાં ભાષાથી પરિચિત કાન અમુક અમુક વ્યંજનોના બનેલા શબ્દનો પ્રવાહ અંતે ક્યાં જશે એનો કાંઇક આંખો ખ્યાલ બાંધી શકે છે; કેમકે વ્યંજનોના સાંનિધ્યમાં અમુક અમુક વ્યંજનોને બીજા અમુક જોડે

એવી ગાઢ મૈત્રી હોય છે કે બાપામા ન આવનારા જોઈએ જીભ અને કાનને પણ પ્રથમ દર્શને જ અ ડ્ડન્તી લાગે આમ વ્યંજનોના સાનિધ્યના નિયમો બુદ્ધિપૂર્વક ન જણાતા હોય છતા તેઓના પરસ્પરના સંવાદનુ જ્ઞાન અજ્ઞાતરૂપે આપણી કર્ણેન્દ્રિયમા સુષુપ્ત હોવુ એને આપણે 'ધ્વનિ સાદર્શ્ય' કહી શકીએ અને આ ધ્વનિ સાદૃશ્યની મદદ વડે જ આ આટ વિકલ્પ ધરાવતા નિયમનો સફળતાપૂર્વક પ્રયોગ કરવાની શક્યતા આપણે માગીએ છીએ

આ નિયમમા ગણાવેલા અંત્યાક્ષરોમાના 'ર'ને નિયમ ૭૪ તથા 'ત' તથા 'ક'ને નિયમ ૮૦ લાગુ પાડી શકે તેમ હોય ત્યા તો એ નિયમો મુજબ જ લખવુ વળી શબ્દના અંત્યાક્ષર 'ય' અને 'જ'ની ગણતરીમા 'કેટલાય', 'આથી જ' એવા શબ્દો સાથે આવતા 'ય' તથા 'જ' પણ ગણી શકાય આવા શબ્દોમા એ 'જ'ને જુદો જ શબ્દ ગણવામા આવે છે પણ લઘુલિપિ પૂરતો એને અગાઉના શબ્દનો અંત્યાક્ષર ગણવામા હરકત નથી

એ ખાસ ધ્યાનમા રાખવાનું છે કે અંત્યાક્ષરનો લોપ થયો છે એ જાતનુ સૂચન આપવા માટે પછીના શબ્દ એ અગાઉના એટલે કે જેનો અંત્યાક્ષર લોપાયો હોય તે શબ્દની તદ્દન નજીકથી શરૂ કરી લખવો જોઈએ. આવી રીતે નજીક લખેલા શબ્દો 'મનોયત્ન' મા જોવાથી તે કેમ લખવા જોઈએ તે સમજાશે હાલ તો આ બાબતનો ખ્યાલ આપવા નકશામા આપેલ ઉદાહરણોમા ચોકડીથી એ પાછળના શબ્દનું સ્થાન બતાવ્યુ છે. અને આ નિયમના ઉદાહરણોમા એવી ચોકડીઓ આપેલ નથી પણ સમજી લેવાની છે

(૮૨) આ નિયમ મુજબ અંત્યાક્ષર લોપાય ત્યારે એના પછી આવતો પ્રત્યય અંત્યાક્ષર લોપાએલા શબ્દના રૂપને લાગે, એ સ્પષ્ટ છે પણ પ્રત્યયો ત્રણ જાતના છે તદ્ધિત, વિભક્તિના અને કૃદંતના અને તેથી એ દરેકની વૈશિષ્ટ્યતાઓ આ નિયમ પરત્વે સમજવાની જરૂર છે

આ બધામાથી સૌથી સહેલા વિભક્તિના પ્રત્યયો છે. ઉદા ૪મા પણ બના વિભક્તિના પ્રત્યયો જ લખી બતાવ્યા છે નિયમ ૮૧ મુજબ શબ્દ જેવી રીતે લખાય એવી રીતે લખી, પછી આ પ્રત્યયો લગાડી દેવાય એ સાદામા સાદી બાબત છે

કૃદંતના પ્રત્યયો વિષે જાણવાનુ કે તે પ્રત્યયો કોઈ શબ્દ'ને લાગતા નથી હોતા એ પ્રત્યયો પહેલા તો ધાતુને કોઈ અપૂર્ણ રૂપ હોય છે અને વળી ધાતુઓમાથી અંત્ય અને ઉપાન્ત્ય વ્યંજનો અગાઉથી જ લોપાઈ જતા હોવાથી એને આ નિયમ લાગુ ન જ પડી શકે.

તદ્ધિત પ્રત્યયોમા જ્યારે એ પ્રત્યયની પૂર્વેનો શબ્દનો ભાગ પોતે પણ એક સ્વતંત્ર શબ્દ હોય—જેમકે 'અમલદાર'—ત્યારે આ નિયમ તેને લાગુ પડી શકે પણ સામાન્ય રીતે તદ્ધિત પ્રત્યયો વાળા શબ્દો એ પ્રત્યયથી જ સારી પેઠે ટુંકાવાતા હોવાથી અસાધારણ સંજોગો સિવાય આ નિયમનો પ્રયોગ કરવાની જરૂર રહેતી નથી તેથી ઉદાહરણોમા પણ એવા શબ્દો આવેલા નથી

## ઉદાહરણો

(૧) [નિ. ૮૦: અનુસ્વાર પછી 'ત', 'ક'નો લોપ] કંપક, જીવન, જાહેરાત, નિશ્ચિત, નિષ્ફળ

(૨) [નિ. ૮૧ અંત્ય 'ત', 'ર', 'સ', 'જ', 'ય', 'ક', 'પ', 'લ'નો લોપ] અકસ્માત, અસ્ત્ર, અગણિત, અદ્ભુત, અભિપ્રાય, અભય, અસલ, અહિત, આગત, આકર્ષક આગ્રાકેત આધ્યાત્મિક, આર્થિક, આશ્રય, આજસ—ઐતિહાસિક, ઔદ્યોગિક, ક્રિયાત્મક, ખાસીયત, ખેડૂત, ગ્રાહક, ગૌરવ, ચાલાક, જકાત, જનક, જમાલ, જાહેરાત, જનેરાત, ટપાલ, ટેબલ, તાકાત, દલીલ—દાખલ, નિરર્થક, નિર્ણય, નિશ્ચય, ન્યાય, પરિચય, પ્રમાણિક, પ્રયાસ, પ્રવાસ, માનસ, માનસિક, માલિક, માસિક, મુલક—મુલ્ક, મૅટ્રીક, યુવક, રમણીય, રાજકીય રાષ્ટ્રીય, લડાયક, લાયક, વિકાસ, વિખ્યાત, વિજય, વિલાસ, વિવેક, વિષય, વ્યવસાય, વ્યાજ—શરત, શાબ્દિક, શારીરિક, સડક, સરસ, સહાયક, સહેતુક, સંગીત, સંપ્રદાય, સાવચેત, સુશિક્ષિત —સૂચક, સેવક, સ્વાભાવિક હકીકત, હરકત, હાકલ, હૃદય

(૩) [નિ. ૮૧ ચાલુ આદ્ય અને અંત્યાક્ષરનો લોપ] કાયમ, ખ્યાલ, કસરત, કાર્યાલય, કાલ્પનિક, શ્રીમંત, કુદરત, કૉંગ્રેસ, પગાર, પાગલ, બક્ષીસ, બટુક, બાદબાક, બાળક, સમર્પિત

(૪) [નિ. ૮૨ અંત્યાક્ષરના લોપ પછીના પ્રત્યય] અભિપ્રાયને, અનુભવના, આશ્રયમાં, આજસનુ, ખાસીયતોથી, પ્રયત્નથી, મૅટ્રીકથી, લાયકનુ, વિજયમા, કુદરતને, કૉંગ્રેસને, બાદબાકમા

# પોતાનો હક જાહેર કરતાં પહેલાં



ટૂંક વખતમાં રાજકોટમાં મળનારી કાઠિયાવાડની 'વિદ્યાર્થી-પરિષદ' સમયે 'વિદ્યાર્થીઓના હકના જાહેરનામાં ઘડવા' કરતાં યે પહેલાં તો 'પોતાની ફરજ વિચારતા અને લાયકાત કેળવતા થવા' પ્રત્યે વિદ્યાર્થીઓનુ ધ્યાન દોરતા કેટલાક વિચારો, જાણીતા લોકસેવક શ્રી છગનલાલ નથુભાઇ જોષીએ મૂકી બતાવ્યા છે તે સમસ્ત વિદ્યાર્થી જગતને ઉપયોગના હોઇ અત્રે પ્રકટ કરીએ છીએ.

સમસ્ત કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદ રાજકોટને આંગણે ભરાવાની છે ત્યારે રાજકોટની વિદ્યાર્થી આલમે એ પરિષદ સફળ કરવા શુ કરવુ જોઇએ?

મુંબાઇ યુનિવર્સિટી મૅટ્રિકની પરીક્ષામા વિદ્યાર્થીઓની કતલે આમ કરે છે; હાઇસ્કૂલના માસ્તરો વિદ્યાર્થીઓને શિક્ષા કરે છે; શિક્ષણપદ્ધતિમા ભય અને લાલચને પ્રધાન સ્થાન આપવામા આવે છે; ભણતરની ફી બહુ આકરી લેવામા આવે છે; પાઠ્ય પુસ્તકો સત્તાવદારોની ધૂન પ્રમાણે વારંવાર ફેરવી નાખી વિદ્યાર્થીઓને ખરચના ખાડામા ઉતારવામા આવે છે, આ અને આ પ્રકારની બીજી ફરિયાદો દૂર થાય તો વિદ્યાર્થી પરિષદ કંઇક અંશે સફળ થઇ ગણાય ખરી

પણ આ બધી ફરિયાદો દૂર કરવાનુ આપણા હાથમા નથી. યુનિવર્સિટી કે રાજ્યની સત્તા વિદ્યાર્થીઓના હાથમા આવી નથી. આપણે ખૂબ ચળવળ કરીએ, વારંવાર બરાડા પાડ્યા કરીએ, તો આપણો અવાજ વહેલોમોડો સત્તાધારીઓના કાને પહોંચવાનો જ છે અને ધાર્યું પરિણામ આવવાનું જ છે એમ માની બેસવામા દોષ નથી.

પણ અનુભવવાણી એથી ઉલટું કહે છે. 'પારકી આશ સદા નિરાશ' જ્યા સુધી ખુદ વિદ્યાર્થીઓમા બળ નહિ આવે ત્યા સુધી બધા ફાંફા છે. વિદ્યાર્થીઓમા શક્તિનો સંચાર થાય એ માટે રામબાણ ઉપાય વિદ્યાર્થીઓનુ સંગઠન કરવું જોઇએ એમ કહેવામા આવે છે. પણ એ સંગઠન કરવુ કેમ? વિદ્યાર્થીઓમા સંઘશક્તિ કેમ કરીને પેદા કરી શકાય? સામાજિક વિદ્યાર્થી સમેલનો ગોઠવીને કે ચર્ચાસમિતિઓ રચીને જ વિદ્યાર્થીઓ એ ધ્યેયને પહોંચી શકશે?

સંગઠનના બાહ્ય ઉપાયો જેટલા ગોઠવી શકાતા હોય તેટલા ભલે ગોઠવાય, પણ એ બધા કાર્યક્રમમા રામ નો નો જ આવતો, જો એ રોજના ધડતરઓમા

પણ પ્રાણ હશે 'આગ સે આગ જલતી હૈ', 'દીવો દીવાને પ્રગટાવી શકે છે.' રાજકોટમા એવા દીવા કોઇ છે? ન હોય તો આજથી જ એ જ્યોત પ્રગટાવવા દીવા થવું જોઇએ.

આવી વિદ્યાર્થીજ્યોતિએ પૂર્વતૈયારી માટે જીવનના અમુક નિયમો ઘડી તે પ્રમાણે આચરતા થઇ જવુ જોઇએ.

થોડાક માર્ગદર્શનરૂપ થઇપડે એવાનિયમો આ રહ્યા:

પહેલુ સુખ તે જાતે નર્યાં આજના વિદ્યાર્થીઓના શરીર માયકાંગલા જેવા બની ગયા છે શરીરસંપત્તિ વિના તો બધુ ધૂળ છે તો વિદ્યાર્થીઅવસ્થામા શરીર સુદૃઢ બનાવવા માટે આજથી જ તનતોડ પ્રયાસ કરવો જોઇએ સ્વ૦ લોકમાન્ય તિલક મહારાજે કૉલેજનુ એક વર્ષ 'બગાડીને' પણ પ્રથમ શરીર સારૂં બનાવવા મહેનત કરી હતી રોજ કસરત—વ્યાયામ કરવાની અવશ્ય ટેવ પાડો તમે કસરત તો કરતા હશો, આસનો યે કરતા હશો એ નિયમિત કરતા હશો તો તમારો ચેપ જરૂર તમારા જોડીઆ મિત્રોને લાગવાનો છે.

ભલો ભૂપ આવે કે મોટો સમરાંધા હોય તો યે તેની સમક્ષ જે તમારા અંતરાત્માને સાચુ લાગે તે જરા પણ અચકાયા સિવાય, ડર્યા સિવાય, નમ્રતાથી વિવેકપૂર્વક કહેવાની હિંમત કેળવતા શીખો અને આ હિંમત બનાવવા માટે, અભયવ્રત કેળવતા, જે કાઇ સહન કરવું પડે તે રાજીપાથી સહન કરતા શીખો

જીવનમા સાદાઇ, સંયમ અને શરીરશ્રમને પ્રથમ સ્થાન આપો.

આજે વિદ્યાર્થીજગતમાં રંગીલાપણુ છેલબટાઉપણું કે નાટકીઆના હાવભાવ વધારે જોવામા આવે છે એ દૂર કરવાનો સોનેરી ઇલાજ વિદ્યાર્થી ધુરંધર થવા ઇચ્છતા યુવકોએ પોતાનું જીવન પવિત્ર બનાવવો

જોઇએ. વિદ્યાર્થીગૃહમાં કે કુટુંબમાં રહેનાર વિદ્યાર્થીએ રોજ, હલકું ગણાતું, જેમાં શરીરને ઘસવું પડતું હોય તેવું કામ બીજાં હજાર અગત્યનાં કામ છોડીને પણ હોંશપૂર્વક બજાવવાનો સંકલ્પ કરવો જોઇએ. ઘર વાળવું, વાસણ માંજવાં, કપડાં ધોવાં, પથારી ઉપાડવી,— આ કામ વિદ્યાર્થીને ગમતાં નથી. તમે એ કામ કરવામાં હમેશાં તત્પર રહો અને તમારી આસપાસનું એદી વાતાવરણ નાબૂદ થએલું જોશો.

વિલાયતી કાપડ, વિલાયતી સાબુ–તેલ, વિલાયતી જોડા, વિલાયતી ખાંડની મિઠાઇનો શોખ વિદ્યાર્થીઓમાં સારીપેઠે પેસી ગયો છે. પરદેશના મોહમાં તણાઈ જઇ વિદ્યાર્થીઓ કહેવાતું ભણતર મેળવતાંમેળવતાં પોતાના કુટુંબ પર ને સંસ્થા પર કેવા ભારરૂપ થઇ પડયા છે અને દેશનુ સત્યાનાશ વાળી રહ્યા છે તેનું તેમને ભાન નથી. એ ભાન વિદ્યાર્થીઓમાં આવે તે માટે વિદ્યાર્થીજ્યોતિ ધરે. આજથી જ સંકલ્પ કરવા જોઇએ કે શરીરને વિલાયતી કાપડ અડાડી હરગીઝ અપવિત્ર નહિ કરૂં; મોજશોખની વસ્તુઓ ખરીદી દેશની ગરીબી વધારવામા હું કોઈ કાળે હાથો નહિ જ બનું; દેશનુ ધન વધારવા માટે રોજ કંઈ ને કંઈ ઉત્પાદક મજૂરીનું કામ કરીશ જ.

હરિજનોના ૮–૧૦ વરસના બાળકો પણ પોતાનો અભ્યાસ કરતા બૂટપૉલિશનું કામ કરી રોજ બેચાર આના ફટી મારે છે. ખેડૂત—ભરવાડના કે સુથાર, સોની, લુહાર, કુંભાર કે મોચીનાં નાના બાળકો પોતાના બાપીકા ધંધામાં મદદ કરી કુટુંબની રોજીમાં પાઇ પૈસાનો યે વધારો કરે છે. તમે કોઇ એવું મજૂરીનું કામ વિદ્યાર્થી અવસ્થામા કરો છો?

શરીરરખા થવું એ મહાપાપ છે; બીજા માટે શરીર ઘસવું એ જીવનનો મહાલ્હાવો છે. તમારા સાથી માંદા હોય તો તેની માવજત કરવામાં, તેમનું મેલું સાફ કરવામાં નાક મરડવાને બદલે આનંદ માણી શકો છો?

તમારા સાથીમાં શારીરિક કે માનસિક ખોડખાંપણ હોય, એટલેકે કોઇ વિદ્યાર્થી તોતડો હોય, બોબડો હોય, બહેરો હોય કે લંગડો હોય તો તેના તરફ પ્રેમ વરસાવો છો કે તેની મજાક—ફજેતી કરવામાં રસ લો છો?

કોઇ વિદ્યાર્થીને કાંઇ ન આવડતું હોય તો તેને શીખવવા માટે થોડો વખત કાઢો છો, કે ભલો મારો અભ્યાસ ને ભલી મારી ઓરડી, હું મારૂં કરતાં યે પરવારતો નથી ત્યાં બીજાની વેઠ ક્યાં કરવા જાઉં એમ કહી એકલશૂરા થઇ ગયા છો?

ટૂંકમાં વિદ્યાર્થીઓનાં હકનાં જાહેરનામાં ઘડવાની લાયકાત કેળવવા માટે હમણાં તો વિદ્યાર્થીઓની ફરજ જ વિચારતા થઇ જાઓ અને જીવનનો ઉત્કર્ષ કરે તેવા ગણ્યાગાંઠ્યા સંકલ્પસિદ્ધાંતો ઘડી કાઢો, અને એ વ્રતોને આગ્રહપૂર્વક વળગી રહો. જીવન સિદ્ધાંત મુજબ ચલાવતાં શીખશો તો થોડા વખતમાં તમે તમારા પોતાના જ જીવનનાં અજબ વર્તનથએલું જોશો અને તેની અસર વિદ્યાર્થી જગત પર પણ થયા વિના નહિ રહે.

સો વાતની એક વાત છે: આપ ભલા તો જગ ભલા.

છગનલાલ મ. જોષી

## કહેવત કથન અને કવિતા

### વાડ વિના વેલો ચડે નહિ

વગ વગર પગ થાય નહિ.
સૌ વગે વાવણાં કરે.
ઓથની ફૂંક રહે.
સીકારસકી ગદ્ધી તેજીકો લાત મારે.

***

વગે પીરસણું, વગે ન્યાય;
વગ ન હોય તે પાછો જાય.

વગે વાવણાં, વગે કૂવા;
વગ વિનાના કુંવાના મૂવા.

પક્ષે પૂજા પક્ષે ન્યાય;
પક્ષ વિનાનો માર્યો જાય

કારજ સહાયતા વિના, કરી શકે નહિ કોય;
કહો હથોડો શું કરે, જો નહિ હાથો હોય

બિના વસીલે ચાકરી, બિના ઢાલ જવાન;
યે તીનો ફિકે લગે બિના સુપારી પાન.



(ગ્રીસની પ્રાચીન દંતકથા)

# સોનેરી ઊન

ઘણાં વરસ પૂર્વે ગ્રીસના મિન્યુઅન પ્રદેશ ઉપર ઇસન નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પીલીઆસ નામનો એક ઓરમાન ભાઇ હતો. પીલીઆસ મહા દુષ્ટ અને સ્વાર્થી હતો. તેણે છળકપટ કરી મિન્યુઅન પ્રદેશની રાજગાદી પચાવી પાડી અને પોતાના મોટા ભાઇ ઇસનને હડધૂત કરી રાજ્યની બહાર હાંકી કાઢયો.

પોતાના નાના પુત્ર જેસનને લઇ રાજા ઇસન ગાઢ જંગલમાં ભિખારીના વેશે ભટકવા લાગ્યો. એક દિવસ એક ઊંડી ગુફા પાસે તે આવી પહોંચ્યો. અંદર જોયું તો એક મહાન સમર્થ સંત બેઠેલા. સમય વિચારી રાજાએ પોતાના પુત્ર જેસનને એમના ચરણોમાં મૂક્યો અને કહ્યું, 'કૃપા કરી મારા આ પુત્રને આપની પાસે રાખો. તેને યોગ્ય વિદ્યાભ્યાસ શીખવો.' જેસનની ભવ્ય મુખમુદ્રા જોઇ તપસ્વીને લાગ્યું કે આ છોકરો ભવિષ્યમાં મહાન થવા સરજાયો લાગે છે. તેમણે તરત જ હા કહી અને જેસન એ ગુરુ પાસે રહી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. કાળે કરીને ઇસન મરણ પામ્યો.

વખતને જતાં વાર નથી લાગતી. જેસન હવે જુવાન થયો હતો. ગુરુએ તેને સર્વ વિદ્યામાં પારંગત કર્યો હતો. હવે તેને પોતાનું વતન યાદ આવ્યું. ગુરુએ તેને સઘળી વસ્તુસ્થિતિ સમજાવી. એટલે પિતાએ ગુમાવેલું રાજ્ય પાછું મેળવવાની તેને તીવ્ર ઇચ્છા થઇ આવી. તરત જ ગુરુ પાસેથી આજ્ઞા લઇ સૌ પોતાના વતન મિન્યુઅન પ્રદેશ તરફ તે ચાલી નીકળ્યો.

રસ્તે જતાં એક મોટી નદી આવી. કિનારા ઉપર એક જઇફ ડોશીમા બેઠેલાં. તેણે જેસનને જોઇને કહ્યું, 'બેટા! મને સામા કિનારે લઇ જા!' બે કાંઠે છલાછલ વહી જતી નદી, અંદર ઉછળતાં પાણીનાં મોટાં મોટાં મોજાં અને પાણી નજર ન પહોંચે એટલે દૂર જણાતો કિનારો જોઇ જેસન ઘડીભર તો થંભી ગયો. છેવટે, ગમે તેમ થાય પરંતુ ડોશીને સામે કિનારે તો પહોંચાડવી જ એવા દૃઢ નિશ્ચય ઉપર તે આવ્યો. તેણે કહ્યું, 'માડી ! ચાલો, હું તમને સામા કિનારે પહોંચાડી દઉં!'

પરંતુ, જ્યાં સામે જુએ ત્યાં તો ડોશીને બદલે મહાન તેજસ્વી સાક્ષાત્ દેવી હીરા (ગ્રીસ દેશની સર્વસત્તાધીશ, દેવોની મહારાણી) ઊભેલાં! જેસન તેમના પગમાં પડયો. હીરા પ્રસન્ન થયાં અને વચન આપ્યું કે 'સંકટની વખતે મને યાદ કરજે; તત્કાળ હું તને મદદ કરીશ.'

જેસનમાં હવે બમણો ઉત્સાહ આવ્યો. થોડા જ વખતમાં પોતાના કાકા પીલીઆસ પાસે તે જઇ પહોંચ્યો અને સંભળાવી દીધું કે 'ચાહે તો મારી સાથે યુદ્ધ કરો, નહિતર મારા પિતાનું રાજ્ય મને પાછું સોંપી દો!'

પીલીઆસે મનમાં કપટ રાખીને તેને આવકાર આપ્યો અને વિના મહેનતે જેસનનું કાસળ કાઢી નાખવાનો વિચાર કરી કહ્યું 'જો તું ઑલિમ્પસ પર્વત ઉપર આવેલા દેવોના નિવાસસ્થાનવાળા જંગલમાંથી સોનેરી ઊન લાવી શકે તો જરૂર હું તને તારા પિતાનું રાજ્ય સુપ્રત કરું!'

જેસન જેવો શૂરો તેવો જ સાહસિક પણ હતો. તેણે જોયું કે સોનેરી ઊન જેવી દુષ્કર ને વિખ્યાત ચીજ લાવવાથી પોતાની કીર્તિ પણ ચોતરફ ફેલાશે. તરત જ તેણે એ ભગીરથ કાર્ય કરવાનું બીડું ઝડપ્યું.

તેણે પોતાના કેટલાક શૂરવીર મહાયોદ્ધાઓને સાથે લીધા અને દેવી હીરાનું સ્મરણ કરી તે દરિયાકિનારે આવી પહોંચ્યો. તેઓએ જંગલમાંથી લાકડાં કાપી એક જંગી વહાણ બનાવ્યું અને ઑલિમ્પસ પર્વત તરફ સમુદ્ર રસ્તે સૌ રવાના થયા.

થોડે દૂર ગયા ત્યાં એક વિચિત્ર ટાપુ આવ્યો. જેવું વહાણ તેના કાંઠા ઉપર લાંગર્યું કે તરત જ મોટા પહાડ જેવા શરીરવાળા અને છ છ હાથવાળા સંખ્યાબંધ રાક્ષસો તેમના ઉપર ધસી આવ્યા. જેસનના

સાથીદારોમાંનો એક હિરેક્લસ પ્રવીણ બાણાવળી હતો. તેણે પોતાનું મજબૂત ધનુષ્ય ખેંચી રાક્ષસો ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો અને તે બધાને કિનારાના પત્થરો સાથે સજ્જડ જડી દઇ થોડી જ વારમાં વિપત્તિનો અંત આણ્યો.

આગળ જતાં એક ભવ્ય શહેર આવ્યું. ત્યાંના રાજાએ જેસનનો સત્કાર કરી સૌને જમવા માટે બોલાવ્યા. પણ જેવું જમવાનું પીરસાયુ કે તરતજ ઓચિંતા આકાશમાંથી અર્ધું મનુષ્ય અને અર્ધું જાનવરનાં શરીરવાળાં હાર્પીઝ પક્ષીઓ આવી બધી રસોઇ ઝૂંટવી ગયા. રાજાએ જેસનને વિનંતિ કરી કે આ પક્ષીઓ મને અને મારી પ્રજાને અહોનિશ આ પ્રમાણે દુઃખ આપે છે! તરત જ, જેસનના બે મિત્રો કે જેઓની ઊડવાની ગતિ પવનના જેવી હતી તેઓ તેમની પાછળ પડ્યા અને મોટી લડાઇ કરી બધા હાર્પીઝનો અંત આણી રાજાને હમેશને માટે દુઃખથી મુક્ત કર્યો.

આનંદથી સૌએ આગળ સફર શરૂ કરી. કેટલેક દૂર ગયા ત્યાં સમુદ્રની સપાટી ઉપર બે મોટા બરફના પહાડો તરતા જોયા. જેસને કહ્યું, 'દોસ્તો! સંભાળજો. કપરી કસોટીમાંથી તો હવે પસાર થવાનું છે!' ઑલિમ્પસ પર્વત પાસેની દેવભૂમિમા જવાનું આ પ્રવેશદ્વાર હતુ. જેવું કોઇ બરફના આ બે પર્વતોની વચમાં થઇ પસાર થવા જતુ તેવા જ તે સામસામા જોરથી અથડાઇ પ્રવેશ થનારનો નાશ કરી નાખતા. વહાણને થોડો વખત ખાળી રાખી જેસને દેવી હીરાનું સ્મરણ કર્યું, એટલે દેવીની પ્રેરણાથી તરત જ સડસડાટ કરતુ એક પક્ષી બંને પર્વતોની આરપાર નીકળી ગયું. એ પક્ષીને ચગદી નાખવા માટે જેવા એ બંને પહાડો અથડાઇને છૂટા પડ્યા કે તરત જ જેસને પોતાનું વહાણ જોરથી હંકાર્યું, અને ફરીથી તે પર્વતો સામસામા અથડાય તે પહેલાં તો વહાણ પહાડોને સામે પાર નીકળી ગયું!

આવીઆવી ઘણી મુશ્કેલીઓ વેઠીને છેવટે તેઓ ઑલિમ્પસ પર્વત ઉપર આવી પહોચ્યા અને ત્યાંના રાજા એઇટીને સોનેરી ઊન લેવાદેવા માટે વિનતિ કરી.

રાજાએ કહ્યું, 'સોનેરી ઊન મેળવતાં પહેલાં તો તમારે ઘણાં મહાન કાર્યો કરવાં પડશે. જુઓ, આ સામે પિત્તળની ખરીઓવાળા બે જંગી ખુંટ બાંધેલા છે. તેને પ્રથમ તાબે કરી આ દૈવી ખેતર તમારે ખેડવું જોઇશે અને પછી તેમાં રાક્ષસી સર્પોના દાંત વડે વાવેતર કરવું પડશે. પણ એટલામાં તો શસ્ત્રો સહિત સંખ્યાબંધ પ્રચંડ લડવૈયા તેમાંથી ફૂટી પડશે. સૂર્યાસ્ત થતાં પહેલાં એ બધા લડવૈયાને જે મારી શકે તે જ આ ઊન મેળવવા માટે લાયક ગણાય!'

આ સાંભળીને બધા શૂરવીરો તો સ્તબ્ધ જ થઇ ગયા. એટલામાં, દેવી હીરાની પ્રેરણાથી, એ રાજાની પુત્રી મીડીઆ ત્યાં આવી પહોંચી. તેણે જેસનને કહ્યું, 'જો તું મારી સાથે લગ્ન કરવા કબૂલ થાય તો આ સોનેરી ઊન મેળવવાની સઘળી યુક્તિ હું તને બતાવું!'

જેસન તરત જ કબૂલ થયો અને મીડીઆએ મંત્ર ભણી જાદુઇ તેલ જેસનને આપી શું કરવું તે બધું બરાબર સમજાવ્યું.

બીજા દિવસનું પ્રભાત થયું. મોટી વિરાટ સભા ભરી રાજાએ જેસનને બોલાવ્યો અને બે ખૂંટ બતાવી તેમને પ્રથમ તાબે કરવા સૂચવ્યું.

મીડીઆએ આપેલું જાદુઈ તેલ શરીર પર લગાડી જેસન મેદાનમાં આવ્યો. જેવા ખૂંટને છૂટા મૂક્યા તેવા જ તે જોરથી ફૂંફાડા મારતા અને નસ્કોરાંમાંથી અગ્નિ વરસાવતા જેસન ઉપર ધસી આવ્યા. આ મહા બળવાન ખૂંટાને પેલા જાદુઇ તેલના પ્રભાવથી જેસને થોડા જ વખતમાં મહાત કરી હળ સાથે જોડી દીધા. પછી રાજાએ આપેલા રાક્ષસી સર્પના દાંત લઇ એ દૈવી ખેતરમાં વાવેતર કરી નાખ્યું. થોડો સમય થયો એટલામાં તો એ જમીનના કણેકણમાંથી શસ્ત્રો સહિત સંખ્યાબંધ લડવૈયા ઉત્પન્ન થયા અને સૌ જેસન પર ધસી આવ્યા. તરત જેસને પોતાના કમરપટાને મંત્ર ભણી તેલ છાંટ્યું અને જેવો તે લડવૈયાની વચમા ફેંક્યો તેવા જ તેઓ અંદરોઅંદર લડી કપાઇ મૂઆ. આ રીતે આ કપરું કાર્ય સાંજ પહેલાં પુરું કરી જેસન રાજા પાસે આવ્યો અને સોનેરી ઊન આપવા માટે વિનતિ કરી. પરંતુ રાજાએ બીજા દિવસ ઉપર એ વાત મુલતવી રાખી સભા બરખાસ્ત કરી.

તે જ રાત્રે મીડીઆ જેસન પાસે આવી અને કહ્યું, 'મારી સાથે હમણાં ચાલો તો હું તમને સોનેરી ઊન બતાવું. સૂર્યોદય થતાં પહેલાં જો નાસી નહિ છૂટીએ તો રાજા આપણા સૌનો નાશ કરી નાખશે.'



# મધુકરી

આ પારે ગામડું ને ઓ પારે શે'ર  વચ્ચે જુદાઈનાં પાણી વ્હેતાં,
હોડહોડ સેવાના વ્હેરા વેર  એ જ પાણીના મેલ માહે રે'તાં,
આજે એ નીર પરે સેતુ બંધાય  આજે તો પાણીમાં પથ્થર તરતા,
સતજુગમાં રામનામ કેરી દુવાઇ  કળજુગમાં દેશનામ રે'શું રટતા.  (કુસુમાકર)

## રશિયાનો સાહિત્યાત્મા પુશ્કિન

'In the hope of glory and good
I look without fear ahead'

એ લીટીઓના ગાનારે તો કોઈ એમાંદી સુભગ પળે એ વક્તવ્ય છંદોબદ્ધ બનાવ્યું હશે, પણ એના જીવનમાં તો એ આજીવન ઘડાઈ ચૂક્યું હતું. જીવનની એ સ્વપ્નાસક્તિ ધારીને લઈને એણે રશિયન સાહિત્યને એટલું તો માતબર બનાવ્યું છે કે આજ એ રશિયન સાહિત્યના પિતાનું બિરુદ પામ્યો છે. આજના લેનિનગ્રાડની ભાગોળમાં જ, એક સદી પહેલાં દ્વન્દ્વમાં જખમી થઈ મોતને ભેટેલો રશિયાનો એ શાયર તે એલેક્ઝાંડર સર્જિયેવિચ પુશ્કિન.

સ્વીડનના એક રાજકુમાર નૉવગોરોડે સ્થાપેલું કેન્દ્ર ગણ્યા તીબાર માઈલોના જ વિસ્તારનું મસ્કોવાઈટ સંસ્થાન પાછળથી ઇવાન, પીટર અને કૅથેરાઈનના પ્રયાસોથી એક મહાન સામ્રાજ્ય બની ગયું પરંતુ સામ્રાજ્યવિસ્તારની એ સાતે સદીઓમાં એ રશિયન સામ્રાજ્યમાં ક્યાંયે પ્રજાતત્ત્વ જેવું કશું તત્ત્વ જ બહાર આવવા નથી પામ્યું. પ્રજાનો ઉપયોગ માત્ર ઝારો અને એમના મદહોશ જમીનદારોનાં વર્ચસ્વ ટકાવવાના હથિયાર તરીકે જ હતો. એવી પ્રજાને પોતાના ગ્રંથતત્ત્વનું પહેલું ભાન કરાવનાર આ પુશ્કિન એના કાળના અને એ પછીના રશિયન જીવનના ઘડતરમાં એનો સૌથી મોટો હિસ્સો છે. ગ્યૉઅટે, હોલ્ડરલિન, શીલર અને નિત્શેએ જેમ જર્મન જીવન ઘડ્યું, શેક્સપીઅર, બાયરન, શેલી ને ડિકન્સે જેમ અંગ્રેજ જીવન અને કૉર્નેઇલ, રૅસિની, મોલિયેર અને ઝોલાએ જેમ ફ્રેંચ જીવન ઘડ્યું એ જ રીતે રશિયાનું જીવનઘડતર ચાર વ્યક્તિઓને આભારી છે; પુશ્કિન, નેક્રાસોફ, તર્ગેનેફ અને ટૉલ્સ્ટૉય.

પરંતુ એ ચારેમાં પુશ્કિનનું નામ નિરાળું જ છે. એ કોઈ જાતિ કે દેશનો કવિ નથી — જગતનો—માનવતાનો એ શાયર છે. એની શાયરી સાદામાં સાદી, સીધી હૃદયને પહોંચી જાય એવી છે. એનો શબ્દભંડોળ પણ બહુ નાનો છે. સમાજના નીચલા થર સુધી જ્યારે સાહિત્ય પહોંચ્યું નહોતું ને ફ્રેંચ ને જર્મન મહાકૃતિઓ તરફથી નજર ફેરવતાં જ્યારે નારાજ હતા ત્યારે માતૃભાષામાં સાહિત્ય સર્જનારી એને મહત્ત્વપદે સ્થાપનાર આ કવિ. થીઓડોર ડૉસ્ટૉયેવ્સ્કીએ તો એનું પૂતળું ખુલ્લું મૂકતાં રશિયન પ્રજાને કહેલું કે, 'જો પુશ્કિન આપણને ન મળ્યો હોત તો એના પછીની સર્જક પ્રતિભાઓમાંની એકે આપણા સાહિત્યને ન મળી હોત.'

રશિયાના એ સાહિત્યાત્માનો જન્મ મૉસ્કો ખાતે ઈ.૧૭૯૯ ના જૂનની છઠ્ઠીએ થએલો. એના બાળપણના કાળમાં રશિયામાં ફ્રેંચ ફેશનની બોલબાલા હતી. એકલા યુરોપના જ નહિ પણ ગ્રીક, અરબ, ચીન, હિંદ બધા મુલકોના સાહિત્યમાંથી રશિયન ભાષામાં ઉતારવાનો એનો હાથ એટલો જબ્બર અને ઝીણો છે કે આજ પણ અનુવાદક તરીકે જગતમાં તેનું સ્થાન અજોડ છે. પુશ્કિને એનો ઊંડો અભ્યાસ કર્યો. સર્જક પ્રતિભા તો એને મૂળથી જ મળેલી. તેની બુઢ્ઢી નર્સ એરીના રેડિયોનોવનાએ દંતકથાઓ ને લોકગીતોથી તેમાં ખૂબ પ્રેરણા પૂરી હતી; એટલે અઢારમે વર્ષે રશિયન પરદેશખાતાની ઑફિસમાં એ જોડાયો એ વખતથી જ એણે, ૧૮૨૦માં પૂરું થએલું, 'રૂસલા આં લી'ઉદમીલા' લખવું શરૂ કરી દીધું હતું.

સાહિત્યસેવા તો એણે આદરી ને ઠીક પ્રતિષ્ઠા યે પ્રાપ્ત કરી; પણ સાથોસાથ એ કાળના રશિયન સમાજના ઐયાશી વર્ગ સાથે એ એટલો તો ભળતો ગયો કે ઘણાને બીક લાગી કે તેનું કવિત્વ રૂંધાઈ જઈ તે માત્ર ફેશનેબલ વ્યક્તિ જ બની

છે તેમ ગદ્યલખાણોમાં તેની 'Captain's Daughter' એ નવલકથા અને 'The Queen of Spades' એ નવલિકા સર્વોત્કૃષ્ટ છે. એણે જે કંઇ લખ્યું છે એ બધું લોકોની નાડ સાથે પોતાની નાડ જોડીને જ લખ્યું છે. એમ તો આજના રશિયામાં પૈ લોકો માટે લખનારા ઘણા છે—પુશ્કિન કરતાં વધુ પ્રતિભાશાળી, જ્ઞાનવૃદ્ધ અને ઊર્મિશીલ,—પણ એ બધા 'Gentlemen writing about masses' જ રહ્યા છે. અત્યારેનું રશિયાનું રાજકારણ જેમ મોટેભાગે પ્રપંચખોરી સિવાય કશું નથી, તેમ અત્યારનું તેનું સાહિત્ય પણ મોટે ભાગે પ્રચારકવેડા સિવાય કશું નથી. અલબત્ત, એ પ્રચારકવેડા પાછળ લોકોની સિદ્ધાંત પાછળની ધગશ રહેલી છે એની ના નહિ.

—બ.

## માતૃભાષાની પ્રતિષ્ઠા

* * * હિંદની બધી યુનિવર્સિટીઓમાં કલકત્તાની યુનિવર્સિટી જૂનામાં જૂની (સ્થા. ૧૮૫૭) છે. રાષ્ટ્રીય અસ્મિતા માટેના તેના પ્રયાસો પણ સૌથી જૂના છે. ૧૯૧૯માં બેઠેલું 'સેડલર યુનિવર્સિટી કમિશન' તો હિંદની યુનિવર્સિટીઓના ઇતિહાસમાં એક માર્ગસ્તંભ જણાય છે એવાં રાષ્ટ્રીય અસ્મિતાના ઉત્કર્ષનું તાજું જ ઉદાહરણ આ નીચે ઉતાર્યું છે.

[હિંદની યુનિવર્સિટીઓના ઇતિહાસમાં અગાઉ નહિ બનેલો ગૌરવ લેવા જેવો એક પ્રસંગ હાલમાં બની ગયો છે. આ પ્રસંગ તે કલકત્તા યુનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે તા. ૧૭મીએ કવિવર ટાગોરે આપેલું લાક્ષણિક શૈલીનું પ્રવચન છે. આ પ્રસંગની નોંધ એટલા માટે લેવાની છે કે કવિવર ટાગોરે બંગાળની માતૃભાષા—બંગાળીમાં પ્રવચન કર્યું હતું. અગાઉ કોઇ વાર આ યુનિવર્સિટીમાં પદવીદાન પ્રસંગે અંગ્રેજી સિવાય બીજી ભાષામાં પ્રવચન થયેલ નથી, તેમ એ યુનિવર્સિટીની પદવી જેને ન મળી હોય એવા બહારના માણસોને તે કાર્ય માટે કોઇ વાર નિમંત્રેલા નથી. એટલું જ નહિ, સ્નાતક વિદ્યાર્થીઓને પદવી લેવા માટે કોટ-ગૌન સિવાયના દેશી પોષાકમાં આવવાની છૂટ નહોતી; પરંતુ આ વખતે તે બાબતમાં પણ છૂટ અપાઇ હતી, અને ઘણા ખરા વિદ્યાર્થીઓ ધોતી અને પહેરણ—બંગાળી પોષાક પહેરીને આવ્યા હતા. આ ત્રણ કારણોથી કલકત્તાની યુનિવર્સિટીનો આ પદવીદાન સમારંભ અપૂર્વ ગણી શકાશે.

હિંદમાં સહુથી પહેલી કલકત્તા યુનિવર્સિટી સ્થપાઇ હતી. યુનિવર્સિટીના વહીવટમાં સુધારા કરવામાં પણ તે અગ્રેસર જ રહેતી આવી છે. શિક્ષણ વિદ્યાર્થીની માતૃભાષા દ્વારા અપાવું જોઇએ અને પરીક્ષા પણ માતૃભાષામાં જ લેવાવી જોઇએ એવી શિક્ષણશાસ્ત્રીઓ મોટેથી બૂમ મારી રહ્યા છે, પરંતુ તેનો અમલ કરવાની પહેલ તો કલકત્તાની યુનિવર્સિટીએ જ કરી છે. વેશ, ભાષા અને વ્યાખ્યાતા—ત્રણે બાબતોમાં સ્વત્વની પ્રતિષ્ઠા કરવાનો આ પ્રયાસ પ્રશંસનીય અને અનુકરણીય છે. પારકા વિદ્વાન પાસે, પારકી ભાષામાં, પારકા પોષાકવાળા વિદ્યાર્થીઓને ઉપદેશ કરવાની ચાલી આવતી પરંપરામાં કલકત્તા વિદ્યાપીઠે પ્રશસ્ય પ્રણાલિકાભંગ કર્યો છે. આ પ્રસંગે ડૉ. ટાગોરે આપેલું ભાષણ સ્વભાષાના અભિમાનથી નીતરતું હતું. તેમાં સ્વભાષા બંગાળી પ્રત્યેનો આદર અને લાગણી ઉત્કટ સ્વરૂપમાં દેખાઇ આવતાં હતાં. એ માતૃભાષા તરફ વિદ્યાપીઠોમાં બતાવાતા અનાદર પ્રત્યે ઉગ્ર રોષ પણ તેમાં દેખાઇ આવતો હતો. તેમ છતાં અંગ્રેજી ભાષાની આવશ્યકતા પણ તેમણે દર્શાવી હતી; પરંતુ તે વિશ્વનું રાજકારણ, વિજ્ઞાન વગેરે સાહિત્યના ઉચ્ચ અભ્યાસ માટે તેમજ આજીવિકાપ્રાપ્તિ અર્થે. હિંદુસ્તાન એક જ એવો દેશ છે, જ્યાં માતૃભાષાને બદલે વિદેશી ભાષામાં શિક્ષણ અપાય છે અને પરીક્ષાઓ લેવાય છે, એવી કડવી અને દુ:ખભરેલી ટીકા કરી તેમણે માતૃભાષા દ્વારા આમ વર્ગ સાથે એકરસ થવાનો સ્ફૂર્તિદાયક સંદેશો વિદ્યાર્થીઓને આપ્યો હતો. (ગુજરાતી)

## બ્રહ્મદેશનો વસંતોત્સવ

થીનગ્યુન આપણા હોળી જેવો, એ બરમીઝનો મોટો તહેવાર છે. આપણી હોળી પછી પંદર દિવસે તે આવે છે. આ તહેવાર બરાબર જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે નક્ષત્રસૂચક છે. એ દિવસથી સૂર્યની ગતિ બદલાય છે. આપણું અને બરમીઝ જ્યોતિષશાસ્ત્ર સરખું જ છે. મૂળ તો બંને એક જ સંસ્કૃતિની દુહિતા છે. આ તહેવારના સારાનરસા પર આખી પ્રજા ખૂબ જ વિશ્વાસ રાખે છે. જો એ એમની ધારેલી રીતે સંતોષ અને આનંદોલ્લાસમાં પસાર થાય તો એમની માન્યતા પ્રમાણે આખું વર્ષ લીલાલહેર! અને પહેલે દિવસે જો કંઇ વિઘ્ન નડે કે અપશુકન થાય તો આખા વર્ષની ખાનાખરાબી!

થીનગ્યુન તહેવાર લગભગ આપણા વસંતોત્સવને મળતો છે. ગ્રીષ્મ ઋતુના ઉકળાટથી તપેલાં માણસો, પશુ-પક્ષી, ઝાડપાન, બધાં જ વસંતની આતુર નયને રાહ જોતાં હોય છે, અને વસંત દર્શન દે એટલે તેને આવકારવા કેસર પીચકારીઓ એકબીજાને રંગી દે છે. કેવો મીઠો, મધુરો, આનંદી અને ઠંડકપ્રેરક રંગ! કેસૂડાં ખીલે ત્યારે માણસના શરીર પર કેસરરંગ કાં ન શોભે? વસંતોત્સવની જળક્રીડામાં મિત્રો જોડે પાણીમાં સંતાકૂકડી રમતાં કોઇ મિત્રને પાણીની છાલે ગૂંગળાવી નાખવું કેટલું આનંદદાયી છે! પણ એ બધું રહ્યું છે ક્યાં? 'સાપ ગયા ને લીસોટા રહ્યા'

થીનગ્યુનના તહેવાર દરમિયાન ત્રણ દિવસ સુધી કિશોરકિશોરી ફુવારાબુવતી પાણીનાં પીપ અને ટાંકી ભરી મોટરમાં નીકળી પડે છે. ઠેરઠેર મંડપ બાંધી આવી ટોળીઓને ખાવાપીવાની અને ખેલવાની સગવડ કરી આપવામાં આવે છે. મોટરને ફૂલપાનથી શણગારવામાં આવે છે. આ અરસા દરમિયાન, છૂટા ચોટલે, માથામાં ફૂલ નાખી

આનંદ કરતી કિશોરીઓના કિલ્લોલ તો સામાન્ય બની જાય છે એમાં એકાદ ટોળી પસાર થાય તો તેને આવકારવા બીજી ટોળી સામે જ હોય છે અકળામણ ઉપર પાણી છાંટી, 'ટીસળો'-પરાણે નહિ, એ તો ગમ્મત છે પાણી છાંટવુ હોય એટલુ છાંટો-થી એકબીજાના સત્કારને વધાવી, ચા-આગર શરબત પીવાના સાગી ટોળીના આગ્રહને વશ થઇ, જળ સિંચનથી શીતળ બની 'હીરાબા'ના ધ્વનિમાં છૂટી પડે છે, અને એ વિલીન થએલા શબ્દના પડઘા આપણા કાનમાં અને એ દૃશ્ય આપણા મનઃચક્ષુ આગળ મૂકતી જાય છે નૃત્ય અને અંગમરોડ તો આ પ્રજાને સહજ સ્વાભાવિક છે એટલે ચાલતી મોટર પણ ગાનતાન અને તેમનુ નૃત્ય તો ચાલુ જ આટલા ત્રણ દિવસ માટે એ લોકો ખાસ પોષાક-આપણે હોળી પર પહેરીએ છીએ તેમ-પહેરે છે, કાન ઢંકાઇ જાય એવી-સુરદાસની ટોપીને મળતી, કાનમાં પાણી ન પેસે માટે સ્વારની ટોપી પહેરે છે સ્ત્રી અને પુરુષ બન્ને જાણે આનંદ અને મસ્તીમાં આધળી બનેલા જુવાન સરદારની ટોળી ! ઘણે ભાગે તો એમના આનંદ બહુ જ નિર્દોષ અને હૃદયમાંથી ઉદ્ભવતો હોય છે. બસ ખાવુ, પીવુ, ખેલવુ અને આનંદ એ જ એમનો વ્યવસાય ન એમાં ઉંમરની હદ કે ન એમાં જાતિ-નરનારી-ની હદ માણસ ન્યાં સુધી પોતાનુ જીવન આનંદી અને સંતોષી બનાવી શકે છે તે તો આપણે એમની પાસે જ શીખી શકીએ આવો નિર્દોષ આનંદ જોતાય આ પણ હૈયુ ઘડીભર નાચી ઊઠે છે. એવો આનંદ ક્યાંય જોવો એમાંય ઘટતા નથી ? આપણે તો કોઇ પણ સ્ત્રી-પુરુષ ભેગા મળે એટલે એમાં વિકાર શોધતા જ રહેવાના છીએ એમને તો એવો વિચાર સુદ્ધાં યે ન હશે !

પુષ્પ એટલે બરમીઝને મન અર્ધું જીવન ! ખાસ કરીને સ્ત્રીઓને મન ફૂલ જુએ એટલે તો ગાંડાગાંડા થઇ જાય કોઇ સુંદર ફૂલ જોયે એમને મન જીવનસર્વસ્વ અને એકાદ તદ્દન નવીન જ પ્રકારનુ, નવીન જ ભાત પાડતુ, આંખે ચડીને વળગે એવુ ફૂલ પોતાના બાગમાં ઊગ્યું એટલે તો એમના જીવનનો મોટો લહાવો ! ! ઋતુ અનુસાર એ લોકો ફૂલનો બહુ જ ઉપયોગ-ઉપભોગ કરતા ! લગભગ મોટે ભાગે ઋતુના ફૂલો (seasonal flowers) પોતાના માથામાં ધરાવે વસંતના સમયમાં વસંતના આગમન સાથે બરમીઝ સ્ત્રીઓનાં માથાં પણ ખીલી ઊઠે છે વરસાદનું સૂચન કરતા પીળા ફૂલ ખીલે કે તરત બરમીઝના માથામાં ખસે જ.

વાળ એ અહીંની સ્ત્રીનું મોટામાં મોટું આભૂષણ છે એ ખાખુ કરતા અહીંનુ વાળનુ મમ પણ પણ મોટું. અને વાળની માવજત પણ એમની જ. જરા વખત મળે એટલે રમતે ચાલતા સુદ્ધાં વાળ સમારવા મંડી પડે કાંસકી તો માથામાં જ હોય ! સ્ત્રીઓમાં સુંદરતા ખાલી રંગનુ જ હોય એવું નહિ પણ લાવણ્ય છે; જોકે એમનાં નાક જરા ચીબા છે પણ એ ચીબા નાક પણ વારંવાર જોવાથી આપણી આંખ ટેવાઇ જાય છે જાણે એ પણ એમની સુંદરતામાં વધારો કરે છે ! અહીંની આબોહવા અને વાતાવરણ જ એવું છે કે અહીં જન્મતા બાળકના નાક ચીબા બને છે-ગમે તે નાત કે જાત હોય તોપણ. આપણા હિંદીઓના પણ એ પ્રમાણે ચીબા નાકના બાળકો જન્મ્યા છે

વિશાળ વક્ષસ્થળ એ નારીનુ ભૂષણ છે એમ આપણા સંસ્કૃત કવિઓએ વર્ણવ્યુ છે પણ અહીં તો વિશાળ વક્ષઃસ્થળને બદલે જાણે વક્ષઃસ્થળનો અભાવ ! તોપણ શરીરના અવયવો બહુ જ સપ્રમાણ છે. એમની ઊંચાઈ પણ સારી અને બાંધો પણ મજબૂત હોય છે. વિશાળ વક્ષસ્થળ તો નહિ પણ સંસ્કૃત કવિનો કેશકલાપ તો અહીં આબેહૂબ નજરે પડે છે બરમી એટલે કેશકલાપ અને કેશકલાપ એટલે બરમી !

(લોકવાણી) —પ્ર

## દુનિયાની સૌથી ભારે ચીજ

આજ દિવસ સુધી આપણે સીસાને ભારેમાં ભારે ચીજ ગણતા આવીએ છીએ પણ હવે તેનું સ્થાન 'ઓસ્મિયમ' ને આપવુ પડશે દુનિયા પરના કોઇ પણ પદાર્થથી તે વધુ ભારે છે, સીસાથી બમણું, લોઢાથી લગભગ ત્રણગણું, એલ્યુમિનિયમથી નવગણુ ને પાણીથી સાડાબાવીસગણુ ઓસ્મિયમના એક ઘનફૂટનુ વજન ૧૪૦૧ પૌંડ થાય છે

ધાતુની બંધારણને છતાં રસાયણિક પ્રક્રિયાઓમાં ઘણે અંશે ધાતુગુણોથી વિમુક્ત રહેતો આ વિચિત્ર પદાર્થ રંગે આસમાની હોય છે ને કાચ કરતાં પણ વધુ સખત તેની પહેલ હોય છે ઇ. ૧૮૦૪માં સ્મિથસન ટેનન્ટ નામે વિજ્ઞાનીએ તે શોધેલો બ્રાઝીલ અને યુરલ પર્વતોમાં તે પુષ્કળ મળે છે (ટિટ-બિટ્સ)

## 'મમ્મા' 'પપ્પા'નો બહિષ્કાર

'મમ્મા, પપ્પા' એમ કહેથી પોતાના માબાપને બોલાવવાની પ્રથા જાપાની બાળકોમાં વધતી જોઇને જાપાનનુ સ્વાભિમાન ઘવાતુ લાગતા શિક્ષણમંત્રી માત્સુદાએ પ્રાથમિક શાળાઓમાં આ શબ્દોનો ઉપયોગ ન થવા દેવાનો હુકમ કાઢ્યો છે.

## સીમલા

ઉનાળામાં હિંદુસ્તાનની રાજધાની બની રહેતા આ શહેરનુ નામ શ્યામલ અથવા શ્યામલા શબ્દ પરથી બન્યુ છે પ્રાચીન કાળમાં ત્યાં શ્યામલા દેવીનુ મંદિર હતુ, એટલે એ 'શ્યામલા' પરથી સીમલા બન્યુ એવો કેટલાકનો મત છે બીજો મત આમ છે, ત્યાંની જમીનમાંથી સ્લેટ જેવો કાળો પથ્થર બહુ મળી આવે છે. એવા પથ્થરની એક મઢી ત્યાંની ટેકરી પર બાંધી, એક સાધુ ઘણા વર્ષ રહેલો એ મઢી પરથી એ ટેકરીને 'શ્યામલ' નામ મળ્યુ એ બન્નેમાંથી કોઈ પણ એકનું અપભ્રંશ સીમલા છે

**આંખ ધોવાની રીત** *** આપણા દેશમાં દસ લાખથી વધારે લોકો આંધળા છે ને ત્રીસ લાખ ઉપરાંતની આંખો થોડે યા ઘણે અંશે બગડેલી છે. જીવનનું એ નૂર ઘણી વાર તો આપણી બેદરકારીથી આપણે ગુમાવી બેસીએ છીએ. એની રચના, કાર્ય, નડતરનો પ્રતિકાર સમજવાની આપણી દરેકની ફરજ છે. તાજેતરમાં જ એ વિષય પર 'આપણી આંખો' નામનું પુસ્તક શ્રી હરરાય અમુલખરાય દેસાઈ (પ્રિતમનગર અમદાવાદ)એ બહાર પાડ્યું છે, જેમાંથી આ નીચેની હકીકત ઉતારવામાં આવી છે. પ્રચારાર્થે તેની સોળ નકલની કીમત એક રૂપિયો રાખવામાં આવી છે અને લેખક આશા રાખે છે કે, 'જેમને ઈશ્વરે પૈસા આપ્યા છે, તેઓ પોતાના ગરીબ બંધુઓ આવાં પુસ્તકોનો વધુ પ્રમાણમાં લાભ લઈ શકે તેવો બંદોબસ્ત કરશે.'





ડાબી બાજુ: ઉપર-ઝારી; નીચે આંખ ધોવાનો ખાસ પ્યાલો; જમણી-પ્યાલાથી આંખ ધોવાની રીત

આંખો સારી રાખવા સારુ કેટલાક લોકો નકામીનકામી દવાઓ આંખમાં નાખ્યા કરે છે, અથવા તેમાં સુરમો વગેરે આંજે છે. પણ તેમ કરવાની જરૂર નથી. કેટલાક મૂર્ખ લોકો આંખમાં રંગવાનો લાલ રંગ નાખે છે. તે ઘણું ખરાબ છે, કારણકે તેમાં તેજાબી તત્ત્વો હોવાથી આંખને નુકસાન પહોંચે છે. એને બદલે મીઠાના કે બોરિક ઍસિડના પાણીથી ધોવાથી તે મજબૂત ને સારી રહે છે. આ રીતે ત્રિવિધ રીતે આંખ ધોઈ શકાય છે.



તાંસળામાં આંખ ધોવાની રીત

**૧લી રીત**—આપણા ઘરમાં નાળચાવાળી ચિનાઈની કે બીજી જાતની ઝારી હોય તેમાં એ પાણી ભરવું. પછી એક હાથના અંગૂઠા અને પહેલી આંગળી વડે આંખ ફાડી બીજા હાથમાં ઝારી પકડી તેના વતી તે પાણીની ઝીણી ધાર આંખમાં કરવી. આથી આંખ સરસ રીતે ધોવાઈ જશે.

**૨જી રીત:**—આંખ ધોવાનો ખાસ પ્યાલો આવે છે. તેમાં ઉપર્યુક્ત પાણી ભરી, ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આંખને તેમાં રાખીને ઉઘાડવાસ કરવી. પ્યાલો લાંબા વખત સુધી આંખ પર મૂકી રાખવો નહિ. ચારપાંચ સેકન્ડમાં તેને ખસેડી લેવો, પછી ફરીથી આંખે મૂકવો. આમ અનેકવાર વખત કરવાથી આંખ ધોવાઈ જાય છે. એક આંખને રોગ થયો હોય તો તે પ્યાલાને સારા ગરમ પાણીથી ધોયા પછી જ બીજી આંખ ધોવાના કામમાં લઈ શકાય. એક આંખમાં વાપરેલું પાણી બીજી આંખ માટે વાપરવું નહિ.

**૩જી રીત:**—કેટલીક વખતે એક મોટા તાંસળા કે કૂંડીમાં મીઠાનું કે બોરિક ઍસિડનું પાણી ભરી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે મોઢું પાણીમાં ડુબાવી શકાય તો પછીથી તેમાં આંખને ઘણી વખત ઉઘાડવાસ કરવાથી તે ધોવાઈને સાફ થાય છે. બહુમાં બહુ વીસ સેકન્ડ સુધી આ કામ થઈ શકે.

આમની સભામાં પહેલ વહેલું ભાષણ કરવા ઊભો થયેલો એક યુવાન સભાઓનાથી ગભરાઇ ગયો, એટલે બીજા સભ્યોએ તેનો હુરિયો કર્યો. આથી આપણું ભાન રાખી એ બોલ્યો, 'મેં વારંવાર અનેક બાબતો હાથમાં લીધી છે ને તેમાં હું અંતે સફળ થયો છું. અત્યારે તો હું બેસી જાઉં છું, પણ એક વખત એવો આવશે કે જ્યારે મને સાંભળવાની તમને ફરજ પડશે.' એ યુવાન તે પાછળથી બનેલો ઈંગ્લંડનો વડો પ્રધાન બેન્જામિન ડિઝરાએલી.

ગણિત ગમ્મત

ત્રણ આંકડાથી દર્શાવાતી મોટામાં મોટી રકમ કઇ, તે જાણો છો ? ૯૯૯, (9 raised to the 9th power of 9). અને તે કેટલી મોટી ? એનો જવાબ લખવા બે કાગળની ૧,૨૬૪ માઇલ લાંબી પટી જોઇએ ' બધા મળી છત્રીસ કરોડ ને તેવું લાખ આંકડા એ જવાબમાં આવે

અનેકાર્થી શબ્દ હથો=હથિયાર કે ઓજાર જ્યાંથી પકડાય તે ભાગ; મૂઠ કે દસ્તો; સહાય; પક્ષ; કંકુવાળા હાથની છાપ; અસર; ફેરો; બાજુ; નિશાન; રેલવેનો સિગ્નલ; વેપારીઓ ભાવ ઠરાવવા માટે આંગળીઓની નિશાની સારૂ પોતાનો હાથ કપડા નીચે ઢાંકીને આપે છે તે.

કહેવતોના અર્થ: 'હાંડે પાણીએ ખસ ગઈ' માર્ગમાં નડતું વિઘ્ન જ્યારે કશી તકલીફ આપ્યા વગર આપમેળે અથવા હળવા ઇલાજોથી જ ટળી જાય છે ત્યારે ઘણુંખરૂં આ કહેવતનો ઉપયોગ કરવામાં આવે છે. એને મળતી બીજી કહેવતોમાં 'વાએ વાદળ ખસી ગયું', 'વાએ કમાડ દેવાઇ ગયાં' વગેરે બોલાય છે.



અજબ કુદરત

ઈલ માછલીની એક જાત. આખા શરીર કરતાં એનું મોં પહોળું. ને પેટ તો એવું સ્થિતિસ્થાપક કે પોતા કરતાં અનેકગણી મોટી માછલીઓને સમાવી દે.





નિઝામ સ્ટેટ તરફથી જ્યુબિલી પ્રસંગે બહાર પાડવામાં આવેલી ચાર અને આઠ પાઇની ટિકિટો આઠ પાઇની ટિકિટવાળા કવરમાં અરધા તોલાનું વજન જઈ શકે છે. (રાગભાઇ)

તમાકુને લીધે જુદી જુદી જાતના એંશી રોગો થતા હોવાનું જણાયું છે.

આલબ નાટકે ફોઇમ હમેશ પોતાના સોદાની વાતો કર્યા કરતા હતા તેમને પાછળથી એક પ્રેક્ષકે કંટાળીને કહ્યું 'આ઼ઇઓ, કંઇ સાંભળવા દો તો મહેરબાની!'

'એ ન બની શકે; આ અમારી ખાનગી વાતો છે.' એમાંના એકે જવાબ આપ્યો.

એક ટન કોલસામાં ૨૦,૦૦૦ ઘન ફૂટ ગેસ રહેલો હોય છે.

એક માખીની ઓલાદમાંથી એક કુટુંબી મરવા ન પામે તો પાંચ માસમાં એ કુટુંબના આટલા સભ્યો થાય ૧,૦૯૬,૧૯૧,૨૪૮,૩૨૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦.

મોટર, ગાડી કે ફર્નીચર ધોવાના વોશ લેધરને કામ થઈ રહ્યા પછી કાચની બારી કે ટેબલ નીચે દાબી રાખવાથી સુકાઇને અક્કડ ન થઇ જતાં મુલાયમ રહેશે.



આધુનિક ઢબની ડેસ્ક કૅબિનેટ—જેમાં લેખનસામગ્રી, પુસ્તકો, કપડાં અને રેડિયો સેટ બધું રાખવાની ગોઠવણ છે. અજમાવવા જેવું છે

# પહેલવહેલી

હાં રે પહેલવહેલી રે,
કોઇ કહેશો કે તારલાની ટોળી રે
કોણે આકાશે રમવા મેલી રે પહેલવહેલી
રે પહેલવહેલી.

હા રે પહેલવહેલી રે,
કોઇ કહેશો કે ગેબમાંથી કાઢી રે
કોણે ધરતી દીધી આદી ઠેવા રે પહેલવહેલી
રે પહેલવહેલી.

હા રે પહેલવહેલી રે,
કોઇ કહેશો કે સાતે સાગરને રે
કોણે આવીને પાણી બાંધેલી રે પહેલવહેલી
પહેલવહેલી.

હા રે પહેલવહેલી રે,
કોઇ કહેશો કે ધરતીને ખોળે રે
કોણે નદીઓને વહેતી મેલી રે પહેલવહેલી
રે પહેલવહેલી.

હાં રે પહેલવહેલી રે,
કોઇ કહેશો કે કોકિલને કંઠે રે
કોણે સતાઇ સૂરેલ રેલી રે પહેલવહેલી
પહેલવહેલી.



હા રે પહેલવહેલી રે,
પેલા ઘેલા ચકોરનાં ચિત્તે રે
કોણે ચંદરની પ્રીતડી ભરેલી રે પહેલવહેલી
રે પહેલવહેલી.

હા રે પહેલવહેલી રે,
પેલી વાછડીને ખીલડેથી છૂટતાં રે
કોણે ધાવવાની વાત શીખવેલી રે પહેલવહેલી
રે પહેલવહેલી,

હા રે પહેલવહેલી રે,
નનાં બાળકાને માત માખુ જોઇ રે
કોણે હસવાની વાત પઢેલી રે પહેલવહેલી
રે પહેલવહેલી.

હા રે પહેલવહેલી રે,
કોઇ કહેશો શહીદોને હૈયે રે
કોણે કુરબાનીને કોતરેલી રે પહેલવહેલી
રે પહેલવહેલી.

સુન્દરમ્

# મારે ઝરૂખે



જાપાની કલાકાર કાત્સુતા એ હિંદમાં શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરને ત્યાં રહી ગયા હતા.

## ચિત્રકાર કાત્સુતાને ઘેર

● ઇન્ડો જાપાનીઝ એસોસીએશનના મંત્રી મિ. સકાઇએ જુદી-જુદી સંસ્થાઓની મુલાકાતો માટે ગોઠવણ કરી આપવાનું સ્વીકાર્યું હતું. તેમાં પ્રથમ તેમણે મિનિસ્ટર ઑફ એજ્યુકેશન જોડે ઓળખાણ કરાવી તેમનું કાર્ડ અપાવ્યું. એ કાર્ડ અમારી પાસે છે એમ જણાવતા કોઇપણ સંસ્થા અમને આવકાર આપશે એમ તેમણે આગ્રહપૂર્વક કહ્યું હતું, પણ અમને એ વખતે ખાત્રી થઈ નહોતી. પછીથી જ્યારે અમારો દર્શક મિ. આમાનો ટેલીફોન વડે છોકરીઓની શાળા, હુન્નરશાળા કે કોલેજને અમારી ખબર આપી વખત માગતો કે તુરત અમને સમય મળતો અને સામેથી તેઓ જણાવતા કે તેમના પર એ બાબતનો એજ્યુકેશન મિનિસ્ટરનો સરક્યુલર આવી ગયો છે! અજાણ્યા પરદેશીઓને આવી તત્પરતા અને ચોકસાઇભરી સગવડતા મળે તેથી કેવું સાનંદાશ્ચર્ય થાય? એ ચાર શાળા ને કૉલેજો જોવાની યોજના કરવામાં મિ. સકાઇએ જે ટેલીફોન-સંદેશા ચલાવ્યા, તેમાં મારા માટે કોઇ કલાકારની મુલાકાત કરાવી દેવા પણ તે બહુ ઇંતેજાર જણાયા; પણ વેકેશન હોવાથી ઘણા તો બહારગામ ગયાના ખબર મળતા. આખરે દસ વાગ્યે તેમનો ટેલીફોન આવ્યો કે પોતે જાતે એક આર્ટિસ્ટને ત્યાં સાથે આવશે અને પછી બીજી યોજના થઇ શકશે. હિંદુસ્તાનમાં આવી ગએલા એ કલાકાર જોડે મને મેળવવામાં તેમણે ખાસ હેતુ વિચાર્યો હશે એમ મને સમજાયું, કેમકે એથી હિંદુસ્તાનથી આવનાર આ પરદેશી કઇ કક્ષાનો માણસ છે એ સહજમાં જાણવાનું બને. નુભાગ્યે પાછળથી હું સમજ્યો કે તેમની તુલનામાં તેમને નિરાશ થવું પડ્યું નથી. લગભગ દસ વાગ્યે એ મને તેડવા આવ્યા તે વખતે વરસાદ પડતો હતો, છતાં તેમણે મારી સાથેનાં ચિત્રો લઈ આવવા કહ્યું. મોટી ભારે પેટી ઉપાડવામાં તેમણે પોતે સામેથી હાથ આપ્યો. જાપાનમાં ઊંચા દરજ્જાના માણસો પણ જરૂર પડતાં બોજો ઉપાડતાં કે મદદ કરતાં શરમાતા નથી એ મેં ઘણી વાર જોયું હતું, અને પચાસ વર્ષના મિ. સકાઇ, વિદ્યાર્થીના ઝનૂનથી પેટી ટેક્સીમાં મૂકતાં અને ઉતારતા વાર ન લગાડતા એ જોઈ મને પણ ક્ષોભ થતો.

વરસાદ એટલો બધો હતો કે ક્યાંયે જવાનું મન જ ન થાય. એ વખતે અમારી ટેક્સી ટોકીઓના કોઇ પરાની ટેકરીવાળા રસ્તા ચડતી-ઉતરતી એક બગીચાવાળા બારણા આગળ જઇ ઊભી. ટેક્સીવાળાને તમારાં ઠેકાણાનું કાર્ડ આપ્યું કે પછી તેની જ ફરજ કે ઠેકાણાસર ઊભી રાખે. આ મુલાકાત વેળા તેને બેત્રણ ઠેકાણે ટેક્સી ઊભી રાખી પોલીસને પૂછવું પડ્યું અને રસ્તા પર ચોકડો નકશો જોવો પડ્યો. મને આગળ આવી ગએલા એકબે હિંદી મિત્રોએ કહેલું કે ટોકીઓમાં ખુદ ટેક્સીવાળાઓને પણ બીજા લત્તામાં જઈ પૂછવું પડે એટલું વિસ્તારવાળું એ શહેર છે. અને આખું ટોકીઓ ખૂંદી વળેલા ટેક્સીવાળા તો ઘણા થોડા; છતાં ટેક્સીના નકશા એટલા સંપૂર્ણ કે તેના આધારે તે ક્યાંય પણ જવા તૈયાર થાય.

કલાકાર મિ. કાત્સુતાના ઘર આગળ અમે પહોંચ્યા ત્યાં સુધીમાં ટેક્સી ચારેક માઇલ દોડી હશે, છતાં અમે માત્ર ૬૦ સેન—લગભગ છ આના જ ચૂકવ્યા!

ટપકતા વરસાદ નીચે પત્નીએ ઢાંકેલી ચિત્રપેટી લઇ અમે તો મિ. કાત્સુતાના ઘરના ઊંચા ઉંબરા આગળ ઊભા રહી ઘંટડી દાબી. મિ. સકાઇએ પોતાના બૂટ ઉતાર્યા. મેં પણ ઊતાર્યા; ત્યાં બારણું ઊઘડ્યું અને બીજી જ પળે તો એ ઘરના બાઇ પોતે ઘૂંટણિયે પડી માથું નમાવી આવકાર આપતાં દેખાયાં. મિ. સકાઇએ તરત બહુ જ આદરપૂર્વક સામું નમન કર્યું અને 'નામદાર ચિત્રકાર ઘરમાં છે કે?' એમ હળવેથી પૂછી અમારાં કાર્ડ આપ્યાં. તે લઇ બાઇ અંદર ગયાં એટલે મિ. સકાઇએ મને હળવેથી કહ્યું, 'જાપાનમાં આવા ચિત્રકારોને મળવું બહુ મુશ્કેલ હોય છે.' વેપારી આલમનો આ ઓળીઓ, લખપતિઓને રોજ મળનારો, ચિત્રકારના પદને આટલું અગત્ય અને દુર્લભ માને એ મારે મન નવાઇ જ હતી. પણ મને વિચાર કરવાની તક મળે તે પહેલાં તો બાઇ પાછાં આવ્યાં અને વિવેકથી જણાવ્યું કે આપની જ રાહ જોવાય છે; અંદર પધારો.

જાપાની ઘરની ખંચાળી જેવી ચાલમાંથી અમે પાછળ બગીચાની બાજુના ખંડમાં ગયા. ત્યાં રિવાજ મુજબનો સાદો ઓરડો અને ચિત્રગોલક તેમજ બગીચા તરફની આખી બાજુ ખુલ્લી બધું પૂરું જાપાની ઢબનું બહારની હવા અને વરસાદથી બચવા માત્ર કાગળનાં મોટાં ચોકઠાં આડાં ખેંચી લેવામાં આવ્યાં હતાં.

અમે જરા વાર બેઠા. મારાં ચિત્રો બહાર કાઢી મિ. સકાઇએ પ્રદર્શન માફક ગોઠવી દીધાં. તેમણે પણ અહીં જ



મૅડમ સેઇકો યોશીમુરા

ચિત્રપટો આગળ તો એક ઍમેટરની કૃતિ જેવું લાગતું હતું. હું ઘણું પૂછવા-કહેવા ચાહતો હતો, પણ બને બાજુ ભાષાની દીવાલો નડતી હોવાથી વખત અને મહેનત બહુ ખર્ચાતાં. તોયે ઠીકઠીક કલાક વીતી ગયો. મિ. કાત્સુતાએ છેવટમાં એક વાક્ય કહ્યું એ રહી ભૂલી ન શકાય એવું હતું 'હિંદુસ્તાનમાં હજુ ચિત્રકારને યોગ્ય સ્થાન મળ્યું નથી' જાપાનને એમ કહેવાનો અધિકાર છે એમ મને પણ લાગ્યું

આ બધી મુલાકાત દરમિયાન મિસિસ કાત્સુતા એક વાર હિંદી ચા બનાવી લાવ્યાં; પછી વળી સેવાચીનની મિઠાઈ પીરસી ગયાં; પણ મિ. કાત્સુતા તો જાણે તેની ખબર જ ન હોય તેમ જેનું કામ જે કરે એવી તટસ્થતા રાખતા જણાયા. મિ. કાત્સુતાની કૃતિ જોવા મેં ઇચ્છા બતાવી ત્યારે તેમણે જણાવ્યું કે તેમના ચિત્રો તુરતાતુરત અમેરિકનો ખરીદી જાય છે, પણ હાથ પરનું એક બિલાડીનું ચિત્ર તેમણે બતાવ્યું તે પરથી તેમની પ્રાણી-ચિત્રકાર તરીકે અદ્ભુત પીંછી જોઇ હું આફરીન થઇ ગયો. એ પરદેશી ચિત્રકારે હિંદી ચિત્રો ચીતરવામાં ઘણી શક્તિ અને સચોટતા બતાવ્યા હતા

મિ. કાત્સુતાને મળવાથી ટોકીઓની કળા વિષેની મારી આતુરતા જરા યે શમી નહોતી અને હજુ કંઈક તાત્ત્વિક અને વધુ ખ્યાલ આપે એવી મુલાકાતની ઝંખના રહી હતી. એક બે સ્ટોરમાં ભરાએલાં પ્રદર્શનો જોયાં. સ્કૂલ ઑફ આર્ટ જોવાની હતી, પણ વરસાદની ઝડીઓ ફરસાદ અને પ્રવાસ ઠંડો કરતી હતી. વધુમાં મુશ્કેલી દર્શકની રહેતી. કાળેજમાં તો જાપાની-અંગ્રેજી કે જાપાની-હિંદી વ્યવહાર કરનાર કોઇ ને કોઇ સાથી મળી રહેતા, પણ અહીં તો નાનાભાઇનો દર્શક આમાનો હોય તો જ રસ્તો થાય એવામાં, અચાનક કૉલેજથી એક ઓળખાણ પર પત્ર લખેલો તે મૅડમ યોશીમુરાનો પત્ર આવ્યો કે તે બીજે દિવસે સવારે કામાકુરાની બાજુના ગામમાંથી ખાસ મને મળવા આવે છે. તેમનો પુત્ર બીમાર હતો એટલે તે જલ્દી મળી શક્યાં નહોતાં. ચાલો, હવે એક ઓળખાણ એવી મળે છે કે જે વધુ દૃષ્ટિથી બધે ભેગાં લઇ શકશે. તેમના પત્રો અંગ્રેજીમાં આવતા એટલે મને સીધી વાતચીતની સરળતા મળશે એમ ખાત્રી થઇ.

બીજે દહાડે સવારે દશેક વાગ્યાના શુમારે મારી હૉટેલને તળીએથી રૂમમાં ફોન આવ્યો કે મૅડમ યોશીમુરા લિફ્ટમાં ઉપર આવે છે. હું બારણા બહાર પડ્યો ત્યાં ફ્રેંચ ઢબે માથું ઓળેલા આધેડ ઉંમરનાં મૅડમ યોશીમુરા લિફ્ટમાંથી ગાળ ભર ચાલી આવતાં દેખાયાં તુરત નમનોની આપલે કરી મારા રૂમમાં તેમને આવકાર આપ્યો; ચાનો ઑર્ડર આપ્યો. બહાર ચોમાસું જ હતું, પણ મૅડમ યોશીમુરાના આનંદમય ચહેરાએ તથા મને મદદ કરવાની ઇંતેજારીએ મને જોમ આપ્યું. તેમણે પહેલું જ પૂછ્યું કે તમે અહીંના કોઈ આર્ટિસ્ટને મળ્યા કે નહિ? મેં મિ. કાત્સુતાની વાત કહી. તેમણે કહ્યું ફિકર નહિ. એમ કહી ટેલિફોન હાથમાં લઇ ટોકીઓનાં બેચાર ઠેકાણાં ખખડાવ્યાં. તેમના પોતાના ગુરુ એક મહાન ચિત્રકાર હતા, તે પણ બહારગામ! બીજા, તે પણ બીમાર હોવાથી નહિ મળી શકે; જોકે તે એક મોટી ખાનગી આર્ટ સ્કૂલ ચલાવનારા હતા. ત્રીજા મિ. શકુતેન ટોકીઓના સુપ્રસિદ્ધ કટાક્ષ-ચિત્રકાર, જેમને ત્રણ કંપનીએ સીન્ડીકેટ કરેલા એમનો જવાબ આવ્યો: 'હા; ઘરમાં જ છું તમારા મિત્રને તાબડતોબ મોકલો. કાલે તો હું બહારગામ જવાનો છું, પણ તેને મળવા હું પણ ઇંતેજાર છું'

મૅડમ યોશીમુરાને કંઈક સંતોષ મળ્યો કે એકાદ ચિત્રકાર તો મેળવી આપ્યો તેમણે ચા પીતાં પીતાં ટૂંકામાં પોતાની હકીકત કહી. પોતે સારાં ઘરોમાં કળાનાં ટ્યૂશનો આપે છે. નવ વર્ષનો છોકરો છે, તેને મોટો કરવા પૂરતો ઘરમાં સ્વાર્થ છે. પતિનું એરક્ષું સંભારણું અને પોતાની કળા બે જ તેમના જીવનનાં બંધન; સિવાય કોઇ જ ભાવ તેમની નજરમાં નહોતો.

તેમના કહેવાથી હું તુરત તૈયાર થઇ ગયો. દર્શક આમાનો તો નાનાભાઇ સાથે નીકળી ગયો હતો. સોબતની ખાતર મેં ભાઇ જગન પુરોહિતને સાથે ઉપાડ્યા. આ ભાઈ જાપાનમાં અભ્યાસ કરવા આવેલા, પણ કૉલેજ ઉઘડવાની વાર હતી એટલે અમારી હૉટેલમાં આવી ભેગા થઈ ગએલા. મૅડમ યોશીમુરાએ નીચે આવી ટૅક્સી કરાવી આપી ને તેને સરનામું આપ્યું. ક્યાં જવું છે, કોને મળવું છે તેનો કશો પૂરો ખ્યાલ કર્યા વગર અમે તો ઉપડ્યા. મૅડમ યોશીમુરાએ ટોકીઓના સંભારણામાં એક નવી રેખા ઉમેરી.

## કટાક્ષચિત્રકાર મિ. શકુતેન

■ આ ટોકીઓના ટૅક્સીવાળાઓને તો હજારો ધન્યવાદ હજો! ચાર છ માઇલનાં આડાઅવળાં ચક્કરો લઇ ક્યાંક એક ખરામાં અમને એક વાંસ ના પરનું બોર્ડ બતાવતો એ ઊભો રહ્યો. બરાબર એ જ શકુતેનનું ઘર! અમે નવી ઘંટડી બજાવી. ઘરની દાસીએ બારણું ઉઘાડ્યું અને મુલાકાતના ખંડમાં બેસાડ્યા. અહીં પહેલી જ વાર ખુરશીઓવાળો ઓરડો જોયો. પછી ખબર પડી કે શકુતેન અગિયાર વર્ષ યુરોપમાં અભ્યાસ માટે

એકલા રાજકારણપટુઓ કે અર્થશાસ્ત્રીઓ રાષ્ટ્રનું ઘડતર કદી કરી શકતા નથી. એ ઘડતર થવા પહેલાં પ્રજાની કલ્પનામાં એનો આદર્શ ખડો થવો અનિવાર્ય છે. પ્રત્યેક રાષ્ટ્રના ઘડતર પાછળ એવી કોઈ વિભૂતિ ઊભી જ હોય છે. એ પ્રમાણે હિંદમાં પણ એક વિભૂતિ થઈ ગઈ. એણે માતા ભારત માટે હિંદવાનોનાં દિલ સળગતાં બનાવ્યાં. વિભિન્ન જાતિઓ ને પંથોને એક જ માતાનાં ફરજંદ હોવાનું ભાન કરાવ્યું. 'વન્દે માતરમ્'નું અમર ગીત આપી હિંદી હૃદયમાં માતા ભારતીની એણે પ્રતિષ્ઠા કરી. પરંતુ એકલી રાષ્ટ્રીયતા ગાઈને જ એણે સંતોષ ન માન્યો; પોતાનું જીવન જ રાષ્ટ્રીયતાના સ્રોત સમું એણે બનાવ્યું. 'વર્તમાન યુગના માનસની પુરોગામી સૂચના માત્ર નહિ, પણ તેનું યથાર્થ દર્શન' એણે કર્યું હતું.

આ વિભૂતિ તે બંગ સાહિત્યની રંગદર્શી દીક્ષચાલના આદ્ય જનક અને હિંદી રાષ્ટ્રધર્મની પ્રથમ વ્યાખ્યા બાંધનાર બાબુ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય.

પાશ્ચાત્ય જગતમાં, મૅકિયાવેલી, એ રાષ્ટ્રીયત્વ અને વતનફરોશીનાં સૂત્રોનો પયગંબર ગણાય છે. તેના સરખું જ પ્રતિનિધિત્વ ધરાવનાર કોઈ હિંદીનું નામ આપણે જોવા જઈએ તો બાબુ બંકિમચંદ્રનું નામ નિઃશંક મૂકવું પડે. એમનો રાષ્ટ્રધર્મ મૅકિયાવેલીથી યે ઉદાર હતો. રાજકારણનો મુખ્ય પાયો એમને મન સ્વદેશભક્તિ હતો. એટલા ખાતર જ નહિ, એ ઉપરાંત બીજી રીતે પણ રાજકારણી ફિલસૂફ તરીકે મૅકિયાવેલીથી એમનું સ્થાન ચડે એમ છે. એ ફ્લૉરેન્ટાઈન મહાપુરુષનું તો કહેવું હતું કે 'જ્યારે એક દેશની સહીસલામતી જોખમાય ત્યારે યોગ્યાયોગ્ય, હિંસા-અહિંસા, પ્રશસ્ય કે નૃશંસ, કશાની ગણત્રી ન હોવી જોઈએ. જે વડે દેશનું સ્વાતંત્ર્ય રક્ષી શકાય, એ સિવાયના બધા માર્ગોની ત્યારે ઉપેક્ષા કરવી ઘટે!' પરંતુ બંકિમબાબુનો આદર્શ જુદો જ હતો. એમના અમર મનાતા ગ્રંથો 'કૃષ્ણચરિત્ર' અને 'ધર્મતત્ત્વ'માં એમણે પોતાના આદર્શનો સ્ફોટ કર્યો છે. સ્વદેશભક્તિથી દેશનું હિત રક્ષાય છે એટલા ખાતર એની મહત્તા એ ન સ્વીકારતા. એ માનતા કે એથી જગતને સેવા આપવાનો રાહ પણ ખુલ્લો થાય છે.

ઈ. ૧૮૩૮ના જૂનની ૨૭મીએ ગંગાકિનારે આવેલા કાટાલપાડા ગામમાં એમનો જન્મ થએલો. તેમના પિતા યાદવચન્દ્ર જેવા પ્રતિભાશાળી અને ઉદાર હતા, તેવાં જ તેમનાં માતા દયાળુ અને શાંત સ્વભાવી હતાં. પાંચ વર્ષની વયે તેમને શાળામાં બેસાડવામાં આવ્યા ત્યાં પહેલે દિવસે જ તેમણે આખો કક્કો શીખી લીધો.

આવી કુશાગ્ર બુદ્ધિને લઈ, બાર જ વર્ષની વયે એ હૂગલી કૉલેજમાં દાખલ થયા. જ્ઞાનની તેમની તરસ એટલી તો પ્રબળ હતી કે કૉલેજના પુસ્તકાલયમાંથી અનેક વિષયનાં પુસ્તકો લાવી તે વાંચી નાખતા. કૉલેજનાં પુસ્તકો પાછળ બહુ ઓછું ધ્યાન એ આપતા, છતાં તેમનો જે ઊંચો વર્ગ રહેતો તે તો શિક્ષકોને પણ સાનંદાશ્ચર્ય ઉપજાવતો. પરીક્ષા નજીક આવે ત્યારે જ તેઓ કૉલેજનાં પુસ્તકો વાંચવા માંડતા.

એ કૉલેજમાં સિનિયર સ્કૉલરશીપની પરીક્ષા તેમણે પસાર કરી અને કાયદાનો અભ્યાસ શરૂ કર્યો; પણ એવામાં (૧૮૫૨) બી.એ.ની પરીક્ષા લેવાનું ધોરણ નીકળ્યું. બંકિમબાબુએ કાયદાનો અભ્યાસ ઊંચો મૂક્યો અને માત્ર બે જ માસના પરિશ્રમે વીસ વર્ષની વયે બી.એ.ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી. તે વખતના બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નરે તેમની આ પ્રતિભાથી મુગ્ધ થઈ તેમને ડેપ્યુટી મૅજિસ્ટ્રેટના હોદ્દા પર નીમ્યા.

બંકિમચંદ્રને એક મહત્ત્વાકાંક્ષા ખૂબ સતાવી રહી હતી અને તે પત્રના સંપાદક બનવાની. તે વખતે 'સંવાદ પ્રભાકર' અને 'સાધુરંજન' પત્રો બંગાળમાં નીકળતાં અને તેમાં પોતાના લેખો અને કાવ્યો એ મોકલતા. સાહિત્યનું આ વ્યસન છેવટે ખૂબ વધી પડ્યું ને ફુરસદની એકેએક ક્ષણ તેઓ સાહિત્યસેવામાં ગાળવા લાગ્યા.

અગિયાર વર્ષની નાની વયે તેમનો વિવાહ થયો હતો, પણ પાંચ છ વર્ષ બાદ તેમનાં પત્નીનું અવસાન થતાં એકવીસ વર્ષની વયે તેમણે બીજું લગ્ન કર્યું. બીજી વારનાં આ પત્નીએ બંકિમબાબુનું ચારિત્ર્ય ઘડવામાં મહત્ત્વનો હિસ્સો આપ્યો હતો એમ એમણે પોતે કબૂલ કરેલું છે અને તેમને 'નીતિગુરુ' તરીકે સંબોધ્યાં છે. તેમની સાથેના સહજીવને બંકિમચંદ્રને સ્ત્રીજાતિના ભક્ત બનાવ્યા અને એ જ સંપર્કે તેમની પાસેથી ઉચ્ચારાવ્યું કે 'સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની દૈવી મૂર્તિઓ છે.'

# બંગ સાહિત્યની રંગદર્શી હીલચાલના આદ્ય જનક અને હિંદી રાષ્ટ્રધર્મના પ્રથમ મંત્રદ્રષ્ટા



## બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય

કવિતા જેવા, વ્યવહારૂ જીવન સાથે ભાગ્યે જ સંબંધ ધરાવતા સાહિત્યના એક પ્રકાર પાછળ બંકિમચંદ્ર બીજાઓની જેમ પોતાની બધી શક્તિ વેડફતા રહે એ 'પ્રભાકર' પત્રના સંપાદક તેમના મિત્ર ઈશ્વરચંદ્ર ગુપ્તને ન ગમ્યું. તેમણે બંકિમચંદ્રને કહ્યું, 'તમારામાં લેખનશક્તિ સારી છે તો, કવિતા ન લખતા ગદ્ય જ લખ્યા કરો.' અને બંકિમબાબુએ એ સૂચનાનો તરત સ્વીકાર કરી લીધો, જેનું ફળ તેમની અનેક કૃતિઓમાં નજરે ચડે છે.

**એ** વખતમાં, હિંદુસ્તાનમાં હજુ તાજી જ શેહ બેસાડતા ગોરાઓમા તુમાખીનો પાર ન હતો. અનેક બહાને એ દેશીઓને સતાવતા. ઘણા ભદ્ર પુરુષો એ તુમાખી મૂગે મોઢે સહી લેતા, પણ બંકિમબાબુ ગાંજ્યા જાય એવા ન હતા. અનેક ગોરાઓની એમણે ખબર લઇ નાખી હતી. એમની જિંદગી જ સાહસ ને મનોબળથી ભરેલી હતી. પ્રૌઢાવસ્થામા બહેરામપુરના રસ્તામાં તેમને સતાવનાર કર્નલ ડફ્રિન પર માંડેલા કેસે ખૂબ પ્રસિદ્ધિ મેળવી છે. એ વખતમાં એક ગોરાને આરોપીના પીંજ-ગમાં ઊભો કરવો એ કઇ જેવીતેવી વાત ન હતી છેવટે એ ગોરાએ ન્યાયાધીશ બેન્બ્રિજ સાહેબની સૂચનાથી ભરી સભામા બંકિમચંદ્રની માફી માગતાં કહ્યું, 'બાબુ સાહેબ, તમારો જે હાથ પકડીને મેં બળજબરીથી પાછા હઠાવ્યા હતા તે જ હાથ પકડીને અત્યારે તમારી માફી માગું છું' ત્યારે જ એમણે એ કેસનું રાજીનામુ આપ્યું.

ઇ સ ૧૮૬૦મા એમની બદલી પાંચમી શ્રેણીના મૅજિસ્ટ્રેટ તરીકે ખુલના મુકામે થઇ. એક બાજુ ગળીની ખેતી કરાવનાર સાહેબોનો ઉપદ્રવ અને બીજી બાજુ ચોર લુંટારાઓનું પ્રમાણ વધતા ત્યાં ઘોર અરાજકતા વ્યાપી રહેલી. ગળીવાળા ગોરા સાહેબોએ જમીન પણ ઓછી નહોતી પચાવી પાડી. કૃષ્ણનગરના હિલ્સ સાહેબને એકલાને જ ત્રણ લાખ વીઘાં જમીન હતી. તેનો ત્રાસ પણ ખૂબ જ હતો. ધોરણસર પોતાનું સૈન્ય રાખી, એ પોતાને રાજા મનાવતો હતો. દેશીઓમાથી જે લોકો ગળીની ખેતીમાં જોડાવા ના પાડે તેમના પર ગોરાઓનું આ સૈન્ય તૂટી પડતું ને પૂરી ઘાતકતા ચલાવતું.

આ બધા ગળીવાળા સાહેબોએ સને ૧૮૬૧ની આખરમા સરકાર પાસે મુકદ્દમો રજુ કર્યો કે જેસોર અને નદિયા જિલ્લાની પ્રજાએ મહેસુલ આપવું બંધ કરી દીધું છે. સરકારે તપાસ કરવા કમિશન નીમ્યું અને કમિશને તપાસ બાદ તારણ કાઢયુ કે 'ગળીવાળા સાહેબો સીધા, સાદા, ભલા માણસો છે. તેમણે કદી પ્રજાના શરીરે હાથ અડકાડ્યો નથી. કોઇપણ પ્રકારનો

અત્યાચાર તેમણે કર્યો નથી. બધો દોષ બંગાળી પ્રજાનો જ છે.' આ બધા નિઃસ્પૃહી (!) સાહેબોના ટોળામાં એક મૉરેલ નામનો ગોરો હતો. તે વખતના ગવર્નર સર જે.પી. ગ્રાન્ટે તેને આદર્શ ગળીવાળો ગણાવ્યો છે. તેની એ આદર્શપ્રિયતા આપણે જોઈએ.

આ મૉરેલે મૉરેલગંજ નામનું એક પોતાનું નગર વસાવ્યું હતું ને પોતે તેનો રાજા ગણાતો. તેની પાસે લાઠી,બંદૂક, કુહાડી વગેરેની હથિયારધારી પાંચ-છસોની એક સેના રહેતી, તેનો સેનાપતિ ડેનિસ હેલી કરીને હતો. પહેલાં તો તે ગોમનરી ઘોડેસવાર ટુકડીમાં સાધારણ પગારદાર હતો, પણ એ નોકરીમાં માણસો-ની હત્યા કરવાની સગવડ ન હોવાથી એણે મૉરેલ સાહેબના લાઠીધરોની સરદારી સ્વીકારી હતી.

૧૮૬૧ના નવેમ્બરની ૨૬મી તારીખની સવાર હતી. બડખાલી ગામના કિનારા પર લાઠી, બલ્લમ ને બંદુક-ધારીઓથી ભરેલી હોડીઓ ગોઠવાઈ ગઈ હતી. ગળીની ખેતી કરવા માટે એ ગામના લોકોને અણગમો હતો એટલે મૉરેલ સાહેબ વતી તેમને પાંસરાદોર કરવા હેલી સાહેબ નીકળેલા. બાર હોડીઓમાં ત્રણસો વીસ લાઠીધારીઓ તેમણે બાંધેલા.

બંકિમચંદ્ર અને જિલ્લાની પોલીસને આ હુમલાની બાતમી પહેલેથી જ મળી ગઈ હતી. એમણે સફલીઆ ગામ પર હુમલો થવાનું ધારેલું. ને પોલીસ પણ ત્યાં પહોંચી, પરંતુ હંગામખોરો રાત્રે જ છુપાઈને બડ-ખાલી જતા રહ્યા.

સવાર થતાં વેંત બડખાલી પર હુમલો થયો. ગામ-લોકોમાં ઐક્ય ખૂબ હતું, એટલે તેઓ પણ ટોળે વળીને સામના માટે ઊપડ્યા. સાહેબના માણસો પ્રમાણમાં ઘણા હતા એટલે સૌનાં હૈયાં ધબકવા લાગ્યાં; છતાં કોઈ પાછું તો ન જ ફર્યું. રહીમુલ્લા નામનો પહાણ લાઠી લઈને આગળ વધ્યો: તરત હેલીનું ટોળું તેના પર તૂટી પડ્યું, પણ રહીમુલ્લા અડગ રહ્યો. તેની લાઠીથી કેટલાયે હથિયારબંધ હુમલાખોરો જમીન પર ઢળી પડ્યા. હેલીથી આ ન જોવાયું. એટલે તેણે બંદૂક ચલાવી ને રહીમ ઘાયલ થયો. તે છતાં એ હિંમત ન હાર્યો. ચાલતા જ ઘેર પહોંચી એણે ઘા પર પાટા બાંધ્યા. પરંતુ એ જ વખતે ખૂની હેલી પણ ત્યાં પહોંચ્યો ને તેને ગોળીથી ઠાર કર્યો.



રહીમ એ ગામનો મુખી હતો. તેના મરતાં લોકો ડરીને જંગલ તરફ નાસવા લાગ્યા. તે વખતના દૃશ્યનું વર્ણન કરવું પણ અશક્ય છે. ગોરા માલિકોના એ લાઠીબંધ લોકો ઉલ્લાસપૂર્વક ગામને લૂટવા ને સળ-ગાવવા લાગ્યા. જેટલું લૂટી શકાયું એટલું લૂટ્યું; જે ન લઈ જઈ શકાય તેને આગમાં ફેંક્યું ને જે ન સળગી શકે તેને પાણીમાં ડુબાડ્યું. જે વસ્તુ સામે આવી તેનો નાશ કર્યો, જે માણસ સામો થયો તેને ઠાર કર્યો ને જે સ્ત્રી હાથ આવી તેને પકડી કેદ કરી. રહીમની તો સ્ત્રી કે બહેન કોઈને તેમણે ન છોડ્યાં. લૂંટ, સ્ત્રીઓ અને રહીમની લાશ સાથે મૉરેલનાં માણસો પાછાં ફર્યાં.

બંકિમ બાબુને આ ખબર પડી ને તેઓ તરત મૉરેલગંજ ઊપડ્યા. પણ ત્યાંથી તો થોડાઘણા લાઠીધારી-ઓ જ પકડાયા, જેમાંથી એક દોલત ચોકીદારને ફાંસીની સજા થઈ ને બાકીનાને જન્મભર દેશનિકાલની. મૉરેલ ને તેના ભાગીદાર લાઈટફૂટ તો વિલાયત નાસી ગયા. હેલી પણ પોતાનું નામ તથા વેશ બદલી નાસી છૂટ-વાનો હતો ત્યાં મુંબાઈમાં પકડાઈ ગયો. ઘણા દિવસ સુધી તેણે કેદખાનાની હવા ખાધી, પણ એને ઓળ-ખાવનાર કોઈ ન મળી આવતાં ત્રણ ચાર મહિના બાદ એને છોડી મૂકવામાં આવ્યો.

આવા ઉત્પાતો જેસોર જિલ્લાના બીજા કેન્દ્ર-ઓમાં તો ચાલુ થયા કરતા; પણ બંકિમ બાબુના પ્રયાસથી ખુલના તદ્દન શાંત રહ્યું હતું. આથી ખુશ થઈ કેમ્બ્રિજ સાહેબે સરકારમાં તેમનાં વખાણ લખી મોકલ્યાં અને એથી માત્ર સાડી ચોવીસ વર્ષની જ વયમાં પગારમાં સો રૂપિયાનો વધારો મેળવી તેઓ ચોથી શ્રેણીના મૅજિસ્ટ્રેટ બન્યા.

ગળીવાળા સાહેબો ઉપરાંત ચાંચીઆઓને પણ ઠેકાણે લાવવામાં એમણે ઓછો ભાગ નહોતો ભજવ્યો. નવાઈની વાત તો એ છે કે ગળીવાળા સાહેબો સાથે જ્યારે ઝગડો ચાલતો ને ચોમેર ચાંચીઆ ને બદ-માશો તેમને મારવા ફરતા ત્યારે બંકિમ બાબુ તો સ્થિર ચિત્તે 'દુર્ગેશનંદિની'ની નવલકથા લખ્યે જતા હતા.

પોતાની જે એકની એક મહત્ત્વાકાંક્ષા રહેલી એ પણ પૂર્ણ કરવાનો અવસર છેવટે બંકિમચંદ્રને હાથ આવી



નીરાંતની વેળા

ચિત્રકાર - અનુપચંદ શાહ



ઊઘને ખોળે

ફોટો સોરાબ ખારેગાટ

લાગ્યો અને ૧૮૭૨ના વૈશાખમા 'બંગદર્શન' માસિક એમણે શરૂ કર્યું એ વખતે બંગાળી ભાષાક્ષેત્ર બીલકુલ અણખેડ હતુ બંગાળનો શિક્ષિત વર્ગ એ માતૃભાષા તરફ કરાણે મોઢે જોતો ન્હોતો એટલુ જ નહિ, તેને એ ભાષા બોલવામા પણ શરમ લાગતી ખુદ રમેશચંદ્ર દત્ત જેવા પણ તેમા અપવાદરૂપ ન હતા પરંતુ 'માધવી કંકણ' અને 'રાજપૂત જીવન સંધ્યા' જેવા પુસ્તકોના એ લખનારને બંકિમ બાબુએ છેવટે બંગાળીમા લખવા પ્રેર્યા, અને અંગ્રેજીમા વિચારવામા જ મહત્તા માનનાર માઇકેલ મધુસૂદન દત્ત જેવામા પણ એમણે માતૃભાષાનો પ્રેમ સળગાવ્યો માતૃભાષાનું મહત્ત્વ વધારવા સુશિક્ષિતોએ જ કઈ કરવુ જોઇએ એ બંકિમચંદ્રની દૃઢ માન્યતા હતી અને એટલે જ પોતે અંગ્રેજીમા લખવા માંડેલી Raj mohan's wifeની નવલકથા પડતી મૂકી 'દુર્ગેશનંદિની' લખવા માંડી હતી

એ 'દુર્ગેશનંદિની'ના લેખનકાળે હિંદમા નવી જ અસ્મિતા જાગતી હતી ને ભાષાપ્રેમથી તેનો પાયો રોપાતો હતો. તેના આદ્ય દ્રષ્ટા બંકિમબાબુ એમની એ દૃષ્ટિએ પર પ્રાંતના પણ અનેક સાહિત્યકારોને પ્રેરણા આપી છે સૌ બંગાળીઓનું તો પૂછવુ જ શુ ખુદ રવીન્દ્રનાથ ઠાકુર એ વિષે 'સાધના'મા લખે છે કે 'અમારી બંગાળી ભાષા માત્ર એકતારાની પેઠે એક તારથી બંધાએલી હતી બંકિમે પોતાના હાથે તેમા એક એક તાર ચડાવીને આજ તેને વીણાનુ સ્વરૂપ આપી દીધુ છે તેમણે બંગાળીઓ ઉપર કેટલો મહાન અને ચિરસ્થાયી ઉપકાર કર્યો છે એ વાત પણ જો કોઇને સમજાવવાની જરૂર હોય તો એથી મોટુ દુર્ભાગ્ય બીજુ હોઇ શકે નહિ'

અન્યાયનો પ્રતિકાર, અણખેડ ભાષાનો ઉદ્ધાર, એ મહદ્ ગુણો તો છે જ પરંતુ બંકિમચંદ્રની હિંદને સર્વોત્તમ ભેટ તો રાષ્ટ્રોત્થાનનો તેમણે ચણેલો ધાર્મિક પાયો જ છે. હિંદના બધા ગ્રે દેવોના પ્રતીક તરીકે તેમણે ભારતમાતાની મૂર્તિનું પ્રતિષ્ઠાન કરી 'વંદે માતરમ્' દ્વારા એ મૂર્તિનુ સુનિષ્ટ આલેખન કર્યું છે આજ તો એ 'વંદેમાતરમ્' પાશ્ચાત્ય દુનિયામાના રૂસોના 'સામાજિક કરાર' જેટલુ જ હિંદી ગિરાનું માનીતુ થઇ પડ્યુ છે તેમણે આપેલ એ જીવનમંત્ર હજારો ને લાખોના માનસ ઉપર જાદુની પેઠે વશીકરણ કરી રહે છે અને લાખો માનવોને તે મંત્ર વડે જીવનની ભાવિમહત્તાના, ઉચ્ચતાના, ગૌરવના અને નવજીવનના દર્શન થયા છે' જે નવલકથામા તેમણે એ ગીત મૂક્યુ છે, એ 'આનંદમઠ'ને તો આપણે સ્વદેશભક્તિના બાઇબલ સમુ ગણી શકીએ 'જ્ઞાની કર્મનાશક્તિ અને આદર્શના વ્યવહારિક સત્યની કેટલા સમીપ જઇ શકે તેનો પુરાવો 'આનંદમઠ' પૂરો પાડે છે'

પ્રિન્સ બિસ્માર્કે આખા જર્મનીને લશ્કરી બનાવવાની ઝુંબેશ જ્યારે ઉપાડી હતી ત્યારે બાબુ બંકિમચંદ્રે પણ હિંદના દરેક શહેરી માટે આ યોજના તૈયાર કરેલી હિંદુ પદ્ધતિ પ્રમાણે દરરોજ વ્યાયામ, બધી જાતના હથિયારો વાપરવાનું શિક્ષણ સવારી, કુસ્તી, તરવુ, ઉપરાંત ટાઢ, તાપ, ભૂખ ને તરસને પણ સહન કરવાની શક્તિ 'દેવી ચૌધરાણી'મા તેમણે એવા શિક્ષણની હિમાયત કરી છે અહિંસામા તેમને શ્રદ્ધા ન હતી દેશની ખાતર હથિયાર ન લેવાય એને તેઓ મનુષ્યની કર્તવ્યચ્યુતતા ગણતા

જીવનપર્યંત કોઇની ખુશામદ ન કરનાર, કડક શિસ્ત અને રાષ્ટ્રચેતનાના અગ્રેસર અને હિંદની વર્તમાન નિયતના એ પહેલા મંત્રદ્રષ્ટાનું ૫૬ વર્ષની વયે ઇસ ૧૮૯૪મા અવસાન થયુ

બાબુ બંકિમચંદ્રનુ માનસ પૂરેપૂરૂ સમજવુ હોય તો એમના એકેએક ગ્રંથનુ અધ્યયન કરવુ જોઇએ. તેઓ પાકા બુદ્ધિવાદી હતા, ને એ જ નજરે જગતપુરુષ શ્રી કૃષ્ણને તેમણે ચીતર્યા છે કાર્લ માર્ક્સનુ 'દાસ કૅપીટલ' જ્યારે અંગ્રેજીમા અનુવાદિત પણ નહોતું થયુ ત્યારે પોતાના 'સામ્ય' નામના નિબંધમા એમણે સામ્યવાદનો પાયો ચણ્યો છે એમણે લખ્યુ છે શૂદ્રોને પડતા મૂકવાથી જ હિંદનુ અધઃપતન થયુ છે ત્રણ વર્ણો કરોળિયાની જેમ પોતપોતાની આસપાસ જાળા રચતા ગયા તેનુ જ આ પરિણામ આવ્યુ છે' રાજમોહનરાય જેટલા જ એ આંતરરાષ્ટ્રીયતાના હિમાયતી હતા ભારતને નંદનવન બનાવવાનો એક જ રસ્તો એમણે સૂચવ્યો છે અને એ તે દિવસે મૂર્ત થશે, 'જે દિવસે યુરોપીય વિજ્ઞાન અને ભારતવર્ષનો નિષ્કામ ધર્મ બંને એકત્ર થશે'

આપણે ઇચ્છીએ કે ભારતવર્ષ એમની એ આશા વહેલી પૂરી પાડે

અશોક હર્ષ

**શ્રીમતી** અમૃત શેર-ગિલ એ આ દેશના વર્તમાન યુગના અગ્રણી ચિત્રકારો પૈકીની એક વ્યક્તિ છે. તેમનો જન્મ ૧૯૧૩માં હંગેરીમાં થયો હતો. તેમના પિતા એક શીખ જાગીરદાર છે અને માતા હંગેરીનાં છે. બાળપણમાં પાંચ સાત વર્ષની ઉંમરે તેણે ચિત્રકળા માટે વૃત્તિ પ્રકટ કરી હતી, જે પાછળથી પારીસમાં જઇ વિકસિત કરી. લ્યુસીઅન સાયમન નામના પ્રસિદ્ધ કલાકાર પાસે તેણે Ecole Des beaux Artsમાં તાલીમ લીધી, પણ એ સંસ્થાનો અભ્યાસ પુરો કર્યા બાદ શાળાની અસરમાંથી મુક્ત થવાને ખાતે સ્વતંત્ર કામ કરવા માંડ્યું. હિંદમાં આવતા જ તેમને લાગ્યું કે પોતાનું ખરું ક્ષેત્ર અને પ્રેરણા તો માદર વતનમાં જ છે. અને તેમાં પણ પરદેશી નહિ, પરંતુ હિંદી માનસ તરફ તેમનું સ્પષ્ટ વલણ હતું, એથી તેમનાં પાત્રોમા પૂરેપૂરું હિંદી વાતાવરણ વ્યાપેલું રહે છે. હિંદમાં તેમણે જે કૃતિઓ કરી છે તેમાં તેની Post Impressionist ઢબોટીનો અંશ પણ આવતો નથી. કળામા તેણે પ્રવીણતા મેળવી છે તે સાથે તેમની સંસ્કારિતા પણ ઉચ્ચ પ્રકારના રહી છે અને સાતેક ભાષાઓ તે ખૂબીબંધ બોલી જાણે છે.



# ક્રાંતિકારિણી ચિત્રલેખા અમૃત શેર-ગિલ

હિંદની છેલ્લાં વીસ વર્ષની કળાની કારકીર્દિ પર નજર નાખનારને એક વાત સૌથી પહેલી નજરે પડે છે તે એ છે કે અજંતા-બાઘની પ્રાચીન ગુફાઓની ચિત્રકળા કે હિંદુ યા મુગલ સમયની પંદરમા સૈકાની તસ્વીરી કળા જે ૧૮મા સૈકામાં તદ્દન લુપ્ત થઇ ગઇ, તેના નમૂનાઓમાથી હાલના ચિત્રકારોએ વખતોવખત કંઇ ને કંઇ માર્ગદર્શન મેળવવા યત્ન ચાલુ રાખ્યો છે. ભૂતકાળની એ કળાઓની પ્રેરણાએ કેટલી કૃતિઓમાં સાચો પ્રાણ પૂર્યો છે અથવા કેટલે દરજ્જે તે પુનર્જીવિત થઇ છે એ એક મોટી ચર્ચા થઇ પડી છે; એટલું જ નહિ પણ બીજી પરદેશી અસરોમાં જાપાન, ચીન, ઇરાન વગેરે દેશોની કળાઓએ પણ પોતાનો થોડોવધુ ફાળો આપ્યો જ છે.

આજે હિંદી કળામાં કેટલીક સર્વોત્તમ ગણાતી, બંગાળાની સુપ્રસિદ્ધ ચિત્રકૃતિઓમાં તેના ઉદાહરણ મળી શકે તેમ છે. છતાં યુરોપમાં કાફે ક્યુરીઓઇમાં ચિત્રકાર બેનેટની મંડળીએ અનેક પ્રતિષ્ઠિત સંસ્થાઓના સખત વિરોધો ખમીને પણ જે નવી કળાનો પ્રચાર કર્યો તેનાથી તો એ સાવ અળગી જ રહી છે. માત્ર શ્રી ગગનેન્દ્રનાથ ટાગોરે હિંદી ભાવનાઓ અને ઊર્મિઓ ચીતરવામાં ફ્રાન્સના ઇમ્પ્રેશનિસ્ટ અથવા પોસ્ટ ઇમ્પ્રેશનિસ્ટ કે ક્યુબિસ્ટ સંપ્રદાયના સિદ્ધાન્તોનો પ્રયોગ કર્યો છે. જોકે તેમા તેમને ખરી સફળતા મળી નથી. તેમનાં ચિત્રો માપમાં નાનાં અને વસ્તુકલ્પના વિશાળ, એટલે પરસ્પરનો વિગ્રહ થાય; અને માત્ર તરંગી સૃષ્ટિમાં સાવ લ્હેરથી વિહરવાની તેમની ટેવ એ પણ મોટી આફત થતી. કમનસીબે તેમને વ્યાધિ એવો થયો, જેથી એ અદ્ભુત પ્રયોગ આગળ લેવાનું અટકી ગયું. પણ તેમણે એક નવી દિશા ઉઘાડી દીધી અને નવો પ્રદેશ નજરમાં આણ્યો. ધીમેધીમે સૌને એમ પણ જણાયું કે અજંતાની અને હિંદના દેવશિલ્પની કળામાં જે આધારભૂત સિદ્ધાન્તો હતા તે જ સિદ્ધાન્તો





સામે: શ્રીમતી અમૃત શેર-ગિલ ઉપર-ડાબી બાજુ. મુંબાઇ ટાઉનહૉલના આ વર્ષના પ્રદર્શનમાં સુવર્ણચન્દ્રક મેળવનાર કુ. શેર-ગિલનું ચિત્ર 'ત્રણ બ્હેનો' જમણી બાજુ: એમની લાક્ષણિક શૈલીનું એક બીજું ચિત્ર 'જનતાના પુત્રો'

ફ્રેંચ પોસ્ટ ઇમ્પ્રેશનિસ્ટ (ભાવછાયાના આલેખકો)ની કૃતિઓમાં વ્યાપ્ત હતા. છતાં એ નવી કળાની અમર હિંદી ચિત્રકારો ઉપર તો હમણાથી જ પડવા લાગી છે અને કુ. અમૃત શેર-ગિલ તેમાં સૌથી આગળ છે.

શીખ પિતા અને હંગેરીઅન માતાના એ સંતાન છે. તેમણે કળાનું શિક્ષણ પારીસમા મેળવ્યું છે અને ત્યાંના ગ્રાન્ડ સૅલૉં (મુખ્ય ચિત્રધામ)નાં સભાસદ છે. કળાનો અભ્યાસ ત્યાં કર્યો હોવા છતા તેમનું માનસ ખચીત હિંદી છે. એટલે જેવાં તે હિંદમાં આવ્યાં કે તરત મોટા કેનવાસપટોમાં પોતાની સબળ સફળ પીંછીથી તેનો પરિચય કરાવ્યો અને મુલકભરમાં તેની જ ચર્ચા થવા લાગી. અહીં કરેલાં તેમનાં ચિત્રોમાં તેમણે મેળવેલી પહેલાંની શાળા-શૈલીની છાંટ પણ તે દેખાવા દેતાં નથી; પણ તેમની સફળ આલેખના પારીસની આર્ટ્સ કૉલેજમાં ગુજારેલાં વર્ષોને જ આભારી છે.

તે હમેશાં તૈલરંગોથી જ ચીતરે છે. મોટેભાગે હિંદી ચિત્રકારો તે રંગો વાપરતા નથી. પણ તામ્રવર્ણી આંગણોનાં સચોટ આલેખનો માટે, યોગ્યરીતે વપરાય તો એ કેવું ઉત્તમ સાધન છે તે કુ. શેરગિલે બરાબર સાબિત કરી આપ્યું છે. ગરીબ અને દુઃખી જનતાનાં ચિત્રો તે દોરે છે એ પરથી એ આમ-વર્ગનાં ચિત્રકાર છે એમ સમજવાનું નથી. અલબત્ત, તેમનાં ચિત્રો તો સાધારણ તથા આમવર્ગનાં જ હોય છે, પણ તેમાં તેમના ચહેરાઓ પરની એક પ્રકારની માનસદર્શક છાપ તેમને આકર્ષે છે. વળી તેમનાં શરીરના ઘાટ અને પોશાકમાં પણ એક એવી કલ્પનાપૂર્ણ તાલમયતા હોવાથી, તેમના કલાકાર માનસને સૌંદર્ય-દર્શન થાય છે. હિંદનાં કોટચાનકોટી માનવોનાં વદન પર એકસરખાં દેખાતાં યાનસીળી ને નરમાશ એમના જેટલી સ્પષ્ટતાપૂર્વક હજુ કોઇ હિંદી ચિત્રકારે ચીતર્યાં નથી. આથીજ,તેમની જેટલી પ્રશંસા થાય છે એટલી જ કચકચ પણ સંભળાય એ સ્વાભાવિક છે. વિક્ટોરીઅન સમયમાં જે મીઠડાં મોં દોરવાની અને ચાવળી રેખાઓ કરવાની રીત પ્રચલિત હતી તેનાથી એમનાં ચિત્રો સાવ નિરાળાં રહે છે. યુરોપી ધોરણે ભણેલો આજનો હિંદી જો કલાની સમજમાં હજુ વિક્ટો-

રશિઅન યુગનો જ છે અને પોતાના દેશના ખજાનાથી બીનવાકેફ રહ્યો છે.

કુ શેર-ગિલના ચિત્રોએ જે ખળભળાટ ઉપજાવ્યો તેનું એક કારણ તો વળી બીજું પણ છે. તેમણે પોતાની કળામાં જરા ક્યૂબિઝમના છાંટ સાથે પોસ્ટ ઇમ્પ્રેશનિઝમની જોરદાર છાયા ઉતારી છે. ગને તો અજબ જેવું એ લાગે છે કે હિંદીવાનો આ નૂતન પ્રણાલીની કળા કેમ સમજી શકતા નહિ હોય! યુરોપની આજની કળાનો જરા પણ પરિચિત થયો હોય તેવો કોઇ પણ યુરોપી પ્રવાસી ઇલોરા અને અજંતાના, તાદૃશતાથી નિરાળા લાગતા પણ ભવ્ય શિલ્પ સામે મંત્રમુગ્ધ થઇ ઠરી જાય છે; જ્યારે હિંદના અનેક કેળવાએલાઓ વાન ગફ(Van Gogh)કે હબસી શિલ્પના આગરીન મોજીલિયાની (Modgiliani)ની ઊર્મિપ્રદ કૃતિઓ સમજવામાં પણ હતપ્રાયઃ બની રહે છે. ચિત્રનું વસ્તુ સાદા ઘાટમાં ઉતારવું તે સાથે કેવળ કલ્પનાસ્વરૂપ ન થવા દેવું અને સાદામાં ખપે એટલે અંશે કુરૂપતાથી બચાવી તાદૃશતા સાચવવી એ તેનો સ્પષ્ટ પ્રયાસ છે. કુ શેરગિલની કૃતિઓ આપણને આંજી દેતી નથી. એવો તેનો હેતુ પણ નથી હોતો, છતાં એ ચિત્રોમાંથી શક્તિમત્તાનો પ્રભાવ છૂટતો લાગશે જ. તેમની સૃષ્ટિમાં પાલવોના છેડા ઉછાળતી મદભર પ્રેમનેનાંવાળી ગોપિકાઓ નથી યા તો પ્રેમાલાપ કરી રહેલા ગોપગણો તે ચીતરતાં નથી; તેમજ ઉન્નત કૈલાસ અને તેના સ્વામીને ચીતરવાના કોડ તેમની કલ્પનામાં જાગ્યા નથી. રોજની સાદી જિંદગી ગુજારતા માનવસમુદાયને જોવો ને તેવો રજૂ કરતી તેમની કળામાં નથી આદર્શ લાવવાનો હેતુ કે નથી જીવનની પામર દશા રજૂ કરવાનો ખાસ પ્રયત્ન. તેમનું આ 'રંકકન્યા'નું ચિત્ર જુઓ તો ઘેરા લીલા રંગની સુરખી વાળા મુખની કાળી આંખો અરધી બેપરવાઇથી જરા નજર ફેરવતી કોઇને પણ જોવાને રોકે એવી છે અને ધ્યાન ખેંચે છે. પણ તેમાં બાળલગ્નના રિવાજ ઉપર કોઇ કટાક્ષ ઉપજાવવાનો ઇરાદો આગળ નહિ પડે. ઉપદેશકનું કાર્ય ઉપાડી લેનાર ચિત્રકારને એવું પ્રચારકાર્ય ભલે મુબારક રહે.

શ્રી શેર-ગિલની કળાનું બીજું ધ્યાન ખેંચતુ લક્ષણ એ છે કે તે છાપ પાડવાને ચિત્રના વિષય ઉપર જ નિર્ભર રહેતી નથી. ફ્રેંચ કળાના નિકટ પરિચયને લીધે તેમનામાં એવી સમજ ચોક્કસપણે ઊતરી છે કે ચિત્રને વસ્તુના જેટલું મહત્ત્વ આપનારાં સુરચના (design) અને રંગાવટ (colour) જોઇએ જ. વધારેમાં રંગયોજનાનો સાથ એ જ સુરચનાનો પ્રધાન અંશ છે. તેમની રંગપાટી સુરમ્ય છે; પણ છાંટણાં સમી નથી. ઉજાસભર્યા રંગની સુંદરી ચીતરવામાં તે પોસ્ટર (ભીંતચિત્ર)ના જેવા રંગભડકા નથી ઉડાડતી. કોઇ ચતુરાઇથી આસપાસની રંગભૂમિ સંભાળીને હિંદી રમણીનાં વસ્ત્રોની મુલાયમ મનોહરતા અને ઉજાસ તે સાચવી લે છે. વસ્ત્રોની પસંદગી અને ગોઠવણીમાં તેઓ ખાસ કરી વધારે સફળતા બતાવી શકે છે. એમ છતાં તેમનાં પાત્રોમાંથી નક્કરપણું અને દળ કમી થતાં નથી. આથી જ તેમનાં સર્વ ચિત્રોનાં પાત્રોમાં ઘડતરનું સંગીનપણું ભાસે છે.

ભાતભાતનાં લટકાં-મટકાં જોવાને ટેવાએલી નજરવાળાને એમની આ મક્કમ ચિત્રશૈલીની કડકાઇની કદર કરતાં મુશ્કેલી લાગે. પણ આવું કડક રૂપવિધાન જ પ્રાચીન શિલ્પમાં કેટલું ગૌરવભર્યું બન્યું છે! આ નવીન ક્રાંતિકારિણી ચિત્રરેખાને મન ફ્રેંચ કલાકારો શીર્ષ અને ગોગાં રંગમહારથીઓ છેઃ તે પોતે એમના દેશમાં ભણ્યા છે માટે નહિ; જેઓ પ્રાચીન હિંદી ચિત્ર ને શિલ્પને ખરું સમજ્યા છે અને તે પર પ્રેમ કરે છે તે સૌનો સહજ ને સકારણ મત એ જ થઇ જાય છે.

શ્રીમતી અમૃત શેર-ગિલની કળા નવા યુગના ઉંબરે છે. એવી પણ માન્યતા થતી જાય છે કે બંગાળ-કલાશ્રેણીના આદર્શો અને સિદ્ધાંતોએ નંદલાલ બોઝ જેવા કલાસ્વામીને આગળ આણ્યા; પણ એ સિદ્ધાંતો અને આદર્શો ઊતરતી પંક્તિના કલાકારોના હાથમાં આજે જીવ વિનાની પ્રણાલી બની ગયા છે. આછા રંગોને રંગનો સંયમ કહેવામાં આવે છે. માત્ર રેખાની સફાઇ સાચવી એટલે રેખા બોલતી નથી બની જતી. ભાવનાને બદલે પ્રેમલાપણું વધ્યું છે અને સુરચનાને સ્થાને ભભકભર્યા અલંકારો ઠેર્યા છે. જ્યારે કલ્પના પ્રબળ અને વેગવતી ન હોય ત્યારે શિવ, કૃષ્ણ, અથવા વૃંદાવનની ગોપીઓ અર્થહીન ઢીંગલાં જ લાગે અને તેની પીંછી કલાકારની વાચા બનવાને બદલે કારીગરનું મામૂલી ટાંકણું જ બની જાય.

: કાર્લ જે. ખંડાલાવાળા

# તલેસ્માતી તાવીજ



ઝગઝગાટ મારતું એનું પાનું હજુ નીચું નહોતું ઊતર્યું એ પહેલા તો એનો હાથ પાછળથી અદ્ધર જ જકડાઇ ગયો.

બુખારાનાં આબાદ મેદાનો પર મંગોલો ને તુર્ક માણો ફરી વળેલા એ, ઈશુની ૧૫૬૫ની સાલ ચાલતી હતી ત્યારે સમરકંદની એક મસ્જિદને ઓટલે બેસી બે શખ્સ વાતો કરી રહ્યા હતા. એક હતો અરબનો શેર અહમદ બેગ ને બીજો હતો શામ (સીરિયા)નો ઇસાક બીન હાદીન બન્ને જેટલા માલદાર હતા તેટલા જ દુનિયાના ખાધેલા હતા

એમની એ ગુફતગો ચાલુ હતી ત્યાં શહેરનો સૂબો કાગખાન ત્યાંથી ઘોડે ચડી નીકળ્યો. શામીએ તેને ઝૂકીને સલામ કરી. અરબ માત્ર તિરસ્કારથી જમીન પર થૂંક્યો. આ એ બન્ને વચ્ચેનો તફાવત. 'ગૉડ'ને માનનાર શામી અને અલ્લાહપરસ્ત અરબ બન્ને પરદેશીઓના આક્રમણના તો સરખા વિરોધી હતા; છતાં શામી ભયની બહુ દરકાર ગણનાર હતો, જ્યારે અરબ તેથી બીલકુલ બેપરવા અને પોતાની જાત ઉપર ગરૂર ધરાવનાર હતો

સૂબો' પસાર થઇ જતા ઇસાકે ધીમા ધીમા શેર અહમદના ઘૂંટણ પર હાથ દબાવ્યો 'દોસ્ત, તેં સારૂ ન કર્યું જોયુને, આખી વાટ એ કેવો કતરાતો ગયો ? એની આંખોમાં ભુરાઈ ભભૂકતી હતી લોકો એને શિયાળ સવાર'ને નામે ઓળખે છે.'

'બરાબર છે !' અરબે જવાબ આપ્યો, 'એનું દિલ મેતાન જેટલું જ શિયાળ છે. હું કોઈ મંગોલ કુત્તાનો ઇતબાર નથી કરતો.'

'છતા એ આ જમીનના માલિકો છે, શેર અહમદ ' મારા સખૂન યાદ રાખજે. આપણે જેલમાં ઠોકાઇશુ અને પછી . . .' ઇસાકે ખભા ધુણાવ્યા '. . . પછી આપણું નામોનિશાન મટી જશે.

પણ અરબ એ સાંભળવાને બદલે પોતાના જ વિચારોમા ગુંથાયો હોય એમ લાગ્યું 'હવે અહીં વેપારની મજા નથી ઇસાક !' એ વિચારોનો તોડ આણતો હોય એમ તે બોલ્યોઃ 'એક વખત આ શહેર સારી આલમમા દોલતમંદ ગણાતુ.'

'એટલે જ હું એ તજી દેવાનો ઇરાદો રાખું છું. કારાખાનની યે બીક લાગે છે.'

'અને ક્યા જઈશ ?'

'મધરિબ તરફ બજારો બધા ઉત્તર અને પૂર્વમાંથી જ આવે છે. ને હવે તો ઠેઠ બોસ્ફરસ સુધી એ પહોંચ્યા હશે. છતા બહરે બિજર(ભૂમધ્ય સાગર)ના કિનારા પર હજુ મોકો છે. એશિયાના જવાહેરાત ને મખમલના અત્તરો પર આફરીન થનારાં દોલતમંદ શહેરો ત્યાં છે.'

'ફર આ યે શક !' અરબ બોલ્યો. 'હું પણ આ શહેર તો છોડી જાઉં છુ, પણ કારખાનની કે કોઇની બીકે

**યંત્રોએ દરિયાની છાતી ચીરીચીરીને એનો બધો ધડકાટ ઓસારી નાખ્યો ન હતો એ આજથી સદીઓ પહેલાંના જમાનામાં એના રંગમસ્ત હૈયા પર બનેલો એક કિસ્સો**

નહિ. કારણ, ઇસાક, મારા અંગ પર એક કરામાત એવી છે કે બધા ખતરામાંથી એ ને બચાવી લે'–કહેતાં એણે ગળે બાંધેલું પંજા આકારનું સોનાનું તાવીજ કાઢ્યું. તેના પર કંઇ વિચિત્ર લખાણ કોરેલું હતું. જોવા માટે ઇસાકના હાથમાં એ મૂકતાં એણે પૂછ્યું, 'ઇસાક, પહેલાં કદી તેં આવું તાવીજ જોએલું ખરું?'

ઇસાક તો એ અનિમેષ આંખે જોઇ જ રહ્યો. તે નામી હકીમ પણ હતો, છતાં આ વખતે તો એને યે માથું ધુણાવવું પડ્યું. 'શેર અહમદ બેગ! કહે તો ભલા, એ ક્યાંથી મેળવ્યું?' તેણે સામો સવાલ કર્યો.

'ઓહ! એના પર તો કેટલી યે સાલ ગુજરી ગઇ. હું ત્યારે કેથે (ચીન)માં હતો. જબરદસ્ત મુલક છે. જોકે અલ્લાહ અને તેના રસુલમાં મને પૂરો એતિમાદ (વિશ્વાસ) છે, પણ આ કલામાં તલેસમાત જેવું પણ કંઇ રહ્યું હોવાનું હું માનું છું અને આ તાવીજે તો બેહિશ્તમાં બતાવેલા મોજેઝા (ચમત્કાર)ની યે વાત મારે કાને આવી છે.'

'ગલત વાત!' શામીએ કહ્યું: 'શેર અહમદ બેગ, તમે ઇસ્લામીઓ તો 'લાઇલાહા ઇલિલ્લાહ'નો કલમો પઢો છો, તો યે એટલી વાત નથી સમજતા કે ખુદા સિવાય કોઇથી મોજેઝા થઇ જ ન શકે?'

'પણ આ તાવીજે એક જાન તો મારી નજરોનજર બચાવ્યો છે. ઇસાક, એની ફૂંકથી જ હું કારાખાન પર થૂંકી શકું છું. ખેર, એ વાત જવા દે; દોસ્ત, આવતી કાલે હું યે મારા રેગિસ્તાન તરફ ઊપડી જાઉં છું.

એક અઠવાડિયા બાદ સમરકંદ છોડી, બે કારવાંઓએ પશ્ચિમ તરફ પ્રયાણ માંડ્યું. વચ્ચેથી જ ઇસાકે તો છૂટા પડી તહેરાનનો રસ્તો લીધો, પણ શેર અહમદે એથી જુદો રાહ પકડ્યો. બગદાદ થઇ, આમુ દર્યા (યુફ્રેટિસ)ની ખીણ ઓળંગી, અલેપ્પો થઇ તે સ્મર્ના પહોંચ્યો. શામીના કારવામાં સો ઊંટ હતાં, જ્યારે બેગની પાસે બસો; ને એ બસો યે બસો વેપારી ખજાનાથી લદાએલાં. આખો રસ્તો વેચવાળ, ખરીદી ને સાટાની સોદાગરી કુનેહ અજમાવતા જઇ એણે ખૂબ નફો કર્યો હતો; પણ એ નફા ને બધા મૂડીના સાટામાં યે કોઇ તેને તેના દિલકશ તાવીજથી તો અળગો ન જ કરી શકે.

એ સ્મર્ના શહેરમાં જ શેર અહમદ બેગે વેનીસ નગરની રંગબેરંગી વાતો સાંભળી. એ દિલફરેબ શહેરના ઐશઆરામી જીવને એના મગજ પર અજબ પરિબળ જમાવ્યું. એણે બધાં ઊંટ વેચી નાખ્યાં: એક બગલો (ઊભો મહોરો, પહોળો સઢ ને પહોળી વાંઢારવાળું વહાણ) ખરીદ્યો, ને પોતાની બધી બસકામત તેમાં ભરી તે ક્રેત તરફ ઊપડ્યો. પણ ખુદાનું કરવું તે, હજી ટ્રિપોલી પણ નહોતું લંઘ્યું ત્યાં તો બર્બર ખાજીરના વહાણનો એને ભેટો થઇ ગયો.

શેર અહમદ બેગની જુવાની તો વીતી ગઇ હતી, પણ કુવ્વત હજુ નહોતી પરવારી. છતાં આ વખતે તો એ લાચાર નીવડ્યો. પછીતના પવને પૂર ઝડપે આગળ વધતા ખાજીરના વહાણનું તુતક એણે હથિઆરબંધ માણસોથી ઊભરાતું જોયું. કાળી દાઢી લહેરાવતો પડછંદ ખાજીર તો એની લાંબી તેગથી કોઇ જલ્લાદ જેવો જ લાગતો હતો. એનો આખો કમરપટો છરા ને પિસ્તોલોથી ખચેલો હતો.

અરબને થયું કે આવી બન્યું. કશી ચોરી હવે નકામી હતી. શરણાગત સ્વીકારતો હોય તેમ પોતાની તેગ તેણે દરિયામાં ફેંકી દીધી. થોડી વારમાં તો ખાજીરના વહાણનો ભોરો ફરી તેના બગલાની બગલમાં દબાઇ ગયો ને તેથી યે થોડી વારમાં તો તે સાંકળોમાં બંધાઇ ગયો. બધો માલ અસબાબ ગયો ને એ ગુલામ બન્યો. ગુલામને વળી મખમલીનના કપડાં શાં? ખાંગાની એક લૂંગી એને આપવામાં આવી. એટલું જ નહિ, એનું દિલચસ્પ તાવીજ પણ ખાજીરને ગળે લટકી ગયું.

એ ચાંચીઆ ખાજીરનું નામ હતું મરચ. ખલાસીઓ એનાથી કાંપતા રહેતા. ને હલેસા પર બેઠેલા ગુલામો તો તેને મલેકુલ–મોત જ સમજતા. શેર અહમદ બેગને યે હવે તો બંદીવાન હાલતમાં હલેસા પર બેસવું પડ્યું. ન્યૂબીઅન પડઘમચી પડઘમ શરૂ કરે ને જેના હાથ ન ચાલે તેના ચામડા પર મરચનો જેરબંધ ફરી વળતો. દરિયાઇ તવારીખનો એ કાળ કરુણમાં કરુણ ગાળો હતો. ઇન્સાન જ્યારે ઇન્સાનને ગુલામ બનાવતો ને મનાવતો, ચાહે તેવી જોહુકમી એના ઉપર ગુજારવાની એને ત્યારે છૂટ રહેતી ને એને પરિણામે કૂતરાથી યે બદતર હવાલ પામી ઇન્સાન

પોતાની રૂહ છોડતો

પણ વહાણમાના ગુલામો કરતા યે શેર અહમદ બેગ પર અસીમ જોરતનની ગુજરતી ઉમરમા એ બધાથી મોખરે હતો, છતા સીતમની કશી અસર તેના ચહેરા પર નહોતી જણાતી

એક દિવસ ભઠ્ઠી જેવો આફતાબ સળગી રહ્યો હતો ત્યારે મરડ્ય તેની પાસે આવ્યો ને તેના ખભા પર બેઠો પેલું સોનેરી તાવીજ કાઢી એણે અરબને પૂછ્યુ 'આ શુ છે ? ને આ લખાણ શાનુ છે ?'

અરબ માત્ર હસ્યો 'અગર હુ એ જાણતો હોત તો પણ તને તો ન જ કહેત' એટલા શબ્દો એના મોમાથી સર્યા ન સર્યા ત્યા તો જેલખાની સાત શેડ તેની પીઠ પર ઉપસી આવી '

'પરવા નહિ, સુલતાન' હુ જાણુ છુ કે એમા કઇ મોજેજો ભર્યો હોવો જોઇએ' કહેતા ખાજરે વિદાય લીધી પીઠમાથી લોહી નીંગળતા છતા અરબ તો હસતો જ રહ્યો, કારણ ખાજરે જાણ્યુ એ તો અર્ધસત્ય હતું, એક વખત એનો જીવ એ તાવીજ જરૂર બચાવે, પણ પછી તો એની બદદુઆ ઉતારે કે તોબા'

એમ ને એમ હલેસા મારતા એક પછી એક એમ દિવસો વીતતા ગયા પણ એક દિવસે એનું ઠેકાણુ બદલાયુ ત્યારે છતેડીના એક ખૂણામા લટકતો વીંઝણા જેવો નાનો શો છરો અરબે આથમતી સાંજે સેરવી લીધો ને લૂંગીની અંદરની ગાંઠમા સતાડી દીધો

આટલા સહવાસમા શેર અહમદ બેગને એટલી તો ખાત્રી થઇ ગઇ હતી કે હલેસા પર બેઠેલા બધા ગુલામો આઝાદ થવાની રાહ જોઇ રહ્યા હતા એની રગ પણ હવે એમની સાથે ઠીક મળી ગઇ હતી એક દિવસ લાગ જોઇ એણે પોતાની યોજના એમની આગળ મૂકી અને એની આ યોજનામા તાજુબથી તે નાઇલ સુધીના વતની બધા ગુલામોએ સંમતિ આપી.

રાત પર રાત શેર અહમદ બેગ પોતાની કારી ચલાવતો ગયો છરાનુ લોઢું ગજુ સખત હતું, એટલે બખ્તરની સાંકળો પર તેને કાનસ તરીકે એ અજમાવતો ગયો એના માટે જેટલી મજૂરી જોઇએ એટલી એણે પકડી રાખી ને છેવટ એ ફતેહમંદ થયો

ચાંદ હજુ આકાશના ઓજસમાથી પૂરો બહાર પણ નહૈ તો નીકળ્યો એવી એ મ્નેહમની મધરાતે છૂટો થતા જ તે બિલ્લીપગે સરક્યો સઢના ઓઠાયા નીચે ઊભી ગાય કરતા સુકાની ને એના મદદનીશ સિવાય ઉપર કોઇ ન દેખાયુ એમની નજરમાથી છટકાય તો જ કામ બને પહેલી તકે મરડ્યને ખતમ કર્યા સિવાય બીજો ઉગાર નહોતો. આખરે ગામચો મુકદ્દર પર છોડી એ ઘુંટણભર આગળ સરક્યો.

વહાણ પૂરઝડપમા ગતિ કરતું હોય, સઢનો ઓળો આખા વહાણ પર ફરી વળ્યો હતો કપ્તાનની ઓરડી પાસે પહોચી કાન દીધો તો કોઇ ઘસઘસાટ ઘોરતું હોવાનુ જણાયુ હાથમાના છરાની પકડ એણે મજબૂત કરી ને બીજા હાથે હળવેક રહીને બારણુ ઉઘાડી તે અંદર ઘૂસ્યો

સુખડના ખાટ ઉપર, સોના રૂપા ને મહોગનીના રાચરચીલા વચ્ચે, જરિયાન પથારી પર મરડ્ય ગીરી ઊંઘ લઇ રહ્યો હતો—ગુલોની બિછાત પર આળોટતા સાપ તો ગફક અરબ ખાટ નજીક પહોચી પોતાના શિકારને અનિમેષ નજરથી જ્યો ઘડીભર પોતાને ઝૂમ છૂટ્ટી હોય એમ એને લાગ્યુ. નાનામોટા જંગોમા તો અનેક આદમીઓ એણે વધેરેલા, પણ આ રીતનો તો એનો એ પહેલો જ મોકો હતો

પણ બીજી જ ઘડીએ એના હોઠ પરથી કંપ ઊડી જઇ મુસ્કેરાટ તરી આવ્યો એને તો માત્ર સામાન્ય ઇન્સાફ જ ચૂકવવાનો હતો ને ? તેનો છરાવાળો હાથ હવામા તોળાયો

એનો ઘા મરડ્યનું કલેજુ જ સોંસરૂ ચીરી નાખત, પણ ઝગઝગાટ માગતુ એનું પાનું હજુ નીચુ નહોતું ઊતર્યું એ પહેલા તો એનો હાથ પાછળથી અદ્ધર જ જકડાઇ ગયો ઓરડીનો દરવાજો પાછો બંધ કરવાનું એ ચૂકી ગયો હતો ને એટલી મોડી રાતે અચાનક ખુલેલા દરવાજા પર સુકાનીની નજર જતા, જોડી-દારને સુકાન સોંપી તે ત્યા આવી લાગ્યો હતો

કટોકટીનો વખત હતો શેર અહમદ બેગે પોતાનો હાથ એક ઝટકે છોડાવી લીધો ને એક ચોટે તો સુકા-નો દૂર ખૂણામા જઇ પડ્યો પણ ત્યા તો નજર ગઇ કે આ બધા દેખાવથી જાગી ઊઠેલા મરડ્યને ઓશીકા નીચેથી પિસ્તોલ સેરવતો એણે જોયો મિનિટ નહિ પણ સેકંડોમા જ એ હતો ન હતો થઇ જાત પણ જમાનાનો ખાવિન્દ અરબ સમયસૂચક હતો.

એ બચેલી સેકંડોમાં જ સળગતી મીણબત્તીવાળી હાંડી એણે નીચે પાડી ખોલીમાં અંધારું પાથરી દીધું ને મરૂચ કે સુકાની કંઇ કરી શકે તે પહેલાં તો બહાર નીકળી ગયો. ઉંહી તકે એની નજર મરૂચના ગળામાંના તાવીજ પર પડી. એ પામી ગયો કે મરૂચના બચાવનું કારણ પોતાની ગફલત નહિ પણ એ તાવીજનો તલસમાત જ હતો.

હવે એ સીધો દોડ્યો સથા ઉપર. મરૂચની બૂમે સુકાન સંભાળનારે તરત પિસ્તોલ ખેંચી હતી, પણ એ કામગરી બજાવે એ પહેલા તો અરબનો છરો તેના કલેજામાં હૂલી ગયો ને એ મૂરની લાશ નીચે પડી. બીજી જ પળે ધામણને પીઠ દઈ તે પાછો ફર્યો. ન ફર્યો હોત તો એ જ ક્ષણમાં ત્યાં આગળ જ તેનો ફેંસલો થઇ જાત, કારણ મરૂચ હાથમા ખંજર સાથે આવી લાગ્યો હતો. એનુ ખંજર હાથમા જ રહ્યું ને એની દાઢી પર અરબનો એવો તો સજ્જડ મુક્કો પડ્યો કે ધમ્મ કરતો તે નીચે પડ્યો. તેના હાથમાથી ખંજર વછૂટી ગયું. એ સાથે જ, બિલાડી ઊંદર પર જે સાવધતા ને ઝડપે કૂદે એમ એ કૂદ્યો ને ખંજર સાથે મરૂચના ગળામાંનું તાવીજ પણ ખેંચી કાઢ્યું તાવીજ આવતા જાનના જોખમની તેની ફિકર ટળી ગઇ અને હવે એક હાથમાં છરો ને બીજા હાથમા ખંજર સાથે આવતી પળો માટે એ હોશિયાર બની ઊભો. એની સામે જ માણસો સાથે મરૂચ ઊભો હતોઃ 'એ સુવ્વરને જીવતો જ પકડી લો. હુ એની બરાબર વલે કરીશ.' તે બરાડતો હતો.

વિચારવાની બહુ થોડી પળો રહી હતી. મરૂચના હાથે પોતાની વલે થવા દેવા કરતા બેગે દરિયાનું જ શરણું લેવાનું યોગ્ય ધાર્યું. એ ન ડૂબાડે ત્યા સુધી તર્યા કરવાનો એણે નિર્ધાર કર્યો. દુશ્મનને પીઠ દેખાડવામાં તેને અરબ તોખમની નામોશી તો જણાઇ, પણ હવે એ કયાં જાહોજલાલ શેર અહમદ બેગ રહ્યો હતો? અત્યારે તો એ ખાજીરનો ગુલામ હતો. ને ગુલામોને નામોશી કે વગરનામોશી શી જોવાની?

ત્યાં તો ક્ષિતિજ પરના ચંદ્રના અજવાળામાં ત્રણ સઢવાળું એક વહાણ એ બાજુ આવતુ એની નજરે પડ્યું. અચાનકનો એ સહારો મળતાં જ એણે ખંજર દરિયામા પધરાવી દીધું, છરો બીડ્યો દાંત વચ્ચે ને તાવીજ લુંગીમાં ખોસી કૂદી પડ્યો પાણીમા. બીજા કોઇ વેળાતે તો ખાજીર કદાચ એને એમ ને એમ જવા ન દેત, પણ એણે યે એ આવતું વહાણ જોયું હતું. મોટા વહાણની તો ચાંચીઆઓને વધુ દરકાર રાખવાની, એટલે એના ત્રણ સઢના કાંગરા જોતાં જ ખાજીરે શેર અહમદ બેગને એના મુકદ્દરના હવાલે કરી વહાણની બત્તીઓ બુઝાવી નાખવાનો હુકમ કર્યો.

એ આવતું વહાણ હિસ્પાનીઓ (સ્પેનિયાર્ડ્ઝ)નું હતું. એના કપ્તાન ડૉન વાઇસેન્ટ કૉડ્રૂસના કહેવાથી શેર અહમદને વહાણ ઉપર લઇ લેવામાં આવ્યો. એણે પોતાનો અથેતિઇતિહાસ કૉડ્રૂસને જણાવતાં હિસ્પાની વહાણે પહેલા કરતાં પણ વધુ ઝડપે ખાજીરના વહાણની પૂંઠ પકડી.

માહતાબે પોતાનું મોં સંતાડ્યું ને દરિયાની છાતી અંધારી બની ત્યાં તો ખાજીરનું અંધારું વહાણ પકડાઇ ગયું. કૉડ્રૂસના બખ્તરધારીઓ, ખાજીરના મૂરો અને ન્યૂબીઅનો પર તૂટી પડ્યા. મુલકે મુલકના પાણી ડોળનાર એ હિસ્પાનીઓ આગળ ખાજીરનાં માણસો નાકૌવત પુરવાર થયા. બધાના જાન ગુમાવવા કરતાં શરણું સ્વીકારવાની સન્મતિ રહીરહીને પણ ખાજીરને સૂઝી આવી.

બધો મામલો થાળે પડતાં હિસ્પાની કપ્તાને શેર અહમદ બેગને પોતાની પાસે બોલાવ્યો ને એનો બધો અસબાબ ઓળખી કાઢવા કહ્યું. એ પત્યું. અરબનો માલ એને હવાલે થયો ને બાકીનો બધો માલ ને કેદીઓ કૉડ્રૂસે પોતાના વહાણમાં ખડકાવ્યા. અરબની આજીજીને વશ થઇ હલેસા પરના ગુલામોને પણ એણે આઝાદ કર્યાં ત્યારે શેર અહમદ બેગનું અંતર આભારથી ફરી ઊભરાયું ને તે બોલ્યોઃ 'જનાબ, હું આપને કાફર ગણતો હતો. પણ ઇન્સાનની તરાહવાર જિન્દગી તેને કંઇ અવનવા સબક પઢાવે છે. હવે મને ખાત્રી થાય છે કે ગોરી, કાળી કે પીળી ચામડી નીચે ગે કોઇ પણ ઇન્સાન સાચી ઇન્સાનિયત બતાવી શકે છે.'

ડૉન કૉડ્રૂસે સર ધુણાવ્યું.

'અને, જનાબ, આ લ્યો!' અરબે લૂંગીમાથી સેરવેલું તાવીજ તેને આપતાં કહ્યુંઃ 'એ બેશકીમત છે. ગમે તેવા ખતરામાંથી એ તમારો જાન બચાવશે.

રસુલિલ્લાહ, મારા સુદ્ધા ચાર આદમીના જાન એણે બચાવ્યા છે, કોઇ રોજ તમારો યે બચાવશે પણ સંભાળજો! એક વખત જાન બચ્યા બાદ એનાથી તરત છૂટકારો મેળવજો નહિતર એ જ તાલીજ પછી તમારા ઉપર ખનરો ઉતારશે'

હિસ્પાની કપ્તાન ઉપર એની કંઇ અસર થઇ કે નહિ એ તો કોણ જાણે, પણ અરબની એ ભેટ એણે હસતા હસતા સ્વીકારી લીધી ને ખાજીરના વહાણનો કબજો એને સોંપી તે પોતાના વહાણ પર ઊપડ્યો અરબ શેર અહમદ બેગે પણ, અહેસાનનો બદલો પોતે બરાબર વાળ્યો હોવાની કૃતજ્ઞતાપૂર્વક એને સલામી આપી ને પછી આઝાદ બનેલા ગુનામોના મસ્ત ટોળા વચ્ચે સંતાઇ ગયો

(સુચિત) **અશોક હર્ષ**

## પ્રાર્થના વિ૦ કર્તવ્ય

સુખમય જીવન જીવવા માટે કદિ પણ પ્રાર્થના કરતા નહિ, ફક્ત શક્તિશાળી બનવા માટે જ પ્રાર્થના કરજો તમારા સુખને અનુકૂળ હોય એવા કાર્યો કરવા માટે કદિ પણ પ્રાર્થના કરતા નહિ, પરંતુ તમારા કર્તવ્યોને અનુકૂળ થઇ પડે એવી શક્તિ પ્રાપ્ત કરવા માટે જરૂર પ્રાર્થના કરજો

એમ કરવાથી તમારૂ કાર્ય ભલે અલૌકિક ન દેખાય પરંતુ તમે પોતે તો જરૂર અલૌકિક બની જશો

**ત્રિભુવન વીરજીભાઇ હેમાણી**



## જીવનની સાર્થકતા

ઉચ્ચમા ઉચ્ચ વસ્તુઓ તમારી પાસે છે શ્વાસ તમારા નાકમા, પ્રકાશ તમારી આંખોમા, પુણ્ય તમારે ચરણે, કર્તવ્ય તમારા શિર પર અને ન્યાયપથ તમારી સન્મુખ. આટઆટલી સાધનસામગ્રી હોવા છતા તમે આકાશ સામે શા માટે મીટ માંડી રહ્યા છો? તમારા રોજના કર્તવ્યોને ફત્તેહમંદીપૂર્વક પાર પાડવા માટે એ સામગ્રી કંઇ ઓછી નથી. માટે શ્રદ્ધાપૂર્વક સમજવા જેવી વાત તો એટલી જ છે કે હમેશના કર્તવ્યોનુ પાલન તથા પેટપૂર્તિ- એ બેમા મનુષ્યજીવનની સાર્થકતા અવશ્ય છુપાએલી છે

**ત્રિભુવન વીરજીભાઈ હેમાણી**



## મારી નજરે

(અનુસંધાન પાછળ પાન ૧૭૩થી)

છે દરેક પ્રોફેસર જાણીતો છે પણ તેણે યુરોપની મોટી ઍકેડેમીમા પાંચ દસ સાલ કાઢી નાખી પાકો અનુભવ અને શક્તિ મેળવ્યાં હોય છે ટોકીઓ આર્ટ ઍકેડેમી દરેક વિદ્યાર્થીને ગ્રૅજ્યુએટ બનાવે છે અને છેલ્લી ડિપ્લોમા મેળવે ત્યારે જ તે કોઇ શાળા કે સંસ્થાના ચિત્રશિક્ષક થાય છે

આ આર્ટ ઇન્સ્ટીટ્યૂટની બાજુમા બે મોટા રાજમહેલો જેવાં મકાનો છે તે ખાસ વાર્ષિક પ્રદર્શનો માટે જ બંધાવ્યા છે લગભગ ૫૦૦૦ જેટલા નવા વીણેલા ચિત્રો ત્યા દર વર્ષે ગોઠવાય છે અને ખુદ શહેનશાહને હાથે એ પ્રદર્શન ખુલ્લુ મુકાય છે જાપાની તેમજ આધુનિક કળાના મહારથીઓ એ ઉત્કૃષ્ટતા માટે એટલી તીવ્ર હરીફાઈ ચલાવે છે કે ઘણી વાર કોને ઉચ્ચ સ્થાન આપવુ તે અધિકારીઓને મુશ્કેલ લાગે છે મૉડર્ન આર્ટમા પણ જાપને નામ કરી બતાવ્યુ છે ખુદ ટોકીઓમા આર્ટિસ્ટો સામે ચિત્ર માટે બેસનારા models (માનવપાત્રો) અહીંસો છે હુ જ્યારે ચિત્રના ખંડો જોતો હતો ત્યારે ડિપ્લોમાના વર્ગમા ચાર સ્ત્રીપાત્રો નગ્ન દેહે pose (બેઠક) આપી રહ્યા હતા નગ્નાપણા માટે જાપાનીઓમા સાધારણરીતે કંઇ પણ કુતૂહલ છે જ નહિ, પણ એ ખંડમા મારા સાથીદારોને દાખલ ન કર્યાં હુ આર્ટિસ્ટ છુ એ બાબતે જ મને એ વર્ગમા પ્રવેશવાનો હક્ક અપાયો પાછળથી આ બાબત પર ચર્ચા કરતા નાનાભાઇએ એક ઘણો સરસ દાખલો આપ્યો તેમણે એક અંગ્રેજ સર્જનને પૂછેલુ કે તમે અનેક માનવ સ્ત્રી–પુરૂષોના દેહને જોવા ને તેવા રૂપમા સંપૂર્ણ છૂટથી જુઓ છો ત્યારે તમને શું લાગે છે? તેનો જવાબ તેમણે આપેલો કે ઓપરેશન રૂમમા તો અમે ચામડાં હાડકાં અને રોગનો જ વિચાર કરી શકીએ છીએ બહાર નીકળીએ ત્યારે જ સ્ત્રી–પુરુષોની સૃષ્ટિના અમે પણ પાત્રો બની જઇએ ઓપરેશન રૂમમા અમારો હાથ માત્ર વસ્તુઓને સ્પર્શે છે નહિ કે લાગણી યા હૃદયના સ્પંદનોને

ટોકીઓ ઇમ્પીરીઅલ આર્ટ ઍકેડેમીની વિશાળતા અને સાધનસંપન્નતા એક યુનિવર્સિટી જેટલી છે તેના પ્રોફેસરો વિદ્યાર્થીઓને કળાના કોઇ પણ ક્ષેત્રમા ખંતથી શિક્ષણ આપવાની તૈયારી અને તત્પરતાવાળા છે બીજા કોઇ ક્ષેત્રમા ભાષાની દીવાલ રહે તે કરતા ચિત્રકળા શિલ્પ, લાખરસની કળા કે જાપાની ચિત્રકામ શીખવામા પરદેશીને ઓછી તકલીફ નડે. મુંબાઇના વસવાટમા જે ખર્ચ થાય એટલા જ ખર્ચે અહીં વિદ્યાર્થીઓને કળાનુ સર્વોચ્ચ શિક્ષણ યુરોપની હાર- મા મૂકે એવુ મળી શકે છે હિંદી વિદ્યાર્થીને માત્ર સ્ટીમરનો લાંબો પંથ કરવો પડે એટલુ જ વધારે

આવી જ મોટી કળાસંસ્થા છોકરીઓ માટે છે તે 'ઇમ્પીરીઅલ આર્ટ કૉલેજ ફૉર ગર્લ્સ' કહેવાય છે પણ ત્યા જવાનો વિચાર કરૂં તે પહેલા ઓસાકાની એક મીજબાની અમારા સુકાન વાળી લીધા **ર. મ. રા.**

(હવે નાટકો, દુકાનદારી, જલસા વગેરે એક સાથે જ લઇશું)

# માનવસંસ્કૃતિનો ઇતિહાસ

સામાન્યરીતે માત્ર મેધાવીઓ કે અભ્યાસીઓને જ જાણીતા એવા આ અત્યંત રસમય અને ઉપયોગી વિષયનો, અત્યંત ટૂંકામાં, અને છતાં, તેનો કસકે રસ જરા પણ ઓછો થવા દીધા વિના સમગ્ર ખ્યાલ આપતો આ લેખ વાંચ્યા વિના રહેતા નહિ.

એમાં તથા સામેના નકશામાં આલેખેલું, જગતસંસ્કૃતિઓના ઉગમ અને સંઘર્ષોનું બયાન એ કેવળ બયાન જ નથી; પ્રગતિ ને પછાડોના એ આલેખની પાછળ દર્દ પણ છે, ને ખુમારી પણ છે.

કાળના સતત વહેતા પ્રવાહમાં માનવજાતે કરેલી સહેલગાહનો દૂરગામી ચિતાર, જાણે ચિત્રપટના પડદાની માફક, આ સાથેના ચિત્રમાં આપણી આગળ ખડો થાય છે. એમાં આપણા ડાબા હાથ તરફ સ્મૃતિની અંધારી ખાઈઓમાં ડૂબેલો ભૂતકાળ છે અને જમણા હાથ તરફ એવો જ અગમ્ય ભવિષ્યકાળ આપણી કલ્પના પર અંધારપછેડો ફેલાવી રહ્યો છે. એ અંધકારમય ભૂમિકા પર, આકાશમાં જેમ વીજળી ચમકે એમ, છ હજાર વર્ષના ટૂંકા ગાળામાં માનવસંસ્કૃતિની તેજરેખાઓ ચમકી, ઝાંખી પડતી, અદૃશ્ય થતી ચાલી જાય છે.

વળી એ ચિત્રપટની ઉપર–નીચે બંને તરફ બે પટ્ટીઓ ચીતરી છે. ઉપરની પટ્ટીમાં તે તે સંસ્કૃતિએ સ્થાપત્યની દિશામાં કરેલી પ્રગતિની વિજયપતાકા સમું એકાદું જીવતું સ્મૃતિચિહ્ન છે; અને નીચેની પટ્ટીની ડિઝાઇનમાં તે તે સંસ્કૃતિની એકાદ વ્યક્તિનું લાક્ષણિક ચિત્ર નજરે પડે છે. આપણા ઘણા એ જૂનાં પરિચિતોને આપણે એ બંને ડિઝાઇનોમાં પિછાની શકીએ છીએ. નીચેની ડિઝાઇન અને વચલા ચિત્રપટ વચ્ચે છ હજાર વર્ષનું માપ બતાવનાર ગજ આલેખેલો છે, અને એ નીઓલિથિક યુગથી શરૂ કરી, ઇ. સ. પૂર્વે ૪૦૦૦ આસપાસમાં સંસ્કૃતિના ઘડતરના પડેલા પહેલા પાદચિહ્નથી માંડી, ઇ.સ.ની શરૂઆત ઓળંગી, વર્તમાન સુધીના સમયને ચમ્માર સૈકાના ગાળામાં આપણને વહેંચી આપે છે.

હવે વચલા ચિત્રમાનો જુદીજુદી રેખાઓવાળો આલેખ જોઈએ. એમાં, ડાબી તરફના ભૂતકાળમાંથી જુદીજુદી ઊંચાઈએ જતી પાંચ રેખાઓ આપણી દૃષ્ટિના ક્ષિતિજમાં દેખાય છે. એ બધી ક્યાંથી આવી એ પ્રશ્ન આપણે નહિ પૂછીએ, કેમકે એટલી આગો ખેંચીને પણ આપણે બહુ સ્પષ્ટ જોઈ શકીએ તેમ નથી. આપણા ભાષાશાસ્ત્રીઓ, આપણા પુરાતત્ત્વવિદો, આપણા ઇતિહાસકારો, એ અંધકારમાં પણ કાંઈક જોવા યત્ન કરી રહ્યા છે; પણ દંતકથાઓની એ સ્વપ્નસૃષ્ટિમાં જોવાની વસ્તુઓ એટલી છૂટી વેરાએલી છે, અને એના ઓળા એવા તો વિચિત્ર પડે છે, કે શું જોયું એ વિશે એ બધા એકમત થઈ શકતા નથી.

વારુ. એ રેખાઓ કઈ કઈ છે? સૌથી નીચે હિંદુ સંસ્કૃતિ છે, અને તેની ઉપર અનુક્રમે ક્રેતન, ચિનાઈ, મિસરી (ઇજિપ્શ્યન) અને સુમેર (સુમેરિયન) સંસ્કૃતિઓ છે. એ બધી સંસ્કૃતિઓનાં ઉત્પત્તિસ્થાન, અનુક્રમે, હિંદુસ્તાનના શિવાલિક પર્વતોની આજુબાજુનો પ્રદેશ, ભૂમધ્ય સમુદ્રમાં આવેલો ક્રેતનો ટાપુ, ચીન, મિસર અને પશ્ચિમ એશિયા છે. એમાંની હિંદી, ચીની અને સુમેર સંસ્કૃતિઓનાં ઉત્પત્તિસ્થાનો એશિયાના છે, ક્રેત યુરોપનું અને મિસર આફ્રિકાનું છે.

પણ ચિત્રકારે એ રેખાઓને એમ ઉપરનીચે શા માટે ચીતરી છે? કારણ સ્પષ્ટ છે. એ ઊંચાઈથી એની સંસ્કારિતાનું પ્રમાણ સૂચવાય છે; એટલેકે એ રેખા જેમ વધુ ઊંચી એમ એ વધુ વિકસિત સંસ્કૃતિ બતાવે છે.

આ હિસાબે, એ વખતે ચિત્રકારની ગણતરી પ્રમાણે હિંદુ સંસ્કૃતિ બાકીની બધી કરતાં ઊતરતી કક્ષાની હતી. પણ હિંદુ સંસ્કૃતિની એ રેખાની પ્રગતિ બહુ ધીમી છે. અને એવી રીતે ભવિષ્ય તરફ જતી રેખાઓને ભૂતકાળમાં પાછી હડસેલીએ તો બીજી બધી કરતા તે વધુ ઊંડા ભૂતકાળમાં જશે એમ લાગે છે. એની સાથે સ્પર્ધા કરે એવી એક માત્ર રેખા ચીની સંસ્કૃતિની છે. બીજી બાજુ, એ બધી રેખાઓની ઊંચાઈ વધતી જાય છે, એ જણાવે છે કે એ બધી સંસ્કૃતિઓ ચડતીમાં છે. એ આખા આલેખ ઉપર આડીઊભી લીટીઓનાં



ચોરસ ખાના આકેલા છે. એમાં ઊભી લીટીઓ બબ્બે સૈકાનાં અંતર બતાવે છે, અને એની ગતિ બબ્બે સૈકામાં થએલી પ્રગતિના હિસાબે પ્રત્યેક સંસ્કૃતિની વધતી જતી એની ઊંચાઈ પ્રમાણમાં દર્શાવી છે. જોઈ શકાશે કે હિંદુ સંસ્કૃતિ ઇ.સ. પૂર્વે ૧૮૦૦ સુધી બહુ થોડી પ્રગતિ કરી શકી છે પણ ત્યાંથી આગળ, એની ઊપર તરફ થતી ગતિ વધારે ઝડપ કરે છે અને એક સૈકામાં તેને અસાધારણ ગતિ કરી નાખે છે.

પણ અહીં એક પ્રશ્ન સહજ થશે કે આ બધી સંસ્કૃતિઓની સંસ્કારિતાનું ધોરણ શું છે? એકબીજાની સંસ્કારિતાની તુલના કરવા માટે આપણી પાસે કયું માપ છે? આ એક પ્રશ્ન પર આખા નકશાનો આધાર

સાથે જન્મેલી એ સંસ્કૃતિ ઝડપભેર આગળ વધતી, વચમાં આંતરવિગ્રહોમાં પ્રગતિ ભૂલી જાય છે. પણ જ્યારથી સોનાની શોધમાં એને અમેરિકા સાંપડે છે અને અમેરિકાની જૂની સંસ્કૃતિઓ કચડાતાં એનાં પગ ત્યાં મજબૂત થાય છે ત્યારથી એનામાં નવું ચેતન આવે છે, અને માણસજાતે હજુ સુધી સર નહિ કરેલી એવી ટોચે તે (પોતાની અમેરિકન શાખા સહિત) પહોંચે છે. એની એ ગતિની પાછળ ભૌતિક વિજ્ઞાનનું જોર છે. ત્યારે એથી નીચે, થોડા જ સૈકાઓમાં ધર્મ-ઝનૂનના જોરે પગભર થઇ ગએલી આરબ સંસ્કૃતિ બે જૂની સંસ્કૃતિઓની સ્પર્ધા કરતી ઊભી છે એથી આગળ આપણી દૃષ્ટિ પર ભવિષ્યનો કાળો પડદો પડી જાય છે.

હવે પ્રશ્ન એ રહે છે કે આ બધી રેખાઓ આગળ કઇ દિશામાં જશે? ચિત્રકાર પોતાની ટૂંકી નોંધમાં કહે છે કે 'ગ્રીસ અને રોમ પોતપોતાના જમાનામાં ખૂબ ઊંચે ગયાં હતાં. પણ કાચબાની ચાલે ચાલતાં મિસર, ખાલ્ડીઆ, ચીન અને હિંદની ગતિની સરાસરી કાઢી હોય તો તે દરેક એનાથી વધી જાય. બીજા કોઇ ગ્રહમાંથી ઊતરી આવેલા પ્રેક્ષકને તો એ બધાની સરખામણીમાં ગ્રીસ કે રોમને વધુ મહત્ત્વ આપવું કે નહિ તે મૂંઝવનારો પ્રશ્ન થઇ પડે. અને એમાં યે ચીન અને હિંદ તો હજુ પણ એવાં જ સશક્ત છે. તો પછી તાજી જ ઊંચી ગએલી યુરોપીય—અમેરિકન રેખા પણ ગ્રીસ કે રોમના જેવી જ અલ્પાયુષી કેમ ન હોય! ઇ. ૩૦૦૦ની સાલમાં ભવિષ્યનો કોઇ ઇતિહાસકાર આવો નકશો ચીતરે અને એમાં યુરોપીય-અમેરિકન સંસ્કૃતિને ભાગે ગ્રીસ કે રોમના જેવો છતાં જરા વધુ ઊંચો વળાંક આવે અને આજે હાસ્યાસ્પદ બનતી પૌર્વાત્ય સંસ્કૃતિઓ એવા તોફાની વાયુઓથી જરા નીચાણના પ્રદેશમાં શાંતપણે, જેવા અગમ્ય ભૂતમાંથી ચાલી આવે છે એવા જ અગમ્ય ભવિષ્યમાં ચાલી જાય તો નવાઈ નહિ!'

પણ આથી આપણે ફુલાઈ શા માટે જવું? ભવિષ્ય માટે બધી જાતની અટકળો કરવાનો સૌને સરખો હક છે. આ બધી રેખાઓનું વિહંગાવલોકન આપણને શીખવે છે કે માનવજાતનું સામાન્ય વલણ આ બધા ધમપછાડામાં પણ ઉપર જવા તરફ છે અને જે સંસ્કૃતિ એ ઉપર જતા વલણ સાથે સુમેળ રાખી નથી શકી એને વહેલામોડાં નીચે જવું જ પડ્યું છે. તો પછી એમ પણ કેમ ન બને કે એ ઉન્નત અર્વાચીન રેખા બીજી બધીને પોતાની દિશામાં ખેંચી જાય? વળી જેટલો ભય ઊંચી રેખાને પોતાની ઊંચાઇના ભારથી ભાગી જવાનો છે એટલો જ ભય નીચી રેખાને એ ભાર નીચે ચગદાઇ મરવાનો છે. અને અસારના જુદાજુદા દૃષ્ટાઓ એ બંને જાતની આગાહી એકસરખા જોરથી ભાખી રહ્યા છે. પણ માનવજાત એ બંને આગાહીને ખોટી પાડી કોઈ નવી જ રેખા દોરે, એમ પણ કેમ ન બને! હરિકૃષ્ણ વ્યાસ

('પોપ્યુલર સાયન્સ'માં આવેલા ગિ. રિચાર્ડ્ઝના લેખ ઉપરથી)



## મેંદીનાં પાન

જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે.

જે કદી ભરપાઇ ન કરવું જોઇએ એવું કરજ એક જ છે—અને તે વેર.
ઉદાર થવામાં કશું અયોગ્ય નથી; પણ તે પહેલાં ન્યાયી બનવું જરૂરનું છે.
પોતાના બોલમાં શ્રદ્ધા નથી હોતી એ જ માણસ સોગન ખાવા લલચાય છે.
આત્મશ્લાઘા ઘણી વખત વ્યક્તિને બદનામ કરનારા વિશેષતર દોષો ઢાંકી દે છે.
ઊંડી નદીઓ જ નીરવ વહી શકે છે.
પડેલા ઝાડનું સ્વાગત દુનિયા કુહાડાથી જ કરે છે.
પડતા દુશ્મનને હાથ લંબાવવા જેવી પ્રશસ્ય ઉદારતા દુનિયામાં એકે નથી.
જખમ કરવો જેટલો સહેલો છે એટલો જ રૂઝાવવો દુષ્કર છે.
તારે સમૃદ્ધિ વધારવી જ હોય તો ઇચ્છાઓને ઓછી કરી નાખ.

# સંસારના આપણી નજરે સમાચાર

તા. ૩ જી ફેબ્રુઆરીને રોજ દિલ્હી મુકામે અખિલ હિંદ સ્કાઉટ સંમેલન ભરાયું, જેમાં હિંદભરના ૪૦૦૦ સ્કાઉટોએ ભાગ લીધો હતો. વીસ વર્ષ પછી લૉર્ડ બેડન પૉવેલની હાજરી સંમેલનમાં ખાસ ધ્યાન ખેંચનારી હતી.

ઇંગ્લંડ અને ઑસ્ટ્રેલિયા વચ્ચે રમાતી આ સાલની મૅચમાં ઑસ્ટ્રેલિયાએ વિજયી થઇ 'ઍશીઝ' મેળવી છે. આજ સુધીમાં એણે ૫૬ ટેસ્ટો (છેલ્લા વિજય સહિત) જીતી છે, જ્યારે ઇંગ્લંડે ૫૪.

કરાચીથી કોલંબો સુધીનો હિન્દ અને સીલોન વચ્ચેનો હવાઇ વ્યવહાર થોડા જ સમયમાં અસ્તિત્વમાં આવશે.

અખિલ હિંદ હિંદી સાહિત્ય સમેલનનું છવીસમું વાર્ષિક અધિવેશન તા. ૨૭, ૨૮ અને ૨૯મી માર્ચે મદ્રાસમાં ભરાયું, જેના સ્વાગતમંડળના અધ્યક્ષ કવિશ્રી ખબરદાર હતા.

અટક્યા વગર સાઈકલ પર લાગલાગટ પરિભ્રમણ કરી જગતરેકૉર્ડ તોડવાનો પ્રયત્ન તા. ૭મી માર્ચના રોજ અલ્લાહાબાદ મુકામે શ્રી શિવપ્રસાદ, એન. સી. ભટ્ટ અને રવિન ચેટરજીએ ત્રણ હિંદી યુવકોએ કર્યો હતો. તેમાંથી શ્રી રવિન ચેટરજી એ તા. ૯મીની સવારે ૧૦-૨૫ કલાકે ૭૪ માઇલ પૂરા કર્યા. આ રીતે છૂટે હાથે અને હાથકડીઓ સાથે તરવાની બે ચૅંપીઅનશીપો ઉપરાંત શ્રી રવિન ચેટરજીએ આ સાઈકલ ચલાવવાની ત્રીજી ચૅંપીઅનશીપ પણ મેળવી છે. આ ત્રીજી ચૅંપીઅનશીપ અત્યાર સુધી મદ્રાસના બાબુરાવ ગણપતરાવ સેવતી ધરાવતા હતા. ચેટરજીએ પહેલી બે ચૅંપીઅનશીપો અનુક્રમે ૧૯૩૫ અને '૩૬માં મેળવી હતી.

જાપાનીઝ સરકારે તાજેતરમાં એવો કાયદો કાઢ્યો છે કે અઢાર વર્ષની ઉપરના દરેક કુમારે દરરોજ પાંચ વાગે ઊઠીને લશ્કરી તાલીમમાં હાજરી આપવી. એ વહેલા ન ઊઠે તો તે માટે માબાપ જવાબદાર ગણાશે

સીંગાપોર અને પીનાંગ પછી બ્રિટિશો હવે હૉંગકૉંગને પણ લશ્કરી કિલ્લેબંદી કરવાની શરૂઆત કરી છે. હવે પછીથી એ શાહી વિમાની કાફલાનું એક અગત્યનું મથક બનશે.

વર્ધા ખાતે મહાત્માજીએ પોતાના આપેલા નિર્ણય મુજબ આવતી મહાસભા બારડોલી મુકામે ભરાશે

'૧૯૩૫ની સાલનો રણજીતરામ સુવર્ણચંદ્રક ગુજરાત સાહિત્ય સભા તરફથી શ્રી ચન્દ્રવદન ચીમનલાલ મહેતાને એમના 'આગગાડી' નાટક માટે આપવાનો ઠરાવ થયો છે.

મહીકાંઠા, રેવાકાંઠા, ગુજરાત તેમજ ઇતર પ્રાંતના વ્યાયામપ્રેમી ભાઇઓ લાભ લઇ શકે તે માટે શ્રી મોડાસા કેળવણી મંડળ વ્યાયામમંદિરની દેખરેખ નીચે તા. ૫-૫-૩૭થી તા. ૪-૬-૩૭ સુધી ખાસ વ્યાયામવર્ગ ચાલુ કરવામાં આવશે. દાખલ થવા ઇચ્છનાર ભાઇએ તા. ૩૦-૪-૩૭ સુધીમાં, પ્રિન્સીપાલ મોહનજી આડેસરા સંચાલક શ્રી મોડાસા કે. મં. વ્યાયામમંદિર મોડાસા (A.P. Ry.) એ સરનામે ડીપોઝીટ રૂા. ૨ સાથે અરજી કરવી. વર્ગનું લવાજમ, ભોજન તથા વ્યવસ્થાખર્ચ વગેરે મળીને રૂા. ૧૨) અને પંદર દિવસના રૂા. ૬) છે.

એવો જ બીજો વ્યાયામવર્ગ, શ્રી હનુમાન વ્યાયામપ્રસારક મંડળ અમરાવતી—એ યોજ્યો છે. છેલ્લાં બાર વર્ષથી એ મંડળ દર વર્ષે એવો નિયમિત વર્ગ ખોલે છે ને રાષ્ટ્રના ખૂણેખૂણેથી લગભગ ૫૦૦૦ જેટલા જુવાનો તેનો લાભ લે છે.

તા. ૧ લી મેથી ૧ લી જાન્યુઆરી સુધી એ વર્ગ ચાલુ રહેશે ને એમાં કુસ્તી, મલખંભ, ભાલા, લાઠી, લેઝીમ, હિંદી લાઠી, સ્કાઉટિંગ, પ્રાથમિક લશ્કરી શિક્ષણ, હળવો વ્યાયામ અને એના અનુષંગી બધા વિષયો શીખવવામાં આવશે. એ ઉપરાંત વિવિધ ભાષણોનો પણ પ્રબંધ કરવામાં આવ્યો છે. આખો કોર્સ ત્રણ વર્ષનો છે ને એ પૂરો કરનારને વ્યાયામવિશારદની ઉપાધિ આપવામાં આવે છે. એના બીજા વિભાગ તરીકે મંડળને વફાદાર અને વ્યાયામનું કાર્ય આગળ ધપાવી શકે એવા પ્રાથમિક શાળાઓના શિક્ષકોને તાલીમ અપાશે શિક્ષણ માટે કશું લવાજમ નથી. રહેવા-જમવાના ખર્ચ પૂરતા માસિક ૧૬) રૂપિયા માત્ર આપવાના. ઉમેદવારે તા. ૨૫મી એપ્રિલ પહેલાં પોણા આનાના પોસ્ટેજ સ્ટૅમ્પ સહિત, એચ. બી. અનસારે સેક્રેટરી હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ અમરાવતી એ સરનામે અરજી કરવી

ભારતના કુલદેવી સમાં મહારાણી લક્ષ્મીબાઈ પર કોઇ અંગ્રેજ લેખક મિ. ફિલિપ કૉકસે 'ઝાંસીની રાણી' નામનું નાટક લખી, તેમના ચારિત્ર્ય પર અનેક આક્ષેપો મૂક્યા હતા. પરંતુ એમના વારસદારોએ સર હરિસિંગ ગોર તરફથી એ પુસ્તકના પ્રકાશક મેસર્સ જ્યૉર્જ ઍલન ઍન્ડ અન્વિન પર નોટીસ મોકલાવતાં તેમણે જવાબમાં સ્વીકાર્યું છે કે: મહારાણી લક્ષ્મીબાઇ સામે કરવામાં આવેલા આક્ષેપો માટે હિંદુસ્તાનનાં આઠ અગ્રગણ્ય વર્તમાનપત્રોમાં દિલગીરી પ્રદર્શિત કરવામાં આવશે, વાંધાભર્યું લખાણ પુસ્તકમાંથી કાઢી નાખવામાં આવશે અને પુસ્તકની સુધારેલી આવૃત્તિ તૈયાર કરવામાં આવે ત્યાંસુધી હાલની આવૃત્તિનાં પુસ્તકો તથા તેના ભાષાંતરના હક્કો પણ વેચવામાં નહિ આવે.

# અખાડો

જેમાં વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો દર મહિને પરસ્પર અનુભવની આપલે કરે છે

નિરીક્ષક

શ્રી હરિનારાયણ આચાર્ય

## પત્રવ્યવહાર

૧

ભાવનગરથી ભાઈ નગીનદાસ શેઠ બદ્ધકોશ અને શીર્ષાસન વિષે થોડા પ્રશ્નો પૂછે છે. બદ્ધકોશ વિષે અગાઉ થોડુંક મેં લખ્યું છે બદ્ધકોશ હોય ત્યારે શીર્ષાસન કરવામાં નુકસાન નથી, તેમ મળનું દબાણ ન હોય તો સવારે દિશાએ ગયા વિના પણ શીર્ષાસન કરી શકાય પોતાની અનુકૂળતાને અર્થે બપોરે પણ શીર્ષાસન કરવાથી કોઈ જાતની શારીરિક હાનિ થવાનો સંભવ નથી શીર્ષાસનથી આંખની નબળાઈ દૂર થવાની માન્યતા છે, પણ એનો મને જાતઅનુભવ નથી, એટલે એ વિષે મારો અભિપ્રાય નિરર્થક છે.

ખીલ કેવળ ત્વચાનો રોગ મનાય છે કેટલાક એને બદ્ધકોશજન્ય ગણે છે, પણ એ બન્નેનો સીધો સંબંધ પુરવાર કરવો મુશ્કેલ છે બદ્ધકોશને પરિણામે લોહી બગડે અને ખીલ થાય એટલું જ કલ્પી શકાય

૨

'મારું વજન ૧૦૪ રતલ છે હું ૫' ૬" ઊંચો છું ખૂબ કાળજીપૂર્વક હું મારું સ્વાસ્થ્ય સાચવું છું મને કોઈ વ્યસન નથી પરંતુ કસરત કરવા છતાં મારું હાડ બંધાતું નથી મને લાગે છે કે મુદ્‌ગર ઘાધો કસરતથી નહિ પણ વાગસામાં મળે છે આવા વિચારથી કસરત તરફ મને અનેક વેળા અણગમો આવે છે આપ શી સલાહ આપો છો?'

ઝંગબાર જેવા દૂરના સ્થળે પણ 'કુમાર'ની પ્રેરણાનો નિયમિત વાચન દ્વારા લાભ મેળવનાર ભાઈ ચંદ્રકાન્ત જોશી ખૂબ ઉત્સાહી અને ચીવટવાળા યુવક હોઈ, 'રૉયલ લાઈફ સેવિંગ સોસાયટી'ના સનદધારી અને ચંદ્રક જીતનાર છે એમના નિયમિત આહારવિહાર, વ્યાયામ, આરામ, સ્નાન અને નિર્વ્યસની જીવનનો હું વિચાર કરું છું ત્યારે એમની ઉપર દર્શાવેલી ફરિયાદનું મને એક જ કારણ લાગે છે: શરીરના સ્નાયુઓની વૃદ્ધિ કરનાર યોગ્ય આહારનો અભાવ ખોરાકનું બરાબર પાચન થતું હોય અર્થાત્ એનું પૂરતા પ્રમાણમાં લોહી બનતું હોય તો શરીરની વૃદ્ધિ થવી જ જોઈએ પૂર્ણ સ્વાસ્થ્ય હોય ત્યાં યુવાવસ્થામાં શરીર વધે એ કુદરતી છે પણ આવશ્યક આહાર, અને એને અનુકૂળ વ્યાયામ હોવા છતાં શરીર ન વધે, તો એ કાં તો કોઈ રોગને લીધે કે પછી શરીરની કોઈ વિશિષ્ટ ગ્રન્થીના રસની ન્યૂનાધિકતાને લીધે હોવું જોઈએ એ તો કોઈ ચિકિત્સક કહી શકે બાકી આને શરીરની સ્થૂળતા વિષે હું અગાઉ વિસ્તારથી લખી ચૂક્યો છું

૩

'(અ) આજકાલ શાળાઓની દૃષ્ટિએ કઈ જાતનો વ્યાયામ શાળામાં દાખલ કરી શકીએ? શાળાઓમાં અન્ય પીરીઅડ પ્રમાણે આનો પણ નિયત સમય ગણે છે, તે અનુકૂળ હોય કે ન હોય, પણ વ્યાયામ કરાવવો એટલે કરાવવો જ તો આવા સંજોગોમાં કેવા પ્રકારનો વ્યાયામ કરાવી શકીએ?

સાંજના વખતે Mass-Drill રાખીએ તો તેમાં સુદૃઢ શરીર બંધાય એ સ્વીકારી શકતું નથી. અને એકની એક વસ્તુ કરીને વિદ્યાર્થીઓ કંટાળી પણ જાય છે વળી તેમાં રમતો રમવા માટે મુંબઈ જેવા શહેરમાં જગ્યાનો અભાવ વિદ્યાર્થીઓનો પરદેશી રમતો પ્રત્યે જેટલો ભાવ છે તેટલો આમાં નથી. તેથી ફરજિયાત કરવા છતાં તેમાંથી નાસી જવાની કંઈ ને કંઈ બારી તેઓ શોધ્યા કરે છે આપ કયા પ્રકારનો વ્યાયામ સૂચવો છો?'

(આ) ખૂબ વ્યાયામ કરીને તરત પાણી પીવાથી નુકસાન થવાનું મનાય છે, પણ રમતના ખેલાડીઓ રમત રમીને તરત સોડા લેમન અને બીજાં પીણાં પીએ છે એનું શું? તરત દૂધ પીવાય?

(ઇ) લોકોના મનરંજન કરવા માટે લાઠી, લકડી અને એવા બીજા 'ફીટ્સ' કરી બતાવવામાં વ્યાયામનો પ્રચાર નથી 'દેખાતો'? આજકાલ મુંબઈમાં તે શાળે-

દરમાં આવા 'શો' કરીને પૈસા કમાવા સિવાય તેનો બીજો ખાસ હેતુ નથી. આપનો શો અભિપ્રાય છે?

(ૠ) આ સાથે મોકલેલો ફોટો યોગ્ય લાગે તો 'કુમાર'માં છાપશો?

(ૠ) આપ કુસ્તીને બહુ મહત્ત્વ આપો છો. પણ માટીમાં રોળાવાનું આજકાલનો સુધરેલો યુવાન પસંદ કરતો નથી તેથી તેનું સ્થાન જ્યુજુત્સુ લેતું જાય છે અને કુસ્તી જંગલી ગણાઇને તેના પ્રત્યે વધારે ને વધારે તિરસ્કાર કેળવાતો જાય છે. તો શું જ્યુજુત્સુ કુસ્તી કરતાં ચડે તેમ છે? આપણી હિન્દુસ્તાનની કુસ્તી તો અજોડ મનાય છે; તે શું પહેલવાનો પૂરતી જ?'

આ પત્ર આખો ઊતારવામાં મારો વિશિષ્ટ હેતુ છે. એના લખનાર ભાઇ શૈલેન્દ્ર પોપટાણી વીલે પાર્લેની જી.પી.પી. હાઇસ્કૂલના વ્યાયામ–શિક્ષક છે. કેવળ વ્યાસથી ગાડાં ગેડે ચીલેચાલે ચાલી, સાંજ પડ્યે હાશ કરીને બનતને કૃતકૃત્ય માનનાર વ્યાયામ શિક્ષકોનો જે વર્ગ છે તેમાંના એ નથી, એમ એમના પ્રશ્નો પરથી જણાય છે. એમના વ્યવસાયમાં આવતી મુશ્કેલીઓના બુદ્ધિપૂર્વક તોડ કાઢવા છતાં, એમનો શ્રમ સફળ કે સંતોષજનક પરિણામવાળો નહિ થતો હોય એમ જણાય છે. એ જાતે અનુભવી અને વિચારક લાગે છે એટલા પૂરતી એમના પ્રશ્નોની ખાસ મહત્તા છે. એમાંના જે વિષયની ચર્ચા અગાઉના લેખોમાં થઇ ગઇ છે તે છોડી દઇને અવશિષ્ટ ભાગનો અહીં સંક્ષેપમાં જવાબ આપું છું.

મારે આરંભમાં જ કહેવું જોઇએ કે હું વ્યક્તિગત વિકાસ અને શ્રમમાં માનનારો છું, એટલે સામુદાયિક વ્યાયામમાં મને રસ નથી. એવા પ્રયોગમાં આનંદનું તત્ત્વ ભલે હોય, સુગાનોમાં ચપળતા, આરોગ્ય અને શિસ્તપાલન તથા મર્દાનગીનો ઉત્પાદક પણ એ હોય, છતાં શરીરના સંપૂર્ણ વિકાસનો જનક તો એ નથી જ એવી મારી દૃઢ માન્યતા છે. એટલે જ અમદાવાદને આંગણે પ્રથમ વાર આવનાર અમરાવતીના સુંદર વ્યાયામશીલોનો સંઘવ્યાયામ જોવા કરતાં, પાસેના સરકસમાંની જપાનીસ ઈન્ડ ઍન્ડ સરની જોડીના કે ઍગનરાજ જેવાના રોમન રિંગ્ઝ પરના પ્રયોગો જોવા જવાનું હું વધારે પસંદ કરું. તે, અમરાવતીના વ્યાયામવીરો પ્રત્યેના અણગમા કે ઉપેક્ષાવૃત્તિથી અથવા હું બધું જાણી ગયો છું કે એમના કરતાં વધારે નિષ્ણાત છું એવા મિથ્યા ગૌરવ કે ઘમંડને લઇને નહિ, પણ જે ક્રિયા અનેક જણ ભેગા મળી એકસામટી એકીવખતે કરે તેમાં પ્રેક્ષણીય તત્ત્વ ભલે હોય, પણ વ્યક્તિગત કૌશલ્યની પરાકાષ્ઠા તો ન જ હોઇ શકે, એવા વિચારથી. અમરાવતીના પ્રયોગો વિખ્યાત છે. બહુ થોડી વ્યાયામશાળાઓએ એના જેટલી સફળતા કે લાઠી વગેરેમાં નિપુણતા મેળવી છે. છતાં અવ્યાહત પ્રયોગને અંતે દીર્ઘ કાળે વ્યાયામશીલોનો કોઇપણ સમુદાય (કદાચ ગુજરાતીઓ પણ) અમરાવતી જેટલી નિપુણતા કેળવી શકે તો એમાં મને નવાઇ ન લાગે, પરંતુ ઍગનરાજની રોમન રિંગ્ઝ ઉપરની પ્રભુતામાં પ્રતીત થતું વૈયક્તિક તત્ત્વ, એના કૌશલ્યનું તારતમ્ય તો, સતત અભ્યાસને પરિણામે યે કોઇ પામી શકે કે કેમ એની મને શંકા છે. અનેક સબળ મલ્લરાજો છતાં જે વ્યક્તિગત 'કંઇક'થી ગામા એ ગામા ગણાય છે, પરાજિત થયો છતાં જે વ્યક્તિગત કૌશલ્ય અને સામર્થ્યને લીધે જક ડેમ્પ્સી 'ન ભૂતો ન ભવિષ્યતિ' બૉક્સર તરીકે દરેક બૉક્સિંગપ્રિય વ્યક્તિના હૃદયમાં સ્થાન પામ્યો છે તે વ્યક્તિત્વ, તે વ્યક્તિગત સામર્થ્યનું દર્શન તો સામુદાયિક વ્યાયામમાં ક્યાંથી જ થાય? ખરી રીતે તો આવી પ્રવૃત્તિઓને 'વ્યાયામ' નામ આપી શકાય કે કેમ એ પણ એક પ્રશ્ન છે. કારણ, વ્યાયામનાં અન્ય અંગો—लाघवं, कर्मसामर्थ्यं, स्थिरत्वम्, मेदसां क्षयः—ભલે એમાં હોય, પણ એના મહત્ત્વના અંગ—विभक्तघनगात्रत्वं—ની તો આવા સામુદાયિક શ્રમ દ્વારા આશા જ શાની રાખવી?

મારો આ સ્પષ્ટ અભિપ્રાય છે. એના આધારે જ હું આ પત્રની ચર્ચા કરવાનો છું, એટલું ધ્યાનમાં રાખવું. હવે મુદ્દાસર પ્રશ્નોના ઉત્તર આપું:

અ કેવળ શરીરવિકાસનો જ હેતુ હોય તો શાળાઓમાં પણ વ્યક્તિગત વ્યાયામની યોજના કર્યા સિવાય છુટકો નથી; અને એમાં પણ જેમને શરીરને કેળવવાની ભૂખ હોય તેમને માટે જ. મને કમને 'વાંકાચૂંકા વળી, રાઇટ લેફ્ટથી પગ પછાડી, પાંચ પંદર મિનિટમાં સંઘવ્યાયામ, કવાયત વગેરે આટોપી લેવાનું સરળ છે, પણ ઇચ્છા ન હોય એવા વિદ્યાર્થીને સ્નાયુ કેળવવા

બળાત્કારે પ્રેરવાનું તો અશક્ય જ છે. એટલે જ આખું વરસ નિયમિત આખા વર્ગને વ્યાયામ કરાવવા છતા શરીરવિકાસની દૃષ્ટિએ પરિણામ તો સરવાળે શૂન્ય જ આવે છે; જ્યારે બીજી બાજુ, કોઇ ઉત્સાહી વ્યાયામશિક્ષકની પ્રેરણા ઝીલી વ્યાયામશાળામા મહેનત કરનાર કતિપય વિદ્યાર્થીઓના શરીર ચાર–છ માસમા પણ સુંદર સુદૃઢ અને પ્રતિભાસંપન્ન થતા દેખાય છે.

જ્યા આવી વૈયક્તિક કેળવણી શકય નથી અને 'માથે પડી વિશ્વદેવા' કરી ગમે કમને પણ શાળાના નિયત સમયપત્રકને અનુસરી સંઘવ્યાયામ કરાવવો પડે છે, ત્યાં તો મારી દૃષ્ટિએ છેકોસ્લોવાકીઆની 'સૉકૉલ' પદ્ધતિનો સંઘવ્યાયામ શ્રેષ્ઠ લાગે છે. એમા જુદાંજુદાં સાધનોથી વિવિધતા લાવી રસ જમાવી શકાય.

ખરૂં જોતા તો, આપણા જે કેળવણીકારોએ વ્યાયામનું આ નવું તત્ત્વ આપણા શિક્ષણમા દાખલ કર્યું છે, તેમનો ઉદ્દેશ પણ વિદ્યાર્થીના શરીરને સુદૃઢ અને સુંદર ઘડવાનો નથી, પણ પશ્ચિમના અનુકરણથી અભ્યાસ દરમિયાન વિદ્યાર્થીઓનો સ્ફૂર્તિ અને સ્વાસ્થ્ય કેળવવાનો છે. જેટલે અંશે વિદ્યાર્થીઓ વધુ રસ લેતા થાય તેટલી વ્યાયામશિક્ષકની અંગત સફળતા.

આવી દશા આપણી એકલાની જ છે એમ માનવાનું નથી. 'શાળાઓમા વ્યાયામ' સિદ્ધાન્તના આચરણમાં અગ્રસ્થાને આવતા અમેરિકાની યુનિવર્સિટીઓની વ્યાયામ-પ્રવૃત્તિઓનો પણ આવો જ ઇતિહાસ છે. ત્યાંના વિદ્યાર્થીઓમાનો મોટો ભાગ રમતો તરફ ખૂબ આકર્ષાય છે. જિમ્નેશિયમમાં જઇને નિષ્ણાત વ્યાયામશિક્ષક–coach–ના હાથ નીચે તાલીમ લઇ શરીરને કેળવનારા કે જિમ્નૅસ્ટિકસમાં વ્યક્તિગત નિપુણતા મેળવનારા તો ગણ્યાગાંઠ્યા જ હોય છે.

વ્યક્તિગત વિકાસમા અપાર શ્રદ્ધા વાળો છતા હું સામુદાયિક વ્યાયામની કીંમત ઓછી આકતો નથી. દુનિયાની અન્ય પ્રજાઓની જેમ આપણા જ પૂર્વજોની સરખામણીમાં આપણું શરીર અત્યંત નિર્બળ ગણાય. એને સુધારવાની કોઇ પણ તક આપણે જતી કરવી ન જોઇએ. વ્યક્તિનો વિકાસ આપણે ધારીએ છીએ તેટલો સરળ નથી, તેમ એવા વિકાસને અનુકૂળ સંજોગો પણ દરેકને નથી મળતા. એવો શ્રમ કરવાની મનોવૃત્તિ પણ જગાવી શકવી એ આશા વધારે પડતી છે; એટલે પ્રજા તરીકે આપણું યૌવનધન જેટલું દૃઢ થાય એટલું કરી લેવા અર્થે, વ્યાયામના દરેક પ્રયત્ન અને પદ્ધતિનું અવલંબન કરવું જોઇએ. શરીર સુધારણા (એકલો વિકાસ નહિ, પણ સુધારણા યે) 'જંગ' રૂપી પ્રજાનો મોટો યજ્ઞ કહેવાય. એમા સૌ સૌની શક્તિ પ્રમાણે ભોગ આપે. કોઇ નિર્બળતા અને કુરૂપતાહોમે તો કોઇ કેવળ વ્યાધિહોમે કોઇકોઇ સંપૂર્ણ સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય મેળવે ત્યારે જ જંપે, તો અન્યો રમત ગમત કે અંગમરોડ દ્વારા નિરામય શરીર રાખવાનો જ હેતુ હોય. સમાજના અસ્તિત્વની નજરે તો જેટલી જરૂર બળની છે, તેટલી જ સ્વાસ્થ્યની છે. એટલે શાળાઓની અંદર કે બહાર વ્યાયામનો કોઇ પણ વૈયક્તિક કે સામુદાયિક પ્રયત્ન અવશ્ય આદરણીય છે. એ પ્રયત્ન ગમે તેવો બાલિશ કે તત્ત્વહીન લાગે છતા એનું સ્થાન કોઇ નવી પ્રણાલિકા ન લે ત્યા સુધી એની પૂરેપૂરી સફળતા અર્થે સંચાલકે મથવું જ જોઇએ આ સંચાલકનું, પોતાનુ વ્યક્તિત્વ જેટલું વધારે તેટલી વધારે સફળતા.

(આ) વ્યાયામ કર્યા પછી પાણી પીવા વિષે મેં અગાઉ લખ્યુ છે. રમતગમતોની અને શરીરને ખૂબ શ્રમ પહોચાડનાર વ્યાયામની સરખામણી અઘટિત છે.

(ઇ) થીએટરોમા જે રીતે આજે થાય છે, એ જાતના લાઠી–લકડી વગેરેના વ્યાયામપ્રયોગોથી તો વ્યાયામનો કદી યે પ્રચાર થવાનો નથી. એ બધા 'વ્યાયામ' નામને જ પાત્ર નથી. એમનું સ્થાન તો, મહોલ્લામા ખેલ કરનાર બજાણિયા કે કંઇક વધારે વ્યવસ્થિત રૂપના સરકસના ખેલો કરતા જરા યે વધારે માનપાત્ર નથી. અમરાવતીના ઉસ્તાદ વ્યાયામવીરો ગઇ સાલ ગુજરાતમા આવ્યા હતા, પણ તેમની પૈસાની ભૂખને લીધે, જેનો કાર્યક્રમ પ્રેક્ષણીય હોવા છતા, વ્યાયામપ્રચારના હેતુ તરી નિષ્ફળ નીવડેલા.

અને સામુદાયિક પ્રયોગો દ્વારા જ વ્યાયામનો પ્રચાર કરવો હોય તો આપણા આજના વ્યાયામમંત્રો અને હરીફાઇઓ શાં ખોટા છે? ઓલીમ્પીક સંમેલનોના નાના અવતાર જેવાં આ બધાં ઓછા ઉપકારક કે ઓછા પ્રેરણાત્મક નથી. માત્ર એમ મોટી ઊણપ રાષ્ટ્રીયતાની ભાવનાની છે. આપણો દેહ કેળવવો એ કેવળ આપણા આનંદ ખાતર નહિ, પણ

આપણા સમાજના, તે દ્વારા રાષ્ટ્રના વિરાટ દેહની (આપણું શરીર એનું એક અંગ છે તેની સેવા) કરવા અર્થે જ—એવી ભાવના આ સંમેલનોમાં ભાગ લેનારના મનમાં અહોનિશ જાગરિત રહેવી જોઈએ. હરીફાઈનું તત્ત્વ જાતે અનિષ્ટ નથી. પણ એ હરીફાઈ, રાષ્ટ્રને અન્ય પ્રજાઓ સમક્ષ ઉચ્ચ સ્થાને મૂકવાના પ્રયત્ન અર્થે નહિ, પણ કેવળ અંગત મહત્તા વધારવા માટે જ થાય છે ત્યારે એ અકારી લાગે છે. આવું પ્રબળ રાષ્ટ્રીય તત્ત્વ મને કેવળ મૅકોસમાં જણાયું છે. આપણા વ્યાયામ શિક્ષકો અને વ્યાયામશાળાઓના સંચાલકો આવું તત્ત્વ આપણી વ્યાયામ પ્રવૃત્તિઓમાં ઉતારી શકે તો કેવું સારું.

(ઉ) આપના શરીરનો ફોટોગ્રાફ મોકલો તો વિચાર કરું.

(ઋ) બાકીનું આવતા અંકમાં વિસ્તારથી લખીશ.

# ફોટોગ્રાફી વિભાગ

## ફિલ્મની પસંદગી

ફોટોગ્રાફીનો સામાન પૂરો પાડનારી કોઈ પણ દુકાનમાં તમે જાઓ અને નજર નાખો. લાલ, લીલા, પીળા, કેસરી, એમ વિવિધરંગી ખોખાવાળી ફિલ્મો અને પ્લેટોના ઢગલાથી ભરપૂર કબાટો તમે જોશો. આ બધામાંથી કઈ ફિલ્મ લેવી એ પ્રશ્ન ઘણાને મૂંઝવે છે. કેટલીક વાર દુકાનદાર પોતાને લાભદાયી હોય તે કંપનીની ફિલ્મો વેચવાનો પ્રયત્ન કરતો હોય છે. અકસ્માત ખરીદેલી અથવા બીજી બાબતે, એકાદ ફિલ્મનું પરિણામ સારું જણાવાને લીધે હમેશા માટે તે જ કંપનીની ફિલ્મ વાપરવાનો આગ્રહ રાખનારા પણ ઘણા જણાતા હોય છે. આમ, ફિલ્મ અગર પ્લેટના પ્રકારની સાચી સમજણ વગર ઘણાનાં ગાડાં ગબડતાં હોય છે.

પ્રિન્ટિંગ અને એન્લાર્જિંગ માટે વપરાતા કાગળોના ઈમલ્શન (ઉપર ચોપડેલા રસાયણ)માં પણ ઘણા પ્રકારો હોય છે. અને એવી જ રીતે નેગેટિવ ઉપજાવવા માટે વપરાતી પ્લેટો, કટ-ફિલ્મો અગર ફિલ્મોની બનાવટમાં પણ કંપનીઓ અનેકવિધ ઈમલ્શનો લગાડે છે. જુદીજુદી કંપનીઓની ફિલ્મોનાં ઈમલ્શનોમાં મુખ્ય તફાવત, પ્રકાશની અસર ઝીલવાની શક્તિ—આકૃતિ પકડવાની ઝડપ—Speed of Emulsion to daylight or artificial light અને વિશ્વના વિવિધ રંગોના વર્ણભેદને હૂબહૂ નેગેટિવમાં લેવાની શક્તિ—degree of sensitivity to many and various coloursમાં રહેલો હોય છે.

ફિલ્મની પસંદગીમાં ઘણા ઍમેટરો ભૂલ કરે છે, કારણ કે સામાન્ય રીતે તેમની માન્યતા એવી હોય છે કે અમુક એક જ પ્રકારની એક જ કંપનીની ફિલ્મથી સર્વ પ્રકારની ફોટોગ્રાફી સરસ રીતે કરી શકાય. પણ આ માન્યતા ખોટી છે. જેમ એક કૅમેરા દરેક કામમાં આવતો નથી, તેમ એક ઈમલ્શન દરેક વિષય માટે અનુકૂળ હોતું નથી. સર્વોત્તમ પરિણામ સહેલાઈથી મેળવવા માટે કામને અનુરૂપ કૅમેરા અને ફિલ્મ વાપરવાં ઘટે.

ઈમલ્શનની તીવ્રતા જેમ વધારે તેમ ફોટોગ્રાફ સારા આવે એમ પણ ઘણા માને છે અને તે કારણે સૌ વધુમાં વધુ સ્પીડની ફિલ્મો ખરીદવા દોરાય છે. પણ આવા શરૂઆતના ઍમેચ્યોરો માટે અલ્ટ્રા રૅપિડ પ્લેટ કે ફિલ્મ બિનજરૂરી છે, એટલું જ નહિ પણ તે વાપરવી સલાહભરેલી પણ નથી. ફોટોગ્રાફીના નિષ્ણાતો પણ બને ત્યાં સુધી ઓછી સ્પીડના ઈમલ્શનવાળી ફિલ્મનો જ ઉપયોગ કરવાની ભલામણ કરે છે.

વળી એક રીતે colour sensitivityનો વિચાર કરતાં અમુક વિષયો પાડવા માટે પૅન્ક્રોમૅટિક સાધનો વાપરવાં આવશ્યક છે, પણ બધાં ઍમેચ્યોરે તે પ્રકારની ફિલ્મો જ લેવાં જોઈએ એમ માનવું તે પણ મૂર્ખાઈ છે. વધુમાં વધુ સંખ્યાનાં ચિત્રો માટે તો ઑર્થોક્રોમૅટિક ફિલ્મ બસ છે. તે ફિલ્મો વાપરવામાં સુગમ હોવા ઉપરાંત ઍમેટરો તે વડે સહેલાઈથી સારાં પરિણામ ઉપજાવી શકે છે.

તમારી પાસે એક જ ઝડપનો કૅમેરા હોય (જેમાં ફોકસનું ઢાંકણ આપોઆપ ઉઘાડવાસ થતું હોય અને તે રીતની કામત શટરમાં ગોઠવેલી હોય) તેવા બૉક્સ કૅમેરામાં અલ્ટ્રા રૅપિડ ફિલ્મો વાપરવી સલાહભરેલી નથી. આપણા દેશમાં સૂર્યપ્રકાશ બહુ તીવ્ર હોય છે અને બૉક્સ કૅમેરામાં ઘણી મોટી સ્પીડવાળી ફિલ્મ એક્સ્પોઝ કરવાથી નેગેટિવો ઓવર એક્સ્પોઝ્ડ વાળા આવે છે અને ચિત્રો બગડે છે.

ફોટોગ્રાફીનાં સાધનો બનાવનાર કોઈ પણ મશહૂર કંપનીની ફિલ્મો તમે ભલે વાપરો; પરંતુ દરેક કંપનીની ફિલ્મોમાં ત્રણ પ્રકાર અચૂક હોય છે (૧) બહુ જ ઝડપી અને દરેક રંગને સ્પર્શે તેવી super sensitive panchromatic (૨) બહુ જ ઝડપી પરંતુ પીળા લાલ અને લીલા રંગોને ઓછી અનુકૂળ એવી orthochromatic અને (૩) ધીમી ઑર્થોક્રૉમૅટિક ફિલ્મ અગર પ્લેટો. આ ક્રમવાર કોડાક કંપનીની ફિલ્મો આ નામથી મળે છે: કોડાક સુપરસેન્સિટિવ ફિલ્મ; કોડાક પૅનટૉમિક; કોડાક ઑર્ડિનરી.

આગ્ફા કંપનીની ફિલ્મોનાં નામ આ પ્રમાણે છે: આગ્ફા આઇસોપાન, આગ્ફા આઇસોક્રોમ અને આગ્ફા ઑર્ડિનરી.

તે ઉપરાંત ઍંગ્નો, ઇલ્ફર્ડ ઑાઈસ એમ જુદી જુદી બનાવટની ફિલ્મો બજારમાં વેચાય છે કંપની કંપનીની ફિલ્મોમાં ગાઇ ચઢિયાતી કે ઊતરતી હોતી નથી દરેક પોતપોતાની વિશિષ્ટતા જાળવી રાખે છે એટલે સારો માર્ગ તો એ છે કે જે કંપનીની ફિલ્મ ઉપર પોતાનો હાથ બેસે તે જ કંપનીની ફિલ્મને હમેશાં વળગી રહી તેની જ ફિલ્મો વાપરવી એથી સારાં પરિણામો નીપજાવી શકાશે

આગફા અને કોડાક કંપનીની ફિલ્મો વચ્ચે તફાવત પાડવો અને કોઇને સારી ખોટી કહેવી એ ધૃષ્ટતા છે, પરંતુ મારા અનુભવે દેખાયેલો ભેદ આ રહ્યો આપણા દેશની આબોહવા અને ગરમીના પ્રમાણને અનુરૂપ ઇમલ્શન આગફાનું હોવાથી, ડેવેલપમેન્ટમાં આગફનું ઇમલ્શન વધારે સ્ટિફ જણાયું છે એટલે કે એક જ દિવસે આ ફ઼ા અને કોડાકની ફિલ્મો બરફ વિના ડેવેલપ કરીએ તો આગફા ફિલ્મને ફ્રિલ થવાનો ભાગ્યે સંભવ રહે છે પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે રણાખરા એ ક્ષેત્રો માટે ઓછી સ્પીડના ઈમલ્શનનો ઉપયોગ કરવો એ સલાહભર્યું જણાય છે તે દૃષ્ટિએ કોડાક પૅનૅટોમિક ફિલ્મનો વપરાશ વધારવો જોઇએ આ બધું છતાં એમ કહેવું જોઇએ કે કોઈના અંગત અભિપ્રાયને વળગ્યા વગર જાતઅનુભવથી જ ઇમલ્શનના ગુણદોષ સમજી પોતાને ફાવે તે, પણ એક જ કંપનીની ફિલ્મ વાપરવી એ હિતાવહ છે

### આ માસનું પરિણામ

ચાલુ માસની હરીફાઈમાં આવેલો સમૂહ નિરાશાજનક છે છતાં 'કુમાર'ના વાચકોને આ વિભાગમાં રસ હોવાથી અને તે અંગ ચાલુ રહે એ હેતુથી પરિણામ નીચે મુજબ આપીએ છીએ પહેલા અને ત્રીજા ઇનામને લાયક ફોટો ચિત્રો નથી. બીજું ઇનામ 'બીબેનુ'—ભાઈ કસ્તુર શાહ (અમદાવાદ); નોંધપાત્ર (૧) 'ગમારો મોતીઓ' ભાઇ હિંમતરામ મહેતા (કરાંચી) (૨) 'ગોરાડન' ભાઇ અશોક હર્ષ (અમદાવાદ)

# નવાં પુસ્તકો

**બુધાકાકા** લેખક—રમણલાલ પી. સોની **ભૂતેરગપ** લેખક—મોથીસ ૧, **ગધેડાનાં પરાક્રમો** લે૦ ગિજુભાઇ **આપણી લોકકથાઓ** લેખક—કમળાબેન, **ટેકરીની વનસ્પતિ** લેખક ગિજુભાઇ **છ મૂર્ખાઓ** લેખક—સોધી બેન, **ટારઝન** લેખક—શાક શાહ, **ગિરીશભાઇની વાર્તાઓ** લેખ—ગિરીશભાઈ, **ઋતુના રંગો** લેખક ગિજુભાઇ, **તારા અને ગ્રહો** લેખક—મગનભાઇ પટેલ, કીંમત દરેકની પાંચ આના **કેડેથી મેંદોદરી** લેખક નાનાભાઇ, ૦-૮-૦ **ખજાનાની શોધમાં** અનુવાદક—મૂળશંકર મો ભટ્ટ ૦-૧૨-૦, બધાનું પ્રકાશસ્થાન શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર **વાચનપ્રવેશ પોથી** (પહેલી અને બીજી) રચનાર—રતિલાલ શ અંબવદું, નાગોરીશાળા રાયખડ અમદાવાદ, દરેકની ૦-૧-૬ **સુબોધ પુષ્પ વાટિકા** અનુ ગોવર્ધનદાસ કહાનદાસ અમીન, પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય ભદ્ર અમદાવાદ, ૦-૪-૦ **ચિદ્વિદ્યાધર** લેખક પં હરિશંકર શર્મા, સિવિલ લાઇન્સ આગ્રા, ૧-૦-૦, **કરીમ મહમદનાં કાવ્યો અને લેખો** લેખક-પ્રકાશક—કરીમ મહમદ માસ્તર જૂનાગઢ, ૦-૧-૦ **મિયાં આગમન** લેખક કોલક પ્રકાશક—સી જમનાદાસની કંપની મુંબાઇ, ૦-૮-૦ **વિજ્ઞાન સૃષ્ટિ** લેખક-પ્રકાશક—રેવાશંકર ઓઘડભાઇ સોમપુરા, શિહોર, ૧-૦-૦, **ભારતી** (પ્રથમ ઉલ્લાસ) લેખક વાલજી ગોવિંદજી દેસાઇ, પ્રકાશક—નવજીવન કાર્યાલય અમદાવાદ તથા મુંબાઇ, ૦-૪-૦, **લિપિકલા તથા લિપિકલા પરિશિષ્ટ** લેખક નુરેખચાર્ય પં ગૌરીશંકર ભટ્ટ, પ્રકાશક—અક્ષરવિજ્ઞાન કાર્યાલય, મસવાનપુર કાનપુર, દરેકની ૦-૪-૦ **ગુજરાતનાં ભાંગતાં ગામડાંમાં** પ્રકાશક—ગ્રામ સેવા સમિતિ બારડોલી **સમરાંગણની સુંદરી અથવા મોગલ સમ્રાટની હિંદુ ધર્મભગિની** લેખક-પ્રકાશક—કમળાશંકર વિશ્વનાથ રાજગુરુ, રાજપીપળા, ૧-૮-૦ **ગુજરાતી સાહિત્ય, એનું મનન અને વિવેચન** લેખક-પ્રકાશક— રામગટ દામોદર શુક્લ, દાહોદ, ૨-૦-૦ **મારી જીવનકથા** (જવાહરલાલ નેહરુ) ગુજરાતીમાં ઉતારનાર—મહાદેવ હરિભાઇ દેસાઈ, પ્રકાશક— નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ, ૩-૦-૦, **યૌવન તરંગ** લેખક-પ્રકાશક—મહાવીરપ્રસાદ ગિરધરલાલ દાધીચ, સોનાકુંડ મુંબઇ, ૦-૮-૦, **જાપાનની કેળવણી** અનુવાદકર્તા—જગમોહન દાસ જગજીવનદાસ મોદી બી એ, પ્રકાશક—પુસ્તકાલય સહકારી મંડળ વડોદરા, ૦-૮-૦, **જનપદ** લેખક—મનુભાઇ જોધાણી, પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ **કુતૂહલ** લેખક—પદ્મકાન્ત ૨ શાહ, પ્રકાશક—અશોક પ્રકાશન મંદિર સુરસાગર વડોદરા, ૦-૨-૦, **મુંબાઇ** સંપાદક-પ્રકાશક—નાગરદાસ ઈ પટેલ, મઝગાંવ મુંબાઇ, ૦-૩-૦ **મનન અને મન્તવ્યો** લેખક-પ્રકાશક—રતનલાલ ત્રિ ખાડવાળા, વાડી ફળિયા ખાડવાળાની શેરી સુરત, ૦-૮-૦, **ગીતસરિતા** (ભારતીય સાહિત્ય પુસ્તકમાળા નં ૨) મૂળ લેખક—કાકા કાલેલકર, અનુવાદક—હરીકેશ શર્મા, પ્રકાશક —ભારતીય સાહિત્ય પરિષદ તરફથી સસ્તા સાહિત્ય મંડળ દિલ્હી ૦-૪-૦ **પદાર્થપ્રવેશિકા** ૧-૪-૦, **પૂર્વમીમાંસાપ્રવેશિકા** ૧-૮-૦, લેખક-પ્રકાશક—જીવરામ શાસ્ત્રી, ગાગલા સદન, રાજપુરે સિદ્ધપુર ઉ ગુજરાત.

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન 'ફાગણ અંકના' પૃ. ૧૫૯થી]

## પંદરમો દિવસ : ચતુષ્પદી શબ્દો અને શબ્દસમૂહો

### નિયમો

[૮૩] ચાર અથવા વધારે પદોના બનેલા જે શબ્દો બોલતી વખતે સ્વતંત્ર રીતે ઉચ્ચારાતાં બે ચરણોમાં વહેંચાઇ જતા હોય, તેનો પૂર્વાર્ધ લખી એ પૂર્વાર્ધના અંત્ય વ્યંજન વચ્ચે ઉત્તરાર્ધનો પહેલો વ્યંજન કાપ પાડીને લખાય છે; અને પછી એ ઉત્તરાર્ધનો બીનજરૂરી લાગતો ભાગ જતો કરાય છે.

[૮૪] ઉપર મુજબ લખતી વખતે કોઈ ચતુષ્પદી શબ્દના પહેલા ચરણને અંત્યાક્ષર લોપવાનો નિયમ ૮૧ લાગુ પડયો હોય ત્યારે એ પાડવાનો કાપ પહેલા ચરણના લખાએલા અંત્ય વ્યંજનની વચ્ચે નહિ પણ છેડા તરફ પડે છે.

[૮૫] મિશ્ર ભાવો બતાવવા યોજાએલા સમાસો કે સંયુક્ત શબ્દોને, તેમ જ ઉલટા સુલટા અક્ષરો શબ્દોના બનેલા દ્વિરુક્તિ બતાવતા શબ્દોને, ચતુષ્પદી શબ્દોના નિયમો ૮૩, ૮૪ લાગુ પડે છે.

[૮૬] કોઇ પણ શબ્દ ઉપરાઉપર એક કરતાં વધારે વખત બોલાય ત્યારે એ વધારાના દરેક ઉચ્ચાર વખતે તેની નીચે એક નાની આડી રેખા કરાય છે; અથવા વિકલ્પે એ શબ્દ કુલ જેટલી વખત બોલાયો હોય તેનો સંખ્યાંક તે શબ્દ પછી લખાય છે.

[૮૭] ઉપરના નિયમ મુજબ પુનરુક્તિ લખવા જતાં કોઈ શબ્દની પુનરુક્તિ વચ્ચે કોઇ પ્રત્યય કે બીજો કોઈ શબ્દ આવતો હોય તો એ શબ્દ કે પ્રત્યય પુનરુક્તિ માટેની રેખાને સ્થાને લખાય છે.

[૮૮] એક શબ્દનો અંત અને તેના પછી આવતા શબ્દની શરૂઆત એક જ વ્યંજનથી થતી હોય, ત્યારે એ પુનરાવર્તન પામતો વ્યંજન એક વખત જ લખી એ બંને શબ્દો જોડીને લખાય છે.

### સૂચનાઓ

*(૮૩) ચાર પદોના બનેલા શબ્દો જેવા કે 'અહો-*રાત્ર', 'રાજીનામું', 'બલિદાન', 'નુકસાન' વગેરે. વધારે પદોના બનેલા શબ્દો જેવા કે 'આગ્રહપૂર્વક', 'આવકારદાયક', વગેરે. સામાન્ય રીતે આવા બધા શબ્દો બોલતી વખતે બે ટૂકડે વહેંચાઇ જાય છે, જેમકે 'રાજી–નામુ', 'આવકાર–દાયક' વગેરે. આવા શબ્દોનો પુર્વાર્ધ લખવામાં અગાઉ આપી ગએલા યોગ્ય નિયમો કામમાં લેવાય. પણ તે બની શકે એટલો સંપૂર્ણ લખાય એ ઇષ્ટ છે. એ પૂર્વાર્ધને અંતે સ્વર આવતો હોય તો પણ પછીનો વ્યંજન તો એ સ્વર પહેલાના વ્યંજન ઉપર જ કાપ પાડીને લખવો જોઇએ. ઉત્તરાર્ધનો કેટલો ભાગ લખવો એને માટે ખાસ નિયમ નથી. ઓછામાં ઓછું જેટલું લખવાથી એ ઉત્તરાર્ધ પૂર્વાર્ધના અનુપ્રાસે સમજી શકાય તેમ હોય એટલું લખવું.

(૮૪) ઉપરના નિયમમાં ઉત્તરાર્ધનો પહેલો વ્યંજન પૂર્વાર્ધના છેલ્લા વ્યંજન વચ્ચેથી કાપ પાડી લખવાનો છે. એટલે એ કાપ વચ્ચેને બદલે છેડા તરફ પડે ત્યારે એ કાપ પાડેલા વ્યંજન પછી પણ એકાદ વ્યંજન લોપાયાનું સૂચન કરે છે. એટલે બીજી રીતે આ સમજવા યત્ન કરીએ તો છેડા તરફનો

કાપ એમ સૂચવે કે એ કાપ એ વ્યંજનને માટે નહિ પણ તેના પછીના કોઇ માટે છે.

(૮૫) આ નિયમના કારણ રૂપે એટલું જાણવું બસ થશે કે બાકીના શબ્દોમાં જે તત્ત્વ છે તે ચતુષ્પદી શબ્દોમાં માત્ર અર્ધું જ વિકાસ પામેલું હોય છે. એટલે વસ્તુતઃ સંયુક્ત શબ્દો કે સમાસો એ ચતુષ્પદી શબ્દોની સંક્ષિપ્ત આવૃત્તિ જ છે. આથી સ્વાભાવિક જ બંનેને એક સરખા નિયમો લાગુ પડે છતાં સમાસો પૂરતી એક ખાસ કાળજી એટલી રાખવી પડશે કે પૂર્વાર્ધમાં આવતો એકનો એક શબ્દ બીજા જુદા જુદા શબ્દો સાથે આવી જુદા જુદા સમાસો બનાવતો હોય ત્યાં એ ઉત્તરાર્ધમાં આવતા શબ્દનો જરૂર પૂરતો ભાગ બરાબર લખાય જેમકે 'વિચારસૃષ્ટિ', 'વિચારસરણી', 'હિંદુસમાજ', 'હિંદુસંસાર', આવા વૈકલ્પિક સમાસોમાં ઉત્તરાર્ધનો પ્રથમ વ્યંજન તેના સ્વર સહિત કે વધારે ભાગ સંજોગો મુજબ લખવાની જરૂર રહેશે.

(૮૬) શબ્દ ઉપરાઉપર બે કે ત્રણ વાર બોલાય ત્યાં સુધી એક કરતાં વધારેના એક અથવા બે ઉચ્ચાર માટે એકેક આડી રેખા નીચે કરવી સુગમ પડે છે. આ આડી રેખા 'ત' વ્યંજન કરતાં સહેજ નાની કરવી, જેથી વાંચતી વખતે ભૂલ ન થાય પણ જ્યારે ચાર પાંચ વખત કોઈ શબ્દ પુનરાવર્તન પામતો હોય, ત્યારે એવી રેખાને બદલે 'કુલ' જેટલી વખત તે બોલાતો હોય તેનો અંક '૪', '૫' વગેરે મૂકવો વધુ સહેલો પડે છે.

(૮૭) અગાઉ આવી ગએલ નિયમ ૪૮માં કેટલાક પ્રત્યયો શબ્દના અંગથી જુદા અને તેની નીચે લખવાનું જણાવ્યું છે. એટલે એ પ્રત્યયો 'ત', 'ન', 'મ', 'ય', 'લ', 'વ', 'શ'માંનો કોઇ વ્યંજન આ નિયમની રીતે લખવાનો આવે ત્યારે અસ્પષ્ટતાનો ભય રહેશે. પણ ૪૮મા નિયમ મુજબ લખાતો પ્રત્યય દર્શાવતો વ્યંજન અને આ નિયમ મુજબ પુનરુક્તિ દર્શાવતો વચ્ચેનો વ્યંજન એ બે લખવાની રીતમાં એક મુખ્ય તફાવત છે. નિયમ ૪૮ મુજબ લખાતો પ્રત્યય એવી રીતે લખાય છે કે પ્રત્યયની શરૂઆત શબ્દનો અંત આવ્યો હોય તેની નજદીકથી થાય. એ નિયમના ઉદાહરણો જોતાં આ વાત બરાબર સમજાશે; ત્યારે આ નિયમની રીતે લખાતો વ્યંજન શબ્દ જ્યાંથી શરૂ થયો હોય તેની નીચેથી શરૂ કરી લખાય છે, એટલે કે એ ઉપરનો શબ્દ અને નીચેનો વ્યંજન એ બંનેના છેડા એક જ ઊભી લીટીમાં આવી રહે છે. આટલું ધ્યાનમાં રાખતાં પ્રત્યય અને પુનરુક્તિની ઓળખાણ સ્પષ્ટ થઇ જશે.

(૮૮) નિયમ ૮૨ મુજબ અંત્યાક્ષર લોપી શકાતો હોય તોપણ આ નિયમની રીતે તે લખવાથી એ લોપવાની જરૂર નહિ રહે. ધ્યાનમાં રાખવું કે આવી રીતે જોડીને લખવાના બંને શબ્દો ઠીક ઠીક લાંબા હોય તો વધારે સારું કેમકે ટૂંકા શબ્દોને આમ જોડીને લખતાં એવી રીતે લખેલું રૂપ કોઇ બીજો શબ્દ હોવાનો ભ્રમ રહે. સંકેતોમાં આ નિયમનો પ્રયોગ કરવાની સલાહ ન આપી શકાય.

## ઉદાહરણો

(૧) [નિ. ૮૩: પૂર્વાર્ધ પર કાપ પાડી લખાતો ઉત્તરાર્ધનો આદ્ય વ્યંજન] અહોરાત્ર, આગેવાન, ગૃહપતિ, ગોળીબાર, ચિત્રકળા, દરબાર, દરવાજો, દેશપત, ધરપકડ, નુકસાન, બલિદાન, ભૂખમરો——મનોદશા, રસાયણ, રાજીનામું, સનાતની, હડતાળ, હરજીવ

(૨) [નિ. ૮૪: પૂર્વાર્ધના છેડા ઉપર કાપ] ન્યાયખાતું, ન્યાયાધીશ, ભૂતકાળ, લોકજીવન, લોકપ્રિય, લોકમત, લોકશાસન, લોકસમૂહ, વિકાસક્રમ, વિષયવાસના, સેવકમંડળ

(૩) [નિ. ૮૫: સંયુક્ત શબ્દો, સમાસો] અગ્રગણ્ય, આગ્રહપૂર્વક, આત્મકથા, આત્મસંતોષ, આવકારદાયક, કન્યાવિક્રય, કોતરકામ, શણગાર, છાપાવાળા, જીવનચરિત્ર, જિંદગીભર, તત્ત્વજ્ઞાન——દૈવયોગ, દૃઢતાપૂર્વક, ધનવૈભવ, ધર્મપત્ની, ધર્મશાળા, ધર્મસંકટ, ધારાસભા, નુકસાનકારક, પાટનગર——પુનર્લગ્ન, પૂજ્યભાવ, પ્રતિબંધ, પ્રયોગશાળા, પ્રત્યાવર્તન, [illegible], પ્રેક્ષકવર્ગ, ફળદ્રુપ, [illegible], ભાવનાશીલ——ભોગવિલાસ, માતૃભાષા, માનપત્ર, માનસશાસ્ત્ર, મુખચિત્ર, મુખવાસ, મૂર્તિપૂજા, મોટરકાર, યંત્રશાસ્ત્ર, [illegible], રાજપ્રકરણ, રાષ્ટ્રધ્વજ——રાષ્ટ્રવિધાયક, રાષ્ટ્રમય, રૂઢિચુસ્ત, લાગણીપ્રધાન, લાગણીવશ, વખાણવાલાયક, વર્તમાનપત્ર, વસિયતનામું, વિચારશીલ, વિચારસૃષ્ટિ,

વિદ્વત્તાપૂર્ણ——વિશેષરૂપે, વિસ્તારપૂર્વક, શબ્દજાળ, શહેરસુધરાઈ, શિષ્યવૃત્તિ, શૌર્યકથા, સમજપૂર્વક, સમાજકલ્યાણ, સમાજવાદ——સમાજવ્યવસ્થા, સંગ્રહસ્થાન, સંભાળપૂર્વક, સુવર્ણચંદ્રક, સેનાસાથી, સ્પષ્ટપણે, સ્મરણ શક્તિ, હાઈકોર્ટ, હાનિકર્તા, હિંદુસમાજ, હિંદુસંસાર, હુન્નરકળા, હૃદયસ્પર્શી.

(૪) [નિ. ૮૫ ચાલુ: દ્વિરુક્તિ] અસ્તવ્યસ્ત, આમતેમ, ખળભળાટ, નાનુંમોટું, નાનુંસુનું, ભેળસેળ, વાતચીત, સહીસલામત, હડહડતું, હીલચાલ,

(૫) [નિ. ૮૬: પુનરુક્તિ] ઘણુંઘણું, જ્યાંજ્યાં, ત્યારેત્યારે, વિવિધ, હા! હા! હા! હા! હા!

(૬) [નિ. ૮૭: પુનરુક્તિ વચ્ચેના પ્રત્યયો વગેરે] એકનું એક, વાદવિવાદ, સાથોસાથ... આમતેમ.

(૭) [નિ. ૮૮: બે શબ્દો વચ્ચે એક સામાન્ય વ્યંજન] ઇતિહાસસરણી, રેફરન્સ સાહિત્ય, સમાજજીવન.

### ઉદાહરણોનું લઘુલેખન



## નવાં પુસ્તકો

**સચિત્ર કાવ્ય સરિતા:** લેખક–પ્રકાશક–મહાસુખભાઇ ચુનીલાલ, વીસનગર, ૪–૦–૦; **મેઘદૂત (ભાષાંતર):** કર્તા અને પ્રકાશક–ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ, મુંદાવાડી રાજકોટ, ૧–૪–૦; **જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મશતાબ્દિ સ્મારક ગ્રંથ:** સંપાદક, મોહનલાલ દલીચંદ દેસાઇ; પ્રકાશક–જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક સમિતિ તરફથી મગનલાલ મૂળચંદ શાહ, માનદ તંત્રી, ગોડીજી નવી બિલ્ડીંગ પાયધુની મુંબાઈ ૩, ૨–૮–૦; **પુષ્પકન્થા:** લેખક–હીરાલાલ દલપતરામ કવિ, પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર અમદાવાદ, ૧–૧૨–૦; **શરદચંદ્ર(** દશ્ય ત્રિઅંકી નાટક) લેખક–પ્રકાશક–હિંમતલાલ ન. શુકલ, શાન્તીનાથના પાડાની પોળ, બારી પાસે ઘર નં ૧૦૧ ધીકાંટા અમદાવાદ, ૦–૧૦–૦; **જીવન અને સાહિત્ય:** લેખક–રમણલાલ વસન્તલાલ દેસાઇ એમ. એ, ૨–૮–૦ તથા **સુવર્ણ રજ:** સંપાદિકા–શ્રીમતી બાળા મજમુદાર ૩–૦–૦; બંનેના પ્રકાશક–આર. આર. શેઠની કું કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨.

એક અભ્યાસી ને અનુભવીની કલમે લખાતી જળજંગલની જીવસૃષ્ટિની પરિચયમાળા



## વન વગડાનાં વાસી

# શિયાળ

'ના હું તો ગાઈશ'.[1]

—ભલે, ગાઓ ગર્દભરાજ, ગાવાનો તમને પૂરેપૂરો હક્ક છે. અજવાળી ઝોકા જેવી રાત. શાંત વાતાવરણ નિર્જન એકાન્ત સ્થાન સાથે મનગીતનો વેત્તા પ્રિય વયસ્ય. આ બધું હોય ત્યાં કોઈને પણ ગાવાનું મન થઈ આવે. પણ મહાપુરુષ, તમે શેરડીનું ખેતર કાં શોધ્યું? સ્વભાવે વનસ્પતિભક્ષક છો, એટલે મારનું જોખમ વહોરીને પણ વાડ ભાંગી નાખી ચરવા કાજે તમે તો ખેતરમાં પેસો. પણ તમારા ભેગો શિયાળને શીદ ખેંચ્યો? એના મુઠ્ઠીભર દેહને તો ડફણાં ખાધે પાલવે નહિ. તેમ તમારી ભોજન પણ એવી—માફ કરજો—આકર્ષક નથી કે જીવનું જોખમ હોય ત્યાં યે એ છોડવી ન ગમે. ત્યારે શેરડીના સ્વાદથી લલચાઈને તો એણે તમારો અકારો સાથ નથી શોધ્યો ને? પણ શિયાળ શેરડી ખાય? કે પછી પાઠ લખનાર ભૂલ્યો?

શિયાળ છે તો સ્વભાવે જ માંસાહારી. કુણું, જરઠ, તાજું, કોહેલું—ગમે તેવું માંસ પણ એમને ખપે છે. લાગ મળે તો કુકડીઓ, લવારાં કે મરઘાં પીલાં પણ ઝડપી લે. વખતે ખેતરમાં ઝાડે ટાંગેલા ઝોળામાંથી નાનાં છોકરાં પણ ઉપાડી જાય. અમારા ગામના મસાણમાં દાટેલા છોકરાના મુડદા ખોદી કાઢીને ખાતા તો મેં એમને અનેક વખત જોયા છે. છેવટે ઘો, કાચંડા અને જીવાત ખાઈને પણ ચલાવી લે. પણ ભૂખ્યા રહેવું એમને ન પોસાવે. એટલે એમાંનું કંઈ યે ન મળે તો એ ગામ ફરતા ઉકરડામાંથી છાણ પણ વીણી ખાય. એમને અભાવે વનસ્પતિભક્ષક બનતા પણ એમને વાર નથી લાગતી. ફળના એ ભારે શોખીન.[2] એમાં યે બોર તો એમને ખૂબ ભાવે. પાટણના પડખે સહસ્રલિંગ તળાવની પાળે પથરાયેલી વાડીઓમાં અમે બોર ખાવા ભટકતા ત્યારે જમીન સાથે શ્રમરાની બોરડીઓ પરનાં મીઠાંમીઠાં પાકાં ગોળા જેવાં બોર ચોરી ખાનારાં શિયાળની વાતો અમને વાડીવાળા વાઘરીઓ કરતા. શેરડી દેખીને પણ એમની દાઢ સળકે છે. પણ અમારા ઉત્તર ગુજરાતમાં તો શેરડી ક્યાંથી ભાળે? એટલે કુણી જારના મીઠા ડાંડા ચૂસીને એ ચલાવી લે છે.

આવા ઉભયભોજી સ્વભાવને લીધે, શિયાળ[3] એના વર્ગના[4] અન્ય પ્રાણીઓ (વરુ[5] અને લોકડી[6]) થી જુદું પડે છે. આ બંને અને કૂતરા એનાં સગોત્રી. કૂતરાનો તો વંશ જ શિયાળ અને વરુમાંથી ઉત્પન્ન થયો છે એવી જે માન્યતા પ્રચલિત છે, એ એના કૂતરા સાથેના અત્યંત સામ્યને લીધે જ.

ગામના અન્ય પશુઓ પાસે જે સ્થાન કૂતરાનું છે, તેવું જ આરણ્ય પશુઓમાં નિકૃષ્ટ સ્થાન શિયાળનું છે. બંને તિરસ્કૃત, હડધૂત, અવમાનિત. છતાં બંનેની ઉપયુક્તતા, આવશ્યકતા અનિવાર્ય છે. બંને[7] રખા

---

૧ સરકારી વાચનમાળાની પાંચમી ચોપડીના તેરમા પાઠનું પરીક્ષા માટે રટણ કરતા વિદ્યાર્થીને આભારી લેખ

૨ 'ખાટી દ્રાક્ષ'ની વાતમાં શિયાળનો ફળનો શોખ પ્રતિબિંબિત છે.

૩ અંગ્રેજી નામ Jackal, પારિભાષિક સંજ્ઞા Cmis aureus

૪ Canidae

૫ Wolf ૬ Fox આ બંને પ્રાણી કચ્છ અને કાઠીઆવાડમાં અનેક સ્થળે નજરે પડે છે ઉ. ગુજરાતમાં પાલણપુર તરફ સંભળાય છે, પણ મારા જોવામાં નથી આવ્યા

૭ કૂતરા પેઠે શિયાળને પણ હડકવા લાગે છે.

કુદરતનાં ભંગીઃ અનશન ખાનારાં. બંનેને મનુષ્યનો સહવાસ ખૂબ ગમે છે. માત્ર કૂતરાં ગામમાં રહેનારાંઃ ત્યારે શિયાળનો વસવાટ મુખ્યત્વે ગામના ઉકરડામાં કે સીમાડે; લાગ ફાવે તો ગામમાં યે પેસી જાય. છતાં બંનેના સ્વભાવ જુદા. કૂતરા માયાળુ, હિંમતવાળા. શિયાળ બીકણ, નરમ, શરમાળ. સંતાતાં છૂપાતાં ફરે છે. વખતે સપડાય તો મુડદાં જેવાં નિશ્ચલ થઈને ઢોંગ કરી જમીન પર પડી રહે છે. આહારોપાદાનની વાત બાદ કરીએ તો બીજી રીતે નિરુપદ્રવી, નિર્દોષ; વરુ અગર ચિત્તા કે નાહાર જેવો રંજાડ ન કરે. છતાં એમનાં દુર્ભાગ્યે સૃષ્ટિના આરંભકાળથી એમની ગણના ધૂર્ત, ખલ અને પરોપજીવી તરીકે થતી આવી છે. પ્રકૃતિને ખોળે પડેલો, કહેવાતો કચરો એના ગજા પ્રમાણે સાફ કરવામાં સદૈવ તત્પર છતાં, આ નિર્દોષ ભંગીને દંતકથામાં ચીતરાય એટલા કાળા રંગે ચીતર્યો છે. આહારની આશાએ, કંઈક ટૂકડો મળશે એવી લાલચે એ વાઘ સિંહ જેવા હિંસ્ર પશુઓ પાછળ ભમે. વાઘ વગેરેને તો એની પડી યે ન હોય. એમાં પણ ચિત્તા તો એમના જન્મના વેરીઃ કેટલાયે શિયાળ ચિત્તાના પેટમાં પડી ચૂક્યાં હશે છતાં કહેવાય એમ કે વાઘ સિંહનો શિકાર શોધી લાવનારા જ એ અનુચર. આ થોડો અન્યાય છે?

શિયાળનો જેને નિકટનો પરિચય છે, તેને આમાં અતિશયોક્તિ નહિ લાગે. એનો દેખાવ કદરૂપો નથી તેમ એનો ભૂખરો રંગ, સોનેરી ઝાંયવાળા વાળ, ગુચ્છાવાળી પૂછડી, લાંબુ મોં, ટૂંકા કાન—ખાસ આકર્ષક પણ નથી. નિકૃષ્ટ આહારને લીધે, ગીધ પેઠે એના શરીરમાંથી અત્યંત ઉત્કટ, અસહ્ય દુર્ગંધ પણ નીકળે છે. છતાં એટલા પરથી એના અન્ય સદ્‌ગુણો ઢંકાઈ જવા ન જોઈએ, એમ હું માનું છું.

પૂર્વગ્રહરહિત શાંત ચિત્તે વિચાર કરતાં લાગશે કે આમાં નથી દોષ એનાં રૂપરંગનો કે નથી એના આહારવિહારનો. એની અવનત દશાનું ખરું કારણ તો એનો વિચિત્ર 'સ્વર'—બોલી છે. ભયાનક આર્ત સ્વરે થતો એનો ચિત્કાર ગમે તેવા સ્થિતપ્રજ્ઞ કે જડ હૃદયને પણ કકળાવી મૂકે છે. એક બોલે; એનું સાંભળી બીજું, બીજાનું ત્રીજું—એમ એક પછી એક બોલતાં જાય, દિશાઓ ગજાવતાં જાય; એક દિશામાંથી આવતો, આપણી પાસે થઈને અન્ય દિશામાં આઘે લય પામી જતો એમનો આ ચિત્કાર, સંધ્યાકાળે કે બ્રાહ્મમુહૂર્તે, ભારતવર્ષના એક ખૂણેથી નીકળી બીજા ખૂણે, રામેશ્વરથી ગંગોત્રી અને દ્વારકાથી જગન્નાથ, દરરોજ પથરાઈ જતો, ભારતવર્ષનું હૃદય ભેદી આરપાર નીકળી જતો, આપણે કલ્પનાબળે સાંભળીએ છીએ.

એમની આ પ્રકારની પરુષ વાણીનો ગેરલાભ લીધો સહૃદય છતાં સૌન્દર્યપૂજક કવિઓએ અને માત્ર અગમ્યમાં જ શ્રદ્ધાવાળા શાકુનિકોએ. ધૂર્ત, શઠ, ડરપોક, ખૂની વગેરે વિશેષણો આપીને સંતોષ ન થયો એટલે કવિઓએ એને વધારામાં ચીતર્યો જ્વાલામુખીઃ उल्कामुख! કહે છે કે મધ્યરાત્રિએ શિકારની શોધમાં ફરતી શિયાળ 'વાસે' ત્યારે એના મોંમાંથી અંગારા ખરે છે! પછી તો કલ્પનાની પરંપરા ચાલી. કોઈએ કહ્યું કે આવી સજ્વાલા શિયાળ તો દેશનો નાશ જ કરનારી છે. બીજાએ તર્ક દોડાવ્યો કે 'ના ભાઈ, એના મોંની આગ—ઉલ્કાના અજવાળે તો એ માંસ શોધી શકે છેઃ[8] એ તો એના આહારોપાદાનનું આવશ્યક સાધન.' આવા ભીષણ આરોપથી કકળી ઊઠેલા અન્ય સહૃદયે ખુલાસો કર્યો કેઃ તમે બંને વાત વધારીને કહો છો. વાસ્તવિક રીતે તો આમાં નવાઈ જેવું કશું જ નથી. સૂર્ય, અગ્નિ વગેરે પેઠે એના મોંની લાળને લીધે નીકળતી 'જ્વાળા' પણ શિયાળનો સ્વાભાવિક અલંકાર જ છે; એમાં કશી ભયંકરતા નથી.

કવિઓની આ કલ્પના જેવી જ એક માન્યતા આજે પણ ઉત્તર ગુજરાતના કેટલાક ભાગમાં પ્રવર્તે છે. મને યાદ છે તે પ્રમાણે આવી સજ્વાલા શિયાળ 'ફાઉડી'[9] નામે ઓળખાય છે. પણ આવી 'જ્વાલા' જોઈ હોય એવી કોઈ વ્યક્તિ મારા જાણવામાં નથી, તેમ આવો આવિષ્કાર થવાની શક્યતા પણ નથી.

શિયાળ ડાબી ઊતરે તો આ થાય અને સામી બોલે તો પેલું થાય. 'યાહિ યાહિ યાહિ' બોલી નાખે તો અગ્નિભય, 'ટા ટા ટા ટા' સ્વરથી મરણની આગાહી, 'ખિગ્ ખિગ્' નાદે અનિષ્ટ સૂચન—વગેરે અનેક કલ્પના-

---

૮ રઘુ ૧૬. नदन्मुखोल्काविचितामिषाभिः
स वाह्यते राजपथः शिवाभिः।

૯ કેટલેક સ્થળે ચીબરીને પણ 'ફાઉડી' કહે છે

**સં જેમાં લોકસમૂહમાંથી મળેલા જેવાતેવા જ્ઞાન પરથી ભણીગણીને પંડિત થવાની મહત્ત્વા અને ભાવનગર, રાજકોટ, જૂનાગઢ ને ગીરનાર રખડી, વાસ્તવિક જગતના કઠોર પરિચય**

સંયોગો મનુષ્યને ઘડે છે. પ્રકૃતિ સંયોગોમાં ધકેલી દે છે. વિવેકબુદ્ધિવાળો માણસ એ સંયોગોને અનુકૂળ બની, નિર્મિત જીવન સુખી બનાવી, મુક્તિમાર્ગગામી બને છે. વિવેકશૂન્ય જીવ એ સંયોગોને પોતે પ્રાપ્ત કરેલો સુખ કે દુઃખનો પ્રસંગ ગણે છે. સુખી સંયોગનો એ દુરુપયોગ કરે છે; દુઃખી સંયોગમાંથી બચવા અનેક પ્રકારનાં નવાં કર્મો રચીને જીવનને કર્મજાળમાં બાંધી દે છે.

દસ કે અગિયાર વરસની મારી ઉંમરે પિતાજીનો દેહાંત થયો. ગામડાનું બ્રાહ્મણ કુટુંબ આફતમાં આવી પડ્યું. મારા મોટાભાઈ નિર્વાહ-વાહક બન્યા. કાચી વયે ચિંતાનો બોજો લઈ અમદાવાદ રળવા ગયા. હું ઘેર બા પાસે એકલો રહ્યો. ગામમાં નિશાળ નહિ. કોઈક માઈલ દૂર બીજે ગામ ભણવા જતો. બીજી ચોપડી પૂરી કરીને ત્રીજીમાં ગયો એ વખતે શાળાના શિક્ષકની બદલી થઈ. બીજા મહેતાજી બે ચાર મહિના સુધી આવ્યા જ નહિ. શાળા બંધ રહી.

મારે તો મોજ થઈ ગઈ. આખો દિવસ ભટક્યા કરું. ગામના પાદરે નદીમાં નહાવાની લહેર. નહાતાં થાકું એટલે ઝાડ ઉપર ચડુંઊતરું. આ જ કાર્યક્રમમાં દિવસ પૂરો થતો. બિચારી બા ખોળીખોળીને થાકે પણ જડું નહિ. બપોરે ભૂખ લાગે ત્યારે અને સાંજે અંધારું થાય ત્યારે જ ઘેર જાઉં.

ઘણી વાર ઝાડની ટોચે ચડીને કે ધારના પથ્થર ઉપર બેસીને વિચાર્યા કરું, કે આમ સીધા ને સીધા ચાલ્યા જઈએ તો ધરતીનો છેડો આવે કે નહિ? દરિયાને સામે કાંઠે કેવો દેશ હશે?

ગામમાં એક લુહાર નવો આવ્યો. એણે તો આખા ગામના છોકરાઓ મોહી લીધા. રાત થાય કે છોકરાઓનું ટોળું જામે. લુહાર વાર્તા માંડે. બે ત્રણ દિવસે એક વાર્તા પૂરી કરે. મને તો એવો રસ પડ્યો કે સૌ પ્રથમ જઈ પહોંચું.

વાર્તાઓ મુખ્યત્વે રાજકુંવરની કે રાજાની, વાણિયાની, વણઝારા અને જાદુગરની કહેવાતી. રાજાની વાતમાં અણમાનીતી રાણીનો કુંવર તો આવે જ. જાતમહેનતથી અને બુદ્ધિબળથી સફળમનોરથ બને. વાણિયાને બેચાર દીકરા હોય જ. તેમાં એકાદ બુદ્ધિમાન છોકરો આપબળે સંપત્તિ મેળવે. વણઝારો અક્કલમંદીથી રાજાને ય ઠગાવે. જાદુગર કોઈને મારી નાખે. એ મૃત-વ્યક્તિનો પુત્ર મોટો થઈને દેશપરદેશ ભટકે. શક્તિશાળી બનીને જાદુગરને મારે.

કુંવર હોય ત્યાં કુંવરી હોય જ. વણઝારાને રૂપવંતી દીકરી ન હોય તે બને જ નહિ. પણ એ બધા મિશ્રણમાંથી હું તો આપકર્મી અને બહાદુરી બતાવનાર પાત્રો ઉપર ફિદા થઈ જતો. રાત્રે સૂતી વેળા ઊંઘ આવતાં સુધી એકાદ આપકર્મી પાત્ર બનીને આમ કરું-તેમ કરુંની સૃષ્ટિ રચતો.

ઘરમાં પિતાજીનાં સંસ્કૃત પુસ્તકોનો ઢગ પડ્યો હતો. એ સામે જોઈને વિચાર્યા કરું, કે હું યે દૂર દેશ ચાલ્યો જાઉં, ખૂબ ભણુંગણું અને મોટો પંડિત થઈને ઘેર આવું. પેલી વાર્તાનાં પાત્રો આંખ સામે નાચી ઊઠે.

મારા સ્વાનુભવમાંથી ચોક્કસ નિર્ણય કરી શકેલો છું કે વાર્તા એ આગગાડીના પાટા સમી છે. બાળકોની વૃત્તિઓ એ પાટાઓ ઉપર દોડી જાય છે. માબાપો અને શિક્ષણસંસ્થાઓ ધારે તો બાળકોને યથાનિશ્ચય કેળવી શકે. શિક્ષણસંસ્થાઓનો આધાર રાખી ન શકાય: પણ માબાપોએ તો બાળકોની અવશ્ય કાળજી લેવી જોઈએ. બાળક વાંચતું થાય કે તરતજ એના હાથમાં યોગ્ય વાર્તાસાહિત્ય મૂકી દેવું. એની પસંદગી કરવાનું કામ જરા અઘરું છે. કેવી વાર્તા કેવો પ્રભાવ પાડશે એ જોવું જોઈએ. બાળકો માટે લખાય તે બધું બાળકોને વાંચવા જેવું નથી હોતું. બાળકો માટે વાર્તા લખવી એ અઘરામાં અઘરું કામ છે. સારા ગણાતા લેખકો પણ તેમાં સફળ ન થઈ શકે.

મારા બાળજીવનમાં વાર્તા દ્વારા પડેલો પ્રભાવ હજી મને સાંભરે છે.

મેં નિર્ણય કરી લીધો, કે ઘેરથી ચાલ્યા જવું. કોઈ મોટા શહેરમાં જવું. ગમેતેમ કરીને, નિર્વાહ કરતાં અભ્યાસ કરવો.

બાને કહ્યું એ તો ગમે જ કેમ? અજાણ્યા સ્થાનમાં, અજાણ્યા લોકોમાં આપણું કોણ! આ એનો વિરોધ હતો. છેવટે દીકરો ભણીગણીને આવશે તો

# મારી સફર [૩]

**કાંક્ષાને વશ થઇ હું દોરી લોટો લઇ નીકળી પડું છું પછી પાછો મારી બાની વત્સલ હૂંફ મેળવું છું એ**

સુખી થશે એ હિતદૃષ્ટિએ બાએ જવાની રજા આપી મેં ભોળી માને સમજાવ્યું, કે શહેરોમાં તો મોટા મોટા શેઠિયા ભણનાર વિદ્યાર્થીઓને ઘણી મદદ કરે

હું એક પોટલીમાં બે કપડાં અને લોટો બાંધી તૈયાર થયો બાએ મારા હાથમાં બે રૂપિયા ખર્ચીના આપ્યા ચાલી નીકળ્યો ઝાંપા સુધી બા વળાવવા આવ્યા 'સાચવજે બેટા!' કહ્યું અને મેં સામે જોયું બાની આંખમાંથી આંસુનાં બુંદ ટપકતાં જોયાં માતાના વાત્સલ્યનાં એ પ્રતીક હતાં માતૃહૃદયના એકેક ધબકારા સાથે અથાગ વાત્સલ્ય વહેતું કોણ માપી શકે!

બા પાછા વળ્યા હું રસ્તે પડ્યો ક્યાં જવું, શું કરવું એ કંઈ વિચાર્યું નહોતું ક્યાંક જવું એ જ એક વિચાર મારી ભૂગોળ એકદમ સરળ હતી આકાશને એક છેડેથી ધરતી શરૂ થાય છેડો આવે ત્યાંથી પાણી આવે તે આકાશના બીજા છેડા સુધી આકાશ ઉપર ભગવાનનું સ્વર્ગ અને નીચે પાતાળ દેશ દેશ આ ખાસ ગુજરાતી સિવાય બીજી ભાષા કે બીજા લોકો હોય કે કેમ, એ ખબર જ નહોતી હા, એક ખબર હતી, કે ગાયત્રી અને બ્રાહ્મણોને ભણવાની સંસ્કૃત ભાષા જુદી આપણા લોકસમૂહમાંથી મળેલું આ જ્ઞાન

ચાર માઇલ દૂર એક સ્ટેશનનું નામ યાદ હતું. ત્યાંથી ગાડી જવાય એમ કાને સાંભળી રાખેલો. બસ, ગાડી જવું અને અક્કલ હોશિયારીથી ભણવું એમ ઠરાવ્યું તોફાન કરતા ત્યારે ગામની, પાડોશની કે ઘરની સ્ત્રીઓ 'ગાડીની હડફેટે ચડાવવાની એ ગાડી સ્મરણમાંથી હટે કે?

સ્ટેશનને રસ્તે ચાલવા માંડ્યો

એટલું તો જાણતો હતો કે આ રસ્તે સ્ટેશન જવાય ગામના કોઇને પૂછીને તેને કંઇ પણ સામો સવાલ પૂછવાનો મોકો ન આપવો એ નક્કી કર્યું હતું

ચાલતાં ચાલતાં એક ગામને પાદર પહોંચ્યો એક પીપર નીચે ચાર પાંચ જણ ટોળું વળીને ઊભા હતા

'સ્ટેશનનો માર્ગ કયો?' મેં પૂછ્યું

'સ્ટેશન જવું છે?' આશ્ચર્યભર્યા અવાજે એક જણે મને પૂછ્યું

'હા

'કેવા છો?'

'બામણ'

'તેં રે માળું! નકર આવડો સોકરો સાવ નીકળી પડે?' એકે કહ્યું

'શું જાશ્યો માગજ?' બીજાએ પૂછ્યું

'મારા મામા ત્યાં રે સે' મેં કહ્યું

'માબાપ સે?' કોઇએ પૂછ્યું

'છે' કહીને ટૂંકું વાળ્યું.

કાઠિયાવાડનો પ્રજાજન મને એમ છોડી દે, એ ન બને! ત્રણ ચાર પેઢી, બને તો બાપદાદાથી અને છેવટે સગાસંબંધી સુધી પણ હકીકત જાણવા પ્રયત્ન કરે જ.

'મામાને ત્યાં કામ સે કાંઇ?' વળી પૂછ્યું

'હા' કહીને હું ચાલવા માંડ્યો

ઊભો રહ્યો હોત તો કોણ જાણે શું શું ય પૂછી નાખત કાઠિયાવાડમાં અમુક પ્રકારનો નવરો વર્ગ હોય છે કામકાજ કંઇ નહિ નવરા બેઠા વખત કાપવાનો કંઇ ઉદ્યોગ શોધી કાઢે, તેમાં મુખ્ય કુથલી હોય છે અજાણ્યો કોઇ મળી આવે તો એના દાદા પરદાદાનો ઇતિહાસ પૂછવામાં વખત ગાળે છે જેની સાથે કંઇ મતલબ નહિ, એવો રસ્તે જનાર સામો મળે તો ય પૂછી નાખે 'ક્યાં જવું? ક્યાં રહેવું? શું જશો?' ઉત્તર દિશામાં રસ્તે જનારને 'ક્યાં જવું?' એમ પૂછવું એ અપશુકન ગણાય છે

બે ચાર ગાઉ ચાલ્યા પછી માલના ગાડાં સ્ટેશને જતાં મળ્યાં તેની સાથેસાથે સ્ટેશને પહોંચ્યો સ્ટેશન જોવાનો આ પ્રથમ પ્રસંગ હાથલો (સીગનલ) પડે એટલે ગાડી આવે, લીલીપીળી ધજા બતાવે, એવુંએવું સાંભળેલું ધારીધારીને સ્ટેશન જોયું. મારા કલ્પના જગતમાં મેં એક સ્ટેશન રચી રાખ્યું હતું, પણ તેની સાથે આ વાસ્તવિક સ્ટેશનનો આકાર પ્રકાર મળ્યો નહિ જો મારી એ કલ્પનાનો હું દુરાગ્રહી હોત તો કહી દેત કે 'આવું સ્ટેશન હોય જ નહિ' આજ મને સમજાય છે કે મનુષ્યે એ કલ્પનાએ સ્વીકારેલું સ્વરૂપ કે કોઇ પણ મનુષ્યનો દુરાગ્રહી બને છે, ત્યારે જે વિષે મનથી બંધાયું હોય એ જ વસ્તુ પ્રત્યક્ષ થતાં

તેને સ્વીકારવા ઇન્કાર કરે છે. જગતના બધા વાદ-વિવાદોનું આ મૂળ. કલ્પના અને તર્ક વિના મનુષ્ય બંધાતું જ નથી.

ગાડી આવવાની તૈયારી થઇ. ટીકીટબારીએ ભીડ જાગી. ટીકીટનું સ્વરૂપ જોવા હું બારી પાસે ઊભો રહ્યો; એ પણ મારે મન નવાઇની વસ્તુ હતી.

ટીકીટ લઇને બધા સ્ટેશનમાં જતા હતા. ગાડી હમણાં જ આવશે એમ સાંભળ્યું. હું પણ બધાની પાછળ સ્ટેશનના આંગણામાં દાખલ થવા ગયો.

'ટિકેટ!' બારણે ઊભેલા કોઇએ મને રોક્યો. હું સમજી ગયો, કે ટીકીટ તપાસનાર છે.

'ભાઇશાબ હું બ્રાહ્મણ છું. ગરીબ છું. લાઠીએ જવું છે.' એમ કહીને મેં મફત મુસાફરીની યાચના કરી.

'એહ્ ... અહીં ધર્માદા ગાડી નથી ચા......લ નીકળ.' કહીને એવો બરાડો પાડ્યો કે હું નાઠો. બ્રાહ્મણને બધે દયાદાન મળતું હશે એ માન્યતા ખોટી ઠરી.

સારૂં થયું, અહીંથી લાઠીના બે કે ત્રણ આના ટીકીટના હતા. ટીકીટ લીધી. ગાડી આવી ગઇ. પાણીના રેલા પેઠે વહી જતી ગાડી જોઇને હું તો સ્તબ્ધ જ થઇ ગયો. બધાની દેખાદેખીએ ડબામાં જઇ બેઠો. વાતવાતમાંથી જાણ્યું કે ગાડી સીધી ભાવનગર જશે.

ગાડી ચાલી. બારી આગળ બેસીને ગાડીના વેગથી દૂર દૂરનો પ્રદેશ અને ઝાડો ફરતા જોઇ રહ્યો. ભારે મઝા પડી.

ડબામાં બેચાર બાવા બેઠા હતા. ટીકીટ તપાસનાર આવ્યો. બાવાઓએ 'હમ તો સાધુ લોગ. હમારે પાસ ટીકીટ કહાંસે?' કહીને માફી મેળવી. મને લાગ્યું, કે બ્રાહ્મણની જાત તો બાવા કરતા ઊંચી. લાઠીએ કંઇ જવું નથી. ગાડીમાં બેસવાની ભારે લહેર પડે છે. ચાલને સીધો ભાવનગર જ જાઉં. બાવાને માફી મળે છે તો ઊંચી જાત બ્રાહ્મણને ન મળે એવું તે કંઇ બને!

લાઠી આવ્યું અને ગયું હું ગાડીમાં જ બેસી રહ્યો. ભાવનગર ગાડી પહોંચી ત્યાં સુધી મસ્ત બનીને દોડતી ગાડીમાંથી બધે જોતો રહ્યો. ખરેખરી લહેર જાગી. મોડી સાંજે ગાડી ભાવનગર ગઇ.

ગાડી અહીં જ છૂટી ગઇ. પોટલું બાજે મૂકીને હું સીધો ચાલવા માંડ્યો. પાટા ઉપર દૂર ચાલીને બહાર નીકળી ગયો. રસ્તા ઉપર આવ્યો તો ભારે ધમાલ જોઇ. ગાડી ને સાયકલ તો દોડે પણ સાથે માણસની પણ દોડાદોડ. આ બધી ધમાલથી હું ગભરાયો. આવા શહેરમાં શેં રહેવાય? વિસામો લેવાનું યે સ્થાન નહિ. એક બે કલાક ભટક્યો. શહેર જોવાનો પણ આ પ્રથમ પ્રસંગ હતો.

થાકીને એક પાનવાળાની દુકાન સામે પગથી ઉપર ઊભો થઇ ગયો.

'એઇ ... શું ઊભો છે, ચાલતો થા, નકામી ભીડ કરે છે?' પાનવાળાએ કહ્યું.

હું તેના ઘરાકને રોકતો હોઇશ.' કદાચ મારા ઊભા રહેવાથી એને આડ પડતી હશે.

હું તો આવ્યો હતો એ જ રસ્તે સ્ટેશને પહોંચ્યો. અરધા કલાક પછી એક ગાડી પાછી લાઠી તરફ જતી હતી. કળાજે બેસી ગયો. રાતનાં ઘોર અંધારાને ચીરતી ગાડી કોણ જાણે કેટલું યે દોડી ગઇ. સૂરજ ઊગ્યો ત્યારે એક સ્ટેશને ગાડી ઊભી હતી. કોઇએ કહ્યું, એ જેતલસર છે. સામેજ એક પાટિયું વાંચ્યું. 'જૂનાગઢ જવાની ગાડી અહીં બદલાય છે.'

ઠીક થયું, જૂનાગઢ તો પરિચિત નામ. જવા દે ત્યાં. નરસિંહ મહેતાના ચોરામાં જઇને રહીશું. ત્યા કોઇ ના નહિ કહેતું હોય એમ ધારીને ઊતરી પડ્યો. પણ દરવાજે પાર થઇ શકે એમ નહોતું. ટિકિટ તપાસનાર ઊભો હતો. ફરીફરીને પાટા ઉપરથી જૂનાગઢની ગાડી ઉપર ગયો.

ભૂખ લાગી હતી. કાલે આખો દિવસ ભૂખે ગયો હતો. ગાડીમાં બેઠો કે ભૂખ ઊડી ગઇ. ચાલી ત્યારે તો પ્રદેશ જોવામાં મન ચોંટી ગયું.

સાંજે જૂનાગઢ ગયો. જેમતેમ સ્ટેશનમાંથી બહાર નીકળ્યો. નરસિંહ મહેતાનો ચોરો પૂછતો ચોરે પહોંચી ગયો. અત્યારે તો એ સ્થાન ઝાંખુંઝાંખું યાદ છે. સાંજ પડી ગઇ હતી. પૂર્વાભિમુખે મંદિર છે. ભાવથી હાથ જોડ્યા અને મૂર્તિ સામે, 'ભલું કરજો'ના ઊંડા ભાવે ઊભો રહ્યો. ચારે બાજુ ધર્મશાળા જેવું હતું. ત્યાં ગંદા –ગોબરાં સાધુ ભિખારી પડ્યા હતાં. એવાં સાથે પડી રહેવાને મન કબૂલ્યું નહિ. તરત જ ચોરા બહાર નીકળ્યો. સામે જ ઝાલર બાજતી અને નગારૂં ગડગડતું સાંભળ્યું. મંદિર હશે જ એમ ધારી ત્યાં ગયો. અલમસ્ત જુવાનો ઠાકોરજીની આરતી ઉતારતા જોયા.

બહાર આંગણામાં ઓટલા ઉપર મહંત બેઠા હતા. વિનયપૂર્વક પ્રણામ કરીને હું બેસી ગયો. આરતી પૂરી થઈ.

'કેમ આવ્યો છે?' મહંતે પૂછ્યું.

'રાત રહેવું છે.' મેં કહ્યું.

'ક્યાંથી આવે છે?'

'     થી આવું છું. મારે ભણવું છે, ગરીબ છું.'

'અચ્છા' કહીને મહંતજી ચેલાઓ સાથે વાતે ચડ્યા.

મને શાંતિ વળી. રાત કાઢવાની ચિંતા તો હતી. અગિયાર વરસનો, ગામડામાં જ ઉછરેલો, કાચો છોકરો દૂર પ્રદેશના આ શહેરમાં કેવી સ્થિતિ અનુભવતો હશે એ વિચારવા જેવું છે.

ન ભૂલાયો, હમેશાં આ મારી યાદદાસ્તમાં જડાઈ ગયો, એવો પ્રસંગ હવે બને છે.

'ચલો ખાને કો' મહંતે મને કહ્યું.

હું સ્તબ્ધ બેસી રહ્યો.

'ચલોજી' મહંતે ફરી પ્રચંડ અવાજે કહ્યું.

હું થીજી ગયો.

'ચલો, ચલો, રોટી ખા લો?' મહંતે ત્રીજીવાર કહ્યું.

આજે બે દિવસથી અન્ન પેટમાં પડ્યું નહોતું. ભૂખ ઉગ્ર બનીને શમી ગઈ હતી. પણ બાવાના ઘરનું અન્ન કેમ ખવાય, એ ધર્મજન્ય ભાવનાએ રોકી લીધો. બ્રાહ્મણનો દેહ ભ્રષ્ટ થઈ જાય જ એ વિશ્વાસે હું ચૂપ બેસી રહ્યો. મહંત પણ મારા ભાવને સમજી ગયો હોય તેમ નમ્ર થઈને મનાવવા લાગ્યો. મેં એક જ જવાબ દઈને ટાળી દીધું. 'મેં હમણાં જ ખાધું છે.'

આગ્રહ કરીને મહંત મંદિરમાં ગયા.

સંસ્કારની શક્તિ અત્યારે સમજાય છે. માબાપના લોહીમાંથી એ સંસ્કારો મળ્યા હતા. ઘર, ગામ, સમાજ અને કથા સાહિત્યે એ સંસ્કારને પોષ્યા હતા. સંસ્કારમાં રંગાએલો સંસ્કારના ચશ્માંથી જ જુએ છે. એના સંસ્કારના રંગમાં રંગાએલી વસ્તુ જ એ જોઈ શકે છે. કોઈ પ્રજાના ઉત્થાનની વાત ચલાવવી હોય તો બાળકેળવણી ઉપર ધ્યાન વધુ જવું જોઈએ. સંસ્કારનાં બીજ ત્યાં જ ઊગી શકે એવું એ ક્ષેત્ર છે.

ઉક્ત પ્રસંગ ઘણા યાદગાર પ્રસંગોમાંનો એક છે. મારા એ વખતના ભાવોનું મંથન અત્યારે મને સમજાય છે. સંસ્કારોથી જ કોઈ પણ સુધરી કે બગડી શકે છે, ઉપદેશથી નહિ. પ્રજાના ઘડનારાઓએ સંસ્કાર રેડવા મથવું જોઈએ. ખાલી સુંદર ઉપદેશોથી કોઈ કદી સુધરે જ નહિ.

રાતની રાત એક ઓટલા ઉપર કોથળાના આધારે પૂરી કરી. ઊઠતાંની સાથે જ કોઈએ જોયો ન જોયો બહાર નીકળી ગયો.

સીધો બજાર ચાલ્યો. દામો કુંડ અને ગઢ ગીરનાર જોવા જવું, ત્યાં કોઈ સિદ્ધ જોગી જડી આવે તો 'અમર ફળ' માગી લેવું, એમ વિચાર્યું. અજાણ્યા વિષયનો મને ત્યાં સુધી આપમેળે જ તોડ કાઢી લેવો એ મારો સ્વભાવ છે. ગીરનારનો રસ્તો શું પૂછવો? હજારો લોકો જતા હશે એવું કલ્પી ખૂબ આથડ્યો અને છેવટે 'ગીરનાર જવાનો રસ્તો' એવું પાટિયું વાંચીને ચાલતો થયો.

દામો કુંડ આવ્યો. પ્રેમથી ચરણામૃત ચાખ્યું. યાત્રીઓ નહાતા હતા અને બ્રાહ્મણો તેમને ઘેરી વળીને દોકડાના દાન માગતા હતા. મને ધંધો સૂઝ્યો. હું તો બ્રાહ્મણ જ. વગર પૈસાની મૂડીનો ધંધો 'દાન' શું ખોટો? તરત જ પાસે એક દુકાન હતી. પૈસાનું [illegible] લીધું. કુંડ ઉપર આવીને ઊભો રહ્યો. પણ કોઈને ચાંદલો કરીને દોકડો લેવાની હિંમત ન ચાલી. મને શરમ આવી. કડવું પડીકું ગજવામાં મૂકી દીધું.

આગળ ચાલ્યો. ગીરનાર ઉપર ચડવાના પગથિયા પાસે ગયો. એક પથ્થર ઉપર બેસીને નિરાંતે લીલુડી ડુંગરમાળ જોઈ રહ્યો.

અડધોક કલાક વીત્યો હશે. આઠ દસેક છોકરાઓનું ટોળું આવ્યું. બધા હસતા, કૂદતા, અને ગમ્મત કરતા જતા હતા. ગીરનાર ચડશે એમ ધારી હું યે પાછળ ચાલ્યો. મનને દુઃખ થયું, કે 'અરેરે! મારે ય આવી ટોળી હોત તો?' એ લોકો પગથિયા છોડીને આડે રસ્તે જંગલમાં ઘૂમતા ગયા. કોઈએ મને પાછળ આવતો જોયો અને બૂમ મારી.

'એય, ક્યાં આવે છે?'

'વિદ્યાર્થી છું' મારાથી બોલાઈ જવાયું.

બધા ઊભા રહ્યા. તેમના શિક્ષક જેવા સજ્જને ક્યાંથી આવ્યો છું, વગેરે પૂછ્યું. 'હું જોવા આવ્યો છું' એમ મેં કહ્યું.

'ભલે આવ, થાકીશ તો નહિ ને?' શિક્ષકે મને સાથે લઈ જવાની પરવાનગી આપતાં પૂછી નાખ્યું.

'નહિ થાકું.' મેં કહ્યું.

ચાલ્યા. બે એક કલાક ગીરનારના પેટાળમાં ડુંગરાળ જંગલ ભમ્યા. ભૂખને લીધે મારું તો લોહી સુકાઇ ચાલ્યું હતું. એ લોકો પણ થાકયા અને એક ઊંડી પણ પહોળી ખીણને કિનારે ઊંચા ભાગ ઉપર બેઠા. ભાથું કાઢ્યું અને ખાવા માંડ્યા. ગાંઠીઆ અને પેંડા મને પણ મળ્યા. મૂગે મોંએ બધા ખાતા હતા.

અમારા કાળજાં કાંપી ગયાં. ધીમો હુંકાર થયો અને આખો ડુંગરો ધ્રુજી ઊઠ્યો. અમે બેઠા હતા એ ભાગ ઊંચો થતો ભાસ્યો. એજ પળે અમારી નીચેથી સિંહ નીકળીને ખીણ તરફ મોજથી જતો દેખાયો. અમારા શ્વાસ સુકાઇ ગયા. દબાઇને, ચંપાઇને અમે થીજી ગયા. ભાગ્ય સારાં કે સિંહ દાદા સીધા ખીણમાં ઊતરી ગયા. પછી તો અમે ત્યા રોકાઇએ જ શાના? સીધા મારગે ચડી ગયા.

બધા સાથે હું પણ સ્ટેશને ગયો. ટોળા સાથે ઘૂસી ગયો અને ગાડીમા જગા મળી ગઇ. ગાડી સીધી રાજકોટ જતી હતી. ચાલો, રાજકોટ જઇશુ. એ વખતે ટીકીટ તપાસનાર નીકળ્યો નહિ હોય કે પછી 'બાપુ–ખાતુ' હશે, પણ મને કોઇએ ટોકયો જ નહિ રાતના દસ વાગ્યે રાજકોટ ઊતર્યો. પેલા લોકો વચ્ચે જ કયાક ઊતરી પડ્યા. જેમ તેમ સ્ટેશન બહાર નીકળ્યો. જવું કયા? બીજાું તો ઠીક, પણ રાત કયાં ગાળવી? ફરાશે ત્યા સુધી ફરીશું, થાકીશું ત્યારે ગમે ત્યાં પડી રહેશું. એમ ધારી હું બજારે ચાલ્યો.

અમારા ગામના જ એક માણસને અહીં કંદોઇની દુકાન હતી. કંદોઇઓળમાં ઘૂસતાં જ મેં એમને જોયા. ઓહો! જાણે મને મહાન આશ્વાસન મળી ગયું, એ ભાવે રાજી રાજી થઇ ગયો. હર્ષમા ને હર્ષમાં 'કેમ, કાકા?' કહેતોકને દુકાને જઇ ઊભો.

કાકાએ ખુશી–ખબર પૂછ્યા.

'સારું થયું બેટા, તું આવ્યો. મારે ત્યાં કામ કરજે.' કાકાએ કહ્યું.

'ભલે, કરીશ.' મેં રાજી થઇને કહ્યું.

બે રૂપિયા પગાર ઠેરવ્યો. બીજે જ દિવસે હું દુકાને કામ કરવા માંડ્યો. સવારના પાંચે ઊઠીને રાતના બાર સુધી સખ્ત મજૂરી કરું. પંદરેક દિવસ એમ કાઢ્યાં. પછી તો બપોરે દુકાને બેઠાં બેઠાં આંખમાં ઊંઘ ભરાય અને ઝોલું ખાઈ જાઉં. ઘણ કરતોને કાકાનો પહાડી મુક્કો પીઠ ઉપર પડે.

દુકાન પાસેથી નિશાળે જતા વિદ્યાર્થીઓ સામે હું જોઇ જ રહેતો. એક દિવસે મારી આંખ ઊઘડી. દુકાને હું એકલો જ હતો. વિદ્યાર્થીઓનાં ટોળાં જતાં જોયાં. વિચારમા પડ્યો. અરે! હું કયાં આવી બેઠો. આ બળદિયા સમું જીવન જીવવું! મારે ભણવું જોઇએ. આ બીજા રૂવાજથી ચાલે છે તેમ ચાલવું જોઇએ. ભણ્યા વિના એ નહિ બને.

બીજે દિવસે કાકાએ પગાર આપ્યો. ન કહ્યું કે ન પૂછ્યું. સવારમાં ગામ તરફ ચાલી નીકળ્યો. ધીમે ધીમે ચાલીને ગામ પહોંચતાં સૂરજ ડૂબાવી દીધો. જરા અંધારું થતાં ઘેર જતો રહ્યો.

મને જોતાં જ બાએ 'ભલે આવ્યો મારો વહાલો' કહેતાં મને બાથમાં લઇ લીધો.

સંયોગે મને પાછો ઘેર પહોંચાડ્યો. પ્રકૃતિ મારો જીવન–માર્ગ સાફ કરતી હતી. એ માર્ગની બંને બાજુએ પરિસ્થિતિની વાડ હતી. વિટંબણાની અનેક નદીઓ ઉપર સંયોગના પૂલ બંધાયા હતા. પરિસ્થિતિની વાડ ટપી જાઉં, સંયોગના પૂલ પાર કરું તો જ હું આગુરોઠ મેદાનમાં જઇ શકું ને? હા, એ તો વીરલા!

જીવરામ જોષી



## મેંદીનાં પાન

જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે.

પુસ્તકો કરતાં મનુષ્યોને વાંચવા એ વધુ અગત્યનું છે. ને મનુષ્ય કરતાં યે પોતાની જાતને વાંચવી સૌથી અગત્યનું છે.

સ્નેહીઓ વચ્ચે તારા મગજ ઉપર કાબૂ રાખજે, સમાજ વચ્ચે જીભ ઉપર.

પૈસાને તારો ચાકર રાખ, અંતઃકરણને માલિક.

પ્રમાણિક ખોટ સહન કર, પણ શરમિંદી ભર્યો નફો જતો કર.

# જીવનનું પરોઢ

પ્રકરણ ૧૨મું  નવી સૃષ્ટિ, ચોરીનો પ્રસંગ, સરકાર પલટો, પાછા ઊપડયા

માતૃભૂમિ, સ્વદેશ, ભરતખંડ એવા નામો એ દિવસોમાં ભાગ્યે જ સમજાતાં ગંગા જમનાનો પ્રદેશ, હિમાલય, લંકાની સીમા તથા બંગાળ, પંજાબ, મદ્રાસ, રજપુતાના અને બિહાર મહારાષ્ટ્ર ઇ. અંગપ્રત્યંગવાળા હિંદુસ્તાનનું ભાન પણ મને ન હતું, છતાં દેશ જોવાની અને દેશી રહેણીકરણી જાણવાની મનમાં ભારે હોંશ હતી દાદાજી દાદીજી, ફોઇબા, મામીબા, મામા અને કાકાઓના નામ સાંભળ્યા હતા કોઇ કોઇ વાર પિતાશ્રી મારી પાસે દાદાજીને કાગળ પણ લખાવતા એ સૌ વડીલોના દર્શન કરવાની તથા ગુજરાતી પાઠમાળામાં વાંચેલા પોપટ, ચકલી, કાગડા અને હાથી જોવાની ઉત્કંઠા મને હતી એથી ઘરમાં જ્યારે દેશ જવાની વાતો શરૂ થઇ ત્યારે હું ખુશખુશ થઇ ગયો એ વાત સાંભળ્યા પછી કોર્ડિમશાળામાં જવું મને આકરૂં થઇ પડયું દેશ જવાના દિવસો જેમ લંબાય તેમ મનમાં કચવાટ થાય બે વાર તો સ્ટીમર અને વાર તિથિ બધું નક્કી થઇ ગયું તો યે ફીનિક્સથી નીકળવાનું મહિનાઓ સુધી મુલતવી રાખવું પડયું

પહેલી વાર બધી તૈયારી થઇ ત્યાં મિ. વેસ્ટ માંદા પડયા ૨૦–૨૫ દિવસ સુધી ચિંતાજનક હાલત રહી એમના જ ઘરમાં નહિ પણ ફીનિક્સના બધા ઘરોમાં ચિંતા દેખાવા લાગી ઘેરઘેરથી મોટાં માણસો દિવસમાં બેત્રણ વાર એમને ઘેર જતાં અત્યંત ધીમે સ્વરે કંઇક ઘુસપુસ કરતાં અને ગમગીન ચહેરે પાછા ફરતાં પ્રેસમાં મારા પિતાશ્રી અને મિ. વેસ્ટ સંયુક્ત વ્યવસ્થાપક હતા એક વ્યવસ્થાપક માંદા પડે એટલે બીજા વ્યવસ્થાપકને લાંબી રજા મુલતવી કરવી જ પડે આમ ત્રણ મહિના માટે અમારૂં જવાનું ઠેલાયું

એ ત્રણ મહિના માંડ પૂરા થવા આવ્યા ત્યાં મારો નાનો ભાઇ કૃષ્ણદાસ દાઝી ગયો જમવાની તૈયારી ચાલતી હતી ત્યાં કૃષ્ણદાસ 'દાળ દાળ' કરતો તપેલા પાસે જઇ પહોંચ્યો અને ઢાંકણું ઉઘાડવા ગયો ત્યાં તપેલું હલી પડયું, તે પડી ગયો અને ગરમગરમ દાળ તેના ઝભ્ભા ઉપર ઢોળાઇ ગઇ ચંપાબહેન મેડેલીન એલ્કી સાથે તેની મદદે ધસી આવ્યાં ઉતાવળમાં તેનું ઝભ્ભું ઉતારવામાં આવ્યું, પણ એમ કરતાં તેનો કાન અને ગાલ સખત દાઝી ગયા બા વડુ પણ મારી પેઠે દાઝયું સામાન્ય ઉપચાર તત્કાળ કરવામાં આવ્યો, બીજે દિવસે મગનકાકા ડરબન દાક્તર પાસે જઇ ચૂનાના પાણીની દવા મલમ વગેરે લઇ આવ્યા કૃષ્ણદાસ એ વખતે અઢીત્રણ વરસનો હશે દઝાવાની વેદના મોટું માણસ ન ખમી શકે એવી હતી સ્થિતિ ગંભીર થઇ જશે કે શું એ ચિંતા પાંચેક દિવસ સુધી સહુને રહી કૃષ્ણ તો સાવ મૂંગો મૂંગો ખાટલામાં પડી રહેતો બહાર સખત પવન ફૂંકાતો રહેતો તેથી ઓરડાના બારીબારણાં બંધ રહેતાં દિવસનો મોટો ભાગ મારે એની પાસે ઓરડામાં બેસી રહેવામાં જતો તેને હવા ન લાગે અને તે માગે તે તુરત તેને મળે એ મારે જોવાનું હતું એના દુઃખ આડે મને બીજા તોફાનો ન સૂઝતાં, કોઇ ગંભીર ગુફામાં દુનિયા સાથેનો સંબંધ તોડી પ્રૌઢ ચિંતક જે મનોવૃત્તિથી બેસી રહે તેવી સ્થિતિમાં હું એ બીમાર ભાઇની પડખે બેસી રહેતો મનમાં ને મનમાં કેટલાય ભાવનો ઊઠતા ને ઓસરી જતા માંદાની માવજત-નો એ પાઠ એવો મળ્યો કે એટલા ગાંભીર્ય અને ભાવુકતાથી હવે જો રોગીની સેવા થઇ ન શકે ત્યારે વે ઉતાર્યા જેવું અને મનને છેતર્યા જેવું જ મને લાગે છે

ત્રણચાર અઠવાડીએ કૃષ્ણ સાજો થયો કે દેશ આવવાની અમારી તૈયારી પુરજોશમાં શરૂ થઇ બીજી તૈયારીઓ સાથે કેશુને અગાઉથી સાથે મોકલવાની તૈયારી પાછળ મગનકાકાએ ખૂબ મહેનત કરી કેશુને સંગીત તાલીમ આપી ઉચ્ચ બનાવવાના એમને કોડ હતા માબાપને વળગી રહી એ સંકુચિત ન રહે, મારતાંરૂં ભૂલી ઉદાર દિલનો બને એ હેતુથી મગન

કાકાએ એ ત્રણ વરસની વયના બાળકને માવતરથી વેગળો સમુદ્રપાર મોકલી દેવાનો નિર્ણય કર્યો. મોટા ભાઇ અને ભાભી વિષે એમની એ અગાધ શ્રદ્ધા હતી. એમના પ્રત્યે અભેદ બુદ્ધિ કેળવવાનો એમનો એટલો તીવ્ર આગ્રહ હતો કે કેશુ મારા માતપિતાને કાકાકાકી ન સમજતાં જનકજનની સમજે એ હેતુથી તેમણે કેશુને મારી બાનું નામ કાકી કે કાકીબા ન શીખવતાં 'મોટીબા' શીખવ્યું, અને એ ભાવના આચારમાં ઉતારવા કેશુને અમારી સાથે દેશની યાત્રા કરાવવાનો સંકલ્પ કર્યો.

એ સંકલ્પ પાર પડવા આડે એક મોટી શંકા હતી. મોટી ઉમરે એકલો ચોરોની પાછળ પડનારો અને રમતવાતમાં નાગને પકડનારો કેશુ નાની ઉમરે બહુ બીકણુ હતો. કૂતરું જોઇને ચીસ નાખતો અને રેલગાડીના એંજનથી તો એટલો બધો ડરતો કે એને તેડી રેલગાડી પર ચડવું કઠણ થઇ પડતું. એ સ્ટીમરથી, દરિયાથી અને ડરબન શહેરના ટ્રામ વગેરેથી ભડકતો રહે તો તેને સાથે કઇ રીતે લઇ જવાય? આ બીક ભાંગવાનો મગનકાકાએ રીતસર અભ્યાસક્રમ બનાવ્યો. એ અભ્યાસક્રમને અંગે અમારે ત્યાં રમકડાનું એક એંજન આવ્યું. કેશુને એ રમકડાની બીક ન રહી ત્યારે વારંવાર સ્ટેશને ફરવા લઇ જવામાં આવ્યો. ત્યારપછી બેચાર સ્ટેશનની એક ટૂંકી મુસાફરી થઇ. મિ. સેઝના શિકારી કૂતરાઓનો પણ તેને પરિચય કરાવ્યો. આમ અમે ભાતુંપોતું બાંધી સમુદ્રયાત્રા માટે તૈયાર થયા ત્યાં સુધીમાં મગનકાકાએ કેશુને નિર્ભયતાનું ભાતું બંધાવી આપ્યું. છતાં અમારી સ્ટીમર ડરબનની ગોદીમાંથી નીકળતાં સુધી એવી તૈયારી રાખેલી કે કેશુ કોઇ રીતે સમુદ્રયાત્રા માટે તૈયાર ન જ થાય તો તેને છેલ્લી મિનિટે સ્ટીમરમાંથી ઉતારી શકાય અને તેનાં કપડાંનું પોટકું પાછું આપી શકાય.

ડરબનથી અમારી સ્ટીમર પોરબંદર પહોંચતાં ૪૧ દિવસ થયા. આજકાલ મુંબાઇથી ડરબન સોળ દિવસમાં જવાય છે. ત્યારે એ ૨૨ દિવસમાં એ યાત્રા પૂરી થતી પણ પિતાશ્રીએ મેલ સ્ટીમરને બદલે સાધારણ સ્ટીમર પસંદ કરેલી જે આફ્રિકાના આખા પૂર્વ કિનારાનાં બધાં મહત્ત્વનાં બંદરો કરતી પોરબંદર થઇ મુંબાઇ જવાની હતી. અમારી એ સ્ટીમરનું નામ 'કૈઝર' હતું. બ્રિટિશ સ્ટીમરની જેમ એ કાળાં ભૂંગળાંવાળી ન હતી; તેનાં ભૂંગળાં પર લાલપીળા રંગના સુંદર પટાઓ હતા. પિતાશ્રીએ કહ્યું કે એ 'જર્મન લાઇન'ની સ્ટીમર છે. બહુ વિશાળ સ્ટીમર હતી. અમારી ઓરડીમાંથી એકલો બહાર નીકળું તો ભૂલો પડી જાઉં. વહેલી સવારે સ્ટીમર ઊપડવાની હોવાથી રાત્રે જ અમે તેમાં જઇ સૂતા.

બીજે દિવસે સવારે સૂર્યોદય થતાં મગનકાકા અને કાકી અમને વળાવવા આવ્યા. અમે ઉપલા તૂતક પર ઊભી તેમની વિદાય લીધી. છૂટા પડતાં કેશુએ કંઇ કજીઓ ન કર્યો અને તેનો છૂટો રાખેલો સામાન સ્ટીમર પરથી જમીન પર ફેંકવાની જરૂર ન પડી. અમે છ જણ દેશ ભણી આવ્યા અને ત્રણ જણ પાછા ફીનિક્સ ગયા. પાછા જનારમાં મગનકાકા, કાકી અને રાધા. અમારા જૂથમાં પિતાશ્રી, માતુશ્રી, કેશુ, કૃષ્ણ, મારી નાની બ્હેન નંદી અને હું. અમારો એ સંઘ જેવો નીકળ્યો તેવો તૂટ્યા વિના પાછો ફરી ન શક્યો. આઠનવ મહિનાની એ બ્હેન રાજકોટથી પાછી ફરવા ન પામી. રાજકોટમાં દાદાજીને હાથે તેનો અગ્નિસંસ્કાર થયો. એ દોઢેક વરસની ઉમરથી વધુ મોટી ન થઇ શકી છતાં એના જતાં એક પૂરા માણસની ખોટ અમને લાગી.

એકતાલીસ દિવસની એ સમુદ્રયાત્રા જેવો આનંદ તે પછી ફરી આટલી ઉમરમાં કદી માણ્યો નથી. ચિંતા નહિ, ફિકર નહિ, રોજ નવાં બંદરો, નવા માણસો, નવી વનશ્રી, નવાં પ્રાણીનાં દર્શન. વિરાટ સમુદ્ર અને એથીયે વિરાટ આકાશનું સતત દર્શન. પિતામાતાની હૂંફ—કોઇનો દાબ કે ડર નહિ. બધી જ મજા. બધી જ મજા. ઘણા યે ઉતારુઓ સ્ટીમરની ધીમી ચાલથી અધીરા થઇ જતા હતા. ઝટ દેશ આવે ઝટ ઘર ભેગા થઇ જઇએ એમ સૌને થતું. પણ મને તો એ પ્રવાસ એટલો બધો રુચીકર થઇ પડ્યો હતો કે એ દોઢ મહિનો પણ સાવ ટૂંકો લાગ્યો અને પોરબંદર બહુ જલદી આવ્યું તે મને ન ગમ્યું. લોકો સ્ટીમરની ધીમી ચાલને ભાંડતાં. હું સમુદ્રને મનમાં ભાંડવા લાગ્યો કે શા સારુ આવડો ટૂંકો જ રહ્યો! હજુ વધુ મોટો હોત તો સારું થાત. પરન્તુ જ ન

થાય એવી રસભરી એ સફર હતી, છતા કરગનથી પોરબદર આવવાના પ્રવાસવર્ણનને મુબઈથી કરબન જવાના વર્ણનમા સમાવી દેવા વિચાર છે જતા-આવતાના સ્મરણો એક બીજા સાથે એવા ભળી ગયા છે કે તેને જુદા તારવવા કઠણ છે પાછા ફરતી વખતે હુ દોઢ વરસ વધુ મોટો થયો હતો એટલે ત્યારનુ નિરીક્ષણ બધુ સ્પષ્ટ હોય એ સ્વાભાવિક છે અહીં એટલુ જ જણાવી દઉં કે લગભગ દોઢ મહિના સુધી સમુદ્રનો અખડ આનદ લીધા પછી જીવનની અનેક આકાક્ષાઓમા એક એ આકાક્ષા પણ રહી ગઈ છે કે ધીમી સ્ટીમરમા જ નહિ પણ ધીમા વહાણમા વરસ બે વરસ સુધી દરિયો ખેડવાનો અનુભવ લેવો જોઈએ

અમે પોરબદર પહોચ્યા છતા પોરબદર દૂર રહ્યુ કિનારાથી બહુ દૂર સ્ટીમર ઊભી રહી હતી એક નાનકડી સ્ટીમર–લૉંચ–મા અમને સામાન સાથે ઊતરવામા કલાકો નીકળી ગયા

કિનારા પાસે પહોચતા આખ એકીટશે બધુ જોઈ નાખવા મડી કિનારા પર લોકોની ભારે ઠઠ જામી હતી. જાતજાતની પાઘડી અને ટોપીઓ દેખાતી હતી દૂરદૂર ઘરો પણ ધોળા નિશાળ અને લોકોની જેમ જ ખભેખભો અડાડી ઊભા દેખાતા હતા જે કાગડાને જોવાની બહુ ઉત્કઠા હતી તે સહેજે કાન અને આખ ભરી દેતા હતા, આકાશમા પક્ષીઓ ને નીચે માણસો પોતાની વાત બીજાને સભળાવવામા હરીફાઈ કરતા જણાતા હતા આ બધુ શુ છે એ મારા નાના ભેજામા સમાતુ ન હતુ કોઈ ચીજ પર સ્થિરતાથી નજર ઠરતી ન હતી એટલામા પિતાશ્રી આશ્ચર્ય સાથે બોલી ઊઠ્યા 'અરે એ તો નારાયણદાસ લાગે છે' મારી માએ પણ ટેકો આપ્યો અને મને કહ્યુ, 'જો એ રહ્યા નારાયણદાસ કાકા"

સાચે કિનારે પહોચ્યા ત્યારે મને નારાયણદાસ કાકા દેખાયા સૌથી ઊંચા અને હાસ્યથી વાતાવરણ ભરી દેતા બધાની વચ્ચે જુદા જ તરી આવતા હતા તેઓ પિતાશ્રી અને બાને પગે લાગ્યા હુ તેમને પગે લાગ્યો એકબીજાને મળવાના એવા રગમા તણાયા કે સમુદ્ર અને સ્ટીમરની મજા વિસારે પડી. અને રાજકોટ પહોચવાની ઉતાવળ થઈ પડી પોરબદરમા બહુ થોડુ રોકાયા બાપુજીના મોટાભાઈ કાળાકાકાને ત્યા પગે લાગવા અમે ગએલા એવો ખ્યાલ છે તેઓનુ પૂરુ નામ હતુ લક્ષ્મીદાસ ગાધી, પણ સગા સૌ કાળાકાકા કહેતા મોહનદાસકાકાના મોટાભાઈ એટલે કેટલા મોટા માણસ હશે એ કલ્પનાથી હુ ત્યા ગએલો. તેઓ દીવાન જેવા હતા કપાળ બહુ વિશાળ હતુ આખા ઘરમા ભારે ગભીરતા ફેલાઈ રહ્યુ હતુ પિતાશ્રીએ તેમની સાથે થોડીઘણી વાતો કરી ને અમે ત્યાથી પાછા ફર્યા

રાજકોટ જતા રસ્તે નારાયણદાસકાકાએ ખૂબ વિનોદ કર્યા સાજ પડયે અમે રાજકોટ પહોચ્યા *અમારી રાહ બહુ જ આતુરતાથી જોવાતી હતી મોટીબા,* અને ફઈબા વગેરેએ સ્વાગતમા ધામધૂમ આદરી અમારુ સ્વાગત કર્યુ પચીસ ત્રીસ દિવસને બદલે અમને ચાળીસ દિવસ ઉપર વીતી ગએલા તેથી ઘરમા ભારે ચિંતા થઈ પડી હતી દિવસે દિવસે ઉદ્વેગ વધતો જતો હતો અમે પહોચ્યા ત્યારે ટીપણુ ખોલી જોષી મહારાજ પિતાશ્રીનો ને અમારો પત્તો મેળવવા એકસે બેઠા હતા. જોષીજી નિર્ણય આપે એ પહેલા અમને આવી પહોચેલા જોઈ સૌના હરખનો પાર ન રહ્યો

મારે માટે બધી નવી સૃષ્ટિ હતી બધા નવા સ્નેહીઓ હતા દરેક જણ સાથેનુ સગપણ જાણવુ અને તેમની મુલાકાતનુ અનુભવવી એ એક અધ્યયનનો વિષય હતો ઘરમા માણસો નવા અને બહાર પશુપખી નવા અસખ્ય ચોપગા ખોરડા પર બેસતા, કલ્લોલ કરતા ચણતા ને ઊડી જતા કાગડાની ફૂદાફૂદ જોતા તો થાક જ ન લાગતો સડક પર જતી ભેંસ અને પાડા પણ મારે માટે નવા જ હતા આઠ દસ દિવસ સુધી જાણે હુ સ્વપ્નસૃષ્ટિમા જ હોઉં એમ લાગ્યુ અધુરામા પૂરુ સ્ટીમર પર દોઢ મહિનો વીતાવેલો, એટલે ઘરની ભીંતો પણ સ્ટીમરની ભીંતોની જેમ ડોલતી ને ઊંચી નીચી થતી ભાસતી અને ચક્કર આવવા જેવુ થતુ મનને બહુ સમજાવુ કે નહિ, બધુ સ્થિર છે, છતા જમીન, ભીંત, ક્ષિતિજ બધુ ઊંચુ નીચુ થતુ દેખાયા કરે ને મગજ ઘેનમા રહ્યા કરે

દસેક દિવસે મારી આ સ્વપ્નાવસ્થા ઊતરી ડેલીથી ઘરમા અને વરડામાથી ડેલીમા દોડાદોડ કરવાનુ ને જોતા ઊભા રહેવાનું પત્યુ પિતાશ્રી મિ પોશાક સાથે દક્ષિણ

કોઇએ કહ્યું પણ નહિ કે નિશાળે જા.

જોષી આવ્યા. નીકળવાનું મુહૂર્ત જોયું. પરનાનામાં સોપારી અને ચોખાની પોટલી અમારે ઘેરથી મોટાં ફઇબાને ત્યાં—પૂ. બાપુજીનાં બહેનને—(અસલ કરમચંદબાપાને) ઘેર મોકલાયાં અને જવાની તૈયારી જોશભેર થવા લાગી. જેમજેમ વખત ભરાતો ગયો તેમ તેમ ફીનિક્સ જવાની મારી લાલચ વધતી ચાલી.

રાજકોટમાં દાદાજીની છાયામાં રહી વરસો સુધી નિશાળે જતા રહેવું અને પરીક્ષાઓમાં ઝળકવા પ્રયત્ન કરવો એ કરતાં ફીનિક્સનું વિવિધ રસભર્યું જીવન વધુ આકર્ષક લાગ્યું. ત્યાં મોહનદાસ બાપુજી આવે ત્યારે કેવીકેવી મજા આવે છે એ યાદ આવ્યું. દેવદાસ કાકા જેવો દોસ્ત રાજકોટની એટલી મોટી નિશાળમાં યે મને જડયો નહિ. મન ફીનિક્સ પહોંચી ગયું.

મગનકાકા, કાકી, બગીચો અને ફીનિક્સનાં બધાં રમ્ય દશ્યો નજર સામે તરવા લાગ્યાં. પહોંચવાની ઉતાવળ થવા લાગી. ફક્ત એક વાતે ફીનિક્સ જવાની હિંમત નહોતી થતી. ડરબનથી છુટા પડતાં મગનકાકાએ કાગળ લખવાનો વદાડ લીધેલો. પણ રાજકોટ આવી મેં એક પણ કાગળ લખ્યો નહોતો અને મારું વચન ખોટું પડયું હતું. એથી કાકા મારા પર ગુસ્સે થયા વિના નહિ રહે એવી મનમાં ખાત્રી થતી અને જવાનું માંડી વાળવું વધુ ઠીક જણાતું, પણ વળી રાજકોટ રહેવા કરતાં મુસાફરી અને ફીનિક્સનું આકર્ષણ વધીજતું.

જવા આડે બે દિવસ માંડ બાકી રહ્યા ત્યારે મને ઉપાય સૂઝયો કે જો મોટા બાપુજી મગનકાકાને ન મારવા વિષે લખી દે તો પછી મને માર નહિ પડે. આ તોડ નીકળતાં મન હળવું થયું ને હું ઉમંગમાં આવી ગયો. મોટા બાપુજી પાસે પહોંચી ગયો અને કહ્યું કે 'મારે જવું જ છે. પછી મને મુંબાઇ અને રસ્તામાં આવતી તાપી અને નર્મદા નદી, એ બધું ક્યારે જોવાનું મળે? તમે મગનકાકાને એક કાગળ લખો કે એ મને મારે નહિ.' છોકરાંઓ માવતર પાસે જ ભલાં એમ વિચારી મારે ફીનિક્સ જવું એમ જ આખરે ઠરાવ્યું. પિતાશ્રીએ જમનાદાસ કાકાને પણ સાથે લઈ ચાલવાનો ઠરાવ કર્યો. કારણ જમનાદાસ કાકા નબળા રહ્યા કરતા અને ગુમડાં વગેરેથી પીડાયા કરતા. હાઇસ્કૂલનું ભણતર છોડી વરસેક તેમને ફીનિક્સ રહી આવવાની મોટા બાપુજીએ પણ સંમતિ આપી.

એક દિવસ જતાં કેટલી વાર લાગે? પણ ટ્રેનમાં બેસી તલપી રહેલા મને એ વખત બહુ લાંબો લાગ્યો. નિશાળે જવાની કડાકૂટમાંથી માંડ છૂટયો હતો અને થોડા દિવસ તો વાંચવા લખવાનું કે દાખલા ગણવાનું કોઇ કહે એમ ન હતું એટલે પેટભરીને મેં હસવા રમવા માંડયું. એમ કરતા અમારા ઘર પાસેથી મુંબાઇ જવાની ચારપાંચ આગગાડીઓ ભાગી ગયા પછી એક પરોઢિયે અમે પણ આગગાડીમાં બેઠા. સામાન ગોઠવવાની ધમાલમાં પડેલા અને છેલ્લા રામરામ કહેવામાં રોકાએલા બધા સ્નેહીઓને તથા લાલપીળી બત્તીઓને હું કૌતુકથી જોયા કરતો હતો. એટલામાં ટ્રેન ઊપડી. વીરમગામ, અમદાવાદ, ચેવડાવાળું વડોદરા, તાપી, નર્મદા વગેરે ભૂગોળમાં ગોખેલી જગ્યાઓનું સર્વ શક્તિ ખર્ચીને નિરીક્ષણ કરવામાં તથા નાસ્તાપાણી કરવામાં સહેજ વાતમાં એ ટૂંકો પ્રવાસ પૂરો થયો.

ટ્રેનમાંથી ઊતરવું પડયું એ ગમ્યું નહિ. તેમાં યે જ્યારે એક ઊંચા માળાની બે સાંકડી ઓરડીઓમાં, મારા જેવડા પણ મારાથી વધુ ચાલાક, સુધરેલા અને મુંબાઇમાં એકલા ફરી શકનારા છોકરાઓ સાથે રહેવું પડયું ને હું અચતુર લેખાયો ત્યારે મનમાં એમ થઇ આવ્યું કે આના કરતાં રાજકોટ રહ્યો હોત તો સારું થાત. પણ વધુ વખત આ સંકડામણમાં ન રહેવું પડયું. બે દિવસમાં બધી તૈયારી થઇ ગઇ અને અમે સ્ટીમર ઉપર જવા સાબદા થયા. કોટ, પાટલૂન, મોજાં વગેરે ખૂબ મહેનત લઇને જમનકાકાએ મને સુઘડ રીતે પહેરાવ્યાં. એક ટોપીથી જ ભરેલી ભીંતોવાળી દુકાનમાંથી મારે માટે ગોળ કાળી ટોપી પણ પિતાશ્રીએ મને અપાવી. આમ સ્ટીમર પર ચડવાને પૂરી ટાપટીપથી અમે શણગારાયાં.

ઉતારેથી નીકળવાને થોડી વાર હતી ત્યાં પિતાશ્રીએ કાતરથી જમનાદાસ કાકાની ચોટલી કાપી નાખી. કેટલે વર્ષે મહામહેનતે મોટી કરેલી ચોટલી કપાઇ જતાં જમનાદાસ કાકાની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં, પણ આફ્રિકા જવા માટે એટલું કરવું જ પડશે અને ઘોડાની પૂછડી માથે લટકાવવા સમું જંગલીપણું ત્યાં ન શોભે એમ સમજી એમણે પોતાનું મન વાળ્યું.

(અનુસંધાન પાછળ પાન ૨૦૩મે)



# શિયાળભાઈનું પ્રાયશ્ચિત્ત



એક હતા શિયાળભાઈ એમણે બહુ મરઘા બતકા માર્યા'તા અને બહુ બકરીઓ ખાધી'તી પછી ઘડપણમા પસ્તાવો થયો કે 'અરેરે' જિંદગીભર મેં પાપ કર્યું હવે મને એની સજા ભોગવવી પડશે!' ભાઇ ચાલ્યા કોઇ બ્રાહ્મણની શોધમા ચાલતા જાય ને બોલતા જાય 'મને કોઇ પ્રાયશ્ચિત્ત કરાવો' મને કોઇ પ્રાયશ્ચિત્ત કરાવો'' એવામા ત્યા આવી ચડ્યા એક વરૂભાઇ માથે ટીલુ ને હાથમા માળા, અને મુખથી રામરામ જપતા જાય શિયાળભાઇ કહે, 'વરૂ મહારાજ, વરૂ મહારાજ, મને પ્રાયશ્ચિત્ત કરાવો'' તો વરૂભાઇ કહે, 'તુ મરઘાબતકા મારવાનુ છોડી દઇશ?' 'પણ તો હું ખાઉં શુ?' શિયાળભાઇ બોલ્યા 'મને બીજો કોઇ ધંધો આવડતો નથી મારા પર જરા તો દયા કરો મહારાજ''

આખરે વરૂભાઇએ એને માછલી ખાવાની પરવાનગી આપી પછી શિયાળભાઇ ચાલ્યા માછલી પકડવા પણ એ ધંધો ભાઇએ જિંદગીમા કદી કરેલો નહિ, એટલે વિચાર કરતા નદી કિનારે જઇ ઊભા એવામા એક બકરીના ટોળા પર એમની નજર પડી તરત દોડીને એક બકરીબાઇને એ પકડી લાવ્યા પણ . બકરી તો ખવાય નહિ' એની તો એમને મનાઇ હતી એટલે માથુ ખંજવાળતા ભાઇ ઊભા. ત્યા તો તરત એમને એક વિચાર સૂઝ્યો

શિયાળભાઇએ મોંએથી બકરીને પકડી ને ડુબ લઇને એને પાણીમા બોળી બોળીને તરત એને બહાર કાઢી પાછી બોળી ને પાછી કાઢી આમ બોળતા જાય ને કાઢતા જાય અને સાથેસાથે

'બકરીબાઇ, બકરીબાઈ, નીચે જજો
માછલીબાઇ, માછલીબાઇ, ઉપર આવજો'

એમ બોલતા જાય

એ જ બકરી ને એ જ માછલી' આખરે બિચારા બકરીબાઈ મરી ગયા અને શિયાળભાઇએ એમને 'માછલી' ગણીને મન મનાવી પેટ ભરી ખાધા પછી ભાઈસાહેબ લાંબા થઇ એક ઝાડ નીચે સૂતા અને વિચાર કરે છે, 'હું કેવો સુંદર લાગુ છુ' ફક્ત એક જ વાતની મણા છે મારા પેટમા એક સરસ તીર ખોસ્યુ હોય તો હુ કેવો સરસ લાગુ?'

એવામા બકરીનો રખેવાળ ત્યા બકરી શોધતો શોધતો આવી ચડ્યો, અને શિયાળભાઇને જોતા જ એમને તીરથી વીંધી નાખ્યા મરતા મરતા શિયાળભાઈ કહે, 'અરેરે' હવે સુંદર તો લાગુ છુ, પણ મને શી ખબર કે મારી ઇચ્છા આવી રીતે પૂરી થશે?''

હીરાલાલ ગોદીવાળા

(પ રમી સરીના સ્ટૉરીઝ એવિ ડેનીમન ઠ કવ્ય ઉપરથી)



# ગયો મહિનો (માર્ચ) . . . અને એની પ્રતિભા

તા. ૩ મુંબાઈના પ્રસિદ્ધ દૈનિક બૉમ્બે ક્રૉનિકલનો જન્મ—ઇ. ૧૯૧૩ ● ● નેપાળી જનરલ ચંદ્રશેખર ઉપાધ્યાયે જનરલ ઑક્ટરલોનીની સાથે સંધિ કરી જેથી કાઠમંડુમાં રેસિડન્ટ રાખવાની છૂટ અને દાર્જિલિંગ તથા સીમલા સહિતનો પ્રદેશ બ્રિટિશોને મળ્યો—ઇ. ૧૮૧૬.

તા. ૯ અંગ્રેજો સાથે કોલકરાર કરી ટીપુ સુલતાને અરધું મ્હૈસુર તેમને આપી દીધું—ઇ. ૧૭૯૨.

તા. ૧૦ વડોદરાના શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડનો જન્મ—ઈ. ૧૮૬૩.

તા. ૧૧ હિંદના ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સ પર રાજા નંદકુમારે લાંચલેવાનોઆરોપ મૂક્યો.

તા. ૧૨ રશિયામાં રાજક્રાંતિ—ઇ. ૧૯૧૭. ● ● સાબરમતીના આશ્રમેથી હિંદ સ્વાતંત્ર્ય અર્થે મહાત્મા ગાંધીજીએ દાંડીની ઐતિહાસિક કૂચ આદરી—ઇ ૧૯૩૦.

તા.૧૩ શ્રી રમણભાઇ નીલકંઠનો જન્મ—ઇ. ૧૮૬૮.

તા.૧૪ 'સાપેક્ષવાદ'ના સિદ્ધાંતથી વિજ્ઞાનજગતમાં ઉહાપોહ મચાવનાર જર્મન વિજ્ઞાની આઇન્સ્ટાઇનનો જન્મ—ઇ.૧૮૭૯ ● ● મહંમદ ઘોરીનું અવસાન—ઇ. ૧૨૦૬.

તા. ૧૫ હિંદમાં હથીઆરબંધી તથા દેશી છાપાં સંબંધેના કાયદાનો આરંભ શરૂ થયો—ઇ. ૧૮૭૮.

તા. ૨૧ ગુજરાતના મસ્ત કવિ બાલાશંકર ઉલ્લાસરામનું અવસાન-ઇ.૧૮૯૮.

તા. ૨૪ લાહોર કાવતરા કેસને અંગે શ્રી ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવની ત્રિપુટીને ફાંસી અપાઈ-ઇ.૧૯૩૧ ● ● ભારત પરના અંગ્રેજ વર્ચસ્વ ઉપર પ્રાણવાન પુસ્તકો લખનાર મેજર વામનદાસ વસુનો જન્મ—ઇ. ૧૮૬૭.

તા. ૨૫ કવીશ્વર દલપતરામ વિદેહ થયા—ઇ. ૧૮૯૮. ● ● કાનપુરમાં ભયંકર કોમી રમખાણ, જેમાં પંડિત ગણેશશંકરજી વિદ્યાર્થી શહીદ થયા—ઇ ૧૯૩૧

તા. ૨૮ પેશ્વાઈના સ્તંભ સમા નાના ફડનવીસનું અવસાન—ઇ ૧૮૦૦ ● ● આળસ ઉપર પ્રતિબંધ મૂકતું રૉલેટ બિલ અમલમાં મૂકાયું—ઇ. ૧૯૩૦.

તા. ૨૯ દક્ષિણ ધ્રુવની શોધે ઊપડેલો કૅપ્ટન સ્કૉટ પોતાની આખી ટોળી સાથે ત્યાના બરફોમા મરણ થયો—ઇ. ૧૯૧૨ (તેની ડાયરીમાં છેલ્લી એ તારીખ મળી હતી.) ● ● અંગ્રેજોએ પંજાબ સર કર્યું—ઇ. ૧૮૪૯.



આ માસની વિભૂતિ

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

તા. ૧૯મી માર્ચ એ શ્રીમત સયાજીરાવ ગાયકવાડનો જન્મ દિવસ.ઇ.૧૮૬૩ મા, મહારાજા ખંડેરાવ જ્યારે વડોદરાની ગાદીએ હતા ત્યારે ખાનદેશના એક ગામડાના એક ગોવાળને ત્યાં એમનો જન્મ થયો.

ઈ. ૧૮૭૫ ખંડેરાવ પછી ગાદીએ આવેલા એમના ભાઈ મલ્હારરાવને સરકારે ગાદીએથી ઉઠાડી મૂકતાં રાજમાતા ચીમનાબાઇએ ત્રણ ભાઇઓમાંથી સયાજીરાવની ગાદીવારસ તરીકે પસંદગી કરી એટલે રાજા સર ટી. માધવરાવના હાથ નીચે તેમને શિક્ષણ માટે મૂકવામાં આવ્યા. રાજાના મહાન વ્યક્તિત્વે સયાજીરાવના ઘડતરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

ઈ. ૧૮૭૭ યુરોપની પહેલી સફર.

ઇ.૧૮૮૦ તાંજોરની રાજકન્યા સાથે લગ્ન.

ઇ. ૧૮૮૧ રાજ્યલગામ અર્પણ થઇ, ૨૮મી ડિસેમ્બર.

ઇ. ૧૯૦૨ મહાસભામાં હાજરી આપી ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

ઇ. ૧૯૦૪ ઇન્ડીઅન સોશિયલ કૉન્ફરન્સના પ્રમુખ નીમાયા. પ્રમુખપદેથી ભાષણ આપતા એમણે જણાવેલું કે, 'પશ્ચિમને આપણી ફિલસૂફી શીખવી તેનું વિજ્ઞાન આપણે અપનાવીએ એથી મહાન કોઈ કાર્ય નથી'

ઇ. ૧૯૧૬ હિંદના રાજાઓની કૉન્ફરન્સમાં ભાગ લઇ હિંદના રાજકારણમાં રાજાઓનો સાથ હોવાની હિમાયત કરી.

ઈ. ૧૯૩૬ રાજપદે આવ્યે તા. ૨૭મી મેના રોજ સાઠ વર્ષ પૂરા થતાં આખા રાજ્યે મણિમહોત્સવ ઊજવ્યો.

વીસમી સદી શરૂ થયા પહેલાં સ્વામી દયાનંદના ફાળે હિંદમા જે જે વિભૂતિઓને જન્મ આપ્યો તેમાંના મહારાજા સયાજીરાવ એક છે. પશ્ચિમમાં ફરી, ત્યાંની પ્રજાએ સાધેલો એ દૈશિક અને શિક્ષણાત્મક વિકાસ તેમણે જોયો ને પ્રગતિનાં એ મુખ્ય બી એમણે પોતાની ભૂમિમાં પણ વાવ્યાં. વડોદરાની પ્રજાને નવા યુગને ઘટતી તાલીમ આપવા તેમણે ખૂબ કર્યું છે. આદર્શ રાજવી તરીકે હિંદના રાજાઓની હરોળમાં તેમને પહેલા મૂકી શકાય, પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી એમના ઉત્સાહનાં પાણી ઓસરતાં થયા હોય એમ જણાય છે.

યો ચમત્કાર થયો કે કરમાએલો હિંદુ ધર્મ સજીવન થયો ?

ઇતિહાસના એ કોયડાનો ઉત્તર શોધવાને નવયુગના આદિની, હિંદ અને ગુજરાતની ઇતિહાસપરાગત કેટલીક સાલો વિચારી જોઇએ.

૧૮૪૯માં શીખવિગ્રહ પૂરો થયો ને સિન્ધુતટ સુધીનો ભારત રાતા રંગે રંગાયો. આરકોટના ઘેરા પછી એક સો વર્ષે હિંદ હારી ગયું.

એ પછી હિંદમાં તાર આવ્યા, ટપાલ આવી, આગગાડી આવી. લોક આગગાડીનાં ત્યારે ગીત ગાતુ કે, 'ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડી રે આવી.'

એ જ સાલમાં અમદાવાદમાં દલપતશિષ્ય ને મિત્ર ફારબસે ગુજરાત વર્નાક્યુલર સોસાએટી સ્થાપી; એ જ સાલમાં મુંબાઈમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ; એ જ સાલમાં ગુજરાતે નવયુગ બેઠો.

૧૮૫૭: ઇતિહાસનવેશો એને બળવાની સાલ કહે છે; હું એને સારસ્વત દૃષ્ટિએ શારદાપીઠની સાલ કહું છું; કારણ કે Pen is mightier than sword. બળવાની ઉથલપાથલથી શારદાપીઠોની ઉથલપાથલ અતિ મહાન છે. ૧૮૫૭માં બળવો થયો એ જ સાલમાં કલકત્તા, મદ્રાસ, મુંબાઈની શારદાપીઠો સ્થપાઇ; બળવો ક્ષણિક હતો. શારદાપીઠો ચિર છે

૧૮૫૪માં વૂડનો ડિસ્પાચ ૧૮૫૫માં કેળવણી ખાતા સ્થપાયાં ૧૮૫૭માં શારદાપીઠો સ્થપાઇ. એ શારદાપીઠોએ શાંતિથી ક્રાંતિ કીધી અને કરે છે.

એ પછીની ઇતિહાસપ્રખ્યાત સાલ છે ૧૮૭૫. એ સાલમાં વડોદરામાં રાજપલટો થયો અને મહારાજ સયાજીરાવ ગાયકવાડ ગાદીએ આવ્યા; અને એ જ સાલમાં મુંબાઈમાં આર્યસમાજની સ્થાપના થઇ. પછી પશ્ચિમ પૂજતી પ્રજા પૂર્વ પૂજતી થઇ.

એવામાં થીઓસૉફિકલ સોસાએટીની સ્થાપના થઇ થીઓસૉફીએ પૂર્વ પશ્ચિમની સંસ્કૃતિઓની તુલના કીધી ને કહ્યુ કે, પૂર્વની સંસ્કૃતિ અધ્યાત્મવાદી છે; પશ્ચિમની સંસ્કૃતિ જડવાદી છે

એવામાં બ્રહ્માનંદ કેશવચંદ્ર સેન હિંદભરમાં ઘૂમ્યા; ઇંગ્લંડ જઇને ત્યાં 'East and West'નું પ્રખ્યાત વ્યાખ્યાન આપ્યું; એમના શિષ્ય શ્રી પ્રતાપચન્દ્ર મઝુમદારે 'The Oriental Christ'નો ગ્રન્થ લખ્યો ન વાંચ્યો હોય તો એ મહાગ્રન્થ વાંચશો. એણે હિંદની ખ્રિસ્તભાવનામાં પલટો કીધો

એવામાં પ્રો. મૅક્સમૂલરે ઋગ્વેદનું અંગ્રેજી ભાષાંતર કીધુ Sacred Books of the East છપાવા માંડી. યુરોપના દેશદેશમાં પૌર્વાત્ય કૉંગ્રેસો ભરાવા માંડી 'What India Can Teach Us'નો ગ્રન્થ પ્રો. મૅક્સમૂલરે લખ્યો. એવામાં પરમહંસ રામકૃષ્ણ થયા, જેમના શિષ્યે શિકાગોની વિશ્વધર્મ પરિષદમાં હિંદુ ધર્મનો ડંકો વગાડ્યો.

એવામાં ત્યારના પ્રિન્સ ઑવ વેલ્સ હિંદયાત્રાએ આવ્યા. એવામાં કયસરે હિંદનો દિલ્હી દરબાર ભરાયો અને એ રાજપ્રકરણી દરબાર વચ્ચે એક સંન્યાસીએ ઓંકારનો ઝંડો રોપ્યો, દિલ્હીના મયદાનમાં, પાંડવોની રાજધાનીમાં. એ સંન્યાસી તે મહર્ષિ દયાનંદ સરસ્વતી, પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી પછી હિંદુ ધર્મ Static મટી Dynamic થયો. દયાનન્દ અને વિવેકાનન્દ આપણા નવયુગના હિંદુ ધર્મના મહાન Dynamic Forces હતા. પછી પશ્ચિમ પૂજતી પ્રજા પૂર્વ પૂજતી થઇ.

પણ ધર્મના Dynamics સાત્વિક હોય, રાજસ કે તામસ ન હોય ખ્રિસ્તને વધસ્તંભે ચડાવ્યો, માથે કાંટાનો મુગટ પહેરાવ્યો, પણ ઈશુ ખ્રિસ્ત તો એટલું જ વદ્યા, 'Father forgive them; for they know not what they do.'

સ્વામીનારાયણ ગુજરાતે આવ્યા. ક્યાંક ઉજાળા પડ્યા, ક્યાંક ઢેખાળા પડ્યા, સહુ સહ્યા. અમદાવાદમાં પેસવા ન દીધા તો પછી આવીશું કહી પાછા ગયા, અને પાછા આવ્યા ત્યારે મહેલ અધિકું મંદિર બાંધ્યું

અને મહર્ષિ દયાનંદ! સમશેર ઉગામી વધેરવા આવનારને મસ્તક ધર્યું. મહારાણાજીએ ધરાવેલી એકલિંગજીની મહન્તાઈ ન સ્વીકારી. ઝેર દેનારને જીવતદાન દીધું પેશ્વાની પાટનગરીમાં સ્વામીજી ગયા ત્યારે એક ગધેડા ઉપર ભગવું વસ્ત્ર નાખી સરઘસ કાઢ્યું હતું એ જ પૂના આજ સ્વામીજીની જયન્તી ઊજવે છે.

દયાનંદની ધાર્મિક Dynamics સાત્વિક હતી; કારણ કે સ્વામીજીના નવજન્મો નદીઆરે થયા હતા. સ્વામી દયાનંદ સરિતશુદ્ધ હતા.

સ્વામીજીનો જન્મ થયો ટંકારીને કાંઠે; સંન્યસ્ત જન્મ થયો નર્મદાજીને કાંઠે; મેધાજન્મ થયો જમનાજીને કાંઠે—જ્યાં શ્રી કૃષ્ણચંદ્ર જન્મ્યા હતા ત્યાં મથુરાનગરીમાં, શ્રી વિરજાનંદ સ્વામીના મઠમાં. મહર્ષિ સરિતશુદ્ધ હતા. સરિતાના સમ જળસાત્વિક ને અખંડ પ્રવાહી હતા.

મહર્ષિએ શું શું કીધું ? એનો ઉત્તર આર્યસમાજનો ઇતિહાસ આપશે. હું તો સૂત્ર ઉચ્ચારું છું કે મહર્ષિ દયાનંદે કરમાએલા હિંદુ ધર્મને સંજીવની છાંટી સજીવન કીધો. મહર્ષિએ ઉત્થાપનાનાં ચોઘડીઆં વગાડ્યાં. હિંદુ ધર્મનું પુનરુત્થાન કીધું. હિંદુ ધર્મનાં બારણાં ફરીથી ઉઘાડ્યાં, પણ જગતને માટે. પછી ડૉ. ફર્ક્યુહર, જયરામ ફર્ક્યુહર થઇ શક્યા. તે પૂર્વે ? ૧૮૬૨ પછી એ ઐતિહાસિક ચમત્કાર થયો.

પછી હિંદુ ધર્મની ઋતુ પલટાઈ. પાન ઊતરી નવપલ્લવ પ્રગટ્યા, ત્યારથી હિંદુ ધર્મની નવવસંત બેઠી. પુણ્યશ્લોક સ્વામી દયાનંદે હિંદુ ધર્મનું આંબાવાડિયું મ્હેંકાવ્યું ડૉ. જયરામ ફર્ક્યુહર કહે છે કે 'Hinduism is a Living Religion.' ગુજરાત અને હિંદનો ઇતિહાસ કહે છે કે, કરસનદાસ ને ફર્ક્યુહરની વચ્ચે ૧૮૬૨ પછી મહર્ષિ દયાનંદ થયા. દયાનંદે હિંદુ ધર્મને સંજીવની છાંટીને સજીવન કીધો.

જકડાઇ પોતાના દરિદ્ર ઘરમાં ગોંધાઇ રહેતાનું. તેમનાં સગપણ પણ દરોરા વખતે થતા લાગ્યા.

હિમાલય પારના લાહોલ અને યારકંદ જેવા પહાડી ઇલાકાઓમાંથી ઘેટાં અને બકરાના ટોળાં શીઆળે કુલુ અને કાંગરામાં ચરવા આવે છે સ્ત્રીઓ અને નાના બાળકો પણ એ પરિભ્રમણમાં આખા કુટુંબ અને સ્થાવર મિલકત સાથે ફરે છે.

ઘેટાં કે બકરાની પીઠ પર પણ ઝીન કે એવો જ કોઈ બોજો. બીજા લાદવામાં આવે છે એ કામ માટે ખચ્ચરોનો પણ પુષ્કળ ઉપયોગ થાય છે. માણસો પણ બોજા ઉપાડે છે જ્યાં તેઓ પડાવ નાખે છે ત્યાં નાની રાવટીઓના ઘર બનાવી રહે છે સાથે તેમના દેવતાઓ અને ધર્મગુરુ (લામા જેવા) પણ હોય છે. તેમના સાથેના એક બે જાતના નાના મોટા કુતરાઓ બહુ વફાદાર અને વિશિષ્ટ ખાસીઅતના હોય છે એ માણસો ખુશમિજાજી અને મસ્ત દેખાયા.

અહીંનું મનાલીનું મંદિર ખાસ જોવા જેવું ગણાય. ત્રિલોકનાથનું મંદિર બાંધનાર પ્રખ્યાત શિલ્પીએ એ બાંધેલું. અહીંના ઇતિહાસ વિષે કશું બહાર નથી આવ્યું એમ કહીએ તો ચાલે જો કે સાતમી સદીમા ચીના મુસાફર હુએનસંગે અહીંની મુલાકાત લીધેલી, પણ પ્રમાણબદ્ધ ઇતિહાસ તો પંદરમી સદીમાં શુદ્ધસિંહના રાજ્યારોહણથી જ શરૂ થાય છે

૧૮૬૪માં જ્યારે પહેલો શીખવિગ્રહ પૂરો થયો ત્યારે જલંધર દોઆબ સાથે આ પ્રદેશ પણ બ્રિટિશોને કબજે ગયો અને લાહોલ તથા સ્પિટી સાથે કુલુ પણ કાંગરા જીલ્લાની એક તહેસીલ બની ગયું.

કુલુને બ્રિટિશ હિમાલયનો સર્વસુંદર પ્રદેશ ગણવામા આવ્યો છે. વ્યાસ ને પાર્વતી નદીનાં મીઠા પાણીનો સ્વાદ તો જીવનભર યાદ રહે. મણિકર્ણ, વસિષ્ઠ વગેરે આપણા તાપસોનું તપસ્થાન જોતા હિંદના ગૌરવનો, અને બરફની નદી, બરફના પહાડો, ઊના પાણીના ઝરણો, ધોધ, વિવિધ વનસ્પતિ વગેરે નિસર્ગશ્રીના અવનવા રૂપો ને અંગો જોતા સહેજે હિંદની ભવ્યતાનો સંપૂર્ણ ખ્યાલ આવે છે.

—રામસિંહજી કા. રાઠોડ

## ચરોતર ચિત્રકળા પ્રદર્શન પ્રસંગે

તમારા પ્રદર્શનમાં મેં બહુ સુંદર ચિત્રોનો સંગ્રહ જોયો છે. ચિત્ર શબ્દનો અર્થ કરીએ તો ચિત્+ર=ચિત્તને રમાડનાર, એટલે ચિત્તને આનંદ આપે તે ચિત્ર એમ અર્થ થઈ શકે છે. ચિત્રકળાનાં અનેક અંગો છે. કયું અંગ વધારે સુંદર છે અને કયું નથી તેનો નિર્ણય પ્રેક્ષક ઉપર આધાર રાખે છે પરંતુ તમે બધાએ દોરેલાં ચિત્રો મને અનેક રીતે સુંદર લાગ્યાં છે, અને તેથી આજે મને ખરેખર ખૂબ આનંદ થયો છે.

ચિત્રકળા એ નવા જમાનાની આધુનિક કળા નથી પરંતુ જૂના વખતની અતિપ્રચલિત કળા છે. રામાયણમાં પણ ચિત્રોની વાત આવે છે. આપણા પૂર્વજો પણ મકાનોની દીવાલો ઉપર ચિત્રો દોરાવતા, કારણ કે ચિત્ર એ નાના મોટા તમામનું મન રંજન કરી શકે છે. ચિત્રકળાનો વિકાસ અને મનુષ્ય જાતિનો વિકાસ એ બંને પરસ્પરાવલંબી વસ્તુઓ છે. એકના વિકાસની સાથે બીજાનો વિકાસ જરૂર થાય છે. ચિત્ર એ મનુષ્યના વિકાસને વ્યક્ત કરવાનું સાધન છે ઘણા યે શહેરોમાં હજુ પણ ચિત્રોના એવા તો સુંદર નમૂના જોવામા આવે છે કે તેમની પૂજા કરવાનું ને તેમની આગળ શિર નમાવવાનું સ્વાભાવિક મન થઇ જાય.

ચિત્રકળા પ્રદર્શનમાં રંગોળીનો વિભાગ રાખીને તમે તારુ કાની બહેનો આગળ એક સુંદર વસ્તુ રજૂ કરી છે. મને તો કલ્પના પણ નહોતી કે ચરોતરમાં આટલી સુંદર રંગોળી પુરાતી હશે હું હમણાં જ મુંબાઇના પ્રદર્શનમાં રંગોળીવિભાગ જોઈ આવ્યો છું અને હું મગરૂરી સાથે કહી શકું છું કે અહીંનું રંગોળી કામ ત્યાંના કરતા પણ સુંદર છે. આવા સુંદર નમૂનાના ફોટોગ્રાફ પાડી વર્તમાનપત્રોને મોકલી આપી આપણે બતાવી આપવું જોઇએ કે ચરોતર એ અગાઉની જેમ કળાવિહોણો શુષ્ક પ્રદેશ નથી રંગોળી એ સ્ત્રીકળાવર્ગીનું એક સુંદર અને આકર્ષક સાધન છે રંગોળી ચિત્રો વગેરે મનુષ્યના આત્માના સૌંદર્યનાં પ્રતિબિંબ છે એટલે કે ચિત્રકાર કે રંગોળીકારનો આત્મા જેટલા પ્રમાણમાં સુંદર હોય, પવિત્ર હોય તેટલા પ્રમાણમાં તે પોતાના ચિત્રમા કે રંગોળીમા સૌંદર્ય—આકર્ષણ લાવી શકે છે સુંદર ચિત્રો પ્રેક્ષકોના હૃદયમાં પણ એક જાતનું પવિત્ર વાતાવરણ ઉત્પન્ન કરે છે. એટલે જ સુંદર ચિત્રોની આવશ્યકતા મોટા મહત્ત્વની છે. તેથી હું તમને બધાને વિનતિ કરૂં છું કે પાણીની પરબો કે જ્ઞાનની પરબો વસાવો છો તેમ તમે બધા પોતપોતાના મકાનની અંદર અને બહાર સુંદર ચિત્રો દોરાવીને ચિત્રકળાની પરબ મંડાવજો, જેથી કરીને જતાઆવતા યાત્રિકો પણ તે ચિત્રોનાં દર્શનથી પોતાનું મન વધારે વિમલ બનાવી શકે ગામના વધારમાં મોટા મકાનોની દીવાલો ઉપર જે સુંદર ચિત્રકામ થતું તેમાં આ જ હેતુ હોવો જોઇએ.

વળી કોઇ એમ ન માને કે ચિત્ર એ મનને આનંદ આપવા માટેનું સાધન માત્ર છે. ચિત્રમા તો આખી મનુષ્યજાતિનો ઇતિહાસ સમાએલો છે. ચિત્રકળાની પ્રગતિથી મનુષ્યજાતિની પ્રગતિનું માપ નીકળી શકે છે, એટલું જ નહિ પણ ચિત્રો એ દરેક જમાનાના સંસ્કાર અને સંસ્કૃતિનું સંગ્રહસ્થાન છે. ચિત્રકારનો પોતાનો ઇતિહાસ પણ તેનાં પોતાનાં ચિત્રો જોવાથી કલ્પી શકાય. આ સ્થળે મારે ચિત્રકારોને—કળાના ઉપાસકોને—એક વાત જણાવવાની રહે છે કે કળા માત્ર પવિત્ર છે, દૈવી છે, પૂજ્ય છે; એટલે કોઇ પણ કારણે કળાના પવિત્ર નામને કલંક લાગે તેવું કોઇ પણ કાર્ય ગમે તેવાં પ્રલોભનોથી લલચાઇને પણ કદી ન જ કરશો. કળાના ઉપાસકે સદાય પવિત્ર રહેવાની જરૂર છે. ચિત્રકાર પોતે ભલે અમર ન હોય,



પેટલાદ મહાલ કેળવણી મંડળ તરફથી ચિત્રપ્રદર્શન તથા સાથિયા રંગપૂરણીના હરીફાઈ દરસાલ યોજવામાં આવે છે. આથી જનતામાં ચિત્રકળા માટે અભિરુચિ ઉત્તેજના પામે છે. આ વખતનું પ્રદર્શન નાર ગામે ભરવામાં આવ્યું હતું. એ વખતે મહાલના ઉગતા ચિત્રકારો ભાઈ મગનલાલ પંડ્યા, ભાઈ સોની અને ચિત્રવિદ્યાર્થીઓ અને બહેનોના કૃતિઓ પ્રદર્શનના વિશેષ આકર્ષણો બન્યા હતા. ખાસ કરીને મિ. મઝમુદાર અને મિ. રાઠોડની રંગોળીઓના પ્રકારમાં ઉત્કૃષ્ટ નમૂના રજૂ થયા હતા. ઉપર • પ્રદર્શન તથા રંગોળીના દૃશ્યો સાથે એ પ્રસંગના મહેમાનો રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ અને પેટલાદના દાનવીર શેઠશ્રી તથા ર. મ. રા., શ્રીમાન છોટાભાઈ તથા ચિત્રગુરુઓ શ્રી રામભાઈ અને ભીખાભાઈ નજરે પડે છે.

પણ તેની કૃતિઓ અમર છે એટલે ચિત્રકારની હયાતી બાદ પણ તેનાં ચિત્રો ભાવિ પ્રજાને ઊંચે ચડાવવામાં કે નીચે ઉતારવામાં અગત્યનો ભાગ ભજવવાના છે. માટે ચિત્રકળા પવિત્ર છે એવા ઉચ્ચ આશયથી પીંછીને હાથ અડકાડજો. ચિત્રનો મહિમા નાનોસૂનો નથી. આપણા પુરાણોમાં વિષ્ણુ પુરાણમાં તો એક સ્થળે એમ લખ્યું છે કે ચિત્ર વિનાનું ઘર સ્મશાન સમાન છે. ઘરમાં સારાં પુસ્તકોની જેટલી જરૂર છે તેટલી જ સુંદર ચિત્રોની જરૂર પણ છે અને ખરેખર અહીં આવવાથી આજે ખૂબ આનંદ થયો છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ આર્ય સંસ્કૃતિના ઉદ્ધાર અર્થે અનેક ગુરુકુળો સ્થાપ્યાં છે, તેમ ભાઈ રામભાઈએ આવી યોજનાઓ કરીને અને તે દ્વારા ઉગતા કલાકારોને પ્રોત્સાહન આપીને જેટલા જેટલા ચિત્રકારો તૈયાર કર્યા છે તે બધા એક રીતે કળાના ધામ છે, ચિત્રકળાના ગુરુકુળો છે. એકમાંથી અનેક થઈ સમસ્ત ચરોતરમાં કળાનું વાતાવરણ જામે અને આખા પ્રદેશની ઉન્નતિ કરે એવી મારી અંતઃકરણની અભિલાષા છે.

આ ઉદ્દેશ પાર પાડવા માટે ચિત્રકારોએ એટલું તો સદાય લક્ષમાં રાખવું જોઈશે કે તેમણે સમાજથી વિખુટા પડીને પોતાના પ્રિય વિષયમાં વ્યગ્રતા રહેવાથી તેઓ ધારે તે સ્થળે નહિ પહોંચી શકે. સમાજમાં રહીને લોકોમાં કળા માટે આદરભાવ ઉત્પન્ન કરો, કળાની સુવાસ સમાજને ખૂણે ખૂણે પણ પહોંચાડો અને તેમ કરીને સમાજને પણ તમારી સાથે લઈને ઊંચે ઊઠો. અખૂટ ધીરજ અને અવિરત શ્રમ રૂપી બે પાંખોના બળે હરકોઈ ચિત્રકાર સમાજને સાથે લઈને ઊડી શકશે. પરંતુ એટલું યાદ રાખજો કે કળા ઉકરડા પર ન જ શોભે. ઇષ્ટદેવનું આવાહન પવિત્ર સ્થળે પવિત્ર વાતાવરણમાં જ થાય છે તેમ કળાદેવીનું સ્થાન સુંદર પવિત્ર અને સુગંધીમય હોવું જોઈએ. રંગોળીથી સુશોભિત, સુગંધીથી ભરપૂર અને શુદ્ધ વાતાવરણ કળાનું પોષક છે. માટે જેમ કળા પવિત્ર છે તેમ તેનું સ્થાન પણ પવિત્ર રાખજો. આ કળા દિન પ્રતિદિન પ્રસરી સમસ્ત ચરોતરમાં ખૂબ પ્રસરો એવી મારી આશિષ સાથે તમે બધાએ મારું કહેવું શાંતિથી અને ધીરજથી સાંભળ્યું તે બદલ આભાર માનું છું અને ચરોતરના એક ખૂણામાં પ્રવેશ કરાવી આવું સુંદર કામ જોવાની જે તક આપી તે બદલ કાર્યકર્તાઓ તરફ મારું ઋણ વ્યક્ત કરું છું.

— રવિશંકર મ. રાવળ

ફ્રાન્સના શહેનશાહ સોળમા લૂઇ પાસે એક સ્ત્રી ફરિયાદ લઇ જતાં તેણે જવાબ આપ્યો, 'મને તારી ફરિયાદ સાંભળવાની ફુરસદ નથી' 'ત્યારે તને રાજા રહેવાની યે ફુરસદ નહિ મળે' કહેતી પેલી સ્ત્રી ચાલી ગઇ. ને એમ જ બન્યું. ફ્રેન્ચ રાજક્રાન્તિમાં આ લૂઇનો આખા કુટુંબ સહિત વધ થયો.

અનેકાર્થી શબ્દ: માંકડી=માંકડની માદા; ઘંટીના ઉપલા પડમાં બેસાડેલો લાકડાનો-કકડો; ઢોર બાંધવાના દોરડાના ગાળામાંની મોઇ; ભૂરી ભેંસ; માંકડીકૂકડી; ચામડીનો એક રોગ.

ગણિત ગમ્મત

૨૦૨૫ = ૨૦ + ૨૫ = ૪૫²

૩૦૨૫ = ૩૦ + ૨૫ = ૫૫²

૯૮૦૧ = ૯૮ + ૦૧ = ૯૯²

આવી બીજી સંખ્યાઓ પણ શોધતા મળી આવે. (મ. ના. ખત્રી)

કહેવતોના અર્થ 'પાઘડી ભેંસ ચાવી ગઇ' છતો ઘસારો સહન કરતા યે કામમાં ભલીવાર ન નીવડે ત્યારે આ કહેવત બોલાય છે. એની ઉત્પત્તિ કથા આવી છે. કોઇ એક જણે કેસનો ફેંસલો પોતાના લાભમાં કરવા, અધિકારીને પાઘડીની લાંચ આપી. સામેના પક્ષવાળાને એની ખબર પડતાં તે જઈ અધિકારીને ભેંસ આપી આવ્યો, એટલે ફેંસલો યે તેના લાભમાં થયો. પાઘડીવાળાએ અધિકારીને ઠપકો આપ્યો, 'સાહેબ, પાઘડીની તો શરમ રાખવી હતી?' ત્યારે અધિકારીએ ઉપરનો જવાબ આપ્યો કે, 'પાઘડી ભેંસ ચાવી ગઇ'

તમાકુમાં નિકોટીન નામનું ઝેર આવે છે એ તો જાણો છો ને? ફ્રાન્સમાં પહેલવહેલી તમાકુ લાવનાર જીન નિકોટના નામ પરથી એ નામ પડ્યું છે. વણ શેર તમાકુમાં એનું પ્રમાણ અધોળનું હોય છે. સોમલથી પણ એ કાતિલ હોઈ એનાં બે જ ટીપાંથી કૂતરું મરી જાય છે.

ચાનાં પાંદડાં એક કલાક સુધી પાણીમાં ઉકળવા દીધા પછી એક શીશીમાં ભરી લેજો. વાર્નિશવાળું ફર્નિચર, કાચના બારીબારણાં, આયના વગેરે સાફ કરવા માટે એ એક ઉત્તમ પ્રવાહી બની રહેશે.

ઘણા સમય સુધી પાણીમાં પડ્યા રહેલા હાથને એમ ને એમ લૂછી નાખવા કરતાં ચપટી મીઠા વડે ચોળી પછી લૂછજો. જોજો કેવા મુલાયમ રહે છે.

વિમાનમાં ઊડનારા પહેલા મુસાફરો કોણ હતા, તે જાણો છો? એક ઘેટું, એક કૂકડો અને એક બતક. ઇ.૧૭૮૩ ના સપ્ટેમ્બરની ૧૯મીએ એ વર્સાઇલ્સ મુકામે ઊડેલા.

જર્મનીનો એક હજામ પોતાની આખી જિંદગી સુધી ત્યાંના વરરાજાઓની હજામત મફત કરી આપતો હતો.

લાપલાંડમાં સ્ત્રી પુરુષ બંનેનો પોશાક એકસરખો હોય છે.

ખારાં થઇ ગએલાં દૂધથી આરસપહાણ બહુ સરસ રીતે સાફ થાય છે.

બંગાળ નાગપુર રેલ્વેના કુલ ટ્રાફીકનો ત્રીજો ભાગ એકલા તાતાના કારખાનાનો જ હોય છે.

હિંદમાં માતૃભાષામાં લખી વાંચી શકનારાની સંખ્યામાં છેલ્લાં દસ વર્ષમાં માત્ર એક ટકાનો વધારો થયો છે, હજુ આપણા ૯૨ ટકા ભાઇઓ તો નિરક્ષર જ રહ્યા છે. એમને સાક્ષર બનાવવા હોય, તો આજની પ્રગતિના માપે તો તે માટે હજુ ૯૨૦ વર્ષ જોઇએ!

કાનખજૂરાના આપણે સો પગ ગણીએ છીએ, પણ વસ્તુતઃ તેમ નથી મોટામાં મોટા કાનખજૂરાના પણ હજુ વધુમાં વધુ છેતાળીસ પગ માલૂમ પડ્યા છે.

ઊંટ. ઘોડા ઢોર રૂ તેલ મચ્છી
ખચ્ચર ઘેટાં. ઊન હાથી-દાંત તંબાકુ મેંગેનીઝ
સો-સોનું રૂપું કાર્બન હીરા ચરબી-ઝરા મીણ-સ્પંજ
લો. લોઢું પ્લે.-પ્લેટિનમ્ પા.-પારો મિ. મીઠું ઝાડી ત્રાં. ત્રાંબુ

છેલ્લી આડત્રીસ રૂપે રાસ દેરતાનો વન કરી ઇટલીએ હવે તો હબસીનિયા સાથ હજમ કર્યું છે, પણ તે માટે વસ્તીના વધારાનું તેનું બહાનું તો ગૌણ છે ખરી રીતે તો નકશામાં ઉપર બતાવેલી એની સમૃદ્ધિના લોભે જ ઇટલીએ એ હજમ કર્યું છે.

કુમાર

જેઠ-૧૯૯૩



# એકલવ્યની ગુરુદક્ષિણા

'કાંઇ નહિ, ગુરુ, કાંઇ નહિ; ભલે લીધો તમે અંગૂઠો આમ !
જોજો ને લૈશ ચલાવી હું અંગુઠા વિના યે માહરૂ કામ.
જોર છોને મને આવતું, આવતું'તું એના કરતાં બમણુ સ્હેજ,
મુક્ત થયો તમ ઋણથી, ન્હૈતર દેવું એ શિરપે વાળવું રે'ત.

આજ પ્રભાતે તમે લઇ દક્ષિણા, પળીઆ હસ્તિનાપુરની વાટ.
પાછળ પાછળ બકરા ઘેટાં શી કૌરવ પાંડવ કેરી જમાત
કૂદતી નાચતી દોડતી દેખીને આંખડીઓ મારી નીરે ભરાય,
રાજનાં બાળ આ ભીલકુમારનો હાથ કપાવીને કા ખુશી થાય?

જાણું તમારી તો ઇચ્છા ન'તી જરી આશાઓ માં મમ અગ્નિ દેવાની.
જ્યારે મેં તમને વૃક્ષને છાયડે માટીની મૂર્તિ તમારી દેખાડી,
ત્યારે કેવી તમ મુખપે ગર્વની લાલપ આવી હતી મરી સ્હેજ,
શિરપે માહરા દૃષ્ટિ પડી તમ, કોમળ આશીરવાદની પેઠ.
ધીરે ધીરે તમે સ્નેહથી પૂછી'તી સાધનાની મારી સઘળી રીત;
કેવી રીને હું તમારી એ મૂર્તિમાં સ્થિર કરી મમ ચંચળ ચિત્ત,
શીખ્યો હતો બધી વિદ્યાઓ જે નવ શીખવ્યી કો દિ' શિખાય,
રાત ને દિવસ શ્રમ કર્યા પછી અંતરમા જેની ઓળખ થાય.
દેખી તમે મારી વિદ્યાતણી પરિપૂર્ણતા વિસ્મય પામ્યા'તા સ્હેજ,
જ્યારે મેં શ્વાનના મુખમાથી મારાં શર ખેંચી લીધાં, ને લગીરેક
ઇજા એને નવ આવવા દીધી, ને ભમવા લાગ્યો એ જોરથી પાછો,
ગુરુ તમારા નયનમા ત્યારે મેં દીઠો'તા હર્ષનો છાંયડો આછો!
કા જે, ગુરુદેવ, હું તો હતો. તમ વિદ્યાનુ વાહન માત્ર,
મૂળ તો શક્તિ તમારી જ સઘળાં ચલવતી મમ ગાત્ર;
માતપિતા જેમ બાળક જોઇને થૈ જતાં હર્ષથી ઘેલાં
તેમ ગુરુદેવ, દેખીને મુજને અશ્રુ બે હર્ષના આંખે ઝરેલાં!



કિંતુ તમે જ્યારે પાછું ફરી જોયુ, દીઠાં જ્યારે પેલા સર્વના મુખ,
ઇર્ષ્યાના અગ્નિએ બાળી કર્યાં હતા સર્વને મ્લાન કુરૂપ.
સ્વપ્નમાંથી તમે જાગી ઊઠ્યા ત્યારે, સાંભર્યું રાજગુરુ તમે મોટા,
ભીલકુમારની ભક્તિને વશ થઇ તમે રાજ્યને થ્યા'તા રે ખોટા.
રાજકુમારોને રાખવાને રાજી વાપરવાની હતી તમ વિદ્યા,
કૌરવ-પાંડવ જાણતા એ તેથી મુંઝવણ તમ જોઇને રીઝ્યા.
દીધું હતું તમે એમાંના એકને વેણ કરી દેવા સર્વથી શ્રેષ્ઠ
શિષ્ય તમારો, હવે કરી કેમ રાખો એને ભીલકુમારની હેઠ?

મુખના બેચાર શબ્દ, ગુરુદેવ, પંથમાં કાંટા બની પડી રે'તા,
લાગ મળે ત્યારે પોતાની ક્રૂરતા કેરો પરિચય કારમો દેતા.
એમાં ન'તો જરી દોષ તમારો ગુરુદેવ. સઘળું હું પરમાણું,
દેવ સમી તમ વિદ્યા, પરંતુ જે માનવી નિર્બળ પેટ તમારૂં.

અર્જુને આવીને કાનમહીં તમ કીધું, ગુરુદેવ, શું, તે ન જાણું!
મુખના ભાવ તમારા ધીરેધીરે બદલાયા, જેમ વાતાં રે વા'લું
આભ ધીરેધીરે આંખડીઓ બીડે, સૂર્યના તેજથી થૈ જાય અંધ,
તેમ તમારી મૃદુ મધુ લાગણી આદેશ આગળ થૈ ગઈ બંધ!
ધીરેધીરે ગુરુદેવ તમે સમજ્યા તમ ગુરુપણા કેરો ભાર,
જ્ઞાનીઓને પણ કોક સમે પડતું થવું સત્તાની પાસે લાચાર!

(પણ) જ્ઞાની તમે તેથી જાણતા ક્રૂર વ્યવસ્થા આ દુનિયા કેરી,
મોટી ચીજો નાની ભંગુર વસ્તુઓ ઉપર આધાર રાખી રહેલી.
જાણતા, વૃક્ષનું મૂળ જો કાપે તો વૃક્ષ મહા થઈ જાય નકામું,
જાણતા માનવદેહમહેલમાં નેનદીવા વિના રે'વાય શાનું!
જ્ઞાની તેથી તો તમે જાણ્યું અંગૂઠા વિના ન આહરે ચાલશે કાંઈ!
જ્ઞાની તેથી તો તમે ગુરુ કાઢિયું બ્હાનું આ દક્ષિણા લેવાનું હાય!

ધીરેધીરે મમ પાસ આવી, તમે ફેરવીને મમ શિર પે હાથ,
સજળ નયને ધીમે રહી કહી દક્ષિણા દેવાની વાત,
સમજ્યો'તો ગુરુ, દ્વન્દ્વ તમારા હૃદયમાં ચાલતું તે સમે ભારી!
દેખી ન'તી શું મેં મુખે તમારા એ રાજવી શિષ્યોની ક્રૂર ખુમારી!

પુણ્ય પ્રભાતનો તડકો આપણ બન્નેને યે હતો ભેટતો ભાવે,
અનુભવ્યું'તું મેં ગુરુને કાજ આ દેહ યે કાપતાં આનંદ આવે!
કેડમાંથી મમ કાઢ્યું કૃપાણ, ને મૂકી તમારાં બે ચરણે માથું,
આંખ મીચી પળ ધન્ય ઘડી કેરૂં દ્રોણ ગુરુજી મેં અમૃત ચાખ્યું.
એકી ઝટાકે મેં અંગૂઠાને કર્યો હાથ થકી મમ ક્ષણમાં જુદો,
લોહીની ધારે તમારાં ચરણનો વાટની ધૂળ ને કાદવ લૂછ્યો.
'દીર્ઘજીવી રહો, વત્સ!' કહી તમે ચાલ્યા ગયા જોયા વિના જ પાછું,
આંખડીમાં તમ પોતાની દીનતા ઉપર ખેદનું નીર રે નાખ્યું.



ઓ રે, ગુરુદેવ, મારે એ અંગૂઠાનું નવ કાંઈ યે કામ,
આંખડીનું તમ નીર મળ્યું મને, સાધનાનું મમ શ્રેષ્ઠ એ દામ!
અર્જુન છો પટ્ટશિષ્ય ભલે તો, રે'તો છો ને હું ભીલકુમાર રે! આવો,
એને ન કોઈ દિ' મળશે ગુરુ માટે નિજ અંગૂઠો દેવાનો લ્હાવો.'

'ભ્રમર'

## જાપાનનાં નાટ્યો અને નૃત્યો

● કોઇ પણ દેશની સંસ્કારિતા પારખવી હોય તો તેનાં ચાલુ નાટકો અને નૃત્યો જોઇ લેવાં ખાસ કરી નાટકશાળા કોઈકને જ આકર્ષ્યા વિના રહે, એટલે જનસમાજ કઇ જાતની અભિરૂચિ પોષી રહ્યો છે તેનો ખ્યાલ ત્યાં જ મળી રહે મેં તો નિશ્ચય કર્યો હતો કે જાપાનમાં થોડી મુદતમા યે નાટક જોવાની તક તો લેવી ને લેવી જ અને તેમાં યે ત્યા પહોચતા જ ત્રીજે દિવસે મને જાપાની રંગભૂમિનું એક સાદું છતા બહુ રમણીય દર્શન થયુ, ત્યારે તો એ જિજ્ઞાસા વધી પડી અમે જાપાનમાં ઊતર્યા તે વખતે ત્યા નજીકના એક દરિયાકિનારે જાપાન એમ્પાયર એકઝીબીશન (સામ્રાજ્ય પ્રદર્શન) ભરાયુ હતુ એ પ્રદર્શન જોવા મળ્યુ એ પણ આકસ્મિક હતો, કારણકે પ્રદર્શનનો એ છેલ્લો જ દિવસ હતો લાખો માણસોએ તેમાથી પોતાના સામ્રાજ્યનું ગૌરવ અનુભવ્યું, જ્ઞાન અનુભવ અને માહિતી મેળવ્યાં, તેમજ તેને શિક્ષણપ્રદ બનાવવાની હજારો પ્રકારની યોજનાઓ કરેલી હોવાથી બાળકોની કેળવણીમા પણ અનેકગણો વધારો થયો હશે. એ વિગતો મારે બીજા પ્રસંગે વિસ્તારવી છે, પણ તે બધી બાબતોમા, પ્રદર્શનના જ વિસ્તારમાં જાપાનની રંગભૂમિ પણ રાખવામાં આવી હતી અને હજાર માણસ બેસી શકે એવડી નાટકશાળા જ ચડઊતર બેઠકોવાળી બાંધેલી હતી પ્રદર્શન જોતા થાકી જાઓ કે વખત બચતા આનંદ લેવા ચાહો તો ત્રણ વાગ્યા પછી ગમે ત્યારે પ્રદર્શનની તમારી ટિકિટથી જ એમા બેસવાનું મળે ત્રણચાર આના જેટલી ટિકિટમા જ પ્રદર્શન, તમાશા અને આ નાટકશાળા જોવાના મળ્યા એમા હિસાબ શો કરીએ?

નાટકશાળામા શું જોવાનું મળશે તેનો કઇ પણ ખ્યાલ બાંધ્યા વિના અમે દાખલ થયા ત્યારે યુરોપીઅન પ્રકારનો એક નાચ ચાલતો હતો, એટલે થોડી વારમા તે પતાવીને અમે તો બહાર નીકળી જવાનો ઇરાદો કર્યો પણ તુરત બાજુ પરના મોટા પાટીઆ પરના કાગળનું શીટ એક જણે ઉઠાવી જાહેર કર્યું કે હવે કઈક જાપાની પ્રોગ્રામ છે અને કોઇ જાણીતી ગેઇશામડળી તે રજુ કરે છે. ગેઇશા અને જાપાન એ બે શબ્દો બહુ જ સંકળાએલા છે. જાપાનની કલાત્મક સંસ્કૃતિનો વારસો લાંબી પરંપરાથી સાચવનારી આ ગેઈશાઓ કયા તત્ત્વ ઉપર ત્યાંના સમાજમાં માનભરી પદવી ધરાવે છે એ મને કોયડો લાગતો હતો. પણ આ પ્રસગે જે થોડો પણ નૃત્યપ્રયોગ જોવા મળ્યો એથી ખાત્રી થઇ કે એ હક્ક તેમને મુબારક છે. પડદો ખસતા જ ઘેરા કાળા રંગના પડદા ઉપર વાદળાની રેખાઓ, ચંદ્ર અને એક ઝાડની વિસ્તરતી ડાળીઓ જ; અને બે ચડઊતર બાંક ઉપર કેટલીક છોકરીઓ જાપાનનું સિતાર જેવું વાજું લઈ, એક જ ઢબે ગોઠણ માડી બેઠેલી એ બધીના વસ્ત્રો લગભગ કાળાં હતા અહીં પહેલેથી એક વાત જાણવાની જરૂર છે કે જાપાની રંગભૂમિ ઊંચાઇમાં થોડી હોય તે ચાલે છે, પણ તેને પહોળાઇ ખૂબ જોઇએ તેના નૃત્યના પ્રકારે પણ એ જ ધોરણે રચાએલા જણાય છે બેઠેલી છોકરીઓએ જ્યારે વાદ્ય શરૂ કર્યું ત્યારે તો માત્ર બેચાર સુરાવટ જેવી ગત જ વાગતી લાગી, પણ પછી તેમાની એક જણીએ વાંસળી જેવા સ્વરે કંઇ ગીત શરૂ કર્યું અને બીજી વચમાં ઝીલવા લાગી ત્યારે તો જાપાનનુ હૃદય બોલતુ લાગ્યુ ત્યા તો નેપથ્યમાથી એ સૌ કરતા એક સુકુમાર બાળાએ આવી એ ગાનારીઓ તરફ ભાવોની મુદ્રા કરતા ધીમુ નૃત્ય શરૂ કર્યું અને પદ બદલાતુ ગયુ તેમતેમ તેનાં પગનાની ઝડપ બદલાતી ચાલી જાપાનની સ્ત્રીઓના પોશાકની ખરી ખૂબી એમના નૃત્યમા જ સમજાય છે તેમના કીમોનો ક્યારે ઊડતા રહે, ક્યારે અંગ પર લપટાય, ક્યારે હાથની બાંહો ઝૂલતી રહે, ક્યારે ગુલાટો ખાતી ફરે,



કોબે અને ઓસાકાની વચ્ચે નીશીનોમીયા સ્ટેશને ગાડી બદલી તાકારાઝુકાના નાટ્યનગરે જવાય છે એ દર્શાવતો, ત્યાંની રંગભૂમિના ચિત્રવાળો રેલવેનો આ નકશો જાપાનીઓની લોકોમા માહિતી પ્રચારવાની અનેક નુસખાભરી રીતોમાના એક નમૂનો છે


તાકારાઝુકાની વિદ્યાર્થિનીઓ



જાપાનના થીએટરની રચના સમજાવતો નકશો

પંખો ક્યાં ખોસાય, કઇ રીતે ખેંચાય તથા ઊપડે વગેરે તાલબદ્ધ અને કલાત્મક રીતે જોવાનું મળ્યું એટલે જોએલાં અનેક જાપાની ચિત્રોની લાક્ષણિકતા એકદમ સમજાઈ ગઇ એ ચિતારાઓએ જે કંઇ બારીકીઓ લાવવા પ્રયત્ન કર્યો હતો તે બધી આ નાનકડી નર્તિકાએ અનેક રીતે અંગભંગ કરી પ્રત્યક્ષ કરી બતાવ્યો પછી વળી ઋતુના ગીત શરૂ થયા ત્યારે અજબ ખૂબીથી એ નર્તિકાએ ઉપરના કીમોનો બદલવા માંડ્યા પહેલા તો અમને યે સમજ ન પડી કે કેટલા કીમોનો તેણે પહેર્યાં હશે! પણ લગભગ ચારેક જાતના વસ્ત્રો એણે બદલી બતાવ્યાં, છતા આગળથી તે કળી જવાનું મુશ્કેલ હતું

આગ, અમે એક પછી એક જે પ્રયોગો જોયા તેમાં વચ્ચે ફ્રેંચ અને અમેરિકન નૃત્યોના પણ સુંદર અનુકરણ હતા વચમા બહારવટીઆનો એક પ્રસંગ, નૃત્ય અને વાર્તાની ગૂંથણીરૂપે જોયો એ બધામા છોકરીઓએ જ સ્વાંગ સજ્યા હતા વાર્તામાં કઇક એવું હતુ કે નિર્દોષ માણસોને ક્રૂરતાથી લૂટી તેઓ ઉન્મત્ત બન્યા છે એવામાં તેમની નજરે માતૃભૂમિ બળતી દેખાય છે, એટલે બધાને પોતાના કરતુક ઉપર અફસોસ થાય છે અને પકડેલા કેદીઓને છોડી દઇ, માતૃભૂમિને અર્પણ થવા ચાલ્યા જાય છે. એ બધામા ક્રૂર ઉન્માદ, વેદના, સહાનુકંપા વગેરે ભાવોની ખીલવણી છાપ પાડે એવી હતી

નાટકની સાથેસાથે જે વાદ્યસમુદાય કામ કરતો હતો તેના માણસો જોતાં તેમા યુવાનોને ઉંબરે ઊભેલાં યુવકયુવતીઓ જ હતાં. તેમની વચ્ચે કોઈ વૃદ્ધ કુશળ વખતોવખત માત્ર સૂચના આપતો નજરે પડતો. પછી સમજાયુ કે આ બધા પ્રયોગો બીનધંધાર્થી મંડળો તરફથી કરવામા આવ્યા હતા નાટ્યગૃહની બહારના મેદાનમાં અમે કેટલીક પ્રેક્ષક બાલિકાઓને તેમની એ સખીઓ સાથે હસાહસી કરી મળતી જોઇ તે જ પ્રમાણે જુવાનોને તેમના મિત્રો શાબાશી આપતા હતા અમે તો જાપાની ભાષા ન જાણીએ એટલે મૂગું સીનેમા જોનાર જેવા રહ્યા, પણ જીવન સાક્ષાત્ સામે હતું તેનો મોટો તફાવત હતો.

તાકારાજુકા

● જાપાનમાં જનાર એક પણ પરદેશી તાકારાજુકાનું નામ નહિ ભૂલે. કોબેવાસી હિંદી વેપારીઓમાંથી ઘણા તો દર માસે બદલાતો તાકારાજુકાનો એકે પ્રયોગ જોતા નહિ કરવાના નિયમવાળા છે કોબે અને ઓસાકાની વચ્ચે નીશીનોમીઆથી રેલવેનો એક ફાંટો બદલાઇને તાકારાજુકા તરફ જાય છે ભાગ્યે જ અરધો કલાક લાગે છે. કોબેથી સીધી તાકારાજુકા જનારી ગાડીઓ પણ મળવાનો સંભવ.

તાકારાજુકા મૂળ તો એક મોટી જાગીર છે. તેના માલિકે ત્યાં આ નાટ્યગૃહની યોજના કરી ને જાપાન ઉપર તેની મોટી અસર કરી છે અને હવે તો ટોકિયોમા પણ બીજું તાકારાજુકા થીએટર જમાવ્યું છે જાપાનની દરેક સંસ્થાની વ્યવસ્થા અને યોજનામાં એક ખૂબી એ હોય છે કે તે ભાગ્યે જ પ્રજાને બોજારૂપ હોય છે, ખરૂં કહીએ તો તાકારાજુકા કન્યાઓને માટે લલિતકળાઓની એક વિદ્યાપીઠ છે. નૃત્ય, નાટ્ય, વક્તૃત્વ, અભિનય, સ્વાંગ, સંગીત, તાલ વગેરે રંગભૂમિગત અનેક કળાઓ શીખવવાની ત્યાં મોટી શાળા છે ઉપરાંત ફોટોગ્રાફી. ફિલ્મિંગ પણ શીખવાય છે જાપાન તેમજ યુરોપના તે કળાઓના બહુ ઊંચી કક્ષાએ પહોંચેલા નિષ્ણાત વિદ્યાગુરુઓના હાથ નીચે સેંકડો છોકરીઓ પોતાની શાળાના અભ્યાસક્રમ જોડે અહીં એ કળાઓમાં નિષ્ણાત બની રહી છે. એમની સંસ્થાના નિર્વાહ માટે આ થીએટરમાં દરરોજ ૧ થી ૫ સુધી નાટ્યનું એક પ્રોગ્રામ એક મહિના સુધી ચાલુ રાખે છે, બીજે મહિને નવું પ્રોગ્રામ લઇ બીજી મંડળી કામ આપે છે આ પ્રોગ્રામો સાચવવાને લગભગ ચારસો જેટલી છોકરીઓનાં તાલીમ પામેલાં મંડળો છે ને કેટલીક તો 'સ્ટાર' પદવીએ પહોંચેલી છે. પણ તેની વાત બાજુ રાખીએ તો ઘણીખરી છોકરીઓ પાછળથી આ કળાઓના શિક્ષણની નોકરી કરે છે અથવા પોતાના ખાસ શોખ ખાતર એ કળા ચાલુ રાખે છે. ઘણી ખાનદાન ઘરની કન્યાઓ એમાં જોડાતાં સંકોચ ધરતી નથી. એનું એક કારણ તો જાપાનની સામાજિક સભ્યતા છે નારીજાત તરફ ત્યાં કોઇ હેબક્રે કટાક્ષ, મશ્કરી કે ચેષ્ટા જાહેર જગ્યાઓમાં તો શું પણ નાટકના અભિનયમા પણ નથી, તેમજ પ્રેક્ષકોનું મૌન અને ભાવાત્મકતા એમની કળાને ઓર આશ્રય આપી રહ્યાં છે.

તાકારાજુકા થીએટરમાં પ્રેક્ષકોના જુદાજુદા વર્ગો નથી. તેમજ ટિકિટ ફી પણ સાવ જૂજ એક માર્ગેજ છ આના થાય. એક પ્રોગ્રામ આખો મહિનો ચાલુ રહે, છતા ટિકિટ માટે અગ્યાર દિવસ અગાઉથી જોગવાઇ ન કરી હોય તો છેવાડે જે જગ્યા મળે તે નિભાવી લેવાની. તમે ટિકિટ ખરીદો તે ક્યાર જ તમારી જગ્યાનો નંબર હોય જ. તાકારાજુકા



ાા નો તો કુ નામના જાપાની નાટકમાનુ એક દૃશ્ય

સ્ટેશન આગળ કેટલાક જાપાનીઓને મેં આ જ રીતે મેળ વેલા ટિકિટા નજરા ટિકિટ ઉપર વેપાર કરતા પણ જોયા પરન્તુ થીએટર ની બારી ઉપર એ ભાવ નહિ જ થીએટરની આસપાસ એક સુદર બગીચો છે તેની પણ જાણે ટિકિટ હોય છે અમને વખત થોડો હતો, અટલે બગીચા છાડી દઈ સીધા થીએટરમા ગયા રવિવાર હતો એટલે પાચ વાગ્યા- ના બીજા ખેલમા અમારે જવાનુ હતુ રવિવાર સિવાય રોજનો એક જ ખેલ રહે છે થીએટરનુ મકાન બહુ જ વિશાળ હોવા છતા માણસો એટલા બધા હતા કે ઊભા રહેવાની જગ્યા પણ મળતી ન હતી. પહેલો ખેલ પૂરો થયો તેના માણસો બહાર નીકળી ગયા અને નવી વારની થઈ તેમા અમે અન્દર પેઠા જાપાનની આમ જનતાના ટેવરૂપ હતી ધણું છે ની તરફ ટીકા કે અપમાનનુ તો નામ નહોતુ બધા દરવાજા ઉપરથી પ્રેક્ષકોને અન્દર લેવામા આવતા અને તેમની ટિકિટ પ્રમાણે સ્થાન બતાવનારી સ્વયંસેવિકાઓના જૂથ અદર ધૂમતા જ કરતા તેમના શિસ્ત અને ઠાવકાઈ જાપાનની કેળવણીનુ સુન્દર પ્રતીક હતા અમે ચાર ભારતીય મિત્રો હતા પણ મને મહેમાન તરીકે લઈ જનારા મિ કોઠારી અને તેમના મિત્ર મિ સી બાલકૃષ્ણે સૌથી આગલી હારની એક ટિકિટ મારા માટે ફાજલ પાડી હતી એવા સારા સદ્ભાગ્યે મને સૂક્ષ્મ નિરીક્ષણની વધુ સરળતા આપી

## રંગભૂમિની રચના

● અદર જતા જ લગભગ ૩૦૦૦ માણસની ગોઠવણવાળુ પ્રેક્ષકભુવન અને સામેની રેશમી ભરતકામથી ભરેલી ચિત્ર મય જવનિકા આખા વાતાવરણને પરસ્તાર બનાવી દેતા લાગ્યા જાપાની રંગભૂમિનુ આમુખ ચોખડુ કે ઊંચાઈવાળુ નથી હોતુ ઊંચાઈ કરતા પહોળાઈમા તે લગભગ ત્રણ ગણુ અને એક મોટી પરસાળ હોય એવુ હોય છે ઊંચાઈ ૧૮ કે ૨૦ ફૂટની તો હશે, પણ આ ફૂટ બહુ વિસ્તારમા હોવાથી આંખો ઊંચી ખેંચાતી ન રહે તેની બે બાજુ, પ્રેક્ષકો જાય તેમ બારણા હોય છે ઘણીવાર સાત્રે તનાથી આવે છે અથવા જાય છે જવનિકા પરના રેશમી ભરતકામે અને નવા રંગો અને રૂપોનો સુદર મેળો બનાવ્યો હતો અને તે પણ તાકારાજુકાની કલવિત્રી કન્યાઓએ જ તૈયાર કરેલો જવનિકાની આગળ જ પ્રેક્ષકોના અગ્રભાગમા વાદ્યસમૂહની ગોઠવણ હતી લગભગ ૪૦-૫૦ માણસો એ વર્ગમા હતા પણ તેમની બેઠક નીચા કરેલા ખાડામા હોવાથી કોઈનુ માથુ નજરે પડતુ નહોતુ, તેમ જ ત્યા કોઈ છે એવી ખબરે પડે નહિ એ રીતે તેમના સાઈડલાઈટ્સ (જરૂરી રોશની) ની ગોઠવણ હતી

એ વાદ્યસમુદાયના ભોયરામાથી એમ્પ્લીફાયરોના તાર આખા થીએટરમા દરેક ભાગમા પથરાઈને ગુપ્ત રાખેલા લાઉડસ્પીકરો સાથે જોડેલા હતા એ થીએટરની બીજી એ ખૂબી એ હતી કે તેમા થાંભલો એક પણ ન હતો નીચે કે ઉપર બધે નવીન રીઇન્ફોર્સ્ડ સીમેન્ટ કૉન્ક્રીટની લોખડી રચનાથી બાંધેલુ છાપરૂ અને માળ તરફ નજર કરો તો તમારી નજરને અટકાવનાર એકાદ ફાનસનુ ડોળુ પણ ન હોય રોશની બધી ભીંતની સપાટી સાથે જડેલા કાચમાથી દેખાતી હતી એ રચનાનો કઈક ખ્યાલ સાથેના સ્કેચ ઉપરથી મળશે, બાકી એ રંગરાગ ધ્વનિ અને પ્રેરક વાતાવરણ તો કલ્પનાથી જ માણી શકાય ગરીબ કે તવગર, વિદ્વાન કે કારીગર, વેપારી કે મજૂર બધાનો સમુમેળો ત્યા એક પંક્તિએ રસથાળે જામ્યો હતો, છતા અવાજ કે વિખવાદનુ નામ નહોતુ પ્રોગ્રામ પાચ કલાકનો હતો, તેમા ત્રણ જુદાજુદા પ્રયોગો રજૂ થવાના હતા જાપાનને પરદેશના ઉત્તમ નાટ્યપ્રયોગો ભજવ વાનો શૉખ છે અને તેની યોગ્ય કદર તે કરી શકે એ ચાલુ માસનો મુખ્ય પ્રોગ્રામ ફ્રેન્ચ નવલકાર ઍલેક્ઝાન્ડર ડ્યૂમાની વિખ્યાત કૃતિ કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટોનુ હતુ તે બાર જુદાજુદા પ્રયોગોમા ગોઠવ્યુ હતુ પણ તેની પૂર્વે જે જાપાનની સંસ્કૃતિને ઘડનાર બે પ્રયોગો હતા તેનુ સહેજ બ્યાન લખવુ જરૂરી છે, કેમકે તેથી જાપાન નાટકોમા પણ કેવી રુચિ વર્તાવે છે તેનો ખ્યાલ મળશે

પહેલો પ્રસંગ હતો નૃત્યવેલ અંગ્રેજીમા તો Dancing Mushrooms લખ્યુ હતુ, પણ કથાપ્રસંગને અનુરૂપ આ



મૉન્ટીફ્રિરટો નાટકમાનું એક દશ્ય · કાઉન્ટ પોતાના વહાણુ ઉપર



તામગાજુકાની વિદ્યાર્થિનીઓ ઍલેકઝાન્ડર ડુમાનું વિખ્યાત કથાનક કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટો સ્વાંગે છે

નાગ ગુજરાતીમાં કહું છું જાપાન પોતાના કલહો અને ઝગડાઓનું પર્યવસાન કેવી રીતે લાવે છે તેનું એમાં સરસ દષ્ટાંત છે.

તાકાસાગો સેઈમન અને ઓનીસાગો નામના બે ગૃહસ્થો પોતાના નોકરોના વાદવિવાદ પરથી પરસ્પર બોલતા નથી. આકાશી નામના એક ગોરે તાકાસાગોની પુત્રી હીના ગુરનું સગપણ ઓનીના પુત્ર સાથે કરી દીધું છે. બંને ગૃહસ્થોને ખબર પડે છે કે તેઓ તો પોતાના અણગમતા સંબંધીઓ છે, એટલે બાળકોને એ લગ્નમાં જોડાવાની મના કરે છે. આખું યે પ્રહસન સંગીત અને અભિનયમાં જ ચાલ્યું આવે છે. કોઇ મોંએથી બોલતું કે ગાતું નથી. માત્ર વાદ્યો પ્રસંગને અનુકૂળ સ્વરો પૂરે છે અને પાત્રો અભિનયથી કથાપ્રવાહ ખેંચે જાય છે એમાં જાપાની ઘરસંસાર અને વ્યવહારનાં બહુ મનોહર દશ્યો જોવાના મળે છે. પૌરસ્ત્ય મનોદશા હિંદુસ્તાનથી જાપાન સુધી કેટલી મળતી આવે છે તેની પણ પ્રતીતિ મળે છે હીના ગુર અને ઇમેનો શોકે બંનેને પરસ્પરની લગની છે, પણ વડીલોએ મના કરી તેથી હવે સમાજમાં સ્થાન રહ્યું ન હોવાથી બંને વનમાં નાસે છે. ત્યાં તેમને કોઈ અજાણી વેલ અને ફળો નજરે પડે છે. તે ઝેરી હશે અને એ ખાવાથી જીવનનો અંત આવશે એમ ધારી ખાય છે. છોકરાં નજરે નહિ પડતા શેઠો નોકરોને ધમકાવે છે. નોકરો ગભરાતા શોધવા નીકળે છે. માબાપો પણ પાછળ નીકળી જાય છે અને વનના દશ્યમાં બાળકો ફળ ખાતા હોય છે તે જુએ છે. નોકરો, પોતાના જ પાપે આ બન્યું માને છે તેઓ પણ એ ફળો ખાઇ જાય છે. માબાપો આવીને જુએ છે તો નોકરોએ પશ્ચાત્તાપ કર્યો છે અને બાળકો જીવનનો અંત લાવી રહ્યા છે. એટલે હવે સંસાર કોના માટે, એમ વિચારી તેઓ પણ તે ખાઇ જાય છે અને પશ્ચાત્તાપ કરતાં મૃત્યુની રાહ જોતા પરસ્પરની માફી માગી લે છે. એવામાં એક કઠીઆરો આવીને સમજ પાડે છે કે એ વેલ ઝેરી નથી, પણ નૃત્યવેલ છે. ત્યા તો તેની અસર સૌને પગા પાડે છે અને આનંદનૃત્ય કરતાં સૌ 'સુખી છેવટ' અનુભવે છે

બીજો પ્રયોગ એક જ પ્રવેશમાં આરંભ અને અંત પામે છે. તેનું નામ ઓ નો તો ફુ. એ એક મોટો સરદાર હતો. તે એક પ્રાચીન મંદિરમાં કોઈ દેશીના હસ્તાક્ષરે લખેલા પુરાણા શ્લોકો ભૂંસાવી નાખી નવા શ્લોકો કરાવવાનો સંકલ્પ કરે છે. આ શ્લોકોનાં માત્ર દર્શન કરવાને જ એ મંદિરમાં દૂરદૂરથી યાત્રિકો આવતા. સેવને લાગે છે કે આ મણાકી ફેરવવાથી મહા અનિષ્ટ થશે. મંત્રો ઊધડે છે તે વખતે રાતની શાંતિ હોય છે અને દેડકાંનો અવાજ સાંભળીએ છીએ. થોડી વારે દેડકાના સ્વાંગમાં ત્રણ નાની નર્તકીઓ જુદેજુદે ખૂણેથી દેડકાંની ઢબે કૂદી આવે છે અને મેંડકનૃત્ય કરી જતી રહે છે, એટલે સવાર પડતાં લોકો દર્શને આવે છે. ત્યાં પૂજારી ફરિયાદ કરે છે કે આ મંદિરનું માહાત્મ્ય હવે નષ્ટ થવાનું



ઓ નો તો કુ નાટકનું એક દશ્ય

કારણ ગો નો તો કુ એ પ્રાચીન અને શેખોનો નાશ કરનાર છે લોકો તે સામગ્રી વિરોધ ઉઠાવે છે અને ફૂધવાળો, ફૂલવાળો, વેપારી, ભરવાડ વગેર સુંદર નૃત્ય દ્વારા પોતાની મરજી સાથે પુરાણી જાહેર જગ્યાની વાત દર્શાવે છે ઓ નો તો કુને કાને એ વાત જાય છે, પણ તે દાદ આપતો નથી એવામાં રસ્તે આવતા તેને એક બાલિકા મળે છે તે અજાણપણે તે કહે છે કે કોઇ ઓ નો તો કુ નામના માણસે કાબોદેઇશીના રસ્તે કો બદલી નાખવાનું જાહેર કર્યું છે અને તેની ચિંતામાં તેની માતા માંદી પડી ગઇ છે, કારણકે એ નવા રસ્તે કોઇ આદર નહિ આપે અને તેની તકતીઓ કોઈ નહિ ખરીદે ઓ નો તો કુને ખાત્રી થાય છે કે પ્રાચીન ઋષિના અક્ષરોનું હાથચિહ્ન ભુંસવામાં તે ભૂલ કરતો હતો અને તે કન્યાને ખાત્રી આપે છે કે તે પોતાનો સંકલ્પ ફેરવશે આ ખબરથી લોકો ફરીવાર ખુશાલીમાં નૃત્ય કરે છે આ પ્રત્યેક પાત્રના પોશાકોમાં અને સજાવટમાં જે સૂક્ષ્મ ચોકસાઇ અને કલાત્મક રંગવિધાન હતું તેનું વર્ણન કરવું તો અશક્ય છે જાપાનના ઇતિહાસના પ્રત્યેક યુગના અભ્યાસપૂર્વક તૈયાર કરેલાં આ પાત્રો પ્રજાના મગજમાં પાકા બીબાં બની રહે છે અને યુગોના સાચા સજીવ દશ્યો રૂપે જાપાનની પ્રજાને કંઇક જીવનપાઠ આપતાં જાય છે જાપાનનું રંગભૂમિનું વિધાન પણ કંઇક નવીનતાભર્યું હોય છે આખો યે વખત રંગ, રાગ, નૃત્ય, અભિનય અને સ્વરની મીઠી લહરીઓમાં વખત કેવી રીતે વીતી જાય છે તેનું ભાન રહેતું નથી

ત્રીજો પ્રયોગ કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટોનો હતો દેશપરદેશના વિખ્યાત નાટકો ઉપર જાપાન ઓવારી જાય છે શેક્સપીયરને તો તેમણે ઘરગથ્થુ કરી નાખ્યો છે આ નાટક ફ્રેંચ ઉપરથી લીધું હોવાથી ભાષા જાપાની હોવા છતાં એકેએક પાત્ર અને દશ્ય ફ્રેંચ રાખવામાં આવ્યું હતું નૃત્ય, અભિનય શિષ્ટાચાર બધું જ સંભાળપૂર્વક ફ્રેંચ લાગતું કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટોની વાર્તા તો ઘણી મોટી છે, પણ નાટકને અનુરૂપ કરવાને તેને બાર પ્રવેશોમાં ગોઠવી દેવામાં આવી છે પડદો ઉપડતાં જ અંધારું હોય છે બાજુના બારણામાંથી એક કાળા જભ્ભામાં છુપાએલી આકૃતિ આવી વચ્ચે સહેજ ઊભી રહે છે તેના હાથમાં એક સફેદ મહોરું હોય છે તે ચહેરા આડે રાખ્યું હોય છે, એટલે આપણે તેને જોઇ શકતા નથી પણ એ નાટ્યકારની પ્રતિભાની મૂર્તિ માનવાની છે, કારણકે નાટકનો પૂર્વભાગનો પ્રબંધ એક ગીત દ્વારા તે ગાઇ બતાવે છે તેમાં હવે શરૂ થનારા નાટકમાં વાર્તા ક્યાંથી ઉપડે છે અને પાત્રો શું કરી રહ્યાં છે તેનું વિધાન હોય છે

એ આકૃતિ અંધારામાં અલોપ થઇ જાય છે અને રોશનીઓ પ્રવેશ ઉપર અજવાળું ફેંકે છે તે વખતે મિત્રના દગાનો ભોગ થએલો એડમન્ડ ડાન્ટે ઇફ ટાપુમાં જન્મકેદ છે તેની બાજુ પરથી ખોદકામના અવાજો આવે છે નં. ૨૭ નો પહેલાંનો ફારિયા નામનો બીજો કેદી ખોદતો ખોદતો ડાન્ટેની કોટડીમાં આવે છે તે દિશા ગણવાની ભૂલથી તે નિરાશ થઇ જાય છે, પણ પછી બન્ને વચ્ચે મિત્રતા થાય છે ૭ વરસમાં ડાન્ટે ઘરડા ફારિયા પાસેથી ઘણું જ્ઞાન મેળવે છે છેવટે તેના મરતી વખતે એ પોતાની કોટડીમાંથી સામી બાજુએ રહેવા પોતાના ગુપ્ત ખજાનાની તેને વાત કરી એક નકશો આપે છે અને પોતાની એક દીકરીનું રક્ષણ કરવાનું કહીને મરી જાય છે મરેલા કેદીને દરિયામાં ફેંકી દેવા કોથળામાં નાખેલો છે તેમાંથી તેને પોતાની કોટડીમાં લાવી ડાન્ટે પોતે તેના કોથળામાં બંધાઇ પડ્યો રહે છે સિપાઇઓ એ કોથળો ઉપાડી દરિયામાં ફેંકી દે છે અને ડાન્ટેને એ રીતે નાસવાની તક મળી જાય છે પછી પોતે પેલો ગુપ્ત ખજાનો મેળવી કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટો નામ

(અનુસંધાન આગળ પાન ૩૧૦)



શ્રીનગરનો જલમાર્ગ

ફો । સૈયદ પાલણપુર

મહાયુદ્ધમાં હારેલા બિનખ્રિસ્તી તુર્કીને યુરોપમાંથી ઉખેડી નાખવા બેઠેલાં મિત્ર-રાજ્યોના મુત્સદ્દીઓને એકલે હાથે મ્હાત કરી તુર્કીને બચાવી લેનાર અને...



# આતાતુર્ક મુસ્તફા કમાલ

આનાતોલિયાનાં વિશાળ ખેતરો પરના ઝરૂખા જેવી અંગોરાની ખેતીવાડી કૉલેજમાં અલી ફુઆદ, ઇસમત, આઝનાન, હાલીદે અદીબ વગેરે સાથે કમાલ પોતાના ડેસ્ક પાસે બેઠો હતો. બધાની જબાન જાણે તાળવે ચોંટી ગઇ હતી. વાતાવરણ ભયાવહ હતું. દરેક પગલામાં ભયનો ઓળો જણાતો. દરેક પળે ધર્માંધોના હલ્લાનો ભય રહેતો. એકઠા થએલા બધા યે મોતને મુનાસિબ ગણાએલા કીમત હતી તો ફક્ત તેમના સરની જ.

આ લોકોને યે એ કીમતની પૂરી પિછાણ હતી. લાકડાના એ જર્જરિત મકાનના આગણામાં તેમના ઘોડા પલાણેલા જ રહેતા. પૂરી ઊંઘ તો તેઓ યે જ શાના? દિવસે આરિફ ચોકી રાખતો ને રાતે કમાલ. એક મિનિટમાં અંગોરા છોડી જઇ શકાય એટલી તેમણે તૈયારી રાખેલી. હાલીદે યે રિવૉલ્વર ચલાવતા શીખી ગઇ હતી, ને તેના પતિ આઝનાને કાતિલમાં કાતિલ ઝેરની શીશી લાવી રાખી હતી કે દુશ્મનોના હાથમાં પકડાવાની અણી વખતે બધાંને તે કામ આવી શકે.'

ને એવી તકેદારી રાખવાનું ખાસ કારણ હતું. નવી રાષ્ટ્રીય સરકારના કમાલે સ્વીકારેલા પ્રમુખપદે એવી ફરજ એમના પર લાદી હતી. પકડાય તો ધર્માંધોને હાથે જીવતા બળી જવા સિવાય બીજો કોઇ અંજામ ન હતો. નવી સરકાર સ્થપાતા જ ફ્રેંચોએ એ વિખેરી નાખવાનું મુસ્તફાને કહેવડાવેલું, પણ એણે તેમને સામું કહેણ મોકલ્યું હતું કે: 'અમારી રાષ્ટ્રીય હીલચાલમાં દખલ કરવાનો તમને કે કોઇને કશો અધિકાર નથી. છતાં યે કોઇ તેમ કરવા યત્ન કરશે તો તેણે ફરી ખૂનખાર જંગમાં ઊતરવું પડશે'

આ ઉત્થાનથી સુલતાને પણ ગભરાઇને અલી રીઝાને વડો પ્રધાન નીમ્યો હતો ને તુર્કીમાં પાર્લામેન્ટ દાખલ કરવાનું વચન આપ્યું હતું.' પણ એ પાર્લામેન્ટ અંગોરામાં જ ભરાવી જોઇએ, કારણ, એવો કમાલનો મત હતો કે કૉન્સ્ટાન્ટીનોપલમાં બ્રિટિશો ને સુલતાનની રૂબરૂ કશી નિખાલસ ચર્ચાઓ થઈ શકે તેમ ન હતી.

કમાલના સાથીઓએ તે નહોતું માન્યું. પોતે હવે સાચા રાજકારણમાં ભળે છે, હવે પોતે બળવાખોર નહિ ગણાય, એ જ માત્ર ઇચ્છાથી કૉંગ્રેસના સભ્યો એક પછી એક કમાલને છેહ આપી કૉન્સ્ટાન્ટીનોપલ ચાલ્યા ગએલા. કમાલે એ બધાને જવા દીધા હતા.

પરંતુ, પ્રજાની વાજબી ફરિયાદોને દાદ આપવાને બદલે સુલતાને, કૌટિલ્ય માટે પંકાએલી અંગ્રેજ જાતિના કેટલાક અફસરો સાથે મળીને જબરૂં કાવતરૂં રચ્યું હતું અને બ્રિટિશ મંત્રીએ રીફ સુદ્ધાં જુદાજુદા અગિયાર રાષ્ટ્રવાદીઓને માલ્ટા દેશનિકાલ કરી દીધા હતા.' ઇસ્લામ ને ખિલાફતને નામે સુલતાને મુલ્લાંઓને ઉશ્કેર્યાં હતા ને મુલ્લાંઓએ ઉશ્કેરેલી પ્રજાથી એણે 'ખલીફાનું

...તેને સાબિત-કદમ કરી, ભાષા, લિપિ, પોશાક, રસમ, કલા-બધામાં તેની કાયાપલટ કરી નવયુગની ચેતનાથી તેને જીવનવંતું કરનાર તુર્કસ્તાનનો તારણહાર

લશ્કર' ઊભું કર્યું હતું. ધર્મઝનૂની લોકોનાં ટોળાં ને ટોળાં તેમાં ભરાવા લાગ્યાં હતાં. એ માણસોએ કમાલનાં માણસો પર, ઘોડાઓની પૂંછડીએ બાંધી ઘસડવા ને જીવતાં નખ કાપવા જેવી રિબામણીઓ ચલાવવી શરૂ કરી હતી. કમાલ ઇસ્લામનો વિરોધી જાહેર થયો હતો ને તેને તથા તેના અનુયાયીઓને કત્લ કરવા એ ખલીફાના ફરમાન મુજબ ધાર્મિક ફરજ ગનાઈ હતી.

આમ એક બાજુ ૧૯૧૯નું ચોમાસું આવ્યા છતાં મિત્રરાજ્યોએ તુર્કી બાબતનો પોતાનો નિર્ણય જાહેર કર્યો ન હતો, ત્યાં બીજી બાજુ બ્રિટિશ સિક્કો મારેલા દેશદ્રોહી સુલતાને તુર્કીને આંતરવિગ્રહની આગમાં હોમી દીધું હતું અને એ આગે જ કમાલ અને એના સાથીઓને અંગોરામાં નિર્વાસિત બનાવ્યા હતા.

સુલતાનની રાષ્ટ્રહિતવિરોધી આ પ્રવૃત્તિ નવી સરકારના માણસોને જીવતા જલાવી દેવા સુધીની પૈશાચિકતા આદરતાં પાછી નહોતી પડતી. ઘરમાં જાગેલી આ આગે તુર્કીને એના ખરેખરા દુશ્મનોથી બેદરકાર બનાવી દીધા ને એ બેદરકારીનું ફળ એને ચખાડતા સ્મર્નાથી ગ્રીકો ને દક્ષિણમાંથી ફ્રેંચો ઝડપી કૂચે આગળ વધ્યા. કમાલને એમણે આનાતોલિયા ખાલી કરવાનો હુકમ આપ્યો ને કૉન્સ્ટાન્ટીનોપલ તુર્કીના તાબે રહેવા દેવાનું વચન આપ્યું. કમાલે જરાયે શેહમાં ન આવતા પ્રત્યુત્તર મોકલ્યો: 'અમને એકલા કૉન્સ્ટાન્ટીનોપલની કશી પડી નથી; અમને તો અમારા તુર્કીનો તસુએ તસુ જોઈએ છે.'

અને એ સાથે જ એણે આ આફતમાંથી ઉગરવા માટે ગ્રાન્ડ નૅશનલ ઍસેમ્બ્લીની સ્થાપના કરી. તેના સઘળા સહાયકો ને અનુયાયીઓ ફરી પાછા તેમાં તેને આવી મળ્યા. પરદેશોના વાતાવરણથી ને નવાં બનાવોથી વાકેફ રહેવા, હવે તે બધાં રાજદ્વારી પત્રો ને તુર્કીના કટ્ટા દુશ્મન લૉઇડ જ્યોર્જના મુખપત્ર સમું 'ડેલી ક્રૉનિકલ' મંગાવવા લાગ્યો. થાક, ઉદ્વેગ, ને ગાંદગી છતાં તે રાતોની રાતો ઍસેમ્બ્લીએ લેવાનાં પગલાંની યોજના ઘડ્યા કરતો.

આ ઍસેમ્બ્લીની સ્થાપના જાહેર થઈ કે તરત સુલતાને એમાંના બધાનો શિરચ્છેદ કરવાનો હુકમ બહાર પાડ્યો. એના પ્રમુખ તરીકે કમાલે જરા યે લાગણીવશતા ન દેખાડી 'આપણા જ સાધનો વડે આપણે આપણી હસ્તી ટકાવી રાખવાની છે. આપણી સરહદની અંદર રહીને જ આપણે સુખ ને સમૃદ્ધિના પ્રયાસો કરવાના છે. છતાં યા તો ધોવાઈ જાઓ, પણ બહારની કોઈ બહિશ્તી દુનિયાનાં સ્વપ્નોમાં રહેવાનું છોડી દો.'

સુલતાનની જાસૂસી જાળ વધુ ને વધુ ગૂંથાતી જતી હતી, છતાં કમાલે નવી સેના ઊભી કરી. અંગ્રેજોના દોર ને સુલતાનની બેવફાઈએ તેને વધુ ને વધુ અનુયાયીઓ મેળવી આપ્યા. મર્દો ને ઓરતો એક-સામટાં તેની સેનામાં ભળતાં ગયાં. ખાનદાન કુટુંબની બાનુઓ નર્મો તરીકે તેમાં જોડાતી ગઈ ને એ બધા પર મુસ્તાક થઈ કમાલે ફ્રેન્ચ પ્રજાસત્તાકના પ્રમુખને પડકાર આપ્યો, 'તુર્કીનું ભાવિ નક્કી કરવાનું કામ તમારૂં નહિ પણ અમારૂં છે એ હવે તમે જોશો.'

ને એ કેવલ તેની વાણીશૂરતા નહોતી. તેનો નિશ્ચય મક્કમ હતો. પહેલે ધડાકે જ તેણે ફ્રેન્ચો પાસેથી ભુગંડી લઈ લીધું. એ જ વખતે કાસિમકારાએ પણ આનાતોલિયાની સરહદ સાફ કરી. પારિસની સુલેહ પરિષદમાં તુર્કીનું ભવિષ્ય તોળવા બેઠેલા, પાંચસો પત્રકારોથી ઘેરાએલા વિલ્સન, ક્લેમેન્શો, લૉઇડ જ્યોર્જ વગેરે મિત્ર-રાજ્યોના પ્રતિનિધિઓ આથી એકદમ ભડકી ઊઠ્યા.

હવે શું? મિત્રરાજ્યોનું લશ્કર આનાતોલિયામાંથી પાછું હઠવા લાગ્યું હતું. ઇટલી ત્યારે બોલ્શેવિક બળવામાં ભરાયું હતું. ફ્રાન્સ હજુ સીરિયામાંથી પરવાર્યું નહોતું ને જર્મનીની બીક હજુ તેને ગઈ ન હતી. બ્રિટિશ મહારાજ્યના તો પાયા ડોલવા લાગ્યા હતા. આયર્લૅન્ડના આંતરવિગ્રહો, અફઘાનિસ્તાન સાથેનાં યુદ્ધ ને ઇરાક તથા હિંદના મુક્તિપ્રયાસોમાંથી તે મુક્ત થઈ શકે તેમ ન હતું, જ્યારે અમેરિકાને તો તદ્દન અલગ રહેવું હતું. હવે શું?

ત્યાં તો ગ્રીક પ્રીમિયર વેનિઝેલોસ ઊભો થયો. એ ક્રેતનને એક જ મહત્ત્વાકાંક્ષા હતી: ગ્રીસને મહા-રાજ્ય બનાવી, આનાતોલિયાના કિનારા પોતાના એ મહારાજ્યનું કૉન્સ્ટાન્ટીનોપલને પાયતખ્ત બનાવવાની. એ માટે તો એણે સર્વિયા ને બલ્ગારિયાની સાથે મળીને બાલ્કન લીગ ઊભી કરેલી અને એટલા જ ખાતર એણે ગ્રીસને મહાયુદ્ધમાં સંડોવેલું. અંગ્રેજો ને ફ્રેન્ચો પાસેથી શસ્ત્રસરંજામ ખરીદી સ્મર્નામાં તેણે ઉત્કૃષ્ટ

ગ્રીક લશ્કર ઊભું કર્યું હતું એની મદદથી કમાલનું ઉત્થાન દબાવવા એણે રજા માગી અને લૉઇડ જ્યૉર્જ તથા ક્લેમેન્શૉએ ગ્રીક લશ્કરને ઍંગોરા પર કૂચ કરવાની રજા આપી

એક ગ્રીક લશ્કર તો થ્રેસમા પડયુ હતું ને અંગ્રેજોએ હજુ કૉન્સ્ટાન્ટીનોપલ મૂક્યુ ન હતુ,ત્યા સ્મર્નાથી આ બીજા ગ્રીક લશ્કરે મોરચા માંડયા કમાલે પોતાના લશ્કરને ચાનક આપી 'આ ગ્રીકોને તમે નમશો? આ નમાલા ગ્રીકો—જે ૯૭ ગઇ કાલ સુધી તો તમારા ગુલામ હતા" ફ્રેન્ચ પ્રતિનિધિને પણ એણે લખી મોકલાવ્યુ 'તમે સીરિયા ભલે લીધુ, અરબ વગેરે યે ભલે લીધા, તેમના સ્વાતંત્ર્યનો હક્ક અમે કબૂલ રાખીએ છીએ પણ અમારા તુર્કીમાથી તો એક તસુની યે આશા તમે ન રાખશો'

આજનુ રાજકારણ એ આવતી કાલનો ઇતિહાસ છે કમાલને એ ઇતિહાસની પ્રેરણામૂર્તિ બનવુ હતુ એના આજન્મ નિરધારને બર લાવવાની આથી વધી કઇ ઉત્તમ તક હાથ આવવાની હતી? એણે ઍસેમ્બ્લી પાસે પોતાને સરમુખત્યાર નીમવાની માગણી કરી ઍસેમ્બ્લી તે નકારી શકે એમ ન હતું. ત્રણ મહિના માટે તુર્ક પ્રજાનો સરમુખત્યાર નીમાયો

રશિયા તેની લોહીખરડી ક્રાન્તિ બાદ ત્યારે ઈંગ્લૅન્ડનુ દુશ્મન બન્યુ હતું કમાલે તેની પાસેથી નાણા ને દારૂગોળો મેળવ્યો અને આગેકૂચ કરતા ગ્રીકોને પહેલવહેલા જ ઇ ચૂનુ ખાતે હરાવ્યા ગ્રીસે સજ્જડ થાપ ખાધી ને હજુ વધુ ખાય તેમ હતુ. ફ્રાન્સે એ ભાવિ કળી લીધુ અને તુર્કી સાથે સલાહ કરવા, ઍંગોરાથી ચાર માઇલ પરના ચાનકાયાના કમાલના નિવાસમા ફ્રેંચ જાસૂસો સલાહ માટે અવરજવર કરવા લાગ્યા ઇટલી પણ તેને હથિયાર વેચવા લાગ્યુ

જેમજેમ હવે મિત્રરાજ્યો કમાલને મલાહ માટે કરગરતા ગયા તેમતેમ તુર્કીના લોકહૃદયમા એના પ્રત્યેના અનુરાગના મૂળ ઊંડા ને ઊંડા ઊતરતા ગયા, અને તેમતેમ તુર્કીનું નામોનિશાન મિટાવવા તૈયાર થએલા લૉઇડ જ્યૉર્જ અને વેનિઝેલોસ તરફ કમાલ વધુ ને વધુ રોષે ભરાતો ગયો ઘોડા પરથી પડતા તેની એક પાસળી ભાગી ગઇ હતી, છતા લશ્કરને રોકાવી નહિ દેતા પાસળીએ હાથ દબાવતો તે તેને આગળ ને આગળ દોરતો જ ગયો સકરિયાના કાંઠે પહોચતા તો ઊભા થવા જેટલી યે શક્તિ તેનામા ન રહી છતા નકશો લઇ તે બેઠો ને ૧૯૨૧ના ઑગસ્ટની ૨૪મી તારીખે ગ્રીકો પર હલ્લો શરૂ કર્યો એ લૂખા તડકા વચ્ચે પાણીની તંગી જેવીતેવી ન હતી ને આ વખતે તો એને પૂરી દીર્ઘદૃષ્ટિ વાપરવાની હતી, કારણ, એ કંઈ ગૅનીપોલી ન હતુ કે એક હુકમે હજારો તેને આવી મળે એકેએક માણસની કીમત તેને વિચારવાની હતી

ચૌદ દિવસ ખૂનખાર યુદ્ધ ચાલ્યુ બન્ને પક્ષો પરાપૂર્વના વેરને લઇ પૂરી ઝુનસથી લડવા લાગ્યા હતા પણ એક વખત શિકસ્ત ખાધેલા ગ્રીકોની હામ હવે ઓસરી ગઇ હતી ચૌદમે દિવસે પોતાનો દરજ્જો ગણકાર્યા સિવાય સામાન્ય સૈનિક જેમ કમાલ યુદ્ધમા ઊતર્યો ને એક અઠવાડિયામા તો ગ્રીકોને મારી હઠાવ્યા

ગ્રીક પરાજયના આ સમાચાર મળતા ઍંગોરાના લોકો તો આનંદથી અરધા ગાંડા જેવા બની ગયા કમાલને તેમણે ગાઝી(વીર)ના ઇકરામથી વધાવી લીધો ફ્રાન્સ, ઇટલિ, અમેરિકા, રશિયા, અફઘાનિસ્તાન, હિંદ વગેરે સ્થળોએથી મુબારકબાદીઓનો તેના પર વરસાદ વરસવા લાગ્યો ફ્રેન્ચોએ પણ મૌં ફ્રાન્ક-લીન બ્વિયાને ઍંગોરા મોકલી કમાલ જોડે સુલેહ કરી ને સિલીસિયા ખાલી કરી આપ્યુ આથી, કમાલને ત્યાંથી છૂટા થએલા ૮૦,૦૦૦ તુર્કોની નવી ફોજ મળી.

પણ લડાઇ વખતે કમાલને આપેલી સરમુખત્યારી સત્તા ઍસેમ્બ્લી હવે પાછી માગતી હતી રાજદ્વારીઓ હવે પોતાને ભયમુક્ત જાણી સત્તાપ્રાપ્તિ માટે અવનવા કાવાદાવા રચતા હતા અને અંદરની સમિતિ પણ જામી ગઇ હોઇ, તેનો મોટો ભાગ ગ્રીકો જોડે સુલેહ કરવાની તરફેણ કરવા લાગ્યો હતો.

ગ્રીકો હજુ પૂરા દબાયા ન હોઇ ફરી નવુ લશ્કર જમાવતા જતા હતા, ત્યા અંદરોઅંદરની આ ફૂટ જોઈ કમાલ ઊકળી ઊઠયો તેણે સરમુખત્યારપણું વાપર્યું અને દગાખોર પચાસ રાજદ્વારીઓને ફાંસીએ ચડાવી પોતાની રાહ ચોખ્ખી કરી માનવતાની નજરે ભલે એ પગલું આપણે ન વખાણીએ, પણ તુર્કી માટે ત્યારે એ જ જરૂરનું હતું ને તે વગર જુદીજુદી જામતી રાજદ્વારી ટોળીઓનો અંત કદી ન આવત, એટલે

આપણે એને વખોડી તો ન જ શકીએ.

આ પછી કમાલે પોતાના પ્રતિનિધિને સુલેહના યોગ્ય મુદ્દા ચર્ચવા મિત્રરાજ્યોના પ્રતિનિધિઓ પાસે મોકલ્યો, પણ તેને મુદ્દલ દાદ ન આપતાં ઊલટું ગ્રીસનું પીઠબળ વધારવાની કોશિશ એ કરવા માંડ્યા. આ જોઈ કમાલ ચીડ્યો. ગ્રીકો પર આખરી હલ્લો કરી કોઈ પણ રીતે તેમને તુર્કીમાંથી મારી હઠાવવાનો એણે નિશ્ચય કર્યો. દુમલરપુનાર ખાતે ઘોર યુદ્ધ થયું ને દસ દિવસમાં તો ગ્રીકો આનાતોલિયાનો કિનારો છોડી નાઠા. પરાજયથી ઘવાએલું તેમનું લશ્કર વેરતૃપ્તિને માર્ગે વળ્યું ને રસ્તે આવતાં તુર્ક ગામડાં તેઓ બાળતા ગયા, તુર્ક સ્ત્રી, પુરુષ ને બાળકોની કતલ કરતા ગયા.

આખી દુનિયામાં આ વિજયના સમાચાર ફરી વળ્યા. આનંદથી ગાતા, હસતા ને આવેશમાં રડી ઊઠતા સ્મર્નાના શહેરીઓએ કમાલને વધાવી લીધો. કમાલે ફરી એક વાર સુલેહ માટે ફતેહને મિત્રરાજ્યો પાસે મોકલ્યો, પણ કશો નિખાલસ વર્તાવ પામ્યા સિવાય તેને પાછા વળવું પડ્યું.

એ જ અરસામાં ફ્રાન્સમાં વેપાર કરતા સ્મર્નાના એક વેપારીની છોકરી લતીફા હાનુમ સ્મર્નામાં રહેવા આવી હતી. નૂતન યુગના પૂરા સંસ્કાર ઝીલેલી ને ફ્રાન્સમાં કેળવાએલી એ કુમારિકા દૂર રહ્યે રહ્યે પણ કમાલને પૂજતી આવેલી. સ્મર્નામાં એણે તેને પોતાનો મહેમાન બનવા આમંત્ર્યો ને કમાલે તે કબૂલ રાખ્યું.

બંનેને એકબીજા તરફ અનુરાગ હતો. બંને તે જાણતાં હતાં. સ્મર્નાની અગાશી જેવા બોરેનોવોના કિલ્લાના બગીચામાં એક રાત્રે બંને બેઠાં હતાં.

'તુર્કી હવે તુર્કોનું છે.' કમાલે કહ્યું.

ત્યાં ગુલાબ ને જાસમીનની ખુશબોએ વધુ જોર પકડ્યું. પવનની લ્હેરકમાં પત્તાં પત્તાં ગાઈ રહી હતી. કમાલે લતીફાને વધુ નિકટ આમંત્રી.

'નહિ; હું તમને ચાહું છું, પણ પહેલાં લગ્નથી જોડાઈએ !' લતીફાએ કહ્યું.

'લગ્ન ? એ નાપાક દાઢીવાળાઓ બેચાર શબ્દો પઢે તેથી ? એમાં શો વધુ ફેર પડે ? ને તુર્કીની પૂર્ણ મુક્તિ પહેલાં લગ્ન ન કરવાનો મેં નિર્ણય કર્યો છે.'

'મેં પણ લગ્ન પહેલાં સ્વાર્પણ ન કરવાના કસમ ખાધા છે.'

આ ચોખવટથી ક્રોધે ભરાએલો કમાલ એકે અક્ષર બોલ્યા વિના ત્યાંથી ઊઠ્યો ને સીધો લશ્કરમાં ચાલ્યો ગયો. તેણે એ બનાવ જ પોતાની કલ્પનામાંથી ઉડાવી દીધો. લતીફા પણ તેને ફરી ન સંભારતાં ફ્રેંચ સાહિત્ય ને કાયદાના અભ્યાસમાં રત બની.

એવામાં લૉઇડ જ્યૉર્જનો સિતારો આથમવા લાગ્યો. અંગ્રેજો હવે લડાઈથી કંટાળ્યા હતા. તુર્કી કોઈ પણ રીતે નમતું આપે તેમ હતું જ નહિ. ફ્રેંચ પ્રતિનિધિ ફ્રિન્કલાએ વચ્ચે પડી મિત્રરાજ્યો સાથે મુદાનિયા ખાતે તુર્કીની સંધિ કરાવી આપી એ નબળી ક્ષણનો લાભ લઈ લીધો ને તુર્કીમાંથી મિત્રરાજ્યોનું લશ્કર પાછું ખેંચી લેવરાવ્યું.

અને તુર્કી પરનાં દળવાદળ આમ દૂર થતાં જ કમાલને લતીફાનો ખ્યાલ આવ્યો. લશ્કરી જીવનની પદ્ધતિએ બે પળમાં જ તેણે નિશ્ચય કરી નાખ્યો. કોઈના કહ્યા વિના પોતાની મોટરમાં વંટોળીઆ પેઠે તે સ્મર્ના ઊપડી ગયો. બોરેનોવોમાં પ્રવેશી, ઝડપભેર તે દાદરો ચઢ્યો ને સામે જ આવતી લતીફાને જોરથી પકડી. લતીફા કંઈ બોલે તે પહેલાં તો એ બોલી ઊઠ્યો: 'લતીફા! ચાલ આપણે પરણશું—હમણાં જ!'

એ જ પળે બંને નીચે ઊતર્યાં. રસ્તે જ જતા એક મુલ્લાને પકડ્યો, અને પાસેની જ એક મસીદમાં નિકાહ પઢાવી લીધા.

દુનિયાનાં મુસ્લિમ રાજ્યો હવે કમાલ તરફ આશાની નજરે જોવા લાગ્યાં હતાં. તેમણે મુસ્લિમ રાષ્ટ્રસંઘની દરખાસ્ત એની પાસે રજુ કરી, પણ એ પોકળ દલીલને એણે બરાબર જેવી ધુત્કારી કાઢી ! તેણે તુર્કી પ્રજાને જાહેર કર્યું કે 'એવા ખોટા આદર્શો ને લાગણીઓથી તો આપણે બરબાદ થતા આવ્યા છીએ.' મૉસ્કોથી આવેલા બોલ્શેવિક પ્રતિનિધિને પણ તેણે કહ્યું 'પીડકો ને પીડિતો જેવો વર્ગભેદ અમારે ત્યાં છે જ નહિ. પોતાને પીડવા દેનાર વર્ગ એવા ભેદ ઊભા કરે છે. તુર્કો કોઈને પીડવા દે એવા છે જ નહિ.' તુર્કીને કોઈ નવી મૂર્ખાઈ અપનાવવા દેવા તે તૈયાર ન હતો. તેને તુર્કીને સમૃદ્ધ બનાવવું હતું; ને તે એક જ શ્રદ્ધાથી કે માત્ર તે પોતે જ તેમ કરી શકશે.

ઍસેમ્બ્લીએ જોયું કે કમાલ દિવસોદિવસ કડક થતો જાય છે. લશ્કર પણ બધું પોતાના હાથમાં લઈ

બેઠો. ‘ક પ્રાઇમ મિનિસ્ટર રૌફ સુદ્ધાં બધા એથી નારાજ થયા હતા. એક વખત લાગ જોઈ હાલીદે અદીબે કમાલની નાડ તપાસી જોઈ ‘પાશા, તમે ખૂબ લડ્યા છો. હવે તો આરામ લેશોને?’

‘આરામ? કયો આરામ? શત્રુ પત્યા તેથી શું થયું? હવે આપણે પરસ્પર લડીશું. એકબીજાનો નાશ કરીશું, એકબીજાને ખાઈ જઈશું.’ હાલીદેના સવાલ પાછળનું ઍસેમ્બ્લીનું માપ કળી લઈ કમાલે રોકડો જવાબ પરખાવી દીધો.

પણ અમાસિયાના તેના મિત્રોએ જ્યારે પૂછાવ્યું કે ‘પાશા, તમે ખિલાફત ને સુલતાની નાબૂદ કરવા માગો છો?’ ત્યારે તે એવો જવાબ ન આપી શક્યો. તેણે જોયું કે એ સવાલ એકલી ઍસેમ્બ્લીનો ન હતો. તે પોતે ગમે તેટલો ક્રાન્તિકારી હતો, છતાં લોકમાનસના પ્રવાહની વિરુદ્ધ તો તે જઈ શકે તેમ ન હતું. એવે વખતે, લોકમાનસ એટલી હદ સુધી કેળવાય ત્યાં સુધી તેમના શિક્ષક તરીકે ફરજ બજાવવાનું જ તેણે યોગ્ય ધાર્યું ને અમાસિયા જવાબ લખી મોકલાવ્યો કે ‘એમ કરવા પહેલાં હું તમારી રાય માગું છું.’

કશું ઉતાવળું પગલું ભર્યા વિના કમાલ રાહ જોતો રહ્યો ને આખરે એને જોઈતી તક મળી ગઈ. એણે ત્રણ ત્રણ પ્રતિનિધિઓ મોકલ્યા છતાં જે મિત્રરાજ્યોએ આખરી સુલેહ ન કરેલી તેમણે હવે દેશદ્રોહી ને દગાબાજ સુલતાનને તુર્કી વતી મસલત કરવા લંડન બોલાવ્યો હતો. એ અંગ્રેજોનો મિત્ર અને તુર્કીના કટ્ટર શત્રુ લૉઇડ જ્યોર્જનું રમકડું હોઈ, તેની સરકારે આજ દિવસ સુધી તુર્કીનું કશું હિત સાચવ્યું નહોતું, એટલે સુલેહ માટેની એની પસંદગીથી બધે લોકપોકાર ઊઠવા લાગ્યો, બધે એનો દેશદ્રોહ ચર્ચાવા લાગ્યો. કમાલે એ તક હાથ લીધી. હથિયારબંધ માણસો સહિત તે ઍસેમ્બ્લીમાં પ્રવેશ્યો. ‘ખિલાફત ભલે રહે, પણ સુલતાનીનો નાશ થવો જોઈએ.’ એણે પ્રસ્તાવ મૂક્યો. ઍસેમ્બ્લીમાં એની બહુમતી તો હતી જ, ને વળી કટોકટીનો વખત હતો, એટલે ઍસેમ્બ્લીને એ પ્રસ્તાવ પસાર કર્યા સિવાય આરો ન હતો. એ પસાર થયો. સુલતાન વાહીદુદ્દીનને ચોવીસ કલાકની નોટીસ મળી ને એ જ રાત્રે પોતાના એક બે જણ સાથે જરઝવેરાતની પેટી લઈ, એક અંગ્રેજ લડાયક જહાજમાં તે નાસી છૂટ્યો. તેને ઠેકાણે તેના ભત્રીજા અબ્દુલ મજીદને ખલીફા બનાવાયો ને સુલતાનીનો હંમેશને માટે નાશ થયો.

પણ રાજકારણનો ખળભળાટ શમતાં, તુર્કીમાં એક પછી એક નવા પક્ષો બનાવાતા જતા હતા. પોતાનું સ્થાન જોખમમાં ન દેવા માટે કમાલને પણ પોતાના એવા એક પક્ષની જરૂરિયાત જણાઈ ને ૧૯૧૯ની ચળવળ વખતે ઊભા કરેલા પોતાના ‘લોકપક્ષ’ (People's Party) તરફ તેની નજર ઠરી ને તેણે તેની પુનર્રચના કરવા માંડી. ગામડે ગામડે ને શહેરે શહેરે તે ફરવા લાગ્યો. ગાઝી તરીકે બધા તેને વધાવી લેતા. બધાને એ સંબોધતો- ‘આપણે જીત્યા છીએ, પણ લડાઈ હજી ગઈ નથી. આપણામાં હજુ યે દેશદ્રોહીઓ પડ્યા છે. તમે, લોકપક્ષના મારા જૂના સાથીઓ, આપણો પક્ષ ટકાવી રાખો. લોકપક્ષે જ દેશ પર રાજ કરવું જોઈએ, અને તમારો સાથ હશે તો આપણે તેમ કરી શકીશું.’

આ બાજુ લોકપક્ષનો પ્રચાર અત્યંત જોરશોરથી શરૂ કરી, બીજી બાજુ સુલેહ માટે છેલ્લે મોકલાએલા ઇસ્મત પાશાને તેણે ઍસેમ્બ્લીને પૂછ્યા વિના ફરી પાછો એ માટે મોકલાવ્યો. ઍસેમ્બ્લીમાં આથી ખૂબ ખળભળાટ પેદા થયો. કમાલ પાસે ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું. રાજ્યના વડા તરીકે તેણે કોઈપણ પક્ષમાં ભળવું ન જોઈએ એમ તેને સૂચવાયું.

‘પક્ષ?’ કમાલે હવે પોત પ્રકાશ્યું. ‘તુર્કીમાં માત્ર એક જ પક્ષ છે ને તે લોકપક્ષ. તેનો હું વડો છું. એ સિવાય તુર્કીમાં કોઈ પક્ષ છે જ નહિ ને રહેવો પણ ન જોઈએ.’

આ જવાબ ઍસેમ્બ્લીને આહ્વાનરૂપ હતો. કમાલના મિત્રો હવે તેની ખુલ્લી ટીકા કરવા લાગ્યા. પણ હવે તેમની કોઈની તેને પરવા નહોતી રહી. પીપલ્સ પાર્ટી તેની પોતાની હતી. ફોજ આખી તેના કબજામાં હતી ને ગાઝી તરીકે લોકહૃદયમાં તેની ઊંડી છાપ હતી.

ફક્ત એક જ આશંકા તેને હતી. ઇસ્મત જો ફરી વાર પણ સુલેહ કરવામાં નિષ્ફળ નીવડે તો કદાચ દુશ્મનો જોરમાં આવે. પણ મિત્રરાજ્યોએ કોઈ શત્રુ જોડે ન કરેલી એટલી ઉત્કૃષ્ટ સુલેહ કરાવી જ્યારે તે પાછો આવ્યો ત્યારે કમાલના પગમાં વધુ જોર આવ્યું ને તુર્તાતુર્ત તેણે ઍસેમ્બ્લીના બધા પ્રધાનોને રાજીનામાં આપવાની ફરજ પાડી. તુર્કી પ્રજાસત્તાક જાહેર થયું.

અને ચાળીસ ટકા. જેટલા સભ્યોએ મત ન આપ્યો છતાં ઍસેમ્બ્લીએ તેને પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે માન્ય રાખ્યો.

હવે જ કમાલે તુર્કીની પુનર્ઘટનાનું સાચું કામ હાથ ધર્યું. સૌ પહેલાં તો તુર્કીની દીનહીન પ્રજાને રૂંધતા 'દીન'(ધર્મ)નો ફંદા તેને દૂર ફેંકવો હતો. એ એક એવો થર હતો કે જે પોતા નીચે ઉછરતી માનવતાને ગૂંગળામણમાંથી બહાર જ આવવા દેતો ન હતો. એની તળે ને તળે રહેલી માનવતા લગભગ સડવા લાગી હતી. એ ધર્મની કાંચળી દૂર ફેંક્યા સિવાય તુર્કીને આધુનિક કક્ષા પર લાવવું અસંભવિત જ હતું.

પાંચ સૈકાથી શેખો ઇસ્લામના કાયદા ને કાનૂનોની ધૂંસરી તુર્કીને ગળે બેરવતા આવ્યા હતા. શબ્દોના અર્થો શોધવા સિવાય તેમનો બીજો કોઇ ધંધો નહોતો. તેમણે એકલા રાજબંધારણમા જ નહિ, પણ તુર્કના ખાણા-પોશાકથી માંડીને ઊંઘ આરામ સુધીના બધા વિષયો ઉપર ફરમાનબંધી લાદી દીધી હતી. ઉત્થાન-કામી દેશને માટે એ અસહ્ય હતું. કમાલે એ બધું પ્રમાણ્યું ને જાહેર કર્યું કે 'ઇસ્લામની અરબ ધર્મ-મીમાંસા તુર્કીને બીનજરૂરી છે.'

એવામા ખલીફા અબ્દુલ મજીદે પોતાનો દરમાયો વધારી આપવાની તેને અરજ કરી એટલે તેણે ખલીફાને જવાબ લખ્યો, 'તમારો દરજ્જો એ માત્ર ઐતિહાસિક અવશેષ તરીકે સચવાય છે. બાકી એની કશી કીમત છે જ નહિ. એની હસ્તીનો યે કશો અર્થ નથી. છતાં તમે જો વધારો માગો તો એ તમારી નાદાની જ છે.'

આ જવાબ અબ્દુલ મજીદને પહોંચતાં જ તેણે કમાલ વિરુદ્ધ પ્રવૃત્તિ આદરી, ને જેને જેને કમાલનો વિરોધ હતો એ બધા ઍંગોરા છોડી તેની આસપાસ કૉન્સ્ટાન્ટીનોપલમાં એકઠા થવા લાગ્યા અને કમાલની આપખુદી વિરુદ્ધ પ્રચાર કરવા લાગ્યા. 'એ ધાર્મિક રસમોને તિરસ્કારે છે; એણે શેખ-ઉલ-ઇસ્લામ પર કુરાનનો ઘા કર્યો હતો; એણે ઍંગોરાની સ્ત્રીઓને બેપર્દી બનાવી, નાચતી ગાતી કરી મૂકી છે; એની પત્ની લતીફા મર્દાની પોશાક પહેરે છે અને એ પોતે તુર્કીની ઓરતોને પુરુષોની હરીફાઇ કરવા ઉશ્કેરે છે;' એવા અનેક આક્ષેપો તેઓ આખો મોંથી કમાલ પર મૂકતા ગયા. તેમના દિલમાં આશા હતી કે જગત-ભરના મુસ્લીમોના આદરપાત્ર ખલીફાનો તો તે વાળ પણ વાંકો નહિ કરી શકે. પાછળથી રૌફ, રેફત, આઝનોન ને કાસિમ કારા બેકિર પણ તેને છોડીને અબ્દુલ મજીદના પક્ષમાં ભળ્યા.

ઊભા થએલા તુર્કીને પછાડવાનો આ મોકો અંગ્રેજો કેમ ચૂકે? તેમણે તરત શાહીવાદનાં ઓળ ઊભાં કર્યા અને ઠેઠ હિંદમાં ખિલાફતનો પક્ષ મજબૂત બનાવવાનો તુર્કી વિરુદ્ધ પ્રચાર આદરી દીધો.

પણ કમાલે અંગ્રેજોની એ રમત તુર્ત આગળ ખુલ્લી કરી દીધી અને કહ્યું કે 'એ તુર્કીને ફરી પછાડવા માગે છે. શું આજ દિવસ સુધી ખિલાફત, ઇસ્લામ અને મુલ્લાંઓને નામે તુર્કી કિસાન લડતો ને પ્રાણ પાથરતો નથી આવેલો?' અને પછી સરમુખત્યારની ઢબે એણે જાહેર કર્યું: 'આજ હવે તુર્કીને પોતા તરફ નજર નાખવાનો અવસર આવ્યો છે. આજ તે હિંદી મુસ્લીમો ને અરબો સાથેના સંબંધનું લાકડું દૂર કરે છે ને ઇસ્લામનું નેતૃત્વ પણ રદ કરે છે.'

એના વક્તવ્યમા રહેલું તથ્ય શ્રોતાને ગળે તરત ઊતર્યું ને અબ્દુલ મજીદ તથા તેના સાથીદારો રાષ્ટ્ર-શત્રુ જાહેર થયા. ઍસેમ્બ્લીમાં કમિશનર ફૉર રિલી-જિયન ખલીફાની તરફેણમાં કંઇક બોલવા ઊભો થયો. પણ ફાંસીની ધમકી આપી કમાલે એ જ વખતે તેને બેસાડી દીધો. લાગલાગટ બોલ્યા જઇ તેણે લોકો પર એટલી અસર ઉપજાવી કે તે પૂરું થવા સાથે જ બધા સાંભળનારાઓ ખિલાફતને તુર્કીમાંથી મિટાવવાની તરફદારી કરવા લાગ્યા. ચોવીસ કલાકની અબ્દુલ મજીદને નોટીસ મળી ને એ મધરાતે, કશા યે માન કે મરતબા વગર ચુપચુપ એ તુર્કી છોડી ગયો.

તુર્કી એના પર લદાએલી સૌથી મોટી દીનની જડમાંથી આમ છૂટું થતાં તેના વિકાસનો રૂંધાએલો માર્ગ હવે વધુ મોકળો થયો.

લતીફા હાનુમ જેટલી સુસંસ્કૃત હતી એટલી જ સ્વાતંત્ર્યપ્રેમી હતી. લશ્કરી દિમાગના કમાલને એનો સ્વભાવ અનુકૂળ ન આવ્યો. તેને બધા તાબે રહેનારા જોઇતા હતાં; કોઇ હુકમ કરનાર નહિ. લતીફા જ્યાં

સુધી સ્વાતંત્ર્યના પ્રયોગો રમ્યે જતી, તે અર્થે ગ્રહી પચી રહેતી ત્યાં સુધી તો કમાલે કંઈ વાંધો ન લીધો, પણ જ્યારે હવે એ તેનો પણ વિરોધ કરવા લાગી ને ખામુખા તેને ઉતારી પાડવા લાગી ત્યારે એ તેનાથી સહન થયું નહિ. તેણે પોતાના હાથે છૂટાછેડાનો ખરીતો લખી, ઍસેમ્બ્લી પાસેથી એ મંજૂર કરાવી લીધો. બને ય સ્વભાવે સત્તાકાંક્ષી ને ધાર્યું કરનારાં હોઈ આગળ ઉપર તેમને કદી બની શકત કે કેમ એ એક પ્રશ્ન હતો.

યુવાનીમાં કોઈ ફિક્રિયા સાથે પણ કમાલને પ્રેમ પ્રસંગ પડેલો, પણ પછીથી તેને ભણવા માટે નાણાંની મદદ આપી તેણે તેને વીએના મોકલી આપેલી. લતીફા સાથેના છૂટાછેડા સાંભળી તે અંગોરા પાછી આવી, પણ કમાલે લગ્ન કરવાનો ઇન્કાર કર્યો. આથી નિરાશ થઈ ફિક્રિયાએ ગોળીથી આપઘાત કર્યો.

પરંતુ આ ગૌણ બાજુ જવા દઈ, કમાલની પ્રવૃત્તિની પ્રધાન બાજુ તરફ આપણે વળીએ.

અબ્દુલ મજીદ તુર્કી છોડી ગયો છતાં કમાલના વિરોધીઓ હજુ તુર્કીમાંથી નમ્યા ન હતા. અંગ્રેજોએ મોસુલ લેવાની નવી ધમકી આપી ને કુર્દિસ્તાનમાં શેખસૈયદે બળવો ઉઠાવ્યો. એટલે તેના એ વિરોધીઓ યે જોશમાં આવ્યા. કૉન્સ્ટાન્ટીનોપલમાં તેમણે રૌફને પ્રમુખપદે 'પ્રોગ્રેસિવ રીપબ્લિકન પાર્ટી' સ્થાપી અને શેખ સૈયદ પાસેથી સહાય મેળવવાની આશા રાખવા લાગ્યા.

અત્યાર સુધી ખામોશીથી આ બધી પ્રવૃત્તિ નિહાળતો કમાલ ધરમાં પડેલી ફૂટ ને બહારની આ ફૂટથી તુર્ત જાગૃત થયો. ભયમાં જ તેની ક્રિયાશક્તિ કામ આપતી. ને ચારે બાજુ વ્યાપેલા આ ભયે તો એની તાતાર નસોમાં નવું ખુન્નસ આણ્યું. કુર્દિસ્તાનમાં બળવા પાછળ રહેલી અંગ્રેજોની કૂટનીતિ તેણે ખુલ્લી પાડી ને હુકમે વતનની આગોશ ભરેલા અસંખ્ય તુર્કી જવાનો ફરી તેની સોડમાં આવી ઊભા. લૉઈડ જ્યોર્જે અંગ્રેજોના નામમાત્ર તરફ તુર્કીને હાડોહાડ જલતા કરી મૂક્યા હતા. તુર્કીના દરેક ભાગમાંથી, દરેક કબીલામાંથી કમાલને મદદ ને વફાદારીના સોગંદ મળતા ગયા. એ જ માત્ર તુર્કીની આશા હતો. ગાઝી સિવાય તુર્કીને કોઈ બચાવી શકે એ તુર્કોને મન માની જ ન શકાય એવી વાત હતી.

ને તુર્ક યુવાનીની ઓથે રહી, બે જ મહિનામાં કુર્દિસ્તાનના બળવાને કમાલે દફનાવી દીધો. આગ ને તલવારથી તેણે દેશદ્રોહનું પાતક તેમને સમજાવ્યું. ૩૭ નેતાઓને તેણે ફાંસીએ ચડાવ્યા. તેના વિરોધીઓ તેનો ગુસ્સો ને તેની જબાનની સચ્ચાઈ પૂરા પિછાણતા હતા. એટલે નવી સ્થપાએલી પાર્ટીના નેતાઓ—રહમી, આઝનાન, હાનીફ અદીબ ને રૌફ સુદ્ધાં તેના ખોફમાંથી બચવા તુર્કીનો કિનારો છોડી ગયા ને ફરીવાર તુર્કીનો મામલો થાળે પડ્યો.

તુર્ક પ્રજાનું ખમીર પરપ્રત્યયનેય હોય, એને કોઈ પણ રીતે અવળે માર્ગે દોરાતી અટકાવવી જોઈએ એવો કમાલનો નિશ્ચય હતો. ને પોતાના એ નિશ્ચય પ્રમાણે જ તે વર્તતો. તુર્કીના ઘડતર વચ્ચે આવતી એકેએક અડચણોને જડમૂળથી ઉચ્છેદવી એ એની ફરજ થઈ પડી હતી.

એવી બધી યે અડચણોને એણે ચૂંટીચૂંટીને બહાર આણી. એની એ પ્રવૃત્તિ દરમિયાન અનેક વખત એનો જાન લેવાના પ્રયાસો થએલા, પણ એથી એની મક્કમતા મુદ્દલ નહોતી ડગી. એવે વખતે ઘની ખૂન માથું જ માગી લે. તેણે 'ટ્રિબ્યૂનલ ઑફ ઇન્ડીપેન્ડેન્સ' ઊભી કરી ને એ ટ્રિબ્યૂનલે, પકડાએલા બધા દેશદ્રોહીઓને ફાંસીએ ચડાવવાનો ઇન્સાફ આપ્યો.

વીએના ને ઇંગ્લંડના રૉથ્સચાઇલ્ડો જાવિદને આ ખતરામાંથી બચાવવા લાગવગ લડાવવા લાગ્યા. કમાલને તેની ખબર પડી. એ જાવિદ તો પેલો દેશદ્રોહી યહૂદી નાણાશાસ્ત્રી જે જર્મનીને તુર્કી વેચવા તૈયાર થએલો. 'નહિ' એણે હુકમ છોડ્યો 'આજ રાતે જ એ કાવતરાબાજોનો અંત આણી દો.' અને અંગોરાની રોશની વચ્ચે એ રાતે જ અગિયાર દેશદ્રોહીઓના મુડદા ફાંસીને માંચડે ટીંગાઈ રહ્યા.

ત્યારથી તુર્કી એક અને અવિભાજ્ય બન્યું છે, અને ત્યારથી (ઇ. ૧૯૨૭થી) તે આજ દિવસ સુધી, 'Only the hand that can wield the sword should hold the sceptre' એ તાતાર કથનનો સંપૂર્ણ અનુગામી કમાલ, નવા તુર્કી પ્રજાસત્તાકનો પ્રમુખ, ઍસેમ્બ્લી, લોકપક્ષ અને પ્રધાનસમિતિનો અધ્યક્ષ અને લશ્કરનો કમાન્ડર ઇન ચીફ રહ્યો છે.

'હવે આપણે તુર્કીને સુધારવાનું છે' આટલાં વર્ષો

પછી કંઈક શ્વાસ ખાતો તે બોલ્યો: 'તેણે બધાં સંસ્કારી દેશોની હરોળમાં આવવું જોઈએ સ્વત્વવિહોણું: આપણા લોકોના પોશાક, રીતરિવાજ, ભાષા, વિચાર ને વર્તન સુદ્ધાંમાં પલટો આણવો જોઈએ. જીવનની સારી યે ઘરેડ બદલાવી નાખવી જોઈએ.'

પહેલી જ તેની નજર ઇસ્લામના પ્રતીક જેવી ફેઝ ટોપી પર ગઈ એ માટે તેણે આડકતરો માર્ગ લીધો. સૌ પહેલાં તો તેણે લશ્કરમાં જર્મન ટોપીઓ દાખલ કરી. લશ્કરે વાંધો ન લીધો, એટલે હુટને લીધે તડકા ને વરસાદથી મળતા રક્ષણના ફાયદા સમજાવતાં તે જાતે આમવર્ગમાં તેનો પ્રચાર કરવા લાગ્યો, ને થોડાઘણા તેમ વર્ત્યા એટલે પરબારો કાયદો પસાર કર્યો કે તુર્કીમાં ફેઝ પહેરવી ગુનાહિત છે ને તેમ કરનાર શિક્ષાપાત્ર થશે. આથી ફેઝે તુર્કીમાંથી સદાને માટે રૂખસદ લીધી.

પછી એ વળ્યો મુલ્લાંઓ, શેખો ને દરવેશો તરફ. નર મધમાખ પેઠે પારકા શ્રમે ઉપર જીવતી એમની જમાતની બધી મિલકત જપ્ત કરાવી એણે એમને રસ્તે રખડતા બનાવ્યા, જેથી તેઓ શ્રમને માર્ગે વળી શકે.

ત્યારે કાયદો વળી શા માટે કુરાનની પુરાણી શરીઆતોને વળગી રહેવો જોઈએ? તેણે એ જૂના કાયદા પણ ગેરકાયદેસર જાહેર કર્યા અને યુરોપિયન સલાહકારો બોલાવી, જર્મન વેપારી, ઇટાલિયન ફોજદારી ને સ્વિસ સિવિલ કોડ પરથી તુર્કી માટે નવું જ રાજબંધારણ તેણે નીપજાવ્યું. એ સાથે જ પુરુષની મિલકત જેવી પ્રવર્તતી સ્ત્રીની સ્થિતિનો યે તેણે કાયદાઓ કરી અંત આણ્યો: જનાના પદ્ધતિનો નાશ કર્યો ને બહુપત્નીત્વ ગેરકાયદેસર ઠરાવ્યું.

તુર્કી ભાષાએ પણ સ્વત્વ ગુમાવી દીધું હતું. અરબીના અનુકરણ પર જીવતી તુર્કીની લિપિ ત્યારે એવી તો હતી કે પ્રજાના ભાગ્યે જ દસ ટકા તે વાંચી શકતા. કમાલને તો ઘરેઘર શિક્ષણ જોઈતું હતું. શા માટે એ અરબીની જડને જીવવા દેવી? સોવીએટ રીપબ્લિકે ૧૯૨૪થી મધ્ય એશિયાના તાતારો સારુ લાટિન અખત્યાર કરી હતી. કમાલને પણ એ જ યોગ્ય લાગી. ઘેર બેઠા જ એ નવી ભાષાનું બંધારણ ઘડવા લાગ્યો. ને ૪૭ વર્ષની વયે, ચાકની પેટીઓ ને પાટિયાં સહિત શહેરેશહેર ને ગામડેગામડે નવી લિપિનું શિક્ષણ આપવા તે નીકળી પડ્યો.

એ કામ પણ પત્યું. તુર્ક ભાષા સ્વત્વવાળી ને લાટિન મરોડની બની. હવે આવ્યો કલાનો વારો. ચારસો વર્ષોથી મુલ્લાંઓએ તેને ગળે ટૂંપો દઈ રાખ્યો હતો. કમાલે એને પણ મુક્ત કરી. નૃત્ય, સંગીત, ચિત્રકલા બધાંમાં તેણે નવાં પૂર આણ્યાં. વીએનીઝ વૉલ્ટ્ઝ, નિગ્રો જાઝ ને ફૉક્સ ટ્રૉટ તેણે તુર્કીમાં દાખલ કર્યાં. ઝાંબેક જેવાં તુર્ક નૃત્યોનો તેણે પુનરુદ્ધાર કર્યો ને બધી લલિતકળાઓની તેણે તુર્કીમાં કૉલેજો કાઢી.

પછી હળવેહળવે તે લોકોને રાજકારણમાં રસ લેતા કરતો ગયો. શ્રમજીવીઓ, કારીગરો ને દુકાનદારો માટે ઍસેમ્બલીમાં તેણે નવું બોર્ડ સ્થાપ્યું ને સરકારની સમાલોચના કરવાનો પણ તેમને હક આપ્યો.

આવા અથાગ પ્રયત્નો પછી આજ હવે કમાલ, તુર્કી માટે પોતે કંઈક કર્યું હોવાનો આત્મસંતોષ અનુભવે છે. મિત્રો વિનાના, કુટુંબ વિનાના સરમુખત્યારનું હવે તો તુર્કી જ માત્ર કુટુંબ રહ્યું છે. પોતાને મળતા દરમાયામાંથી એ મોટરમાં બધે ફરતો રહે છે ને એકેએક તુર્કની ફરિયાદો સાંભળે છે. એકેએક તુર્કનો એ વિકાસ એ વાંછના છે. તે કહે છે:

'હું બધા રાષ્ટ્રોના ખમીરથી વાકેફ છું. મેં તો એમનું ચારિત્ર્ય તદ્દન નગ્ન સ્વરૂપમાં જોઈ શકાય એવી પરિસ્થિતિઓમાં એમને પિછાન્યા છે. હું ખાતરીપૂર્વક કહું છું કે મારા દેશના લોકો બીજા કોઈ દેશવાસીઓથી ઊતરતા નથી. પણ અત્યારે મારા હાથની તેમને જરૂર છે. હું એમને એ રસ્તે પહોંચાડવા માગું છું કે જ્યાંથી એમની આંખો સાચા માર્ગનો જાતે નિર્ણય કરી શકે, ને જ્યાંથી એમના પગોમાં આગળ વધવાની પૂરી તાકાત રહે. પછી એ પોતાની મેળે જ બધું સમાલી લેશે. ને મારું કામ પણ પૂરું થશે.'

સિકંદરની મહત્ત્વાકાંક્ષા, સીઝરની ધૃતિ ને મુસોલિનીના ચાણક્યત્વનો સમન્વય સાધેલો આ ભુજંગ આનાતુર્ક મુસ્તફા કમાલ હવે તો પોતાની જાતને વધુ ને વધુ નિવૃત્તિ તરફ ખેંચતો જાય છે, પણ હજુ યે એ કહે છે. 'હું ત્યારે નિવૃત્ત થઈશ, જ્યારે આખાય તુર્કીને કુરાનની યે જરૂર નહિ રહે ને કાર્લ માર્ક્સની યે નહિ.'

અશોક હર્ષ

# પરદેશી વસ્તુઓનું પ્રદર્શન

**દેશનાં દારિદ્ર્ય અને બેકારી સામે ભિંડી દેશદાઝથી રજૂ કરેલા ચાનકદાર વિચારો અને રચનાત્મક યોજના દર્શાવતો લેખ**

- **આર્ટ્સ કૉલેજો સ્થાપીને આપણે શું ઉકાળ્યું તે તો સૌકોઇ જાણે છે, અને છતાં નવી આર્ટ્સ કૉલેજો માટેના ફંડફાળાને આપણો ગતાનુગતિક સમાજ પોષી રહ્યો છે.**
- **આનું એક કારણ આપણામાં મૌલિક વિચાર-બળનો, આપણી પાસે બીજું કાંઇ નવીન કરવા માટેની પદ્ધતિસરની યોજનાનો અભાવ છે.**
- **આ લેખમાં એ ત્રુટી પૂરાય છે, અને હિંદના સમાજસેવકો માટે એક સંપૂર્ણ યોજના રજૂ થાય છે.**
- **લૂંટાતા હિંદને નામે, ગરમ લોહીવાળા છતાં હતાશ બનતા જતા યુવાન કૉલેજીઅનોને નામે, હિંદના બેકાર કારીગરોને નામે, આ યોજના ઉપાડી લેવાનું અમે જાહેરને આમંત્રણ આપીએ છીએ.**

આપણું પ્રથમ અને અત્યત મહત્વનું કામ તો કારીગરને અમુક અમુક વસ્તુઓ બનાવવાનુ સંભારી આપવાનું છે આપણા કારીગરવર્ગની દૈનિક જરૂરિયાતો એવા ટૂંકા ક્ષેત્રમા સમાઇ ગઇ હોય છે કે ઘણીખરી વસ્તુઓ એણે જિંદગી-મા જોઇ કે સાભળી જ નથી હોતી અને આવી રીતે કારીગરની નજર ચુકાવી હિંદમા પેસી ગએલી અનેક વસ્તુઓ આપણને જડે છે. એના ઘણી વસ્તુઓ તો માત્ર સામાન્ય મજૂરી અને નજીવી મૂડી જ માગતી હોય છે

આવી વસ્તુઓના એકબે ઉદાહરણ લઇએ ચિત્રકારો જેનાથી ડ્રૉઇગ કરે છે તે 'ચારકોલ'ની સળીઓ એ આવી એક વસ્તુ છે આપણે લાખ્ખો મણ લાકડાના કોલસા બનાવી દર વર્ષે બાળી નાખીએ છીએ, અને એ લાકડામા નરમ અને કઠણ, હલકા અને ભારે અનેક જાતના લાકડા આવી જાય છે. એનો કોયલો પણ કાગળ પર લીટા કરે એવો કાળો થાય છે. માત્ર પ્રથમ યોગ્ય લાકડાની ચીપો પાડીને અથવા સાઠી જેવું કોઇ માફકસરનું કાષ્ટ પસંદ કરીને રેતી જેવી નરમ છતા ભારે વસ્તુના દબાણ નીચે એનો કોયલો પાડ્યો હોય તો તે સળીઓના રૂપમા ઊતરે અને પછી વળ પ્રમાણે ગોઠવ્યા હોય તો ચિત્રકારોને કામ લાગે. અને એ આખુ બિઝનેસ એક જ કુટુંબ પોતાની થોડી એવી મૂડીથી ઊપજાવવા તથા ખીલવી શકે પણ આપણા—કે કોઈ પણ પ્રજાના—ચિત્રકારો ઘણાખરા કલ્પિત સૃષ્ટિમા રમનારા હોવાથી પોતાના વપરાશમા આવતી વસ્તુઓની ઔદ્યોગિક બાજુ ઓછી જુએ અને કારીગરને એવા કોયલાની સળી હાથમા પકડવાનો સમય ઓછો આવે એટલે એકાદ નજીવો અકસ્માત કારીગર અને કોયલાને સામસામે લાવી ન મૂકે ત્યા સુધી પ્રજાની અજ્ઞાનતાથી સુરક્ષિત એ સળીઓના ડઝનબંધ બાકસો આપણા ચિત્રકારો ઘરથે જવાના

બીજો દાખલો મીઠાનો લઇએ. આપણા સામાન્ય વપરાશમા આવતુ મીઠું ખૂબ મેલુ હોય છે, કેમકે એમા ધૂળ અને કાકરી ભળેલી (કે અજાણ હાથે ભેળવાએલી?) હોય છે એકાદ શેર મીઠું પાણીમા ઓગાળી આછરેલુ પાણી ગાળી લેવાથી તળે જામેલો મેલ આ વાતની સાક્ષી પૂરશે પણ આપણા પેટમા બીજે અનેક રસ્તે ધૂળ જતી હોય છે તેથી મીઠા સાથે ભળેલી આ થોડી એવી ધૂળને ન ગણકારવાની આપણી આમ જનતાને ટેવ પડી ગઇ છે પરતુ શ્રીમંતવર્ગ તથા રાજારજવાડા એ ધૂળ પેટમા નાખવાનુ જોખમ સમજતા હોવાથી તેઓ વિલાયતમાથી વધુ શુદ્ધ થઇ કાચની બાટલીમા પૅક થઇ આવેલુ મીઠું વાપરે છે પૅકિંગ ખર્ચ બાદ કરીએ તોપણ આ શુદ્ધ થએલા મીઠાની કીમત ચાલુ મીઠાની કીમત કરતા વીસથી ત્રીસ ગણી લેવાય છે. અને એ શુદ્ધ કરવુ એટલે? મીઠાને પાણીમા ઓગાળી, તે પાણીને યત્રની મદદથી નહિ પણ સમયની મદદથી આછરવા દઇ, એ આછરેલા પાણીને જુદુ પાડી, એમાના પાણીને અગ્નિ કે સૂર્યના બળે સૂકાવા દઇ, એકઠો કરેલો ફીણ જેવો ખાર! આ આખી ક્રિયા એવી સાદી છે કે એક નાનો સરખો માટીનો ગોળો, એકાદ નળવાળી ટાકી અને થોડી સ્વચ્છ બારીક

રેતીથી દરેકોઈ માણસ એનો નાના પાયા પર પ્રયોગ કરી શકે અને દરેકોઈ ચાલાક મજૂર એનું આખું કારખાનું ખોલી શકે માત્ર આપણી વિવિધરંગી સૃષ્ટિમાં આવી કોઈ ચીજની પણ ખપત છે એવો ખ્યાલ જ કારીગરને આપવાની જરૂર છે. મીઠા સાથે ધૂળ ખાવા ટેવાએલાં અને એ જ ધૂળથી ડરતા નાજુક અંગોની સુંવાળપનું સ્વપ્ન પણ આવતું નથી હોતું. અને જે લોકો એ વસ્તુ વાપરતા હોય છે તેને એ મુશ્કેલિસ ચીજ પર પણ જેનું આખું જીવન નભવાનો સંભવ છે એ ગરીબ વર્ગની ગરીબાઈનો સંપૂર્ણ ખ્યાલ નથી હોતો. કદાચ તેઓનું સ્વદેશાભિમાન એકાએક ઉપસી આવે તો તેઓ એટલું કહે કે "આવી સાદી વસ્તુ પણ હિંદુસ્તાનમાં નથી બનતી! આપણે તે શું સ્વરાજ્ય લેવાના હતા?" પણ એ વસ્તુ હિંદમાં ન બનવાનું કારણ અશક્તિ નથી, પણ એક જરૂરી અકસ્માત ન બનવાનો અકસ્માત છે, એ અટપટું સત્ય સમજવા જેટલો ભેજાંને પરિશ્રમ આપવા તેઓ તૈયાર નથી હોતા. નહિતર આ ધંધામાં માલમાં મૂડી બહુ ઓછી રોકવી પડે, અને ભેજું તો એથી યે ઓછું. માત્ર પૅકિંગ કરવાની બરણીઓ અને લેબલો પર વિશેષ ધ્યાન રાખવું પડે; કેમકે બધી ફૅશનેબલ પરદેશી વસ્તુઓમાં આપણું ગામડી સૂત્ર કહે છે તેમ 'પૅકિંગના જ નાણાં છે!'

અને આવી તો બીજી અનેક વસ્તુઓ હિંદને ફેવેફવે વળગી હિંદનું શોણિત ચૂસી રહી હોય છે. અને ઘેનમાં પડેલા એ વિરાટ દેહને એની ખબર પણ પડતી નથી હોતી. માત્ર એ શોષણનું દુઃખ એક સામટા ખ્યાલ રૂપે આપણી બેકારીમાં આપણને દેખા દે છે. પણ તેમ છતાં આપણા એક મહત્ત્વના અંગ ગૃહ-ઉદ્યોગના પક્ષાઘાતના દુઃખ આગળ આપણને આવા નાનાસૂના ચટકાનાં સ્થાન શોધવાનું યાદ જ નથી આવતું.

આ પરિસ્થિતિ માટે આપણી બધી લોકોપયોગી સંસ્થાઓ જવાબદાર છે. આપણી અનુકરણવૃત્તિ આપણને મૌલિક વિચાર કરતા રોકે છે. અને તેથી આપણાં દેશભરનાં વિચારવિનિમયના કેન્દ્રો પોતાના વિચારના ખોરાક માટે છાપાંઓએ વાસી કરી મૂકેલા પ્રચલિત સામાજિક ચર્ચાઓના ટુકડા પસંદ કરી લે છે. આથી બને છે એમ, કે વાઇસરૉયની સભામાં લોખંડના ઉદ્યોગને રક્ષણ આપવા માટેની ચર્ચા ચાલતી હોય ત્યારે છાપાં વાંચતી એકેએક વ્યક્તિ જાણે એ પોતાનો અંગત પ્રશ્ન હોય તેમ તેમાં ઝીણવટથી રસ લે છે, અથવા સુરતના નગર સંબંધે કાંઈ ખેંચતાણ થતું હોય ત્યારે એ પ્રશ્નના અભ્યાસને પોતાના જીવનનું ધ્યેય માની બેસે છે! અને આનું કારણ દેખીતું છે. જેઓને પોતાના જીવનનું સ્વતંત્ર અને સ્પષ્ટ ધ્યેય નથી હોતું તેઓએ દેશમાં વાતા પવનો સાથે આમથી તેમ ઝોલાં ખાવાનું જ રહ્યું. અને એ જ મુજબ જે દેશનેતાઓનું પોતાના દેશનેતાગીરીના ધંધાને અંગેનું કામ લોકોના જીવનને અનેક ખૂણે સ્પર્શતી બાબતોની ચર્ચા કરવાનું છે તેઓએ પણ, આપણી અવ્યવસ્થિત રાષ્ટ્રીય લડતમાં પોતપોતાના ક્ષેત્રની સુરેખ મર્યાદા ન હોવાને કારણે, બધા ચાલુ પ્રશ્નોમાં માથું મારવાનું રહ્યું.

નહિતર જેણે સ્વદેશી કાપડનો પ્રચાર કરવાનું કામ હાથ ધર્યું હોય એને પછી જમશેદપુરનાં લોખંડનાં કારખાનામાં બનતા માલ ઉપર કેટલો કર છે, અથવા તો ત્યાં રેલવેનાં બૉઇલરો શા માટે બનતાં નથી, એ બધી ભાંજગડમાં પડવાની શી જરૂર? આમ કહેવાનો એ અર્થ નથી કે પોતાની આસપાસના જગત સાથે નિકટનો પરિચય સાધવા પોતાની દૃષ્ટિનું ક્ષેત્ર ન વિસ્તારવું. પણ જ્ઞાન મેળવવા પૂરતો એક વાતમાં રસ લેવો એ જુદી વાત છે, અને લડતની દૃષ્ટિએ એમાં ઊભો ભુસ્કો મારવો એ પણ જુદી વાત છે. આપણા દરેક મોટા ઉદ્યોગના હિત માટે તે તે ઉદ્યોગ સાથે સંબંધ ધરાવતાં માણસો પોતાથી બનતો પ્રયત્ન કરી રહ્યાં હોય જ છે. અને વ્યૂહરચનાની દૃષ્ટિએ તે તે ઉદ્યોગોનો અભ્યાસ કરવો એ તેમનું જ કાર્ય છે. બીજા તેમાં માથું મારે એ તો, શિખાઉ ખેલાડીઓ ક્રિકેટ રમતા હોય અને એક જ દડા પાછળ જુદાં જુદાં પૉઇન્ટ ઉપરથી ત્રણચાર જણા દોડે એના જેવું બને; કેમકે સમગ્ર હિંદની પ્રજા બધા ઉદ્યોગોમાં રસ લેતી થાય તો જ એ ઉદ્યોગોની સ્થિતિ સુધરે એવું કાંઈ હોતું નથી. અને જો એમ હોત તો આપણે બધાએ જાણવાની બાબતો એટલી બધી વધી પડત કે એ જ્ઞાન મેળવવાની ક્રિયા બીજા કોઈ રચનાત્મક કાર્યક્રમ માટે અવકાશ જ ન રહેવા દેત.

આથી એ ઉદ્યોગો સાથે સંબંધ ન ધરાવનારાઓ, કદાચ સામાન્ય ઇતિહાસ કે ભૂગોળમાં રાખે એવો ઉપલક

રસ આવી ચર્ચાઓમા રાખે તો ચાલી શકે પણ એને બદલે, છાપાઓમા પાનાના હિસાબે આવી ચર્ચાઓને વધુ મહત્ત્વ મળતુ હોવાથી, ગ્યાતા ઇતિહાસની વિચાર-સરણીથી પાછળન્હી બુડથલમા ખપવાના ભયે બધાને એ ચર્ચાઓમા અગત રસ લેવો પડે છે. આમ હોવાથી દેશની અંદરના બેચાર મોટા હિતો આખા આમવર્ગના વિચારબળને કેદ કરે છે, અને બીજી નાની હિતો માટે વિચાર કરવા જેટલી છૂટ કે વિચારની બચત રહેવા દેતી નથી.

આથી જ, ઉપર કહ્યા તેવા નાના, ક્યારેક એક જ કુટુંબ કરી શકે એવા, નવીન ઉદ્યોગોની શોધમા આપણુ સમૂહમાનસ છૂટુ મૂકી નથી શકાતુ આપણા દેશનેતાના કે સમાજસેવકના ભાષણના વિષયો ચા કે ખાદી, વિધવા કે પ્રેમભોજન, કે એવા થોડા ગણ્યાગાંઠ્યા જ રહે છે અને એ નાના વર્તુળની બહાર જતા આપણી કલ્પના શીખતી જ નથી

પણ એક વખત આપણે એ કલ્પનાવિહારની મઝા ચાખી જોઇએ, એક જ વખત આપણા બેકારો સમક્ષ હજુ આપણા, જેવાતેવા તો યે ભાગ્યા ભાંગ્યા જેવા દેશમા પથરાએલી પડેલી તકોનુ વિરાટદર્શન કરાવીએ, એક જ વખત કાંઇ કામ કરવાનુ ન સૂઝવાથી મૂંઝાતા આપણા બંધુઓને આપણી પાસેથી પરદેશો કયે કયે સ્થળે ફરસી, કરવત કે કુહાડી આચકી લે છે તે બતાવીએ, તો અજ્ઞાન કે અજાણપણાના કચરાથી બંધ પડેલી આપણી રક્તવાહિનીઓમા અનેક સ્થળે ફરીથી જીવનનો સચાર થાય, અનેક કુટુંબોને એમાથી દિશાનિર્દેશ મળે પછી જેમ બળતા રણમા પાણીનુ દર્શન અજબ હિંમત આપે એમ આપણો એ બિગડર જોઇ શકે કે પોતાની આસ-પાસ કાચા માલ રૂપે વેરાએલી અનેક વસ્તુઓમા મજૂરી નાખવાથી તેને સમાજને ઉપયોગી પદાર્થોમા ફેરવી શકાય તેમ છે. પછી તે પોતાની શક્તિ તથા સાધનને અનુકૂળ એકાદ વસ્તુની પસંદગી કરી શકે અને તેમાથી આજીવિકા મેળવી શકે

જોકે આ પાછળ જણાવ્યુ તે અમુક જાતના પાકા માલ માટે જોઇતા કાચા માલ તથા તેની કાર્યપદ્ધતિ સમજાવવાનુ કામ આપણી કૉલેજો કરતી તો હોય છે. પણ આપણી એ કૉલેજોનુ શિક્ષણ તો સર્પના ઝેર માટેનુ ઇન્જેકશન એ ઇન્જેકશનની શીશીઓ જ્યા ભરી હોય એ આરસ પાથરેલી હૉસ્પિટલમા સર્પ આવે નહિ, અને ખેડૂતને ખેતરની વાડમા હાથ નાખવાનો હોય ત્યા એના ખીસામા ઇન્જેકશનનો સામાન તૈયાર ન હોય. એમ, એ કૉલેજોમા શીખવા આવનારા વિદ્વાનોમા એટલા બધા ગૂંચવાઇ પડે, કે પંદર રતલનો શબ્દકોશ એક કલાક તોળી શકે, પણ પંદર રૂપિયાભારનો ચાળીઓ દીવાની જ્યોત પર એકધારો ગળી ન શકે. અને જેઓ જડભરતની માફક પોતાના શરીર લાકડાના બન્યા હોય એ મિસાલે કામ કરી શકે તેમ હોય એની આગળ આવો કોઇ નવો નુસખો ન હોય!

વળી આ સિવાય કૉલેજના શિક્ષણનો બીજો પણ એક દોષ છે વિસ્તૃત દૃષ્ટિબિંદુ એ જ બધા ઉચ્ચ શિક્ષણનો આદર્શ હોવાથી અમુક એક જ ઉદ્યોગ માટે જોઇતુ કેન્દ્રિત જ્ઞાન કૉલેજ નથી આપતી પરિણામે કૉલેજમાથી છૂટેલો આપણો વિદ્યાર્થી સેંકડો વસ્તુઓના ઘડતરમા ચંચુપાત પામી ચૂકેલો હોવાથી એ દરેકના સર્જનની નાની કથા કહી શકશે, પરંતુ એકપણ વસ્તુ સંપૂર્ણપણે બનાવી નહિ શકે. આપણો તાજો રસાયણશાસ્ત્રી હાઇડ્રોક્લોરિક ઍસિડ બનાવવાના યંત્રનુ ચિત્ર દોરી દેશે, પણ ગુમડા પર ચોપડવા એક રૂપિયાભાર તાંબાનો કાટ આ પળે જ જોઇતો હોય તો તે ક્યાથી લાવવો તેના વિચારમા પડી જશે.

અને કદાચ અત્યારની કેળવણી આ જાતનો દોષ સુધારવા યત્ન કરે તોપણ એકદરે એ આખી ક્રિયા ખર્ચાળ છે એ તો દેખીતુ છે. કેમકે જીવનની ઘણી વ્યાવહારિક વસ્તુઓમા બહુ તાત્ત્વિક દૃષ્ટિ બિનજરૂરી થઈ પડે છે અત્યારે હિંદની જરૂરિયાત રોટલાની છે, અને તેથી સોડા અને તેલ મેળવી ગામડામા પોતાના ગામઠી સાબુનો પ્રચાર કરી શકનાર ફેરીઓ એ માણસના સર્જન વખતે કઇ ક્ષણે તેલમાનુ ગ્લીસરીન સ્ટીરીઆરીક ઍસિડથી છૂટુ પડયુ તે ન જાણતો હોય તોપણ ચાલી શકે છે

વળી અનેક વસ્તુઓમા ચંચુપાત કરાવવાની આ કેળવણીનો મુખ્ય હેતુ એક જ કે તેથી અભ્યાસ કરનાર પોતાની વ્યાપક દૃષ્ટિથી જીવનનુ અવલોકન કરી પોતાનુ ધ્યેય નક્કી કરી શકે, અને પછી એ દિશામા પોતાની મેળે આગળ વધી શકે હવે ધારો કે એક માણસ મૅટ્રિક પછી ચાર વર્ષ ખેતીવાડી કૉલેજમા ગાળી અનેક સત્યો શીખ્યો અને પછી

તેમાંથી એકાદ પસંદ કરવાના નિશ્ચય વખતે 'થોરની રાખમાંથી પોટાશ મેળવી શકાય' એ સાદા મતે, કાચા માલની વિપુલતાને અંગે તેને આકર્ષ્યો. તેણે બીજાં બધાં સત્યો ભૂલી આ એક જ 'સંભવ ઉપર પોતાના જીવનની ઇમારત ચણવા નિર્ણય કર્યો અને એ પ્રશ્નનો જરા વિધિપુરઃસર અભ્યાસ કરવા એ પ્રશ્નને લગતું રસાયણશાસ્ત્ર વાંચી ગયો. અને પછી થોરની રાખ એકઠી કરવા ગામની સીમમાં ગયો. પણ ત્યાં તેણે મહાન આશ્ચર્ય વચ્ચે જોયું કે એ રાખનો તો પાસેના ગામના સાકરના કારખાના-વાળાએ ઇજારો રાખી લીધો છે. તપાસ કરતાં તેને માલૂમ પડ્યું કે પોતે જે સત્ય કૉલેજમાં શીખ્યો તે એ માણસે 'આર્યભિષક્'ના વધારામાં ઉપરછલી દૃષ્ટિએ વાંચેલું અને તરત સાકર ઠારવાની ઢબે તેના પર કામ લેતાં તે પોટાશ જમાવી શકેલો. અને એવી જ ત્વરાથી, એ નવું બિઝનેસ સ્થાપવા નિશ્ચય કરી તેણે પોતાનું કામ શરૂ પણ કરી દીધેલું. એ વખતે એ કૉલેજીઅનની કરુણ સ્થિતિનો આપણને કાંઇક ખ્યાલ આવી શકે. જીવનનું ધ્યેય સુઝાડવા માટે કૉલેજો જે રસ્તો લે છે તે આમ અતિશય લાંબો પડે છે અને એને બદલે જીવનની અનુભવ-શાળામાંથી મળતા સૂચનો એકદર સોંઘા પડે છે.

તો પછી આવાં છૂટાંછવાયાં સૂચનોને પ્રદર્શનના રૂપમાં એક જ જગ્યામાં એકત્ર કર્યાં હોય તો એની ચોટ કેવી આબાદ થાય? પોતે કઇ બાબતમાં રસ લેવો એ પ્રશ્નનો જે જવાબ શોધવા બીચારા કૉલેજીઅનને તકલિફભરેલાં ચાર વર્ષ ગાળવાં પડે તે જવાબ આવાં પ્રદર્શનનો એકાદ અઠવાડીઆનો અભ્યાસ પૂરો પાડે. જે અનેક વસ્તુઓને ભણ્યા પછી પાછી ભૂલી જવી પડે એવી વસ્તુઓ પર પહેલેથી જ લાલ લીટી મારતાં આવું પ્રદર્શન આપણને શીખવી શકે.

અને એવી રીતે નિરર્થક બાબતોનો અભ્યાસ ન કરવામાં બચેલી શક્તિનો ઉપયોગ પોતે પસંદ કરેલા વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરવામાં કરી શકાય. આપણા પ્રદર્શને આમ જનતાની એક નાની એવી ઔદ્યોગિક શાળાનું કામ કરવાનું હોઇ તેમાં આને માટે પણ અવકાશ રાખ્યો હોય. જે પાકા માલને પ્રદર્શનમાં ગોઠવ્યો હોય એમાં કામ લાગતા કાચા માલના નમૂના પણ તેની સાથે જ રાખ્યા હોય, અને પછી, બની શકે ત્યાં ચિત્રો, ફોટોગ્રાફો કે છેવટ ટૂંક વર્ણન કરી તે તે માલની કાર્યપદ્ધતિ સમજાવી હોય, તેમજ એથી વિશેષ દર્શાકન મેળવવા કયું સાહિત્ય કયાં મળી શકશે તે પણ ત્યાં સાથોસાથ બતાવ્યું હોય. આથી પ્રદર્શન જોવા આવેલો માણસ પોતાને માટે એક ધંધો પસંદ કરી, તે ધંધો શીખીને જ પાછો ઘેર જાય.

૩

અને આ પછી એ કારીગરની સામે એક નવો પ્રશ્ન આવીને ઊભો રહે. આપણા વપરાશમાં આવતી કેટલીક વસ્તુઓમાં બનાવનારને સારો નફો રહી શકે એમ હોવા છતાં એના વપરાશનું ક્ષેત્ર કારીગરને સ્પષ્ટ ન હોવાથી તે બનાવવા જતાં એ અચકાય છે. દાખલા તરીકે ઉપર આપેલાં ફાનસો અને મીઠાનાં ઉદાહરણો જ લઇએ. આ વસ્તુઓ વાપરનારા દેશભરમાં એવા છૂટા વહેંચાએલા હોય છે કે કારીગર તેઓના સીધા સંબંધમાં આવી શકતો નથી અને તેથી પોતે બનાવેલો માલ ખપાવવામાં તેને અડચણ પડે છે.

વસ્તુતઃ આપણી ઔદ્યોગિક શિથિલતામાં આવાં સરખા હિતવાળા માણસોનો સંબંધ બાંધનારી કોઇ મધ્યસ્થ સંસ્થાનો અભાવ ખાસ જવાબદાર છે. જોકે આપણે ત્યાં પણ જાહેરખબરો આપવાના સાધનો છે. પણ આપણા અવ્યવસ્થિત ઉદ્યોગોને એ સાધનો ખરચાળ થઇ પડે છે અને પરદેશની યોજનાબદ્ધ જાહેરખબરોના એકધારા મારા આગળ આપણા ઉદ્યોગો પગભર થવા જેટલું બળ કેળવી શકતા નથી.

ઉદાહરણાર્થ, ભૂમિતિ શીખવવામાં કામ લાગતાં લાકડાના ઓજારો, જેનો ઉપયોગ બોર્ડ ઉપર કરવાનો હોય છે, તેનો દાખલો લઇએ. આ ઓજારોની રચના એવી સાદી હોય છે કે તે બનાવવાના સાદા યંત્રો આપણા કારીગરો બહુ ઓછી તકલિફે ઊભાં કરી શકે. એ સાધનો આપણે ત્યાં કેટલીક સંસ્થાઓ બનાવે પણ છે. તેમ છતાં એ જાતનો માલ પરદેશથી પણ હજુ ઘણો આયાત થાય છે, એટલે દેખીતું છે કે હજુ એ દિશામાં વધુ કામ માટે અહીં અવકાશ છે. હવે આ સાધનો ઉપર આખું કારખાનું નભી ન શકે. કારખાનું કાઢવા માટે તો સાથોસાથ બીજી પણ અનેક વસ્તુઓ બનાવવી જોઇએ, અને એવી બધી વસ્તુઓમાં

જેને રસ હોય એવો કોઇ શ્રીમંત એ કામમાં ન ઝંપલાવે ત્યાં સુધી એવું કારખાનું ઊભું થવાનો સંભવ નહિ જ્યારે બીજી બાજુ, એ જાતની વસ્તુઓ બનાવી શકે એવા ઘણા સુતારો નવરા પડ્યા હોય છે

અહીં કોઈ પ્રશ્ન કરશે કે જો એક તરફથી એ માલની ખપત વધવાનો સંભવ હોય, અને બીજી તરફથી એ માલ બનાવી શકનારા કારીગરો બેકાર બેઠેલા હોય, તો એનો સાદામાં સાદો નિકાલ એ કારીગરોએ ચાલુ કારખાનાંમાં જોડાઇ જવું એ જ હોઈ શકે, અથવા તો એ કારખાનામાં જ વધુ વેચાણ થતાં વધુ કારીગરોની માગણી આપોઆપ થવી જોઇએ અને એમ બંને દૃષ્ટિએ નવા કારખાનાની અગત્ય ઓછી થાય છે ઉપરની ત્રિરાશિ ગણિતના ક્ષેત્રમાં સાચી હશે, પણ માનસશાસ્ત્રના ક્ષેત્રમાં નહિ પ્રથમ તો કારખાનું એકનું એક હોય તે ગમે તેટલું વિસ્તાર પામે તેમ છતાં એ કારખાનાનું નિયમન કરનારાઓની છાપ એમાં બનેની એકેએક વસ્તુ પર હોવાથી, તેમાં બનેલા માલમાં વિવિધતા આણવાના તેઓના પ્રયાસ છતાં અમુક એક સામાન્ય વલણ આવી આવશે ત્યારે બીજી બાજુ ખરીદ કરનારનું માનસ ત્યાંની ઘરેડની પણ વિવિધતા માગે છે, પછી ભલે તેની છેલ્લી પસંદગી જાણકારને કદાચ મૂર્ખાઇભરેલી પણ લાગે કાપડની ખરીદી કરવા નીકળેલાઓમાં આપણે આ જાતના માનસનો આબેહૂબ નમૂનો જોઇ શકીએ છીએ શરૂઆતમાં એક ડિઝાઇન જુએ, 'છટ્' કહી તેને એક બાજુ મૂકી દે વળી પાંચપંદર બીજી ડિઝાઇનો જુએ, અને છેવટે, કાંઇક સેલ્સમેનની ચાલાકીથી, કાંઇક માનસમાંની કોઈ વિચિત્રતાથી, પહેલાં તિરસ્કારેલ ડિઝાઇન તરફ આકર્ષાય, અને તે ડિઝાઇન વહેલાં પોતે ઉપાડે ઢોંગે નાપસંદ કરી 'કન્ડેમ' જાહેર કરી, માટે તે સેના શરમાય, અને પછી છેવટે, એના કરતાં પણ કલાદૃષ્ટિએ હલકું કાપડ લઇ ઘેર જાય આવા ફિરતાક(') ખરીદ કરનારાઓ ઘણાએ જોયા હશે

આવું જ કાંઇક દેશી કારખાનાઓમાં બનેલા માલ પરત્વે બને છે અમુક જાતનો માલ બનાવનારાં બે ત્રણ કારખાનાં જાણીતાં હોય તેના કરતાં દસપંદર હોય તો પછી માલની જાતમાં ફેર ન હોવા છતાં પોતે ખરીદેલા માલથી ગ્રાહક ખુશ રહે છે, કેમકે એથી પોતાની પસંદગીને જોઇતી છૂટ મળી હોવાનો તેને આત્મસંતોષ રહે છે આથી, ઘણી વખત એમ બને છે કે અમુક જાતનો માલ બનાવનારું અમુક વરસે પચીસ હજારથી વધારે કીમતનો માલ કાઢી ન શકતું હોય, અને એવું જ બીજું કારખાનું હસ્તીમાં આવે તો બંને-એ બીજે વરસે ત્રીસ ત્રીસ હજારનો માલ વેચ્યો હોય

આથી, અમુક જાતનો માલ બનાવવાનાં, દેશમાં છે એટલાં કારખાનાં ધમધોકાર ચાલે છે માટે બીજાં માટે અવકાશ નથી એ દલીલમાં બહુ વજૂદ નથી. જો એ જાતનો માલ પરદેશથી આવતો હોય અને એ આંકડાઓ તેમજ દેશમાં બનતા માલની કીમતના આંકડાઓમાં સારો એવો તફાવત હોય, તો પછી નવા કારખાના માટે ક્ષેત્ર છે જ કદાચ એ નવું કારખાનું પણ પોતાની સાથેનાં બીજાઓની પેઠે 'ધમધોકાર' ચાલે પણ જ્યારે દુનિયાનું અર્થશાસ્ત્ર [illegible] ની માફક એકદમ અટકી જવા તૈયાર થયું છે ત્યારે જેવુંતેવું પણ 'ચાલવું' એ તો મહાન સંતોષની વાત થઇ પડે એમ છે

હવે કારખાના ઉપરથી કારીગર ઉપર આવીએ આપણે ત્યાં મોટાં કારખાનાંની સ્થાપના જેટલી એક-હથ્થુ મૂડી કે વ્યવસ્થાશક્તિ હજુ નથી, અને અત્યારની સ્થિતિમાં કારખાનાં વગર કારીગરનો ઉદ્ધાર નથી અને કદાચ કારીગર પોતાની જાત માથે સાહસ ખેડે તો પોતે બનાવવા ધારેલા માલના આખા ક્ષેત્રનું પ્રતિનિધિત્વ સ્વીકારવા જેટલી તેનામાં શક્તિ નથી આવી સ્થિતિમાં આ પ્રશ્નનો બીજી કોઇ રીતે નિકાલ લાવવાની શક્યતા આપણે વિચારવાની રહી એ શક્યતા આપણને નવી સમાજરચનાના સિદ્ધાંતોમાં દૃષ્ટિગોચર થાય છે એ નવા સિદ્ધાંતો ઉપર રચાયેલા સમાજમાં ઉત્પાદન અને વહેંચણીની આધુનિક પદ્ધતિમાંનાં સર્વોત્તમ તત્ત્વોનો જાણે દૃઢબંધ આવી જાય છે, અને બાકીનાં સમાજદ્રોહી તત્ત્વો આપોઆપ લોપ પામે છે યંત્રોના વપરાશથી જ ઉત્પાદન સોંઘું અને વિપુલ પ્રમાણમાં થઇ શકે એ સત્યનો એ નવી ઘડાતી રચનામાં સ્વીકાર કરવામાં આવે છે ખરો, પણ સાથોસાથ દરેક કારીગર પોતાના એકાદ ગ્રામઉદ્યોગને માફક આવે એવા એક નાના યંત્ર સહિત એકાદ કારખાનું બની રહે, એ નવી સંભાવના માટે પણ એમાં અવકાશ ગણવામાં આવે છે આવી પરસ્પર

વિરોધી દેખાતી સાધનાઓ ક્યારે અને કેવી રીતે શક્ય બને એ ચર્ચા કોઇ જુદા લેખમાં વિચારવા બાકી રાખીએ. હાલ તો આપણે એમાં માત્ર એટલું જ જોવાનું છે કે ગરીબ કારીગરોએ નાના પાયા પર બનાવેલી છુટક વસ્તુઓ એકત્ર કરી, એને વિભાગવાર ગોઠવી, તેમાંથી મોટાં કારખાનાંની હરોળમાં ઊભી શકે એવો જથ્થો તથા વિવિધતા ઉત્પન્ન કરી, તેને જથ્થાબંધ વેચવાની સગવડ કરનારી કોઇ મધ્યસ્થ સંસ્થા, અથવા એવી કોઇ સંસ્થાનું કામ સારી શકે એવા શ્રીમંત વેપારીઓ તૈયાર થઇ શકે તો પરસ્પરના સહકારથી ઉભય સારો એવો લાભ ઉઠાવી શકે. અને આ પ્રદર્શન પણ આ હેતુને પ્રધાનપદે રાખીને જ યોજાયું હોઇ, કારીગરને કેળવવા સાથે તેનો મૂડીદાર સાથે સુયોગ કરાવી દઇ હિંદી ઉદ્યોગોના વિકાસને સંપૂર્ણ વેગ આપી શકશે.

૪

**અ**ત્યાર સુધી આપણે આપણા એ ભાવિ પ્રદર્શનની જરૂરીઆતો અને શક્યતાઓની ચર્ચા કરી. હવે એ પ્રદર્શન કેવી રીતે વ્યવહાર સ્વરૂપ પકડી શકે એ વિચારવાનું રહ્યું. આને માટે વધુ ચર્ચા કરવાને બદલે એવા એકાદ પ્રદર્શનનું કલ્પનાચિત્ર ખડું કરવા આપણે હવે પ્રયાસ કરી જોઇએ.

એ પ્રદર્શન, જેનું સ્થૂળ આપણી કલ્પનામાં બંધાવું હજુ હમણાં જ શરૂ થયું છે, તેની ખાસ વિશિષ્ટતા એ છે કે બીજાં પ્રદર્શનોની માફક, કીંમતી અને પ્રથમ દર્શને પ્રેક્ષકને આશ્ચર્યમુગ્ધ કરી દે એવી સુંદર કે કલામય વસ્તુઓને, માત્ર એ સુંદરતા કે કલામયતા ખાતર જ, એમાં કાંઇ સ્થાન જ નથી. કલાના રસિયા જોનારને તો એ પ્રદર્શનને બદલે આખા હિંદનો ઉકરડો લાવી એક જ સ્થળે ભેગો કર્યો હોય એવું જ લાગે; કેમકે નજીવી લાગતી વસ્તુઓ જ મહાન લાગતા ઉદ્યોગોનાં બીજ રૂપ છે એ એક પ્રાથમિક સત્યનું દિગ્દર્શન એ તો આ પ્રદર્શનના વિધાનનો મૂળ હેતુ છે.

આમ, એક સ્થળે આપણે એક કાચ-કાગળને એક તખ્તામાં મઢેલો જોઇએ છીએ; અને એ તખ્તા પાસે, તેની આગળ જ એક બ્રાઉન પેપરનો રોલ, થોડા સરેસના ટુકડા, અને ગામની શેરીમાંથી વીણી આણેલા ચીમની કે શીશીઓના ટુકડાઓ પડ્યા છે. વળી એ તખ્તા સાથે બાંધેલી એક પુસ્તિકામાં થોડાં ચિત્રો અને સાદી ભાષામાં આપેલી સમજૂતીથી, એ કાચા માલમાંથી એ કાચ-કાગળ નાના પાયા ઉપર કેવી રીતે બની શકે તે પૂરેપૂરું બતાવ્યું છે, અને હિંદની આ માલની વાર્ષિક કેટલી જરૂરિયાત છે તેના આંકડા પણ આપ્યા છે. વળી એ તખ્તાવાળા ટેબલના નીચેના ભાગમાં કેટલાક ઇન્ડેક્સ કાર્ડ મૂકેલાં છે, અને હરકોઇ એ કાર્ડોમાં પોતા તરફનું એક, યોગ્ય કીંમત આપી ઉમેરી શકે તે માટે, થોડા કોરા કાર્ડ પણ રાખેલાં છે. એ બધાં કાર્ડ ખાનાંવાર સળિયા ભરાવી એક પેટીમાં મૂકેલાં છે. એક ખાનામાં એવા બ્રાઉન પેપર વેચનારા વેપારીઓની જાહેરાતો છે. બીજામાં સરેસ વેચનારા, ત્રીજામાં કાચના ટુકડા પૂરા પાડનારા વગેરે બધા અનુક્રમે દેખા દે છે. એક ખાનામાં આવી રીતે બનેલો માલ વેચાતો રાખવા ખુશી બતાવતા વેપારીઓનાં કાર્ડ છે, અને વળી બીજામાં યોગ્ય મૂડી મળે તો આવા કાચ કાગળ બનાવવા ખુશી હોય એવા બેકાર કારીગરોનાં કાર્ડ છે. આમ એ તખ્તામાં મઢેલો કાચ-કાગળ તો કદાચ બેચાર પૈસાની કીંમતનો હશે. પણ એ નજીવી દેખાતી ચીજને કેન્દ્રસ્થાને રાખીને ગોઠવેલો આ આખો સરંજામ પચીસપચાસ રૂપિયાના ખર્ચે તૈયાર થયો હશે. પણ કાંઇ ફિકર નહિ. પ્રદર્શનને થએલું એ ખર્ચ એ કાચ-કાગળ લાખોગણું કરી પ્રજાના કોઇ વર્ગને જરૂર આપી રહેશે: કદાચ એ ઇન્ડેક્સ-કાર્ડો મૂકનારાઓ પાસેથી મળેલી જાહેરાતની રકમમાં જ પ્રદર્શનને થએલું ખર્ચ હાલ તુરત તો વળી રહેશે, અને બાકીની જાહેરાત થશે અને ઉદ્યોગ વધશે તે નફામાં.

આમ, જુદેજુદે સ્થળે જુદીજુદી વસ્તુઓ પોતપોતાના કુટુંબપરિવાર સહિત એકેક જુદો સ્ટૉલ રોકીને પડી છે. ક્યાંક, કચકડાની બનાવેલી લાગતી હોય એવી સુંદર ચીજો અને એની પાસે કાચા માલ તરીકે સડેલાં બટેટાં અને થોડા ઍસિડો કે એવું કાંઇ; ક્યાંક હાથીદાંતના જેવી સુંદર લાગતી કારીગરીવાળી વસ્તુઓ અને તેની પાસે ગામનાં કૂતરાંએ ચાટી મૂકેલાં હાડકાંનો ઢગલો; બીજે કોઇ સ્થળે બેચાર કાગળના નમૂના અને તેની પાસે ગામના રદ્દીમાં રદ્દી ગાભા વગેરે. બીનઅનુભવી જોનારને કુરૂપ લાગતી, પણ અર્થશાસ્ત્રમાં કેળવાએલી દૃષ્ટિને કનુ દેસાઇનાં 'ઉ'રા

અને નિશા'માના, સૌને પોતપોતાની રીતે સુંદર દેખાતા અવયવોના સુભગ સમાગમ જેવી લાગતી, એ બધી વસ્તુઓ ભૂખ્યા કારીગરને ધીરજ આપી રહી છે

વળી, પ્રદર્શનના એક ઓરડામા એક નાનુ પણ કાળજીપૂર્વક ચૂટેલા પુસ્તકોનું પુસ્તકાલય છે અને તેમા, પ્રદર્શનમા મૂકવામા આવેલી બધી વસ્તુઓ સબધી સપૂર્ણ માહિતી આપતા પુસ્તકો છે જેથી કોઇ કારીગરને કોઇ વિષયમા ઉત્પન્ન થએલો રસ નિરર્થક ન જાય

ઉપરાત, પ્રદર્શનની આ ફિસમા જઇ એની વ્યવસ્થા પાછળ ડોકિયુ કરતા આપણને માલૂમ પડે છે કે દેશભરના વિચારક ભેજાઓના સગઠિત પ્રયાસથી એ પ્રદર્શન ઊભુ થયુ છે એટલુ જ નહિ, પણ એ જાતનુ સગઠન શકય બનાવવા માટે એક ચોક્કસ પદ્ધતિ પણ યોજવામા આવેલી છે પ્રદર્શનનું ચાલુ કામકાજ તો જોકે કાયમી પગારદાર નોકરો જ કરે છે, પણ એના તત્ર સબધી સૂચનાઓ આપવા માટે જાહેર નિમત્રણ હોવાથી, અને એ સૂચના આપનારાઓને પોતાની જ જાત દેખરેખ નીચે એ સૂચનાઓને અમલમા લાવવાની સપૂર્ણ સ્વતત્રતા તથા સગવડ હોવાથી, પ્રદર્શનમા મુકાએલો એકેએક સ્ટૉલ તે તે વિષયના નિષ્ણાત કોઇ ને કોઇ સમાજસેવકનુ મૌલિક સર્જન બની ગએલ છે; અને જેમ દરેક કલાકૃતિ ઉપર તેનો સર્જક પોતાનું નામ મૂકવા દરકાર હોય છે, તેમ અહીં પણ દરેક સ્ટૉલ ઉપર તેના તયારકનું નામ હિંદની કારીગરી બુદ્ધિને આહ્વાન આપતુ મગરૂરપણે ઊભુ છે. આ સાદી દેખાતી તરકીબે પ્રદર્શનની યોજનાને અજબ વેગ આપ્યો છે કીર્તિની ભૂખને પ્રશસ્ય ગણવી કે નહિ તે જુદો પ્રશ્ન છે—પોતે કરેલી સેવાની માનવતા કદર કરે અથવા તો તેના તરફ સહાનુભૂતિભર્યો દૃષ્ટિપાત કરે એ માનવીની સ્વભાવજન્ય એષણાને માનસશાસ્ત્રીય વ્યાખ્યાઓના કોષ્ટકમા કયા સ્થાન આપવુ એની ચર્ચા પાછળ કર્મયોગના તપસ્વીઓ ભલે ભગજ પકવ્યા કરે—પણ અહીં એ કીર્તિભૂખ, એ જનાદરની એષણા, હિંદના આર્થિક હિતને પોષવા પદ્ધતિસર ઉત્તેજવામા આવી છે, અને તેથી, કૉલેજોમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, કારખાનાઓમા કામ કરતા કારીગરો, ઔદ્યોગિક વિષયોની ચર્ચા કરી જાણતા લેખકો, નાની હાટડી માડી વેપાર ખેડી રહેલા કોઇ ચબરાક વેપારીઓ, અને એવા બીજા અનેક નાના માણસોના જીવન વલોવાના ઊતરેલુ નવનીત અહીં જમા થઇ શકયુ છે.

આવી રીતે તૈયાર થએલું આ પ્રદર્શન કદાચ શરૂઆતમા માગી મૂડીથી ઊભુ કરેલુ હોવા છતા, વખત જતા મૂડી અને મજૂરીનો સયોગ કરાવી આપવાની દલાલીમાથી પોતાના પગ પર ઊભા રહેવા જેટલુ પોષણ પોતાની જાતે જ મેળવી લે, અને એમ બને તો કદાચ હિંદના અર્થશાસ્ત્રને સુધારવા માટેની એક સ્થાયી સસ્થા પણ તે બની જાય અને આ બધુ લક્ષમા લેતા, નવી આર્ટ્સ કૉલેજો સ્થાપવા પાછળ ખર્ચાતા આપણા દ્રવ્ય અને વિચારબળ, આપણા રોટીના પ્રશ્નનો આમ સીધી રીતે નિકાલ લાવી શકે એવી આ પ્રવૃત્તિમા રોકાય એટલુ જ આપણે હવે જોવાનુ રહે

હરિકૃષ્ણ વ્યાસ

## મનોરથ

મિશ્ર

કવિ બનુ જો કદી ભાયડો તો,
દિગન્તવ્યાપી ફલકે ય વ્યોમના
કાવ્યો લખુ દેવલિપિ વડે મહા
વસુંધરાથી વધુ જીવનારા

શિલ્પી બનુ જો કદી ભાયડો તો,
દધીચિના વજ્ર શીઘ્ર ટાકણે
ગિરિવરો કોતરી કોતરીને
વિરાટની મૂર્તિ ઉતારવા મથુ

બનુ કદી નાવિક ભાયડો તો
ખૂંદી વળુ સાગર સાત એકલો
લાવી લૂંટી સાગરલક્ષ્મી સર્વે
સસારમા વેરુ હજાર હાથે.

વિમાનની વ્યોમ ઊડન પાવડી
લઈ, ગ્રહો તારક આભ ખૂંદી,
તેજોવલય્યા વાગી રહસ્યમંત્રો
બ્રહ્માડના ભેદ ઉકેલવા મથુ

વિજયશંકર ત્રિ. ત્રિવેદી

# આપણી ઊંઘના એટલા જ આરોગ્યના દુશ્મન . . . માકણ



ઉનાળાની રાત હોય, ઊકળાટથી જીવ જવા બેઠો હોય ને માંડ માંડ આંખ ભેગી થવા માંડી હોય ત્યાં એના એક જ ચટકે ઊંઘ ઊડી જાય ત્યારે ખબર પડે કે માકણ એ કેવી જલ્લાદ જીવાત છે. કોઈથી એની કનડગત અજાણી નહિ હોય. એક વખત કોઈ ઘરમાં એનો પગપેસારો થયો તો તેમાંથી મુક્તિ મેળવવાનો કોઈ ઇલાજ જ નથી. વિજ્ઞાન પણ હજુ સુધી તેમનો નાશ નીપજાવવામાં સંપૂર્ણ સફળતા નથી મેળવી શક્યું એમ માંચેસ્ટરના તબીબી ખાતાના વડાનું કહેવું છે.

સાધારણતઃ તો આપણે એમને ઊંઘના જ દુશ્મન લેખીએ છીએ પણ એમનો દરેકે દરેક ચટકો લોહીમાં કંઈ ને કંઈ ચેપ મૂકી દેતો હોઈ, આરોગ્યના પણ એ એવા જ દુશ્મન છે. એમને જાતિવિષયક કોઈ દેશ કે સ્થાન નથી. દરેક દેશમાં દરેક સ્થળે તે મળી આવે છે. ખાસ કરીને જ્યાં કંગાલિયતનું જોર વધુ ત્યાં એમનું ને પરિબળ સવિશેષ હોય છે. વળી જૂ પેઠે એમને કોઈ પ્રત્યે ખાસ પક્ષપાત જેવું પણ નથી. ગરમ લોહીવાળા કોઈ પણ પ્રાણીનું લોહી એને ચાલી શકે. પછી તે બતકાંકૂકડાં હોય કે ઊંદરખિસકાં હોય. રાત એ એમના વ્યવસાયનો પ્રિય સમય છે, પણ બહુ ભૂખ્યા થયા હોય તો દિવસે પણ શિકાર શોધવા નીકળતા એ પાછા પડતા નથી.

પશ્ચિમના માકણ આપણે ત્યાંના કરતાં લંબાઈમાં વધુ અને અબનૂસના રંગના હોય છે, પણ એ બંનેનો આચારધર્મ તો સરખો જ! પ્લેગના રોગના ફેલાવા માટે પણ એ જવાબદાર ગણાય છે, પણ તે બાબત નક્કર સાબિતીઓ મેળવવાના પ્રયાસો હજુ થઈ રહ્યા છે. અન્ય કેટલાક રોગો તો એ ફેલાવે છે જ.

વળી, ઉપવાસમાં તો એ કીડીને પણ આંટી જાય તેમ છે. એક વરસના ઉપવાસ તો એને મન રમત-વાત છે! એની ખાત્રી તો કોઈ કુવડે મહિનાઓ પહેલાં મૂકી દીધેલા ઘરમાં રહેવા જાઓ ને એમનાં ધસી આવતાં ભૂખ્યાં ટોળાં જુઓ ત્યારે જ થાય.

એનાં ઇંડાં જન્મતી વખતે સફેદ હોય છે, પણ પછી થોડી વારમાં પીળા પડી જાય છે. માદા સરેરાશ રોજનાં બેત્રણ ઇંડાં મૂકે છે. ઘણી માદાઓ ૫૦૦ સુધી ઇંડાં મૂકે છે, પણ એની સરેરાશ ૨૫૦ની લેખાય છે. નવાં જન્મેલાં બચ્ચાંઓમાં માત્ર કદની અલ્પતા સિવાય પુખ્ત માકણ કરતાં બીજો કશો ફેર નથી હોતો. *અનુકૂળ સંજોગો હોય તો એક મહિનામાં તો એ* બચ્ચાં પુખ્ત બની જાય છે.

માકણ કરડે છે, તે મચ્છરની પેઠે ચામડીમાં સૂંઢ ભોંકીને નહિ. એ ચામડી વહેરે છે ને છિદ્રમાં એની લાળ પૂરી દે છે, જેથી લોહીનો સહેજ પણ અંશ બહાર ફૂટી નીકળતો નથી; પછી મઝેથી લોહી ચૂસે છે. એણે ચામડીમાં દાખલ કરેલો એ પદાર્થ જુદાજુદા માણસો પર જુદીજુદી અસર કરે છે. કેટલાકને એ ખૂબ અસહ્ય થઈ પડે છે, જ્યારે કેટલાક એની પરવા પણ નથી કરતા હોતા.

એમને પોતાને એક જાતની ખાસ ગંધ હોય છે. કદાચ એમને દુશ્મનોથી બચાવવામાં એ કારણભૂત હોય. શરીરે તો એ એવા ચપટા હોય છે કે ગમેતેવી બારીક ફાટમાં પણ એ ભરાઈ શકે છે. માટીનાં કાચાં ઘરોમાં એ વધુ પોષાય છે. એવાં ઘરોમાં રહેનારાએ કપડાં, ગાદલાં, ગોદડાં વગેરે દરરોજ તડકે રાખવાનું ન ભૂલવું જોઈએ.

માકણને ટર્પેન્ટાઈનની વાસ નથી ગમતી એટલે એમને દૂર કરવાના ઇલાજ તરીકે આઠ ભાગ કેરોસીનમાં એક ભાગ ટર્પેન્ટાઈન અને સહેજ યુકેલિપ્ટસનું મિશ્રણ અકસીર છે. અમેરિકામાં યુકેલિપ્ટસને બદલે પેનારૉયલ વપરાય છે, પણ હિંદમાં તો યુકેલિપ્ટસ જ સારું પડે એમ છતાં છુટકારો ન મેળવી શકાય તો બારીબારણાં બંધ કરી ગંધકની ધુમાડીનો પ્રયોગ અજમાવી જોવો. પણ તે છાપરાવાટે ન નીકળી જાય એ ખ્યાલમાં લેવાનું. એથી એમના ઇંડાં સુદ્ધાં મરી જાય છે. (સંકલિત)

ભલામણો કરતી ગઈ હતી. માના એ વત્સલ બોલનો રણકો ફરી સજીવ થઈને એના કાનમાં આવ્યા કર્યો

એ પાછો ખાટલા પર પડયો. બાજુના ઘરમાંથી સબાક સબાક તાબડીમાં પડતી દૂધની શેડોનો અવાજ આવ્યો ત્યારે ઘામ પણ કંઇક નરમ પડ્યો હતો એટલે એણે થોડુંક ફરી આવવાનું મન કર્યું. બે રૂપિયા ઓટીમાં ખોસી લીધા ને ઘરને સાંકળ ચડાવીને એ ચાલી નીકળ્યો.

નદીને કિનારે આવી એ બેઠો. અહીં કંઇક ઠંડક હતી આસપાસ નજર ફેરવી તો જોયું કે પોતા કરતાં બીજું કોઇ સારું માણસ ત્યાં ન હતું. અપંગ ને ભિખારીઓ સિવાય બાકીનાં એના જેવાં જ હતાં.

કાંઠાની એક છાપર ઉપર બેસી નદીના પાણીમાં પગથી છબછબીઆ કરતાં વિચારમાં ને વિચારમાં કેટલો વખત વીતી ગયો એનું એને ભાન ન રહ્યું. એનું મન ઝોલે ચડયું હતું. વધીક, માણભટ્ટે વર્ણવેલા રામાયણના હનુમાન અને મહાભારતના કર્ણ તેની નજર સામે રમી રહ્યા. માના મોંમાથી રોજ રેલાતા પરોઢિયાં ને થાળ, આરતી ને પોઢણિયાં એના કાનમાં ગુંજવા લાગ્યા. થોડી વાર વળી ભરથરી ને ગોપીચંદ, પ્રતાપ ને દુર્ગાદાસ પણ એની કલ્પનાની નજર સામે નાચી ગયા પછી પોતાના વિચારો આવ્યા. ઘમણ પર રહ્યા પછી આજ આટલા વર્ષોમાં એ કેટલો આગળ વધ્યો હતો? ઘણનો પોતાનો ઘા ચોટદાર પડતો હતો અને તપેલા લોઢાના રંગ પરથી તેનો તા પારખતા પોતે શીખી ગયો હતો. ભલે પૈડાની સગ ચડાવવાનું હજુ એને નહોતું ફાવતું, પણ પ્રાગજીના હાથ નીચે પોતે અચ્છો કારીગર તો નીવડવાનો.

એમ ને એમ તરંગો દોડાવ્યે જતાં, ચાંદો ઠેઠ માથે આવ્યો ત્યારે તેને ભાન આવ્યું કે કેટલું અસૂરું થયું હતું. ઊભા થઇ એણે ઘરનો રસ્તો લીધો. મહત્ત્વાકાંક્ષાના માદક વિચારોની ઘટમાળ તો એની ચાલુ જ હતી. બારી વટાવી હજુ પહેલી જ ગલીમાં વળે છે, ત્યાં તો ઊંચા ઓટલા પરની એક દુકાનમાંથી કોઇએ પડકાર્યો, 'અલ્યા, કોણ એ અત્યારે?'

અવાજ પરિચિત હતો. એ દુકાન પર ચડયો. મકનના કારીગર દલસુખ સાથે બીજા બે જણ અંદર બેઠા હતા. બધાના હાથમાં પાનાં હતાં. 'આવ, આવ; આ તો નરસી! લ્યો હવે મજા આવશે.' દલસુખે એને આવકાર આપતાં કહ્યું.

'પહેલો જ દાવ એને આપો.' એક જણ બોલ્યો.

'બરાબર છે; બોલ નરસી.' કહેતાં દલસુખે પાનાં હાથમાં લીધાં.

'નાખો;બે રૂપિયા!' નરસીએ કહ્યું—તેનાથી કહેવાઇ ગયું, ને એંટરબદારનાં પાનાં વહેંચાવા માંડયા.

ઉત્તેજિત વિચારોના પોરસમાં ચગેલું નરસીનું જુવાન મગજ હવે ભાનમાં આવ્યું. ગભરૂ ગફલતમાં, કશા નિર્ણય વગર બોલનાં તો એ બોલી ગયો પણ પછી એને ગભરામણ છૂટી. જુગાર, પોતે અને મા, એના ન કળી શકાય એવા વિચારગર્તમાં જાણે ઊંડો ઊંડો એ સરતો ગયો. ત્યાં તો દલસુખનો અવાજ આવ્યો, 'ચાલ, મૂકી દે બે રૂપિયા.'

'કેમ?' વિચારમાંથી ઝબકી નરસીએ પૂછયું.

'કેમ શું વળી? જાણે કાલ જન્મેલો કીકો ખરોને!'

'પણ આ આપણે ખરેખરું રમતા હતા!'

'ત્યારે, આટલી રાતે ખોટું તે કોઇ રમતું હશે!'

'પણ મારી પાસે પૈસા નથી.'

'શું કરશું, હરિ!' દલસુખે બાકીના બેમાંના એકને પૂછયું

'શું કરે વળી? એ જીત્યો હોત તો આપણી ઓછી જ શરમ રાખી હોત!' હરિએ જવાબ આપ્યો.

'નરસી, એમ અમને બનાવી જઈશ, બચ્ચા!' છેલ્લો રહેલો એક પણ બોલી ઊઠ્યો ને એનો હાથ નરસીની ગરદન પર પડયો. તેણે છોડાવવા ઘણું કર્યું. પણ એક સામટા છ હાથે એને જકડી રાખ્યો ને દલસુખે એની જાતી લેવી શરૂ કરી. ફરતો ફરતો એનો હાથ કમ્મરની ઓટી પર પહોંચ્યો. 'જોયો, સા . . . જુઠો! જા, નીકળ હવે!' દલસુખ ઓટીમાંથી રૂપિયા ખેંચી કાઢી બોલ્યો.

પણ પકડ ઢીલી થતા, એ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા ને નરસી દુકાન ઊતરી ગયો ને એકશ્વાસે ઝપાટાબંધ ઘેર પહોંચ્યો. અંદર પેસી બારણાંને સાંકળ લગાવી દીધી ને ખાટલામાં પડી ધ્રુસકે ધ્રુસકે રોઈ પડયો. માએ આપેલા પૈસાથી પોતે જુગાર રમ્યો હતો. એ પૈસા આપતી વખતે માએ કેવીકેવી હેતાળ ભલામણો કરી હતી! માની એ આશાની તરતી આંખો,

એ વત્સલ બોલનો રણકો, એને પજવી રહ્યા. મા આવીને પૂછશે ત્યારે પોતે શો જવાબ આપશે?

રડતા રડતા જ એની આંખો ભારે થતી ગઇ.

**સ**વાર થઇ. બાજુના ઘરમાની ગોવાળની બૂમ ને તાળકીના ખણખણાટે નરસીની ઊંઘ ઊડી નાહી પરવારી, ગઇ કાલની વધેલી રોટલી ને ગરમગરમ અથાણું ખાઇ એ કામે ઊપડયો.

પણ આજે એનું દિલ કામમા નહોતું ચોટતું પ્રાગજીએ પણ એને બે વખત ટોકયો એને ઘેર નાસી જવાનું મન થયું. પહેલા યે ઘણીવાર એ એમ નાસી ગએલો. મા થોડુંક વઢી લેતી, પણ પછી કશું નહિ. પાછો બીજે દિવસે જાતે જઇ એને દુકાને મૂકી આવતી ને પ્રાગજી પણ 'હજુ બાળક છે' કહી, કશી ગઇગુજરી સંભાર્યા સિવાય પાછો એને કામ પર લગાડી દેતો. પણ આજે તો ઘેર જઇને પણ શું?

જેમતેમ એ દિવસ પૂરો કર્યો આખો વખત એ જ વિચારો એના મનમા રમી રહ્યા હતા 'મા જાણશે તો, કે મારો નરસી જુગાર રમ્યો છે?' ઘેર જઇને જમીપરવારી રહ્યા પછી પણ પાછા એ જ વિચારો એને મૂંઝવવા લાગ્યા. પોતાને મોંઘુ ધન ગણીને 'મારો નરસી—મારો નરસી' કરતા જેની જીભ નહોતી સુકાતી, જેના જીવનની આશા અને આબરૂ પોતે જ હતો, એને આ જાણીને શું થશે? એ ઉદ્વેગ એને કોરી ખાવા લાગ્યો. ચિંતા કરવા જેવું તો બીજુ યે ઘણુ હતું. કાલનું ખાવાનું શું? ઘરમા ચપટી લોટ પણ ન હતો. પણ ભૂખ કરતા યે જે રીતે એ બે રૂપિયા ગયા હતા તેની એને વધુ થઇ પડી હતી.

બીજા દિવસે પાછો એ કામ પર ગયો ત્યા એક મજૂરે એની માનો સંદેશો દીધો કે, 'તારી નાની હજુ પથારીવશ છે. લણણીના મૂલ પણ અત્યારે માગ ચાલે છે, એટલે તારી મા હજુ પખવાડિયું ત્યા રોકાઇ રહેશે '

એક રીતે નરસીને કાઇક હાશ વળી કે હવે મા આવશે તો બે રૂપિયાનું કંઇ નહિ પૂછે; કારણ, એટલા દિવસમા તો એ રૂપિયા ક્યાય ખપી જાય. પણ હવે ખાવાનું શું? ત્રણ ત્રણ દિવસના કડાકા તો માદીકરાએ પહેલાં ઘણી વખત વેઠેલા. પણ આ તો આખા પંદર દિવસ હતા.

પ્રાગજી પાસેથી થોડા પૈસા માગવાનો વિચાર એને આવ્યો. પણ તે તો તરત જતો કર્યો એમ કરવા જતા તો માનો વધુ વિશ્વાસઘાત કરવાનું થાય રોજનો એક પૈસો વાપરવાના પોતે મા પાસે મમ નહોતા ખાધા? વળી માગવા જતાં, માની ગેરહાજરીમા પ્રાગજી પૈસા આપે કે ન આપે એ પણ સવાલ હતો એણે જેમ ચાલે તેમ ચલાવવાનું જ યોગ્ય ધાર્યું

એમ ને એમ બીજો દિવસ ને ત્રીજો દિવસ પણ વીત્યો. દિવસમા બે વખત પ્રાગજીની જોડે પીવા મળતા ચાના કપ સિવાય કશુ એના પેટમા નહોતુ ગયુ છતા એણે યંત્ર જેમ કામ કર્યે રાખ્યુ. સાંજે ઘેર આવી, ન્હાઇધોઇ, ધૂન હોય તો એકાદ બે ભજનિયા ગાઈ સૂઇ જવુ ને સવારે ઊઠી દાતણપાણી કરી, ઘર વાળી, નાહી પરવારીને નોકરીએ જવું: એ જ એનો નિત્યવ્યવસાય થઇ પડયો

ચોથો દિવસ ગયો ને પાચમો દિવસ ઊગ્યો. નરસી જાણે માણસ મટી જવા મડયો હતો મોટા ઘરમાથી ભિખારીઓને મળતા વધારાઘટારામા ભાગ પડાવવાનું એને મન થઇ જતું વાસી અન્ન કે કે કેવો એંઠવાડ ખાતા કાગડાકૂતરાની પણ એને અદેખાઇ આવવા માડી હતી. પાચ દિવસના ઉપવાસ પછી પહેલા જેવું કામ તો એ કયાથી જ આપી શકે?

પાચમા દિવસના બપોર થયા નિયત સમયે પ્રાગજીએ ચા મગાવી ને નરસીનો કપ એની પાસે મૂકયો નીચે મોએ નરસીએ એ પૂરી કરી, જ્યા ઊંચું જોયુ કે પ્રાગજીને પોતા તરફ તાકી રહેલો જોયો ચાર આંખ મળતા જ પ્રાગજી બોલ્યોઃ 'કેમ નરસી, કાંઇ તબિયત નથી બરાબર? જોને, હમણા કામ પણ જરા ઢીલું પડયું છે પહેલા તો કદી તને કહેવું નહોતુ પડતુ હમણા હમણામા આ શુ થવા માડયું છે?'

'તબિયત તો સારી છે—' માદલા જવાબે નરસીએ જવાબ આપ્યો, 'પણ તાપ . . .'

'શું? તાપ?' વચ્ચે જ પ્રાગજી બોલી ઊઠયો. 'અરે, વાહરે! હજી તો ઊગીને મર થાય છે ને દાકગથી તાપ નથી ખમાતો!'

એટલી તો કરડાકીથી તે એ શબ્દ બોલ્યો કે નરસીનું મન ભરાઇ આવ્યું. પ્રાગજીએ એ જોયુ તરત એની ગરીબી ને નધણિયાતાપણું તેની નજર

સામે તરી આવ્યું. તેને થયું કે પોતે ઘણું કહી નાખ્યું. એટલે એને પટાવવા માંડ્યો: 'નરસી! તું આટલો બધો ઢીલો છે એ તો મને આજે જ ખબર પડી! શરીર સારૂં ન હોય તો થોડો આરામ લે ને ભાઈ!'

'નરસીને શું જવાબ આપવો તે ન સૂઝ્યું. ત્યાં તો પ્રાગજીએ પાછું પૂછ્યું: 'ભલા, નરસી! ગંગા તને પૈસા તો આપતી ગઈ છે ને? ખાવાપીવાનું શું કરે છે? ન હોય તો થોડાક આપું.'

હવે નરસીને માથે ધર્મસંકટ આવી પડ્યું. એક જરાક જૂઠું બોલે એટલે પૈસા તો મળે જ. પણ પછી! એણે તાવનું જ બહાનું ચાલુ રાખ્યું. પરંતુ પ્રાગજી એમ માને તેમ ન હતો. 'નરસી! તું તો મારા દીકરા જેવો છે. મારી પાસે એવું અતડાપણું નકામું છે. ગંગાના બીચારીના જીવને યે વેતરૂં કરવા આડે આખા દિવસમાં ક્યાં નિરાંત હોય છે? વખતે ભૂલી યે ગઈ હોય.' એણે વાત કઢાવવા પાસો ફેંકી જોયો.

હવે નરસીનો છૂટકો ન રહ્યો. એની કાચી બુદ્ધિએ એ વત્સલ વચનોને માર્ગ આપી દીધો. રડતાં રડતાં એણે બધી વાત પ્રાગજીને કહી દીધી ને ચાર લાખણ ખેંચેલી હોઈ સાધેસાધો કળાતો હોવાનું જણાવ્યું.

મનમાં આવતા વિચારોનો ભાવ ચહેરા પર જણાવા દીધા વિના પ્રાગજી આ બધું શાંતિથી સાંભળી રહ્યો. પછી, દાંત વચ્ચે હોઠ દબાવી, એ પર કશું બોલવા સિવાય બંડીમાંથી બે આના કાઢી નરસીને આપતાં એણે કહ્યું, 'લે, પહેલાં કંઈક ખાઈ આવ, પછી વાત. પણ જો! સીધો અહીં જ આવજે પાછો.'

પેટનું પતાવી લાવી અડધા કલાકમાં તો નરસી પાછો આવી ગયો. પ્રાગજી એની તૈયારી કરીને જ બેઠો હતો. નરસી આવતાં વેંત એણે બે રૂપિયા તેના હાથમાં મૂક્યા: 'લે. આ ગયા જ નથી એમ માનજે. પણ મને કહે, નરસી' તારે ફરીવાર કદી એવું કરવું છે?'

નરસી તરફથી આંસુ સિવાય કશો જવાબ ન મળ્યો 'મૂર્ખો!' એને વાંસે હાથ ફેરવતો પ્રાગજી બોલ્યો, 'આ તો ઠીક છે, પણ બીજે ક્યાંય હોય હોય તો તને પાછો કામે પણ કોણ રાખે? જુગારીનો ભરોસો કોણ કરે? ને આ પૈસા તારા રોજમાંથી નહિ વાળું અને ગંગાને પણ ખબર પડવા નહિ દઉં. રોજ અરધો કલાક વધુ રોકાઈ તું એ ખાડો પૂરો કરી દેજે.'

નરસીને યે એ ગમ્યું. રોજનો અરધો કલાક કંઈ મોટી વાત ન હતી. બીજા દિવસથી પાછું એનું કામ બરાબર ઊતરવા લાગ્યું.

બાકીના દસ દિવસ તો જોતજોતામાં પૂરા થઈ ગયા. છેલ્લે દિવસે માનો આવવાનો સંદેશો એને મળ્યો ને વળી પાછું એના દિલમાં શૂળ ભોંકાવાનું શરૂ થયું: 'માને વાત કરવી કે નહિ?' એ આખો દિવસ એ મનમાં બબડતો રહ્યો. માથી છુપાવવું? એની આવી મમતાનો વિશ્વાસઘાત કરવો? જતે દહાડે ખબર પડે ત્યારે શું થાય? પણ એ વાત જણાવીને યે માની ચિંતાઓના પોટલામાં એકનો ઉમેરો જ કરવાનો ને? કોઈ પણ સંજોગોમાં શાંત રહેવાનું જ એણે નક્કી કર્યું.

બીજા દિવસની સાંજે ઘેર આવતાં નરસીએ જોયું કે બારણાં ખુલ્લાં હતાં ને મા આવી ગઈ હતી. વહેલી વહેલી રસોઈ પતાવી લઈને નરસીના આવવાની જ રાહ એ જોઈ રહી હતી નરસીએ કપડાં ઉતાર્યાં, નાહી લીધું ને માએ પીરસવા માંડતાં જમવા સારૂ બેસી ગયો. પીરસતાં પીરસતાં મા એના શરીર સામું જોઈ રહી 'જો ને બેટા! આટલા દિવસમાં કાયામાં કેટલો બધો ફરક પડી ગયો છે? શરીર તો સારૂં હતું ને?' એણે પૂછ્યું, ને 'ના,ના, મા! ઘણા દિવસનો ઉજાગરો પડવાથી એવું લાગતું હશે 'કહી નરસીએ માનું સમાધાન કર્યું.

માદીકરો જમવા બેઠાં. જમતાં જમતાં માએ ઓણસાલ આવેલા બેનરોના મોલની અને નાનીબી માંદગીની વાતો એને કહી સંભળાવી. જગી રહીને પણ, માદીકરો પાછા વાતોએ જ વળગ્યાં. 'નરસી! તારી નાનીને મેં તારા બધા સમાચાર દીધા. તું કમાતો થયો છે એ જાણીને તો એ રાજી રાજી થઈ ગઈ. મને કહ્યું કે એ બરાબર એના બાપ જેવો જ નીવડશે; બીજી તો ઘણી ઘણી વાતો કરી. ને હવે તો તું ઉંમરલાયક પણ થયો છે. મને તો થાય છે કે હવે ઘરની બધી જંજાળ તારે માથે નાખી દઉં.'

બીજે કોઈ વખતે માએ આ વાત કરી હોત તો તો નરસી રાજીના રેડ થઈ ખૂબ લાડમાં આવી ગયો હોત, પણ આજે તો આ દરખાસ્ત સાંભળતાં એને કંઈનું કંઈ થઈ ગયું: 'મને કમાતો! આખા ઘરનો!

મને જુગારીને?' વિચારોની એ પરંપરા અદૃશ્ય થઈ પડી ને એની કાચી બુદ્ધિ આ વખતે પણ ઠીક ન ઝાલી શકી એનું મોં પડી ગયું એણે કહ્યું 'ના મા? એને તો હજી બહુ વાર છે'

'કેમ વળી?' પોતાની ઉતાવળી વાતનો આવો સીધો જવાબ સાંભળી માએ સવાલ કર્યો ને નરસીની સામે તાકી રહી નરસીની આંખો માની એ નજરમાંની મમતાનો ભાર ઝીલી ન શકી ને નીચી ઢળી ગઈ માના આગ્રહ આગળ એ ગળી ગયો અને નીચી નજરે જુગારની આખી વાત એને કહી સંભળાવી પરંતુ જેમ જેમ ચહેરે મા બધું સાંભળી રહી ભાનવિહીન બનેલો એવો તો હૃદયદ્રાવક એ ચહેરો હતો કે નરસીને પણ લાગ્યું કે લાગણીના પૂરમાં પોતે ન કહેવા જેવી વાત કહેવાની નિર્દય મૂર્ખાઈ વાપરી હતી એને લાગ્યું કે હવે મા કદી પોતાનો વિશ્વાસ નહિ કરે

'ત્યારે આગલા દિવસ તેં કેમ નિભાવ્યું?' આખરે માએ શુષ્ક ચહેરે પૂછ્યું, પણ એ અવાજમાં ગભરાટ હતો, ચિંતા હતી, બીક હતી ને વેદના યે હતી

'પ્રાગજી કાકાએ બે રૂપિયા આપ્યા' નીચી મૂંડીએ નરસીએ જવાબ આપ્યો 'અને એ પૂરા કરી દેવા હું રોજ અરધો કલાક વધારે ભરું છું' એટલું કહી એ જમીન ખોતરવા લાગ્યો ઊંચું જોવાની એની હિંમત ન ચાલી પણ ઘણો વખત થવા છતાં જ્યારે માનો એકે શબ્દ ન પડ્યો ત્યારે એણે ઊંચું જોયું માની આંખો આંસુથી તરબોળ હતી

નરસીથી હવે ન રહેવાયું એની આંખોએ પણ માઝા મૂકી દીધી ને માના ખોળામાં એણે માથું નાખી દીધું 'મા, મા, હવે હું એવું કદી-કદી નહિ કરું' રડતાં રડતાં એણે કાલાવાલા કરવા માંડ્યા

બે જ મિનિટ આંસુઓની આ લેવડદેવડ ચાલી હશે પછી માએ આંસુ લૂછી નાખ્યાં. નરસીનાં પણ આંસુ લૂછી એને બેઠો કર્યો એકે શબ્દ બોલ્યા વિના એ ઊઠીને મોં ધોવા લાગી ધોતાં ધોતાં પતાસાં પર નજર ગઈ ને એ બોલી ઊઠી 'અલ્યા, આ પતાસું તો હવે સાવ ઢીંગલા જેવું થવા આવ્યું હવેથી તો તું ઘરનો મોભી થવાનો છે, તો એક પતાસું યે નહિ આપી શકે?' એટલું કહી એ હસી એ હાસ્યમાં લાડભરી મશ્કરી હતી, વાત્સલ્યનો ટહુકો હતો

'અરે, એક શું? દસ' નરસીએ પણ એવા જ ભાવભરેલા હાસ્યમાં જવાબ આપ્યો

એ હાસ્ય સિવાય બીજા કશા એકરારની યે મા-દીકરાને જરૂર ન હતી

અશોક હર્ષ

## મધ વિષે લેખ . . . ઇનામ રૂા. ૫

થોડા માસ પર 'કુમાર'માં શ્રી રમણલાલ એન્જિનીઅરનો 'આપણા ખોરાકમાંથી આપણે ખોઈ નાખેલું અમૃત—મધ' એ નામનો એક લેખ પ્રસિદ્ધ થયો હતો. તે વાંચીને એક ગૃહસ્થે 'મધના ફાયદા અને ઉપયોગ—વૈદની તથા દાક્તરની દૃષ્ટિએ' એ નામનો માહિતીપૂર્ણ લેખ કોઈ લખી મોકલે તેને રૂપિયા પાંચનું ઇનામ આપવાની ઇચ્છા દર્શાવી છે. ઉપરના વિષય ઉપરાંત ખોરાક તરીકે પણ મધની ઉપયોગિતા તથા ફાયદા અને મહત્તાનો યે લેખમાં સમાવેશ કરી શકાશે. શ્રી રમણલાલ એન્જિનીઅરે બધા લેખો તપાસીને તેમને નિર્ણયમાં મદદ કરવાની મહેરબાનીપૂર્વક હા કહી છે. તેમનો નિર્ણય છેવટનો ગણાશે. લેખો કુમાર કાર્યાલયને સરનામે 'મધ-ઇનામી હરીફાઈ' એ શબ્દો કવર ઉપર લખીને મોકલવા. છેલ્લી મુદત સપ્ટેમ્બર ૧૫મી સુધીની છે.

## આપણા જેવા જ દુઃખી દેશનો તારણહાર

રશિયા, પ્રશિયા ને ઑસ્ટ્રિયાએ એ દેશનાં યુરોપના નકશામાંથી નામોનિશાન મિટાવી દીધા પછી સૈકાઓ બાદ, હાલમાં જ પોલૅન્ડ સ્વતંત્ર થયું. હિંદ જેવા જ એ દુઃખી દેશને આઝાદ બનાવવાની આકાંક્ષાએ, પતંગિયા જેમ તો અનેક જિંદગીઓ ન્યોછાવર થઈ ગઈ, પણ એની ઝનૂનની સાથે નિશ્ચયાત્મક બુદ્ધિ, ચકોર દૃષ્ટિ, ચાણાક્યત્વ ને પ્રસંગો સાચવવાની આવડત તો એક જ જણમાં હતી, અને તે જોસેફ પિલ્સુડસ્કીમાં. એણે એને સ્વતંત્ર બનાવ્યું, એક કર્યું. જર્મનીની દાદાગીરી, યુદ્ધની વિભીષિકા ને સરમુખત્યારીની સત્તાપ્રાપ્તિમાં યે એનું એ જ એકમાત્ર ધ્યેય હતું. આવા રાષ્ટ્રપુરુષના જીવનચરિત્રનું પુસ્તક શ્રી હરિશ્ચન્દ્ર ભટ્ટે લખેલું (પૃ ૨૩૬) હાલમાં જ કુમાર કાર્યાલય તરફથી બહાર પાડવામાં આવ્યું છે. કાકાસાહેબની પ્રસ્તાવના, પોલૅન્ડના ઇતિહાસની વિસ્તૃત ભૂમિકા અને નવ ચિત્રો સહિતના એ પુસ્તકની કીમત માત્ર રૂ ૧) રાખેલી છે

# આ મહિનો (જૂન) . . . અને એની પ્રતિભા

**તા. ૧** લાલા લજપતરાયની સહાયથી લાહોર મુકામે દયાનન્દ ઍંગ્લો વૈદિક કૉલેજની સ્થાપના—ઈ. ૧૮૮૬

**તા. ૨** ઇટલીના ઉદ્ધારક જૉસેફ ગૅરીબાલ્ડીનું અવસાન—ઈ. ૧૮૮૨

**તા. ૩** છેલ્લો પેશ્વા બાજીરાવ અંગ્રેજોને શરણે થયો—ઈ. ૧૮૧૮ * * કર્વે મહિલા મહાવિદ્યાલયની સ્થાપના—ઈ. ૧૯૧૬

**તા. ૪** ચક્રવર્તી મહારાજા હર્ષવર્ધનનો જન્મ—ઈ. ૫૯૦ * * બનારસમાં બળવો ફેલાયો અને કાનપુરમાં નાનાસાહેબે બળવાખોરોની સરદારી લીધી—ઈ. ૧૮૫૭

**તા. ૮** ઔરંગઝેબે પોતાના બાપ શાહજહાંને આગ્રાના કિલ્લામાં કેદ કરી, ગાદી પચાવી—ઈ. ૧૬૫૮

**તા. ૧૧** અલ્લાહાબાદ સુધી બળવાની આગ ફેલાઇ, ત્યાંની ટુકડીઓ એમાં ભળી—ઈ ૧૮૫૭

**તા. ૧૬** દેશબંધુ ચિત્તરંજન દાસનું અવસાન—ઇ. ૧૯૨૫

**તા. ૧૮** હિંદને સ્વતંત્ર કરવા કરાએલા ઉત્થાનના યુદ્ધમાં ભારતના કુલદેવી સમાં વીરાંગના લક્ષ્મીબાઇનું અવસાન—ઇ ૧૮૫૮

**તા. ૨૧** જગતવિજયી સિકંદર સાથેની પંજાબના રાજા પોરસની લડાઇનો પહેલો દિવસ—ઇ. પૂ. ૩૨૬ * * એફ એસ. સ્માઇથે કમઠાચળનું સફળ આરોહણ કર્યુ—ઇ. ૧૯૩૧

**તા. ૨૨** પ્લાસીની લડાઇ, જેણે અંગ્રેજોનો પગ હિંદમાં સુદઢ બનાવ્યો—ઇ. ૧૭૫૭ * * પૂનામાં મિ. રૅન્ડના થએલા ખૂન પાછળ 'કેસરી' પત્રમાંના લોકમાન્ય તિલકના લખાણોની પ્રેરણા હોવાના આરોપસર એમની ધરપકડ ને જન્મકેદની સજા—ઇ. ૧૮૯૭ આ કેદ દરમિયાન જ લોકમાન્યે એમનું જગપ્રસિદ્ધ 'ગીતારહસ્ય' લખ્યું.

**તા. ૨૩** પ્લાસીનું યુદ્ધ ખતમ થયું ને ક્લાઇવે દગાઇને મીરજાફરને ગાદીએ બેસાડી તેની પાસેથી અઢી કરોડ ને એંશી હજાર રૂપિયા લીધા—ઇ. ૧૭૫૭

**તા. ૨૯** શ્રી આસુતોષ મુકરજીનો જન્મ—ઇ. ૧૮૬૪ * * હિંદુસ્તાનમાં એક પૈસાવાળા પોસ્ટકાર્ડ નીકળ્યા—ઇ. ૧૮૭૯ * * 'મુંબઇ સમાચાર' પત્ર શરૂ થયું—ઇ. ૧૮૨૨

**તા. ૩૦** મોટરોના રાજા હેન્રી ફૉર્ડનો જન્મ—ઈ ૧૮૬૩



આ માસની વિભૂતિ
મહારાણી લક્ષ્મીબાઇ

ઈ. ૧૮૩૫ કાશી મુકામે જાન્યુઆરી માસની ૧૯મી તારીખે બાજીરાવ પેશ્વા-આશ્રિત મોરોપંત તાંબેને ત્યાં જન્મ. જન્મનું એમનું મૂળ નામ મનૂબાઇ. ઇ. ૧૮૪૨ વિંધ્યાદ્રિ પાસેના ઝાંસીના મહારાજ ગંગાધરરાવ સાથે લગ્ન. ઇ. ૧૮૫૩ ગંગાધરરાવનું અવસાન.

એમને લક્ષ્મીબાઇથી એક પુત્ર થએલો, પણ તે નાની વયે જ મરણ પામતાં એમણે પોતાના અવસાન પહેલા બે દિવસ પર એક પુત્ર દત્તક લીધેલો; પણ ત્યારના ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉસીએ તેને રાજ્યનો વારસદાર ન ગણ્યો. લક્ષ્મીબાઇએ સાઠ હજાર રૂપિયા ખર્ચી પોતાનો વકીલ વિલાયત મોકલ્યો, પણ કશી દાદ ન દેવાઇ ને ઝાંસી જપ્ત થઇ. આમ રાજ્ય ગયું, ઉપરાંત ખર્ચ પણ પુષ્કળ થયું. લક્ષ્મીબાઇની આર્થિક સ્થિતિ કફોડી બની. પરંતુ જરા યે ધીરજ ન ખોતાં તેમણે અંગ્રેજ સરકાર વિરુદ્ધ એક શબ્દ પણ ન કાઢ્યો.

ઇ. ૧૮૫૭ હિંદની ગુલામી તોડી માનવતાએ બ્રિટિશો વિરુદ્ધ સ્વાતંત્ર્યનો જંગ માંડ્યો. લક્ષ્મીબાઇએ કેટલા યે અંગ્રેજ કુટુંબોને આશ્રય આપેલ અને થોડા વખત અંગ્રેજોએ ઝાંસીની સત્તા એમના હાથમાં આપી, પણ પાછળથી, બળવાખોરોને એ મદદ કરતાં હોવાનો આરોપ તેમના પર મૂકી સર હ્યુ રોઝે ઝાંસી પર ચઢાઇ કરી

ઇ. ૧૮૫૮ના માર્ચ માસનામાં અંગ્રેજ લશ્કર ઝાંસીમાં દાખલ થયું. લક્ષ્મીબાઇએ આરોપ નાપાયાદાર હોવાનું સમજાવવા એલચીઓ વગેરેને રોઝ પાસે મોકલ્યા, પણ તેણે તેમને કબૂલ ન રાખ્યા. પરિણામે યુદ્ધ થયું. અંગ્રેજો વિજયી થયા ને ફક્ત બે જ માણસો સાથે લક્ષ્મીબાઇ એક ગુપ્ત માર્ગે નસી છૂટ્યાં. અંગ્રેજોએ ઝાંસીના નાગરિક હજાર માણસોની કતલ કરી કહેવાય છે.

નાસીને લક્ષ્મીબાઇ કાલ્પી મુકામે નાનાસાહેબના ભાઇ રાવસાહેબ તથા તાત્યાટોપેને મળ્યાં. હ્યુ રોઝ ત્યાં આવી પહોંચતાં સઘળા ગ્વાલિયર ગયા. ત્યાં પણ અંગ્રેજ લશ્કરે પૂઠ પકડી. છેવટે રાવસાહેબ, તાત્યાટોપે ને લક્ષ્મીબાઇએ જીવ પર આવી સામી લડાઇ આપી. મહારાણીનું વય ત્યારે ભાગ્યે જ ત્રેવીસ વર્ષનું હશે. પુરુષવેશે વિજળીના જેમ ચમકી રહી આખા સૈન્યને એ પ્રોત્સાહનરૂપ બની રહ્યાં, પણ એ લડાઇમાં જ થએલા જીવલેણ ઘાએ એમનાં પ્રાણ હરી લીધા.

લક્ષ્મીબાઇ એ અંગ્રેજોના આગમન પછી હિંદમાં પ્રગટેલો છેલ્લો જ હુતાશ હતો. 'શસ્ત્રૈવરિ ન પડાયા યોગ્ય રણક્ષિતિવરીય હા કાય એ એમનો આજીવન આદર્શ હતો ને એ પાર પાડીને, આજ આપણા ભારતનાં કુલદેવીનું પુણ્યપ્રતાપી સ્થાન એમણે પ્રાપ્ત કર્યું છે

જળજગતની જીવસૃષ્ટિના અભ્યાસ અને અવલોકનની પરિચયાત્મક લેખમાળા

# વ ન વ ગ ડા નાં વા સી



કાજિયુ–Cormorant

## કાજિયાં અને જળકૂકડી

### ઉપરાંત, ગુજરાતની પક્ષિસૃષ્ટિ અને ઉત્તરગુજરાતના સર પ્રદેશનું રસપ્રદ વર્ણન

આ વરસે મેં એવો વિચાર કર્યો હતો કે મારે આખો શિયાળો પક્ષિનિરીક્ષણમા ગાળવો ખાસ કરીને આર્તી યાત્રા કરનાર પંખીઓના આ ગમન–નિર્વર્તનનો કાળનિર્ણય[1] કરવામા

મારો આ નિશ્ચય વિશિષ્ટ સંજોગોને આભારી હતો એક તો અમદાવાદની આસપાસ ઝાઝા પડતર ખેતર કે બીડ નથી એટલે ખેતીના આક્રમણથી અને માનવીની પ્રવૃત્તિઓના ચોદિશ વધતા જતા વિસ્તારથી મોટે ભાગે જમીન પર રહેનારા પંખીઓનો અને વન્ય પશુઓનો વસવાટ અહીંથી દૂર ને દૂર થતો ગયો છે હજુ પંદરવીસ વરસ પર તો ગૂજરાત કૉલેજથી સો જ વાર છેટે ખરે બપોરે રખડતા ભૂંડના ટોળેટોળા રોજ દેખાતા એવુ આજે કહું તો કોણ માનશે? એ જ વગડામા જે સ્થળે મેં દસબાર વર્ષ ઉપર ત્રણ હાથની પાટલાઘો જોએલી ત્યા આજે આ લીશાન મકાન ઊભરાયા છે. સત્તાવીસની સાલ પહેલા

1 ગૂજરાતમા જે જે જાતના પખીઓ–યાયાવર અને સ્થાયી રહેનારા—જોવામા આવે છે, તે બધાના પરિચય અથ શાસ્ત્રીય પદ્ધતિની 'સર્વે' થવાની ખૂબ આવશ્યકતા છે આપણે ત્યા નહિ નહિ તો આશરે ૩૦૦ જાતના પક્ષીઓ હશે એમાના અરધોઅરધ બહારથી આવનારા અને થોડો વખત રહીને પાછા અસલ નિવાસસ્થાને જતા રહેનારા–'યાયાવર'–યાત્રીઓ છે એ ક્યારે આવે છે, કેટલો વખત રહે છે, ક્યારે પાછા જાય છે, આપણે ત્યાની પરિસ્થિતિમા પ્રત્યેક વરસે થતા ફેરફારથી એમના આગમન વગેરેમા વિક્ષેપ પડે છે કે કેમ, એમના નિવાસ દરમિયાન પ્રાકૃતિક સંજોગો બદલાતા એમના આહારની ઊણપ હોય તેથી એમના જીવનવ્યવહારમા શો ફેર પડે છે, આવનારા યાત્રીને પ્રત્યેક વર્ષ એકના એક જ સ્થળે નિવાસ કરે છે કે ગમે ત્યા,—આ અને આવા અનેક પ્રશ્નોનો ઉકેલ કરવાનો રહે છે સ્થાયી રહેનારા પણ ઓછા મૂઝવનારા નથી એ પણ આહાર, ઋતુભેદ અને મનુષ્યના આક્રમણના આકસ્મિક સંયોગોને વશ વર્તી જીવનવ્યવહારની વિવિધ ગૂંથી ઊભી કરે છે એમાના કેટલાંક ક્વચિત્ અને કેટલાક નિયમિત વિશેષ સમયે સ્થાનિક સ્થલાંતર પણ કરનારા હોય છે એમની સંસારવ્યવસ્થા, એમની પ્રજોત્પત્તિ, આહારની ન્યૂનાધિકતાની એમના જીવન પરની અસર વગેરે અનેક રસપ્રદ પ્રશ્નો પક્ષિવિજ્ઞાનમા ચિત્ત પરોવનારને ઉકેલવાના હોય છે

નારોળ અને અસલાલીને રસ્તે સડકની બંને બાજુ વાડના થડમા રમતા અનેક ચંડોળ અને અગન નજરે પડતા આજે આખુ ચોમાસુ ભમો પણ ભાગ્યે જ પાચ સાત જોવા મળશે બીજુ, અહીં ગીચ ઝાડી કે ગાઢ વન પણ નથી. હોય તો આંબા–આમલીના છૂટા છવાયા ઝાડ. એટલે ઘટાના રમનારા પંખીઓ પણ વિવિધ જાતો નજરે નથી પડતી. આપણા ગૂજરાતમા ચકદીલનુ પીનરાઇ દૂધરાજ[2] નામનુ અત્યન્ત

2 Paradise Flycatcher કાબર જેવડા આ પખીની પુખ્ત વયની સુન્દરતા અવર્ણ્ય છે સમગ્ર શરીર શુદ્ધ શ્વેત રંગી માત્ર માથુ અને ગરદન ચળકતા કાળા કાચી વયની માદાનો અને નરનો રંગ શ્વેતને બદલે ઘેરો ચળકતો લાલ chestnut પણ આ પખીની ખરી શોભા તો એની પૂંછડીના વચલા બે પીંછા છે આ પીંછા લાબા વધીને આઠ દસ આંગળના થઈ લટકે છે અને એ ઊડે છે ત્યારે પાછળ ધજાની

મનોહર દેહછટાવાળું પંખી થાય છે. ગીચ ઝાડી—ખાસ કરીને આંબાની ઘટામાં એ રહે છે. અમદાવાદની આસપાસ અમરાઇઓનો પાર નથી, છતાં એ મારી નજરે નથી ચડ્યું. એના દર્શનાર્થે હું ખૂબ ભટક્યો છું. અણુજનો દિવસ આવે અને હું ખભે ખડિયો લઇ એની શોધમાં નીકળી પડું. આડખેતર રખડતો આંબાના ઝાડે ઝાડે રોકાઉં: એની ઘટામાં આંખો તાણીતાણીને જોતો જાઉં: કદી પણ નજરે પડે છે? અનાહત નાદે એ ઊડનારનો ઓજસ્વી શ્વેત ગરુતનો રૂપસીંગાર ચમકી ઊઠતો કદી પણ દેખાય છે? પણ આજ સુધી મારી દૃષ્ટિ એના દર્શનથી સુભગ નથી બની. ઘણા યે વાઘરી, ધંધાદારી શાકુનિકોને પૂછતા કે એમની સાથે રખડતા છતાં મને આ સૌન્દર્યસાર પંખીની ભાળ લાગી નથી. આવું બીજાં અનેક પંખીઓ વિષે પણ છે. અનુભવી પુરોગામીઓના વર્ણનો દ્વારા એવાના અસ્તિત્વની વાતો વાંચી હું ઠેરઠેર રખડ્યો છું. પણ મનુષ્યના અત્યંત નિકટના સહવાસને લીધે ગીચ ઘટાનાં રહેનારાં કેટલાં યે પક્ષીઓ ધીમેધીમે આ પ્રદેશમાંથી ઓછાં થવાથી એમનો પરિચય કરવામાં મને નિષ્ફળતા જ મળી છે.

એટલે જ મેં આ વખતે માત્ર જલચર[૩] પંખીઓ પર જ ધ્યાનસ્થ થવાનું નક્કી કર્યું. એના 'ગણેશાય' તો મારે 'આષાઢસ્ય પ્રથમ દિવસે' આગન્તુક મેઘના સંગેસંગે, ભારતવર્ષના નદ—નદી—સરોવરતટના આતિથ્યનો ઉપભોગ કરવા આવનાર વર્ષાના નવયાત્રીઓથી કરવાના હતા. પણ મારા નસીબે આ વરસે વરસાદ ઓછો આવ્યો; એટલે આવનારાં તો ન આવ્યાં, પણ સ્થાયી વાસીઓનાં અવલોકનનો પણ પૂરતો અવકાશ ન રહ્યો.

ઉત્તર ગૂજરાતનો આ ભાગ નાનામોટાં અનેક તળાવોથી ભરપૂર છે. ખરું પૂછો તો ગૂજરાતનો કોઇ સરઃપ્રદેશ હોય તો તે આ—અમદાવાદની આસપાસનો પ્રદેશ—જ છે. અહીંનું વિશાળકાય ત્રિધાભિન્ન ચંડોળા; એની પેલી પાર અતલવારિ માનતળાવ, આથે દક્ષિણમાં, સામી પાળે નજર જ ન પહોંચે એટલું વિસ્તૃત ગોભણાજ; પશ્ચિમે લાખો જળચરોનાં ધામ જેવી જોગણીનાળની સરાણનો વિશાળ પટ; સોનાસણ પાસેના હાજીપરનું સર્વાંશે શુદ્ધ શ્વેત કમળથી શોભાયમાન તળાવ; ચોફાટે ભરપૂર હોય ત્યારે નાના સમુદ્રનો ભ્રમ કરાવનાર પ્રાંતીજનો ગોખ;—આ અને આવાં અનેક. પાણીના ખારાપણાને લીધે નળકંઠાને આમાં ગણાવતો નથી: છતાં શિયાળાનાં યાત્રી—સવિશેષ આડ્યો Ducks—જેટલાં અને જે જે જાતનાં ત્યાં જોવા મળે છે તેટલાં અને તેવાં આખા ગુજરાતમાં ભાગ્યે જ અન્ય જલાશયમાં જોવા મળશે.

આ ભૂમિના આવા વૈશિષ્ટ્યને પૂર્ણ આભારી છે અહીંની ડાંગરની, સંખ્યાતીત ક્યારીઓ. આ ક્યારીઓ ભરાય ત્યારે તેમાં ચોમાસાના અંતમાં પાણી વચ્ચે પાંચછ-ફૂટ પહોળા માળા ગોઠવી સારસ ઈંડાં મૂકે. ભારે ઉત્સાહથી પ્રેરાઇને આવા માળાના ફોટો પાડવાના મેં છેલ્લાં ત્રણ વરસથી નિષ્ફળ પ્રયત્નો કર્યાં છે. એક ચોમાસામાં હું મોડો પડ્યો. બીજે વરસે મારા પગે ઇજા થવાથી, પાટાવાળા પગે પાણી ખૂંદવું અનુકૂળ ન પડ્યું. આ વરસે તો વરસાદ જ ન આવ્યો, એટલે ક્યારીઓ પૂરી ભરાઇ જ નહિ અને મોટા ભાગનાં સારસ સાબરમતીના શરણે ગયાં. છતાં મહામહેનતે રખડતાં રખડતાં ત્રણ માળાની ભાળ લાગી. ત્યાંયે મારી કમનસીબી આગળ ને આગળ જ. કૅમેરાનો દસ શેર ભાર ખભે વેંઢારી હું ત્યાં ગયો તો ત્રણે માળા ખાલી ખંભ! એકમાં ઈંડાના બેચાર કોટલા જ પડેલા. આગલે દિવસે મને ભમતો કોઇએ જોયો હશે એટલે બીજા માળામાંનાં ઈંડાં જ કોઈ ઉપાડી ગએલું. ત્રીજામાં ઈંડાં તો હતાં, પણ મારા પગની ઇજા પૂરી રૂઝાએલી ન હતી એટલે એ ક્યારીના કાંપમાં ઊતરવાની મારી હિંમત જ ન ચાલી. આવા

---

પેઠે ફરકી રહે છે. શ્વેતરંગી પખીને 'શાહ' બુલબુલ અને લાલરંગીને 'સુલતાના' બુલબુલ પણ કહે છે.

અનેક પ્રયત્ને જોવા નથી મળ્યું, એટલે કદીકદી તો એમ જ થાય છે કે એ ગૂજરાતમાં અન્ય સ્થળે રહેતું હશે, પણ વખતે અમદાવાદની આસપાસ તો નહિ જ હોય.

૩ બટલર અને બાર્ન્સના અનુભવ પ્રમાણે ગૂજરાતમાં ૨૮૬ જાતનાં પંખીઓ જોવામાં આવે છે. આમાંની ૧૪૮ જાતો સ્થાયી રહેનારી અને બાકીની ૧૩૮ યાયાવર—migratory છે. આ ૨૮૬માંની ૧૮૧ જાતનાં પંખી કેવળ જમીન, વાડ, વેલા, ઝાડ તથા પહાડના આધારે રહેનારાં—સ્થલચર (આ સ્થલચરોમાંની ૧૯ જાતો પણ જલાશયની પાસે જ રહે છે અને માળા બાંધે છે); બાકીની ૧૦૫ જાતો જલાશ્રયે, અર્થાત્ પાણીની નિકટમાં અને પાણીની અંદર રહેનારી—જલચર.

હતું, જેના આશ્રયે લોહારજંઘ ને સુરમલની, લગભગ તથા અંજનની આકર્ષિકા નિર્ભરનાથી ચાલની, જ્યાં પ્રતિક્ષણે સારસના કઠોર નિનાદથી દિશાઓ ગાજી ઊઠતી, તે સ્થળ આજે ભાગ્યે જ પચીસ પચાસ પંખીઓથી વસાએલું છે. સૈવાસ્થલી—જ્યાં પત્રે પત્રે નાચતા ફેડના કૂદના પીહોઁ[૯] અને ડાલાગીપી[૧૦]નાં જૂથ કમળવનને ગજવતાં કલ્લોલ કરતા, તે સ્થાન આજે ખંતથી ખોદી ખોદીને કમલમૂળને ખાતાં ભૂંડ અને ખરિયાંના ખાડામાં વિસ્તૃત જાળઆળી વચ્ચેના નાળાના મોમા શિકારની વાટ જોતા કરોળીઆની[૧૧] વિલાસભૂ બની ગયું છે.

આમ પક્ષિનિરીક્ષણના મારા મનોરથ આ વરસે પણ અધૂરા જ રહ્યા. ન આવ્યો અહીં યાત્રીગણ. સ્થાયી વમનાગં પણ અહીંથી જેમ ફાવ્યું તેમ નાઠા. માત્ર જો કોઈએ એનો સાથ ન છોડ્યો હોય તો તે વ્યસનૈકબંધુ જેવા કાજિયાં અને જળ-કુકડીઓ. અહીં એકાદ અંજલિ પણ પાણી હશે, એમાં એકાદ પણ અલ્પકાય માછલી તરફડતી હશે ત્યાં સુધી એ એને છોડી જવાના નથી એવી એમની આસક્તિ છે. કદાચ ઉદરપરાયણના પણ એ ભક્તિભાવનો હેતુ હોય! પાણી સૂકાઈને ઓસરતાં જાય એમ આખા તળાવના માછલાં એક સ્થળે એકઠાં થતા જાય, એટલે અત્યંત અલ્પપ્રયત્ને વિપુલ આહાર મળી શકે એમ તો એમ. પણ એ બહાને ય એ અંત સુધીના સાથી તો રહેવાના જ એનું નામ બન્ધુતા.

ગૂજરાતનું કોઈ પણ જળાશય જુઓ. અનેક પંખીઓનો શંભુમેળો નજરે પડશે. કોઈ ધોળાં, કોઈ કાળા, કોઈ ધૂળિયા રંગનાં, કેટલાક ચિત્રવર્ણ. આ બધામાં કેવળ સંખ્યાની અતિશયતાથી આંખ ખેંચે એવા તો બે જ: ધોળા અને કાળા. ધોળા તે બગલાં અને ચમચાઃ કાળા તે કાજિયા અને જળકુકડીઓ.

૧

કાજિયા એટલે Cormorants.[૧૨] પ્રથમ દર્શને જ એમના ચળકતા કાળા દેહથી અને કાગડા જેવા ને જેવડા[૧૩] કદથી ઝટ ઓળખાય. વળી એમની ટોળે મળીને રહેવાની ટેવ પણ આંખમાં ખૂંચે એવી છે. કારણ, કાજિયાંને એકલદોકલ રહેવું ન પાલવે. એમનાં તો પચીસ પચાસથી માંડી સો બસો જેવડાં જૂથ[૧૪] બંધાય. તળાવ કે નદીકિનારે એમની લંગર જ લાગી હોય: જાણે વાયરીનું પંચ! પણ એ પંચ જેટલો ઘોંઘાટ નહિ. ખાઈ ધરાઈને આરામમાં, વદાણના શઠ પેઠે, પાંખો સૂકવવા પહોળી કરી હોય તેમ ધ્યાનમુદ્રાવાળાં, મૌનીવ્રતી આ શ્યામદેહધારીઓને પાણીની ધારે કે તળાવની વચ્ચે, જમીન પર કે ઝાડની(વિશેષતઃ એમના પ્રિય બાવળની) ડાળીઓ ભરી નાખી આખો દિવસ બેસી રહેલા એક વખત જોયા પછી પરભવમાં પણ ન ભૂલાય. એમની આવી ચિત્રન્યસ્ત નિશ્ચલ દશા જોઈ આપણને એમ જ વિચાર આવે કે આ બધા ચરતાં ક્યારે હશે?

આ કાજિયાંની આપણા ત્યાં ત્રણ જાતો થાય છે. એમાંની ગૂજરાતમાં સર્વવ્યાપક અને મોટી મોટી જમાતો જમાવીને લગભગ પ્રત્યેક જલાશય પર ધામા નાખી બારે માસ રહેનારી જાત Little Cormorant[૧૫] નામે ઓળખાય છે બીજી બે જાતો તે Large અને Lesser Cormorants. Large Cormorant, Littleથી બમણાં મોટાં હોય છે; Lesser બંનેના વચલા કદના. Large અને Lesser આપણે ત્યાં ઓછાં જોવામાં આવતાં હોવાથી અને તેમનાં રૂપરંગ તથા દેખાવ મોટે ભાગે Littleના જેવાં જ હોવાથી આપણે આ સર્વવ્યાપીનો જ પરિચય કરીએ.

આ કાજિયાંનો અશેષ દેહ ચળકતો કાળો. માત્ર પ્રજનનકાળે એના માથા પર કલગી ઊગે તથા ત્રિકોણાકૃતિનું શ્વેત લાંછન દેખાય. બાકીના સમયમાં આ ચિહ્નોને બદલે માત્ર ગળાનો થોડો ભાગ જ સફેદ રહે. ચાંચ કાળાશ પડતા બદામી રંગની.

---

૯ Pheasant-Tailed Jacana

૧૦ Bronze-Winged Jacana

૧૧ Hippasa જાતના

૧૨ વર્ગની સંજ્ઞા Phalacrocoracidae

૧૩ એથી જ એનું નામ नीरवाकम्

૧૪ આ કહેવાનો અર્થ એટલો જ કે, જો જ્યાં હોય બે ત્યાં ઘણાં 'એકઠાં' હોય છે બાકી ટોળે મળીને જ રહેવું, એવો એમનો સ્વભાવ નથી. છૂટાછવાયાં રહેતા પણ એમને અડચણ નથી આવતી.

૧૫ વૈજ્ઞાનિક અભિધાન Ph. Javanicus

સાધારણ લાંબી. ગોળ. છેડેથી અણીદાર આંકડા જેવી વળેલી. પૂંછડી છેડેથી કાટખૂણે પણ ગોળાશપડતી. પગ કાળાઃ આંગળાં વચ્ચેથી સંધાએલા. એને લીધે પાણીમાં તરી શકે. પાણીમાં પડ્યા પછી ઊડવું હોય તો એમને ખૂબ આકરૂં લાગે. પણ એક વખત પાણી છોડ્યા પછી પાંખો ફફડાવવા વગર અડચણે ઝડપથી ઊડી શકે છે. ઉનાળાના દિવસોમાં સાંજે બગલા ભેગાં એમનાં ટોળેટોળાં આકાશયાન કરતાં દેખાય છે.

વર્ષાનો અંત એમનો ગર્ભાધાનકાળ. પાણીની વચ્ચોવચ્ચ ઊગેલાં બાવળ વગેરેના કાંટાળા ઝાડ પર સેંકડો ભેગા મળીને માળા બાંધે છે. એમની સાથે-સાથે કાકરેળી, બગલા વગેરેના પણ માળા જોવામાં આવે છે. અમદાવાદની આસપાસ કાજિયા અસંખ્ય હોવા છતાં ચંડોળા વગેરે સ્થળે એમના માળા મેં ઝાઝા જોયા નથી. કોઈ એક જ સ્થળે વધારેમાં વધારે જો એમના માળા માગ જોવામાં આવ્યા હોય તો તે આબુ-રોડ સ્ટેશનથી પગરસ્તે ચન્દ્રાવતી જતા, સડકની જમણી બાજુએ આવેલા વગડાઉ તળાવમાં. એમાં પાણી તો છીછરૂં હતું, પણ કમમાં કમ બાવળના સોએક ઝાડ ગણેલા મને યાદ છે. એક ઝાડ પર ઓછા-માં ઓછા પાંચ માળાના હિસાબે આ તળાવમાં પાંચસો જેટલા કાજિયા માળા બાંધીને રહેતા હોવા જોઇએ.

કરચલા, દેડકા વગેરે એ ખાય છે, છતાં માછલા એમનો મુખ્ય આહાર. પાણીમાં ડૂબકી મારી માછલા પકડી ગળી જાય છે. એમની આ ટેવને લીધે શરીરે બેડોળ, રૂપેરંગે અતિ સામાન્ય આ નિકૃષ્ટ જણાતું પ્રાણી પણ મનુષ્યને અત્યંત ઉપયોગી થઇ પડ્યું છે. મનુષ્યની સેવા કરવામાં એ ઇતર ગ્રામ્યપશુઓ વગેરેથી રજ પણ ઊતરતું નથી, એમ કહું તો રજ પણ અતિ-શયોક્તિ નથી.

પ્રાચીનતમ કાળથી મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધવા વનવગડાની વસતિને વશ કરવાના વિવિધ સફળ નિષ્ફળ પ્રયત્નો કરતો આવ્યો છે. હાથી, ઘોડો, ગાય, ભેંસ, બકરાં, ભૂંડ, વગેરે પશુઓનું સ્વામિત્વ, બાજ, કબૂતર જેવા આકાશગામીઓ પાસેથી કામ લેવાની એની શક્તિ, એના દૃષ્ટાંતો છે. એ જ રીતે કાજિયાં જેવા કેવળ જલાશ્રિત પંખીઓ પાસે સેવા કરાવવાનું પણ એ ભૂલ્યો નથી. માત્ર એ ઉદ્દેશ્ય પ્રયત્ન કરવાનું પૃથ્વીભરમાં કોઇને સૂઝયું હોય તો તે કેવળ જાપાનના માછીમારોને જ. અને તે આ રીતેઃ

સામાન્ય રીતે માછીમારોને દિવસ કરતાં રાતે માછલા મારવાનું વધારે અનુકૂળ પડે છે. માછલા છે તો પ્રકાશપ્રિયઃ પણ એમનું લોહી સહેજે તપી જતું હોવાથી એ કોઇપણ પ્રકારની ગરમી સહન કરી શકતા નથી. એટલે દિવસે સૂર્યના અસહ્ય તાપથી તપ્ત થએલા પાણીમાંથી નીચે ઊતરી જઇ તળિયા પરના ઠંડા પાણીમાં ભરાઇ બેસે છે અને માછી-મારોના અનેક પ્રયત્ન છતાં એ ઉપર આવતાં નથી. એથી ઊલટું, રાત્રે ગરમી હોય જ ક્યાંથી? એટલે પાણી પર સળગતું ઉંબાડિયું પણ ધરો તો એના પ્રકાશથી ખેંચાઇને માછલા ઊભરાઇ આવી ખદબદી રહે છે. એમના આ સ્વભાવને દુનિયાભરના માછી-મારો બરાબર સમજે છે, એટલે દિવસ કરતાં રાત્રે જ માછલા મારવાનું એ ખૂબ પસંદ કરે છે. આપણા ગુજરાતમાં પણ પ્રાંતીજના બોખમાંથી અને ગોભળજ-ના તળાવમાંથી જે સંખ્યાબંધ માછલાં ભેગાં કરવામાં આવે છે તે બધાં રાત્રે દીવાના પ્રકાશથી જ. ચંડોળામાં પણ રાત્રે પચીસત્રીસ માછીમારોના ધોળાં કિટસન લાઇટો લઇ માછલા પકડતા ઘણી વખત નજરે પડે છે.

જાપાનીઓને કોઇ આળસુ કહે તો મૂર્ખો જ ગણાય. છતાં જાપાની માછીમારોની શિકારની રીત જોતા તો આપણને એ આળસુના સરદાર જ લાગે. કારણ, એ માછીમારો રાત્રે માછલા મારવા જાય છે તો ખરા, પણ જાતે મજૂરી કરવાની ને જાળ નાખવાની એમને બાધા જ છે! માછલા પકડવાનો શ્રમ તો એ કરાવે છે કાજિયા પાસે! દરેક માછીમાર ગજા પ્રમાણે આવા આઠદસ કે બારપંદર પંખી પાળે છે અને માછલાં મારવા દરિયામાં જતી વખતે એમને પોતાની સાથે હોડીમાં લઇ લે છે.

આવા દરેક પંખીના પગે દોરી બાંધી એનો બીજો છેડો હોડીની ધારે મજબૂત બાંધેલો હોય છે. આ હોડીને આગલે છેડે વાંસ બાંધી તેના છેડે ફાનસ લટકાવેલું હોય છે. માછલા મારવાના સ્થળે હોડી હંકારી જઈ, માછીમાર જરૂર જેટલા પંખી પાણીમાં તરતા મૂકી દે છે. ફાનસના અજવાળાથી ખેંચાઇને જેવાં માછલા સપાટી પર આવે કે તરત પેલા કાજિયા

એમને ચાંચમાં ઉપાડવા (પરોવવા નહિ) માટે છે. માછીમારનો આ પ્રયત્ન કાજિયાં પ્રત્યેના પ્રેમને લીધે કે પરોપકારવૃત્તિથી નથી થતો; એટલે ચાંચમાં માછલું પકડવા છતાં કાજિયા એને ગળી શકતાં નથી. કારણ એમની ડોકમાં અગાઉથી જ એક સોકડી ગોળ કડી કે વીંટી, શ્વાસ લેવામાં અડચણ ન આવે તે રીતે, માછીમારે પહેરાવી દીધેલી હોય છે. એથી એનું ગળું સંકડાઇ જાય છે અને એનાથી કંઈ પણ ગળી શકાતું નથી. એટલે જેવું કાજિયાએ માછલું પકડયું કે તરત હાથમાંની દોરી વડે એને માછીમાર હોડીમાં ખેંચી લઇ, એની ચાંચમાંનું માછલું લઇ લે છે અને પાછું કાજિયાને તરતું મૂકી દે છે. આમ આરામથી હોડીમાં બેઠેબેઠે, જાળ નાખવા હાથ પણ હલાવ્યા સિવાય જાપાની માછીમાર કાજિયા દ્વારા યથેચ્છ પ્રમાણમાં માછલાં પકડી શકે છે. આવી મફતની મહેનત કરવાથી ઉદ્વિગ્ન થઈ કાજિયા માછલાં પકડવા મૂકી ન દે તે માટે માછીમાર વચ્ચેવચ્ચે એકાદ નાની માછલી તેને ગળી જવા દઈ કાજિયાની તૃષ્ણા સચેત રાખે છે. આવો વગરમહેનતનો સોએ સો ટકા નફાવાળો ઉદ્યોગ માત્ર જાપાનમાં જ ચાલે છે. આજે પણ રાત વખતે જાપાનના દરિયાકિનારે પાણીમાં હજારો ફાનસો ચમકાવતા અને કાજિયાં પાસે માછલાં પકડાવવાનો ધંધો ધમધોકાર ચલાવતા જાપાની માછીમારો તમારી નજરે પડશે.

૨

રૂપરંગ અને સ્વભાવ કાજિયાંનાં જેવાં જ છતાં કદમાં અને આકૃતિમાં જુદી પડી જતી જળકુકડી[૧૬] કોને અપરિચિત છે? સાપના જેવી[૧૭] બાદામણી લાંબી પાતળી ડોક જ માત્ર જળની સપાટી પર ઊભી રાખી, બાકીનું શરીર પાણીમાં છૂપાવી રાખી તરતું, કાળા રંગનું આ પંખી ગુજરાતના તળાવેતળાવમાં ઊભું વરસ વસતું જોવામાં આવે છે. માત્ર કાજિયાં જેટલી વિપુલ વસતિ એમની નથી.


જળકુકડી

જળકુકડી[૧૮] કાજિયાંની પીતરાઇ. સ્વરૂપભેદ હોય તો તે ચાંચ, ડોક અને આહારોપાદાનના વિધિમાં. કાજિયાંની ચાંચ ટૂંકી, આગળથી વાંકી અણીવાળી; જળકુકડીની ચાંચ સાધારણ લાંબી, ગોળ નળી જેવી, પાતળી, છેડેથી ભાલા જેવી તીક્ષ્ણ. કાજિયાં ચાંચની 'વચ્ચે'—ચીપિયાથી પકડીએ તેવી રીતે—માછલી પકડે છે; જળકુકડીથી તેમ પકડાતી નથી. અર્થાત્, એની ચાંચનાં ઉપર નીચેનાં બંને પાંખીઆ હોવા છતાં, એ પાંખીઆનો ઉપયોગ માછલીને 'પકડવામાં' નથી થઇ શકતો; પણ બંને પાંખીઆં ચપ દઇને ભેગાં કરી, બંધ ચાંચ વડે બનેલા તીક્ષ્ણ પાતળા ભાલાને તે માછલીના શરીરમાં આરપાર ઘોંચી દે છે. આ રીતે, સોયામાં લીંબુ પરોવીએ તેમ ચાંચમાં પરોવાએલા માછલાને ગળવા માટે એને પ્રથમ માછલીને ચાંચ માંથી છૂટી કરવી પડે છે. અને અહીં એની વિશિષ્ટ ડોક કામ લાગે છે. કાજિયાંની ડોક બીજાં પંખીઓની પેઠે શરીરના પ્રમાણમાં ટૂંકી; જ્યારે જળકુકડીની ડોક શરીરના પ્રમાણમાં ખૂબ લાંબી ગણાય. આ લાંબી ડોકનો ઉપયોગ એ ચાંચમાં પરોવેલી માછલી છૂટી

---

૧૬ આપણે એનું આ નામ આપ્યું છે, પણ અંગ્રેજીમાં જેને Waterhen કહે છે, એ પંખી તો અન્ય જ છે.

૧૭ એથી જ એનું અંગ્રેજી નામ Snake Bird. એને Indian 'Darter' એવું સાર્થક નામ પણ અપાયું છે.

૧૮ શાસ્ત્રીય અભિધાન: Anhinga Melanogaster

ફરવા કમાન તરીકે કરે છે જેમ આપણી આગળીએ ચોટેલો વડગુંદાનો ઠળીઓ આપણે હાથનો ઝાટકો મારીને છૂટો કરી ફગાવી દઇએ છીએ, એમ જળકુકડી પાણીદાર કમાન જેવી એની ગરદનનો ઝાટકો મારી, ચાંચમા પરોવાએલી માછલીને છૂટી કરી નાખી, અદ્ધર ઊછાળી, ચાંચ પહોળી કરી, ઝીલી લઇને ગળી જાય છે ગળવામા પણ માછલીનું માથુ નીચે —ગળામા પહેલુ—આવે એ રીતે, એ ઝાટકા વખતે માછલીને ફેરવી દે છે કાજિયા અને જળકુકડી બને પાણીમા ડૂબકી મારી પાણીની અંદર જ માછલાં પકડે છે, પણ જળકુકડીને ચાંચમા પરોવેલી માછલી છૂટી કરી ગળતી વેળા દરેક વખતે ડોકુ પાણીની બહાર કાઢવુ પડે છે ગમે તેટલુ સરસ વર્ણન કરીએ, તો પણ જળકુકડીના ભક્ષ્યવિધિની આ અપૂર્વતા અને નૈપુણ્ય તો નજરે જોયા વિના નહિ જ સમજાય ઑટોમૅટિક ટ્રાન્સ્પૉર્ટેશનના આ યુગમા પણ, આહારોપાદાન અર્થે કરાતો જળકુકડીના ચાંચડોકનો સમન્વિત ઑટોમૅટિક વ્યવહાર રજ પણ ઊતરતો નથી.

જળકુકડી રંગે કાળી, પણ અંગોમા બદામી છાયા માથા ફિક્કા રંગની ગાલ, દાઢી, ગળુ શ્વેત રંગના

પગ કાળા આંગળા વચ્ચેથી સંધાએલા પણ એમા એ અને કાજિયા, બીજા જલચરોથી જુદા પડે છે બીજા—હંસ, બતક વગેરે—પક્ષીઓના માત્ર ત્રણ જ આંગળા વચ્ચેથી જાળથી સંધાએલા હોય છે અને પાછળનું ચોથુ આંગળુ છૂટુ રહે છે જ્યારે કાજિયા તથા જળકુકડી(અને એમના આત્મીય સ્વજન પેલિકન)ના આગળપાછળના ચારેચાર આંગળા સંધાએલા હોય છે એમની આ વિશેષતાને લીધે જ એમનુ સ્વતંત્ર ગોત્ર(Family Steganopodidae) કલ્પવામા આવ્યુ છે બાકી આ ત્રણે છે તો બકવર્ગના પક્ષી

કાજિયા પેઠે જળકુકડીના માળા પણ પાણી વચ્ચે ઝાડમા હોય છે આખુ ચોમાસુ એમની સંતાનોત્પત્તિને અનુકૂળ સમય છે

વનેચર

# ફોટોગ્રાફી વિભાગ

### ફ્રિલિંગ અગર રેટિક્યુલેશન અને તેનો ઉપાય

'કુમાર'ના વાચકોમાના કેટલાક, ફોટોગ્રાફીની સઘળી ક્રિયાઓ પોતાની જાતે કરતા હશે ન કરતા હોય તેમણે ડેવલપમેન્ટ, પ્રિન્ટિંગ, એન્લાર્જિંગ વગેરેનુ જ્ઞાન મેળવવુ જરૂરનુ છે ફોટોગ્રાફીની મઝા અને સાચી સમજ એ બધી ક્રિયાઓના અભ્યાસથી જ મેળવી શકાય છે

ઉનાળાના તાપમા ડેવલપમેન્ટ, પ્રિન્ટિંગ કે એન્લાર્જિંગ કરવામા ઘણુ જોખમ છે ફિલ્મનુ જીલેટિન સોલ્યુશનની ગરમીથી ફૂલે છે, જલદી ઓગળે છે અને ઘણીવાર તો ઇમલ્શનનુ પડ ફિલ્મ ઉપરથી સરકી જાય તેટલુ નરમ બની જાય છે માટે આ ઋતુમા દરેક ક્રિયા વખતે અગમચેતી અને સાવચેતી આવશ્યક છે

ગરમીના દિવસોમા ડેવલપમેન્ટ કરતા ફિલ્મનુ ઇમલ્શન નરમ બની જતુ, અને કેટલીકવાર તો આકૃતિ બાંધનાર-બનાવનાર દાણાનુ ઇમલ્શનનુ થર, ફિલ્મ ઉપરનો આધાર તજી તે સરકી ઊતરી જતુ ઘણાએ અનુભવ્યુ હશે જીલેટિન અને ઇમલ્શનની આ દશામા નેગેટિવની ગોપવણીમા ઘણી ખામીઓ આવે છે સહેજસાજ દબાણ અગર ઘસારાથી ફિલ્મની આકૃતિ તૂટી જાય છે, તેમા ઝીણા કાણા કે આડાઅવળા લીસોટા પડી નેગેટિવ બગડે છે કોઇ વાર ફિલ્મના થરમાં અમુક પ્રકારની ડીઝાઇન દેખા દે છે તો કોઇ વાર તેના બંધારણમા કેટલીક જાતના જાળીજાળી જેવા આકારો બની જાય છે

દવાઓનુ ગરમીપ્રમાણ વધુ હોય અગર જુદાંજુદાં સોલ્યુશનના ટેમ્પરેચરમા તફાવત હોય ત્યારે ફિલ્મ ઉપરથી ઇમલ્શનનુ થર ફૂલે છે અને નરમ બની ઊતરી જાય તેવુ થાય છે પરંતુ કોઇકવાર એવી રીતે નરમ બનેલુ ઇમલ્શન સુકાયાથી સંકોચાય છે અને તેના બંધારણમા અમુક જાતની ભાત પડે છે આ સ્થિતિ યાને પરિણામને ફ્રિલિંગ (Frilling) અગર રેટિક્યુલેશન Reticulation) કહે છે

ફ્રિલિંગ થવાના બે કારણો હોય છે (૧) ફિલ્મનુ બંધારણ સહન ન કરી શકે તેટલી ગરમી હોય, એટલે કે ૭૫° F થી ૮૦° F ઉપરાંતનુ સોલ્યુશનનુ ટેમ્પરેચર હોય ત્યારે ફ્રિલિંગ થાય છે (૨) ડેવલપમેન્ટમા વપરાતા પાણી, ડેવલપર તથા હાઇપો સોલ્યુશન એ ત્રણે બાથના ગરમીપ્રમાણમા વધઘટ હોય, તેમના ટેમ્પરેચરમા તફાવત હોય ત્યારે પણ રેટિક્યુલેશન ઉપજે છે

ડેવલપિંગ સોલ્યુશનનુ ટેમ્પરેચર બરફથી ઠંડુ કરેલુ હોય અને તેમા ફિલ્મને ધોયા બાદ પાણી અને હાઇપોમા જરૂરી

ક્રિયાઓ કરી ડેવેલપમેન્ટ પૂરું કરતાં ઉપર વર્ણવેલી અસર જણાય તો માનવું કે ડેવેલપિંગ સોલ્યુશન, પાણી અને હાઇપો બાથ એ બધાંનાં ટેમ્પરેચર જુદાજુદા પ્રમાણમાં હશે. ખાસ કરીને ગરમીના દિવસોમાં દરેક બાથનું ટેમ્પરેચર સરખું જાળવવું જોઇએ. ડેવેલપિંગ પ્રિન્ટિંગ તથા એન્લાર્જિંગ વખતે સોલ્યુશનનું ટેમ્પરેચર ૭૦° F થી વધુ ન થવા દેવું. તેથી વિપરીત સ્થિતિમાં ફોટોગ્રાફી કરવાની જરૂર જણાય ત્યારે ફ્રિલિંગ થતું અટકાવવાના ઉપાયો લેવા પડે.

ફ્રિલિંગ અને રેટિક્યુલેશન અટકાવવા સારામાં સારો એક જ ઉપાય છે: ડેવેલપિંગ સોલ્યુશનનું ટેમ્પરેચર બરફના ઉપયોગથી અગર બીજી રીતે ૬૫° થી ૭૦°F બનાવવું અને હાઇપોમાં જીલેટિનને કઠણ કરનારી દવાઓ ઉમેરી ફિક્સિંગ-હાર્ડનિંગ બાથ (Fixing Hardening Bath) બનાવવો.

ફટકડીમાં જીલેટિન તથા ફિલ્મ ઈમલ્શનને નરમ થતું અટકાવવાનો ગુણ રહેલો છે. બજારમાં ગાંધીની દુકાને વેચાતી ફટકડીનું અંગ્રેજી નામ પોટાશિયમ અગર પોટાશ ઍલમ (Potassium or Potash Alum) છે. હવે આપણે ફટકડીને બદલે ઍલમ શબ્દ વાપરીશું પરંતુ બીજા પ્રકારની ઍલમ—લાલ ફટકડી તે ક્રોમિયમ અગર ક્રોમ ઍલમ (Chromium or Chrome Alum) છે. દવાવાળાઓની કે ફોટોગ્રાફીનો સામાન વેચનારની દુકાને તે વેચાય છે. ક્રોમ ઍલમની અસર સાદી ફટકડી કરતાં ધીમી હોય છે. એના ગાંગડા ભૂરા-નીલા રંગના હોય છે અને તેનું સોલ્યુશન ઘેરા લીલા રંગનું બને છે. પોટાશ ઍલમવાળા બાથમાં પસાર કરેલી ફિલ્મને સારી પેઠે પુષ્કળ પાણીથી ધોવી પડે છે. આ ઍલમમાં ફિક્સ કરેલી ફિલ્મને ધોવામાં કચાશ રહેતાં, ફિલ્મ સુકાયેથી નેગેટિવ પર ડાઘાડાઘા પડેલા જણાય છે, જેને દૂર કરવામાં પાછળથી ઘણી મુશ્કેલીઓ નડે છે. ફટકડીના કારણે અગર બીજા કોઇ કારણસર પડેલા આ જાતના ડાઘાને સ્કમ (scum) કહે છે. એવી નેગેટિવોના પ્રિન્ટ અને એન્લાર્જમેન્ટ સારા થતા નથી અને ચિત્રો બગડે છે

## ફિક્સિંગ-હાર્ડનિંગ બાથ બનાવવાની રીત

૩૦ ઔંસ ગરમ પાણીમાં ૧૨ ઔંસ હાઇપો ઓગાળી તેમાં ૧ ઔંસ પોટાશિયમ મેટાબાઇસલ્ફાઇડ ઓગાળી, સોલ્યુશનને ઠંડું પડવા દો. બીજી તરફ ૧૦ ઔંસ ગરમ પાણીમાં ½ ઔંસ ક્રોમ ઍલમ પીગાળો. એક સોલ્યુશન ઠંડા પડયેથી ક્રોમ ઍલમવાળું સોલ્યુશન ધીરેધીરે હલાવતાં હલાવતાં હાઇપોમાં ઉમેરો.

ડેવેલપરમાંથી ફિલ્મને કાઢી ઉપલા બાથમાં નાખતાં પહેલાં થોડીક પળ સુધી ફિલ્મને પાણીમાં રાખવી કેમકે ડેવેલપરની દવાઓ ક્રોમ ઍલમની અસરને અટકાવે છે

ફિક્સિંગ બાથની અસર ધીમી થાય અગર તે બાથ ડહોળો બને ત્યારે દવાઓ વપરાઇ ગએલી જાણી તે બાથ ફેંકી દઇને તાજો બાથ તૈયાર કરવો.

પ્રિન્ટિંગ અને એન્લાર્જિંગમાં બ્રોમાઇડ કે ગૅસલાઇટ પેપરો માટે નીચેના પ્રમાણથી ઉપર મુજબ ફિક્સિંગ-હાર્ડનિંગ બાથ તૈયાર કરવો.

| | |
|---|---|
| હાઇપો | ૮ ઔંસ |
| પોટાશિયમ મેટાબાઇસલ્ફાઇડ | ૧ ઔંસ |
| ક્રોમ ઍલમ | ૫૫ ગ્રેઇન |
| પાણી | ૪૦ ઔંસ |

ક્રોમ ઍલમને બદલે પૉટાશ ઍલમ-ફટકડી વાપરવાને નીચે પ્રમાણે સોલ્યુશન બનાવવું.

| | |
|---|---|
| હાઇપો | ૧૬ ઔંસ |
| પાણી | ૬૪ ઔંસ |

બીજી બાજુ નીચે મુજબનું સોલ્યુશન તૈયાર કરો

| | |
|---|---|
| પાણી | ૧૦ ઔંસ |
| સોડિયમ સલ્ફાઇડ | ૧ ઔંસ |
| સાઇટ્રિક ઍસિડ | ૧ ઔંસ |
| પોટાશ ઍલમ-ફટકડી | ૧ ઔંસ |

ફટકડીનું સોલ્યુશન હાઇપોમાં ઉમેરો. ફિલ્મ અગર પ્લેટો માટે આ ફિક્સિંગ-હાર્ડનિંગ બાથ બહુ જ સારો અને અસરકારક છે.

બ્રોમાઇડ અગર ગૅસલાઇટ પેપરોથી પ્રિન્ટિંગ એન્લાર્જિંગ કરવામાં હાઇપો સોલ્યુશન નરમ કરવું ઠીક છે માટે ઉપલા બાથમાં ½ ભાગનું પાણી ઉમેરીને તે વાપરવું.

## ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ

પહેલું ઇનામ: 'સફરે'—ભાઇ સૈયદ અહમદ (ડભોઇ): બીજું ઇનામ: 'રૂપની રેખા'—ભાઈ કનુ રાવત (અમદાવાદ): ત્રીજું ઇનામ: 'તાડછેદન'—ભાઈ કનૈયાલાલ મોદી (અંકલેશ્વર)

ઉત્તેજના ઇનામ: 'સંતોષનાં સ્મિતહાસ્ય'—ભાઇ દેવેન્દ્ર દેસાઇ (ભાવનગર)

નોંધપાત્ર (૧) 'અધીરસ્તે'—ભાઈ પ્રાણલાલ પટેલ (અમદાવાદ): (૨) 'દેવદ્વારે'—ભાઇ ડી બી ખોપકર (અમદાવાદ): (૩) 'પેટની ફિકર'—ભાઈ સૈયદ અહમદ (ડભોઇ). બચુભાઈ ભટ્ટ

## સુધારો

ચાલુ વર્ષના અંક ૧૫૮મા આવેલી 'કાયદાનું રાજ' નામની વાર્તામાં અજાણતાં એક ભૂલ રહી ગઈ છે. હ૦ અલી કોઇ જંગમાં નહિ પણ મસ્જિદમાં તેમના દુશ્મન અબ્દુલ રહેમાનને હાથે, નમાઝ પઢતાં પઢતાં [illegible] એક. હળજેનીના ઋણી છું. — દે. વા.

# જીવનનું પરોઢ

## પ્રકરણ ૧૪મું : તરતા ગામમાં

આ લેખમાળાના ૧૩મા પ્રકરણ તરીકે 'હિંદી મહાસાગરને પેલે પાર' શિર્ષકનો જે હપતો ગયા અંકમા અપાઈ ગયો, તે વસ્તુતઃ આ ૧૪મા પ્રકરણ પછીનું પ્રકરણ હતુ તે ભૂલથી પહેલું અપાઇ ગયું તે માટે ક્ષમાપના સાથે, તેને આ પ્રકરણને અનુસંધાને વાચવા વિનતિ છે.



'સોમાલી' સ્ટીમર, જેના ઉપર અમે સવાર થયા એ વિલાયત જનારી મોટી મોટી સ્ટીમરોના લેખામા ન આવે એટલી નાની હતી. છતા એ ઓછી મોટી ન હતી. ખૂબ લાબી પહોળી અને અનેક માળવાળી હતી. તેમા રસ્તાઓ અને ગલીઓ એટલી હતી કે નવો આવનાર ભૂલો પડી જાય. જ્યા જુઓ ત્યાં ટોળેટોળા લોકો નજરે પડતા હતા. ઘેટા બકરાના તો ધણ હતા. મરઘા અને બતકા હતા. આખું ને આખું ગામ જ ઉપાડીને જાણે દરિયા પર તરતુ મૂકી દીધુ હતુ.

અમને વળાવવા આવેલા મુરબ્બીઓ અને મિત્રો બીજું ભૂંગળું વાગતા સ્ટીમર પરથી નીચે ઊતરી ગયા અને હું ઠેઠ ઉપલા તૂતક પર જ્યા સ્ટીમરનુ મોટું ભૂંગળું હતું ત્યા જઇ પહોચ્યો. સામાન્યરીતે સ્ટીમરના ભૂંગળા એક જ રંગના—કાળા કે પીળા હોય છે. પણ 'સોમાલી'નું ભૂંગળું લાલ, પીળા અને ધોળા, પાચ છ રંગના પટ્ટાવાળું હતું. ઇંદ્રધનુષ્યના રંગો એકબીજા પાસે આવી જેમ ખીલી ઊઠે છે તેમ એ ભૂંગળા પરના રંગો એકએકથી ચડિયાતા લાગતા હતા. જમીન પર દૂર સુધી એ નજરે પડતું ને જોનારને આકર્ષતું. પચાસ સાઠ ભેંસ એક સાથે ભાભરતી હોય એવો અવાજ એ ભૂંગળામાથી બે વાર નીકળ્યો એ સાંભળી ત્રીજી વાર એને વાગતું જોવાનું મને મન થયુ અનેક ભેંસો જેટલું એ નાનું છે તેથી જ એ આવી રીતે ભાભરે છે કે શું ? ઉપર ચડી એ કેમ વાગે છે એ તપાસી તપાસીને હું જોવા લાગ્યો. પણ કંઇ માલૂમ પડ્યું નહિ. ઘણી વાર રાહ જોતો રહ્યો, પણ ભૂંગળું તો વાગે જ નહિ એટલે હું થાક્યો અને ત્યા બાધી રાખેલી ચાર હોડીઓને પ્રદક્ષિણા ફરી જોવા માંડયો. સ્ટીમર ડૂબવા લાગે કે તરત એ હોડીઓ દરિયામા ઉતારી ટપોટપ બધા માણસોને એમા બેસાડી હોડીઓને દૂર લઇ જવામા આવે છે એમ મને પિતાશ્રીએ કહેલુ. એમ પણ કહેલુ કે આટલે ઊંચેથી હોડીને દરિયામા એક બે મિનિટમા ખલાસીઓ ઉતારી દે છે બાધેલી હોડીને એટલી જલદી શી રીતે ઉતારી શકાતી હશે ? ધારી-ધારીને જોતા જણાયુ કે હોડી ગરેડી પર લટકાવેલી છે

હોડી જોવામા મારૂ ધ્યાન હતુ એટલામા તો ભોઓઓઓઓઓ કરતો અવાજ થયો અને મારા ઉપર વરસાદની માફક પાણી પડવા માડ્યુ. હું બીી જઇ ગયો. જરાક પાછો હઠીને જોઉં છુ તો નાનું ભૂંગળું નહોતુ વાગતુ, પણ એ ભૂંગળાની અડોઅડ બેત્રણ આગળ પહોળી નળી વાગતી દેખાઇ. એમાથી જોશભેર વરાળ નીકળતી હતી અને તેનુ પાણી થઈ જઇ તૂતકના કેટલાય ભાગ પર વરસતુ હતુ.

ભૂંગળું વાગી રહ્યું કે હું દોડતો પહેલા વર્ગના તૂતક ઉપરથી બીજા વર્ગના તૂતક પર નીચે ઊભેલા સ્નેહીઓને છેલ્લા રામરામ કરવા નીચે પિતાશ્રી પાસે પહોચ્યો. બધાને હાથ જોડ્યા ન જોડ્યા ત્યા તો અમે ઊભા હતા તેની નીચેના ભાગમાથી સ્સીઇઇઇઇયુ સ્સીઇઇઇઇયુ સ્સીઇઇઇઇયુ કરતી વરાળ નીકળવા લાગી. ટણણણન્ ટણણણન્ કરતી ઘંટડીઓ અમારી પછવાડે આવેલા પાચેક માળના એન્જિનરૂમમાથી સંભળાવા લાગી. અને લાગલું જ ધડાગ ધંગ ધંગ ધડાગ ધંગ કરતુ એન્જિન ચાલતું સંભળાયું વળી સ્ટીમરને એક છેડેથી ધડધડ ધડધડ ધડધડ એવો બહુ જ કઠોર અવાજ

આવવા લાગ્યો. કોઈએ કહ્યું કે 'એ, લંગર પણ ઊપડયું' હું ઊભો હતો એ કઠેડા ઉપરથી લંબાઈને જોયું તો મજબૂત જાડી કડીઓવાળી એક સાંકળ દરિયામાંથી ઉપર ખેંચાતી દેખાઇ. મને થયું કે હમણાં લંગર દેખાશે. પણ સાંકળ પૂરી થાય જ નહિ. હું આખરે થાક્યો અને એ લાંબુંલાંબું લંગર જોવાનું પડતું મૂકી નીચે નજર કરી તો ધક્કાની ભીંતને અડોઅડ ઊભેલી સ્ટીમર દિશા બદલતી દેખાઇ. અમારી ને સ્નેહીઓની વચ્ચે પાંચ જ હાથનું અંતર પડી ગયેલું જોયું.

ધક્કેથી સ્ટીમર ચાર આઠ વાંભ દૂર નીકળી ગઇ એટલે મારી બાએ દરિયામાં એક નાળિયેર અને એક પૈસો પધરાવ્યા. આસપાસ કેટલાક ખારવાના છોકરાઓ હોડી લઇને ફરતા હતા તેમાંના એકે વાંદરાની ઝડપે પૈસાને ઝીલી લીધો અને પાણીમા ડૂબવા ન દીધો. બીજી તરફ નાળિયેર માટે પણ એક બે જણ લડતા દેખાયા. આ લડાઇ રસપૂર્વક જોતો હતો ત્યાં મારો પગ એકાએક હલવા લાગ્યો ચમકીને જોઉં છુ તો એક જાડા સળિયા ઉપર મારો પગ હતો અને તે સળીઓ એક તરફ ખેંચાતો હતો. વળી થોડી વારમા ઊલટી દિશામા ખેંચાવા લાગ્યો. પિતાશ્રીને મેં પૂછયું, 'આ શું છે?' તેમણે કહ્યું કે એ સુકાન સીધુ રાખવાના સળિયા છે. કૅપ્ટન ઉપર બેઠોબેઠો જેમ ચક્કર ફેરવે એમ આ સળિયા આઘાપાછા થાય અને સુકાન સીધુ રહે. સ્ટીમર કે વહાણનો મુખ્ય આધાર આ સુકાન પર જ હોય છે. એ સળિયા કેટલા લાંબા છે, કયાંથી નીકળે છે વગેરેની શોધમા હું નીકળ્યો.

અમે જે તૂતક ઉપર ઊભા હતા તે એક ખાટલા ઊભા સમાય એટલું પહોળું હતુ વચ્ચેના ભાગમાં ઍન્જિનરૂમ હતો. અને બીજી બાજુ પાછું એવું જ તૂતક હતું. બીજી બાજુના તૂતકને છેડે પણ પેલો સુકાનનો સળિયો આઘોપાછો થતો મેં જોયો. પાછળ, તૂતક પરથી એક મજાનું દશ્ય નજરે પડયું. અમારી સ્ટીમરથી થોડે છેટે એક પૂલ ગોળ ફરતો દેખાયો. મોટા ઘેરાવામાં કિલ્લા જેવી પાળ બાંધી સ્ટીમરોને પડી રહેવા માટે દરિયાના થોડાક ભાગને સરોવર જેવો બનાવી દીધો હતો. તે પાળનો એક કટકો આ ફરતો પૂલ જણાયો. એ પાળ ઉપર ઘોરી રસ્તો પણ હતો. કેટલીક ઘોડાગાડી, સાઇકલો આ પૂલ ફરી જવાથી ઊભી રહી ગઇ હતી. પૂલે આપેલા માર્ગમાં થઇ અમારી સ્ટીમર ગોદીમાંથી બહાર નીકળી ખુલ્લા દરિયામાં પહોંચી કે પૂલ પાછો વસાઇ ગયો ને તેની છાતી પર થઇ ગાડીઘોડા પાછા પોતપોતાને માર્ગે ચાલતા થયા. અમારી સ્ટીમરે પણ તેની ગતિ નજરે પડે એટલી ઝડપથી ચાલવા માંડયું. અમારા સ્નેહી સંબંધીઓ હવે એકએક આંગળ જેવડાં જ દેખાતાં હતાં. ધીમેધીમે કિનારા પરનાં મકાનો પણ નાનાં થવા લાગ્યાં ને મુંબાઇ દૂર ને દૂર જવા લાગ્યું. સાંજ સુધી તૂતક પર ઊભા રહી અમે બધું દશ્ય જોયા કર્યું. થોડી વારમાં દરિયાના ભૂખરા પાણી પર સુરખી પાથરતો સૂર્ય લાલચોળ બની દરિયામાં ડૂબી ગયો. અસ્ત પામતા સૂર્યનારાયણનાં દર્શન કરી અમે તૂતક પરથી ઊતર્યા ને અમારી ઓરડીમાં આવી નાસ્તોપાણી કર્યા.

અમારી પાસે પીનિકમથી આવ્યા ત્યારની બીજા દરજ્જાની વાપસી ટિકિટ હતી. અમારા સાથમાં જમનાદાસ કાકા નવા હતા. તેમણે બીજા વર્ગનું ભાડું ન ખર્ચતાં ત્રીજા વર્ગની ટિકિટ લીધેલી. બીજા વર્ગની ઝાઝી ટિકિટને જોરે અમે પહેલા વર્ગમાં અડ્ડો જમાવ્યો અને જમનાદાસ કાકા પોતાની આરામખુરસી અને થોડી ચોપડી લઇ ત્રીજા વર્ગમાં ગયા. અમે બાકીનાં પાંચ જણ ઓરડીમાંની ચાર અભરાઈ પર પાથરેલી પથારી પર ગોઠવાયાં.

સવારે ઊઠી ઓરડીમાં મોટા અરીસા નીચે આવેલી નળકુંડી પર દાતણ કરી ઍન્જિનરૂમની બીજી તરફ શૌચ અને સ્નાન માટે ગયા. નહાવાની ઓરડીમા સગવડ કરતાં ગે સફાઇ ચડી જતી હતી. શૌચકૂપમાં પણ બધું ચળકતું સુઘડ અને ત્યાં બેસી રહેવા મન લલચાય એવું હતુ નહાવા માટે 'સ્ટુઅર્ડ' (ખલાસી હજૂરીઓ) પૂછી ગયો કે ટાઢું પાણી લાવું કે ઊનું? પહેલાબીજા વર્ગની દરેક ઓરડીમા કામ કરવા જુવાન સ્ટુઅર્ડો મુકરર હતા. તેઓ બહુ ચપળતા અને સુઘડતાથી કામ કરતા. અમારી ઓરડીમાં સવારે સૂર્યોદયની સાથે સ્ટુઅર્ડ આવી પહોંચતો. પીવાના પાણીનો કાચનો કૂજો ને પ્યાલા, તેમાંનું ફર્નિચર, પથારીઓશીકાંના આદર ગલેફ ટુવાલ બધું સાફ ને ડાઘ વિનાનું બનાવી જતો. આગે જ્યારે જે કંઇ

ભંડકમાં રહેવાનું છોડી હું ઉપર આવી ગયો.

ભંડકની ઉપર, વચ્ચે ચંદરવો બાંધેલું એક મોટું ચોગાન હતું. સ્વચ્છતાપ્રિય અને ખુલ્લી હવાથી ન ડરનારા ત્રીજા વર્ગના ઉતારુઓએ ભંડકમાં ન જતાં અહીં પોતપોતાનાં આસન જમાવ્યાં હતાં. આ મુસાફરોની સાથે એક સ્વચ્છ ખૂણામાં જમનાદાસકાકા, સાથે આણેલી એક આરામખુરશી પર વાંચતા બેઠા હતા. તેઓ રાત્રે સૂવાનું પણ એ ખુરશી પર જ કરતા. સ્ટીમરની જમીન રોજ ધોવાવાને કારણે આખો વખત ભીની રહેતી હોવાથી જમીન પર પથારી કરી શકાય એવું હતું નહિ. જમનાદાસકાકાવાળો ખૂણો પ્રમાણમાં સાફ હોવા છતાં, ત્યાં યે ખલાસીઓ પોતાનું આમિષભોજન પાસે જ તૈયાર કરતા હોવાથી ચીતરી ચડ્યા વિના ન રહે એવું હતું. મુસાફરોને રાંધવાના લોઢાના ચૂલા પર ધમાલ ચાલ્યા કરતી તેથી શાંતિ ન રહેતી. અને માછલી વગેરેના શાક વઘારાતાં તેની દુર્ગંધ પણ સહેવી કઠણ હતી. જ્યાં ત્યાં ઊલટીથી, ભંડકની જેમ અહીં પણ સૂગમાં વધારો થતો હતો.

જે ભંડક અને તેને મથાળે આવેલા ચોકની મેં વાત કરી તે અમારી ઓરડીની હારની એક તરફ એટલે કે સ્ટીમરના પાછલા ભાગમાં હતાં. સ્ટીમરના આગલા ભાગમાં પણ એવો જ બીજો ભંડક અને ચોક હતો. તેમાં ફક્ત માલ હતો અને ઉતારુઓ ન હતા, તેથી ત્યાં શાંતિ ને સફાઈ ખૂબ હતાં. એ ચોકને એક પડખે લોઢાની ભઠ્ઠી હતી તે હિંદુઓને રાંધવા માટે જુદી રાખેલી હતી. વખત થતાં ઓરડીમાં મારી બાએ ચોખા, દાળ, બટેટાં બધું એક તપેલામાં તૈયાર કરી આપ્યું તે લઈ, પિતાશ્રી એ હિંદુ ચૂલા ઉપર ખીચડી ચડાવવા આવ્યા. પણ તેઓ ચૂલા પર ખીચડી મૂકે તે પહેલાં જ એક છોકરો દોડતો આવ્યો અને હાથમાંની માછલી તે પર શેકવા મંડી પડ્યો. એ હિંદુ હતો છતાં માછલી જેવી ચીજ શેકવા આવ્યો એ જોઈ મને નવાઈ લાગી. પાછળથી તો જનોઈ પહેરેલા બ્રાહ્મણને પણ માછલીનું શાક બનાવતાં મેં જોયા, ને જાણ્યું કે એ ઉત્તર હિંદુસ્તાનના વાસી છે ત્યારે તેમના પર મને ઘૃણા આવી. પિતાશ્રી કમાનને મળી ગોઠવણ કરી આવ્યા પછી એ ચૂલા પર એવી ચીજો રાંધવાનું બંધ થયું ને અમને વૈષ્ણવોને રાંધવા ખાવાની મુશ્કેલીઓ ન રહી. જોકે અમારી સાથે રસોઈ પાણીમાં સુરત તરફના બે પટેલો ભળતા. તેમની સોબતે મારું વૈષ્ણવપણું થોડું બગડ્યું ખરું. પણ તેમની ડુંગળીવાળી ખીચડી મને અમારી ખીચડી કરતાં વધુ ભાવતી!

સામાન્ય ઉતારુઓથી અમારી મંડળી જુદી પડી. બપોરનો વખત રોજ અમે આ એકાંત ચોકમાં વીતાવતા. જમનાદાસકાકા 'ભદ્રંભદ્ર' વાંચી સંભળાવી બધાંને ખૂબ હસાવતા. સાંજ પડ્યે બધાં ભેગાં મળી ભજન-કીર્તન કરતાં. સુરતના પટેલ ભાઈઓ (જેમનાં નામ હવે યાદ નથી) પણ ભક્તનાં ભજન વાર્તા અને ટુચકા સંભળાવી આનંદ રેલાવતા. બપોરના વાચન અને સાંજના ભજનને લીધે અમને અમારો દિવસ લાંબો ન જણાતો. એ સિવાયના સમયમાં પિતાશ્રી તથા જમનાદાસકાકા પોતપોતાની ચોપડીઓ વાંચતા. હું ચોપડીનો સ્પર્શ સુદ્ધાં ન કરતો. ઊંઘ સિવાયનો મારો બધો વખત સ્ટીમરનાં યંત્રો અને ભઠ્ઠીમાં કોલસા નાખનાર મજૂરથી માંડી કમાન સુધીના કામ કરનારાઓની પ્રવૃત્તિ નીરખવામાં જતો.

સ્ટીમરની મુખ્ય જવાબદારી કમાન પર. એ ચોવીસે કલાકનો પહેરેદાર. ઋતુમાં જરા સરખું પરિવર્તન કે જોખમ આવે અથવા બારામાં સ્ટીમર લઈ જવાની કે લાવવાની થાય કે તરત સુકાન પર કમાન હાજર થઈ જાય. વળી ઉતારુઓને અસંતુષ્ટ ન થવા દેવાની, ઉતારુઓ આપસમાં લડે ઝગડે તો તેમને શાંત રાખવાની તથા તેમને ખોરાક પહોંચાડવાની પૂરેપૂરી ચિંતા તેને જ શિરે. સ્ટીમરની દુનિયાનો રાજા, સ્ટીમર-જગતનો કાજી અને સ્ટીમરનો સંચાલક એ એક જ વ્યક્તિ. માથા પર આટલો ભાર છતાં તે લહેરી લાલો જણાતો. સદા યે મલકાતો રહે. સાવ ટોચે આવેલી પોતાની ઓરડીમાં નિરાંતે પડેલો દેખાય. ઘડીએઘડીએ એ ચાપાણી કરતો હોય અને બીડી ફૂંકવા સિવાય એને કંઈ યે ધંધો ન હોય એમ લાગે. સાધારણ રીતે કૅપ્ટનના તૂતક પર કોઈથી જવાતું નહિ. પણ અમે ફર્સ્ટ ક્લાસના મુસાફર અને બધા ખલાસીઓ મારા ઓળખીતા, એટલે હું છૂટથી ગમે ત્યાં પહોંચી જતો. કોઈ કોઈ વાર કૅપ્ટન મને રમાડતો પણ ખરો; પરંતુ તેની ઓરડીમાં ઘૂસી જવાની મારી હિંમત ન ચાલતી. બનતાં સુધી તે અનડો રહેતો.

આમ જેને માથે બધો જ બોજો હતો, તેને પૂરી નિરાંત અને આરામ રહેતાં. તે સિવાયના સ્ટીમરના બીજા બધા માણસો બહુ કામગરા ને મહેનતુ જણાતા. કપ્તાનના હાથ નીચે ચાર ઑફિસરો હતા. તેમાં પહેલા ને ચોથા સાથે મારે ખૂબ મૈત્રી બંધાઈ હતી. પ્રથમ ઑફિસર લાંબો ને પાતળો હતો. તેનામાં સ્ફૂર્તિ એવી કે ઉપલા તૂતક પરથી નીચેના તૂતક પર એક જ ફલાંગે ઊતરી પડે. સીડીનાં અનેક પગથિયાં હોય, તેમાં વચલાં પગથિયાં પર પગ ટેકવ્યો ન ટેકવ્યો ને નીચે. બધા ખલાસી ને માણસો તે રોન ફરવા નીકળે ત્યારે આડુંઅવળું જુએ સુદ્ધાં નહિ. એની પાછળ પાછળ હું એ કેટલીક વાર ફરતો. અને જે ખલાસીઓ ક્યારે જુએ ત્યારે બોલાવ્યા વિના ન રહે, તે પ્રથમ સાહેબની હાજરીમાં હું તેમને બોલાવું તોયે જવાબ ન આપતા. ફર્સ્ટ ઑફિસરનું એક ખાસ કામ રહેતું. રોજ બપોરે બાર વાગ્યા પહેલાં એ ચારપાંચ કાચનું બનેલું યંત્ર લઈ સૂર્ય માથે આવવાની રાહ જોતો ઊભો રહેતો. સૂર્ય બરાબર માથે આવતાં તે વખત જાહેર કરતો અને સૌ પોતપોતાની ઘડિયાળ મેળવી લેતું. સ્ટીમરનો તો રોજ સાડી ચોવીસ કે સવા ચોવીસ કલાકનો દિવસ થઈ જતો. કારણ, જેમ પશ્ચિમે આગળ વધીએ તેમ ઘડિયાળ પાછળ હઠાવવી પડે. એ યંત્રમાં શું દેખાય છે તેની મને ખબર ન પડતી, તેથી મને એ વધુ ગૂઢ ને ભવ્ય લાગતું.

ચોથા ઑફિસર સાહેબ જાડા ને વામણા હતા. ઊંઘણશી પણ વધારે હતા. ચારે ઑફિસરો વારાફરતી દિવસરાત સ્ટીમરનું રખોપું કરતા. એક જણ કામે ચડે ત્યારે બીજા ત્રણ આરામ કરે. પણ વારા પ્રમાણે રખોપું કરવા ઉપરાંત દરેકને ખાસ કામ પણ રહેતું. આ ચોથા સાહેબ એન્જિનના માલિક હતા. તેઓ કામે ચડે કે એન્જિનરૂમમાં પહોંચે. એન્જિન એટલે સ્ટીમરનું હૃદય. આખી સ્ટીમરની બરાબર મધ્યમાં ઉપરથી નીચે પાંચ માળ સુધી એ ફેલાયેલું હતું. સાહેબ ઠેઠ તળિયે જઈ ઉપર આવે, કોઈક નળી ઠપકારે, ક્યાંકથી વરાળ કાઢે, કોઈ ભાગ ખોલે ને પાછા ઉપર આવી હવા ખાય. એમને હું બહુ યે કહું કે મને પોતાની સાથે અંદર નીચેને માળ લઈ જાય, પણ કોઈ દિવસ માને નહિ. 'જો, અહીંથી નીચે સુધી બધું દેખાય છે.' એમ કહી બારીમાંથી બધું બતાવે. પોતાની ઓરડીમાં લઈ જઈ ચૉકલેટ આપે, ગાયન સંભળાવે, પણ યંત્રને અડવા કે પાસે જઈને જોવા ન દે.

એક દિવસ ચોથા સાહેબ વધારે પડતું ઊંઘી રહ્યા. એમનો કામે ચઢવાનો વખત થવા આવ્યો ત્યારે હું રોજની જેમ એન્જિનરૂમ પર હાજર થઈ ગયો. તેઓ ન આવ્યા. પંદરેક મિનિટ મોડા થયા હશે ત્યાં તો ઑફિસરો ને કામ કરનારાઓએ ધાંધલ મચાવી મૂકી. કૅપ્ટન પણ ગંભીર ચહેરે આવી પહોંચ્યા અને કંઈક અમંગળ થયું હોય તેમ બધા ઉદાસ અને ચિંતાતુર જણાયા. વધુ ધાંધલ થાય તે પહેલાં તે જાડીઆ સાહેબ ડોલતા ડોલતા આવી પહોંચ્યા. ભેગા થએલા લોકો પોતપોતાના કામે ચડ્યા અને વાતાવરણની તેજી નરમ પડી ગઈ. સાંજે ચોથા સાહેબ પોતાની ઓરડીમાં ગયા ત્યારે હું યે પહોંચ્યો ને પૂછ્યું "આજે શું હતું ?" તો કહે, "મને મોડું થઈ ગયું" ને હસતા હસતા કોટ ઉતારી આરામ-ખુરશી પર બેસી બીજી વાતે ચડ્યા.

બધા ખલાસીનો ઉપરી માલમ-વડો ખલાસી આખી સ્ટીમરમાં એક એવો માણસ હતો કે જેને ગમે એટલા સવાલ પૂછું તો બધાના જવાબ બહુ સમજાવીને કાળજીથી આપે. મોટે ભાગે તે સ્ટીમરના છેવાડાના તૂતક પર સુકાન પાસે રહેતો. એવડી મોટી જંગી સ્ટીમર એક નાનકડા સુકાનને આધારે સીધી દોર કેમ રહેતી હશે એ મને સમજાતું નહિ. દરિયાનાં મોજાં ગમે એટલાં ઉછળે, પ્રવાહો ગમે તેટલા વાંકાચૂકા હોય, પણ તેની લેશ માત્ર પરવા કર્યા વિના અણીદાર ચાકુથી તરબૂચ ચીરાય તેમ સ્ટીમર પાણીને ચીરે જતી. એ કાપ તસુભાર પણ આડોઅવળો ન પડતો. દિવસોના દિવસ સુધી સીધી લીટીમાં પાણી કપાયે જતું, એવો આશ્ચર્ય-જનક કાબૂ સુકાનનો સ્ટીમર પર રહેતો. સ્ટીમરને છેડે લાગી દોરી પડી સમુદ્રમાં તણાયે આવતી તે પરથી કેટલા માઈલ પ્રવાસ થયો તે નોંધાયે જતું.

સ્ટીમરના આગળના ભાગમાં એક પાતળો છેડો પાણીમાં ઘૂસે ત્યાં સુધી દરિયો સાવ એકરૂપ ને શાંત દેખાતો. પાછલે છેડે માલમ ઊભતો. તેના પગ નીચે ઘુઘવતા અવાજ સાથે પાણીમાં પંખો ચાલતો. તેના જોરથી પાણી આખું યે જેમ ઉછળતું. સ્ટીમર પાંચ દસ વાર આગળ વધતી કે નીચે સાગરમાં ધોળાં ફીણ પથરાઈ રહેતાં. એ ફીણ બંને બાજુથી સીધી લીટીમાં

પથરાતાં. મોટી પહોળી પાકી સડક પરની બંને કિનાર જેવી સીધી હોય તેવી જ સીધી, જાણે સમુદ્રમાર્ગે સ્ટીમરને માટે કોઇ સડક તૈયાર કરી ન હોય! એ જલપંથ બહુ જ મોહક દેખાતો. મને થતું કે સ્ટીમરના કઠેડા પરથી કૂદી પડી એ સુંદર સડક પર થોડી લટાર મારી હોય તો કેવી મજા! પણ એ મજા તો કોઇ પરીનો બાળક લઇ શકે; હું લેવા જાઉં તો મજા સોંસરવી નીકળી જાય એની મને ખબર હતી. ઊગતા કે આથમતા ચંદ્રનો રૂપેરી પટો ક્ષિતિજથી સ્ટીમર સુધી પથરાએલો દેખાતો, તેનાથી જરા ગે ઓછો ભીતરે એવો સ્ટીમરે નીપજાવેલો એ જલપંથ રાતના અંધારામાં ન દેખાતો. જો કે રાત્રે એ જોવા મને કોઇ ઊભવા ન દેતું. સાંજે દીવાબત્તી થયે પૂરો કલાક ન વીતે ત્યાં મારે પથારી પર પહોંચી જવું પડતું.

જ્યારે બહુ ગરમી જણાતી ત્યારે રાત્રે ઓરડીમાં સૂવાને બદલે તૂતક પર પથારી પાથરી અમે સૂતા. અંધારામાં યે પથારીમાં બેઠા બેઠા સમુદ્રમાં અનેક જાતના ચળકાટ દેખાતા. મોજાં ભાંગી ફીણ ફેલાવાથી ફૂલના હાર વેરાએલા હોય એવું લાગે. એ ઉપરાંત આગિયા જેવા હજારો અને લાખો કીડા પાણીમાં અહીંથી તહીં જતા હોય એવું દેખાતું. હું એને દરિયાના આગિયા માનતો, પણ એક વાર પિતાશ્રીએ કહ્યું કે 'એ ફૉસ્ફરસ છે, જીવડા નથી.'

જેમ પાણીમાં તેમ આકાશમાં વાદળાં જોવાની યે મજા તૂતકની પથારીમાં પડ્યાપડ્યા આવતી. કોઇ મગર જેવું વાદળું હોય તે ઘડીકમાં હાથીના આકાર જેવું થઇ જાય. કેશુ, કૃષ્ણ ને હું એ હાથી છે કે મગર છે તેની ચર્ચા ચલાવતા હોઇએ, ત્યાં તો એ મોટા મિનારા જેવું થઇ જાય ને વળી ઝાડ બની જાય. સમુદ્ર અને આકાશના આવા આખમાં ન સમાય અને જીભે ન કથાય એવાં દૃશ્ય સાથે મારી બાની વાર્તાઓ ભળતી ત્યારે જે રસ પોષતો તે કોઇ નાટક કે કાવ્યમાં હજુ સુધી અનુભવ્યો નથી. મોટે ભાગે મારી બા ભાગવતની વાર્તા કરતી. કૃષ્ણ ભગવાને બકાસુરને માર્યો, દાવાનળ પીધો, પૂતનાની છાતી ચૂસી લીધી, નાગદમન કર્યું એ કથાઓને જાણે પ્રત્યક્ષ જોઇ રહ્યા હોઇએ એવું લાગતું. બકાસુરથી આકાશ સુધી ફેલાતી ચાંચ જાણે સમુદ્રનું પાણી ને આકાશનાં વાદળાં છે એવું લાગતું અને તેમાં કૃષ્ણ ભગવાનના ચરણને સ્થાને અમારી સ્ટીમર ઘુમરે જતી ભાસતી. આવી કલ્પનાઓના આનંદમાં ઊંઘ ક્યારે આવી જતી તેની ખબર ન પડતી.

ગીતાનો અગિયારમો અધ્યાય શીખ્યો ત્યારે તેમાંના વિરાટ સ્વરૂપના વર્ણનથી અનેક પ્રકારના ભાવ પેદા થયા હતા. ખગોળશાસ્ત્રની કણિકાઓ જાણવા મળી ને આકાશગંગા તથા સૂર્યના હજારોગણા તેજસ્વી સૂર્યો, તેમનાં અંતર ને શક્તિની કલ્પનાઓથી દિઙ્મૂઢ થયો હતો. પણ વિરાટ દર્શનનો જે ભવ્ય રસ અને તન્મય કરી દેનારી છાપ એ નાની વયે હિંદી મહાસાગરને ખોળે નાજુક સ્ટીમરમાં વિહરતા પડી તે અનોખી જ હતી. એનું વર્ણન ને વિશ્લેષણ કરવા જતાં દિલમાં સચવાએલું ચિત્ર રત્ન ચૂંથાઇ જતું લાગે.

એક બપોરે એક બુઢ્ઢો ખલાસી પોતાથી યે વધુ જીર્ણ વાવટો પાથરી, તેને જ્યાંત્યાં થીગડાં દેતો બેઠો હતો. મેં પૂછ્યું: 'કોઇ દિવસ નહિ ને આજે વાવટો લઇને કેમ બેઠા છો?' તેણે જવાબ આપ્યો: 'કાલે આપણે સિશલ્સ પહોંચશું ત્યારે વાવટો આ ઊંચા થાંભલા પર ચડાવવો પડશે. વાવટો ન હોય તો સ્ટીમરને કોઇ બંદરમાં જવા ન દે.' એની વાત સાચી હતી, કલાક બે કલાક પછી ભંડકના ચોકમાં બંધ પડેલાં ટાઢાં યંત્રો સચેતન થયાં. જે નગો પર રોજ પગ મૂકી ચાલતા તે પર પગ મૂકતાં દાઝવા લાગ્યું. બંદરમાં માલ ચડાવવાઉતારવા માટે ઊંટડાઓ—'ક્રેન' ચાલુ કરવા ખલાસીઓ તેના બધા ભાગો તપાસી તપાસીને જોવા ને સુધારવા લાગ્યા.

પૂરો એક દિવસ આ તૈયારીઓમાં ન વીત્યો ત્યાં દૂરદૂર વાદળાં જેવું કંઇક દેખાવા લાગ્યું. ઉતારુઓએ દૂરબીન માંડી જોવા માંડ્યું. એ જમીન છે, એ ટાપુ છે એમ થોડી વારે ખાત્રી થઇ અને બધા ઉતારુઓમાં ઉત્સાહ ફેલાઇ ગયો.

સિશલ્સ દ્વીપ પહોંચવાના આનંદ કરતાં યે મહાસાગર નિર્વિઘ્ને ઓળંગી ગયાનો આનંદ વધુ હતો. હજુ આફ્રિકા આઘું હતું, છતાં 'આરો નહિ, ઓવારો નહિ, પાળ કે પડથારો નહિ,' એવા સાગરનો એક છેડો નજરે પડ્યો તેનો એ આનંદ હતો.

પ્રભુદાસ ગાંધી

# ઘર બાળીને ગામ બચાવ્યું

જાપાનના એક ગામડામાં એક કૂબાના બારણા આગળ હાગમુચિ નામે એક ડોસો તથા તેનો નાનકડો પૌત્ર બેઠા હતા. કૂબો એક નીચી ટેકરીને માથે હતો, ને ત્યાંથી સમુદ્ર દેખાતો હતો. અડખે પડખે ખેતર હતા, તેમા મોલ પાકી ગયા હતા તે તડકામા સુવર્ણરંગે ચમકતા હતા ને પવનમા હીંચકતા હતા.

હાગમુચિ તથા તેનો પૌત્ર બે જણ જ ત્યાં હતા. ઘરના બીજાં માણસ ટેકરીની તળેટીએ ગામ હતુ ત્યાં ગયાં હતા. આજ કોઇ તહેવાર હતો, એટલે વૃદ્ધ પુરુષ તથા છોકરા વિના બીજાંબધા મિત્રો સાથે મોજ કરવા નીકળી પડ્યાં હતાં. દીવડા લઇને એ ફરતા સરઘસને કૂબાના બારણા આગળ આ બેય જોના બેઠા હતા, અને છેટેથી ગીત તથા નાચનો ધ્વનિ સંભળાતો હતો. ખેતરમા દહાડો બહુ કર્યો હતો એટલે ડોસો થાક ખાતો હતો, અને છોકરો એના પગ આગળ રમતો હતો.

નીચે આવી રહેલા ગામના ખોરડાની ઓલી કોર સમુદ્ર ઉપર દૃષ્ટિ કરતો હાગમુચિ બેઠો હતો, ત્યા નાનો છોકરો સમુદ્રગામી વહાણની, અને એક દિવસ એમા બેસીને નવા દેશ જોવાની પોતાની અભિલાષાની વાત કરવા મંડ્યો. એકાએક હાગમુચિને લાગ્યુ કે આજ સમુદ્રનો રંગ ફરી ગયો છે. આખો દિવસ તોફાન જેવું તો હતુ જ; પણ હવે પાણી નિત્ય કરતા નીચુ જણાતુ હતુ અને આઘે પાણીમાથી બહાર ઊપડી આવેલી રેતીની ભેખડ હતી, જે પહેલા એણે કદી નહોતી જોઇ. આમ બેઠો બેઠો તે જોતો હતો. ત્યા, પોતે નાનો હતો ત્યારે પોતાના દાદાએ કહેલી એક વાત એને સાંભરી આવી. એવું બન્યું હતુ કે સમુદ્રનું પાણી કાંઠેથી એટલે બધે આઘે ઓસરી ગયું હતું કે આ રેતીની ભેખડ દેખાવા મંડી હતી. પછી જુવાળ આવ્યો હતો તે એટલો આકરો આવેલો કે સમુદ્રકાંઠે બંધ હતો તે તૂટી જાય, બધે પાણી ફરી વળેલું, કેટલાંય ગામડા ધોવાઇ ગએલાં અને અનેક માણસો ઘરબાર વિનાના થઇ ગયાં હતા.

હાગમુચિ તો ભયની ચોકી કરતો બેઠો. થોડીક વાર પછી એણે જોયું તો એક પ્રચંડ લોઢ દૂરથી જમીન તરફ ધસ્યો આવતો હતો. તે ઊઠ્યો અને ગામલોકને હાકલ કરી. પણ પવન ઊલટો વાતો હતો અને એટલે ઊંચેથી એની હાક કોઇ સાભળી શકે એમ ન હતુ. ડોસો વિચારમા પડ્યો કે લોકોને સવેળા કેમ કરીને ચેતવવા.

તરત જ એને એક યુક્તિ સૂઝી, જેથી કરીને લોકો ટેકરી ઉપર ભાગી આવે. ઘરની પાછળ રસોડામા ચોખાના તપેલા નીચે દેવતા ભડભડ બળતો હતો. ડોસાએ એક લાકડી લીધી અને એને છેડે કપડું બાંધ્યુ. પાસે પડેલી તેલની બરણીમાં લાકડી બોળીને ચૂલામા સળગાવી આ મશાલ ઝાલીને જ્યા મોલ પાકીને લણણી સારુ તૈયાર ઊભા હતા, ત્યા ખેતરમા એ ગયો અને મોલમા દેવતા મૂક્યો. મોલ એકદમ સળગી ઊઠ્યા અને જ્વાળા ઝપાટાબંધ આખા ખેતર ઉપર પથરાઇ ગઇ.

લોકોએ આ ભાળ્યુ છે કે નહિ તે જોવા હાગમુચિએ નીચે નજર કરી પણ ત્યા તો ગાનતાન ચાલુ જ હતા, એટલે ડોસાએ ઝટઝટ બીજી મશાલ કરી અને પોતાના કૂબાના છાપરાને આગ લગાડી એ જોઇને છોકરો ભયભીત થઇ ગયો અને વિચારવા મંડ્યો કે અદા ગાંડા તો નથી થઇ ગયા? પછી તરત જ તેણે નીચે ગામમા મંદિરનો ઘંટ વાગતો સાંભળ્યો, જે આગ લાગે ત્યારે હમેશા વગાડવામા આવતો. ટેકરી ઉપર લાગેલી આગ કોઇએ જોઇ હતી અને લોકોને હાગમુચિની વારે બોલાવતુ હતુ. વૃદ્ધ પુરુષ તથા તેના પૌત્રને આગથી બચાવવા સારુ લોકો પોતાના રંગરાગ છોડીને ટેકરીની ટોચે ધાયા. હાંફતા હાંફતા ઉપર આવ્યા ત્યા તો નીચે પાણીના લોઢની પ્રચંડ ગર્જના સંભળાણી. પાણીનો ડુંગર કાંઠા ઉપર કૂદી પડ્યો અને

ગામનાં એક પછી એક બધાં ઘર તોડી નાખ્યાં. કેટલા યે ગાઉના વિસ્તારમા પાણી ફરી વળ્યું, અને ઘર, ખેતર તથા ગામડાંના થોડી પળોમાં તો ઘાણ નીકળી ગયો. પણ જે ડોસાની વારે ધાયા હતા તે લોકો બચી ગયાં.

આમ ઘરખેતરનો ભોગ આપીને હાગમુચિયે સેંકડો ગામબંધુઓના જીવ બચાવ્યા. એના પુણ્યસ્મરણાર્થે તેમણે દેરડી બંધાવી. આજે પણ જાપાનના બાળકોને આ હાગમુચિની વાર્તા કહેવામા આવે છે.

દેસાઇ વાલજી ગોવિંદજી

(મિસ લૅમ્બર્ટના અંગ્રેજી ઉપરથી)

# મૂંઝવણ

કોઈ કહો પૂછું તે મુજને,
સાચું શું સમજાવો રે!

ભાળું આકાશે જ્યાં ચાંદો,
પૂછું બાને કેવો ચાંદો?
કહેશે, '*તારા જેવો માંદો*',
થાતું, શું હું માંદો રે!
કોણ કહે, પૂછું તે મુજને
સાચું શું સમજાવે રે!
—કોઈ કહો૦

ત્યાં બાપા કહે ટપલી મારી,
'ઘુડ! શું જેડો મોઢું વકાસી?'
*કોણ મઝા એ સમજે મારી?*
ભાંગી ટપલી મારી રે!
કહેશો, ક્યાં જાવું મારે ને
કહું ક્યાં? સાંભળશે કો રે?
—કોઈ કહો૦



પૂછું જ્યાં કંઇ ના સમજાયે,
દિલમાં કંઇ ગુંચવાડો થાયે;
કોઇ સહાય ન થાતું ત્યારે
ઉલટાં સૌ ધમકાવે રે!
મૂંઝવણ મારી વધતી ત્યારે
નવ થાતું કો માડું રે!
—કોઇ કહો૦

પંખી પેલાં અદ્ધર ઊડે,
તારલીઆની સાથે કૂદે;
કેવી મઝા! એ કેવા રાચે!
તાકી રહ્યો આકાશે રે!
કેવી મજા એ પંખીડાને
તારલીઆ શું નાચે રે!
—કોઈ કહો૦

શી રીતે ચાલે આ ગાડી?
કેવું એન્જિન! કેવી ચાવી?
કહ્યું,'બતાવો;'બાપા બોલ્યા,
'જોજે મોટો થઇને' રે!
ધીરજને કહો કસવી કેવી?
ને અકળામણ આવી રે!
—કોઇ કહો૦

'સમજે નહિ ને કરે લવારો!'
'મોટો થા તું ત્યારે વારો!'
'ખાલી પકવે માથું શાનો?'
'કર મા તું કુટારો રે!'
ચારે કોરથી એ ઉચ્ચારો
ડગલે ડગલે ડારો રે!
—કોઇ કહો૦



ગુલાબ, ચંપો, ડોલર સુંદર,
ફૂટી કળી શી રીતે અંદર?
નવલા નવલા રંગો સુંદર!
શી રીતે એ થાતું રે?
બેનીને પૂછ્યું ત્યાં બોલી,
'ખાલી માથું ફોડે રે!'
—કોઇ કહો૦

દિનુભાઇ જોષી



# મધુકરી

પ્રયની રે ભભતિ અંગે ચોળજે હો જી
ભવવેરાને રગતો ભમતો આપ—
જાજે રે જીવનના ખેલો ખેલતો હો જી;
સતને રે એંધાણે જોજે આપ
હૈયે હૈયે રામ રખોપા આદુના હો જી

(કૌમુદી)

—સુંદરજી ગો. બેટાઇ

## ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર

જેના નામ સાથે જ વિદ્વત્તા અને વિચારસ્વાતંત્ર્યની મૂર્તિ નજર સામે ખડી થાય એવા ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકરના અવસાનથી મહારાષ્ટ્રીય સાહિત્યને એક ન પુરાય તેવી ખોટ પડી છે. એ પ્રચંડ આશાવાદી અને નિરલસ કાર્યકર્તાના અવસાનના સમાચારો ઓચિંતા તા ૧૧મી એપ્રિલ ને રવિવારનાં છાપાની કટારોમાં દેખાયા પ્રેમચંદજીનું બન્યું તેમ જ એમના વિષે બનવા પામ્યું એમની માંદગીના કશા સમાચારો જાહેરને નહોતા સાહિત્યકારને જે કોટિ પર આપણે મૂક્યો છે તેનો એ પુરાવો છે

ડૉ. કેતકર પશ્ચિમના દેશોમાં ખૂબ ફર્યા હતા અને એ છતાં ઢંગધડા વગરના અંગ્રેજી પોશાકમાં, કલ્પનાના ભાર હેઠળ દબાએલા એમના સ્થૂલ દેહને રસ્તે ચાલતાં ચવાણું ફાકતા કે કોઇ પુરાણી હૉટેલમાં બેસી નાસ્તો ઉડાવતા પકડી પાડવો એ સહજ વાત હતી એમાં, કૃત્રિમ શિષ્ટાચાર પ્રત્યેની એમની તિરસ્કારવૃત્તિ જ હતી

મધ્યપ્રાંતમાં આવેલા રાયપુર નામના ગામમાં ઇ ૧૮૮૪માં એક દક્ષિણી બ્રાહ્મણ કુટુંબમાં એમનો જન્મ થયો એમના પિતા ત્યાંના પોસ્ટમાસ્તર હતા. બાળપણથી જ જ્ઞાન સંપાદન કરવાની એમની ભૂખ જાગી હતી. હાઇસ્કૂલનો અભ્યાસ અમરાવતીમાં પૂરો કરી એ મુંબાઈની વિલ્સન કૉલેજમાં દાખલ થયા અને ત્યાં રોમન લૉ અને જ્યુરિસપ્રુડન્સ ઐચ્છિક વિષયો તરીકે લીધા. મરાઠી ભાષાની સેવા કરવાની પ્રવૃત્તિની ત્યાંથી જ શરૂઆત થઈ. 'મહારાષ્ટ્ર વાગ્વિલાસ' નામનું માસિક એમણે શરૂ કર્યું. પરંતુ આજની આપણી શિક્ષણ-પદ્ધતિમાં 'ભણતર' અને જ્ઞાનનો શોક્ય જેવો જે સબંધ થઇ પડ્યો છે તે એમને પણ આડો આવ્યો પરીક્ષાની દૃષ્ટિએ એમણે અભ્યાસ કર્યો જ ન હતો ને વળી પાઠ્ય ઇતર અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માંડ્યા હતા, એટલે બી એ માં એમનું નાવ ડૂબકાં ખાવા માંડ્યું

કેતકર બી એ ન થયા, પરંતુ એમનું યુવાન હૃદય જ્ઞાનાર્જનની મહત્ત્વાકાંક્ષાથી ઊભરાતું હતું, એટલે પરદેશ જઇ શિક્ષણ પૂરું કરવાની એમને આકાંક્ષા થઇ ૧૯૦૬માં એ અમેરિકા ઊપડ્યા અને ત્યાં કૉર્નેલ વિશ્વવિદ્યાલયમાં જોડાઇ ૧૯૦૯માં બી એ અને એમ એ ની પદવીઓ મેળવી આ સાલમાં જ એમણે 'હિંદુસ્તાનમાંની જાતિઓનો ઇતિહાસ' નામનો નિબંધ પુસ્તકાકારે બહાર પાડ્યો, જેના પર લેખકના નામ તરીકે માત્ર 'સંપાદક મહારાષ્ટ્ર વાગ્વિલાસ માસિક' છાપેલું છે એ પછી ૧૯૧૧માં હિંદુ ધર્મ સંબંધી પ્રબંધ લખીને એ પી એચ ડી થયા

અમેરિકાના વસવાટ દરમિયાન સંશોધનકાર્ય તરફ એમની વૃત્તિ વળી એ વિષયનો ગમાણ ત્યાંથી જ અભ્યાસ આદર્યો, ને આજીવન તેને વળગી રહ્યા. એ દિશામાં વધુ જ્ઞાન મેળવવાની ઇચ્છાથી તે ઇંગ્લંડ પણ ગયા, પરંતુ ત્યાં કાળા-ગોરાના ભેદને અંગે તેમને જોઇએ તેવું ક્ષેત્ર ન મળ્યું ને ઇ. ૧૯૧૨માં એ પાછા હિંદ ફર્યા એક વર્ષ કલકત્તા વિશ્વ-વિદ્યાલયમાં અર્થશાસ્ત્ર અને શાસનશાસ્ત્રના અધ્યાપક તરીકે કામ કર્યું પછી મુંબાઇ ગયા અને ત્યાં અનેક દિશામાં પ્રવૃત્તિઓ આદરી 'શિલોત્રી બૅંક' એમણે ખોલી, પણ તેમાં નિષ્ફળતા મળતાં એ બાજુની પ્રવૃત્તિ પડતી મૂકી અને 'રાષ્ટ્રધર્મ પ્રચારણ સંઘ' નામની સંસ્થા ઊભી કરી આ સંસ્થાનું કાર્ય ત્રિવિધ હતું એક તો હિંદની ભાષાવાર પ્રાન્ત-



રીતે ઉષ્ણતામાનનો કંઈક ક્યાસ નીકળી શકતો, પણ ચોકસાઈભર્યો નહિ એ કંઈક અંશે બૅરોમીટર પણ હતું, પરંતુ હવાના દબાણથી સાચા માપ માટે તે પર આધાર રાખી શકાતો નહિ

પછી તો ન્યૂટને ગ્રેવાહીને ઠેકાણે તેલ મૂક્યું બીજાઓએ આલ્કોહૉલ મૂક્યું, પણ ફારનહાઇટના જન્મ સુધી એમાં કશી વધુ ચોકસાઈ નહોતી આવી શકી

ડેનિયેલ ગેબ્રિયલ ફારનહાઇટનો જન્મ ડાન્ઝીગ(જર્મની)મા ઇ ૧૬૮૬ના મેની ૧૪મીએ થએલો ને ૧૭૩૬માં આમ્સ્ટર્ડામ (હોલૅંડ) ખાતે તેનું અવસાન થએલું એ ધંધે તો વેપારી હતો, પણ વિજ્ઞાનમા એને એવો તો રસ પડ્યો કે એણે વેપાર છોડી મૂકી દીધો. એના સમયના બધા સિદ્ધ વિજ્ઞાનીઓનાં થર્મોમીટર એણે બનાવી આપેલા.

**૧૬૭૦માં થર્મોમીટરમા પારાનો પહેલો ઉપયોગ થયો,** પણ એમા વપરાએલો પારો અશુદ્ધ હોતાં એ નિષ્ફળ નીવડ્યો. ફારનહાઇટે એ શુદ્ધ બનાવવાની ગત શોધી કાઢી જેથી તે નળીમા ચોંટી ન રહે કે વરાળમા રૂપાંતર ન પામે

થર્મોમીટર માટે છેડે ગોળાવાળી કાચની નળી બનાવી તેમાં પારો રેડવામા આવે છે ને પછી તે તપાવવામાં આવે છે, એથી તેમાંથી બધી હવા નીકળી જતા તરત તેનું મોઢુ બંધ કરી દેવામાં આવે છે નળી ઠરતા પારો પાછો નીચો ઊતરે છે ને તેને ફરી વિસ્તરવાનો પૂરો અવકાશ રહે છે. થર્મોમીટર ગરમ થાય છે ત્યારે પારા સાથે નળાનો કાચ પણ વિસ્તાર પામે છે, પણ કાચ કરતાં પારો સાતગણો વિસ્તાર પામતો હોવાથી તે નળીમા ઊંચો ચડે છે.

થર્મોમીટરોને ચોકસાઈભર્યાં બનાવવાની ખૂબ કાળજી રાખવામા આવે છે, કારણકે જરાસરખી અચોકસાઇ પણ તેને નકામાં બનાવી દે છે. ફારનહાઇટે ઠંડીની અતિશયતાનું બિંદુ પહેલાં તો ડાન્ઝીગના શૂન્ય ઉષ્ણતામાન પર મૂક્યું, પણ પછી તેને માલૂમ પડ્યું કે બરફ ને મીઠાના મિશ્રણના ઉષ્ણતામાનની શૂન્યતા વધુ ચોક્કસ હતી. એ શોધના પછી ઊકળતા પાણીનુ ઉષ્ણતામાન એણે શોધ્યુ ને એ બંને બિંદુ નક્કી કરી, વચ્ચેના જગ્યા ૨૧૨ ભાગમાં વહેંચી નાખી પાણી ઠરી જાય એ બિંદુ તેણે ૩૨ ડિગ્રી પર આંક્યું. શરીરનું ઉષ્ણતામાન એણે ૯૬ ડિગ્રી નક્કી કર્યું હતું. આજે શરીરનું ઉષ્ણતામાન ફરીને ૯૮.૬ ડિગ્રી ગણાય છે, પણ ફારનહાઇટનાં તેના ઠરાવેલાં બે અંતિમ બિંદુઓ તો અચળ રહ્યાં છે.

પછીથી સેલ્સિયસે, પાણી ઠરે એ બિન્દુને શૂન્ય અને ઊકળતા પાણીના બિંદુને ૧૦૦ ગણી, નવું સેન્ટીગ્રેડ થર્મોમીટર બનાવ્યું. આજે જોકે લગભગ બધા વિજ્ઞાનીઓ તો એ વાપરે છે, પણ સામાન્ય જનતામા તો હજુ ફારનહાઇટનો જ ઉપયોગ ચાલુ છે.

## સરવૈયું

સાબુના એક તત્ત્વ સિવાયનો સાબુ તમે જોયો છે? છતાં અમેરિકાના બે ઉદ્યોગપતિઓએ એ બનાવવા પાછળ વીસ કરોડ ડૉલરની મૂડી રોકી છે કારણ? દુનિયાને હવે રોજ ને રોજ કંઈ ને કંઇ નવીન અને તે યે સારૂ ને સસ્તું જોઇએ છે. એ માગણીએ રસાયણોની દુનિયામાં આજ પૂર્વે કદી નહિ એવી હલચલ મચાવી દીધી છે. અને એને પરિણામે બરફ કરતા વધુ ઠંડો હલકો ને જલદી ઓગળે નહિ એવો ઘનીકૃત કાર્બન ડાયોક્સાઇડનો 'સૂકો બરફ', કપડા ધોતાં રંગને બીલકુલ અસર ન થાય ને ફીણ ન વળે એવા સાબુ ને સારવાળો 'આલ્કોહોલ' ને એવી તો અનેક અજાયબીભરી શોધો રોજ ને રોજ જગત સમક્ષ રજૂ થતી જાય છે. દેખીતી રીતે જ અમેરિકા એમા મોખરે છે ને એને વર્ષે દિવસે તેર અબજ ડૉલરની આવક તો રસાયણીઓની બૂંગણીઓને જ આભારી છે.

એકલું રસાયણશાસ્ત્ર જ શા માટે? બીજા કોઈ પણ શાસ્ત્ર તરફ નજર ફેંકો. રોજ બ રોજ અભિનવ સિદ્ધિઓની નવી સીમામા પ્રવેશતી એની પ્રગતિ જોઇ, આ વીસમી સદી તમને માનવજીવનના કોઈ દિવ્ય પ્રભાત સમી જ જણાશે. માણસને સદીઓથી મૂંઝવી રહેલા કોયડાઓનો આ સદીએ ઉકેલ બતાવ્યો છે ને અનુલ્લંઘ્ય એવી મુસીબતોની પાર એણે માણસને મૂક્યો છે. એનું સાચું મહત્ત્વ પામવા, આપણે તેનું આજ સુધીનું સરવૈયું કાઢીએ

એના ઉદયકાળે વાયુ અજેય જ મનાઇ ચૂક્યો હતો. વિમાનમા ઊડવાના બધા અખતરા નિષ્ફળ ગયા હતા. એક માઇલ ઊડી શકનારને હજારો પૌંડોનાં ઇનામોની જાહેરાતો થતી. એવામાં અમેરિકાના રાઇટ બંધુઓ પાંચ મિનિટ અદ્ધર ઊડવાની વાતો છાપાંમાં આવી કોઇ એ માનવા તૈયાર નહોતું. પરંતુ ૧૯૦૮માં વિલ્બર રાઇટે પારીસ નજીક દોઢ કલાક હવામાં ઊડી બતાવ્યું ને ૧૯૦૯ના જુલાઈમાં ફ્રાન્સના કિનારેથી મૉનોપ્લેનમાં ડોવર પહોંચી હેન્રી બ્લારિયોંએ ડેઇલી-મેઇલનું એક હજાર પૌંડનું શકવર્તી ઇનામ જીત્યું. વીસમી સદીએ હવાને પરાજિત કરી.

શરૂઆતનાં એ વિમાનોના યંત્રો બહુ હલકાં હતાં. ઍન્જિન-પાવર પણ ખૂબ નીચો, ને ઊડનારને ધાસ્તી પણ ખૂબ રહેતી

પરંતુ ફ્રેંચ વિમાની પીગોએ ૨૦૦૦ ફૂટ ઊંચા ઊડીએ દૂર કરી તેણે સાબિત કર્યું કે મશીન જો મજબૂત હોય અને જમીનની ખૂબ નજીક ન હોય તો કોઈ પણ સ્થિતિમા તેને કાબૂમા લઇ શકાય છે

અને એ પછી આજ અઢી દાયકા બાદ આપણે શું જોઇએ છે? લાકડા ને કૅનવાસના એ વિમાનો અદૃશ્ય જ થઈ ગયા છે એને બદલે કદ અને શક્તિમા અનેકગણા ચડિયાતા મજબૂત ધાતુના વિમાનો માણસે બનાવ્યા છે ને કેમ જાણે એ પોતાના ગુલામ હોય તેમ પચાસ હજાર ફૂટ ઉપર પણ એની પાસે મનફાવતુ કામ લે છે હવે તો વિમાનો માટે આટલાંટિક મહાસાગરમા યે સ્ટેશનો ઊભા કરવાની યોજનાઓ વિચારાય છે અમેરિકાએ પાસિફિક આરપાર પાન-અમેરિકન એરવાઇન શરૂ કરી દીધી છે

વળી આ સદીની શરૂઆતમા પરમાણુનો સભવ પણ અર્ધસત્ય લેખાતો આજે તે કદ અને આકાર સહિત નિશ્ચિત બન્યો છે તે માપી શકાય છે, તેની આતરરચના જાણી શકાય છે, ને તેના ફોટોગ્રાફો પણ લઇ શકાય છે

એવી જ રીતે બીનતારી સદેશાની જે વાતને હસી કાઢવામા આવેલી એ પણ આ સદીના ઉગમકાળે જ સફળતાને વરી ને ૧૯૦૧મા આટલાંટિક આરપાર એવા સદેશા મોકલાયા હવે તો રેડીઓ-ટેલીગ્રાફી ને રેડીઓ-ટેલીફોની યે જન્મી છે ૧૯૨૦ સુધી જાહેર બ્રૉડકાસ્ટમા કોઇ રસ નહોતુ લેતુ એ હવે સર્વસાધારણ બન્યુ છે આજે તો દુનિયાના એક છેડે બનતા બનાવની જાણ તુરતાતુરત બીજે છેડે થઇ જાય છે દુનિયા જાણે ખોબા જેવડી બની ગઇ છે!

સ્ટેનોનયમ અને ક્ષારોવાળી ધાતુઓ, દૂરદર્શનને વધુ ને વધુ નજીક આણતા જાય છે પ્રકાશને દબાણ હોવાની મૅક્સ વેલાકની શોધ ફોટોગ્રાફીમા કમાલ કરી રહી છે કાચી ધાતુઓમાથી સોનુ બનાવવા 'કૉલૉઈડ કેમિસ્ટ્રી' મદદે લેવાઇ છે છેલ્લા કેટલાક વર્ષો થયા તો આપણા જ્ઞાનના પરીઘમા સિદ્ધાંતો ને સાબિતીઓનો જાણે ગજ ખડકાયો છે

ભૌતિકશાસ્ત્રમા પણ વિજ્ઞાનીઓની ગયા વર્ષની આ ઘોષણાએ ભાગ ભજવ્યો કહી શકાય પ્રકૃતિમા બનતો રેડીઓ ઍક્ટિવ પદાર્થ પ્રયોગશાળામા બનાવી શકાય છે! બીજુ ત્રણ વિજ્ઞાનીઓએ પરસ્પર સહકારથી કુદરતની એક મૂળભૂત શક્તિ શોધી કાઢી એ પણ એવુ જ પરાક્રમ છે એ શક્તિ તે અણુઓના બે પડને એક સાથે સાકળી રાખતી શક્તિ ભૌતિકશાસ્ત્રીઓએ શોધી કાઢ્યુ છે કે અણુ બહાર શક્તિ જેટલા પ્રમાણમા કામ કરે છે તે કરતા અણુના કેન્દ્ર (nuclei)મા તે સાડા સાત ગણી વધારે કામ કરે છે

અને જીવશાસ્ત્રે (biology એ) શું શીખવ્યુ? એણે જીવનની પ્રાથમિકતમ ભૂમિકાઓના જ્ઞાનનો વિસ્તાર કર્યો છે રસાયણોની શીશાઓમા છોકરા જન્માવવાનો વખત તો હજુ નથી આવ્યો, પણ ગર્ભમા તો પુરુષતત્ત્વની કશી મદદ વગર રસાયણોથી જ બાળક જન્માવી શકાયું છે જો કે હજી એ સફળ નથી થયુ, કારણ એવી રીતે જન્મેલુ બાળક બહુ નાજુક હોઈ જલદી મરી જાય છે

માનસશાસ્ત્રે વળી માનસતરંગો બાબતનો ઉહાપોહ જગાવ્યો છે એ તરંગો માનવમગજમાથી પ્રસરણ પામતા વિદ્યુત્તરંગો છે તે વૈયક્તિક છે એટલુ તો સિદ્ધ થઇ ચૂક્યુ છે પણ વ્યક્તિત્વ પીછાનવામા તે કેટલે અંશે સહાયક છે એ હજુ જોવાનુ રહે છે

હજુ તો અરધાથી યે ઓછા વીતેલા વીસમી સદીના જીવનના ગાળાનુ આ સરવૈયુ છે પણ હવે તો જેટલી વિધાયક એટલી જ એની વિઘાતક પ્રવૃત્તિ પણ જોર પકડતી જાય છે એટલે તેનુ ભાવિ અત્યારથી ભાખી શકાય તેમ નથી.

'કુમાર'

## સીંગાપોરનો ભૂતકાળ

*** વેપારના સફળ કેન્દ્ર તરીકે સીંગાપોરનુ નામ પ્રખ્યાત છે જ પણ પૅસિફિકમા કરવા માડેલી કિલ્લેબંધીમા એક અગત્યનુ મથક બનાવી તેને વધુ ખ્યાત બનાવ્યુ છે પણ સૈકાઓ પહેલા સીંગાપોરનો એવો જ ઉપયોગ કરવામાં આવેલો એ જાણો છો? અહીં એને લગતી આપનામા આવેલી ઐતિહાસિક માહિતી ઉતારી છે

હિંદ અને પૅસિફિક મહાસાગરોના નાકા જેવુ સીંગાપોર એ નામની નદી પર જ વસેલુ છે એ ઉત્તમ બંદર હોઇ, પૂર્વપશ્ચિમ જતા જહાજોને નાંગરવાનુ મુખ્ય બારૂ પણ છે

આ સીંગાપોર સૈકાઓ પૂર્વે તુમાસિક નામે ઓળખાતુ અને તે મહારાજાધિરાજ રાજેન્દ્ર નામના બૌદ્ધ રાજાને તાબે હતુ ચીનના મહાસામ્રાજ્ય પર ચડાઇ કરવાના ઉદ્દેશથી જ આપણે એ વસાવેલુ, પણ એ ઉદ્દેશ નિષ્ફળ ગયો પરિણામે એના પછીના કાળમાં તેના પ્રત્યે દુર્લક્ષ થતુ જઇ છેવટે એ હિંસ્ર પ્રાણીઓથી ભરપૂર એક જગલ બની ગયુ

એ પછી સૈકાઓ બાદ ઉત્તમ નામના કોઈ રાજાને એની પૂર્વની ખ્યાતિ સાભળી પાછુ તુમાસિક વસાવવાનુ મન થયુ ને તે પોતાના માણસો લઇ ઊપડ્યો કિનારે ઊતરતા જ એક સિહને સામે બેઠેલો જોયો ને એ પરથી એ પ્રદેશનુ નામ તુમાસિક બદલાવી એણે સિહપૂર પાડ્યુ, જેનો અપભ્રંશ આજે સીંગાપોર થયો છે

કાળાંતરે ત્યા વસતી વધતી ગઇ ને તેનો અમલ પણ જુદા જુદા હાથ નીચે બદલાતો ગયો કેટલોક કાળ તે ચીનના તાબામા પણ રહ્યુ હતુ, પરંતુ એનો સુસબદ્ધ ઇતિહાસ કંઇ મળતો નથી જોકે એના પ્રાચીન અવશેષો ખોદવાનુ કામ ચાલુ છે. એ ખોદાએલા અવશેષોમાથી કાનનો એક અલકાર પ્રાપ્ત થયો છે, જેના પર નારાયણની મૂર્તિ કોતરેલી છે બીજા પણ એ પ્રકારના અવશેષ મળ્યા છે જે પરથી ચોક્કસ થાય

કુમાર
આવતી કાલનાં નાગરિકોનું માસિક · વર્ષ ૧૪મું · અંક ૭મો · અષાઢ · ૧૯૯૩

# બુદ્ધને પ્રશ્ન

શિખરિણી

સૂતેલી નિદ્રામાં મદીલી હરિણી શાં નયનની
પ્રિયાને છોડી ત્યાં નવ કંઈ ઊઠ્યો નાદ મનથી?
ન સૌંદર્યે તેના, ન શું સુત તણા નિર્મળ મુખે
તને પ્રેર્યો, વાર્યો, જકડી નિજ બાંહ્યો મહીં લીધો?

ડૂબેલી પૃથ્વીના મલિનતમ અંકે જન જીવે
ડૂબેલા જેવાં, એ જનસમૂહને હાથ દઈને
ઘણે ઊંચે ઊંચે, હજી પણ ઊંચે તું લઈ જવા
મથ્યો ત્યારે પેલા સુતનુ, સુતની યાદ વિસર્યો?



અમારે તો મોંઘાં પ્રિય નયન, ને બાલ ઉરના
કદા આછા ઘેરા સ્વર મધુર નાદે નીકળતા.
અમારી મુક્તિ તે, અમ જીવનનાં કાવ્ય સઘળાં
ભર્યાં તેમાં, કિન્તુ તવ ઉર થકી એ સરી ગયાં?

જનોએ, કે, માન્યું જીવનભર સૌંદર્ય, સઘળું
ત્યજ્યે સાચું પેલું પરમ મત સૌંદર્ય મળતું?
અને કાવ્યો કેરા નદ ઉલટતો પૃથ્વી મહીં જે
વટાવી તે જાતાં જીવન જ મહા કાવ્ય બનતું?

ગુલાબદાસ બ્રોકર







કાબુકી ઝા

● જાપાનના બધા દર્શકપત્રો (ગાઈડબુકો) જોશો તો તેમાં ખાસ લખેલું હશે કે ટોકિયો જાઓ તો કાબુકી–ઝાની મુલાકાત લેજો. કાબુકીનો અર્થ તો ચમત્કાર કે એવો કંઇ થાય છે. પણ તેને હવે જાપાનના વિશિષ્ટ નાટ્યપ્રયોગ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. ઝા એટલે ઘણે ભાગે નાટ્યશાળા. આ કાબુકી નાટ્ય જાપાનનો જૂનામાં જૂનો પ્રકાર છે અને જાપાન તો અભિમાન લે છે કે જગતના બધા દેશોમાં જ્યારે જૂના પ્રકારો અલોપ થયા છે ત્યારે જાપાનમાં સૈકાઓથી આ પ્રકાર જેવો ને તેવો સચવાતો અત્યારે રહ્યો છે. એમાં જાપાનના નાટ્યશાસ્ત્ર મુજબ એકેએક બાબતનું સંપૂર્ણ પાલન થાય છે અને તેના પ્રયોગો મોટે ભાગે જાપાનની સંસ્કૃતિ અને ઇતિહાસનું નિરૂપણ કરનારા જ હોય છે. કાબુકી નાટ્યની બીજી ખાસિયત એ છે કે બીજા પૌરસ્ત્ય દેશોની જેમ નાટકના સર્વ નટો પુરુષો જ હોય છે. સ્ત્રીપાત્ર પણ પુરુષો જ ભજવે છે. જાપાનના બીજા નૂતન નાટ્યપ્રયોગો યુરોપની ઢબે મિશ્ર-વર્ગ અભિનય કરે છે, પણ કાબુકી તો તેની પરંપરાથી લેશ પણ ચળ્યું નથી. આપણા દેશની ભવાઇ, રાસલીલા, કથકલી વગેરેમાં કાબુકી જેવાં તત્ત્વો ઘણાં છે; પણ કાબુકી તો જૂનામાં જૂનું, ને છતાં ઉઠાવ, ભવ્યતા ને કળામાં હવા જેવું આગળ જાય, એટલું જ નહિ પણ જાપાનના નાટ્યકોવિદોએ પણ તેની વિશિષ્ટતાઓને વખાણી છે અને જાપાનીઓ પણ કાબુકી ઉપર એટલા બધા આફરીન છે કે ટોકિયોનું થીએટર આખું કાબુકી–ઝા કહેવાયું અને જાપાનનો અમીર અને સરકારી વર્ગ તેને બહુંબહું માનતો રહ્યો છે.

અમે જે દહાડે એ જોવા જવાનો વિચાર કર્યો તે દિવસે શનિવાર હતો. ટેલીફોન ઉપર ટિકિટ-ઑફિસને પૂછ્યું તો કહે, શનિ અને રવિના દહાડામાં બીજા ચાલુ વર્ગોમાં તો એક પણ જગ્યા નથી. માત્ર ઑરકેસ્ટ્રામાં બે ખાલી છે. અહીં ધ્યાનમાં રાખવાનું છે કે જાપાનનાં નવાં થીએટરોમાં આ વર્ગવિભાગ કાઢી નાખ્યા છે માત્ર આ જૂનાં થીએટરોમાં જ તે પરંપરાગત રહ્યા છે. એટલે વર્ગ પ્રમાણે ટિકિટોના દર હતા. ઑરકેસ્ટ્રાના દર અમને ભારે પડે તેવા હતા, એટલે ફર્સ્ટ ક્લાસની ટિકિટ મેળવવાની ઇચ્છા કરી. અને માંડમાંડ સોમવારના દહાડામાં ફર્સ્ટ ક્લાસની ત્રણ જગ્યા રીઝર્વ કરાવી શક્યા. ખૂબીની વાત એ હતી કે રીઝર્વ માત્ર ટેલીફોન ઉપર થયું અને પૈસા તો અમે ખેલ જોવા ગયા તે વખતે આપ્યા હતા. આડા ત્રણ દિવસ હતા છતાં આવી સાધારણ બાબતમાં યે અવિશ્વાસની છાયા ત્યાં નહોતી દેખાતી. અમે સોમવાર ચૂકીએ તો પછી અગાઉથી માટે તક કે સમય જ નહોતાં. સોમવારે અમે બીજા પ્રોગ્રામ આઘાપાછા કરી વખતસર કાબુકી–ઝા પર જઇ પહોંચ્યા.

અમે થીએટરમાં બેઠા તે વખતે ચારે તરફ ટોકિયોનો શિષ્ટ વર્ગ ત્યાં ખડકાઇ ગએલો દેખાયો. ઉપરની ગૅલેરીઓ પણ ભરી હતી. અવાજ તો ત્યાં શાનો જ હોય? અનેક પ્રકારની જાપાની ફૅશનોમાં આવેલી મહિલાઓ અને ગૃહસ્થો-નો ઓખારોસરખો પણ થતો ન હતો. થીએટર તો તાકારાઝુકા જેવું જ હતું. પણ અહીં એક નવીનતા જોઇ કે બરોબર થીએટરની રંગભૂમિ ઉપરથી પાટિયાનો એક કેડો પ્રેક્ષકો વચ્ચે થઇને ચાલ્યો આવતો અમારી પાછળની ભીંતમાં એક બારણા સુધી બાંધેલો હતો. આ 'હાનામીચી'–ફૂલવીથિકા–નો ઉપયોગ પહેલાં તો ન સમજાયો. પણ તાકારાઝુકામાં રંગભૂમિની બહાર બે પડખે જે ભીંતસરસા માર્ગો હતા તેનું આ પૂર્વસ્વરૂપ હતું એ પછી જણાયું; એટલેકે કેટલાંક પાત્રો દૂરથી આવનારાં કે દૂર જનારાં એ માર્ગે આવજા કરે એની અસર અનોખી જ થતી. જ્યારે માત્ર રંગભૂમિના દશ્યગાની કચેરી કે વતનની વિદાય લેતો આત્મભાષણ કરતોકરતો એ માર્ગ ઉપર થઇને અમારી વચ્ચેથી પસાર થતો પેલા પાછળના દ્વારમાં પેસતો ત્યારે પ્રેક્ષકોને એમ લાગતું કે તેઓ સ્થળ અને કાળ ભૂલી ચાલુ પ્રસંગની વચ્ચે જ આવી રહ્યા છે!

જાપાનના થીએટરની બીજી મજા ફરતા રંગમંચ (ગોળ ફરતું પ્લૅટફૉર્મ) છે. એક દશ્યનું કામ પતે કે તરત તળિયું ગોળ ફરે અને પાછળ ગોઠવાએલું દશ્ય સામે ફરી જાય. બાજુના ભાગો ઉલટાઇને તેને મળી જાય. કંઈ વધુઘટુ ખેંચી લેવાનું હોય કે નવું મૂકવાનું હોય તે કાળા પોષાકવાળા મજૂરો કરી જાય. આ માણસો દેખાય તોપણ જાપાનના નાટ્યનિયમ પ્રમાણે પ્રેક્ષકો તેઓને અદશ્ય જ માની લે છે.

નાટક સાંજના બરોબર ચાર વાગ્યે શરૂ થાય છે. તે દિવસના પ્રોગ્રામમાં ચાર નાટકો હતાં. પહેલું 'તેન્ર–



જાપાનની રંગભૂમિનો ખ્યાલ આપતો સ્કેચ

એ ઋણ જે રીતે વ્યાજ સહિત માલવીયજીએ દેશને ભરપાઈ કર્યું છે એ પણ ઓછી કૃતજ્ઞતા નથી જગાડતું.

લેજિસ્લેટિવ કાઉન્સિલના પંડિત અજોધ્યાપ્રસાદ પહેલા દેશી મેંબર હતા. કલકત્તા ને અલ્લાહાબાદ યુનિવર્સિટીઓની સેનેટના પણ એ આગળપડતા સભ્ય હતા. કાયદાની પ્રોફેસરશિપ પણ એમણે મેળવી હતી ને થોડું વધુ જીવ્યા હોત તો બેન્ચમાં પણ એ પહોંચત. જોકે આજની રાષ્ટ્રવાદી નજરે એમના એ ગુણો મોટી વિસાતના ન ગણાય. હિંદના હૃદયમાં એમને સ્થાન અપાવનાર તો કૉંગ્રેસ માટે મરી ફીટવાની એમની તમન્ના અને એના પ્રચાર પાછળ નિષ્કામ અને નિશ્ચલ સેવાધર્મ બજાવવાની એમની ઉદાત્ત ભાવના.

વળી પોતાના પક્ષમાં જ દેશનું કારણ રજૂ કરી તેઓ બેસી નહોતા રહ્યા. કૉંગ્રેસનો જન્મ થયો ત્યારથી જ આખું હિંદુસ્તાન ખૂંદી વળી શહેરે શહેર ને ગામડે ગામડે એમણે તેનો પ્રચાર કરવા માંડ્યો હતો.

એક ઠેકાણે તો ભાડાના પહેલેથી આપેલા પૈસા પે ડૂબ્યા—છતાં કૉંગ્રેસનું નાવ એમણે કિનારે આણ્યું. કૉલ્વિન, ડફરિન અને સૈયદ અહમદની ત્રિપુટીએ માંડેલા એ વિકટ મોરચાસોંસરો પંડિતજીએ માર્ગ કાઢ્યો અને દેશ વિજયપુલકિત થઈ ઊઠ્યો.

આમ ૧૮૮૮નો સાલની અલ્લાહાબાદની કૉંગ્રેસ એ હિંદની રાષ્ટ્રીય અસ્મિતાનું એક અગત્યનું પ્રકરણ છે. એની સાથે જ પંડિત અજોધ્યાપ્રસાદનું નામ પણ ચિરંજીવ છે. સ્વાગતાધ્યક્ષ તરીકે એમણે આપેલા ભાષણમાં પહેલો પ્રથમ એમણે જ દારૂ ને મીઠાનો સવાલ હાથ ધર્યો હતો એટલું જ નહિ પણ કૉંગ્રેસને દફનાવી દેવાના એ સાલમાં જે જે પ્રયત્નો થયા હતા એ બધાની વિગત પણ એ ભાષણમાં એમણે આપી છે.

કૉંગ્રેસના જન્મદાતાઓમાંના એક મિ. હ્યુમ જેવા તેના ઉત્સાહી મંત્રી જ્યારે ઇંગ્લંડ જવા ઊપડ્યા, ત્યારે ફરી આખી ચળવળ બેસી જવાનો ધ્રાસ્કો ઘણાને પડ્યો હતો. પણ એકીમતે પંડિત અજોધ્યાનાથને એ પદ સોંપાતાં જ એ ધ્રાસકો હવામાં મળી ગયો. આ એમની ઓછી કાર્યશક્તિ અને કાર્યનિષ્ઠા સિદ્ધ કરે છે? કૉંગ્રેસમાંનાં એમનાં ભાષણોએ જ યુરોપીઅન અને હિંદી માનસમાં કૉંગ્રેસની પ્રમાણિક નિષ્ઠા સ્થાપિત કરી એમ કહીએ તો એમાં મુદ્દલ અતિશયોક્તિ નથી. આમરણ તેઓ તેનું સંયુક્ત મંત્રીપદ સંભાળી રહ્યા હતા.

ને એમની એ બધી સેવાઓ ધ્યાન બહાર રહેવા દે એવી પ્રજા બેકદર પણ ન હતી. નાગપુરમાં ભરાનારી બેઠકના પ્રમુખ તેમને જ નીમવામાં આવ્યા. પરંતુ ત્યાર પહેલાં મુંબાઈને ચાર અને બંગાળને બે પ્રમુખોનો હક્ક મળેલો હોઈ એ પછીની તક દક્ષિણને આપવાની તેમણે ઇચ્છા દર્શાવી અને શ્રી આનંદ ચાર્લૂ જેવી સુયોગ્ય વ્યક્તિ મળી જતાં તેમણે રાજીખુશીથી પોતાના પદનું રાજીનામું આપી દીધું. બહુમાનની એ તકના ત્યાગ પાછળ કેવું સમર્પણ રહ્યું છે! માત્ર જવાહરલાલજીએ જ એવા સમર્પણની પુનરાવૃત્તિ કરી છે.

નાગપુરમાં કૉંગ્રેસ ભરાઈ એ અગાઉ પંડિતજીને 'unselfish, whole hearted and outspoken apostle of this great movement' શબ્દોથી સંબોધનાર આનંદ ચાર્લૂ ત્યારે બોલી ઊઠેલા: 'તમારા

(અનુસંધાન આગળ પાન ૩૭૭મે)

# આંધળાઓનો દેશ

વિખ્યાત અંગ્રેજ સાહિત્યકાર
એચ જી વેલ્સની ટૂંકી વાર્તા પરથી
ઉતારનાર
**શ્રી હરિકૃષ્ણ વ્યાસ**



મિ. એચ. જી. (હર્બર્ટ જ્યોર્જ) વેલ્સ નવલિકાઓની પ્રચલિત ધાટીથી તદ્દન નવા જ પ્રકારે લખાએલી, વિખ્યાત અંગ્રેજ સાહિત્યકાર મિ. એચ. જી. વેલ્સની ટૂંકી વાર્તાઓથી 'કુમાર'ના વાંચનારાઓ છેક અજાણ્યા નથી (જુઓ અંક ૧૪૩ અને ૧૪૪). અંગ્રેજ પ્રજામાં મિ. વેલ્સ એક ઋષિ સમા છે. પ્રકૃતિના ભૌતિક રહસ્યોના એ દ્રષ્ટા છે. પોતાના દર્શનને એ સાહિત્ય માર્ગે વહેણ આપે છે, ને નવલિકા એ સાહિત્યનું પ્રમુખ વાહન ગણાતું હોઇ, એમાં એ એમનો મુખ્ય આધાર છે. જે ઊંડું ગાંભીર્ય અને આકર્ષણ એમના વ્યક્તિત્વમાં છે એ એમની કૃતિઓમાં પણ ઊતરે છે. એમની પ્રફુલ્લ નવીન કલ્પના અને ભાષા પરનો કાબૂ એ કૃતિઓમાં વધુ આહ્લાદ આણે છે, અને પોતાને થએલા દર્શનનો સાક્ષાત્કાર સચોટરીતે બીજાઓને કરાવે છે. લંડન યુનિવર્સિટીમાં સાયન્સની ફર્સ્ટ કલાસની ડિગ્રી મેળવી, પ્રથમ શિક્ષક તરીકે અને પછી પત્રકારત્વમાં ઝુકાવ્યા પછી આજે વિજ્ઞાનને જ એમણે પોતાની જાત સમર્પી છે, કારણ એ લખે છે કે આજના સામાજિક અને રાજકીય ક્ષેત્રોના અટપટા પ્રવાહોમાં વિજ્ઞાન જ માણસનો રાહબર બની શકે એમ છે. છતાં તેની ઘાતક બાજુ પ્રત્યે પણ એ આંખ નથી મીંચી દેતા, એટલે વિજ્ઞાનની સમવિષમતા અને માનસશાસ્ત્રના અણુકેલ કોયડા એમની વાર્તાઓનો પ્રાણ બની રહે છે.

દક્ષિણ અમેરિકાના એક અંતરાગ ખૂણામાં, એક તરફ ચિમ્બોરાઝો શિખરથી ત્રણસોએક માઇલ દૂર, અને બીજી તરફ હિમાચ્છાદિત શિખરોવાળા કોટોપાક્સીથી સોએક માઇલ જેટલે ઇક્વેડોરમાં લગાતા આન્દીઝ પર્વતના ગીચ વિસ્તારમાં, મરકાની સમાજનો કોઇ માનવી ન પહોંચી શકે એવા દૂરના ભાગમાં આંધળાઓનો એ દેશ આવેલો છે.

એ દેશને ફરતા આવેલા અભેદ્ય પર્વતોના દિવાલોમાંનો એકનો એક માર્ગ પ્રચંડ ભૂકંપોએ પૂરી દીધો તે પહેલાં, આજથી સેંકડો વર્ષ અગાઉ, બરફ અને ઝાડીઓ ઓળંગવો કષ્ટમય રસ્તો કાપીને પણ માણસો એ દેશમાં જઇ શકતા, અને વસ્તુતઃ સ્પેનના જુલ્મી રાજ્યથી ત્રાસી પેરૂ દેશમાંથી કેટલાક દેશી ક્રિશ્ચિયન કુટુંબો ત્યાં વસવાટ કરવા ગએલા પણ ખરા. પણ એ પછી તરત જ પેલો ચિરસ્મરણીય ધરતીકંપ થયો, જેમાં મીંડોબામ્બા પર્વત પોતાની જ્વાળાઓ સાથે એક સપાટે પૃથ્વીની સપાટી પરથી અદ્રશ્ય થયો. એ વખતે કીટોમાં સત્તર દિવસ સુધી રાત્રિ રહેલી અને યાગ્વાચીના અખાતના પાણી એવાં તો ઊકળી ગએલાં કે મરેલી માછલીઓના તરતા શબોથી છેક ગ્વાયાક્વીલ સુધીનો સમુદ્ર ચીતરાઇ રહેલો. એ અરસામાં પાસિફિકના આખા કિનારા પર અશાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તી રહેલું તથા જમીન અને સમુદ્રે પોતાના સ્થાનના અનેક અદલાબદલા કરેલા. એ જ વખતે આરાઉકા પર્વતનું જર્જરિત શિખર ખળભળી ઊઠયું અને અંધોના એ દેશને આપણી દુનિયા સાથે સાંધતી એકની એક પગથારને ઢાંકી દેતું લાંબું થઇ સૂતું.

પણ કુદરતના આ પ્રલયકારી ઉન્માદ પહેલાં એ ખીણમાં વસતી પ્રજામાંનો એક માનવી સંજોગવશાત્ એ રસ્તો ઓળંગી આ તરફ આવેલો અને પછી કુદરતે તેનો પાછા ફરવાનો રસ્તો રોકયો હોવાથી તેને એ ખીણમાં વસતા પોતાના બાળબચ્ચાં વગેરે બધું ભૂલી જઇને આપણી દુનિયામાં નવેસરથી જીવન શરૂ કરવું પડેલું. એવી રીતે માથે આવી પડેલું જીવન તેને બરાબર ન ફાવ્યું. કમનસીબે તે અંધ થયો, અને પાછળથી કોઇ ગુના માટે સજા પામતાં, ખાણમાં કામ કરી તેણે જીવન પૂરૂં કર્યું. એણે પોતાના આ નવા જીવન દરમિયાન કરેલી વાતોથી આન્દીઝના આ તરફના પ્રદેશમાં કેટલીયે દંતકથાઓ પ્રચાર પામી.

એમ કહેવાય છે કે એ માણસને આ તરફ ખાસ પ્રયોજન માટે આવવું પડેલું. જે કુટુંબોએ એ ખીણમાં પ્રથમ આશ્રય લીધેલો હતો તે જ કુટુંબોમાંનો તે એક હતો. તેના કહેવા મુજબ પ્રથમ તો એ નવા વસાહતીઓને એ ખીણ બધી રીતે અનુકૂળ લાગેલી. માણસને જે જે

વસ્તુઓની જરૂર પડે તે બધું ત્યાં હતું: મીઠું પાણી, લીલાં મેદાનો, અનુકૂળ હવા, સ્વાદિષ્ટ ફળો, અને એવું બીજું ઘણું યે. દૂર ક્ષિતિજ પર એ દેશને ફરતા આવેલા પર્વતોના ત્રિકોણની ત્રણે બાજુએ, પર્વતોનાં શિખરો પર બરફનું સંરક્ષક આવરણ છાઇ રહેલું હતુ. એ બરફના પહાડો જો કદાચ સરતા તો મોટે ભાગે બહારની બાજુએ જ પડતા; ક્યારેક જ કોઇક બરફના ટુકડા અંદરની બાજુ લપસી પડતા. પણ એવે વખતે પર્વતોના નીચલા ઢાળો ઉપર ઊગેલાં દેવદારનું જંગલ એ ઘા ઝીલી લેતું. આ ખીણમા ન તો વરસાદ વરસતો કે ન બરફ. પણ પાસેના જ શિખરોમાંથી વહી રહેલા અનેક ઝરણો પુષ્કળ પાણી આપતાં. આમ આ નંદનવન જેવી લાગતી ખીણમા એ નવા વસવા આવનારાઓને બધી રીતે આનંદ આવ્યો. તેઓની પોતાની, તથા તેઓએ દૂધ, ઊન, માંસ તથા ભારવહન એ બધા માટે સાથે આણેલા માત્ર એક જ પશુ લામાની ઓલાદ ધીમેધીમે વધતી ચાલી. માત્ર તેઓને એક જ દુ:ખ હતું અને તે તેઓના આખા જીવનને ખાઇ કરી દેતુ હતું.

અને આ દુ:ખ તે કોઇ અગમ્ય કારણોને લીધે તેઓના વસવાટ પછી ફેલાએલુ એક નવીન ચેપી દરદ! ત્યાં જન્મેલાં લગભગ બધા બાળકો આંધળા જન્મતાં; અને કેટલાક મોટા છોકરાં તથા પુખ્ત ઉમરના માણસોની આખનું તેજ પણ ઘટવા લાગ્યું હતુ. પણ અત્યારની માફક એ જમાનાના માણસો દર્દોના ચેપ કે જંતુઓમાં માનતા ન હતાં, અને તેથી તેઓની ધર્મમુખી બુદ્ધિએ આ નવીન ઉપાધિનું કાંઇક નવીન કારણ કલ્પ્યું. તેઓએ માન્યું કે ત્યા વસ્યા કે તરત સુંદર દેવળ ન બાંધવા માટે જ કુદરતે તેઓને આ સજા કરી હોવી જોઇએ. આ નવી જાગેલી ધર્મની ભાવનાએ, પોતાના એ નવા ચણવાના દેવળમા સંગ્રહવા માટે સંતોની પ્રસાદી મેળવવાની ભૂખ તેઓમાં જાગૃત કરી; અને આવી પ્રાસાદિક વસ્તુઓ જૂની દુનિયામાંથી જ મળી શકે તેમ હોવાથી, તેઓએ તે લેવા માટે આ માણસને મોકલેલો.

આ માણસ પાસે રૂપાની મોટી લગડી હતી. અને તે સંબંધમાં પ્રશ્ન કરતા કોઇ શિખાઉ જૂઠાબોલાની ખુલ્લી પડતી સિફતથી તે જણાવતો કે એ દેશના લોકોને રૂપાની જરૂર ન હોવાથી તેઓએ જૂની દુનિયામાંથી આણેલું પોતાનું બધું રૂપું એકઠું કરી પવિત્ર વસ્તુઓની ખરીદી માટે તેને સોંપ્યું હતું. પણ એ બિચારો કદી સ્વદેશ પાછો ન જ ફરી શક્યો, અને એણે ફેલાવેલી એ દંતકથા હજુ પણ આન્ડીઝની આસપાસના પ્રદેશના લોકમાનસમા આંધોના દેશની અસ્પષ્ટ માન્યતારૂપે ઊંડી ઊતરી ગએલી છે.

અને આવી રીતે જગતથી જુદી પડી ગએલી એ ખીણમા એ દરદ વધતું ચાલ્યું. વૃદ્ધો લાકડી રાખવા માંડ્યા, યુવાનો ઝાંખું દેખવા લાગ્યા અને બાળકો તદ્દન અંધ અવતરવાં લાગ્યાં.

પણ બીજી રીતે તેઓનું જીવન આરામવાળું હતું. ત્યાં બહારના આક્રમણની બીક ન હતી. કાંટાળાં ઝાડ, જંગલી પશુઓ કે ઝેરી જીવજંતુ જેવું કાંઇપણ ત્યાં ન હતું. માત્ર તેઓએ પોતાની સાથે આણેલાં નિર્દોષ લામા જ આમતેમ નિર્ભયપણે ચરતાં. આમ, એ આખી કોમ પર, ઊનાળાની સંધ્યાની માફક, અંધાપો એવો ધીમેધીમે પ્રસરતો ગયો કે તેઓના ઉપર આક્રમણ કરી રહેલા આ નવા દુ:ખની તીવ્રતાનો ખરેખરો ખ્યાલ તેઓને કદી ન આવ્યો. આંખવાળાં વડેરાંઓએ દૃષ્ટિવિહીન ઊછરતી પ્રજાને ખીણના બધા રાજમાર્ગોથી ધીમેધીમે પરિચિત કરી દીધી. અને જીવનની બધી જરૂરિયાતોને આ માથે આવી પડતી નવી પરિસ્થિતિને અનુકૂળ કરવાની તાલીમ પણ તેઓએ ધીમેધીમે મેળવી લીધી. અને એ જરૂરિયાતો પણ કાંઇ બહુ લાંબી ન હતી; કેમકે આખી પ્રજા સાદા અભણ ગામડિયાઓની બનેલી હતી અને સંસ્કૃતિરૂપે તેઓમાં પેરની પુરાતન સંસ્કૃતિની આછી છાંટ જ માત્ર રહેવા પામી હતી.

આમ પેઢી પછી પેઢી જેમ જવા માંડી તેમ એ લોકોએ ઘણી જૂની વસ્તુઓને જતી કરી અને કેટલુંક નવું જ્ઞાન સંપાદન કર્યું. તેઓના વડવાઓના દેશ સ્ટાની કથા ઉત્તરોત્તર સ્વરુપ બદલતાં પુરાણકથા થઇ રહી. વખત જતાં નિસર્ગની પ્રયોગશાળામાં કામ કરી રહેલાં બળાબળોએ તેઓમાં પણ એક પછી એક એમ તેઓની જરૂર પૂરતા બે મહાપુરુષો સરજાવ્યા. અને તેઓની અસર પ્રજાજીવન પર વધુ સ્થાયી થઇ. આથી તેઓનું સમૂહજીવન સંસ્કાર પામ્યું. અને એમ પેઢી પછી

પેઢી પસાર થતા થોડા સૈકામા આદિપુરુષોથી પન્દરમી પેઢી આવી ઊભી એવામા એક નાના અકસ્માતે બહારની દુનિયામાથી એક દેખતા માણસને એ જગતમા હડસેલી દીધો અને એ નવા આગતુકની આ કથા છે

**એ**નુ નામ નૂનેઝ હતુ સ્વભાવે સાહસિક અને ઘણુ પર્યટન તથા વાચન કરેલુ હોઇ પર્વતો પર જો મળી સહેલો કરવાનો તે ખૂબ શોખીન હતો તેથી ઇક્વેડોરના પર્વતો પર શોધખોળ કરવા આવેલી એક અગ્રેજ ટુકડીમા તેઓનો સ્વિસ ભોમીઓ મરણ પામતા તેણે તેની જગ્યા સ્વીકારી લીધી તેઓ પર્વત પર આમતેમ ઘણુ ભટક્યા અને છેવટે આન્ડીઝના ઉચ્ચતમ શિખર પારાસ્કોટોપીટલ પર પહોચ્યા ત્યા રાત્રે તે અચાનક અદૃશ્ય થયો

તેઓએ ઘણી બૂમો મારી, ખૂબ સીટીઓ પણ મારી જોઇ, પરતુ કાઇ જવાબ ન મળ્યો અને રાત્રીની આખી રાત તે ટુકડીમાથી કોઇને ઊંઘ ન આવી

સવારે તપાસ કરતા નૂનેઝના આમ એકાએક અદૃશ્ય થવાનો ભેદ તેઓને સમજાયો શિખરના સપાટ ભાગની પૂર્વ તરફની કિનારી પાસેથી એકાએક સીધો ઊતરતો એ ઢાળ હતો, અને એ ઢોળાવ પર લપસી પડ્યા પછી, પડનારને અવાજ કરવાનો પણ અવકાશ મળે એમ ન હતુ નીચે સાકડી ખીણમા અત્યત અતરને લીધે ઝાખા પડી ગયા જેવા લાગતા વૃક્ષો આવી રહ્યા હતા અને એ પછીનું બધુ એકસરખા ભૂરા રગમા એકમેક થઇ ગયુ હતું

આ અણધારી આફતથી ત્રાસી જઇ તેઓએ બીજા આકરા ચડાણુ સર કરવાનો વિચાર માડી વાળ્યો અને બપોરે ટુકડી તળેટી તરફ પાછી ફરી

પણ એ પડી ગએલો માનવી જીવતો રહ્યો

શરૂમા તો, ઢાળ પર એકાદ હજાર ફૂટ ગબડતો તે રગડ્યો એ દરમિયાન, તાજા પડેલા માડેના નરમ બરફનુ અસ્તર તેને ફરતુ લપેટાઇ ગયુ અને દર પળે તે જાડુ થતું ગયુ અને આમ, આ બરફના આવરણથી રક્ષાએલુ તેનુ તમ્મર પામેલુ શરીર કેટલાય ફૂટ નીચે, તદ્દન કાચા બરફના નરમ થર પર ફેકાયુ

ત્યાથી આગળનો ઢાળ સહેજ ત્રાસો હતો. એના પર દડતો બરફ અને માનવદેહનો આ મોટો ગોળો બને ગબડતા ગબડતા નીચે એક જરાએક સપાટ ભાગમા સ્થિર થયા.

ચક્કર ખાતું મગજ જરા શાત થતા તેને ઝાખો ખ્યાલ આવ્યો કે પોતે કોઇ કઠણ બિછાનામા પડ્યા છે પણ તરત, હિમસફરોના અનુભવી એના ચિત્તમા પરિસ્થિતિનો આછો પ્રકાશ પડ્યો શરદી ને મૂર્છા તેને સદાને માટે ચોટે તે પહેલા તો તરફડિયા મારી શરીર પરનો બરફનો થર તેણે ખખેરી નાખ્યો

તેણે પોતાના શરીર પર હાથ ફેરવ્યો તો માલૂમ પડ્યુ કે કોટના કેટલાક બટન તૂટી ગયા હતા અને તે પાછળથી માથા પર ઓઢાઇ આવ્યો હતો ચપ્પુ તૂટીને ગુમ થયુ હતુ ને દોરીથી બાધેલી હોવા છતા ટોપી ઊડી ગઇ હતી પછી તેને યાદ આવ્યુ કે પોતે તો રાતવાસા માટેનું ઝૂપડુ ચણવા પત્થરો શોધવા નીકળ્યો છે પણ તેની બરફ કાપવાની કુહાડી ક્યા?

છેવટે તેને સમજાયુ કે પોતે પડી ગયો હોવો જોઇએ ઊગતા ચન્દ્રના પ્રકાશમા તેણે પોતાની પાછળ ઊંચે નજર કરી અને પોતે પસાર કરેલો એ સીધો, ભયકર અને નાખી નજર ન પહોચે એવો ઝાખો ઢોળાવ જોઇ તે દિઙ્મૂઢ થઇ ગયો અધકારમાથી પળેપળ વધુ અને વધુ પ્રકાશિત થતા જતા, એ કારમા વિસ્તાર સામે તે કેટલીક પળો સુધી એકીટશે જોઇ રહ્યો થોડી વાર એ ઉન્નત શિખરની ભયપ્રદ સુદરતા તે પી રહ્યો, અને પછી, કાંઈ ન સમજાય એવુ ભયાનક હાસ્ય તે હસ્યો!

સખત આઘાત સાથે તેની સમજમા આવ્યુ કે પોતે એ ભીષણ પર્વતના બરફવાળા ભાગને તળિયે પર્વતના નીચલા કદોરા પર આવી રહેલો છે દુ ખથી, કણી પડતા પગે તેણે પોતાની આસપાસનો રહ્યોસહ્યો બરફ ખખેરી નાખ્યો મહાકષ્ટે તે બેઠો થયો, જરા ખુલ્લી જમીન આવી ત્યાસુધી નીચે ઊતર્યો અને એક કરાડની ઓથે આવી પડતું મૂક્યુ પછી પોતાના ખમીસના અદરના ખીસામાની બાટલીમાથી થોડો બ્રાન્ડી પીધો અને તરત ભરઊંઘમા પડી ગયો

સવારે તેની ઊંઘ, નીચે ઘણે દૂર આવેલા મેદાનમાથી આવતા પક્ષીઓના કલરવથી ઊડી

તે બેઠો થયો અને આમપાસ જોયુ પોતે પર્વતના નીચના કરાડ પર એક નાનીસરખી ટેકરી પર બેઠો

હતો, અને પોતાના પગ આગળથી, નીચે ઊતરતા પહાડના ઓથારમાં એક મેદાન પથરાએલું હતું. પાછળ નજર કરતાં ઘણો જ ઊંચો બરફથી ઢંકાએલો પર્વત તથા તે પર્વતમાંની જે ચારાડમાં પોતે બરફ પર લમરતો આવ્યો હતો તે આવી રહેલા હતાં. મેદાનને પેલે પાર નજર કરતા ત્યા પણ ઘણે દૂર એવો જ બીજો ઊંચો પર્વત આકાશમાં છાયાચિત્ર જેવો કોતરાઇ રહ્યો હતો; અને એ બે પર્વતો વચ્ચેની તળેટીમાં પૂર્વ અને પશ્ચિમ પથરાઇ રહેલી નીચેની સપાટ ખીણ ઊગતા સૂર્યના સોનેરી પ્રકાશમાં સ્મિત કરી રહી હતી. એ તળેટીનો પશ્ચિમનો છેડો સાકડો થતો જતો હતો અને એ છેડાને રૂંધી રહેલું શિખર ત્યા આડું પડ્યું હતું

તેણે ફરી પોતાના પગ આગળ નીચે નજર કરી. ત્યાં પણ ઉપરના જેવો જ ભયંકર ઢોળાવ આવી રહેલો હતો. આમ, પાછળ છાતી પર તોળાઇ રહેલું સીધુ બરફનુ ચઢાણ અને નીચે એવો જ ભયંકર પર્વતનો ઢાળ, એ બેની વચ્ચે પર્વતની કટિમેખલા પર તે ફસાઇ પડ્યો હતો.

વિચાર કરતા હવે તો ઉપર જવા કરતા નીચે જવુ જ તેને વધુ સલાહભરેલુ લાગ્યુ. એમા પણ જાનનો ખતરો તો હતો જ. પણ અશક્યતા નહોતી. થોડે દૂર બરફના પાણીથી નીતરતી એક સાકડી ઊભી ચીર દેખાતી હતી, અને મરણિયા બનેલાને ઠીક ઉપયોગી થઇ શકે એવી તે લાગતી હતી. તે ઊભો થઇ તે તરફ ચાલ્યો.

આ ચીરને તળીએ ઊતરવામા તેને ધાર્યા કરતાં ઓછી તકલિફ પડી. પછી એક નાનો ડુંગર ઊતરી તે વૃક્ષોવાળા પ્રદેશમા આવ્યો અને નાનીમોટી ટેકરીઓનો ફેર લેતો ત્યાંથી તે આગળ ને આગળ ચાલ્યો. અને આખરે જમીનનો વાંક નીચેના સપાટ મેદાન પર ઊઘડતો જણાયો. ત્યાં તેણે કેટલેક દૂર વિચિત્ર બાંધણીનાં પાકાં ઝૂંપડા જોયા. એ દિશામા જ એણે આગળ વધવા માંડ્યું.

વધુ નીચે ઊતરતાં ખીણ વધારે અંધારી થવા માંડી; ઊગતા સૂર્યનો પ્રકાશ ત્યાં સુધી પહોચી શકતો ન હતો તેમજ પક્ષીઓનાં ગાન પણ ત્યા સંભળાતાં ન હતાં. પર્વતની અંધારી તરાઇમાં તે આવી લાગ્યો હતો.

છેવટે મધ્યાહ્ને તે ખીણની બહાર નીકળ્યો અને એ પ્રકાશિત મેદાનમાં દાખલ થયો. રસ્તે એક ઝરા પાસે તે થાક ખાવા બેઠો.

જેમજેમ તે ખીણમાંની વિવિધ વિગતો પર નજર ફેરવતો ગયો તેમતેમ તેનું આશ્ચર્ય વધતુ ગયું. એ મેદાનનો ઘણોખરો ભાગ તો લીલાં ઘાસથી છવાએલો હતો. અને એમા છુટાછવાયાં સુંદર ફૂલો ખીલ્યાં હતાં. તેને પાણી પાવાની વ્યવસ્થા બરાબર કાળજીપૂર્વક કરાએલી લાગતી હતી. અને એવી જ વ્યવસ્થાપૂર્વક થતી ખેતીના ચિહ્ન પણ ત્યાં નજરે પડતાં હતાં. જરા ઊંચા ભાગમા ખીણને ફરતી પાણીની નીક જેવી દીવાલ ચણી લેવામાં આવી હતી. એ દીવાલમાથી ઝરણ ફૂટી પાકને પાણી પૂરું પાડતાં હતાં. દીવાલમા સામસામા બે સ્થળે દરવાજા પણ રાખવામાં આવ્યા હતા. એ દીવાલની બહારના ઢાળો પર લામા ચરી રહ્યા હતાં, અને તેથી દીવાલની અંદરના ભાગમાં દીવાલને અડીને ફરતાં બાંધેલાં નાનાં ઝૂપડાં એ લામા માટે જ હોવા જોઇએ એમ અનુમાન થઇ શકતુ હતુ. દીવાલમાંથી ચોતરફથી ફૂટતાં ઝરણાંનું પાણી ખેતરોને પોષણ આપતું છેવટે મેદાનની વચ્ચોવચ આવેલી નહેરમા જતું હતું, અને એ નહેર એવી રીતે ઝરણા ઝીલતી મેદાન સોસરવી વચ્ચે ચાલતી, છેડા આગળ દીવાલને ભેદતી જતી હતી. તથા ખેતરોને પાતાં વધેલું તેમાનું પાણી એવી રીતે દીવાલ બહાર ધોધ રૂપે પડી, ત્યાંથી નીચેની ખીણ તરફ માર્ગ કરી લેતુ હતું. મેદાન વચ્ચે આવેલી આ નહેરને પણ બંને બાજુએ છાતી જેટલી ઊંચી દીવાલથી બંધ કરવામાં આવી હતી.

વળી એ મેદાનમાં કાળા અને સફેદ પત્થરોની પૂરણીથી બાંધેલા રસ્તાઓમા એક ખાસ વિચિત્રતા એ હતી કે તેની પણ બંને બાજુએ પત્થરોની નાની પાળ હતી, અને રસ્તાઓ એક બીજા સાથે અમુક ચોક્કસ ખૂણે જ મળતા.

એ મેદાનના એક ભાગમાં એક ગામ હતું. પણ એ 'ગામ' એટલે એક સ્વચ્છ અને સીધીદાર શેરીની બંને બાજુએ સમાંતર આવી રહેલી ઘરોની હાર. એ ઘરોમાં એકએક બારણા સિવાય બીજાં બારીબારણાં જેવું કાઇ ન હતુ, અને બધાં ઘરનાં પ્રવેશદ્વારો એકસરખી



નહેરમાથી પાણી ભરી જતા એ ત્રણે જણા પાસે પહોચતા નૂનેઝે જોયુ કે તે ખરેખર આંધળા હતા

સીધી લીટીમા જ રાખેલા હતા પણ એ બારણાંની આ યોજના સપ્રમાણતાના શોખને ખાતર રખાએલી હોય એમ માની શકાય તેમ ન હતુ, કેમકે એ ઘરો પર લગાડેલા રંગીન માટીના અસ્તરના રંગોની ગોઠવણીમા કંટાળો ઉપજાવે એવી અનાજકતા હતી એ રંગ ક્યાંક ભૂરો, ક્યાંક રાખોડી અને ક્યાંક રતાશ પડતો હતો અને તેથી એ રંગોની અનિયમિતતા જોઈ તેનાથી સહેજ બોલાઈ જવાયું, 'આ રંગ લગાડનાર આંધળો હોવો જોઈએ'

તે એક સીધો ઢોળાવ ઊતર્યો અને અહીંની નહેરનું પાણી જ્યા દિવાલ બહાર ફીણાતુ પડતુ હતુ ત્યા આવ્યો અહી ઊંચાણમા ઊભા રહી તેણે મેદાનને ફરતી આવેલી દિવાલ ઉપર થઈને નજર ફેંકી તો સૂકા ઘાસ પર આળોટતા કેટલાક સ્ત્રીપુરુષો જોયા ગામની નજીકના એક ક્યારામા એવી જ રીતે કેટલાક છોકરા ઊંઘતા પડ્યા હતા ત્રણ માણસો તેનો અવાજ સંભળાય એટલે નજીક નહેરમાથી પાણી ભરીને ગામ તરફ જઈ રહ્યા હતા આ ત્રણે જણના કપડા લામાના વાળના હતા, તથા તેઓના જોડા લામાના જ ચામડાના હતા તેઓના માથા પર કાન તથા ગળાને ઢાંકી રહેતી ટોપીઓ હતી જાણે આખી રાતનો ઉજાગરો હોય એમ બગાસા ખાતા એકબીજાની પાછળ તેઓ હારબંધ ચાલ્યા જતા હતા એમને જોઈને પોતાના ટેકરા પર જરા આગળ પડતા ઊભા રહી નૂનેઝે ઊંચેથી બૂમ મારી અને આસપાસના ડુંગરા ગાજી ઊઠ્યા

એ ત્રણ જણા અટક્યા અને જાણે એ અવાજને ફરીફરીને સાંભળતા પોતાના માથા આમથી તેમ, ઊંચાનીચા કર્યા વગર ફેરવી રહ્યા નૂનેઝે તેઓનુ ધ્યાન પોતા તરફ ખેંચવા હાથ ઊંચા કર્યા પણ તે તરફ ધ્યાન ન આપતા તેઓએ તેની સામે આવેલા પડઘો પાડતા પર્વત તરફ ફરી તેના ગેનવાનો જવાબ આપ્યો. નૂનેઝે બીજી બે ત્રણ બૂમ મારી અને હાથથી ઘણી નિશાની કરી જોઈ, પણ તેમ છતા જ્યારે તેઓનું ધ્યાન તેના તરફ ન જ ગયુ ત્યારે તેને થયુ કે તે આંધળા હોવા જોઈએ

તે ટેકરા પરથી નીચે ઊતર્યો, રસ્તામા આવતો નાનો પુલ ઓળંગ્યો અને દરવાજામા દાખલ થઈ તેણે જોયુ તો ખરેખર તેઓ આંધળા જ હતા

હવે તેને સમજાયું કે દંતકથામાંનો આંધળાઓનો દેશ તે આ જ. ભાવી રોમાંચની ગર્વભરી કલ્પનાઓનો રોમહર્ષ તેને પલવાર થઇ આવ્યો. પોતાનું બરફમાં લપસી પડવું જાણે સાર્થક થઇ ગયું હોય તેમ તેને લાગ્યું.

પેલા ત્રણ જણા આ નવા આવનારનાં પગલાં પરથી તેને ઓળખવા તેના તરફ કાન માંડીને ઊભા હતા. તેઓનાં મોઢાં પર અજ્ઞાનતો ભય સ્પષ્ટ તરી આવ્યો હતો. તેમાના એકે જૂની સ્પૅનિશ ભાષામાં કહ્યું, 'માણસ લાગે છે! પછી માણસ હોય કે ભૂત; પણ ડુંગરામાંથી આવતો લાગે છે!'

પણ નૂનેઝને તેઓના આશ્ચર્ય કે ભયની થોડી જ પડી હતી. તેણે તેઓની આંખ સામે જોયું તો તેઓનાં પોપચા આંખમાં એવાં દબાઇ તથા ચોંટી ગયા હતા કે જોનારને એમ જ લાગે કે અંદર ડોળો જ નહિ હોય. આ એક જ ચિહ્ને તેને અજબ આશા આપી, અને જીવનના કોઇ ચિરસ્મરણીય પ્રદેશમાં પગ માંડતા નસીબદારની માફક હિંમતભેર પગલાં ભરતો તે આગળ આવ્યો. અંધોના આ અગમ્ય, ખોવાએલા દેશ સંબંધીની બધી દંતકથાઓ હવે તેના મનમા પળ વારમાં તાજી થઇ નાચી રહી, અને પેલી જૂની કહેવત 'આંધળામાં કાણીઓ રાજા' એ કોઈ પ્રિય ગાયનની છેવટની પંક્તિ હોય એમ એની કલ્પનામા કોઇ ભેદી સૂર પૂરી રહી.

તેણે પોતાની માતૃભાષા—નવી સ્પૅનિશ ભાષામા તેઓની સાથે વાત કરવા માંડી.

આંધળાઓ એકબીજા તરફ કાન માંડી રહ્યા.

'એ ક્યાંથી આવે છે, ભાઈ પેડ્રો?' એકે પૂછ્યું.

'પર્વતમાથી!' બીજાએ આશ્ચર્યપૂર્વક કહ્યું.

'હું પર્વતને "પેલે પાર"થી આવું છું' નૂનેઝે સુધારો કર્યો: 'હું એ દેશમાંથી આવું છું જ્યાં માણસો "જોઇ" શકે છે. લાખોની વસતિવાળું એ બોગોટા શહેર, જેનો વિસ્તાર નજરની બહાર ચાલ્યો જાય છે ત્યાંથી હું આવું છું'

'નજર!' પેડ્રોએ પ્રતિધ્વનિ કર્યો: 'નજર?'

'તે નક્કી પર્વતમાંથી જ આવે છે.' ત્રીજા અંધે કહ્યું.

નૂનેઝ તેઓનાં કપડાની વિચિત્રતા પર હસતો તે તરફ જોઈ રહ્યો. કાપડની બનાવટ તથા સીલાઇ બંને વિચિત્ર હતાં. પણ એ દરમિયાન અંધો બીજું વિચારી રહ્યા હતા. તેઓએ પોતાના હાથ આગળ લંબાવી તેના તરફ એક સામટો ધસારો કર્યો, નૂનેઝ તેમના પંજામાંથી છટકવા પાછો હટ્યો; પણ ત્રીજા અંધે તેની ગતિ પારખી લઇને તેની દિશામાં પોતાનો હાથ લંબાવી તેને પકડ્યો ને કહ્યું, 'અહીં આવ.'

અને પછી એ ત્રણ જણાએ તેને ચુપચુપ પકડી રાખી તેના આખા શરીર પર હાથ ફેરવી તેની પૂરેપૂરી તપાસ કરી લીધી. તેઓના હાથ તેના ચહેરા પર ફરતા આંખ આગળ આવ્યા એવી જ નૂનેઝે બૂમ પાડી 'જોજો સંભાળજો!' અંધોને પણ આ નવા પ્રાણીમા ફરકતી પાંપણો વાળી તથા ઉઘાડવાસ થાય એવી આ ઇન્દ્રિયનું હોવું ચમત્કાર જેવું લાગ્યું અને તેના પર ફરી ફરીને તેઓએ હાથ ફેરવ્યા!

'કાઇક વિચિત્ર પ્રાણી, ખરું કોરીઆ?' પેડ્રોએ કહ્યું. 'એના વાળ તો તપાસ! કેવા લામા જેવા બરડ છે?'

'બરડ તો હોય જ ને, એ પથરોમાંથી નીકળ્યો છે તે!' કોરીઆએ એની હજામત ચડેલી દાઢી પર હાથ ફેરવતાં કહ્યું: 'પણ કદાચ અહીં આપણી સાથે રહેશે એટલે ઠીક થઇ જશે.'

નૂનેઝને આ પરીક્ષા આકરી લાગી. તેણે તેઓના હાથમાંથી છૂટવા પ્રયત્ન કરી જોયો, પણ તેઓએ તેને ખૂબ મજબૂત પકડી રાખ્યો

'જરા સંભાળજો!' તેણે ફરીથી ફરિયાદ કરી.

'તે બોલે છે!' ત્રીજા અંધે એની આ વચનની ભાષા સમજતાં કાંઇક આશ્ચર્યથી કહ્યું: 'જરૂર તે માણસ છે.'

પેડ્રોએ તેનો કોટ તપાસી જોયો. એના કાપડની વિચિત્ર કુમાશે તેણે આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢ્યો અને કહ્યું: 'અને હવે તું "દુનિયામા" આવ્યો!'

'દુનિયામાં "થી" આવ્યો છું.' નૂનેઝે ફરી સુધારો કર્યો. 'આમ આકાશ જેટલા ઊંચા પર્વતો અને હિમનદીઓ ઓળંગીને પેલે પારથી આવું છું. અને ખરી દુનિયા તો' એ પર્વતોની પાછળ ઢંકાએલી છે. એ દુનિયા સોંસરવું સમુદ્ર સુધી જતાં અર્ધો મહિનો લાગી જાય એટલી એ વિશાળ છે.'

અંધોનું ધ્યાન આ વાત તરફ ન હતું. કોરીઆએ

પોતાના મિત્રોને પ્રકૃતિનો આ નવો ચમત્કાર સમજાવતા કહ્યુ, 'આપણા બાપદાદા કહેતા આવ્યા છે કે મનુષ્યની ઉત્પત્તિ કુદરતની શક્તિઓની ક્રિયા—પ્રતિક્રિયામાથી થાય છે કાઇક ભિનાશ, કાઇક ગરની અને કાઇક સડો,—હ એ સડો।'

'ચાલો આ[ણ]ે એને મોટેરા પાસે લઇ જઇએ' પેડ્રોએ મત આપ્યો

'પહેલા ખૂબ મારી ખબર આપો' કોરીઆએ કહ્યુ 'નહિ તો નગી છોકરા આ નવુ ભૂત સાભળી બી મરશે'

અને તેઓએ પહેલા એ પ્રમાણે ખબર આપ્યા પછી નૂનેઝનો હાથ પકડી પેડ્રો આગળ ચાલ્યો.

'મને દોરવાની જરૂર નથી' નૂનેઝે પોતાનો હાથ છોડાવતા કહ્યુ 'હુ જોઇ શકુ છુ'

'જોઇ? એ શુ?' કોરીઆએ આશ્ચર્યથી પૂછ્યુ

'હા, જોઇ શકુ છુ' કહેતા નૂનેઝ પાછળ ચાલ્યા આવતા કોરીઆ તરફ જોવા જતા પેડ્રોના હાથમાના પાણીના વાસણ સાથે અફળાયો

આથી ત્રીજા બધે કહ્યુ, 'એની ઇન્દ્રિયો હજુ કાચી લાગે છે તે ન સમજાય એવુ બોલે છે અને ચાલતા આખડે છે, માટે એને બરાબર દોરજો'

'તમારી મરજી' કહેતા નૂનેઝે હસી પોતાનો હાથ પેડ્રોના હાથમા રહેવા દીધો અને આગળ ચાલવા માડ્યુ

બિચારા! આ બધાને નજરની કલ્પના સુદ્ધા ન હતી પણ આશાવત નૂનેઝને લાગ્યુ કે એ શીખવવા કુદરતે તેને અહીં મોકલ્યો હતો.

તેમને જોવા માણસોનું એક મોટુ ટોળું જમા થયુ બધાનુ આવડુ મોટુ ટોળુ એકસામટુ જોવામા નૂનેઝને ધાર્યા કરતા વધુ હિંમતની જરૂર પડી એ લોકોમાના કેટલાક તો આખ ન હોવા છતા પણ સુન્દર શરીરવાળા હતા બો તેની આસપાસ ફરી વળી પોતાના તીવ્ર સ્પર્શશક્તિવાળા આગળાથી તેને પકડી તેને સુઘવા લાગ્યા તથા તે બોલે તે ખૂબ ધ્યાનપૂર્વક સાભળવા લાગ્યા અને એમના અવાજ સાથે સરખાવતા નૂનેઝનો અવાજ એવો જાડો અને કર્કશ હતો કે કેટલાક નાના છોકરા તેનાથી ભય પામીને દૂર જઈ ઊભા રહ્યા એ બધો વખત તેના ત્રણ ભોમીઆ માલિકીના ભાવે તેની નજીક જ ઊભા હતા અને નવાનવા માણસોને ઉત્સાહભેર તેની ઓળખાણ આપતા જતા હતા 'પર્વતમાથી નીકળેલો એક જગલી માણસ'

નૂનેઝને આથી ક્રોધ ચડ્યો પોતાના ઉત્પત્તિ સ્થાન તરીકે પર્વત સૂચવાય એ તેને અસહ્ય લાગ્યુ આથી સુધારા અર્થે પોતાના શહેરનું નામ જણાવ્યુ 'બોગોટા' તેણે ગુસ્સામા કહ્યુ 'બોગોટા—પર્વતને પેલે પાર.'

પેડ્રોએ હસતાહસતા તેની દયા ખાતા કહ્યુ, 'બિચારો હજુ જગલી છે અને પૂરુ બોલતા શીખ્યો નથી પેલુ તે બોલ્યો તે તમે સાભળ્યુ? "બોગોટા"! હજુ તે હમણા જ બોલતા શીખ્યો લાગે છે'

પાછળથી એક નાના છોકરાએ તેના હાથમા ચીંટીઓ ભરી મશ્કરી કરી 'બોગોટા!'

'હા, બોગોટા!' તેણે ગુસ્સાથી હાથની ખાલી ગબેલી ઝાપટ મારતા કહ્યુ 'તમારી આ અધારી ખાઇ સાથે સરખાવતા એક મહાન શહેર, બોગોટા જ્યા માણસોને આખ છે, અને જોઇ શકે છે'

'એનુ નામ બોગોટા લાગે છે.' કેટલાક માણસો બબડ્યા

'ચાલો એ બોગોટાને વડીલો પાસે લઈ જઇએ' બીજા કેટલાકે કહ્યુ

અને તુરત તેઓ તેને ઉજાસ વિનાના એક ઓરડામા લઇ ગયા આ ઓરડામા અહીંના સામાન્ય નિયમ મુજબ માત્ર એક જ બારણુ હતુ અને તેમા માણસોનુ ટોળુ ભરાયાથી તે અદર કાઈ પણ જોઇ શકતો ન હતો. આથી વચમા બેઠેલા એક માણસના પગની ઠેસ લાગતા તે લાબો થઇ પડ્યો પડતાપડતા તેના હાથ હવામા ફેલાયા અને કોઇના મોઢાને તમાચો મારતા ગયા. પેલાએ ગુસ્સામા ચીસ નાખી અને તુરત તેને પકડી રહેલા અનેક હાથ સામે તે તરફડીઆ મારી રહ્યો તેને એકાએક વસ્તુસ્થિતિ સમજાઇ અને તેણે માફી માગી 'હુ પડી ગયો હતો, કેમકે અધારામા કાઇ જોઇ શકયો નહિ'

થોડી વાર બધા સ્થિર થઇ ગયા અને તેણે બોલેલા શબ્દો સમજવા યત્ન કરવા લાગ્યા છેવટે કોરીઆએ ખુલાસો કર્યો કે 'તે હમણા તાજો જ ઉત્પન્ન થયો લાગે છે, ચાલતા પડે છે અને ન સમજાય એવા શબ્દ વાપરે છે' બીજા પણ કેટલાકોએ તેના વિષે

નૂતેજ નિરસ્કાર પૂર્વક હસ્યો અને બબડ્યો: 'મારો સમય ચાલ્યો આવે છે.' અને એ અંધની પાછળ ચાલ્યો.

'હા, તને હજુ ઘણું શીખવાનું મળશે.' પેલા અંધે જવાબ આપ્યો: 'દુનિયામાં ઘણું શીખવાનું છે.'

રસ્તે ચાલતાં નૂતેજે એ અંધને પૂછ્યું: 'તમને કોઈએ પેલી કહેવત શીખવી નથી કે "આંધળામાં કાણીઓ રાજા"?'

'"આંધળા" શું?' એ અંધે બેદરકારીથી પૂછ્યું.

નૂતેજ આણી વાર ચૂપ રહ્યો.

(આવતા અંકમાં પૂરી) હરિકૃષ્ણ વ્યાસ



રમણ: આપણા હાથ ક્રિયાપદ જેવા છે.

વિનુ: તે કેમ?

રમણ: કારણ તે સકર્મક પણ હોય છે ને અકર્મક પણ!

ન્યાયાધીશ: કેવી સાક્ષી આપો છો? તમારા ચહેરામાં યે નર્યું ગધેડાપણું જ નજરે પડે છે!

સાક્ષી: મને ખબર નહિ, સાહેબ! કે આપનું પ્રતિબિંબ મારા ચહેરામાં પડતું હશે!




રખેવાળ: (દોડતા આવીને) કોની પરવાનગીથી તું પાણીમાં ઉતર્યો? ઊભો રહેજે! હમણાં જ તને બહાર ઘસડી કાઢું છું.

ડૂબતો માણસ: મને પણ એટલું જ જોઈએ છે; જલદી કર ભાઈ!



શેઠ: એમાં મોઢું શાનો બગાડે છે? તને આ બધો સામાન લાવતાં એક મિનિટ લાગી છે તેનો એક આનો તો આપ્યો! મિનિટનો આનો એટલે કલાકના પોણાચાર રૂપિયા થયા, સમજ્યો?!

મુંબાઈમાં રાતના બે વાગ્યે એક ડાક્ટરને ઉઠાડીને એક ગૃહસ્થે કહ્યું, 'પાલી ખાતે એક દરદી બહુ હેરાન થાય છે તેને જોવા આવવાની આપની ફી શું થશે?'

'દસ રૂપિયા' ડાક્ટરે કહ્યું.

'કબૂલ છે, ચાલો.'

ડાક્ટરે પોતાની મોટર કાઢીને તે ગૃહસ્થને લઈ ચાલતા પાલી પહોંચ્યા એટલે તે ગૃહસ્થે દસ રૂપિયા ડાક્ટરના હાથમાં મૂકી વિદાય લીધી.

'પણ દરદી ક્યાં?' ડાક્ટરે પૂછ્યું.

'દરદી તો કોઈ નહોતો, સાહેબ! ટેક્સીવાળાએ અહીં પહોંચાડવાના પંદર રૂપિયા બતાવ્યા, એટલે આપની સાથે સોદો કર્યો.' કહી તે ગૃહસ્થ હસતા હસતા ચાલ્યા ગયા! ડાક્ટર બની ગયા.

એક નવજવાને એક પાદરીને પૂછ્યું 'સેતાનની ઉંમર તમે જણાવી શકશો?'

'તમે તમારી જન્મતિથિ સાથે લાવ્યા છો?' પાદરીએ જવાબ આપ્યો. નવજવાને વધુ હિંમત કરવી માંડી વાળી.



પોલીસ: (કુમારને મનકમાં)—એઈ! એ તારા સગાને ક્યાં લઈ ચાલ્યો?

કુમાર: કોઈ પોલીસવાળો પોતાનો કરી ન બેસાડે એ માટે દૂર લઈ જાઉં છું.



મૂલગંધકુટિ વિહારના સૌજન્યથી

# મહાભિનિષ્ક્રમણ

કલાકાર - કોસેત્સુ નોસુ

હિંદમાં બૌદ્ધ ધર્મનો પુનરુદ્ધાર કરવા તથા જગતના બીજા બૌદ્ધ દેશો સાથે સંપર્ક વધારવા માટે હિંદમાં સારનાથ મુકામે જે મૂલગંધકુટિ નામનો મહાન વિહાર બાંધવામાં આવ્યો છે તેમાં આજથી થોડાંક વર્ષ પર હિંદને કિનારે ઊતરેલા જાપાની ચિત્રકાર મિ. કોસેત્સુ નોસુએ પોતાની સિદ્ધહસ્ત પીંછી વડે બુદ્ધજીવનના કેટલાક મહાન પ્રસંગો આલેખ્યા છે. તેમાંના, આ અંકના પહેલા પાને આપેલા કાવ્યને અનુરૂપ થતા, આ એક ચિત્ર 'મહાભિનિષ્ક્રમણ'નો પરિચય આપતાં કાકાસાહેબ કાલેલકર 'બુદ્ધચરિત'ના સુંદર અને સમૃદ્ધ પુસ્તકમાં લખે છે કે:

જીવનમાંથી પ્રસન્નતાથી માથું ઊંચું કરનાર પોયણાં અને એમની વચ્ચે વિહાર કરનાર કલહંસ એ એક જીવનદર્શન છે, જ્યારે એની પડખે જરા, રોગ અને મૃત્યુ એ હમેશ દર્શન દેનાર અને ટાળ્યા ન ટળનાર જીવનના સાથીઓ પણ છે જ. એમાંથી જ વિરક્તિ દ્વારા રસ્તો કાઢનાર સંન્યાસી એ જીવનનું ત્રીજું પાસું છે. આ ત્રણે પાસાં અનુભવ્યા પછી કયો વિચારી વીર અસ્વસ્થ નહિ થાય, અને આમાંથી રસ્તો કાઢવાનો દૃઢ સંકલ્પ નહિ કરે? પ્રેમસખી સાધ્વી યશોધરા, એની સાથેની પ્રેમગ્રંથી રૂપ અવતાર લેનાર રાહુલ અને એમના સહવાસમાં મળતા સંગીતાદિ ઉપભોગ એ બધું કેમ છોડાય? અને છોડવું ન હોય, તો ભવરોગમાંથી મુક્ત થવાનું ઓસડ કેમ મળે? એ દુવિધા લાંબા વખત સુધી અનુભવ્યા પછી સિદ્ધાર્થ નિશ્ચય કરે છે કે, 'ના, વીરને માટે એ જ જીવન સફળ છે, મારે ગયે જ છૂટકો.' છતાં ચિત્ત કહે છે, 'હજી વિચાર કર; એક વખત પાસો નાખી દીધા પછી પસ્તાયે કામ નહિ ચાલે.' પણ બુદ્ધ નિર્ણય કરી છૂટે છે. એ વખતનો પ્રેમ, એ સાથેનું કારુણ્ય, કોમળતા ને કઠોરતા, ને એની સાથેની દૃઢતા એ બધું આ ચિત્રમાં સિદ્ધાર્થના મોં પર આપણે જોઈ શકીએ છીએ

## આ સદીની ધાતુ

# ઍલ્યુમીનિયમ

**પચાસ વરસ પર જે સોનાથી પણ મોંઘી હતી તે આજે દીવાસળીના ટોપકાથી માંડી રાક્ષસી ઝેપલિનો સુધીની બનાવટો સર કરીને એટલી તો સર્વવ્યાપી થઇ ગઇ છે કે માનવસંસ્કૃતિમાં આ યુગ કદાચ તેના નામથી ઓળખાશે**





વીજળીક પદ્ધતિથી ઍલ્યુમીનિયમ સરળ બનાવવાની રીતનો પહેલો શોધક ચાર્લ્સ માર્ટિન હોલ અને (ઉપર) તેણે પ્રયોગશાળામાં પહેલવહેલા બનાવેલા ઍલ્યુમીનિયમના ટુકડા

આજનો ધાતુયુગ જે આઠ ધાતુઓને આધારે રચાયો છે, તેમાં વિજ્ઞાનને બળે મનુષ્યે ઉપજાવેલી ફક્ત એક જ ધાતુ છે અને તે ઍલ્યુમીનિયમ. સિવાયની સાતે ધાતુઓ—લોઢું, ત્રાંબું, સીસું, કલાઇ, જસત, સોનું અને રૂપું—તો પ્રાચીન કાળથી માણસને જાણીતી હતી જ, અને તેમનો ઉપયોગ પણ હર પ્રકારે થતો આવતો. જોકે પ્રયોગશાળાઓ તો હજી યે તેમનો ઉપયોગ સરળ અને વિશાળ બનાવવા તેમના પર પણ અખતરાઓ કર્યે જ રાખે છે. પણ ઍલ્યુમીનિયમ તો પ્રયોગશાળાની હજી એટલી તાજી બનાવટ છે કે જેના પ્રથમ ઉપયોગથી માહિતગાર લોકો યે હજુ જીવે છે.

ઍલ્યુમીનિયમની નવીનતા રેડિયમની નવીનતા જેવી અજાણ નથી તેનું કારણ એટલું જ કે દુનિયા પરની એ સર્વસાધારણ ધાતુ છે. કુદરતવેત્તાઓની કલ્પના પ્રમાણે પૃથ્વીનું અંતરાળ ભલે લોખંડના રાક્ષસી જથ્થાથી ભર્યું હોય, પણ માણસની શક્તિ તેના પ્રવેશ માટે મર્યાદિત હોય જેટલી હદે તે પ્રવેશી શકે છે ત્યાં સુધીમાં તો કોઇ પણ ધાતુ કરતાં ઍલ્યુમીનિયમનો જથ્થો જ વધી જાય છે. પૃથ્વીના ચહેરાનું પૃથક્કરણ કરનારાઓ કહે છે કે તેનું પૃષ્ઠ સેંકડે આઠ ટકા ઍલ્યુમીનિયમથી ભરેલું છે. એ બધા જથ્થાને જો ટીપી શકાતો હોય તો તેના પાંચ માઇલ જાડાઇના પડ વડે આપણી પૃથ્વીના ગોળાને વીંટી શકાય! આ સત્ય પૃથ્વીના પૃષ્ઠમાં તેની વિપુલતાની પ્રતીતિ કરાવશે.

જોકે એ શોધનો જાહેર નવો છે જૂના રસાયણશાસ્ત્રીઓને શંકા તો બહુ વહેલી જ પડેલી કે પૃથ્વીના પૃષ્ઠની માટીમાં કોઇક અજાણ્યું તત્ત્વ છે. પહેલવહેલાં ૧૮૦૭ની સાલમાં સર હંફ્રી ડેવીએ વિદ્યુતથી એક ક્ષારનું પૃથક્કરણ કરતાં જોયું કે તેમાં ધાતવી મૂળતત્ત્વો રહેલાં છે. તે પોતે તો તેને ધાતુના રૂપમાં મેળવી ન શક્યો, પણ આ નવી ધાતુને તેણે 'ઍલ્યુમીનિયમ'નું નામ આપ્યું, જે હજી કાયમ છે.

ત્યાર બાદ વિદ્યુત્પ્રવાહ અને ચુંબકનો પરસ્પરનો સંબંધ શોધી આધુનિક 'ઇલેક્ટ્રિકલ એન્જીનિયરિંગ' સ્થાપનાર ડૅનિશ વિજ્ઞાની હૅન્સ ક્રિશ્ચન ઓર્સ્ટેડે એ અખતરા હાથમાં લીધા અને ઇ. ૧૮૨૫માં સહેજ ભૂકી રૂપે ઍલ્યુમીનિયમનું તદ્દન નજીવું પ્રમાણ તે ઉપજાવી શક્યો.

તેનો જ સમકાલીન જર્મન વિજ્ઞાની પ્રો. ફ્રેડરિક

**માણસે વિજ્ઞાનની સહાયે શોધી કાઢેલી પહેલવહેલી ધાતુનો રંગદર્શી ઇતિહાસ**



'પૃથ્વીના પેટાળમાં મોટી વધુમાં વધુ' ધાતુ ઍલ્યુમિનિયમની છે એમ કહેવાય છે ઉપરના ચિત્રમાં પૃથ્વીના ગોળા ઉપર મોટા મહાસાગરો અને ખંડોને મુકાબલે ઊભુ રહે એવડું મોટું જે ગોળધાબું ચીતર્યું છે તે પૃથ્વીમાં રહેલા ઍલ્યુમીનિયમના એ જથ્થાનું (પૃથ્વીના કદના સેંકડે ૮ ટકા) પ્રમાણ બતાવે છે!

વૂલર હતો, જેણે 'યુરિયા'ની શોધ કરી પદાર્થોના સજીવ અને નિર્જીવ એવા ભાગલાઓ રદ કર્યા હતા. એ વે એ શોધ પાછળ જ મંડેલો. ૧૮૨૭માં ખરેખર તેણે ઍલ્યુમીનિયમનો ઑરટાક કરતાં વધુ જથ્થો મેળવ્યો—ટાંકણીના માથા જેટલો!

પણ એટલો યે જથ્થો ઔદ્યોગિક ક્રાન્તિ માટે બસ હતો. ૧૮૪૫માં તો વૂલરે જાહેર કર્યું કે આ નવી ધાતુ ઘડતરમાં બધી ધાતુઓ કરતા નહેરી છે, એટલું જ નહિ પણ જાણીતી બધી ધાતુઓ કરતા વજનમાં હલકી છે. લોહાના ૭·૮ ને તાંબાના ૮·૯ વિશિષ્ટ ગુરુત્વને ઠેકાણે તેનું માત્ર ૨·૭ જ તેણે જણાવ્યું.

આ બાબત બહાર આવતા સારા યે જગતના વિજ્ઞાનીઓ એ ધાતુ વધારે પ્રમાણમાં ને વધુ સસ્તી કેમ મેળવાય તેના અખતરા પાછળ મંડી પડ્યા. અલબત્ત, વૂલરની શોધ પછી બહુ લાંબે ગાળે ઍલ્યુમીનિયમનો ઔદ્યોગિક ઉપયોગ શરૂ થયો, પણ એ લાંબા ગાળાનું કારણ એ નથી કે વિજ્ઞાનીઓનો ઉત્સાહ મંદ હતો; ખરૂં કારણ તો તેની પાછળ થતા ખર્ચનું હતું. વૂલરે શોધી કાઢેલા ટાંકણીના માથા જેટલા કણો યે એક રતલના પ્રમાણમાં મેળવવા માટે હજારો રૂપિયા ખર્ચ થવા જાય, જે તેનો ઔદ્યોગિક ઉપયોગ મદદ ન જ કરી શકે.

પાછળથી ફ્રેન્ચ વિજ્ઞાની હેન્રી સૅન ક્લેર દ વાઇલે વૂલરની પદ્ધતિમાં ઘટતા ફેરફારો કર્યા સોડિયમની મદદથી તે ઍલ્યુમીનિયમનો એક સળિયો બનાવી શક્યો ને ૧૮૫૫ના પારીસના વિશ્વમેળામાં તે ગોઠવ્યો. આ સળિયા વિષે એક વાત ચાલે છે કે સિયામના મહારાજા આખા મેળામાંથી સૌથી મોંઘી ચીજ ખરીદવા નીકળેલા અને એ ટુકડાથી મોંઘી કોઈ પણ ચીજ ન મળતા એ ખરીદ કરી લીધેલો. જેમાંથી ઘડિયાળની સાંકળી બનાવડાવી તેમણે પહેરવામાંડી હતી!

પણ પૂરતા જથ્થામાં ઍલ્યુમીનિયમ મેળવવું હજુ અપ્રાપ્ય જ રહેલું. દ વાઇલે બતાવેલી પદ્ધતિ પ્રમાણે તે મેળવતાં યે રતલે બાર પૌંડનો ખર્ચ તે પાછળ થવા જતો હતો. પણ એ અપ્રાપ્યતાએ લોકોનું આકર્ષણ જબરૂં જમાવ્યું હતું. જાણીને નવાઇ લાગશે કે એ વેળા તેના ઘરેણા પ્લૅટિનમના ઘરેણાં જેટલી કીમતે વેચાતાં! નેપોલિયન ત્રીજો તો પોતાના ખાસ મહેમાનોનો સત્કાર ઍલ્યુમીનિયમના છરીકાંટાથી જ કરતો, જ્યારે ફાલતુ મહેમાનોને ફરજિયાત સોના કે ચાંદીના છરીકાંટા વાપરવા પડતા! ઈ.૧૮૫૨ની સાલ સુધીમાં તો તેનો ભાવ રતલના દોઢસો પૌંડ હતો, અને એટલે જ શહેનશાહ નેપોલિયન એ મોંઘામાં મોંઘી ધાતુનાં બટનો પહેરતો! પણ અપ્રાપ્તિનો એ આખો યે યુગ મટાડી દેનાર ક્રાન્તિ હવે આવી પહોંચી.

**પહેલી સફળતા**

૧૮૮૩ની સાલ હતી. અમેરિકાના ઓહાયો પરગણાની ઓબર્લિન કૉલેજના રસાયણવિદ્યાના વર્ગમાં પ્રો. ફ્રાન્ક જ્યૂએટ ઍલ્યુમીનિયમના ગુણો, તેની મોંઘારત અને તેની સસ્તાઇની આવશ્યકતા ઉપર ભાષણ આપી રહ્યા હતા 'તમારામાંનો કોઈ એ ધાતુના ઔદ્યોગિક વપરાશની શક્યતા વધારે તો તેનું ભવિષ્ય ચોક્કસ ઉજળું છે' એ રિમનભર્યાં અંતઃવચન સાથે તેમણે ભાષણ પૂરૂં કર્યું.

વર્ગના આગળના બાંકડાઓ પર એક યુવાન શાંતિથી તેમનું ભાષણ સાંભળી રહ્યો હતો. તેનું નામ ચાર્લ્સ માર્ટિન હૉલ. 'હું એ જ કરવા માગુ છું.' તેણે બાજુના એક છોકરાને હળવેક રહીને કહ્યું. એક ધર્માધ્યક્ષના આ પુત્રની આટલી હિંમતથી બાજુનો છોકરો ચોંકી ઊઠ્યો જણાયો.

પણ હૉલે તો પોતે બોલેલા ગણત્રીબંધ શબ્દો પાછળ સારી યે શક્તિ કામે લગાડી દીધી હતી. સૌથી પહેલું કામ તો ઍલ્યુમિના નામે ઓળખાતાં, પ્રાણવાયુ અને ઍલ્યુમીનિયમનાં એકમોને છૂટાં પાડવાનું તેને કરવાનું હતું. ઍલ્યુમિનાને ૨૦૫૦ અંશ ગરમી

જોઇએ તે એટલી ગરમી ઉપજાવવાની તેની પ્રયોગશાળાની ભઠ્ઠી કે ધમણમાં તાકાત ન હતી. બહુ વિચારને અંતે બેટરીના વીજળીના પ્રવાહથી ઍલ્યુમિનાનું વિશ્લેષણ કરી નાખવાનો અખતરો અજમાવવાનો તેણે નિશ્ચય કર્યો. પીગળેલા ઍલ્યુમિનામાં કોઇ ક્ષાર મેળવતા એ વિશ્લેષણ શક્ય બની શકે તેણે મૅગ્નેશિયમ ફ્લ્યુઓરાઇડ વાપરી જોયો. પણ નિષ્ફળ ગયો. પછી ગ્રીનલૅંડમાંથી મળતો કાચ જેવો એક ક્ષાર ક્રીઓલાઇટ(જેને એસ્કિમો લોકો 'કદી ન ઓગળતા બરફ' ને નામે ઓળખે છે તે) અજમાવ્યો. 'કદી ન ઓગળતા બરફ'ને તેણે ઇલેક્ટ્રોલિસિસથી પીગળાવ્યો ને ઍલ્યુમિનાના સફેદ ભૂકામાં તે નાખ્યો બે કલાક સુધી વીજળીનો પ્રવાહ તેમાં વહેતો રાખ્યો ને એ ઠરતા જ તેણે પોતાની કલ્પનામાંનું અપ્રતિમ એવું ફળ મેળવ્યું. નાના બટન જેવડા ઍલ્યુમીનિયમના શુદ્ધ કકડા એ મેળવી શક્યો હતો!

પ્રો. ફ્રાન્કના ભાષણ પછી ત્રીજે જ વર્ષે, ૧૮૮૬ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખે પોતાનું અમૂલ્ય સર્જન દેખાડવા તે એ પ્રોફેસરને ત્યાં દોડી ગયો. પ્રો. ફ્રાન્કે તેને વધાવી લીધો ને ગોઘી મૂડી જેમ એ બટન જેવા કકડા સાચવી રાખ્યા જે હજુ અમેરિકાના મ્યૂઝિયમમાં સાચવેલા પડ્યા છે.

પછી તો હૉલના માર્ગદર્શન હેઠળ પ્રયોગો વધતા જ ગયા ને ઉત્તરોત્તર મળતી જતી સફળતાએ જગતને ઘણી મુદતથી આતુર રાખી રહેલી ધાતુ ઍલ્યુમીનિયમ તેના ઇચ્છિત સ્વરૂપમાં આપી. હૉલની આ શોધની સાથોસાથ જ ફ્રાન્સના એક વિજ્ઞાની પોલ હેરોલ્ટે પણ એ જ પદ્ધતિથી પણ તદ્દન સ્વતંત્ર રીતે એ ધાતુ શોધી કાઢેલી; એટલે વીજળીક પ્રવાહથી ધાતુ મેળવવાની એ આખી પદ્ધતિ હવે 'હૉલ–હેરોલ્ટ પદ્ધતિ'ના નામે ઓળખાય છે.

આ નવી ધાતુનો જુદી જુદી દિશાઓમાં ઉપયોગ વધારવા હૉલે પિટ્સબર્ગ પાસે એક પ્રયોગશાળા ખોલી ને ત્યાંના ઉદ્યોગપતિઓની મદદથી 'પિટ્સબર્ગ રિડક્શન કંપની' ઊભી કરી. પાછળથી 'ઍલ્યુમીનિયમ કંપની ઑવ અમેરિકા' નામે પોતાની જ કંપની સ્થાપી ને પોતાની શોધને આગળ વધારતો ગયો. હવે તો ન્યૂ કેન્સિંગ્ટનમાં આલ્લેઘેની નદી પર આખું 'ઍલ્યુમીનિયમ શહેર' જ ઊભું કરવામાં આવ્યું છે જ્યાં સોળસો કલાક ઍલ્યુમીનિયમના ઔદ્યોગિક વિજ્ઞાન માટે એક સો વિજ્ઞાનીઓ અખતરા કરી રહ્યા છે.

ક્રમનસીબ હૉલનું તો ૧૯૧૪માં અવસાન થઇ ગયું છે, પણ પોતાના પ્રયત્નોનો પરિપાક તેને આ જીવનમાં જ મળી ગયેલો. પોતાની પાછળ તે ત્રણ કરોડ ડૉલરની જંગમ મિલકત મૂકતો ગયો છે.

ઍલ્યુમિનિયમનું ઉત્પાદન અને બનાવટો

દર્શાવતા આ આલેખ (ચાર્ટ) રસાયણ તેટલો જ ઓપક છે બૉક્સાઇટમાંથી બીજા રસાયણો અને વીજળીની મદદને ઍલ્યુમીનિયમ કેમ બને છે ને ઢળાયા પછી તેમાંથી ઢાળીને, ઘડીને, કાતરીને તથા દાબીને આજની દુનિયાના રોજના ઉપયોગની જે અનેક વિવિધ વસ્તુઓ તેમાંથી બનાવી શકાય છે તેની થોડી વાનગીઓ એમાં દર્શાવી છે



અમેરિકાના આર્કાન્સાસ પરગણામાં આવેલી બૉક્સાઇટ (જેમાંથી ઍલ્યુમીનિયમ બને છે તે કાચી ધાતુ)ની એક ખાણ. અંદરના વર્તુળમાં ઍલ્યુમીનિયમનાં બનાવેલાં આભૂષણો

## વૈજ્ઞાનિક વિકાસ

પૂરતા જથ્થામા મેળવવુ શક્ય બન્યા પછી ઍલ્યુમીનિયમનો વપરાશ કેટલા બહોળા પ્રમાણમાં વધી ગયો છે તે આપણે આજે જોઇએ છીએ હૉલ–હેરોલ્ટ પદ્ધતિ ઉપરાંત પેડરસન અને બાયરે શોધી કાઢેલી પદ્ધતિઓ પણ હવે ઉપયોગમા આવી છે ને પરિણામે તેની પેદાશ એટલી તો વધી ગઇ છે કે આજે તો એ ધાતુ લગભગ ઉપેક્ષિત જેવી બની ગઇ છે.

ઍલ્યુમીનિયમ માટે બૉકસાઇટ નામની કાચી ધાતુ ખાસ જરૂરી છે. હિંદમા આરાકાન અને ડચ ગાયનામાથી તે પુષ્કળ મળી આવે છે. તેના સફેદ ભૂકામાંથી ઍલ્યુમિના કાઢી લેવામાં આવે છે ને તેને શુદ્ધ કરવા રિફાઇનરીમાં મોકલી દેવામાં આવે છે. બે રતલ ઍલ્યુમિનામાંથી એક જ રતલ શુદ્ધ ઍલ્યુમીનિયમ મળે છે અને એ મેળવવા યે એટલી વીજળી જોઇએ છે, કે જેટલી વીજળીથી ૪૦ વૉટનો એક દીવો સાડા બાર દિવસ સતત બાળી શકાય!

પણ એની એ પર્યાપ્તતાને જુદીજુદી પદ્ધતિઓથી વિજ્ઞાન પહોંચતુ જાય છે ને પરિણામે તેની વપરાશનું ક્ષેત્ર પણ વિશાળ થતું જાય છે. સવારના ઊઠીને વાપરવાના ટૂથ–પેસ્ટની ટયૂબથી માંડી, રાતે સૂવાના ખાટલા સુધીનો પ્રદેશ તેણે સર કર્યો છે. દીવાસળીનાં માથા જેવડી બનાવટોથી માંડી ડીઝલ મોટરો ને રાક્ષસી ઝેપલિન સુધીની બનાવટોમાં ઘૂસી, તેણે લોખંડને પદભ્રષ્ટ કરવા માંડ્યું છે. ઘણાઓ માને છે કે તે યુગવૈરાજ્ય પ્રાપ્ત કરશે.

ઍલ્યુમીનિયમના ઉત્પન્નકર્તા દેશોમાં યુનાઇટેડ સ્ટેટ્સ, જર્મની, કૅનૅડા, નૉર્વે, ફ્રાન્સ, ગ્રેટ બ્રિટન, રશિયા અને ઇટલી આજે મુખ્ય છે. જાપાન, ઑસ્ટ્રિયા, સ્પેન, સ્વીડન ને હંગેરી તેથી બીજે નંબરે આવે છે. પણ એ બધામાં જર્મની સૌને મોખરે આવતું જાય છે. દુનિયાની વાર્ષિક ૨,૫૦,૦૦૦ ટનની જરૂરિયાતમાંથી ૭૦,૭૦૦ ટન તો જર્મનીએ જ ૧૯૩૫માં પૂરી પાડેલી.

તે જર્મનીએ એ ધાતુનો વૈજ્ઞાનિક વિકાસ પણ એવો જ આદર્યો છે. જર્મન વિજ્ઞાની વિલ્મે ૧૯૧૦માં તેની સાથે તાંબું, મૅંગેનીઝ અને મૅગ્નેશિયમ મેળવી

# સજીવ ખોરાકો

## કાચો ખોરાક એ જ સાચો ખોરાક છે

એવું પ્રતિપાદિત કરતો આ લેખ નિસર્ગવાદીઓની માન્યતા બહુ મક્કમપણે મૂકતાં કહે છે કે

**બધાં પ્રાણીઓમાં માણસ એ જ એક એવું પ્રાણી છે કે જે પોતાના ખોરાકને ખાતાં પહેલાં અનેક રીતે બગાડી મૂકે છે. અન્ય પ્રાણીઓ કુદરતે જે સ્વરૂપમાં ખોરાક આપ્યો છે એ સ્વરૂપમાં સ્વીકારી લે છે; જ્યારે માણસ તો પોતાના ખોરાકને શેકી, સૂકવી, બાફી, તળી, પીલી, આખરી, આથી, ચાસી, ખાંડી, છીણી ને ઝેરી મસાલાના ઢગ વડે ઢાંકી દીધા પછી જ તે ખાવાયોગ્ય થયો છે એમ માને છે!**

લેખક
**રમણલાલ એન્જિનીઅર**

**વીસમીસદી** એ પરિવર્તન, ઊથલપાથલ, ક્રાન્તિ અને સંક્રાન્તિની સદી છે. યુગો થયા નિશ્ચલ મનાતી સંસ્થાઓ, રિવાજો અને રૂઢિઓ તૂટવા માંડ્યાં છે. દરેક ક્ષેત્રમાં નવા વિચારપ્રવાહો વહેવા લાગ્યા છે અને દરેક વસ્તુનું નવું મૂલ્યાંકન થવા માંડ્યું છે.

આરોગ્યના ક્ષેત્રમાં આજ સુધીમા જંતુવાદ, નિદોષવાદ, વનસ્પતિવાદ ઇત્યાદિ અનેક વાદો હતા. એમાં એક નવો વાદ ઉમેરાયો છે. એ વાદ છે નિસર્ગવાદ.

નિસર્ગવાદનો ઉદ્ભવ યુરોપની બાહાણ પ્રજા ગણાતી જર્મન પ્રજામાંથી છે જર્મનીમાથી નીકળીને એ વિચારપ્રવાહ આખા યુરોપ ઉપર ફરી વળ્યો છે, એટલું જ નહિ પણ સાત સાગર ઓળંગીને એણે અમેરિકામાં પણ થાણા નાખ્યા છે.

આ ફિલસૂફીના આદ્ય પ્રણેતાઓ માને છે કે સૃષ્ટિ ઉપર વસતા કરોડો જાતના જીવજંતુ, પશુપક્ષી અને પ્રાણીઓમા એકલો માણસ જ માંદો હોવાનુ કારણ એ છે કે એ પ્રકૃતિનો નાશ કરીને સંસ્કૃતિ રચવા મથી રહ્યો છે. સ્વાભાવિકતાને ગૂંગળાવીને એ સંસ્કારિતાનું સર્જન કરે છે.

તેઓ કહે છે કે પ્રકૃતિ તરફ પાછા ફરો, અંતઃપ્રેરણાને અનુસરો, કૃત્રિમતાનો ત્યાગ કરો, અને તમને તન્દુરસ્તી—જે તમારો જન્મસિદ્ધ હક્ક છે, એ—પાછી મળશે.'

અને આ લોકોએ મોટાગેતરાં આશ્રમો (Colonies) ઘણાં સ્થાપ્યા છે. ત્યા સ્ત્રીઓ, પુરુષો અને બાળકો મોટી સંખ્યામા રહે છે. એમણે વસ્ત્રોનો સદંતર ત્યાગ કર્યો છે. ખોરાકને એ રાંધતા નથી. તેઓ જમીન ઉપર સૂએ છે. પુરુષો દાઢીમૂછ મુંડાવતા નથી. હવા, પ્રકાશ ને માટીનો મહિમા એમણે વધાર્યો છે; દવા, દારૂ અને દેવતાના તેઓ કટ્ટર દુશ્મનો બન્યા છે.

આ લોકોની આવી અપૂર્વ રહેણીકરણીથી એમને વિષે ઘણી ગેરસમજ પણ ફેલાવા પામી છે; પણ તેઓ કમઅક્કલ નથી. એમનામા બૅન્કોના મૅનેજરો, ધનાઢ્ય વેપારીઓ, બાહોશ અમલદારો અને સફળ ધંધાધારીઓનાં ધાડાંનાં ધાડાં છે. એ લોકો કપડાં પહેરીને શહેરમાં જાય છે, ત્યાં છ કલાક સંસ્કૃતિની ફરજો બજાવે છે, અને બાકીના અઢાર કલાક પ્રકૃતિને ખોળે રમે છે. સંસ્કૃતિના અનેક સુખસગવડો અને વિલાસવૈભવો ત્યાગીને તેઓ પ્રકૃતિ તરફ પાછા ફર્યા છે.

વળી એમના નીતિમત્તા પ્રત્યે આશંકા ઉઠાવવી એ યે મોટો ભ્રમ છે. સમાજશાસ્ત્રના અભ્યાસીઓ આપણને કહે છે કે નવસ્ત્રા પ્રજાઓનું નીતિનું ધોરણ વસ્ત્રોથી વીંટળાએલી પ્રજાઓ કરતા ઘણું ઊંચું હોય છે.

આવા વિચિત્ર વિચારના લોકો મુઠ્ઠીભર હશે એ એક હવાઇ ખ્યાલ છે. થોડા વખત ઉપર હિટલરે જર્મનીમાં વસ્ત્રો પહેરવાની ફરજ પાડી, ત્યારે દુનિયાને ખબર પડી કે એકલા જર્મનીની અંદર જ દસ લાખથી વધારે નવસ્ત્રા નિસર્ગવાદીઓ હતા!

આ લોકોની આવી અગમ્ય રહેણીકરણીનું રહસ્ય શું છે? આ નવા ધર્મના પાયામાં કેવા પ્રકારનું તત્ત્વજ્ઞાન છે? શા માટે એ દુનિયાથી ઊંધા ચાલી રહ્યા છે?—કે પછી દુનિયા એમનાથી ઊંધા ચાલે છે?

જો સહાનુભૂતિપૂર્વક એમનો પરિચય મેળવીશું તો આપણને ઘણું નવું જાણવાનું મળશે. આરોગ્યનાં અન્ય ક્ષેત્રોમાંના એમના વિચારો જતા કરીને, અત્યારે

તો ફક્ત આહારને જ લગતા એમના ખ્યાલો તપાસીએ

દરેક પ્રાણીના શરીરની રચના અમુક પ્રકારના ખોરાકને જ અનુકૂળ હોય છે એ ખોરાક ઉપર જ એ શરીર ટકાવે છે, જીવન નભાવે છે અને નીરોગી રહી શકે છે. કેટલાક પ્રાણીઓ ઘાસાહારી હોય છે, કેટલાક માસાહારી હોય છે અને કેટલાક ફળાહારી હોય છે માણસ એ ફળાહારી પ્રાણી છે દરેક પ્રાણીના પેટ માટે કયો ખોરાક અનુકૂળ છે એ સમજવા માટે કુદરતે એનામા અંતપ્રેરણા (instinct) મૂકી છે

માનવીનો ઉદ્દભવ વિષુવવૃત્ત આગળથી થયો છે વિષુવવૃત્તના ઉષ્ણ પ્રદેશમા રહેતો આદિ માનવ તાજા અને સૂકા ફળ ખાઈને જીવતો સમશીતોષ્ણ પ્રદેશમા જતા એણે ધાન્યો અને શાકભાજી સ્વીકાર્યાં, અને ઠંડા મુલકમા માસ અને ચરબીનો એણે ખોરાક તરીકે ઉપયોગ કરવા માડ્યો.

અગ્નિની શોધથી જ અનાજ, શાકભાજી, માસ અને ચરબી ખાદ્ય પદાર્થો બન્યા ત્યાર પછી માણસે ભક્ષ્યાભક્ષ્યનો કશો વિવેક રાખ્યા વિના હજારો પદાર્થો ખાધા અને પીધા આજે દુનિયાની જુદીજુદી પ્રજાઓનો ખોરાક તપાસતા, એમા એટલું વૈવિધ્ય અને સાથોસાથ એટલું વૈચિત્ર્ય માલૂમ પડે છે કે જે જોતા જ આપણે ઘડીભર છક્ક થઈ જઈએ!

કાચો ખોરાક એ જ સાચો ખોરાક છે એને પડતો મૂકીને માણસે રાંધેલો કૂચો ખાવા માડ્યો ત્યારથી એનું અધઃપતન શરૂ થયું; કારણકે અગ્નિ એ સર્જક શક્તિ નથી, પણ સંહારક શક્તિ છે અનાજનો જે દાણો વાવતા એકમાથી હજાર કણ થાય છે, એને જ શેકી નાખતા એની સઘળી સર્જક શક્તિ નાશ પામે છે શેકેલું અનાજ ઊગી શકતું નથી આમ, શેકવાથી નિર્જીવ થએલો, ઓસાવવાથી નિઃસત્ત્વ બનેલો અને તળીને કુપાચ્ય કરેલો ખોરાક અનેક રોગ ઉત્પન્ન કરે છે.

પાકશાસ્ત્ર અને રોગશાસ્ત્ર એ બંનેની શરૂઆત સાથેસાથે થઈ जीवो जीवस्य जीवनम् એ સૂત્રનો આજ સુધી ઊંધો અર્થ કરવામા આવ્યો છે એ સૂત્ર ઉપરથી માસાહારનું સમર્થન નથી થતું, પણ ઉલટી ફલાહારની હિમાયત થાય છે અપક્વ આહાર સજીવ આહાર છે, પક્વ આહાર નિર્જીવ આહાર છે અને માસાહાર એ તો મરેલો ખોરાક છે અતિ માસ ખાનાર કસાઈઓના આયુષ્ય ઘણા ટૂંકા હોય છે એ તો જાણીતી હકીકત છે

રસોઈના રસિયાઓની આંખો ઉઘાડે એવો એક કડવો અનુભવ અમેરિકાના ખેડૂતોને એક પેઢી પહેલા થએલો એ દેશના એક બાહોશ વેપારીએ પૈસા કમાવા માટે એક યુક્તિ શોધી કાઢી એણે ઢોરનો ખોરાક રાંધવા માટેના વાસણો બનાવ્યા અને પાળેલા પ્રાણીઓને રાંધેલા ખોરાક ખવરાવવાથી થતા ફાયદા વિષે સાહિત્ય તૈયાર કર્યું અને એ લખાણ ખેડૂતોમા ફેલાવ્યુ. ભોળા ખેડૂતો એના ચોપાનિયામા રજૂ કરવામા આવેલા તર્કથી અંજાઈ ગયા. એણે બેશુમાર કૂકરો વેચ્યા. થોડા જ વર્ષમા ખેડૂતો એક કડવો પાઠ શીખ્યા એમના જનાવરોને રાંધેલો ખોરાક ખવડાવવાથી, માણસજાતને થતા સૌ દર્દો થઈ આવ્યા! એ પશુઓ કબજિયાત, સળેખમ અને પાયોરીઆથી પીડાવા લાગ્યા ખેડૂતોએ ચોપડા તપાસ્યા, કૂકરોને ઉકરડામા ફેંકી દીધા અને ફરી પુરાણી ઢબે જનાવરોને કાચો ખોરાક ખવડાવવાની શરૂઆત કરી

આ પ્રાણીઓના ખોરાક રાંધવાથી આટલી ભૂંડી અસર થઈ, એમા ખાસ તો એ જોવાનું છે કે એ પ્રાણીઓનો તો પોતાનો કુદરતી ખોરાક જ રંધાયો હતો, જ્યારે માણસ તો જે ખોરાક પોતાને માટે નિર્માએલો નથી તે—એટલે કે અનાજ, કઠોળ, શાકભાજી, માસ ને માછલી—રાંધીને ખાય છે! એટલે એથી પણ ખરાબ પરિણામો ભોગવે છે

કાચા બટાટા ખાવાનું કોઈનું મન નથી થતું, અને કાચી દાળ જોઈને કોઈના મોમા પાણી નથી છૂટતું જે વસ્તુઓ તરફ આપણને નૈસર્ગિક રીતે જ આકર્ષણ નથી, એ વસ્તુઓ તરફ મોહ ઉત્પન્ન કરવા માટે આપણે આપણી ઇન્દ્રિયોને અનેક રીતે છેતરીએ છીએ કુદરતે આપેલા ત્રણ ચોકીદારો નાક, આંખ અને જીભને ઠગવા માટે સુવાસ, મેળવણી અને મસાલાઓની નિપુણતાનો ઉપયોગ થઈ રહ્યો છે

જો આ ખોરાકોને આ રીતે તૈયાર કરવામા ના આવે તો આપણે આપોઆપ અનેક ખોરાકોનો ત્યાગ કરીએ ને આહારશાસ્ત્રનો વિષય ઘણો સરળ થઈ જાય

બધા પ્રાણીઓમા માણસ એ જ એક એવું

માંડ્યું. હિંદુસ્તાનથી દર મહિને પઢિયારનાં અને સસ્તા સાહિત્યના થોકડાબંધ પુસ્તકો આવતા અને નાતાલ-ટ્રાન્સવાલના ગુજરાતીઓને ફીનિક્સથી પાર્સલો થતાં. 'સાચું સ્વર્ગ', 'સ્વર્ગનો ખજાનો', 'સ્વર્ગની સીડી' વગેરેની રસભરી ચર્ચા કોઈકોઈ વાર મોટેરાંઓ પાસેથી કાને પડતી. પણ સ્વર્ગની જેમ મને એ પણ ગૂઢ અને ચોતાથી જ્યાં ન પહોંચાય એવું લાગતું.

પિતાશ્રીએ શ્રી પઢિયારનું 'બાળકોનો આનંદ' અને 'સદ્ગુણી બાળકો'નું પુસ્તક મારા હાથમાં મૂક્યું. પહેલું મને લૂખું અને મહામહેનતે વંચાય એવું લાગ્યું, બીજામાં મોટે ભાગે અંગ્રેજ બાળકોનાં પરાક્રમો વાંચી મન પર ભારે અસર ન થઈ. સ્વર્ગનું સાહિત્ય તો ન ગમ્યું પણ 'શિશુસદ્બોધમાળા'ના ચાર ભાગ મારા સંગાથી બન્યા. એ પુસ્તકનું નામ કેમે ય કરી સમજાતું નહોતું, પણ ઝીણા ટાઈપમાં છપાયા છતાં તેમાંની પૌરાણિક આખ્યાયિકાઓ વાંચતાં મને થાક જ ન લાગતો. અમારી ગુલાબવાડી પાસે બકાનના ઝાડ નીચે બેસી બપોરના ત્રણેક કલાક હું 'શિશુસદ્બોધમાળા'નું પારાયણ કરતો. પાછળથી 'વનરાજ ચાવડો' અને 'સધરા જેસંગ'ની વાર્તાઓ બહુ એકાગ્રપણે વાંચતો. તેઓના જંગલમાં ભૂલા પડવાના વર્ણનોથી હું તીવ્ર સમવેદના અનુભવતો અને ફીનિક્સના એકાકીપણામાં પોતાને તેમના જેટલો જ અસહાય એકલા અને સંકટગ્રસ્ત માનતો.

ગુજરાતી વાચન ઉપરાંત પિતાશ્રીએ હિંદી માસિક 'સરસ્વતી'ની ફાઈલો ઉથલાવવાની ગોઠવણ પણ કરી આપેલી. તેમાંનું હિંદી મને ભાગ્યે જ સમજાતું. છતાં ક્યાંક વાર્તા જેવું મળે તો વાંચતો અને ચિત્રો જોતો. રાત્રે સૂતા પહેલા પિતાશ્રી થોડા દાખલા અને શ્રુતલેખન કરાવતા. શ્રુતલેખનમાં પાર વિનાની ભૂલો પડતી અને સાંજે દાખલામાં પણ ભૂલો કરતો. બેએક વાર તો આ ભૂલોને કારણે ઉપરાઉપર દસબાર તમાચા પિતાશ્રીના હાથે ખાવા પડ્યા. પણ આથી મારૂં શ્રુતલેખન કે ગણિત સુધર્યું નહિ, ઊલટું સાહિત્ય વાંચવાનો શોખ વધી ગયો.

આટલું છતાં મારૂં એ વરસ-સવા વરસ બહુ કંટાળાભરેલું વીત્યું. પંદરેક મહિનાનો એ ગાળો અત્યારે પણ મારા મગજમાં દોઢબે દાયકા જેટલો લાંબો ભાસી રહ્યો છે. કોઈ કાવ્ય કે નવલકથાના નાયકની વાર્તા જોડવા હું આ નથી લખતો, પણ દસેક વર્ષના બાળકને સોબતી-સંગાથ વિનાનો કરી મૂકવામાં તેની અવદશા કેટલી બૂરી થાય છે એનો ખ્યાલ આપવા લખું છું. મને ભણવાનાં અને શીખવાનાં સાધનોની છોળ હતી એમ કહેવાય, પણ ટૉલ્સ્ટૉયફાર્મ જવાની બંધીએ મારૂં આખું જીવન ખારૂંખારૂં કરી નાખ્યું હતું. મારૂં દુઃખ હું કોઈને કહી ન શકતો; મનમાં જ શમાવવું પડતું એથી વધુ ત્રાસ થતો. બપોરના વખતમાં વાંચતા વાંચતાં ચોપડી પડતી મેલી મૂંગું રુદન કરી લેતો. એવામાં કોઈ પંખી માથા પરની ઝાડની છાયામાં કલ્લોલ કરતું ને મને રાહત આપતું. પંખીનાં ગીત સાંભળી મનઃક્લેશ ઓસરી જતો અને મનમાં ને મનમાં બબડતો, 'હે ભગવાન! બીજે જનમ મને છોકરાનો નહિ પણ પક્ષીનો આપજે.' થોડા દિવસ પછી કોઈ બીજું પક્ષી ગમી જતું તો વળી ભગવાનને સંબોધી, 'પેલા જેવું નહિ, આના જેવું પંખી મને બનાવજે' એમ વિનવતો અને ફરી પાછો વિમાસણમાં પડી જતો કે અત્યારે ને અત્યારે મને પાંખ મળે તો કેવું સારૂં? ઊડીને સીધો ટૉલ્સ્ટૉયફાર્મ ચાલ્યો જાઉં અને અનેક છોકરાઓ વચ્ચે બાપુજી પાસે રહું. પરંતુ છેવટે આવી કલ્પનાઓથી વધુ દુઃખ જ મારા ભાગ્યમાં રહેતું.

આવી રીતે મારો વખત પસાર થતો હતો ત્યાં ટૉલ્સ્ટૉયફાર્મથી મણિલાલ કાકા આવ્યા. ચારેક દિવસ રહ્યા ને પાછા ગયા. તેઓ ફીનિક્સ રહ્યા તેટલો વખત એક ક્ષણ પણ મેં એમનો પીછો ન છોડ્યો. એમની સાથે ને સાથે ફર્યા કર્યું. બહુ આશા રાખી કે એમની સાથે મારે જવાનું થશે જ, પણ ન જઈ શકાયું. હું સમજ્યો કે મને ફાર્મ મોકલવાના વાયદા નિરર્થક છે. મારે ફીનિક્સમાં જ ગોંધાઈ રહેવાનું છે.

આ પછી મારૂં મન સાવ કરમાઈ ગયું. મારી અકળામણ મુરબ્બીઓને પણ અસહ્ય લાગી. તેમણે મને ઘરના વર્તુળથી બહાર કાઢવાની ગોઠવણ કરી. મિ. વેસ્ટને ત્યાં મને મોકલવા માંડ્યો, અને એમાંથી ફીનિક્સમાં ફરી એક નિશાળ શરૂ થઈ. અગાઉની કોઠિસશાળામાં અને આ વેસ્ટની નિશાળમાં ઘણો ફેર હતો. એની અંગ્રેજી ઢબની તાલીમથી વાત હવે પછી.

પ્રભુદાસ છગનલાલ ગાંધી










ચોરસ ખાના પ્રમાણે તૈયાર થએલા ચિત્રને બીજા કાગળ પર ઉતારવાની પદ્ધતિ ન. ૧ પ્રથમ પ્રત ન. ૨ છાપકાગળ ન. ૩ કોરો કાગળ.

# ચિત્રકળામાં સ્વશિક્ષણ

ગયા હપતામાં દર્શાવેલી પદ્ધતિ પ્રમાણે ખાના કરીને ચિત્ર કરવાની તમને સમજ પડી ગઈ હોય એ મુજબ તમારા ખાનાઓમાં તમે ચિત્ર દોર્યું હોય અને તેની ચોખ્ખી લીટીઓ બીજા કાગળ પર તેના જેવી તૈયાર થઈ હોય તો હવે નીચે બનાવેલી વિધિ પ્રમાણે જ આગળ ચાલો.

જે કાગળ ઉપર તમે ચોરસ ખાના આંકીને ચિત્ર દોર્યું હોય તેને આપણે પ્રથમ પ્રત તરીકે ઓળખીશું. આ પ્રત માટે બહુ ઊંચા કાગળની જરૂર નથી. જરા પાતળો કાગળ હોય તો ચાલે. તે ઉપરનું બધું કામ માત્ર પેન્સિલથી જ કરવું.

તમને લાગે કે એ પહેલી પ્રત પરનું ચિત્રકામ બરાબર થયું છે ત્યારે તેને ચોખ્ખા કાગળ પર ઉતારવાની તૈયારી કરો. આ માટે તમારે એક 'ટ્રાન્સફર શીટ' (છાપ ઉતારનાર કાગળ) તૈયાર કરવો પડશે. એક પાતળા કાગળની એક બાજુ કાળી કે વાદળી રંગની પેન્સિલ ઘસીને આખી સપાટી ભરી કાઢો. વાદળી પેન્સિલ વધુ પસંદ કરવા જેવું છે. આ રીતે ચારે બાજુ ઘસીને એકસરખી રીતે ભરાય બની જાય એમ કરવું. કપડાં ધોવામાં વપરાતી ગળી પણ થોડી ભભરાવીને હાથથી કે કપડાથી ફેલાવી ચોપડી શકાય. કાચી પેન્સિલનો ભૂકો પણ ચાલે. જેના પર ભારથી પેન્સિલ ફેરવતાં નીચે રેખા પડી શકે તેવું ગમે તે સાધન ચાલે. માત્ર ટાઈપરાઈટરના કાર્બન પેપર અથવા દુકાનોમાં બીજી નકલ માટે વપરાતા કાર્બન પેપર ન જ લેતા, કેમકે તેની ચિકાશ ચીકણી હોવાથી તે કોઈ પણ રીતે નીકળતી મુશ્કેલ થશે.

હવે ઉપર બતાવેલા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તમારી પાસે ૩ જાતના કાગળ થયા. ન. ૧ તમારી પ્રથમ ચિત્રપ્રતિ, ન. ૨ તે તમારો છાપકાગળ (ટ્રાન્સફર પેપર), ન. ૩ તે તમારો ચોખ્ખો પ્રતનો કાગળ, કે જેના ઉપર તમારે ન. ૧નું ચિત્ર ઉતારવું છે.

હવે એ ત્રણે કાગળોને સાથે રાખવા આ પ્રમાણે ક્રમ કરો. ડ્રોઈંગના પાટિયા ઉપર પ્રથમ ન. ૩ નો ચોખ્ખો કાગળ રાખો. તે ઉપર ન. ૨ વાળો છાપકાગળની રંગ ઘસેલી બાજુ આવે તેમ તેને ઊંધો નાખો, અને છેલ્લે સૌથી ઉપર, તમારી પ્રથમ પ્રતિ, ચિત્ર ઉપર રાખીને મૂકો. ત્રણે કાગળોને હવે મથાળેથી એક સાથે સરખા રાખી બે ડ્રોઈંગ પિન કે પીનીઓથી પાટિયા ઉપર જ જડી લો. બરાબર સીધા રહે અને ઉપરથી ખસે ચસે નહિ તેની ખાત્રી કરજો. જુઓ નીચેનું ચિત્ર.




હવે તમે ૧ નંબરની કડક અણીવાળી પેન્સિલ લઈ ચિત્ર














ખાનાં આંકવાનો જેને કશો મહાવરો ન હોય તેમને માટે થોડીક ગતો ઉપર આપી છે. દરેકમાં લીટીઓ અને અંતરની ચોકસાઈ ચીવટથી પાળવી

ઉતારવાનું કામ શરૂ કરો એ વખતે શરૂઆતમાં ખાનાંનો ખ્યાલ વિચાર કરવાનો નથી માત્ર ચિત્રની જ રેખાઓ ઉપર ધીરજથી એકધારી પેન્સિલ ચલાવો ચાલતા કામે તમે નં. ૧ અને ૨ વાળા કાગળ ખસેડીને નીચે કેવું છપાય છે તે તમે તપાસી શકશો.

આ કામ તમે ચીવટપૂર્વક અને ચોકસાઈથી કર્યું હશે તો નીચેના કોરા કાગળ ઉપર એક સ્વચ્છ સાફ ઝાંખી રેખાકૃતિમાં ચિત્ર પડેલું જોશો. વાદળી કે કાળો જેવો છાપકાગળ, તે પ્રમાણે એ ચિત્રની રેખા હશે. હવે જરૂર વગરનો ભાગ તેમાંથી રબર વડે તમે ઘસી નાખી શકશો. કોઈપણ જાતની ભૂલચૂક પેન્સિલથી ફરીથી સુધારવાની તમને તક રહેશે જ.

આ રીતે નકલ ઉતારવાથી તમારા ચિત્રના ખાસ કાગળને નકામા ડાઘા કે ડાઘથી તમે બચાવી શકશો. બીજો લાભ એ છે કે કદાચ તમારું એ ચિત્ર બગડે તો તેની મૂળ આકૃતિ તમારી પાસે પ્રથમ પ્રત ઉપર તૈયાર જ હશે, એટલે નવી પ્રત કરતાં આળસ કે વાર થવાની નહિ. વળી તૈયાર ચિત્ર કોઈને મોકલો કે આપી દો તોપણ તે અસલ પ્રત તમને બીજીવાર કામની થઈ પડવાની. આમ, પ્રથમ પ્રતની રીત રાખવાના લાભ ઘણા છે અને તે વિના કોઈ ટૂંકો માર્ગ જ કરવા ધારે એમાં વધુ વખત જાય છે એમ ઘણાને લાગે, પણ ખરી રીતે સરવાળે તેમાં બચાવ છે અને કામ સારું થાય છે. કામ સારું હોવાનો આગ્રહ કોણ નહિ રાખે?

જેમને ફરી ખાનાં આંકવાનો મહાવરો ન હોય તેમના માટે આ પછી આખાં પાનાં ઉપર કેટલીક ભાતો આપી છે તે કરવાથી ઠીક તાલીમ મળશે. એવડાં જ અથવા એથી થોડાં મોટાં ખાનાં કરી જોવાં. દરેકમાં લીટીઓ અને અંતરની ચોકસાઈ ખૂબ ચીવટથી પાળવી.

પેન્સિલકામ ઉપર શાહીની પાકી લીટીઓ અને ધાર કરવા 'ઓ ૯' નંબરની ટાંક સસ્તી અને સરળ થઈ પડશે. તમારી ટાંક હમેશાં સાફ રાખજો. તે પર કચરો પડવા કે તેને કાટ ચડવા દેશો નહિ. કામ કરતી વેળા જરા ભીનાશવાળું કપડું પાસે રાખજો અને જરૂર પડ્યે લૂછતા રહેજો. ઘણીવાર ચિત્ર પર લેતાં પહેલાં એકાદ નકામા કાગળ પર તેને ચલાવી જોજો. ર. મ. રા.

# તમારી યાદશક્તિની કસોટી

ચંદુભાઈ



સવિતા



મગનભાઈ



વિમળા



રામપ્રસાદ



ગફુર



ઉમેદકાકા



મોરારભાઈ



દેરાવલ



શાન્તાકાકી



ભલે તમે ડિટેક્ટિવ ન બનો, પણ એક વખત પરિચયમાં આવેલી વ્યક્તિને ફરી જ્યારે ને જ્યાં મળો ત્યાં તમે તુરત પિછાની લો એટલી આવડત તો જરૂરની છે જ. એનો પ્રાથમિક પાઠ અહીં આપ્યો છે. આ ચિત્રમાં બેઠેલા મગનભાઈ અને તેમનાં સગાં તથા આડોશીપાડોશીઓના ચહેરા તમે યાદ રાખી લો અને પછી પૃ. ૩૬૯ પરના તેમના થોડાક વધુ સબંધીઓના ચહેરામાંથી એ બધાને ઓળખી લો. જેને જેને ઓળખતા જાઓ તેનું નામ એ ચિત્ર નીચેના ક્રમમાં લખતા જાઓ અને પછી આ ચિત્ર જોઈ એ મેળવી ખાતરી કરો કે તમે કેટલા સાચા છો. તમારી યાદશક્તિની પણ એ કસોટી થશે.



ગયા માસમાં ડભોઈમાં શ્રી સુન્દરમ્‌ના પ્રમુખપણા નીચે મુસ્લીમ ગુજરાતી કવિઓનો મુશાયરો ભરાયો હતો. મુસ્લીમ કવિસંમેલનોમાં કવિતાવાચનનો રસાસ્વાદ શ્રોતાવર્ગ બહુ રસપૂર્વક કરે છે અને એ સંમેલનો અત્યંત જીવંત બને છે. એનું કારણ એ છે કે એ કવિતાઓ જનરંજની શૈલીની, સરળ અને ચોટદાર હોય છે ગુજરાતી મુસ્લીમ કવિઓમાં શ્રી 'શયદા'નું વિશિષ્ટ સ્થાન છે, એમણે ભાવપૂર્વક 'કુમાર' માટે મોકલેલું કાવ્ય આ નીચે અમે પ્રકટ કરીએ છીએ તે એ શૈલીનો પરિચય આપી રહેશે

## આંસુનો વેપાર

• ગઝલ •

નવો કોઈ કરવાને વેપાર, લેશો ?
હું વેચું છું લ્યો આંસુની ધાર, લેશો ?
ઝવેરી જુઓ એને ઝીણી નજરથી
અમૂલા છે આ મોતી બે ચાર, લેશો ?

નહિ થાય એની કદી જ્યોત ઝાંખી,
અચળ એનો જુદો છે ચમકાર, લેશો ?
અનેરી ચમક, એનું પાણી અનેરું,
અનેરો ચશે એથી શૃંગાર, લેશો ?

જુઓ પાણી જોઈ થયું પાણી પાણી,
અરે તેજનો આ છે અંબાર, લેશો ?
ભરી એ મહીં છે દુઃખી દિલની આશા
નિરાધારનો કોઈ આધાર, લેશો ?

હજારો રીઝાનાની છે હાય એમાં,
તૂટેલા હૃદયના છે આ તાર, લેશો ?
નિરાશા ને આશાની એમાં છે ખાણો,
નવી ભાવનાનો છે ભંડાર, લેશો ?

નથી લાવ્યો હું કાંઈ આંસુ નકામાં,
છે એમાં જીવનનો જીવનસાર, લેશો ?
કદી આપશે આપને ઠંડક ઊની,
છુપાયો છે જળમાંહી અંગાર, લેશો ?

જુઓ આખું બ્રહ્માંડ એમાં તરે છે,
કહો કોઈ એને કળાકાર, લેશો ?
તમે જો કહો છો તો લ્યો ભેદ ખોલું,
નિરાકારનો એ છે આકાર, લેશો ?

નથી માગતો એનું હું મૂલ ઝાઝું
દિલાસા બદલ એને દાતાર, લેશો ?
હું 'શયદા' લઈ આંસુ જ્યાંત્યાં ફરું છું,
નથી કોઈ એનો ખરીદાર, લેશો ?

'શયદા'

## તાંડવ

ઋતુના નૃત્ય સાથે તાલ દેતું આ જીવનકાવ્ય છે. અને એને ઉચિત એનો છન્દ મળી ગયો છે.

- ઝૂલણા -

મૃત્યુની શુષ્કતા આજ ઘેરે ધરા
નીર આજે થતાં ક્ષીણપ્રાણ !
અંગપ્રત્યંગને પૃથ્વીના બાળતાં
આવતાં આભથી અગ્નિબાણ !

ધૂર્જટી ઊઠતા; મુક્ત કરતા જટા,
વાદળાંથી બધું આભ છાય;
ક્ષીણના શિર પરે એક પદ ચાંપીઓ
શુષ્કતા અવર પદથી હણાય.

મેઘ-મહાદેવ તાંડવ કરે આભમાં
ગર્જને ગર્જને ડમરૂ બાજે;
ઘૂમતા વીજના સૌ મણિ ચમકતા
અંગના સર્પને શિર્ષ રાજે.

દીનતા-બંધનો તાંડવે તૂટતાં,
થાય પૃથ્વી તણો મુક્ત પ્રાણ;
સપ્તરંગી તહીં આભમાં ઓપતી
જીવનની એ મહા જયકમાન.

મહ્લાદ પારેખ

## યાન્તિકને

• ઉપજાતિ—સ્રગ્ધરા •

ભરી ઉરે ભૂત અનુભવોને
ઘૂમી નવા ઓમથી વર્તમાને
ને માંડી દૃષ્ટિ ગૂઢ એ ભવિષ્યે
વીંધી દિક્કાલ બન્ને દૂર દૂર દૂર ત્યાં પંથી આગે ધપે જા.

'અનામી'



હંપીનાં ખંડેરો ક્યાં આવ્યાં? તે બતાવતો નકશો

અડાઈ કરી ત્યારથી જ ઇસ્લામની ચડતી કળા પામી જઇ, અગમચેતી વાપરી એણે મહમદ તઘલખ સાથે સંધિ કરીને એનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું. એ ધોરણ તો જો કે ઘણું નમ્ર ગણાય, પણ એનો અસ્વીકાર નાશને જ નોતરે એમ હતું.

પછી મહમદ દિલ્હીના તખ્ત ઉપર બેઠો એટલે દક્ષિણમાં તેના મૂકેલા સૂબાઓએ સ્વતંત્ર થવાની પેરવી કરવા માંડી. સિંધ, ગુજરાત ને બંગાળમાં પણ બળવા જાગ્યા ને એના શમનમાં પરોવાએલો મહમદ દક્ષિણ આવી શકે એમ ન રહેતાં દક્ષિણના સૂબાઓને સ્વાતંત્ર્ય મેળવવામાં વધુ સગવડ મળી. સૌ પહેલાં મદુરાના સૂબા જલાલુદ્દીન અસરશાહે ઈ. ૧૩૩૫માં બંડ પુકાર્યું.

અત્યાર સુધી નતમસ્તક રહેલા વીરબલ્લાળે પણ પ્રમાણ્યું કે નામોનિશાન મટતું અટકાવવાની એ જ સોનેરી તક હતી. આ બખેડાનો લાભ લઈ તુરત એણે સરહદની નાકેબંધીની શરૂઆત કરી. તુંગભદ્રાના કિનારા પરના હંપી ને કંપિલાના કિલ્લાનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને એથી યે મજબૂત ને વિશાળ એક કિલ્લો છાની રીતે તેણે ચણવા માંડ્યો. શૃંગેરી મઠના ત્યારના શંકરાચાર્ય મંત્ર અથવા વિદ્યારણ્યસ્વામીના આશીર્વાદ સાથે જેનું ખાતમુહૂર્ત થયું એવો એ કિલ્લો તે વિજયનગર, જેનું સામ્રાજ્ય સંઘર્ષમાં જન્મી, સંઘર્ષમાં જ વિલાયું.

એ કિલ્લા સાથે જ વિજયનગરના મહારાજ્યનો ઉગમ થયો ગણી શકાય. છાની રીતે બાંધ્યો હોવાથી એ કિલ્લાની ચોક્કસ સાલ નથી મળતી, પણ ઈ. ૧૩૨૮થી તે વીરબલ્લાળ મરણ પામ્યો એ સાલ ૧૩૪૨ સુધીના ગાળામાં એ બંધાએલો હોય, અત્યારે સર્વાનુમતે ૧૩૩૬ની સાલ તે માટે સ્વીકારાઇ છે. ને એ ગણતરીએ ગઇ સાલમાં એની સ્થાપનાને છ સો વર્ષ પૂરાં થતાં હિન્દે તેની ષટ્સંવત્સરી ઉજવી એનું તર્પણ કર્યું છે.

મુસલમાનોના આગમન પહેલાં દક્ષિણમાં ચાલુક્યોનું રાજ્ય હતું. તેઓ પોતાના સિક્કા પર વરાહની છાપ મારતા, જે પાછળથી કલ્યાણીના ચાલુક્યોએ પણ અપનાવી હતી. પાછળથી એ સામ્રાજ્યના ટુકડા પડી ગયા—સેઉણ, હોયસળ અને કાકતીય. તેમાંના હોયસળની ગાદી પર વીરબલ્લાળ થયો.

મદુરાનું બંડ જાહેર થતાં જ આ વીરબલ્લાળે વિજયનગરની હસ્તી જાહેર કરી દીધી ને પોતાના પુત્ર વીરવિજય વિરૂપાક્ષને ગાદી સોંપીને મદુરાના જાહેર થએલા સુલતાન સામે ચડી ગયો. પરંતુ ત્રિચિનોપલ્લી પાસેના કાનાનૂરના યુદ્ધમાં તે સુલતાનના હાથે કેદ પકડાયો ને ઘાતકી રીતે મોતને શરણ થયો. મુસલમાન સત્તાના દક્ષિણમાંથી ઉચ્ચાટનની તેની મહત્ત્વાકાંક્ષા આમ અધૂરી જ રહી ને તે છેવટ સુધી ન પૂરાઇ. આમ છતાં જ્યારે એની ષટ્સંવત્સરી ઉજવાઇ, ત્યારે તે ન્યાય્ય છે કે નહિ તે આપણે જોઇએ.

વીરબલ્લાળના મૃત્યુ પછી ચાલેલી કાવાદાવાખોરીને લીધે વિજયનગરનો વર્ષો સુધીનો ઇતિહાસ અંધારામાં જ રહ્યો છે. પછી તૈમુરની સવારીએ દિલ્હીની સત્તા ખળભળાવી મૂકી ને ગુલબર્ગામાં બ્રાહ્મણી રાજ્યની સ્થાપના થઈ ત્યારે એની સત્તા સંગમયાદવના પુત્ર હરિહર, બુક્ક, કંપ વગેરે પાંચ ભાઇઓના વર્ચસ્વ નીચે નજરે પડે છે.

બ્રાહ્મણી સત્તા આ પાંચ ભાઇઓના વખતમાં ચડતી કળાએ પહોંચી. ચીનના શહેનશાહ તાઇ ત્સુ સુધી એમણે એલચીઓ મોકલાવી રાજપ્રકરણી લાગવગ વધારી હતી. પણ હરિહરના મૃત્યુ બાદ બુક્કે મૂર્ખાઇ કરી, બ્રાહ્મણી સત્તાની ચડતી કળાનું ગર્ભગળાના રાજકુમાર સાથે મળીને નિયંત્રણ કરવા દિલ્હીના સુલતાન ફિરોઝ તઘલખને મદદ આપવાનું કહેણ મોકલ્યું. પરિણામે રોષે ભરાએલા મુહમ્મદશાહે વિજયનગર

**હિંદુપતની ઢાલ બનવાના ગૌરવાન્વિત આદર્શે એ ઊભું થએલું, પણ રાજલિપ્સાની સતત દાવાદાવાખોરી કદી એની કરોડ ટટાર ન રાખી શકી, ને પરિણામે મુસ્લીમ આક્રમણના એક જ જબરા ઝુંગાળથી એ મહાન હિંદુસામ્રાજ્ય નેસ્તનાબૂદ થઇ ગયું**

ટુકડા પડી ગયા ને એ પરિસ્થિતિનો લાભ લઇ, ફિરોઝ બહ શમાવી, એણે સીધા કલિંગ સામે મોરચા માંડ્યા. પૂર્વનો બધો મુલક પાછો મેળવી, કૃષ્ણા નદી સુધી રાજ્યની હદ વધારી તેણે કલિંગ પાસેથી પોતાનું વર્ચસ્વ માન્ય કરાવ્યું મુસલમાનોથી લડી રાયપુર દોઆબ પણ ખાલસા કર્યું વિજયનગરનો એ પહેલો જ સમ્રાટ હતો જેણે મુસલમાનોને શિકસ્ત આપી હોય ને જેણે લશ્કરની જાતે સરદારી લીધી હોય. પાએઝ પોતાની ફેરિસ્તમા તેને માટે 'gallant and perfect in all things' શબ્દો વાપરે છે.

મ્હૈસુરના ગંગરાજાને હરાવી, તેણે શિવસમુદ્ર ને શ્રીરંગપટ્ટમ જેવા કિલ્લા હાથ કર્યા હતા ઓરિસા પર ચડાઇ કરી ત્યાંના રાજાની કાકાને તે કેદ પકડી લાવ્યો હતો અને ઉદયગિરિના મંદિરમાથી કૃષ્ણની મૂર્તિ ઉપાડી લાવી વિજયનગરમા તેની પ્રતિષ્ઠા કરી હતી કોંડાપલ્લી ને રાજમહેંદ્રી પણ જ્યારે જીત્યા ત્યારે ઓરિસાના રાજાએ પોતાની કુંવરી પરણાવી તેની જોડે સાધ કરી. આદિલશાહની તો એણે એવી ખુવારી કરી હતી કે તેના જીવતા સુધી તેણે વિજયનગર સામું ફરી કદી માથું ઊંચક્યું નહોતું. મુસલમાનોએ તોડી પાડેલાં અનેક મંદિરો એણે ફરી ઊભા કર્યા પોર્ટુગીઝ ઇજનેર જોઆઓ ડ લા પોન્ટીની મદદથી વિજયનગરના નિર્માણમાં તેણે ઘણી નવીનતાઓ દાખલ કરી. દક્ષિણ હિંદુસ્તાનમા ઠેરઠેર નજરે પડતા મોટા ગોપુરો પણ એના જ બંધાવેલાં છે. દક્ષિણમા હિંદુ ધર્મનો પુનરુદ્ધાર તેને હાથે જ થયો. વેદોના ભાષ્યોના મુખપાઠોને એણે પુસ્તકોમા ઉતરાવ્યા. પોર્ટુગીઝ ગવર્નર અલબુકર્ક સાથે સંધિ કરી, બ્રાહ્મણી રાજ્યોનો પોર્ટુગીઝો સાથેનો વેપાર તોડી પાડી, એણે વિજયનગરનો વેપાર ખૂબ વધાર્યો. એ વેપારે વિજયનગરની સમૃદ્ધિ પર કળશ ચડાવ્યો અને તે 'પૂર્વની મહારાણી' તરીકે જગતખ્યાત બન્યું. વિદ્યાનો એ ખૂબ રસિયો હતો ને ઘણા કવિઓને એણે પોષ્યા હતા એની પોતાની સ્ત્રી પણ કવિ હતી. એમ તો વિજયનગરના ઇતિહાસમાં ઘણીયે રાણીઓ વિદ્વાન અને કવિ થઇ ગઇ છે અને એમનાં લખેલાં સંસ્કૃત કાવ્યો હજુ દક્ષિણમાં પ્રચારમા છે. ગંગાદેવી અમ્મા, તિરુમલાદેવી અમ્મા, ગંગાદેવી અને રામભદ્રમ્માનાં નામો તેમાં મુખ્ય ગણી શકાય.

દેવરાયના વખતમા વિજયનગરમાં વહાણો નાંગરવાનાં જે ૯૦ બારાં હતાં તેની સંખ્યા કૃષ્ણદેવરાયના વખતમા ૩૦૦ એ પહોંચી. વિજયનગરના વેપારીઓ ત્યારે એકલા હિંદનાં જ બંદરોથી નહિ, પણ કંનાન, સોકોત્રા, અરબસ્તાન ને મિસર સુધી વેપાર ખેડતા હતા ને વેપારમાં લક્ષ્મી વસે છે એ તથ્યાનુસાર લક્ષ્મીની એ મહારાજ્ય પર પૂરી મહેર જામી હતી. એ વેપારને પ્રતાપે જ કૃષ્ણદેવરાય પોતાની માની સંવત્સરી પ્રસંગે એકેએક બ્રાહ્મણને સોનાનો આખો ભેટ આપી શકયો હતો. એના વખતમાં બંદરો માટેનો ખાસ દારોગો નીમવામાં આવ્યો હતો. કેટલાકનો મત એવો છે કે તેના અમલથી દસ વર્ષ પહેલાં આવીને પોર્ટુગીઝોએ હિંદનો કિનારો સર કર્યો નહોત તો એ નૌકાસૈન્ય પણ ઊભું કરત.

પરંતુ મુસલમાનોને હરાવી બહુ ઉદ્ધત થવા ઉપરાંત એક બીજું પણ પાપ એણે પોર્ટુગીઝોનો વિશ્વાસ કરવામા કર્યું હતું. એણે જ તેમને ભાટકલમાં કિલ્લો બાંધવાની મંજૂરી આપી હતી અને પાંચ સો પોર્ટુગીઝોને પોતાના અંગરક્ષકો નીમ્યા હતા. આમ સત્તા પર આવેલા એ પોર્ટુગીઝોએ એ રાજ્યના જ હિંદુઓને ઉખેડી નાખવાની પ્રવૃત્તિ આદરી અને ભાટકલની રાણીએ પોર્ટુગીઝ શહેનશાહનું રક્ષણ સ્વીકારવાની ના પાડતાં ઍલ્ફોન્સો ડી સોઝાએ આખા શહેરને બાળી નાખી હિંદુઓની કત્લ ચલાવી. મુસલમાનોથી હિંદુઓને બચાવવા નીકળેલો કૃષ્ણદેવરાય પોર્ટુગીઝોની આ દગાખોરી સામે તદ્દન લાચાર નીવડ્યો હતો.

ઇ.૧૫૨૫ લગભગ એ માંદો પડ્યો કે એવોજ એ કમનસીબ સામ્રાજ્યની ઓહાગત પ્રપંચખોરોએ પાછો દેખાવ દીધો. એના પુત્રને ઝેરથી મારી નાખવામાં આવ્યો. પ્રધાન સાલુવ તિમ્મ ઉપર આ બાબતનો એને શક ગયો એટલે પોર્ટુગીઝોની મદદથી તેને, તેના ભાઇને

એ છીન્યું, પાડોશી રાજ્યોની ને પોતાની પ્રજાની નબળાઈ પર; એ નષ્ટ થયું પોતાનાં જ પાપોના ગંજ પર. નવ નવ ચોરસ માઈલનો પટ રોકી ઊભેલાં એનાં ખંડિયેરો આ જ સુધી એ રડી રહ્યાં છે,—પોતાના સર્વતોમુખી વિધ્વંસ પર નહિ: હિંદુપતની ભીષણ કારુણિકા પર

અને પુત્રને પકડી મગાવી, તેમની આંખો ફોડાવી નાખી

પણ આથી તો અવ્યવસ્થા ઊભરી વધી. સરદારોએ એક પછી એક બંડ ઉઠાવવા શરૂ કર્યાં ને એ શમાવવા અશક્ત એવા કૃષ્ણદેવરાયે પોતે જમાવેલા સામ્રાજ્યની પીંખાવટ જોતાંજોતાં જ દેહત્યાગ કર્યો એના પછી એનો ભાઈ અચ્યુતરાય ગાદીએ આવ્યો, પણ થોડા જ સમયમાં એનું અવસાન થયું, એટલે કુમળી વયના એના પુત્રને ગાદીએથી ઉઠાડી મૂકી રામરાજા નામના સરદારે સદાશિવરાય નામના એક રાજકુટુંબીને બીજા સરદારોની મદદથી ગાદીએ બેસાડ્યો ને પોતે પ્રધાન બન્યો

આ રામરાજાએ બ્રાહ્મણી રાજ્યોની ફાટફૂટનો ખૂબ લાભ ઉઠાવવા માંડ્યો પ્રસંગ જોઈ એ એક યા બીજા રાજ્યની મદદે પહોંચી જતો ને સારો જેવો બદલો મેળવતો આને લઈને બ્રાહ્મણી રાજ્યોની સત્તા દિન પર દિન ઘટવા લાગી. પણ એ સ્થિતિ ઝાઝો સમય ન રહી રામરાજાની ઉદ્ધતાઈએ બ્રાહ્મણી રાજ્યોને એ પરિસ્થિતિનું વહેલું ભાન કરાવી આપ્યું ને બ્રાહ્મણી સત્તાના એ પાંચે ફણગાઓએ એકત્ર થઈ વિજયનગર સામે સૈન્યો માંડ્યાં. ઈ ૧૫૬૫ના જાન્યુઆરીની ૨૩મી તારીખે વિજાપુર સરહદમાં આવેલા તાલિકોટ મુકામે ભયંકર યુદ્ધ થયું ને તેમાં વિજયનગરનો પરાજય થયો. લાખો હિંદુઓની કતલથી આખી તુંગભદ્રા લોહીથી રંગાઈ ગઈ નાસતો રામરાજા અહમદનગરના નિઝામશાહના હાથમાં પકડાતાં તેણે તેનો શિરચ્છેદ કરાવી નાખ્યો. વિજયી મુસલમાન લશ્કર યુદ્ધભૂમિથી વિજયનગર તરફ ઊપડ્યું ૭ મહિના સુધી એકધારું એ શહેરને તેણે લૂંટ્યે રાખ્યું એ લૂંટ એટલી તો વિપુલ હતી કે એકેએક સૈનિક માલેતુજાર બની ગયો. કશું તેમના હાથે ન બગાડતાં પામ્યું ખૂબ મજબૂત પથ્થરથી બંધાયા સિવાયનાં બધાં મકાનો, મંદિરો, મૂર્તિઓ વગેરેનો નાશ થયો ને શહેરીઓની ભયંકર ખૂનરેજી થઈ

૭ મહિના પછી કંઈક મગ્ન થતા મુસલમાનોએ વિજયનગર છોડ્યું કે પેનુકોંડા નામી જઈને છીન ગયાવનાર, રામરાજાનો બચેલો ભાઈ તિરુમલ આગળ આવ્યો.

લાગ લાગ જમાવી, સદાશિવરાયને પદભ્રષ્ટ કરી એણે ગાદી હાથ કરી. એના અવસાન પછી એના પુત્ર શ્રીરંગ, રામ અને વ્યંકટે રાજ્યના ત્રણ ટુકડા પાડી નાખ્યા. એમાંનો શ્રીરંગ અવસાન પામ્યો કે વડેયર નામના સરદારે બંડ જગાવ્યું, બીજા ભાઈ રામરાજાને મારી નાખ્યો ને શ્રીરંગપટ્ટમની આજુબાજુનો મુલક છીતી લઈ પોતાનું સ્વતંત્ર રાજ્ય ઊભું કર્યું. આ વડેયર તે મ્હૈસુર રાજ્યનો આદ્ય સ્થાપક

મરાઠાઓના બળવા અને ઉત્તરેથી મુસલમાનોની ચડાઈઓનો ત્રાસ સહેતા સહેતા જ ત્રીજા ભાઈ વ્યંકટે પણ ઈ ૧૬૧૪માં જીવન સમાપ્ત કર્યું ને એનું અવસાન થતાં જ જગરાય નામના એક સરદારે આખા રાજકુટુંબની કતલ ચલાવી રાજગાદી હાથ કરી ને રાજવંશમાંના એક શ્રીરંગને 'શ્રીરંગ ત્રીજા'ના નામે ગાદીએ બેસાડી પોતે પ્રધાનપદ લીધું એ જ અરસામાં મદુરા અને જિંજીના સરદારોએ પણ પોતાને સ્વતંત્ર જાહેર કર્યા.

આ શ્રીરંગના વખતમાં વિજયનગરની ખવાઈ ગએલી કરોડ સાવ તૂટી ગઈ વિજાપુર ને ગોવળકોંડાએ એ આથમતું સામ્રાજ્ય પોતપોતામાં વહેંચી લેવાનું નક્કી કર્યું ને હલ્લા શરૂ થયા શિવાજીનો બાપ શાહજી વિજાપુરનો સેનાપતિ હતો પહેલી વખત ચડાઈ કરી, શ્રીરંગને પરાજય આપી, મ્હૈસુરની પૂર્વનો બધો મુલક તેણે ખાલસા કરી દીધો ને બીજી વખત આવી જિંજી સુધીનો બધો મુલક ખાલસા કર્યો. પરાજિત શ્રીરંગ પહેલાં તો મ્હૈસુરના આશ્રયે રહેલા, પણ પછી તેનું શું થયું એ અજ્ઞાત જ છે. શિવાજીએ તેની રાણીને નિર્વાહ માટે રૂ. લાખ કરી આપેલો એ મળી આવ્યો છે. આ શ્રીરંગ વિજયનગરનો છેલ્લો સમ્રાટ.

હિંદુત્વના રક્ષણ માટે ઊભા થએલા વિજયનગરના સામ્રાજ્યનો આ ટૂંક ઇતિહાસ હિંદુ ધર્મ માટે એણે કંઈ ઉચ્ચતર કાર્ય કર્યું હોય તો મંદિરો ને ગોપુરો બંધાવવા ને વેદ ઉપરના ભાષ્યો પ્રસિદ્ધ કરવા. એ સિવાય હિંદુ ધર્મે એની મારફત કશા સદાચારો મેળવ્યો નથી. ફિરંગીઓના જુલમ સામે હિંદુઓને એણે કશી

શરતે આપી નહોતી હિંદુઓને વટાળનારા ફિરંગીઓ અને પચીસ હજાર ઉપરાંત મુસલમાનોને તેણે લડવા માટે લાંચ આપીને પણ પોતાના લશ્કરમાં રાખ્યા હતા એ તેનું કયું હિંદુત્વ સૂચવે છે? અરે, એનો છેલ્લો રાજા તો રાજ્ય ટકાવવા માટે શાહજાદાં સદાય ગાજે તો મુસલમાન બનવા પણ તૈયાર થયો હતો! અને એક રાજા તો આદિલશાહથી હાર્યો ત્યારે પોતાની કુંવરી તેને પરણાવી સંધિ કરી હતી!!

અને હિંદુપણાને જવા દઈએ તો માત્ર પૈસાને ખાતર જ અંગ્રેજો ને પોર્ટુગીઝોને જમીન ને વેપારના કાયમી પટા લખી આપીને એ સામ્રાજ્યે હિંદુસ્તાનનો ઓછો દ્રોહ કર્યો છે? હા, એણે એક વાતનો દ્રોહ નહોતો કર્યો ને તે બ્રાહ્મણોના વર્ચસ્વનો. એ વર્ચસ્વ વધારવા બ્રાહ્મણોએ ત્રણસો ધાંચીઓને જનોઈ આપીને બ્રાહ્મણ બનાવી દીધા તેનો પણ એણે વિરોધ નહોતો કર્યો. બ્રાહ્મણોએ પણ દક્ષિણાના સ્વાર્થે સામ્રાજ્યનો વિરોધ ઠેઠ સુધી કરેલો જણાયો નથી.

એની એક વાત સૌથી આગળ તરી આવે છે અને તે, જેની પરદેશી મુસાફરોએ પણ વાહવાહ પોકારી છે એ સમૃદ્ધિની. પણ એ સમૃદ્ધિ કયા માર્ગે સંચિત થયેલી હતી? રૈયત પાસેથી રૂપિયે સાડા તેર આના મહેસુલ વસુલ કરીને! ભરવાડ, ગોવાળ, સાધુ સંન્યાસી, વૈરાગી અને ગોસાંઈઓ સુદ્ધાં પાસેથી પણ કર ઉઘરાવીને. કરથી પ્રત્યક્ષ રીતે મુક્ત હોય એવો એકે માણસ એ સામ્રાજ્યમાં નહોતો. અને એટલે જ એનો આખરી ફેંસલો થતા સુધીમાં પ્રજાએ એ સામ્રાજ્ય તરફ કદી ભાવ દેખાડેલો નથી. તાલિકોટના એક જ આઘાતથી નહિતર સામ્રાજ્ય આખું ભાંગી ભુક્કા થઈ જાય એ શક્ય છે? મરાઠાઓના સામ્રાજ્યને તો ઠેઠ ઔરંગઝેબના વખતથી સ્મૃતિશેષ બનાવવાના પ્રયત્નો થતા આવ્યા હતા; પાણીપતના મેદાનનો એ આઘાત એમને માટે ઘોર હતો; છતાં એ જીરવ્યું. એનું કારણ, એની જમાવટ પાછળ પ્રજાની જે ઊંડી ઊર્મિશીલતા હતી એનો આ હિંદુ સામ્રાજ્યમાં બિલકુલ અભાવ હતો.

અને એનું લશ્કર જોઈએ તો સંખ્યામાં તો આજ પણ આપણને છક્ક કરી દે તેવું હતું. હાથી, ઘોડા, બળદ અને પાયદળ એવી ચતુરંગી તો એની સેના હતી. પણ એવા જબરા લશ્કરને નામે, કૃષ્ણદેવરાયે આદિલશાહને હાર આપી એ સિવાય કયો મહત્ત્વનો બનાવ ચડ્યો છે!

સંવત્સરી પ્રસંગે શ્રીરામની અયોધ્યા સાથે આ સામ્રાજ્યની સરખામણી કરવામાં આવી છે! બાર બાર હજાર સ્ત્રીઓને રણવાસમાં પૂરનારા એના શાસકો કયા અર્થમાં રામ જેવા હતા એ તો એના તુલનાકારો જાણે! ને અંતઃપુરમાંની એ દરેક રાણી માટે પાછી હીરા, મોતી ને સોનાનાં આભૂષણોથી સજ્જ ૬૮ છોકરીઓ તહેનાતમાં રહેતી હતી!! આવા સમ્રાટોને, એમણે હિંદુઓનાં મંદિરો ને ગોપુરો બંધાવ્યાં અને વેદોના ભાષ્યોનો ઉદ્ધાર કર્યો એટલા જ ખાતર હિંદુત્વના તારણહાર બનાવવા આપણે નીકળ્યા છીએ!

એ પ્રવૃત્તિ માટે એમણે યોજેલા આવકના પ્રવાહો તો ઉપર જણાવી દીધા છે એટલું જ બસ નહોતું. પ્રજાની સહીસલામતી માટે પોલીસનું ખર્ચ એ દરેક વેશ્યા પાસેથી મહિને બે દિવસની કમાણી જપ્ત કરીને કાઢતું હતું! અને જે વેશ્યા એ આપવાની ના પાડે તેને એક હજાર ફટકાની સજા ફરમાવવામાં આવતી. આ પદ્ધતિ મૌર્યસામ્રાજ્યમાં હતી ને કૌટિલ્યે તે સ્થાપેલી. વિજયનગરે બધી બાબતો જેમ રાજનીતિની આ પદ્ધતિનું યે અનુકરણ કર્યું! પાછળથી મુગલ સમ્રાટોમાં શાહજહાંએ પણ પદ્ધતિ સ્વીકારી હતી. વળી એ જ કૌટિલ્યની નીતિને અનુસરી, હજારોની સંખ્યાની રાણીઓ ઓછી પડતી હોય તેમ વિજયનગરનો સમ્રાટ તેતાળીસ વેશ્યાઓ પોતાની તહેનાતમાં હાજર રાખતો. એના મોટા ભાગના શાસકોની સક્રિયતા રણવાસ પૂરતી જ હતી. દુશ્મન આવશે તો ખંડણી આપી પાછો વાળી દઈશું એ એમનું માનસ!

વીરબલ્લાળનો આદર્શ એ સામ્રાજ્ય પૂરો ન કરી શક્યું. એ સિવાય એના જીવવાનો કશો અર્થ ન હતો, અને થવો જોઈતો હતો એમ જ એનો અંત થયો. પણ આજ છસો વર્ષ પછી એ સામ્રાજ્યનાં, મોરનાં આંસુ જેવાં રોદણાં રડી આપણે કયો અર્થ સાધવા માગીએ છીએ?

આપણા લાગણીપ્રધાન હિંદુ માનસને એ લુપ્તનામા સામ્રાજ્યના અવશેષ રૂપે આજ ઊભેલાં હંપી ને કંપિલાનાં ખંડિયેરો કદાચ 'રડતાં ખંડિયેરો' નું સૂચક લાગે; પણ એમનું એ રડવું ગતવિભવસ્ફુરિત શોકગીત છે કે નિર્માલ્ય ને પોકળ જીવનાત પરના મરસીઆ રૂપે છે એ જાણવા એમનું અંતર કોણ ઊકેલી શકે? 'અનિકેત'

દાખવે છે, એ વિચારતાં બાઇ કુમી-આનું ફોટોચિત્ર સંઘરી રાખવા જેવું ગણાય. દેશી કારીગરના ફોટો-ચિત્રમાં ડોસસાથી ખરેખુ ઇનામલનું વાસણ આબુગતું ગણાય. વળી, તેના વર્ણુ સફેદ હોવાથી પણ તે આંખને ખૂંચે છે ને ચિત્ર નબળું પડે છે

પક્ષી સંગ્રહાલયમાં લીધેલા 'મયૂર'ના ફોટોચિત્રમાં ટેકનીક ઠીક છે; પણ ચિત્રને આજુબાજુથી ખૂબ કાપવાની જરૂર હતી ઉપરની ધારથી એક ઇંચ અને ડાબી બાજુ-થી તેમજ નીચેથી અરધો ઇંચ કાપીને અમે છાપેલુ ચિત્ર રજુ થયુ છે. ત્રીજું ઇનામ જીતનાર બાઇ જરાવત ઠક્કરના ફોટોચિત્રમા પણ કાતરનો છુટથી ઉપયોગ કરી, છા-પતાં અગાઉ ચિત્રને ડાબી બાજુની ધારથી પોણો ઇંચ અને ઉપરથી બે ઇંચ કાપ્યું છે. એથી ચિત્રનું લક્ષ્ય કેન્દ્રિત થાય છે અને ઝાડનાં થડોની અટવામણુ દૂર થતાં ચિત્ર-રચના સાદી અને આકર્ષક બને છે વિષયનાં હાસ્ય અને ભાવ સુન્દર રીતે ઝડપાયા છે. ફોકસિંગ સહેજ વધારે સારૂ હોત અને ચિત્રમા કૉન્ટ્રાસ્ટ (Contrast) હોત તો તે ઉત્તમ કોટિનું ચિત્ર બનત. 'પ્રણિપાત'ની ફોટોગ્રાફી સારી છે, પરંતુ છાયાચિત્ર-ને અનુકૂળ પાત્રની ગોઠવણી નથી.

'ગોપી'ના પાડનારે બહુ જ સા-નુકૂળ સંજોગોમા બરોબર યોગ્ય પળે ચાપ દાબીને ભાવયુક્ત છબી ઉતારી છે, પરંતુ એકસ્પોઝર વધુ-પડતું હોવાથી વણુભેદ ઊડી ગયો છે. બાઇ આસરે વિષયને પ્રતિકૂળ પ્રકાશમા એકસ્પોઝર કરેલુ છે. દરવાજા ઉપર જ ઝાડનો પડછાયો પડે છે અને વિષયનાં નૈસર્ગિક અંગો ચિત્રમાં ઉતારી શકાયા નથી. 'બા-રીમાંથી' ફોટોચિત્રની ટેકનીક નબ-ળી છે; ચિત્રસંયોજનમાં ડીઝાઇનનો અભાવ છે. બલવન્ત ભટ્ટ



કિર્લોસ્કરનાં કટાક્ષચિત્રો (ક્રમાંક ૪) અમોઘ અંકુશ

(ચિત્રકાર - શંકરરાવ કિર્લોસ્કર . . . લેખક - પ્રોફેસર ના. સિ. ફડકે)

સ્વાતંત્ર્ય મેળવવાનું સાચું હથિયાર તે સ્વતંત્ર વિચાર! આ લક્ષમાં લઇને દરેક જણે પોતાની જિંદગીના પ્રશ્નોનો સ્વતંત્ર બુદ્ધિએ વિચાર કરવો જોઇએ. અમુક વ્યક્તિ આમ કહે છે અથવા અમુક ગ્રંથ તેમ કહે છે એટલે અમુક બાબત કરવી જ જોઇએ એવું માની લેવાની ટેવ છોડી દો. શક્ય એટલી પોતાની જ વિવેકબુદ્ધિ વાપરો. એની તીક્ષ્ણુતા કદી ઘટવાની ન હોતી. 'હું જે કહું છું તેને રૂઢિનો અગર પરંપરાનો ટેકો નથી' એવા ભયથી ગભરાવાનું છોડી દો, કારણ કે પરંપરાને પૂછડે વળગેલા કોઇની આજ-સુધી કદી પ્રગતિ થવા પામી નથી દુનિયા એ કોઇ અજસ્ત્ર ગજરાજ સમી છે તેને પાછી વાળવા રૂઢિ અને પરંપરા હમેશાં પડાપડી કરી રહી છે. જેને દુનિયાની પ્રગતિ ઘડવાની છે તેણે તો એ પૂછડું છોડીને સ્વતંત્ર વિચારનો અંકુશ જ દુનિયાને ભોંકતા થવું જોઇએ

અંકુશનો મર્મભેદ થતાં હાથી જેમ આગળ ચાલે છે, તેવી જ રીતે તમારા સ્વતંત્ર વિચારોથી સમાજનું મર્મસ્થાન તમે સાધ્યું એટલે તે જાગ્રત થઇ આગળ વધવાનો જ.

# મારી નજરે (અનુસધાન પાછળના પાન ૩૪૭થી)



જાપાનના જાણીતા નૃત્યાચાર્ય મિ જાુસુકે હીનાયાગી અને તેમના પત્ની

## જાપાનનાં નૃત્યો

● ટોકિયોમા અગત માલિકીની નૃત્યશાળા જોવાની અમારી બહુ ઇચ્છા હતી એટલે અમારા ગાઇડ મિ આપાનોને તેનુ સરનામુ મેળવવા કહેલુ તણે તરત કહ્યુ કે પોતે એક જાણીતા નૃત્યકને પિછાણે છે એ માણસે જાપાની હબે લગભગ ૧૦૦ નવા નૃત્યો સર્જ્યા છે અને તેની ગ્રામોફોન રેકર્ડો ઘરો તેમજ શાળ ઓમા વપરાય છે એ નૃત્યો પર તેણે એક ગ્રથ પણ બહાર પાડયો છે. ટેલીફોનથી તેને પૂછતા તરત આવવા કહ્યુ અમે ત્યા પહોચ્યા ત્યારે જાપાનમા ભાગ્યે જ નજરે પડે એવો એક રૂપાળો ગૃહસ્થ અમને મળવા ગેસ્ટ થયો તે જાપાનના જાણીતા નૃત્યાચાર્ય જુસુકે હાનાયાગી હતા. તેમના પ ની ઠાવકા, બેઠા ઘાટના, પણ બહુ સલજ્જ—જાણે કોઈની સાથે આખ મેળવતા પણ કપતા હોય એવા સન્નારી પણ મેં જાપાનના નૃત્યલેખોમા એ બનેના નામ અગ્રપાને મૂકાએલા વ ચ્યા હતા એ બનેએ ભાવથી અમ રૂ સ્વા ત કર્યુ અને પછી ઉપરના નૃત્ય ગૃહમા લઈ ગયા

જાપાની નૃત્યગૃહની કલ્પના આપણા માટે જરા મુશ્કેલ છે ગેક જ ઓરડામા જરા દૂર એક ફૂટ ઊચુ પાટિયાનુ પ્લૅટફોર્મ મૂકેલુ અને ભીંતો પણ પાટિયાની વારનીશ કરેલી લીસી સાફસફ હતી ત્યા કેટલાક વિદ્યાર્થીઓ રોજના સમય પ્રમાણે શીખવા આવેલા તે રાહ જોતા હતા તેમા સારા ઘરના ફૂટડા બાળકો, બાળકીઓ અને તરુણો પણ હતા બધાએ જાપાની કિમોનો પહેર્યા હતા અમારી ખાતર એક તરુણ કન્યાએ નૃત્ય આરભ્યુ સાજમા માત્ર ત્રણ તારનો એક જાપાની સતાર તે સાથે વગાડનાર નૃત્યનો પ્રસગ ગાવા લાગ્યો ત્યાર તદ્દન જૂનો જમાનો જાગતો થતો લાગ્યો પણ નૃત્યકારોની ચીવટભરી હીલચાલો, ગભીરાઇ અને તાલબદ્ધ છતા છટાદાર અગભગીઓ જોતા કલા અને રસિકતાનુ નવુ જ દર્શન થયુ જે પાત્ર નેપથ્યમા રહેવાનુ હોય તે ભીંત પાસે અવળુ મો રાખી બેસી રહે છે તેનો પ્રસગ આવે એટલે તે આગળ આવીને નૃ ત્યમા 'પૂર્તિ' આપે છે જાપાનમા આ નૃત્યો ઘરમા, સમાજમા, અમે ત્યા આનદ અને ઉલ્લાસ પ્રેરી રહ્યા છે ખરી ખૂબી તો એ છે કે જાપાનના શિક્ષણમા તે ઓતપ્રોત થઇ ગયા છે

૨ મ.શા

# પંડિત અજોધ્યાપ્રસાદ

(અનુસધાન પાછળના પાન ૩૪૨થી)

ને માગ કમનસીબે પડિત અજોધ્યા પ્રસાદ મદ્રાસી નથી. એમણે મદ્રાસ માટે ઉદાર દિલે આ માન જતુ કર્યુ ન હોત તો આવુ જોખમદારીભર્યુ પદ એમના સુયોગ્ય રીતે જ અર્પણ કરવા મા હુ કૃતકૃત્યતા માનત'

પણ એ પ્રશસ્તિના પડઘા શમે એ પહેલા તો ઇ ૧૮૯૨ના જાન્યુઆરીની ૧૧મીએ પડિતજીનુ અવસાન થયુ ઇંગ્લડમા હિંદ માટેની ચાથાક લડત ચલાવનાર હિંદમિત્ર ચાર્લ્સ બ્રાડલૉની ગમગીની હજુ હિંદ ભૂલ્યુ ન હતુ ત્યા લાગેલા આ આઘાત જબરો ગણાય 'ઇન્ડીઅન મિરર' નામના બગાળી પત્રે એમને 'the very pillar of strength who overwhelmed the whole country from Mount Everest to Cape Comorin' એ શબ્દોથી અજલિ આપી અલ્લાહાબાદ અને કલકત્તા યુનિવર્સિટીએ શિક્ષણના આગ મદાન્યાની ખોટ દર ગાવતુ સાર્યો અને અલ્લાહાબાદના ચાફ જસ્ટીસ આન મિ નૉકસે પણ એવા ચુનદા કાયદાશાસ્ત્રીના અવસાન પર દિલગીરી પ્રદર્શિત કરી

પણ પડિતજીના અવસાનથી આખા દેશને લાગેલા મર્મભેદ આઘાતનો સાચો ક્યાસ કોણ કાઢી શકે? નાગપુર પછીની બેઠકનુ પ્રમુખપદ એમને જ આપવાનુ સર્વાનુમતે નક્કી થયુ હતુ. પણ એ સુધન્ય અવસર માણવાનુ સદ્‌ભાગ્ય એમને ન મળ્યુ

એ વધુ જીવ્યા હોત તો કૉંગ્રેસમા પાછળથી જન્મેલી ઝિંદાદિલી એમણે વહેલી જન્માવી હોત એ નિ શક છે.

અશોક હર્ષ

# મારી સફર

**ભટકતો ભિખારી બનવા નહિ પણ મારી ધગશ ઠંડી કરવા સાબરમતીના પુણ્યતીરે કફની ધારીને સંતસમાજનો એ પુણ્યપોષાક દીપાવવાનો સંકલ્પ કરી, હું જીવનયાત્રાના જે પથે પડું છું તેનો**

**પહેલો દિવસ**

જીવન-યાત્રાનો પથ ન કળી શકાય એટલો લાંબો છે. એનો યાત્રી કેવળ આગળ જ ધપી શકે છે; યાત્રા પૂરી કર્યા વિના પાછો તો નથી જ ફરી શકતો, પણ પાછું વાળીને ય નથી જોઈ શકતો. જે રસ્તેથી આવ્યો તે રસ્તે હવે કદી પાછો જઈ શકશે જ નહિ. એણે તો આગળ ને આગળ જવું જ રહ્યું. માટે જ જન્મો વીતવા છતાં એનો જીવન-પથ તો નવો જ રહે છે; ગયું તે ફરી પાછું આવવાનું નથી, જોયું તે ફરીને જોવાનું નથી.

જીવન-યાત્રાનો પથ મહા વિકટ તો છે જ. એની દિશાઓ અનંત છે. પળેપળે એ દિશા બદલાયા કરે છે. પથની ચારે કોર વનો, પહાડો, કોતરો, ઝરણો, નદીઓ મહા વિકટ દૃશ્ય ખડું કરે છે. ક્યારેક તો એ બધા જીવન-પથને એવો સાંકડો બનાવે છે કે યાત્રી જરાકે ય અસાવધાન રહ્યો, કે ધોધમાર વહી જતી નદીના કાળા ભમ્મર અથાગ જળમાં, ઊંડી ખીણમાં, નાગ સમી અંધાર ઝાડીમાં કે ભીષણ ઝરણના વમળમાં ઊછળી જ પડ્યો જાણો. પછી ફરી ક્યારે પથ પર આવે એ કહી ન શકાય. એવા અસંખ્ય પથચ્યુત યાત્રીઓની અકળામણના કરુણ, ભીષણ, રોમાંચક અને દુ:ખભર્યા અવાજો જીવનપથની આજુ-બાજુ અસ્પષ્ટ રીતે સંભળાયા કરે છે, પણ યાત્રી પોતાનો રસ્તો કાપવામાં એવો તો લીન બન્યો હોય છે, કે એને એ અવાજો નથી સંભળાતા. જરા થોભે, જરા વિચારે, જરા અંતર્મુખ બને તો જરૂર સાંભળી શકે—પણ એટલો વખત ક્યાં? ધૈર્ય ક્યાં, શાન્તિ ક્યાં, જિજ્ઞાસા ક્યાં?

મારી યાત્રાની પગદંડીની ચારે બાજુ ઘણુંઘણું હશે પણ મને એ કશું સંભળાતું કે દેખાતું નહોતું.

સૂર્યનાં કુમળાં કિરણો, સાબરમતીના પ્રાત:કાળનાં દૂર્વા જળથી તરબોળ થએલા મારા શરીર પર પ્રતિબિંબિત થયાં. પૂર્વાભિમુખ ઊભા રહીને મેં હાથમાં પાણી લીધું. ઠંડીથી શરીર કાંપતું હતું. દાંત કટકટતા હતા. 'હે પ્રભો!' બોલ્યો કે ઠંડા પવનનો એક સુસવાટો મને કંપાવીને ચાલ્યો ગયો. કદાચ મને ચેતવણી આપવા જ આવ્યો હશે કે, ચેતજે! પ્રતિજ્ઞા એ વ્યાવહારિક શોભા નથી. ભાષાની સુંદરતા વધારનારૂં એ આભરણ નથી. એને જીવંત રાખવા માટે જીવનનું સત્ત્વ નીચોવી પાવું પડે છે. પણ મેં એની કશી યે પરવા ન કરી; પ્રતિજ્ઞા બોલ્યો; અક્ષરશ: આ જ નહિ, પણ આ જ ભાવની:

'પ્રભો' આજથી હું સંતસમાજનો પુણ્ય પોષાક કફની ધારણ કરીશ. વનમાં જતા રામે અને લક્ષ્મણે એ કફની પહેરી હતી. આજ હું એ પહેરૂં છું. મારામાં શક્તિ ભરજે, ધૈર્ય અને શાન્તિ પૂરજે. હું એ કફનીને શોભાવું એવી બુદ્ધિ આપજે. હું ભટકતો ભિખારી નથી બનવા ઇચ્છતો. હું તો મારી ધગશ ઠંડી કરવા તલપું છું.'

સૂર્યને પ્રતિજ્ઞા-અર્ઘ્ય આપીને કાંઠે આવ્યો. કફની પહેરી. પોટલું બગલમાં દબાવ્યું અને ચાલતો થયો.

સાબરમતીને કાંઠે કાંઠે ઉત્તર દિશામાં ચાલવા માંડ્યો. યાત્રાનો કાર્યક્રમ વિચાર્યો નહોતો. ચાલતાં ચાલતાં એ પ્રશ્ન ખડો થયો. જવાનો માર્ગ તો નક્કી કરવો જ જોઈએ પણ થોભવા જેટલી હિંમત નહોતી. હજુ અમદાવાદની હદ હતી. કોઈ ઓળખીતો મળી જાય તો રેવડી થવાનો ડર હતો. જે સામે મળતું તે નજર સંતાડીને મને જોતું હોય એવું લાગ્યું. મને થયું, કદાચ મારો વેશ બંધબેસતો નહિ હોય. એટલે તો ઉતાવળે પગલે ચાલવા માંડ્યો. વારેવારે કફની પહેરેલ લક્ષ્મણની મૂર્તિ યાદ આવતી. મને કફની એવી શોભતી હશે કે નહિ તે વિચારતો જતો.

શહેરનું વાતાવરણ વટાવી ગયો એટલે એક ઝાડ તળે બેઠો. અભ્યાસનાં પુસ્તકો સાથે લીધાં હતાં. નકશાપોથી કાઢીને કાશીનો માર્ગ જોવા બેઠો. અમદાવાદથી કાશીનો રસ્તો પૂછવો એ તો મૂર્ખાઈ જ લાગી. દિશા નક્કી કરીને જ આગળનું ગામ પૂછતા જવું.

અમદાવાદમા દૂધ વેચીને આવતી ત્રણ ચાર સ્ત્રીઓ સાથે થઇ આગળ કયુ ગામ આવશે એ મેં પૂછ્યુ -બારણેઓએ મને તો બનાવવા જ માડ્યો ખડખડાટ હસની જાય ને પૂછતી જાય હું કઇ જવાબ ન આપુ તો બદલામા બીજી ગમારણ જવાબ આપીને બગ કરે

'મા'રાજ, ભગવાન મલ્યા કે?' એકે પૂછ્યુ 'તપ કરી કરીને મા'રાજ થાચ્યા જ્યા મૂ તે ભગવાન ન મલે 'લી?' કહીને બીજી હસી 'હેં મા'રાજ' ત્રમ, નાહી આયા મો?' 'મા'રાજને આયો વેરાગ મા'રાજ જાય મૂ હિમાળે તપ કરવા'

હું તો ડઘાઈ જ ગયો કાટો વાગ્યાનો ડોળ કરીને પાછળ રહી ગયો મારા વેશ ઠીક નથી એ તો નક્કી થઇ ગયુ ગમે તેમ પણ હવે તો નિભાવી જ લવાનો નિશ્ચય વધારે દઢ થયો પરિસ્થિતિને નિભાવી લેવામા સફળતાનો અશ સમાએલો છે મૂળ ઉદ્દેશ તરફ એક ડગલુ આગળ વધાય કે પરિસ્થિતિથી કાયર બની જનારે સફળતાની ખાસ આશા ન ગણવી જોઇએ મારામા આ વખતે આ બધી વિચારસરણી નહોતી મારા ધ્યાનમા એ આવી શકે એવી સ્થિતિ પણ નહોતી છતા અજાણતા એ સહજ થઇ ગયુ

લગભગ અગિયાર વાગતા એક ગામને પાદર નીકળ્યો સામે જ કુવો હતો સ્ત્રીઓ પાણી ખેંચતી હતી પાચ સાત છોકરાઓ રમતા હતા કુવા પાસે થઇને હું નીકળ્યો કે કેટલીક સ્ત્રીઓ ખડખડાટ હસી પડી છોકરાઓનું ધ્યાન મારા તરફ ખેંચાયુ પોતાના જ જેવડો એક કફની ધારીને 'મહાત્મા'ના વેશ લઇ જતો જોઇ ખુશીમા આવી ગયા હેય 'હ્યા' આ કોણ!' કહેતા બધા છોકરા દોડી આવીને મને ઘેરી વળ્યા હસે ને તાળાઓ પાડે હું તો શૂન્ય થઇને ઊભો રહ્યો અજાણ્યુ કુતરૂ ગામના કુતરા વચ્ચે ઘેરાઈ જતા જે સ્થિતિમા મૂકાય છે, એવુ જ મારૂ થયુ હજી યે જ્યારે કોઇ અજાણ્યા કુતરાને ઘેરાએલુ જોઉં છુ ત્યારે એ પ્રસગ મને યાદ આવે છે પાચેક મિનિટ આ ખેલ ચાલુ રહ્યો ગામમાથી લેશ લાકડીને આવતા એક પ્રૌઢ માણસે છોકરાઓને શુ છે 'લ્યા' કહીને દૂર હાકી કાઢ્યા છૂટતાની સાથે જ હું તો ઝપાટાબેર ચાલતો થઇ ગયો

હવે તો મને નિશ્ચેય ખાત્રી થઇ કે મારો વેશ મને શોભતો નથી મારા વિચારો ભલે ઘણા ઊંચા પણ હુ હજી નાનો જ છુ. છતા હાર્યો નહિ મને વધારે દૃઢતા પ્રાપ્ત કરી

સૂરજ ઢળી ગયો હું બેચાર ગામ વટાવી ગયો થાક લાગ્યો અને ભૂખ પણ લાગી બાવા—સાધુ— કફની ધારીને બધે માગ્યુ મળે એવો મને પહેલેથી જ ખ્યાલ હતો એ પણ એક કળા છે અને ધધાદારી કુશળતા એમા રહેલી જોઇએ એનુ જરા યે ભાન નહોતું ઘણાઘણા ચોકઠા બાધ્યા ને તોડી નાખ્યા ગામમા જઇને માગી લાવવાનો વિચાર કરૂ, પણ ગામ આવે એટલે માગવા જવાની હિંમત ખસી જાય એમ સાજ પાડી દીધી પગ ઢીલા થઇ ગયા બધુ ધ્યાન પેટ ઉપર એકઠુ થયુ પાણી પી પીને થાકી ગયો હવે આવતા ગામમા જવુ અને માગી લાવી, પકાવી, ખાઇને પેટ ભરી લેવુ એવો ફરીફરીને દઢ વિચાર બાધ્યો ગામ આવ્યુ હિંમતે નાસવાનો પ્રયત્ન કર્યો, પણ તેને પકડી ઝાલી ગામ નાનું હતુ દરવાજામા તો પેઠો બેચાર કુતરા ભસ્યા થોડે દૂર ગયો ત્યા એક દુકાન જોઇ વળી નવુ આક્રમણ થયુ શરમે મને દબાવી દીધો એવા દબાણ નીચે પણ હિંમત ઊભી થઇ શકી નહિ ગજવામાથી એક આની કાઢી અને દુકાનદાર તરફ ફેંકી 'નવટાક ચણા આપો' દુકાનદારે ચણા તો જ્યા અને બે પૈસા કાપી લીધા

'નવટાકના બે પૈસા?'

'હા, હા'

'એક પૈસો જ હોય'

બે ચાર ઘરાક ઊભા હતા સૌ મારી સામે જોઇ રહ્યા

'લેવુ હોય તો લે નહિ તો ચાલતો થા. સાધુડા ચણા ખાશે?' વાણિયાએ કહ્યુ.

મને માનહાનિ જેવુ લાગ્યુ 'લો, લાવ' કહીને પડીકુ હાથુ આપ્યુ વાણિયાએ એક આની ફેંકી દીધી લઇને હું ગામ બહાર નીકળી ગયો સાધુ ઉપર વાણિયાને ભક્તિભાવ કેમ ન થયો એ મને નવાઇ જેવુ લાગ્યુ પેટ તરફ મન વળ્યુ, એટલે ચણા ન લીધા એ મૂર્ખતા જેવુ લાગ્યુ પણ હવે તો ગામ બહાર નીકળી ગયો હતો ગામમા અંદર ઘૂસેલો હવે પાછો વળુ જ શાનો?

ભૂખ્યોતરસ્યો બીજે ગામ જવા ચાલ્યો. મૂંઝવણ હવે વધવા લાગી. તેમાંય શરમાળ સ્વભાવને લઈને ધારેલું કામ કરવામાં ફાવી શકતો નહિ, એ મોટી આફત. સાધુના સ્વાંગમાં ફરનારે કોઈ પણ રીતે સાધનો મેળવી લેવાની કળાનો હવે મને જરા જરા ખ્યાલ તો આવવા જ લાગ્યો. પણ તે પહેલા દિવસ જેટલો બાલિશ હતો. વિચારમાં ને ધૂનમાં એક વાડી પાસે પહોંચ્યો. સૂરજદેવ વાડીની રીંગણી ઉપર છેલ્લો પ્રકાશ ફેંકતા હતા. નાની વાડ કૂદીને રીંગણીએ પહોંચી શકાય અને કુમળાં રીંગણાં તોડી ખાઈને ભૂખ શાન્ત કરી શકાય એવો ઊડતો ખ્યાલ આવી ગયો. વાડ પાસે ઊભો રહ્યો. જાણે કે રીંગણી મને બોલાવવા લાગી અને કુમળાં રીંગણાં તોડાઈ જવાના ભયથી પાંદડાં નીચે લપાવા લાગ્યાં.

મન બોલ્યું: 'કોઈ નથી. ખેડૂત દેખાતો નથી. લપકીને જા, રીંગણીની આડમાં રહીને રીંગણાં તોડી ખા.'

ભૂખે કહ્યું: 'જા, જા, ઠીક છે.'

ચિત્ત બોલ્યું: 'નહિ; ચોરી? પકડાઈશ તો? તારી આ કફનીની શી કિમ્મત? ના, ના; ન જઈશ.'

સ્તબ્ધ થઈને ઘડીક ઊભો રહ્યો. મનને માર્યું અને ચાલતો થયો. સૂર્ય ભગવાને વિદાય લીધી. ગોધૂલિ તો જગત પર શાંતિ પાથરવા માંડી હતી, પણ મારી ભૂખની વ્યથા ભૂલી ન શકાય તેવી હતી. આગળ જતાં મેં પંદર અને તેથી પણ વધારે દિવસોના ફાકા કર્યા છે, પણ આવું કષ્ટ એ વખતે અનુભવ્યું નહોતું. સ્વેચ્છાએ સ્વીકારેલા કષ્ટમાં અને ન છૂટકે સહવા પડતા કષ્ટમાં વેદનાનું સ્થાન કેવું છે તે સમજી શકાયું.

સંધ્યાના રંગો ઉપર રાત્રિના આગમનનો સૂચક ઝાંખો કાળો પડદો ઊતર્યો અને હું એક ગામના દરવાજા પાસે જઈ ઊભો. ગામ નાનું હતું. નામ યાદ નથી. ત્યાંથી પેથાપુર થોડે જ છેટે છે. મારી એ વખતની નોંધપોથી એક મિત્ર પાસે રહી ગઈ અને મિત્રનો પછી પત્તો જ ન મળ્યો. એવાં કેટલાં યે સ્મરણ તેમાં રહી ગયાં છે. વિચાર્યું, કે ગામમાં ઠાકોરમંદિર હશે ત્યાં જાઉં. કોઈ સાધુ તો ત્યાં હશે જ. પૂજારી હશે. મને ખાવાનું તો પૂછશે જ. એક જણ ઢોર હાંકીને ગામમાં જતો હતો તેને પૂછ્યું.

તેણે કહ્યું: 'ગામમાં મોટું મંદિર તો સ્વામીનારાયણનું છે; પણ તમે કેવા સાધુ છો?'

'રામાનંદી' મેં કહ્યું. મને આ જ નામ યાદ હતું.

'તો તમે રામજીમંદિરમાં જાઓ. સ્વામીનારાયણના મંદિરમાં રામાનંદીને ઊતરવા નહિ દે.' તેણે કહ્યું.

મેં મનોમન કહ્યું, ભૂલ થઈ. સ્વામીનારાયણિયો બન્યો હોત તો 'પરસાદ' તો જરૂર મળત!

રામજીમંદિરને પૂછતો ગયો. ઊંચા ઓટલા ઉપર એક કાળોભમ્મર વૃદ્ધ જેવો પુરુષ બેઠો હતો. બીજા બે બેઠા હતા. એ હતું રામજીમંદિર. વારંવાર ગોખી રાખેલું 'જે રામજી કી'નું વાક્ય બોલીને પગથિયું ચડ્યો.

'કૌન હો?' સાધુ-પૂજારીએ પૂછ્યું.

'રામાનંદી સાધુ.' મેં કહ્યું.

'બેસો.'

'રાત રહેવું છે.'

સાધુ કંઈ બોલ્યો નહિ. આરતીની વખત થયો. સાધુ અંદર ગયો. આરતી પૂરી થતાં જ ખૂંટાઈ જવાનો ડોળ કરીને સળગેલી બત્તી લઈને તે આરતી માટે તૈયાર થયો. હું પણ રામજીની મૂર્તિ સામે હાથ જોડીને ઊભો રહ્યો. બેઠેલા ત્રણમાંથી બે જણ જતા રહ્યા અને એકને જતો રોકીને ઝાલર વગાડવા બાવાજીએ રોક્યો હતો તે ઝાલર પર ડંકા દેવા માંડ્યો. 'આધા મેં આધા ઘડી' બોલીને બાવાજીએ આરતી પૂરી કરી. હું પણ ડોળ કરવા મંડી પડ્યો અને જરા ઊંચે અવાજે 'ત્વમેવ માતા ચ' નો શ્લોક બોલી ગયો. ચરણામૃત આપીને બાવાજી બહાર ઓટલે જઈને બેઠા. હું રામજી સામે ધ્યાન ધરીને બેઠો. એમાં બહાર નહિ બેસવાની મારી શરમ છુપાઈ હતી. થોડી વારે બાવો આવ્યો.

'અહીં જ સૂવું છે કે?' બાવાએ કહ્યું.

'હા.' મેં જવાબ દીધો.

બાવાએ એક ખૂણામાંથી શણનું ફાટેલું ગુણિયું લઈને મને આપ્યું.

'લો, સઈ રહો પેલા ખૂણામાં.' કહીને બાવાજી ઓટલે જઈ બેઠા.

હું તો બાવો 'કંઈ ખાવું છે કે?' એમ પૂછે એનું રટણ કરતો રામજીની મૂર્તિ સામે ધ્યાનસ્થ થઈ

(અનુસંધાન આગળ પાન ૩૮૪મે)



# વરસની વહેંચણી

મહારાજ! મારે તો ઘણું ઘણું કરવું છે ને તમે તો મને ટૂંકા શી જિંદગી આપી એમા તો કાંઇ ન થાય; માટે લાંબો આવરદા આપો' માણસે સરજનહાર બ્રહ્મા પાસે માગણી કરી.

બ્રહ્માએ આ સૃષ્ટિ રચની વેળા વિધાતાની સલાહ લીધી બન્ને જણે મળીને નક્કી કર્યું કે સૌને સરખો આવરદા આપવો માણસ, પશુ, પંખી, જળચર, વનચર, સૌ સરખા કોઇ વહાલું નહિ કે કોઈ અળખામણું નહિ. બેઉ જણે મળીને સૌનો આવરદા ચાળીસ વરસનો નક્કી કર્યો.

સરજનહાર બ્રહ્માએ સૃષ્ટિ રચી જાતજાતના ને ભાતભાતનાં પશુપંખી, ઝાડપાન, ફળફૂલ, જળચર, વનચર ને ખેચર પ્રાણીઓ બનાવ્યા, માણસજાત પણ સરજી.

થોડી વાર થઇ ત્યા તો ઉપર પ્રમાણે પોતાના ટૂંકા જીવતર માટે ફરિયાદ કરતો માણસ બ્રહ્મા પાસે આવ્યો. બ્રહ્માએ એની ફરિયાદ સાભળીને જવાબ આપ્યો 'અમે તો સૌને સરખી વહેંચણી કરી છે, પણ તુ જરા થોભ, વખતે કોઈ લાંબા આવરદાની ફરિયાદ કરતો આવશે તો એના વરસ તને આપીશ.'

એ સાભળી માણસને સંતોષ થયો.

એટલામા બળદ આવ્યો. એણે પોતાનુ માથું નમાવીને અરજ ગુજારી: 'મહારાજ! ચાળીસ વરસ મને વધારે પડે છે. એટલી લાંબી જિંદગી ગદ્ધાવૈતરૂ કરીને કાઢતા મને નવનેજાં થશે, માટે મારા વરસ ઘટાડો.'

'ભલે!' બ્રહ્માએ કહ્યુ 'તારા વીસ વરસ ઓછા કરીને માણસને આપુ છુ.'

એ સાભળીને બળદ રાજી થયો ને બ્રહ્માનો આભાર માની એ ગયો.

માણસને વીસ વરસ વધારે મળ્યા. પણ એટલાથી એને સંતોષ ન હતો એને હજુ વધારે વરસ જોઇતા હતા, એટલે એ ઊભો રહ્યો

થોડી વારે કુતરો આવ્યો અને બ્રહ્માને વિનતિ કરી 'મહારાજ' તાબેદારી કરીને મારે જિંદગી ગુજારવાની છે, માટે મારા વરસ ઓછા કરો; નહિતર ભસીભસીને મારૂ ગળુ દુખી જશે. મારે આટલી બધી લાંબી જિંદગી નથી જોઇતી.'

બ્રહ્માએ એના વીસ વરસ ઘટાડ્યા. તે ઉપરથી ગેલમા આવીને એ ભમતોભસતો દોડી ગયો.

એવામા આવ્યો બગલો. એણે પણ અરજ ગુજારી: 'બાપજી! નદીમા ખડે પગે ઊભા રહેતાં મારો આવરદા નહિ ખૂટે. મારા થોડા વરસ ઓછાં કરો.'

'બ્રહ્માએ એના યે વીસ વરસ ઘટાડ્યા.' બગલો એ સાભળી રાજી થઇને ઊડી ગયો.

માણસનો આવરદા સો વરસનો થયો.

પહેલા ચાળીસ વરસમા માણસે ખાધુપીધુ, ધધોધાપો કર્યો ને મોજમજાહ કરી.

પછીના વીસ વરસ બળદના આવ્યા, એમાં એને આખા કુટુંબનો ભાર ઉપાડવો પડ્યો. સંસારની ધૂંસરી ઉપાડતા એની બિચારાની ડોક રહી ગઇ જેમતેમ કરતા સાઠ વરસ થયા.

તે પછીના વીસ વરસ કુતરાના આવ્યાં. ઘરડી અવસ્થા થઇ. છોકરાઓની વહુવારૂના હાથમા કારભાર

ગયો. તેમનાં છૈયાંછોકરાં એનો ખોળો ખૂંદવા લાગ્યાં એને ખભે ચઢીને ચોટલી ખેંચવા લાગ્યાં. એ બૂમ-બરાડા પાડતો રહ્યો, પણ કોઈએ એને દાદ આપી નહિ. આમ દુઃખેપાપે એંશી વરસ વીતી ગયાં.

ઉકલ્યાં વીસ વરસ આવ્યાં. બગલાનાં ચૂંચી આંખો, બોખું મોઢું, સફેદ માથું અને લથડતું શરીર. સૌ કોઈ સતાવે. મોઢામાં દાંત નહિ, તેથી જે આવે તે બગલાનાં પેટે ગળી જાય. આ રીતે એ સો વરસનો થયો.

વરસની વહેંચણીમાં પારકાનાં વરસ લઈને પોતે નાહકનો દુઃખી થયો એમ વિચાર કરતોકરતો એ મરણ પામ્યો.

લોભી માણસને બ્રહ્માએ વધારાનાં વરસ આપીને સુખી કર્યો કે દુઃખી તે કોણ કહી શકે?

'હાથીનું નાક' એ નામની, શ્રી નાગરદાસ ઇ. પટેલે સંપાદિત કરેલી, બાળકો માટેની સુંદર, રંગબેરંગી છાપવાળી ચોપડીમાંથી

(મળવાનું ઠેકાણું જનરલ બુકડીપો મુંબાઈ ૦ ૧૨-૦)



## આઠ સિંહ!

સરકસ જોઈ એક દિ' સરવે, બાળક હરખે ઘેર જતાં;
હાથી, ઘોડા, વાઘ, સિંહ ને વાનરના ત્યાં વાદ થતા.

કોઈ કહે મેં વાનર જેવું દીઠું ત્યાં ના એકે કામ;
હાથીના ખેલોની પાસે, કોઈ કહેતું ધૂળ તમામ.

ઘોડાની તોલે ના કોઈ, જેને માથે સાત સવાર;
'વાઘ-બકરી' તો એથી સારું, કુદરતને પણ પેલે પાર.

તેના કરતાં વનનો રાજા માથે રાખી કરતો ગેલ;
તેના જેવું કામ નહિ કો', જેમાં થાતા મૃત્યુ-ખેલ.

'એક સિંહને બીતાં બીતાં માથે લેવો તેમાં શું?'
બાબુ કહે 'હું આઠ સિંહની રજાઈ ઓઢી ઊંઘું છું.'

જયંતીલાલ શાહ

## મારી સફર (અનુસંધાન પાછળ પાન ૪૮૨થી)

બેસી રહ્યો. એક કલાક ઉપર વખત વીતી ગયો. બેચાર વખત બહાર કોઈએ બાવાજીને પૂછ્યું કે કેમ બાવાજી, જમી બેઠા કે?' ત્યારે 'ના રે ભાઈ'' કહીને બાવો ચૂપ રહેલો, તેથી મારી શ્રદ્ધા વધી કે બાવાજી જમવા જતી વેળા મને જરૂર પૂછશે. એથી હું વધારે ધ્યાનગ્રસ્ત બનતો ગયો. છેલ્લે મારો બધો શ્રમ ભાંગી ગયો.

કોઈએ પૂછ્યું, 'કેમ બાવાજી! ખાઈપીને બેઠા કે?'

'શું કપાળ ખાય?' બાવાએ કહ્યું.

'કેમ, હજી સુધી?'

'કેમ તે એમ; જુઓને . . .' કહીને બાવાએ મારા તરફ આંગળી ચીંધી. મારી પીઠ તેના તરફ હતી પણ ત્રાંસી આંખે તેનો ઓળો હું જોઈ શકતો હતો.

'કોણ છે?' પૂછનારે કહ્યું.

'હશે કોઈ રખડતા રામ' એ સૂએ તો જમું ને! રોજ ને રોજ એવા ચાલ્યા જ આવે છે.'

'ભલેને બેઠો. તમે તમારે જમી લો ને!'

બાવાજીને સલાહ આપીને તે ભાઈ ચાલ્યા ગયા. બાવાજી કંઈ નિર્ણય ન કરી શક્યા હોય તેમ બેસી રહ્યા.

ઓહો! બાવા પણ આવા? એ નિરાશાભર્યો પ્રશ્ન સાથે હું ઊઠ્યો અને બાવાજીને ધર્મસંકટમાંથી છૂટા કરવા ખૂણામાં નાખેલા ગુણિયા ઉપર જઈ, પોટલું ઓશીકે મૂકીને સૂતો કે તરત જ બાવો ઊઠ્યો અને ઠાકોરજીની બાજુમાં જ આવેલી તેની ઓરડીમાં ઘૂસી ગયો. મારા તરફ નજર ફેંકીને કમાડ અધૂકડાં વાસી દીધાં. મને તો ઊંઘ આવે જ શાની? બાવાએ ઓડકાર ખાધા ત્યારે તો મારે મન એ ઓડકારની મિઠાશ ખૂબ અંકાઈ.

થાક અને ભૂખ, નિરાશા અને વિચારના બોજ તળે મોડી રાતે દબાયો અને ઊંઘ આવી ગઈ. જાગ્યો ત્યારે બાવાજી તૈયાર થઈને ઊભા હતા.

'લો, ત્યારે નીકળો બહાર; મારે ગામમાં જવું છે.' કહીને બાવાજીએ તાળું હાથમાં લીધું.

હું તો નાસવા જ માગતો હતો. આંખો ચોળીને પોટલું બગલમાં દબાવ્યું. નીચે માથે ગામ બહાર નીકળી ગયો. નજીકમાં કયું ગામ તે પૂછ્યું તો પેથાપુર સંભળાયું. મારગ પૂછીને ચાલતો થયો. જીવરામ જોષી



# માધુકરી

અજાણ્યુ પથમા વહી જીવન આ જતુ, સરાયે
કહે મનમહીં ઘણા 'જીવનપથ શું સાચ આ
હશે? અગર ભૂલી દિશા વહેણ આ મુજના?'

ફરી સરિત કોઈ ના ઉદધિપથને ભૂલતી,
કરૂં ફિકર શીદ હું? જીવન તો વહેતુ જતુ
વહે સરલ ભાવથી જીવન જો સરિતા સમુ
હું યે સરિતના સમો તરલ થૈ તજુ સરાયે    જેઠાલાલ ત્રિવેદી

(પ્રસ્થાન)

## કોશકાર રાનડે

મને કોણ એમને ત્યા લઇ ગએલુ તે અત્યારે યાદ નથી આવતુ કોઇ સિંધી મિત્ર સાથે ત્યા ગએલો એવુ કઇક સાંભરે છે, પણ વધુ વિચાર કરતા એ ભ્રમ જ લાગે છે વિદ્યાર્થી અવસ્થામા વિદ્વાનો પ્રત્યે આદરભાવ કંઈક વિશેષ હોય છે એમની પાસે જવામા નિષ્કારણ ભય લાગે છે એ કેવી ઉચ્ચ કોટિના પ્રાણી, તેમની પાસે આપણે તદ્દન પામર એવો વિચાર કેમે કર્યો મનમાથી જતો નથી કેટલાક વિદ્યાર્થીઓની ધૃષ્ટતા જોઇ મને અત્યન્ત આશ્ચર્ય થતુ એટલુ જ નહિ, હું ભયભીત પણ બની જતો કોઇ માણસ ગમડી પડે અથવા ક્રોધાવેશમા વિવેકભ્રષ્ટ બની ગાળો ચોપડાવે ત્યારે જેમ આપણે અસ્વસ્થ થઇ જઇએ છીએ તે જ પ્રમાણે કોઇ વિદ્યાર્થી ગુરુજનો કને જ્યારે ધૃષ્ટતાથી બોલવા લાગે ત્યારે હુ સ્વત જ ભયભીત થઈ જતો આજ પણ તે ભીતિ —અથવા ક્ષોભ માનો—મારામાથી સંપૂર્ણત ગઇ નથી સ્વભાવનો એવો ક્ષોભ મને સારો છે, પરતુ એ નીકળી જવો સારો છે એવુ મનને નથી લાગતુ

પ્રો નીલકંઠ બાળાજી રાનડે ઠાકુરદ્વારમા એક નાનાશા ઘરમા રહેતા બુઢ્ઢા ત પૈસાફંડ જમાવવા માટે સ્વયસેવકો મેળવવાની ખટપટમા જ રહેતા ફર્ગ્યુસન કૉલેજમાથી પૈસા ફંડ એકઠુ કરવામા મારો ઉત્સાહ અને કસબ સારી રીતે વખણાઇ ગયા હતા એટલે મારૂ નામ એમને કોઇએ સૂચવી દીધું હતુ

દાદર ચઢી હુ તેમની ઓરડીમા પેઠો છાતી એકસરખી ધડકી રહી હતી ઓરડીમા પુસ્તકોનો ઢગ પડ્યો હતો અવ્યવસ્થિતપણાનુ નામસરખુ ક્યાંઈ ન હતુ એકબે મદદનીશ ખોળામા મોટામોટા કોષ લઇ, ઝીણી આંખે પાના ફેરવી રહ્યા હતા એક ખીંટી પર લાલ પતરાનુ બસ્તિપાત્ર (એનીમા) ટાંગેલુ હતુ તેની રબરની નળી કાળજીપૂર્વક મૂકાએલી ન હતી રાનડે પોતે એક ટેબલ નજીક ખુરસી માંડી બેઠેલા હતા એમનુ શરીર મજબૂત, બાંધો ઠીંગણો ને ગરદન ગોળ હતી

કૉલેજના પ્રોફેસરોની માફક આ મહાશય પણ કેમ જાણે બીજા પર ઉપકાર કરી રહ્યા હોય એવા ભાવે જ મારા સાથે બોલશે એવુ મને લાગતુ હતુ પણ તેમ ન કરતા તેમણે કંઇક આદરભાવથી બોલવા માડ્યુ જાણે મારી પાસેથી કશો અનુગ્રહ મેળવવાના હોય એ રીતે તેમણે બોલવુ શરૂ કર્યું મને આશ્ચર્ય થયુ ને હુ મૂંઝવાયો બોલવુ શરૂ થય સુધી તો ક્ષોભ લાગ્યો, પણ થોડા પ્રશ્નોત્તર બાદ, આપણે અલ્પજ્ઞ છીએ ને સામે બેઠેલા વિદ્વાન ભૂરિશ્રવા છે એ ભાન જ મનમા ન રહ્યું.

એવે વખતે અતિવિવેકમા રહેતા અવિવેક થઈ જાય છે, જે બને વિચિત્ર અને કૃત્રિમ લાગે છે પણ મારા પૂરતા તો બને સ્વાભાવિક હોઈ, મારો ઈલાજ ન હતો એ સ્થિતિ આજે પણ બદલાઇ નથી. મંદિરમાની મૂર્તિ જ્યાસુધી બોલતી નથી ત્યાસુધી જ આપણે તેને દેવ માનીને સ્વીકારીએ છીએ મૂર્તિ જ્યારે બોલવા લાગે ત્યારે થોડો વખત તો ચમત્કાર માનીને આપણે ચકિત થઇએ, પણ પછી તેમા ઈશ્વરભાન રહેવાનો નહિ આ પ્રકાર પણ એવો જ હતો બોલવાનો વિષય કયો હતો એ આજે નથી સાંભરતુ, પણ મારી ધૃષ્ટતા પણ એમણે સહી લીધી હતી એટલુ માત્ર યાદ આવે છે

પ્રોફેસર રાનડે એક અંગ્રેજી-મરાઠી કોષ તૈયાર કરતા હતા કોષકાર મનુષ્ય સર્વજ્ઞ હોય છે એ સમજભૂત કૉલેજનુ શિક્ષણ પૂરૂ કર્યું હોવા છતા મારામાથી ગઇ નહોતી જે માણસને એકેએક શબ્દની જાત માલૂમ છે, તેના પૂર્વજ કોણકોણ તે જે શોધી કાઢે છે, દરેક શબ્દના નિકટગબંધી-

ઓનો હિસાબ જેના પાસે તૈયાર હોય છે અને અમુક શબ્દ ક્યાંથી નીકળ્યો છે ને તેથી તેનો સ્વભાવ કેવો છે એ જેને માહિત છે એવા માણસની ચોમુખી વિદ્વત્તા અસાધારણ જ ન લાગે? અંગ્રેજી શબ્દો માટે મરાઠી પર્યાય શોધી કાઢવા ને એ ન મળે તો પોતાની ટંકશાળમાંથી તે તૈયાર કરવા એ કેવું વિકટ કામ છે! પોતે તૈયાર કરેલા શબ્દ સમાજ સ્વીકારશે કે નહિ એ વિષયમાં એમને 'આત્મનિ અપ્રત્યય' નહિ થતો હોય શું?

આ મુલાકાતની ફળનિષ્પત્તિ શું થઇ તે હાલ યાદ નથી. પરંતુ નીલકંઠ બાબાજી વિદ્યાર્થીઓના મિત્ર હતા એ વાત તો એ જ પળે મારા અંતઃકરણમાં જડાઇ ગઈ

卐 卐 卐

એક દિવસ સાંજે હું ચોપાટી પર ફરવા ગયો હતો. સૂર્યાસ્ત અને ડોલતા જહાજોની શોભા તથા ભરતીના મોજાંનું ખડક સાથે ચાલતું અસમાન યુદ્ધ જોવામાં હું એવો લીન થઇ ગયો હતો કે હું ક્યાં છું એ પણ વીસરી ગયો હતો. ભરતી જોરજોરથી આવી ખડક પર હલ્લો કરી તેને ચારે બાજુથી ઘેરી લેતી. પરંતુ ખડકની સ્થિર રાગ પર તેનું કશું પરિણામ નહોતું આવતું. ભરતી કંટાળીને માર્ગ આપે ત્યારે તે ખડક હસતો નહિ કે વિજયોન્માદથી છલકાઇ ન જતો. ભલે નખશિખાંત ભીંજેલો છતા અંતર તો કોરૂં પાષાણ જ!

એવામાં રસ્તા પર કશોક અવાજ સંભળાયો. ભાનમાં આવ્યા સિવાય જ હું એ માર્ગે વળ્યો લાલ રેશમી ફેંટો ઘાલેલા કોઇ સદ્‌ગૃહસ્થ મારૂં લક્ષ દોરવા મારા તરફ લાકડી ધરી રહ્યા હતા એવું મને દેખાયું મને ઓળખાણ ન પડતાં હું શૂન્ય દૃષ્ટિએ તેમની નજીક પહોંચ્યો 'કેમ છો? હમણાં ક્યાં છો? ફરવા આવ્યા છો?' વગેરે પરિચયસૂચક શબ્દો સાભળી મને ગોથાઇ ગયા જેવું લાગ્યું કંઇ અસ્પષ્ટ, અર્થશૂન્ય જવાબ મોમાંથી નીકળી ગયા સામેના માણસે કળી લીધું કે અહીં કંઇ પ્રેમનું પાનું દેખાતું નથી એટલે થોડાક વિરસ થઇ ચાલી નીકળ્યા એ ગયા પછી મને યાદ આવ્યું કે એ તો કોષકાર રાનડે હતા! એમના ઘેર એમણે પહેરણ જ પહેરેલું હતું આવા સંપૂર્ણ પોશાકમા મેં એમને કદી જોયા ન હતા મને પસ્તાવો થવા લાગ્યો હું કેવો બાલિશ કે આવા મહાન માણસને ઓળખી ન શક્યો એમને મારા વિષે શું લાગ્યું હશે? એમને ત્યાં જઇને માફી માગી આવું? પણ તે યે કૃત્રિમ દેખાય; અને માફી માગવા જતાં કોણ જાણે શા યે શબ્દો મોમાંથી બહાર પડે! ઊલટી ફજેતી થાય તો? તે વખતે ને તે રાતે પણ મેં મારી ખૂબ નિંદા કરી જગતમાં આપણા માટે સ્થાન નહિ, સામાન્ય સમયસૂચકતાનું યે ઠેકાણું નહિ, આપણા હાથે શું થવાનું છે? એવા અનેક વિચારો મનને કોરી ખાવા લાગ્યા ને ચિત્ત અગસજ થઈ ગયું છેવટે કોઇની ભરતીએ આ આત્મનિંદાનો ઊભરો હટાવી દીધો ને વિદ્યાર્થીનો નિત્યક્રમ શરૂ થઇ ગયો

લોકમાન્ય તિલકને સરકારે પકડ્યા છે! હાઇકોર્ટમાં એક સરખા છ દિવસથી તેઓ પોતાનો બચાવ કરી રહ્યા છે! સારા મુંબઇમાં એથી જાણે અદ્‌ભુત વિદ્યુત્‌સંચાર થયો છે. મિલમજૂરો સંક્ષુબ્ધ થઇ દંગા શરૂ કરવા લાગ્યા છે. રક્તપિપાસુ બની અમે તેમને ચાનક આપી રહ્યા છીએ. પોલીસ અમને ત્યાં જવા દેતી નથી 'ભાગો અહીંથી, નહિ તો નાહકના પકડાઇ જશો' એવી તાકીદ ગોરા અમલદારો સમજાવી રહ્યા છે. ગોળીબાર શરૂ થઇ ગયો છે. આખા રસ્તા પર મુડદાં પડેલાં છે ઇસ્પિતાલમા જખમાએલાંની સંખ્યા વધતી જાય છે તેમની સેવાચાકરી કરવા અમે નીકળી પડીએ છીએ પોતાના ઉપરણાં ને ધોતીઆં ફાડી તેમના પાટાપિંડી કરીએ છીએ આનું છેવટ કેવું આવશે તે કોઇનું યે મન કળી શકતું નથી, પણ જે થઇ રહ્યું છે તે ખૂબ સરસ ચાલે છે એટલું માત્ર સમાધાન પ્રત્યેકના ચહેરા પર સ્પષ્ટ દેખાઈ આવે છે. અમે વિદ્યાર્થીઓએ ઘેર જવું છોડી દીધું છે.

એવામાં મેં સાંભળ્યું કે મિલમજૂરોની મદદ માટે ફંડ કાઢવામાં આવ્યું છે ને અમારા પ્રોફેસર રાનડે તેના મંત્રી થયા છે આપણાથી થાય તેટલું કરવું જોઇએ. સરકાર આપણા દેશબંધુઓને ગોળીએ હડાવે એ આપણાથી કેમ સહન થાય? પોતે અસહાય નથી એવી મજૂરોને ખાત્રી થવી જોઇએ. તેમને લાગવું જોઇએ કે આપણી નેતૃશક્તિની કદર કરનાર દુનિયામા કોઈ છે મારા ખીસા ખાલી હતા શું કરવું તે સૂઝે નહિ પણ ઓલીગાં નવો વેચાતો લીધેલો સિતાર પડયો હતો તે આંખમા સાલવા લાગ્યો. એ સિતાર સાંગલીના એક ઉસ્તાદે ખાસ મારા માટે તૈયાર કરી આપ્યો હતો. તે ખૂબ જ સુંદર અને મધુર હતો, પણ મને તે વગાડતાં આવડે ત્યારે તે બોલે ને? મેં એ સિતારનો એક ઘરાક શોધી કાઢ્યો. ઘરની વસ્તુઓ વેચવી એ ઘરરખુપણાને શોભા રૂપ નથી એવા નાનપણમાં મન પર પડેલા સંસ્કાર ડોકાવા લાગ્યા, પણ મેં એમની ગરદન દબાવી દીધી ને સિતાર વેચી નાખ્યો. બીજા કેટલાક મિત્રો પાસેથી ભંડોળ જમાવેલું તે અને આ સિતારના પૈસા ભરી લઇને ગયો નીલકંઠ બાબાજીને ત્યાં.

આ વખતે એમણે મને ઓળખ્યો નહિ, અથવા જૂના કડુ અનુભવથી વિશેષ પરિચય વ્યક્ત કરવો તેમને રૂચ્યો નહિ. પણ મેં તેમને પૂર્વપરિચયની યાદ કરાવી આપી, એટલે 'હો, હો' કરતા તેમણે મને લૂખા જવાબ આપ્યા. તે કામમાં હતા જ. એટલે 'મારૂં ને મારા મિત્રોનું ભંડોળ આપવા આવ્યો છું' એમ કહી મેં નોટો ને રૂપિયા તેમના ટેબલ પર મૂક્યા.

આથી નીલકંઠ બાબાજી દ્રવ્યા. જૂનો પરિચય એકદમ તાજો થયો. સરકારે મિલમજૂરો પર ચલાવેલા જુલમોનું એમણે

ગદ્ગદ્ કંઠે વર્ણન કર્યું મેં પણ અમારા અનુભવ જણાવ્યા

એ કુશળ માણસ પાસે ફરી જવાનું થયું જ નહિ. જબરા પરિશ્રમે એમણે પોતાનો કોષ પૂરો કર્યો ધાર્યા પ્રમાણે જ એ કોષ પાછળ એમને પુષ્કળ નુકસાન ભોગવવું પડ્યું બંગાળની રાષ્ટ્રીય કૉલેજમાં મરાઠીના અધ્યાપક તરીકે તેઓ ગયા હતા એવું કંઈક સાંભરે છે

હજુ પણ આજે જ્યારે જ્યારે પુસ્તકોના સ્ટૅન્ડ પર ‘ટ્વેન્ટીયેથ સેન્ચરી ઇન્ગ્લીશ–મરાઠી ડિક્શનેરી’ના બે જાડા ભાગ નજરે પડે છે ત્યારે ત્યારે વાસુદેવ બાળ જી રાનડેની યાદ આવે છે. કોષ એ જ એમનું સ્મારક રહ્યું છે તે બહુ પ્રખ્યાત થયેલ નથી દેખાતા, પણ એ શબ્દશાસ્ત્રી પંડિતના હૃદયમાં જે દેશભક્તિ હતી તે જ મારા પૂરતું તેમનું સ્મારક બની રહ્યું છે

(વિહંગમ) —કાકાસાહેબ કાલેલકર

## ચાંગદંપતી અને ચીનની નવજીવન પ્રવૃત્તિ

આજથી પચાસ વર્ષ પૂર્વે ચીનના નિંગપો પાસેના એક ગામડામાં એક બાળકનો જન્મ થયો એનું નામ ચાંગ–કૅ–શાક એની નવ જ વર્ષની વયે પિતાનું અવસાન થયું ને કુટુંબ નિરાધાર સ્થિતિમાં આવી પડ્યું એકલી માની મહેનત મજૂરીને લઈને જ એ કુટુંબ બારબાદ થતું બચ્યું

ચાંગનું શરીર પહેલેથી જ નબળું હતું નિશાળમાંથી ઘણી વખત એ બીજાઓનો માર ખાઈને જ પાછો ફરતો એની મા એને હંમેશા શરીર કસવાનો બોધ આપ્યા કરતી, એટલે અઢાર વર્ષનો થતાં જ એ પીઓટિંગની લશ્કરી શાળામાં જોડાઈ ગયો એના આખા કુટુંબે એનો વિરોધ કર્યો, પણ ચાંગની માતા તેના પક્ષમાં હતી એટલે થોડો વખત ત્યાં રહેવા દઈ, તેણે ચાંગને જર્મનોના હાથ નીચે શીખેલા જાપાનીઓ પાસેથી લશ્કરી તાલીમ પામવા ટોકીઓ મોકલાવી આપ્યો. માતાનો ચાંગ ઉપર એ ઓછો ઉપકાર નહોતો એ ઋણને લઈને જ તે આજના ચીનનો ઉદ્ધારકર્તા બની શક્યો છે આજ ચીનની માતાઓને હજુ યે તે વારંવાર પોતાની માતાનું ઉદાહરણ આપે છે હમણાં જ પોતાના એક ભાષણમાં એણે પોતાની માતાના શબ્દોનો ઉલ્લેખ કર્યો હતો કે, ‘કમનસીબ, કષ્ટ અને ભય તો દુનિયાને દરેક ખૂણે રહેવા છે આપણે સ્વાયત્ત બની તેમાંથી માર્ગ કાઢી લઈએ ત્યારે જ આપણે સાચા મનુષ્ય’

૨૫ વર્ષની વયે ચાંગ, ચીનની શહેનશાહતને ઉથલાવી નાખનાર ડૉ. સુન–યત–સેન સાથે જોડાયો ત્યારથી ચીનને એણે એકધારી સેવા આપ્યે રાખી છે ને પરિણામે, એક સામાન્ય સૈનિકમાંથી દુનિયાના સૌથી વિપુલ વસ્તીવાળા એ દેશના સરમુખત્યારપદે એ પહોંચ્યો છે

હિંદ જેમ ચીન પણ પક્ષાપક્ષીથી ભરપૂર કમભાગી દેશ છે આ બધા પક્ષોને એક કરી એક રાષ્ટ્ર તરીકે ચીનને ઊભા કરવાની ચાંગની મહત્ત્વાકાંક્ષા છે, એમાં એની પત્ની



ચીનનો જનરાલીસીમો ચાંગ અને તેની પત્ની

મે–લિંગ સૌથી વિશેષ ફાળો આપી રહી છે ચીનમાં આજે ફરી વળેલી ‘નવજીવન પ્રવૃત્તિ’ના આગેવાનેતા પણ એ જ છે

એ પ્રવૃત્તિનો ધ્યેય ટૂંકમાં ટૂંકા સમયમાં ચીનને મુરત આધુનિક બનાવી નાખવાનું છે પોતાનું જે સારું હોય તેને વળગી રહી, પશ્ચિમના દેશોમાં જે સારું હોય તે એ અપનાવની રહે છે એનો મુદ્રાલેખ છે ‘ચીન ચીનાઓ માટે’ રાજ્યની એમાં સહાય છે. બધા વ્યસનો અને ચીનમાંથી નાબૂદ કરવા છે એ માટે શેરીએ શેરીએ સ્વયંસેવકો રહે છે પશ્ચિમની ઢબના કપડા પહેરવા પણ ગેરકાયદેસર જાહેર થયા છે ને એ જાતના કપડા બનાવતી ત્રણ સો દુકાનો બંધ કરવામાં આવી છે

આ આખી પ્રવૃત્તિ સન્માન, સદાચાર, સેવા અને પ્રમાણિકતા પર ઊભી થએલી છે એની વિશાળતાનો ખ્યાલ એટલા પરથી આવશે કે આજે, દિવસમાં ત્રણ વખત હાથ મોં ધોવા અને ભાજીપાલો બનો ધોઈને વાપરવાથી કરી શહેરના રસ્તાની પહોળાઈ વધારવા સુધીના હુકમો મધ્યસ્થ સરકાર તરફથી બહાર પડાવ્યા છે

આવી પ્રવૃત્તિ અપનાવનારનું જીવન પણ આદર્શ હોવું જ જોઈએ અને ચાંગદંપતીએ એવું જ આદર્શ પોતાનું જીવન બનાવ્યું છે

## કચ્છ–રેહાની સૂડીઓ

આજ તો હિંદ ભરના હુન્નર ઉદ્યોગો યંત્ર યુગના ક્રૂરી જડબાઓ વચ્ચે ભીંસાઈ રહ્યા છે વળી પરદેશી શાસન

પદ્ધતિના વીંઝાતા કોરડાનો માર પણ તેમના પર પડી રહ્યો છે. સરકારથી રક્ષિત પરદેશી કંપનીઓની તીવ્ર હરીફાઈ સામે હિંદના ઉદ્યોગોને ટકવું ભારે થઇ પડયુ છે. છેલ્લાં દોઢસો વર્ષથી હિંદી કારીગરીની અવદશા બેઠી છે. નાનામાં નાની સોય અને ટાંકણીથી માંડીને મોટામા મોટા યંત્રો સુધીનો સઘળો માલ યુરોપ, અમેરિકા કે જાપાનનાં કારખાનાઓ તરફથી હિંદને પૂરો પાડવામા આવે છે. આવી સ્થિતિમાં હિંદના ગૃહઉદ્યોગોને નભવું કઠણ થઇ પડયું છે. હિંદી કારીગરોનો ધીકતો ધંધો ભાગી પડયો છે અને આવા ધંધાઓ પર કુટુંબ નિર્વાહ ચલાવતા ઘણા લોકો પાયમાલ થઇ ગયા છે

પણ કચ્છના ગામડાઓમા યાન્ત્રિક વસ્તુઓનો પગપેસારો હિંદના બીજા ભાગોને મુકાબલે ઓછો કહેવાય. ત્યાં રોજીંદા વપરાશની ઘણી વસ્તુઓ હજુ પણ દેશી કારીગરો અને કસબીઓને હાથે તૈયાર થઈ લોક બજારમા ઊભરાતી દેખાય છે.

કચ્છ-રેહાના લુહારોનું લોઢા-કામ સૈકાઓથી પકાએલું છે. રેહાના હોથી રજપૂતોએ શસ્ત્રસરંજામ વગેરે બનાવવા માટે લુહારોને પોતાના ગામમાં રહેવા આમંત્રણ આપ્યું અને લગભગ ૪૦૦ વર્ષથી આ લુહાર લોકો એ ગામમા રહે છે અગાઉ લડાઇના વખતનો બધો સરંજામ જેવો કે તલવાર, બરછી, જમૈયા અને ભાલા તેમની કોઢમા તૈયાર થતા અને આ હથિયારો આજુબાજુના ગામોમા અને ખાસ કરીને કચ્છના પાટનગર ભુજ શહેરને પૂરા પાડવામા આવતા બદલામાં તેમને તે વખતે ગરાસિયાઓ તરફથી પસાયતા ખેતરો, રહેણાક માટે જમીન અને બીજી ઘણી સગવડ મળી હતી

અસ્ત્રશસ્ત્ર અને લડાઇઓનો જમાનો તો હવે આથમી ગયો છે છતા પણ કચ્છમા હથિયારબંધીનો કાયદો નથી. તલવાર, જમૈયા અને દેશી બંદૂકોના ઠઠારાના દર્શન આ શૌર્યપ્રેમી મુલકમાં નિત્ય થાય છે દેશમાં રેલવે લાઇન તો ભુજથી કંડલા બંદર સુધીમાં જ છે બાકી તો એક ઠેકાણેથી બીજે ઠેકાણે ચીલા પાડેલા ધૂળીઆ રસ્તાઓ પર ગાડાઓ, ઘોડાઓ અને ઊંટો અવરજવરના વાહનો તરીકે ચાલતા દેખાય છે. રસ્તામા નદી-નાળાં ઓળગવા હોય, રાતમાં એકલ દોકલ ચાલવું હોય એટલે મુસાફરોને સાથે હથિયારો રાખવ.ની જરૂર પડે છે. આવા હથિયારોની માંગણી આગળ કરતાં હવે ગઇ છે તો છતા પણ ઓર્ડર મળેથી રેહાના લુહારો પાણીદાર ચમકતી તલવારો, રમીંગવાળા છરાઓ અને જમૈયાઓ મનગમતા બનાવી આપે છે માલધારીઓ જંગલી પ્રાણીઓના ત્રાસ સામે રક્ષણ મેળવવા રેહાની સુંદર ધારવાળી સિધણ કુહાડીઓ પણ હોંસેહોંસે ખરીદે છે

રેહાની સૂડીઓનો વપરાશ બહોળો છે અને તેનો વેપાર ધમધોકાર ચાલે છે. રેહા ગામમાં લુહારનાં કુલ ૩૫ ઘર છે; તેમાંથી સોએક માણસ લુહારકામ પર પોતાનો નિભાવ ચલાવે છે. કેટલાકના ઘરના કારખાના છે અને કેટલાક આવા કારખાનાંઓમાં મજૂરી કરી પેટ ભરે છે. મજૂરને આઠીથી ત્રણ કોરી એટલે આઠ આના લગભગ રોજ મળે છે. સૂડીઓ બનાવવાના મોટા કારખાના ચાર છે અને નાની દુકાનો અગિયાર છે. મુખ્ય કારખાનું સુમાર જુણસનું છે. એ એક જ કારખાનામાં પચીસેક માણસ કરે છે. અંદર જઈ જોઇએ તો ક્યાંક ધમણ ધમાતી હોય, ક્યાંક લાલ તપાવેલા ધગધગતા લોઢા પર પડતા ઘણના ઘાથી તણખા ઊડતા હોય તો ક્યાક તૈયાર થતી સૂડીઓ પર સુંદર નકશી કરી ઓપ ચડાવાતો હોય. આપણે ઇચ્છીએ તો આ લુહારો રંગબેરંગી ચમકદાર વળાંક લેતી સૂડીની ઉપરની કિનાર પર આપણું નામ કોરી આપે છે અને અંદર સોનેરી ભરી આંખને ગમે તેવો સરસ ઉઠાવ કરી આપે છે.

કચ્છમાં સૂડીઓના પ્રચલિત ઘાટ ત્રણ પ્રકારના છે.—રેહાઘાટ, કોઠારાઘાટ અને ભોજાયઘાટ. રેહાઘાટની સૂડીઓનો આકાર ઉપરથી ગોળ વળાંક લેતો હોય છે. કોઠારા ઘાટની સૂડીઓનો ઉપરનો પાંખીઓ ઢળતા બેઠા ઘાટનો હોઇ, નીચેથી વળાંક લઇ આગળ આવતો દેખાય છે; અને ભોજાયઘાટની સૂડીની ઉપરની બાજુ જરાપણ વળાંક લીધા સિવાય બીલકુલ સીધી બનાવાય છે. ઘરાકોની પસંદગી પ્રમાણે આ ત્રણે ઘાટની સૂડીઓ રેહામાં બનાવી અપાય છે. આ સૂડીઓની લંબાઇ ૪½, ૫, ૬ અને ૭ ઇંચ સુધીની હોય છે આ ઉપરાંત મોટા સૂડાઓ થાય છે જેની લંબાઇ ૮ થી ૧૨ ઇંચ સુધી હોય છે.

સૂડીઓમા વપરાતા લોઢાની જાત અને તેના પર લેવાએલ મહેનતને અનુલક્ષીને ઊંચી જાતની, વચગરી અને હલકી જાતની સૂડીઓ એવા ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે. ઊંચી જાતના માલનો ડઝન સૂડીઓ દીઠ ભાવ લગભગ કોરી ૨૫, વચગરી સૂડીઓનો કોરી ૧૮ અને હલકા માલનો ભાવ કોરી ૧૨ હોય છે. અત્યારના બજારભાવે રૂા. ૧ ની કોરી ૪ા આસરે મળે છે

બધાં કારખાનાંઓ અને દુકાનોમાં મળીને દરરોજ ઓર્ડર ઊંચી જાતની સૂડીઓ ૨૪ ડઝન, વચગરી ૩૬ ડઝન અને હલકી જાતની ૪૮ ડઝન તૈયાર થાય છે. આમાંથી કચ્છમાં તો માત્ર ઊંચી જાતની ૧૦ ડઝન જેટલી સૂડીઓનો દરરોજનો ઉપાડ છે બાકીની બધી પરદેશ મોકલવામાં આવે છે.

સૂડીઓના કારખાનાઓમાંથી નીકળી આગળ ચાલીએ તો ચપ્પુઓ બનાવવાની પાંચ દુકાનો આવે છે રોજર્સના તિક્ષ્ણ ધારવાળા ચપ્પુઓને ટક્કર મારે તેવા ચળકતી ધારવાળા અને સુંદર હાથાવાળા ચપ્પુઓ પહેલી નજરે જ ગમી જાય તેવા છે. આ ચપ્પુઓની દરરોજની નિકાસ લગભગ ૭ ડઝન જેટલી છે.

રેહાની સૂડીઓની ખપત કચ્છનાં મુખ્ય શહેરો અને ગામડાંઓમાં તો છે જ; પણ ઘણોખરો માલ મુંબાઇ, કરાંચી, મદ્રાસ, જરીઆ, કલકત્તા, રંગૂન અને ઠેઠ ઝંગબાર સુધી

મોકલાવાય છે રેહાથી ભુજમાં રેલવે સ્ટેશન પર ટપાલ પહોંચાડનાર હલકારો તો સૂડીઓના ટગયાબંધ પાર્સલોના બોજના ભારથી તોબા તોબા કરે છે અને આ મુશ્કેલીથી રેહા પોસ્ટ ઑફિસના હલકારા વારંવાર બદલાય છે

રેહા ગામ ભુજથી અગ્નિકોણે સાત ગાઉ પર ડુંગરાઓ વચ્ચે આવેલું છે આજથી સો વર્ષ પહેલાં તો લુહારો જે લોઢું વાપરતા તે આજુબાજુના રતનાળ વગેરે ગામ પાસેના ડુંગરોની ખાણોમાંથી મળી રહેતું, પણ હવે એ ખાણો બંધ પડી ગઈ છે અને સૂડીઓ, ચપ્પુઓ અને બીજાં હથિયારો બનાવવા માટેનું ઊંચી જાતનું લોઢું સીધું જર્મનીથી માંડવી બંદરના વેપારીઓ મગાવી આપી રેહાના લુહારોને પૂરું પાડે છે

યુરોપ કે અમેરિકા હોય તો હાથકારીગરીથી તૈયાર થતી આવી સુંદર વસ્તુઓનાં મોટાંમોટાં પ્રદર્શનો ભરાય અને લોકોનાં ટોળેટોળાં તે જોવા ઉમટે, પણ આપણા દેશને એક ખૂણે તૈયાર થતી આ સરસ ચીજો તરફ આપણું લક્ષ ક્યાં ખેંચાય છે ?

—રાયસિંહજી કાનજી રાઠોડ

## હિંદમાં જીવનચરિત્રોનો દુકાળ

પશ્ચિમની સરખામણીમાં ઊતરીએ તો જીવનચરિત્રનું જેને 'ઠીક' કહી શકાય એવું પણ એક પુસ્તક જ્યાં હિંદમાં બહાર નથી પડતું, ત્યાં ઉચ્ચ સાહિત્યમાં સ્થાન લઈ શકે તેવાની તો શી આશા રખાય ? બૉસ્વેલનું 'જોનસન'ને, લુડવિગનું 'નેપોલીઅન','બિસ્માર્ક' કે 'કૈઝર', મોર્લેનું 'ગ્લૅડસ્ટન' કે રોનાલ્ડશેનું 'કર્ઝન'–વ્યક્તિત્વને જીવંત બનાવતાં એવાં આપણા નાયકોનાં ચરિત્રો કેટલાં ? રામાયણના રામ અને મહાભારતના અર્જુનથી માંડી શિવાજી અહલ્યાબાઈ, લક્ષ્મીબાઈથી કરીને ઠેઠ ગોખલે ને ગાંધીજી સુધીના આપણા મહાન પુરુષોમાં શું બૉસ્વેલના 'જોનસન'થી યે વ્યક્તિત્વ ઓછું છે ?

એ બાબતમાં હિંદીઓની બે જ ત્રુટિઓ ગણાવી શકાય એક તો એના ચરિતનાયકોના વ્યક્તિત્વને તે જીવંત નથી બનાવી શકતો, અને બીજું, હકીકતોથી પરાઙ્મુખ બનીને તે નાહકનું પિષ્ટપેષણ વધારી દે છે આ બાબત પર આવતાં, બાણના 'હર્ષચરિત' કે રાજા દેશિંગુ (જિન્જીના તેજસિંહ)ને આપણે નહિ ભૂલી શકીએ અને એથી યે વધુ દુકાળ તો હિંદના સર્વશ્રેષ્ઠ પુત્રે કરેલા સત્યના ભીષણ પ્રયોગો જેવાં આત્મચરિતોનો છે જવાહરલાલજીની આત્મકથા તદ્દન સીધી સાદી શૈલીની છે, પણ એ એમના જીવનકેન્દ્રની આસપાસ જ ગૂંથાયેલી છે સદોદિત સ્વામી સાન એ જ આત્મચરિતનો સાચો અર્ક ગણાય

મનુષ્યે મનુષ્યમાં લેવા માંડેલો રસ દિનોદિન વધતો જાય છે હિંદે આજ સુધીમાં અસંખ્ય સાધુઓ, ફિલસૂફો, સમ્રાટો, રાજપુરુષો અને વિજ્ઞાનીઓ પેદા કર્યાં છે, એકાદ બૉસ્વેલ પણ તે કદી પેદા કરી શકશે ?—'ધી લીડર'

## ગણિતશાસ્ત્રમાં વપરાતાં કેટલાંક ચિહ્નો

ગણિતશાસ્ત્રમાં વપરાતા એકથી નવ સુધીના અંકોની શોધ પ્રાચીન હિંદીઓએ કરી હતી એવું તો કેટલાયે ગણિતજ્ઞોએ પૂરતા સંશોધન દ્વારા પુરવાર કરી બતાવ્યું છે, છતાં પણ પાશ્ચાત્ય દેશોમાં હજુ પણ એવું માનવામાં આવે છે કે એ અંકોની પહેલવહેલી શોધ કરનાર મૂર અથવા આરબ લોકો હતા અને સ્પેન દેશમાં એ અંકોનો પ્રચાર પણ એમણે જ કર્યો હતો એ રીતે દસમા સૈકામાં એ આંકડાઓ પ્રચલિત થયા પછી બસો ત્રણસો વરસના ગાળા દરમિયાન તે અંકોનો પ્રચાર યૂરોપભરમાં થવા પામ્યો હતો અલબત્ત એ પ્રચાર સામે રીતસરનો વિરોધ તો લાંબા સમય સુધી થવા પામ્યો હતો દાખલા તરીકે સને ૧૨૯૮માં ફ્લોરેન્સના શરાફો તેમજ નાણાવટીઓને એ આંકડાઓનો ઉપયોગ કરવાનો કાયદેસરનો પ્રતિબંધ કરવામાં આવ્યો હતો તે ઉપરાંત, પાડુઆની પ્રાચીન વિદ્યાપીઠની કાયદાપોથી પરથી સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે વેચવા માટેના પુસ્તકોની કીમત આંકડાઓમાં નહિ, પરન્તુ સ્પષ્ટ અક્ષરોમાં લખીને વિવિધ ગ્રંથોની સૂચિઓ તૈયાર કરવાનું પુસ્તકવિક્રેતાઓને ફરમાવવામાં આવ્યું હતું

એ નવ આંકડાઓનો ઉપયોગ શરૂઆતમાં તો માત્ર ગણિતશાસ્ત્રને લગતા ગ્રંથો પૂરતો જ થતો હતો, પરન્તુ પાછળથી પુસ્તકના પૃષ્ઠોને દર્શાવવા માટે એ અંકોનો પ્રચાર શરૂ થયો અને પંદરમા સૈકામાં મુદ્રણકળાની શોધ થઈ ત્યાર પછી જ એનો રીતસરનો વપરાશ તેમજ પ્રચાર વધવા પામ્યો હતો

એ નવ અંકો ઉપરાંત શૂન્ય દર્શાવવા માટે વપરાતા 'મીંડા'ની શોધ પણ પ્રાચીન ભારતવાસીઓએ જ કરી હતી એ મીંડા માટે તો ગણિતજ્ઞોએ સૌથી અગત્યની શોધ તરીકેનો ઉલ્લેખ અનેકવખતે કરેલો માલમ પડે છે ગણિતશાસ્ત્ર અને ઇતિહાસના ગ્રંથોમાં એ વાતની નોંધ કરેલી માલૂમ પડે છે

ગણિતશાસ્ત્રમાં એક પરિમાણ બીજા પરિમાણની બરાબર હોય ત્યારે એ બન્ને પરિમાણોની વચ્ચે બરાબરનું ચિહ્ન ('=') વપરાય છે એ ચિહ્નનો સૌથી પહેલો ઉપયોગ ઇ સ ૧૫૫૭માં રૉબર્ટ રિકોર્ડ નામના ગણિતજ્ઞે કર્યો હતો એ પ્રયોગ કરતી વખતે તેણે નોંધ્યું હતું કે વારંવાર અમુક પરિમાણ બીજા પરિમાણની બરાબર છે એવું દર્શાવવા માટે બે સમાંતર તેમજ સરખી લંબાઈની લીટીઓ ('=') રૂપી ચિહ્ન એટલા ખાતર વાપરવું જોઈએ કે સરખાપણું દર્શાવવા માટે એના કરતાં વધુ સરળ તેમજ સૂચક ચિહ્ન મળવું મુશ્કેલ છે

વત્તા (+) અને ઓછા (−) એ બન્ને ચિહ્નોનો પહેલો પ્રથમ પ્રયોગ માઇકલ સ્ટિફેલ નામના ગણિતવેત્તાએ સને ૧૫૪૪માં પ્રગટ કરેલા 'એરિથમેટિકા ઇન્ટિગ્રા' (Arithmetica Intigra) નામના પુસ્તકમાં કર્યો હતો.

કોઈ પદ બીજા પદ કરતાં વધારે છે અથવા તો ઓછું છે એવું

દર્શાવવા સારૂ ' > ' અને ' < ' એવાં બે ચિહ્નોનો ઉપયોગ થાય છે ટોમસ હેરિયટ નામના ગણિતશાસ્ત્રીએ તેના 'આર્ટિસ એનાલિટિક પ્રેક્ટિસ નામના ગ્રન્થમા એ ચિહ્નોનો સૌથી પહેલો ઉપયોગ કર્યો હતો એમ સંશોધકો સુણાવે છે. એ ગ્રન્થ સને ૧૬૨૧માં પ્રસિદ્ધ થયો હતો

ગુણાકાર અને ભાગાકારના ચિહ્નો ( × અને ÷ ) ના યોજકે ખરેખરી બુદ્ધિ અજમાવી હોય એમ જણાય છે, કારણ કે સરવાળા અને ગુણાકાર વચ્ચે સંબંધ છે તેવો જ સંબંધ બાદબાકી તથા ભાગાકાર વચ્ચે પણ છે;એ બીનાને ધ્યાનમાં લઇને એ શોધકે વત્તા (+)ના ચિહ્નમાં થોડો ફેરફાર યોજીને × આમ લખવાની પ્રથા શરૂ કરી હશે તથા તે જ રીતે ઓછાના ચિહ્નને ફેરવીને ÷ આમ લખવાની રૂઢિ પણ તેણે પ્રચલિત કરી હશે એમ કહેવાય છે કે ભા-જકની સંખ્યાની આગળ પ્રાચીન હિંદી ગણિતજ્ઞો ઓછાની નિશાની વગરનું આવું : પ્રમાણદર્શક ચિહ્ન લખતા હતા, પરંતુ પાછળથી આરબોએ એ પ્રમાણમા ચિહ્નોમા વપરાતા બે ટપકાઓ વચ્ચે ઓછાનું ચિહ્ન ઉમેરીને ભાગાનું ચિહ્ન ઉપજાવી કાઢ્યું હતું આજે પણ એ ભાગાકારનું ચિહ્ન જોતા જણાય છે કે ઓછા તેમજ પ્રમાણના બે ચિહ્નોના સંયોગથી જ એ ભાગ્યાની નિશાની બનવા પામી હશે.

યુરોપભરમા એ ગુણાકારનાં ચિહ્નનો પહેલ પ્રથમ પ્રયોગ તો ઑટ્રેડ (Oughtred) નામના ગણિતશાસ્ત્રીએ તેના 'ક્લેવિસ મેથેમેટિકા' (Clavis Mathematica) નામના સને ૧૬૩૧માં પ્રગટ થએલા પુસ્તકમા કર્યો હતો;અને ભાગાકારનુ ચિહ્ન સ્વિટ્ઝરલૅંડમા આવેલા ઝુરિચ શહેરના રૂહૅન નામના ગણિતજ્ઞે ઇ સ ૧૬૫૯મા અને લંડન શહેરમા જૉન પેલ નામના ગણિતશાસ્ત્રીએ ઇ સ. ૧૬૬૮મા વાપર્યું હતું.

પ્રમાણદર્શક ચિહ્નો ( : .: ) પણ સૌથી પહેલા કોઇ ઑસ્ટ્રેડ નામના ગણિતજ્ઞે યોજી બતાવ્યા હતા એમ કહેવાય છે.

અપૂર્ણાંક દર્શાવવા માટેની હાલની પદ્ધતિ વિશે પણ થોડુ ઘણુ જાણી લેવુ જરૂરનુ છે પ્રાચીન ભારતવર્ષીય બીજ-ગણિતમા હાલની પ્રચલિત પદ્ધતિ પ્રમાણે જ અપૂર્ણાંક લખાએલા છે એમ કહેવાય છે. એ પ્રાચીન સમયમા ઉપર અંશ અને નીચે છેદ એ પ્રમાણે લખાતુ. માત્ર વચ્ચેની લીટી લખાતી નહોતી. એ લીટી ઉમેરવાની શરૂઆત તો આરબોએ કરી હતી, જેમની પાસેથી રોમન લોકો એ શીખ્યા અને ત્યાંથી સમસ્ત યૂરોપમાં તેનો પ્રચાર થયો.

સુપ્રસિદ્ધ 'લીલાવતી' ગ્રંથના પ્રણેતા સમર્થ ગણિતજ્ઞ ભાસ્કરાચાર્યના સમયમા ક્યા પ્રકારનાં ચિહ્નો વપરાતાં તે બાબતમાં કૅાલ કૃત 'ગણિતશાસ્ત્રનો ઇતિહાસ' શીર્ષક ગ્રંથમા નીચે મુજબ ઉલ્લેખ મળી આવે છે: 'ચિહ્નોને બદલે દૃ'કાક્ષરો અથવા આદ્યાક્ષરો લખાતા હતા જે રકમ બાદ કરવાની હોય તેના પહેલા અંકની ઉપર એક ટપકુ લખીને બાદબાકી છે એમ સૂચવાતું; અને સરવાળો છે એવું દર્શાવવા માટે આંકડાઓને પાસે પાસે લખવામાં આવતા. ગુણાકાર સારૂ અગર તો કોઇ બે રકમો સરખી છે કે નાનીમોટી છે એવું બતાવવા માટે કોઇ પણ ચિહ્ન વાપરવામાં આવતું નહોતુ' (સંપાદિત)

—ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

## રહસ્યભૂમિ આસામ

આસામ હજી પણ એક રહસ્યભૂમિ છે. એના ભૂતકાળના ઇતિહાસનાં ઘણાં રહસ્યો હજી અણઉકેલ રહ્યા છે, પરંતુ સદિયાથી ૪૦ માઇલ પર આવેલી મિષ્મી ટેકરીઓ વચ્ચેથી તાજેતરમા જ શોધાએલી સોનેરી કમાડોની જોડ પણ ઘણા સ્થપતિઓને મૂંઝવી રહી છે. ભગવાન શ્રી કૃષ્ણના પત્ની રુક્મિણીના પિતા ભીષ્મકના મહારાજ્યની રાજધાની કુંડિલ-નગરનાં તે અવશેષો હોવાનું મનાય છે ઐતિહાસિક નજરે તો એ શોધ અતિ અગત્યની છે.

એવી જ બીજી શોધ તે બ્રહ્મપુત્રાને ઉત્તર કિનારે આવેલા સુવર્ણગિરિ નજીકથી, નવમી સદીથી યે પુરાણા કાળમા ઉખાત થએલા ટેરા કોટાનાં કીમતી અવશેષો મળ્યા છે એ છે. એવું માનવામા આવે છે કે ચાના ઉત્પાદન માટે વપરાતી એ ભૂમિ પર પહેલાં એક જ પત્થરમાંથી કોતરી કાઢેલું મોટું મંદિર કે રાજમહેલ હસ્તી ધરાવતુ હશે. ઘણાખરા અવશેષો બારણાંની બારશાખનાં છે ને તે પર કમળનાં ફૂલ તથા પાંદડાં કોતરેલાં છે.

અને ત્રીજી મહત્ત્વની શોધ શ્રી મુખરજી અને રાય નામના બે બંગાળીઓએ કરેલી અશોકની પૂર્વની રાજધાની તોશલિની છે. ઉદયગિરિ, ખંડગિરિ ને ધૌલિ ટેકરીઓ વચ્ચે ભુવનેશ્વર પાસે એ સ્થળ આવેલું છે. ઉદયગિરિમાં મળેલા સમ્રાટ ખારવેલના ઉત્ખનનો પરથી એ તોશલિ જ હોવાનું પુરવાર થાય છે.

હજુ ભવિષ્યમા, આ રહસ્યભૂમિના પટ નીચેથી દ્રવિડ સંસ્કૃતિની એંધાણીઓ પણ મળી આવવાની આશા રખાય છે

—'ધી ઇન્ડીઅન રીડર્સ ડાઇજેસ્ટ'

## જગતશાંતિ—એક કલ્પિત આદર્શ

ઇ પૂ ૧૫મી સદીથી માંડીને આજ સુધીમાં એટલે કે ગત ૩૫૦૦ વર્ષમા ૩૧૦૦ વર્ષ તો દુનિયાએ યુદ્ધોમા જ વીતાવ્યા છે માત્ર ૨૨૭ વર્ષ જ એનું વાતાવરણ યુદ્ધથી વિમુક્ત રહ્યું છે

આ ૩૫૦૦ વર્ષની મુદતમાં યુદ્ધની અટકાયત માટે એકંદર ૮૦૦૦ શાંતિવાદી તહનામા થયા છે અને છતાં જગતની યુદ્ધની બુભુક્ષા તો આજપણ એવી જ રહી છે, એ રીતે ૮૦૦૦ વખત સામુદાયિક વચનભંગ કરી ચૂકેલાં જગતનાં રાષ્ટ્રો, ઉપરથી ભલે શાંતિનો દંભ રાખ્યા કરે, પણ આસી આવતી એ પુરાણી બુભુક્ષા હજુ યે શમે એવાં ચિહ્નો નથી ત્યારે જગતશાંતિ શું માનવજાતનો એક કલ્પિત આદર્શ જ રહેશે?

(મરાઠી 'પ્રભા' ઉપરથી)

# નવી કેડીઓ

આ છૂટાં સૂચનો, વિચારો, વાક્યો અચાનક
કોઈ ભૂલે પ્રકાશ અને સામર્થ્ય અવશ્ય પૂરશે.

રાઈ અને કુંવળી એ બે વનસ્પતિઓમાં અનુક્રમે ક્લોરીન અને એમોનિયા પુષ્કળ પ્રમાણમા છે અને તે વાયુઓ તેમાથી છૂટા પણ તુરત પડી શકે છે આથી તેને યોગ્ય રસાયણિક ક્રિયાઓમાથી પસાર કરતા એમોનિયમ ક્લોરાઇડ અથવા નો નવસાર બની શકશે હિંદ ખેતી પ્રધાન દેશ હોવાથી કદાચ આવી રીતે બનાવેલો નવસાર સોંઘો પણ ઠીક પડી શકશે. વળી માત્ર રાઇમાથી પણ પ્રથમ ક્લોરીન વૉટર અને પછી હાઇડ્રોક્લોરિક ઍસિડ બની શકવા સંભવ છે. આ દિશામા કોઇ જરૂર પૂરતા અખતરા અને પ્રયત્ન કરે તો ઇચ્છનીય છે.

આગગાડીના માણસો આકડાનું આમલિયાનુ રૂ જાતે વીણી અગર મજૂરો પાસે વીણાવી એકઠુ કરતા રહે તો તેના સારાં નાણાં જરૂર ઉપજે. (ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ)

# નવા નુસખા

આપણા દૈનિક જીવનમા એવી કેટલી યે વસ્તુઓ આવે છે જેના વિષેના આપણા વિચારો જુદા જ પાયા પર હોય છે.

દાખલા તરીકે બૂચને આપણે તદ્દન હલકો પદાર્થ માનીએ છીએ. હવે એ જ બૂચના એક મીટર (૩ ૨૮ ફૂટ)ની ત્રિજ્યાના દડાનું તમે કેટલું વજન કલ્પો છો ? તમારી કલ્પનામા એ નહિ જ આવે કે એક ટનથી યે તેનું વજન વધી જાય છે.

હવાના દબાણનો પણ ચોક્કસ ખ્યાલ તમને નહિ હોય. એ જાણવા માટે આ એક અખતરો બસ થશે

ઇંચના આઠમા ભાગ જેટલી ખાલી રાખી એક આખી શીશી પાણીથી ભરો ડાબા હાથે એકાદ કપડું વીંટાળી એને ગળામાથી પકડી રાખો ને પછી જમણી હથેલીથી એના મોં પર ઝડપથી ફટકો મારો હવાનુ ઓચિંતુ દબાણ તમારી આખી શીશી ફોડી નાખશે !

## યાદશક્તિની કસોટી



આ અંકમા આગળના એક પાના પરના ચિત્રમાં તમે મગનભાઇ અને એમના આડોશીપાડોશીને બરાબર ઓળખી લીધા હશે. એ બધા અહીં થોડા નવા સંબંધીઓ વચ્ચે દેખાય છે હવે તમારી યાદશક્તિની મદદથી એ દસ જણને આ ઘેરામાંથી ઓળખી કાઢી નીચેના ક્રમનાં ખાનાંમા એમનાં સાચાં નામો ભરી દો અને પછી ગેલું પાનું ઉથલાવી ખાત્રી કરી લો કે તમે કેટલા સાચા છો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ [illegible] | ૪ . . . . . | ૭ . [illegible] | ૧૦ . [illegible] | ૧૩ . [illegible] |
| ૨ [illegible] | ૫ . [illegible] | ૮ . . . . . . | ૧૧ [illegible] | ૧૪ . . . . . . |
| ૩ . [illegible] | ૬ . . . . . | ૯ . [illegible] | ૧૨ . . . . . | ૧૫ [illegible] |

ખેડામાં કપાસ ખરીદવા આવેલા એક જાપાની વ્યાપારીએ હિસાબ કરવા ખીસામાંથી એક નાની પેન્સિલ કાઢી. અકસ્માત તે હાથમાંથી પડી ગઇ ને ઘણી શોધ કરતાં ન મળી. પાસેના ગુજરાતી ગૃહસ્થે એને પોતાની પેન્સિલ આપી, પણ જાપાનીએ તરત તે પરનું નામ વાંચી તેને પાછી આપી, કારણ તે જાપાનમાં બનેલી ન હતી. એ જ વખતે એણે બજારમાંથી જાપાની પેન્સિલ મગાવી ને એ વડે હિસાબ પૂરા કર્યા.

અનેકાર્થી શબ્દ: આડી = આડ- સરથી પાતળું લાકડું; આડે મૂકવાની વસ્તુ; બાધા, આખડી; હદ; સીમા; કુસ્તીનો એક દાવ; મુડદું રાખવા માટે ચિતામાં વપરાતું જાડું લાકડું; આડચ- આડું તિલક.

ગણિતગમ્મત

$\frac{1}{3}$ + ૫ + ૭૯        $\frac{2}{6}$ + ૮૪

સરવાળાની ઉપરની બે રકમોમાંની પહેલીમાં બધા જ એકી અંક (૧, ૩, ૫, ૭, ૯) અને બીજી રકમમાં બધા બેકી અંક (૨, ૪, ૬, ૮) એકેક જ વાર અને એવી ખૂબીથી વાપર્યા છે કે તે બંને રકમોનો જવાબ (સરવાળો) એક જ સરખો આવે છે: ૮૪$\frac{1}{3}$!

કહેવતોના અર્થ: 'દોરડી બળે, પણ વળ ન મૂકે'–માણસનો સ્વભાવ અનેક ઉપાયો અજમાવવા છતાં તેવો ને તેવો જ રહે છે તે દર્શાવવા વાપરાતી કહેવત. એને મળતી બીજી ઘણી કહેવતો છે, જેવી કે: 'પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય'; 'દાદર જાય ચુને ને ટેવ જાય મૂએ'; 'દાદ જાય ફૂએ, ઝોડ જાય જુતે, ને ટેવ જાય મૂએ'; 'સાપ કાંચળી બદલે પણ ઝેર ન મૂકે'; 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી'; 'વાંદરો સો વર્ષનો થાય પણ ઠેક ન ભૂલે'; 'લખણ ગયા, ભખણ ગયા, પણ લક્ષણ ન ગયાં'; 'આદત આઇ હૈ જાન સાથ, જાએગી જનાજે સાથ' વગેરે વગેરે.

પેચવાળા ડબા કે બરણીનાં ટિનનાં ઢાંકણાં ચોમાસામાં કટાઇને જામ ન થઇ જાય તે માટે પેચના ગાળામાં આછું આછું ગાઢું તેલ લગાડી રાખવું.



આજબ કુદરત

પોલાદ જેવું સખત છતાં ગેંડાનું શીંગડું હાડકાનું નહિ પણ માત્ર વાળોનું જ બનેલું હોય છે પણ એ વાળ એવા તો આકરા ગૂંથાએલા હોય છે કે હાડકા કરતાં યે મજબૂત રહે છે.

આપણા પ્રત્યેક ભોજનની વચ્ચે ઓછામાં ઓછા ત્રણ કલાક ને વધુમાં વધુ છ કલાકનો ગાળો રહેવો જ જોઇએ.

ઘોડાને જેમ એક જ ખરી અથવા આંગળું છે, તેમ ઊંટને બે, ગેંડાને ત્રણ, હિપોપોટેમસને ચાર અને હાથી, માણસ વગેરેને પાંચ આંગળાં છે.

જમણો હાથ ડાબા હાથ કરતાં વધુ સક્રિય છે ખરો, પણ ઠંડી–ગરમી વગેરે ડાબો હાથ વધુ કળી શકે છે!

ચોમાસામાં ઊનના જોડામાં નકામા છાપાના ડૂચા ઠાંસીને ભરી રાખવાથી વધેલા સંકોચો ને ફુગ પણ નહિ જાય.

ટાઇલ જડેલા બાથરૂમ અગર પોર્સિલેનની બેઝીન પર પડેલા પીળા ગંદા ડાઘ સાફ કરવા માટે હાઇડ્રોજન પેરોક્સાઇડનું પોતું વાપરજો. પણ પછી પાણી વડે ઘસીને સાફ કરી નાખવું ન ભૂલતા.

સાઇકલના ટાયરમાં અંદરની બાજુએ ચોખાજીરાનો ભૂકો છાંટવાથી પંક્ચર ઓછાં પડશે. (પો. કુ. ૫)

માખીઓને કપૂરની વાસ ગમતી નથી. ચોમાસામાં માખીઓની વસતિ વધે છે તે વેળા તેઓ કાચના ગ્લાસ, હાંડી વગેરે પર બેસીને હગારના ડાઘ પાડે છે. તે માટે કપૂર નાખેલા તેલનો આછો હાથ એવી ચીજો ઉપર માર્યો હશે તો એ ઉપદ્રવ દૂર થશે.

રેડિયમથી પણ બળવી શક્તિ ધરાવતું રેડિયો-સોડિયમ નામનું તત્ત્વ હાલમાં જ શોધાયું છે.

હિંદી લશ્કરમાં ત્રાંસાં ને શરણાઇઓને બદલે ઇંગ્લિશ પડઘમ ને મસકવાજાં ઈ. ૧૭૬૬માં દાખલ થયાં.

આફ્રિકાના વિકરાળ હાથીઓ માત્ર એક જ ચીજથી બીએ છે ને તે સિયારુ નામની કીડીથી. એ કીડી એમની સૂંઢમાં પેસી જઈ એ ફેલવા માંડે છે ને એમ થતાં હાથી પોતાની સૂંઢ ખડક કે ઝાડના થડ પર પછાડી પછાડીને મરી જાય છે.




મિસર (ઇજિપ્ત)ની ટ્રામની ટિકિટ જેના ઉપર મહિનો, તારીખ, કલાક અને ઊતરવાનું સ્થાન સુદ્ધાં દર્શાવનારી રચના છે

કુમાર
આવતી કાલનાં નાગરિકોનું માસિક
વર્ષ ૨૪મું · અંક ૮મો · શ્રાવણ · ૧૯૯૩

# ત્રણ કાવ્યો

## ૧

·મિશ્ર·

અંધારના - ગર્ભમહીંથી ઉદ્‌ભવી
શમી જતી વીજ અનંત વ્યોમમાં,
આનંદની તેવી ક્ષણો કદીકદી
પ્રકાશતી જીવનમાંહીં; સંગ્રહી
તે ચાલવું કંટક માર્ગમાં, અને
અંધારને ચેતનથી ઉજાળવો;—
એ મમ છે માનવને ઉરે ભર્યો.

## ૨

મિશ્ર

રચી રચી બંધ અનંત કાળમાં
જૂના નવા કૈંક વિભાગ યોજવા,
એ મર્ત્યના જીવનની કલા ને
એમાં જ રાચે જન મર્ત્યલોકના.
નિર્મુક્ત એ બંધનથી બનીને
અનંતના અંતરમાં વિરામવું
એવી કદા માનવને ઉરે ઉરે
અપૂર્વ વાંછા અણુતૂટ જાગશે?

## ૩

·સ્રગ્ધરા·

વ્હેતા કાલપ્રવાહે મધુર કટુ ક્ષણોનાં પ્રતિબિંબ જોતો
ઊંડે ઊંડે વિમાસે જન જલવહને કાં ન એ સૌ વિરામે?
જાણે ના મૂઢ એ તો જલ નવું, સહુ એ સ્થાન ને બિંબ જૂનાં
જૂનું ક્યાંથી વિરામે? નહિ નવલ કશું, માનવીભ્રાન્તિ એ તો.
તો યે હૈયું હઠીલું નવ કંઇ સમજી ભ્રાન્તિ કેમ રાચે?

ભાનુ







**આપણો પહેલો પાઠ**

● મહાસભાએ પ્રજાની નાડીઓ એકત્ર કરી, નવી સત્તાઓના નેતું બળ પૂર્યું છે. નવા રાજબંધારણમાં પ્રજાના ચૂંટેલા અધિકારીઓ પ્રજાની નજરથી જ વહીવટ ચલાવવાની પ્રતિજ્ઞા લઈ આગળ આવ્યા છે. કૉંગ્રેસે તેમને પ્રમાણ્યા એટલે પ્રજાની બહુમતીએ જ પ્રમાણ્યા. આ રીતે હિંદના આંતરવહીવટમાં પ્રજાનો વ્યવહાર પ્રજાના હાથમાં આવ્યો ગણાય. પણ આપણને જાગૃત રાષ્ટ્રનેતાઓ ચેતવણી આપી રહ્યા છે કે 'જોજો, સ્વચ્છંદી ન બનતા. છેવટની લગામો હજુ તમારા કાબૂમાં નથી. પણ હાથમાં આવેલી બાજી સંભાળી શકો તો આવતી કાલ પણ એ હાથમાં આવવાની જ.'

આમ જીવનનું સંરક્ષણ, કેળવણીમાં રાષ્ટ્રીયતાનું ધ્યેય, ઉદ્યોગોમાં જનતાનો નિર્વાહ અને ધનબળનો સાર્વજનિક હિતાર્થે ઉપયોગ વગેરે બાબતો પાર પાડવામાં પ્રજાતંત્રને સંપૂર્ણ છૂટ છે. એટલે હવે જો આપણા શિક્ષિતો અને શ્રીમંતો ધારે તો દેશની સૂરત ત્વરિત બદલી શકે એમ છે. યુનિવર્સિટીની જડ અને સુસ્ત કેળવણીને બદલે શ્રમ, ઉદ્યોગ ને કલાપૂર્ણ તાલીમ આપનારી સંસ્થાઓ દેશમાં વધે તો શહેર, ગામડાં અને નાનાંનાનાં સમાજો પોતાનો ઉદ્ધાર કરવાની શક્તિ સહજમાં મેળવશે. આજે તો આર્ટ્સ કૉલેજો અને મેડિકલ કૉલેજો પાછળ લખલૂટ ખર્ચ થઇ વિદ્યાર્થીઓમાં ઉડાઉ જીવન પેદા થયું છે અને કામ કે કષ્ટ સહેવાને નાલાયક પ્રજાનો પરિવાર વૃદ્ધિમાં છે. આ બધું દેખતી આંખે વિદ્વાન પ્રિન્સિપાલો, પ્રોફેસરો અને હેડમાસ્તરોએ કાં તો પોતાના પગારો ખાતર નિભાવ્યું છે; અથવા પરિસ્થિતિનો સામનો કરવાની બુદ્ધિ કે હિંમત તેમનામાં નથી. એ બધા નવા રાષ્ટ્રીય કાર્યક્રમમાં શો ભાગ ભજવશે એ જોવાનું છે. પણ વિદ્યાર્થીઓ અને તરુણો તો કેડ બાંધી નવા જીવનને પ્રયોગમાં મૂકી સ્વાનુભવ, સ્વાશ્રય, સ્વશિક્ષણ અને સ્વાર્પણનો લહાવ લઇ શકે છે. એ કેળવણીને કોઈ નહિ પહોંચે. અમેરિકાના આરંભકાળના સંસ્થાપકોનો ઇતિહાસ જુઓ. ખેડ કરતાં, વહાણવટું કરતાં, જંગલો વહેરતા, અસલીઓ સાથે યુદ્ધ કરતાં શોધકો અને સંચાલકો બનેલા એ માનવીઓએ જગત ઉપર સાવ નવો યુગ ઊતાર્યો છે. સ્વાતંત્ર્ય, સ્વમાન અને સ્વાર્પણ પ્રજાની કેળવણીના એકેએક અંગમાં ન હોય તો એ કેળવણી નિરર્થક છે. આજે હિંદુસ્તાન પાસે મોટો પ્રશ્ન એ છે કે નવાં ક્ષેત્રોમાં કામ કરવાની લાયકાતવાળા માણસો યુનિવર્સિટીઓ આપી શકી છે? બધાને જ નવી નિશાળે બેસવાનું છે, પણ જ્યાં પોતાને જ પોતાની રસોઇ જમવાની હોય ત્યાં અખતરા કરનારને ડર શાનો હોય? પોતાની ભૂલો નિભાવી પોતે જ નવા માર્ગો શોધી કાઢવાના છે. આવી વિચારધારાથી એકેએક સંસ્થા અને વ્યક્તિ ધારણ કરે તો જ વિવિધ દિશામાં દેશની પ્રગતિ સાધી શકાય.

આપણો પહેલો પાઠ તો શિસ્ત અને સંયમનો જ હોવો જોઇએ. રાષ્ટ્રીય નેતાઓની યોજના પ્રમાણે દરેક જણ પોતાના સ્થાન અને પરિસ્થિતિમાં શાં શાં શિસ્ત અને વ્યવસ્થા આણી શકે તેનો વિચાર કરી લેવો જોઇએ. આ બાબતમાં આપણે પરદેશીઓ પાસેથી ઘણું લેવાનું છે. મેં હમણાં જ અધિકાર પર આવેલા પ્રધાનોને માન આપવા યોજાતી મિજલસોમાં કેટલી ગોટાળો અને શિસ્તભંગ ઊભરી પડ્યાં છે એ નજરે જોયું છે. આપણે જ આપણાં શાસનનો ભંગ કરીશું તો પછી શી રીતે બીજો કાર્યક્રમ સાધી શકાશે? જે બ્રિટિશ ઑફિસરો એક વખતે સરકારી હુકમથી એક સપાટે દેશના મહાન ખાનદાનોથી માંડી અદના સ્વયંસેવકો સુધી કોરડો ચલાવી રહ્યા હતા તેના તે જ ગોરા ઑફિસરો આજે એ જ સરકારી હુકમને આધીન થઇ તેમના ઉપર નીમાએલા પ્રધાનોની જે માનમર્યાદા સાચવે છે તે ઘણો લેવાલાયક દેખાવ છે. જેમને જેલ મોકલેલા તે જ જ્યારે અધિકાર પર આવ્યા ત્યારે તેમની ઘરતી આદબ અને હુકમદારી માનવામાં તેઓ લેશ પણ પાછા પડતા દેખાતા નથી, એ જોઈ, કદાચ કોઈ હિંદી ખોટા ફૂંવડે ચડી જાય તો ભૂલ કરશે. શક્તિ અને અધિકારની સાથે જ સંયમ અને સમતુલા રાખવાં જ ઘટે. સમુદાય આખો આ વાત સમજે તો એ અધિકારીઓની સમક્ષ અવ્યવસ્થિત દેખાવો અને વર્તન થવા ન દે તેમજ બ્રિટિશ ટીકાકારોને આપણી નાલાયકી સિદ્ધ કરવાનાં દષ્ટાંતો ન બને.

**એક સંસ્કાર સમાગમ**

● થોડા દિવસ પહેલાં મેં મુંબાઈમાં પોલૅંડના એલચી (કૉન્સલ) શ્રીમાન ડૉ. બાનાસિન્સ્કી અને તેમનાં કલારસિક પત્ની મૅડમ બાનાસિન્સ્કાના આમંત્રણથી તેમના પરોણાઓ સમક્ષ ભારતીય કળાનો અદ્યતન પરિચય આપવા નમ્ર પ્રયાસ કર્યો એ વાત દેશનાં કેટલાંક પત્રોમાં પ્રસિદ્ધ થઇ છે તેમજ ટાઇમ્સ પ્રેસના ઈવનિંગ ન્યુસે પણ કદરદાનીથી એ પ્રસંગ વર્ણવ્યો છે. પરંતુ એ પ્રસંગની પાછળ જે ભાવભર્યો માનવમેળાપ અને અજબ ઘટના હતી તે વાત કહેવાની બાકી રહે છે.

મુંબાઈના તળના તો ઘણા સાહિત્યપ્રેમી તરુણો ભાઈ હરિશ્ચન્દ્ર ભટને ઓળખતા હશે; પણ બીજા કોઇને જો તે નજરે પડે તો તેમને કોઇ દેશી ગુમાસ્તા ધારી લે અથવા હાથમાં ચોપડીઓ સાથે નીકળતા સુગમ વિદ્યાર્થીમાં ગણી લે. પણ એ માનવસળેકડામાં જે ઊર્મિ અને અડગ ઉપા-

સન્માનનો સંભાર ભર્યો છે એ તો ગાઢ પરિચયમાં આવનારા જ જાણી શકે એ ભાઇબંધને પોલૅંડનું સાહિત્ય વાંચવાની લગની લાગી તેણે માનેલું કે પતિત પોલૅંડ એકવાર ભારતના જેવી જ અધોગતિ ભોગવતું હતું તેમાંથી એ ઉત્થાન પામ્યું, એટલે તેના વૃત્તાંતમાંથી હિંદને કંઈ ને કંઇ પાઠ મળશે જ આથી પોલૅંડ ઉપર કેટલાં યે પુસ્તકો તેમણે વાંચી નાખ્યાં ને કંઇ વધુ મહત્ત્વનું સાહિત્ય મેળવવા પોલૅંડના એલચી ખાતાના બારણે ભટકાયા પોતાનો દરજ્જો ખ્યાલમાં રાખી તેમણે પોલંડના કૉન્સલ સાહેબ ઉપર પત્ર લખ્યો અને તેમાં પોતે વાંચેલાં પુસ્તકોની નોંધ આપી અને બારણે ઊભેલા પટાવાળા જોડે તે અંદર મોકલી આપ્યો જવાબ માટે રાહ જોવાનું કહી પટાવાળાએ પત્ર અંદર પહોંચાડયો



મૅડમ બાનાસિન્સ્કા, રવિશંકર રાવળ, ડૉ. ઇ. બાનાસિન્સ્કી (પોલિશ કૉન્સલ), હરિશ્ચન્દ્ર ભટ્ટ

કૉન્સલ ડૉ. બાનાસિન્સ્કી ખરેખર કોઈ અજબ માણસ તેમણે એકદમ એમને અંદર બોલાવ્યા ને પોતાના ઍસિસ્ટંટને કહ્યું કે આ જુવાને મારા દેશનું સાહિત્ય મારા કરતાં પણ વધારે વાંચી નાખ્યું છે અને હું તેને મારા મિત્ર ગણું છું પછી તો ઘણી વાતો નીકળી ડૉ. બાનાસિન્સ્કીએ એક વખત જીવનના છેલ્લે પગથિયેથી આરંભ કર્યો હતો એટલે તેમની નજરમાં આ સુદામા મિત્ર જરાયે ઊતરતા ન દેખાયા મિત્રતા પાકી બાંધી દીધી અને આજે એક દેશી પેઢીના મુનીમ એ ભાઇ હરિશ્ચન્દ્ર એ વિદ્વાનના સુહૃદ થવાનો સંપૂર્ણ લહાવ પામે છે પોલૅંડના ઉદ્ધારક પિલસુદ્સ્કીનું સંપૂર્ણ ચરિત્ર તેમણે ડૉ. બાનાસિન્સ્કીની પ્રેરણાથી બહાર પાડયું છે એ પુસ્તકનું પ્રાકટ્ય ડૉક્ટરે પોતાના ભવનમાં ઊજવ્યું ત્યારે બેચાર સરકારી સભ્યો ની મહેમાનો સમક્ષ ભાઇ હરિશ્ચન્દ્રને તેમણે અભિનંદન ભેટ આપી કદરદાની બતાવી આ બધું આપણા પયગંબરી વિદ્વાનો અને આડંબરી ઑફિસરોના મુકાબલે વિચારી લેજો ડૉ. બાનાસિન્સ્કી તો પણ છતાં સંસ્કૃતિ અને કળાના જબરા ઉપાસક છે તેમનાં પત્ની ચિત્રકામમાં અને ગૃહકળાઓમાં પાવરધાં છે ભાઇ હરિશ્ચન્દ્રે એ દંપતીના સંસર્ગમાં મને મૂકવાનો સંકેત કરી રાખ્યો હતો દરમિયાન સીમલામાં બેસીને એક પોલિશ તરુણીએ હિંદના નારીજીવન વિષે કંઇક ને કંઇ લખી નાખ્યાનું એ દંપતીના જાણવામાં આવ્યું ત્યારથી તેમનો જીવ બળતો હતો કે શી રીતે તેનો પ્રતિકાર કરવો એવામાં ભાઇ હરિશ્ચન્દ્રે તેમને કનુ દેસાઇની 'સત-ચિત્રાવલિ' બતાવી અને એમાંનાં ચિત્રો સમજાવ્યાં જીવનની કવિતા અને ભાવ ગ્રહણ કરવામાં કુશળ એ દંપતી તરત તેનું હાર્દ સમજ્યાં અને ઠરાવ્યું કે પેલા પ્રચારકાર્યના પ્રતિકાર રૂપે —કોઈ આર્થિક હેતુથી નહિ—એ ચિત્રમાળા પોલૅંડની ભાષામાં પ્રકટ થવી જોઇએ શ્રી કનુ દેસાઇએ પોતાની રૉયલ્ટી જતી કરવા કબૂલાત આપી એટલે મારે મુંબાઇના પ્રવાસ દરમિયાન તેમને મળવાનું પાકું થયું એ મુલાકાત વખતે હિંદની કળાની છૂટક વાતો કરતાં તેમને એટલો રસ પડયો અને કહ્યું કે ચાર વર્ષથી અમે મુંબાઇમાં છીએ પણ અમને દેશની સંસ્કૃતિ કે કળાનો પરિચય કરાવનાર કોઈ હિંદીનો સમાગમ થયો નથી તમે એક દિવસ આવી, રસ લેનારા બીજા મિત્રો સમક્ષ થોડી વાતો કરો તો સારું. મને તો એ ભાવતું કર્તવ્ય ગણ્યું પણ મારા માટે એ એક કસોટી જ હતી અમેરિકામાં કદી ભાગ્યે જ અપાતું નહિ પણ પરીક્ષા માટે કોઇ તો શી કરે એમ મેં મારું વક્તવ્ય તૈયાર કર્યું અને ભાઇ હરિશ્ચંદ્રે એમાં યે પોતાના વખત ને શક્તિનો ભોગ આપી, સદ્ભાવ કરીને ટાઇપ કરી આપ્યું એ મેળાવડામાં કેટલીક અમેરિકન બાનુઓ તેમજ

ઇટાલિયન, જર્મન અને ચેકોસ્લોવાકિયન કોં.સલોની હાજરી હતી અને દરેકે બહુ લક્ષથી શાંતિથી બધું સાંભળીને ભાવપૂર્વક વાતો કરી. આપણા જ દેશનાં સંસ્કારી મંડળોમાં ક્વચિત જ એવા રંગ અને રસથી સૌ મળે છે. મૅડમ ગાનાસિન્સ્કાએ બહુ જ કાળજીપૂર્વક સ્વાગતની તૈયારી કરેલી. એક વરંડામાં આમંત્રણ પ્રમાણે ખુરશીઓ ગોઠવેલી જેથી મૂંઝવણ ન થાય. વ્યાખ્યાતા માટે છાયાવાળી વીજળીક રોશની બરોબર ઉચાઈવાળા ટેબલ પર ગોઠવેલી. શ્રોતાઓ ઉપર છાયા રાખવાથી બોલનારનો ક્ષોભ સહજ ઓછો થઇ જતો હતો. મારા વાચન પછી સુપ્રસિદ્ધ ફોટો-કલાકાર અને કલાવિવેચક તથા પ્રખ્યાત બૅરિસ્ટર મિ. કાર્લ ખંડાલાવાળાએ પૂર્તિરૂપે જે વિવેચન કર્યું તે એ પ્રસંગને વધારે દીપાવી શક્યું. છેવટે બાજુના ખંડમાં સાદા ઉપાહારની યોજનાએ બધા વર્ગોના સંક્ષોભ છોડાવી હળતામળતા કર્યા. એ બધી ગોઠવણ એમને તો સહજ ક્રિયાવત્ હતી, પણ આપણા સમાજમાં ક્વચિત્ પ્રાપ્ય લાગી.

**આ અંક ના પૂંઠા પ ર નું ચિત્ર (મૂળ કદ ૮×૧૦ ફૂટ)**

હજુ હમણા જ વિદ્યાર્થીજીવન આટોપતા ભાઇ વિનાયક પંડ્યાને હાથે આઠદસ મોટા માપના ચિત્રો તૈયાર થઇ ગયાં એ એમની કારકિર્દીનો જ્વલંત પ્રારંભ ગણાય. ગુજરાત-કાઠિયાવાડમાં એ માપનાં ચિત્રો કરવાની તક હજુસુધી કોઇને મળી નથી. ભાઇ વિનાયકને એ ભાગ્ય સાંપડ્યું તેનું અભિનંદન લાઠીના કલારસિક રાજવી શ્રીમાન પ્રહ્લાદસિંહજી સાહેબને ઘટે છે. જ્યારે બીજા રાજ્યકર્તાઓ પરદેશી કલાની મોહિનીમાં નાગી ચણગારોથી રાજમહેલો સજે છે ત્યારે લાઠીના ઉદ્યાનપ્રાસાદમાં કાલિદાસનાં 'મેઘદૂત' અને 'શાકુન્તલ'નાં વિશાળ કદનાં ચિત્રો આંખ ઠારે છે રાગ-રાગિણીઓનાં મોટાં ચિત્રો નવી જ સ્વરલહરીનાં ઝણકાર આપે છે. હજુ તો એમણે કલાનાં પગલાં માત્ર કેરાવતાં આટલો સત્કાર કર્યો છે ગુજરાતના નાનમોટા ચિત્રકારોની મૌલિક કૃતિઓનો પણ તેમણે સંગ્રહ શરૂ કરી દીધો છે, અને થોડા વખતમાં લાઠીનું ચિત્રાલય સારાં ચિત્રોનું કેન્દ્ર બની જાય તો નવાઇ નહિ; કારણ કે લાઠીના ઠાકોર સાહેબ જેવા કલાપ્રિય અને કળાના ભક્ત ઉપાસક તેમના લઘુ ભ્રાતા કુમાર મંગળસિંહજી એ પ્રમાણી પાછી પડવા દે એવા નથી. ભાઇ વિનાયકના કામની સવિસ્તર નોંધ લેવાની તક બહુ નજીકમાં છે એટલે ગુજરાતને વધાઇ રૂપે હાલ આટલું બસ છે. ર.મ.રા.

'કુમાર' હજુ પણ પોતાનું ખર્ચ જાતે ઉપાડી શકતું નથી. એ વાત ઘણા જાણતા નહિ હોય. ગયા વરસથી કરેલા બે ફૉર્મના વાચનના અને અવારનવાર બેરંગી છપાઇના વધારાએ તેને ૧૯૩૬ની આખરે વધુ ખોટમાં મૂક્યું હતું. તોપણ આ વર્ષે અમે એ નિભાવી રાખવાનો સંકલ્પ કર્યો હતો. પરંતુ આ વર્ષની શરૂઆતથી કાગળના ભાવ ઉત્તરોત્તર વધતા જઇને આજે તેમા ૨૫ થી ૩૦ ટકા સુધીનો વધારો થયો છે. તેને પહોંચી વળવા અમે બીજા રંગની છપાઇ બંધ કરી છતાં પણ બોજો હળવો નહિ જ થાય એમ લાગવાથી નિરુપાયે આ અંકથી અમારે એક ફૉર્મનું વાચન કમી કરવું પડ્યું છે. તેને માટે ક્ષમા પ્રાર્થી અમે આશા રાખીએ છીએ કે વાચકો એ નિભાવી લેશે. —વ્યવસ્થાપક

"હું તો કૉલેજની કેળવણીમાં ધરમૂળથી ફેરફાર કરું ને એનો દેશની જરૂરિયાતોની સાથે મેળ સાધું. યંત્રશાસ્ત્રના ને બીજા ઇજનેરોને માટે પદવીઓ રખાય. એમને જુદાજુદા ઉદ્યોગોની જોડે જોડી દીધેલા હોય, ને એ ઉદ્યોગોને જે ગ્રૅજ્યુએટો જોઇએ તેમને તાલીમ આપવાનું ખરચ એ ચલાવનારા જ આપે. દાખલા તરીકે ટાટા કંપનીની પાસે એવી અપેક્ષા રખાય કે તેમને જે ઇજનેરો જોઇએ તેમને કેળવવાને માટે તે રાજ્યની દેખરેખ નીચે એક કૉલેજ ચલાવે. તેજ પ્રમાણે મિલમાલિકોનાં મંડળ મળીને પોતાને જોઇતા ગ્રૅજ્યુએટો કેળવવાની કૉલેજ ચલાવે. એવું જ બીજા અનેક ઉદ્યોગોને વિષે. વેપારને માટે પણ કૉલેજ હોય. પછી 'આર્ટ્સ', દાક્તરી ને ખેતીવાડી રહ્યાં. આજે કેટલીયે ખાનગી 'આર્ટ્સ' કૉલેજો સ્વાવલંબનપૂર્વક ચાલી રહેલી છે. એટલે રાજ્ય પોતાની આર્ટ્સ કૉલેજો ચલાવવી બંધ કરે. દાક્તરી કૉલેજો પ્રમાણપત્રવાળાં ઇસ્પિતાલોની સાથે જોડેલી હોય. એ કૉલેજો ધનિકોમાં લોકપ્રિય છે એટલે તેઓ એ કૉલેજોને નભાવવા માટે સ્વેચ્છાએ પૈસા આપે એવી અપેક્ષા રખાય અને ખેતીવાડીની કૉલેજો સ્વાવલંબી હોય તો જ એનું નામ સાર્થક થાય મને કેટલાક ખેતીવાડીના ગ્રૅજ્યુએટોનો કડવો અનુભવ થયેલો છે. એમનું જ્ઞાન છીછરું હોય છે, એમને વહેવારુ અનુભવ હોતો નથી પણ જો તેમને સ્વાવલંબી ને દેશની જરૂરિયાતો પૂરી પાડનારી વાડીઓમાં ઉમેદવારી કરવી પડી હોય તો તેમને પદવી મેળવ્યા પછી ને જેની નોકરી કરતા હોય તેને ખરચે અનુભવ મેળવવાની જરૂર ન રહે." —ગાંધીજી

## ગુજરાત સાહિત્ય સભા તરફની ૧૯૩૭ના સાહિત્યની સમાલોચના

"૧૯૩૭ના ગુજરાતી વાઙ્‌મયની સમીક્ષાનું કામ ગુજરાત સાહિત્ય સભા તરફથી આ વખતે પ્રો. રાવળને સોંપાયું છે. તો સમાલોચના માટેનાં પોતાનાં પુસ્તકો એમને નીચેને સરનામે મોકલવાની સૌ પ્રકાશકો તેમજ લેખકોને સભા તરફથી વિનંતિ છે: પ્રો. અનંતરાય રાવળ, ૧૦, હીરાબાગ એલિસબ્રિજ અમદાવાદ



## ગુર્જર રંગભૂમિના પિતા

# સ્વ. દી. બ. રણછોડભાઈ ઉદયરામ

'સને ૧૮૩૭માં જન્મી ઠેઠ સને ૧૯૨૩ સુધીનું એમનું જીવન આપણા રાષ્ટ્રીય જીવનના ત્રણચાર યુગોને પોતામાં સમેટી લે છે. ડેલહાઉસીથી ગાંધી યુગમાં અસ્પૃશ્યતાની ચર્ચા કરવા સુધીનો લાભ પણ તેમને મળ્યો. આમ રણછોડભાઈમાં આપણો આખો ગયો સૈકો જાણે કે વ્યક્ત થાય છે.

તેમનું પહેલું પુસ્તક બહાર પડ્યા પછી તેઓ ૬૪ વર્ષ જીવ્યા અને તે દરમિયાન તેમની ૬૩ કૃતિઓ તૈયાર થઈ. જાણે કે વર્ષેવર્ષે એક એક કૃતિ તેઓ દેવી સરસ્વતીને ચરણે ધરતા. પોતાની નોકરીચાકરીના કાળમાં અથવા તો અત્યંત કામભરેલા અધિકારે આરૂઢ હોવા છતાં પણ તેમણે લેખન-વ્યવસાયનું પોતાનું કામ અખંડ ચાલુ રાખેલું અને એ સર્વમાં સોળસો પાનાના પૂરવાળો એમનો 'રણપિંગળ'નો ગ્રંથ તો આજે પણ શ્રી બલવંતરાય ઠાકોર કહે છે તેમ, અજોડ છે. અનેક ભાષાઓમાં ડૂબકી મારી તેમણે 'રણપિંગળ'નું જે મહાભારત ઉપજાવ્યું છે તે અદ્ભુત રસીલું અને મહાન છે અને એટલી ખંત તથા ચીવટવાળા એ વિધાયકને માટે સદૈવ અમર કીર્તિ નિર્માણ કરે છે.'—નિ. ક.

**એ અખંડ સરસ્વતીસેવકના જન્મને આ ઑગસ્ટ માસની નવમી તારીખે સો વરસ પૂરાં થતાં હોવાથી ગુજરાતભરમાં એમની શતાબ્દી ઉજવાય છે.**

એક સૈકા પહેલાંની આ વાત છે. આસો મહિનાની સુરખી ભરી એ મનોરમ સન્ધ્યા હતી. આસમાનને લાલ કસુંબલ રંગના રંગછાંટણે રંગી, સૂરજ મહારાજ પૃથ્વીને પેલે પાર ઊતરી ગયા હતા. ઘડીક વીતી. અંધારું ઊતર્યું ને મહુવાના વૈજનાથ મહાદેવના મંદિરમાં ઝાલર-થાળીઓનો રણકાર થયો. લોકોનાં ટોળાં દર્શને ઊલટ્યાં. આરતી થઈ રહી અને દસેક વર્ષનો એક બ્રાહ્મણ કુમાર સ્તુતિ ગાવા માંડ્યો. ભોળા શંભુ અને પાર્વતીનાં ભક્તિસ્તોત્રો લલકારતા આ બાળકે માનવમેદનીને મુગ્ધ કરી. લોકો માંહોમાંહે કહેવા લાગ્યા 'કંઠ બહુ મધુર છે, ગળેથી જાણે અમી ઝરે છે. આ તે ભલા છે કોણ?' કોઈક જવાબ આપે છે, 'એ તો પેલા ઉદયરામ દવેનો નાનો દીકરો રણછોડ.' 'વાહ વાહ' છોકરો તો ભારે વહાલો છે. ઉદયરામ બિચારા ચારેક વર્ષ પર જ મરણ પામ્યા. એ આ જુએ તો એમના જીવને કેવી ટાઢક વળે!' ત્યાં બીજો એક જણ બોલ્યો, 'પેલા જટાશંકર ત્રવાડીવાળો ભગનો તો કે'તો'તો કે રણછોડ સ્તુતિ પોતે જોડી કાઢે છે ને કવિતાઓ પણ બનાવે છે.' 'હશે બાપુ' એમ હોય તો મહાદેવજીની કૃપા.' લોકો વિખરાઈ પોતપોતાને ઘેર ગયા. રણછોડ મહાદેવને ઓટલે બેઠો બેઠો કંઈ ગણગણાટ કર્યા કરતો. ઘણી વાર જતાં-આવતાં કોઈ જુએ તો નવાનવા પદો ને છંદો બનાવવામાં તે તલ્લીન હોય.

ગુજરાતની રંગભૂમિના આદ્ય પ્રેરણાદાતા ને ઉત્પાદક, સમર્થ નાટ્યકાર ને સાક્ષર સ્વ. દી. બ. રણછોડભાઈ ઉદયરામની જીવનસીડીનું આ પહેલું પગથિયું. બાલપણમાં વૈજનાથ મહાદેવના મંદિરે કાવ્યકલાનાં જે બીજ વવાયાં, તેમાંથી જ જતે દહાડે ફાલીફૂલી વિશાળ વૃક્ષ થયું.

એમના જન્મને આજ બરાબર સો વર્ષ પૂરાં થયાં. કેવું એ સૈકા પહેલાંનું ગુજરાત! દેશ ઉપર ત્યારે કાળી જાડી લાકડી ફરતી હતી. છિન્નભિન્ન થએલા કાઠિયાવાડ-ગુજરાત પર બ્રિટિશ સરકાર પોતાની સત્તા જમાવતી આવતી હતી. ગાયકવાડ પાસેથી થોડાં વર્ષ પહેલાં જ ગુજરાતનો મોટો ભાગ અંગ્રેજોને હસ્તક

આવ્યો હતો. તે વખતે સમાજના અંગેઅંગમાં કંગાલિયત વ્યાપી ગઈ હતી. અજ્ઞાન, જડતા અને ભીરુતાને લીધે લોકો અંદરઅંદરના કજીઆમાં રચ્યાપચ્યા રહેતા હતા. વડવાઓને ચાલે ચાલી જીવન વીતાડનારાં ગુજરાતીઓ, વિનાશને માર્ગે ઘસડાતાં જતાં હતાં. સદીઓ–જૂના રિવાજો સામે માથું ઊંચકવાની કોઈની છાતી ચાલતી નહિ. સાતી બે સાંતીની જમીન હોય, ઘરને આંગણે એકાદ ગાય કે ભેંસ બાંધી હોય અને છોકરાંના છોકરા કે તેનાં છોકરાં દાદાજીના ખોળામાં રમતાં હોય તે માણસ ભાગ્યશાળી લેખાતો. કોઈ પોતાને ત્યાં ધર્મગુરુની પધરામણી કરે, ભાગવત-કથા બેસાડે કે મહારુદ્ર યજ્ઞ કરે તેની લોકોમાં વાહ-વાહ બોલાતી. સાચા ધર્મને પ્રજા વીસરી ગઈ હતી. પાખંડીઓ અને લંપટ ધર્મગુરુઓ પૂજાતા હતા. ધર્મને નામે અનેક પાપલીલા રચાતી અને શ્રદ્ધાળુ ભોળા લોકો તેના ભોગ બનતા. લગ્નપ્રસંગનાં ગજા ઉપરાંતનાં ખર્ચોમાં કે કારજ–કરિયાવરમાં લોકોની રહીસહી મૂડીનો નાશ થતો હતો. બાળલગ્ન તો તે વખતના નિત્યના બનાવ હતા. નવું જોવાની કે આચરવાની કોઈને ઇચ્છા જ થતી ન હતી. આવી સ્થિતિમાં અંગ્રેજોના આગમન સાથે જે નવા યુગનો આરંભ થયો તેથી ધર્મમાં, સમાજમાં, સાહિત્યમાં અને જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં જાગૃતિ આવી. જાગતા ગુજરાતની એ પ્રેરક લહેરો વચ્ચે જે મહાપુરુષો સરજાતા હતા તેમાંના રણછોડભાઈ ઉદયરામ દવે એક હતા.

અને આ રહી મહુધાની તે વખતની નિશાળ. બેઠા ઘાટનું હવા-અજવાળા વગરનું એક મકાન. તેમાં સામેની ભીંત પર દેવી સરસ્વતીની એક છબી આવેલી છે. 'સરસ્વતી તું મોરી માય'થી શરૂ થતી સ્તુતિ સવારના પહોરમાં લલકારતા વિદ્યાર્થીઓ ઊભા છે. સ્તુતિ પૂરી થતાં શિક્ષક મોટા મોટા બરાડા પાડી કક્કો બોલાવે છે: 'ચસ્યાજીની ચોપડી; બુઢ્ઢા વધાપોદળો; જાજરો જોર વાણિયો, મઝીરાની શેરી ખડ, નન્નો ભાટ ડૂબેલો; મમ્માજીનું માટલું ને રડ્ડાઇનો રોટલો.' કક્કો ને આંક બોલાઈ જાય છે. કોઈ પોતાના નિત્યપાઠ વાંચે છે કે કોઈ બારાખડી ઘૂંટે છે; ત્યાં કંઈક ધાંધાટ થાય છે કે તરત જ ઓચિંતો જાણે બૉમ્બ પડે તેમ શિક્ષકના હાથમાંનો દંડો ઊછળવાનો કરતા વિદ્યાર્થી પર પડે છે. મંદ ગતિ પ્રસરે છે. ભૂગોળ, ઇતિહાસ, ગણિત વગેરે લેવાય છે. મોટા નિશાળીઆઓમાંથી કોઈ નામું લખતા શીખે છે તો કોઈ 'સ્વસ્તિ શ્રી મુંબઈબંદર મહાશુભસ્થાને સર્વોપમાલાયક પૂજ્યારાધ્ય શેઠશ્રી ૫'થી શરૂ થતા પત્રોના નમૂના ગોખે છે. દરમિયાન મહેતાજી રૂપેરી દાંડીવાળાં ચશ્માં ચડાવી કંઈક વાંચવામાં ગૂંથાયા છે. જાણે વીજળીનો આંચકો વાગ્યો હોય તેમ ઊંચું જોઈ બોલે છે; 'અલ્યા રણછોડ ! જો; નડિયાદના મહેતાજીએ કાગળ મોકલ્યો છે. સાથે ત્યાંના વડા નિશાળીઆ મનસુખરામ સૂર્યરામે પાદપૂર્તિ માટે ત્રણ લીટીની કવિતા મોકલી છે. જો વાંચ, તારે એની ચોથી લીટી જોડી કાઢવાની છે.' રણછોડભાઈ ચાર પંક્તિઓ પૂરી કરે છે અને વધારામાં ત્રણ નવી પંક્તિઓ જોડી કાઢી તેની પાદપૂર્તિ માટે નડિયાદ મોકલાવે છે. શિક્ષકનું મોં સહેજ મલકે છે અને ત્યારથી રણછોડને પોતાનો પટ્ટશિષ્ય બનાવે છે. પછી તો કપડવણજના નિશાળીઆ હરિલાલ દામોદર, નડિયાદના મનસુખરામ સૂર્યરામ અને મહુધાના રણછોડભાઈ, એ ત્રણ પાદપૂર્તિ માટેની કવિતાઓ પરસ્પરને મોકલાવે છે અને એકબીજાની સરસાઈ કરી આગળ વધવા રોજ બરોજ નવુંનવું સરજવાની હોંસ વધારતા જાય છે.

રણછોડભાઈનો જન્મ સને ૧૮૩૭ના ઑગસ્ટની ૯મી તારીખે મહુધામાં બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. મહુધા મૂળ ગાયકવાડી હકુમતમાં, પણ સને ૧૮૧૭ પછી તે અંગ્રેજ સરકારના કબજામાં આવ્યું હતું એ વખતની મહુધાની જાહોજલાલી પણ સારી કહી શકાય. આજ તો તેની વસતિ ૮,૦૦૦ની આસપાસ હશે; પણ એ વર્ષો પહેલાં તેની વસતિ ૨૦,૦૦૦ લગભગની હતી. લોકોનો મુખ્ય ધંધો ખેતી અને તેને અંગે થતી ધીરધાર તથા શાહુકારીનો. રણછોડભાઈના પિતા ઉદયરામને પેઢીઓ તરફથી ગણેલ વંશપરંપરાનો ગિરાસ હતો, તેનો વહીવટ તે કરતા ઉપરાંત તે મહુધાના દેસાઈ માણેકલાલ અંબારામના મુખ્ય મુનીમ હતા. સમાજમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી અને પૈસેટકે પણ સામાન્ય રીતે સુખી કહી શકાય. રણછોડભાઈ સૌથી નાના પુત્ર હતા

એટલે માતપિતાના ખૂબ લાડીલા હતા. પણ તેમનું આ સુખ લાંબો વખત ટક્યું નહિ. તે ૭ વરસના થયા તે અરસામાં તેમના પિતા મરણ પામ્યા કુટુંબ-નિર્વાહનો ભાર તેમના મોટા ભાઈ પર આવી પડ્યો બે વરસ રહીને એમની માતાનું પણ અવસાન થયું. આમ, કુટુંબ પર એક બીજી આફત ઊતરી અને ત્રણે ભાંડુઓ એકલવાયા બન્યા.

મુહુધાની ગુજરાતી શાળામાં રણછોડભાઈનો વિદ્યાભ્યાસ પૂરો થઈ રહ્યા પછી તેમને તેમનાં માશી પાસે નડિયાદ રહેવાનું થયું. પોતાના વિનોદી અને હસમુખા સ્વભાવથી આ કિશોર આડોશીપાડોશીનો બહુ માનીતો થઈ પડ્યો. તેની જિજ્ઞાસાવૃત્તિ પહેલેથી જ બહુ પ્રબળ હતી અને કંઈ પણ કરવાનું માથે લે તે પૂરૂં કરે ત્યારે જ છોડે તેવી મક્કમતા તેનામાં હતી. આ અરસામાં તેને અંગ્રેજી ભણવાની હોંશ જાગી. નડિયાદના સરદાર ભાઉસાહેબ દેસાઈના પુત્રો સાથે તેણે દોસ્તી બાંધી. ભાઉસાહેબે પોતાના પુત્રોને અંગ્રેજી શીખવવા એક ટ્યૂટર રાખેલો હતો. રણછોડભાઈની અંગ્રેજી શીખવાની ધગશ અને સાહિત્યપ્રેમ જોઈ ભાઉસાહેબે તેમને પણ પોતાના પુત્રો સાથે જ ભણાવવાની સગવડ કરી આપી હતી. રણછોડભાઈએ નડિયાદના આ વસવાટમાં અંગ્રેજી ભાષા પર ઠીક ઠીક પ્રભુત્વ મેળવી લીધું. ઉપરાંત, શેક્સપીઅર, મિલ્ટન અને બાયરન જેવા કવિઓનાં કાવ્યોનો રસાસ્વાદ પણ કર્યો. સંસ્કૃતનો અભ્યાસ એક શાસ્ત્રી પાસે કરેલો,


દીવાનબહાદુર રણછોડભાઈ ઉદયરામ

તેમાં પણ ઉત્તરોત્તર સારી પ્રગતિ સાધી લીધી. મનની આકાંક્ષાઓ અને અભિલાષાઓને ફળીભૂત કરવા માટે જ એની આ બધી મથામણ હતી.

જુવાનીમાં પગ માંડતા રણછોડભાઈને વીસમું વર્ષ બેસે છે ને હિંદમાં ૧૮૫૭નો વિખ્યાત બળવો જાગે છે. ચગદાએલા હિંદના એ છેલ્લા પ્રયત્ને અંગ્રેજોને ધ્રૂજાવી મૂક્યા હતા. સારા યે હિંદમાં એની ભભૂકતી જ્વાલાઓ પ્રસરી ગઈ હતી. કંપનીનું રાજ્ય ઘડીકમાં જશે એમ સૌને લાગતું હતું. લોકોનાં જાનમાલની પણ સલામતી ન હતી. આવા કપરા કાળમાં મુસાફરી કરવી એ તો મોતને ભેટવા જવા જેવું હતું. પણ જુવાન

(maslaraa)

સ્વ. દી. બ. રણછોડભાઈના હસ્તાક્ષર

રણછોડભાઈની સાહસવૃત્તિ આવે વખતે પણ તેમને આગળ વધવા પ્રેરતી હતી. એમના મગજમાં અનેક ગડમથલ ચાલતી હતી. નડિયાદ જેવા નાના શહેરમાં આગળ વધવાનો માર્ગ ન હતો. મનમાં ને મનમાં તેમણે અમદાવાદ જવાનું નક્કી કરી નાખ્યું ને વડીલો પાસે પોતાનો નિશ્ચય જણાવ્યો. વડીલોએ આનાકાની કરી. તે દિવસોમાં નહોતી ટ્રેન કે નહોતી પાકી બાંધેલી સડક. ખભે ખડીઓ નાખી, ધૂળીએ રસ્તે ચાલી તે અમદાવાદ પહોંચ્યા. ત્યાં 'લૉ ક્લાસ'માં જોડાયા અને કાયદાનો અભ્યાસ ચાલુ કર્યો; સાથે સાથે શિષ્ટ સમાજમાં હળવાભળવાનું પણ ચાલુ રાખ્યું; ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષને ઝંખતા પોતા જેવા જ જોડીદારોનો સાથ મેળવી અવનવી પ્રવૃત્તિઓ આદરી; અને જૂના સાહિત્ય અને ઇતિહાસનું સંશોધન ચાલુ કર્યું.

આ વખતે, ગુજરાતી સાહિત્યને વ્યાપક બનાવી લોકોને તેમાં વધુ રસ લેતા કરવાની પ્રવૃત્તિઓ ઉપાડનારા ત્રણ અંગ્રેજ વિદ્વાનો અમદાવાદમાં હતાઃ મિ. ફાર્બસ, મિ. હોપ અને મિ. કર્ટિસ. તેમને હાથે જે યોજનાઓ ઘડાઇ તેને આગળ ધપાવનારા મંડળમાં કવિ દલપતરામ, રણછોડભાઇ અને તેમના સાહિત્યપ્રેમી મિત્રો હતા. આ મંડળે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થાપી અને તેના મુખપત્ર તરીકે 'બુદ્ધિપ્રકાશ' નામનું માસિક ચાલુ કર્યું. રણછોડભાઇએ આ માસિકના તંત્રી તરીકે અમુક વખત સુધી કામ કર્યું. તેમાં સને ૧૮૬૨માં 'જયકુમારીનો જય' એ નામનું નાટક લખવું એમણે શરૂ કર્યું હતું અને તે તરફ લોકોનું ખૂબ ધ્યાન ખેંચાયું હતું. એ નાટક પછીથી 'જયકુમારી વિજય નાટક' નામે પ્રસિદ્ધ થયું. કવિ દલપતરામને જૂના કવિઓની કાવ્યપ્રસાદીઓ એકઠી કરી 'કાવ્યદોહન ભાગ ૧લો' પ્રસિદ્ધ કરવામાં રણછોડભાઇની મદદ મુખ્ય હતી. ગુજરાતી શાળાઓમાં પાઠ્ય પુસ્તકો હતાં જ નહિ; તે માટે હોપવાંચનમાળા તૈયાર થતી હતી, તે માટેની સમિતિમાં રણછોડભાઇ પણ નિમાયા હતા. અમદાવાદમાં આવા ક્ષેત્રમાં ઠરીને ઠામ બેસાય તેટલા માટે એજ્યુકેશનલ ઇન્સપેક્ટરની ઑફિસમાં એમણે ઍકાઉન્ટન્ટ તરીકેની નોકરી સ્વીકારી.

રણછોડભાઇની કાર્યકુશળતાથી આકર્ષાઇ, અમદાવાદના શેઠ બેચરદાસ અંબાઇદાસ લશ્કરીએ મુંબાઇમાં લૉરેન્સ કંપનીમાં પોતાના પ્રતિનિધિ તરીકે તેમને નીમ્યા. સને ૧૮૬૩માં તેમનું મુંબાઇમાં આવવાનું થયું. એ વખતે મુંબાઇના વેપારરોજગાર બહુ ધીકતા ચાલતા હતા—અને સાથે શેરબજારની સટ્ટાખોરીએ ઘણાને ચકડોળે ચડાવ્યા હતા. મૂઠી ચણા બાંધી ખાલી હાથે મુંબાઇમાં આવેલા ઘણા માણસો શેરબજારની તેજીમાં લક્ષ્મીનંદનો થઇ પડ્યા હતા; અને ઘણી ધીકતી પેઢીઓ એ દિવસમાં તૂટતી પણ સંભળાતી. રણછોડભાઇએ પોતાની પેઢીનું કામ બહુ જ કુશળતાથી અને ગણતરીથી કર્યું હતું અને તેની આંટ છેવટ લગી જાળવી રાખી હતી.

આ અરસામાં મુંબાઇમાં યુનિવર્સિટી સ્થપાઇ અને તે કેળવણીનું મુખ્ય ધામ બન્યું. ગુજરાતના યુવકો કૉલેજમાં અભ્યાસ કરવા અને પરીક્ષાઓ આપવા ત્યાં આવવા લાગ્યા. પાશ્ચાત્ય સંસ્કૃતિના સંપર્કથી જગતના જુદાજુદા દેશો વિષે તેઓ ઘણું જાણતા થયા. ભારતવર્ષને પણ યુરોપ અને અમેરિકાના મુલ્કો જેવી સ્વતંત્રતા અપાવવાના કોડ તેમના હૃદયમાં જાગ્યા. તેમણે વિવિધ મંડળો સ્થાપ્યાં. આ મંડળોમાં ક્યાંક સ્ત્રીકેળવણીના પ્રશ્નો ચર્ચાતા, તો ક્યાંક બાળલગ્નો .

(અનુસંધાન આગળ પાને ૪૨૦મે)

# આંધળાઓનો દેશ

વિખ્યાત અંગ્રેજ સાહિત્યકાર એચ જી વેલ્સની વાર્તા પરથી ઉતારનાર

શ્રી.હરિકૃષ્ણ વ્યાસ

સાર: એ સાહસિક જુવાનનું નામ નૂનેઝ, એક અકસ્માતે તેને એવા દેશમાં ધકેલી દીધો કે જ્યાંનાં માણસોને-આંખ એટલે શું એની કલ્પના જ ન હતી આંખની જગ્યાએ તેઓનાં પોપચા એવા દબાઇ ચોંટી ગએલાં કે અંદર ડોળો જ ન હોય એમ લાગે! આવા દેશમા કુદરતે પોતાને સહેતુક ધકેલ્યો છે એમ માનતા આશાવંત નૂનેઝને જ્યારે લાગે છે કે એ લોકો તો પોતાને પર્વતમાંથી જન્મેલુ તાજુ બાળક જ ગણે છે ત્યારે તે હતાશ બને છે: અને એની ‘જોઇ શકવાની’ શેખી માટે જ્યારે પેલા અંધો એને જવાબ આપે છે કે ‘છટ્!’ ‘જોવું’’ એવો કોઇ શબ્દ જ દુનિયામા નથી’’ ત્યારે એ હતાશા અનેકગણી વધી જાય છે. પરંતુ નૂનેઝને અંધોની એ દુનિયાના ઘણા અનુભવો થવા હજી બાકી છે: ને એ આ અંકમાં તમે વાંચશો ત્યારે જ મિ. વેલ્સની વાર્તાકલાનું સાચુ રહસ્ય પામી શકશો જુઓ, વાંચો: આગળ'


એચ.જી વેલ્સ

‘લીઓનાર્ડો ડા વિન્ચી પછી સૂર્ય-ચંદ્રના પ્રકાશ નીચે પૃથ્વી પર પ્રકાશતી એકમાત્ર પ્રતિભા’ તરીકે જેને રેબેકા વેસ્ટ ઓળખાવે છે એ મિ વેલ્સ, જેવા સમર્થ વિજ્ઞાની છે એવા જ સમર્થ સમાજશાસ્ત્રી અને રાજકારણપટુ છે: અને વિજ્ઞાનથી બીજે નંબરે એમની એ વિષયક કૃતિઓ જ આવે છે. એમના કહેવા પ્રમાણે ‘ખુલ્લું કાવતરૂ–Open Conspiracy’ નામની પોતાની નવલ-કથામાં એમણે પોતાના જીવનના અને જગતના ભાવિ આદર્શો રજૂ કર્યા છે. ગયા અંકમાં તેમજ અહીં એમના વ્ય-ક્તિત્વની આટલી પિછાન પછી એમની કૃતિઓના રસિયા સૌ પહેલું એ પુસ્તક વાંચવાનું ન ચૂકે. ભાવિદ્રષ્ટા વેલ્સની એ સાચી પિછાન કરાવશે. એ દ્રષ્ટાની ખરી મહત્તા તો એ છે કે ભવિષ્યમા શું થશે એના તરંગિત કલ્પનાઓમાં નહિ પણ શું થવું જોઇએ એની વહેવારૂ તારવણી-મા એ દુનિયાને રાચતી બનાવે છે.

આમ ચાર દિવસ પસાર થયા. અને છતા આ અંધોનો રાજા હક્ક માન્ય કરાયા વિનાનો અણઘડ અડીએલ તરીકે જ ઓળખાતો રહ્યો. એને પોતાનું રાજાપદ જાહેર કરવુ ધાર્યા કરતા અઘરૂં લાગ્યુ. અને એને માટેની સવિસ્તર યોજના પોતે વિચારી રહ્યો હતો તે દરમિયાન એ અંધોના દેશના રીતરિવાજો શીખી લેવા તેણે બનતું કર્યું પણ એ બધામા એક વસ્તુ તેને બહુ આકરી લાગી· દિવસે ઊંઘવુ તથા આખી રાત કામ કરવું ' આથી તેણે પોતાના મન સાથે ગાંઠ વાળી કે પોતે રાજા થાય કે તરત પહેલો સુધારો સૂવા તથા કામ કરવાનો આ કૃત્રિમ (તેની પોતાની દૃષ્ટિએ) ક્રમ બદલવામા જ દાખલ કરવો.

પણ રાજા થવું શી રીતે એ જ મુખ્ય પ્રશ્ન હતો. આ અંધો જે નીતિનું જીવન જીવી રહ્યા હતા તેમા દેખતા માણસની દરમિયાનગીરીની જાણે જરૂર જ રહી લાગતી ન હતી. તેઓનું જીવન સાદુ, મહેનતુ તથા નીતિની ભાવનાને માણસ જે સ્વરૂપમા સમજી શકે એટલા પૂરતુ નીતિમય હતું. તેઓને મહેનત કરવી પડતી; પણ તનતોડ નહિ: તેઓ પોતાની સાદી જરૂરિયાતો મુજબનાં કપડા, ખોરાક તથા આશ્રય થોડી મહેનતે ઊપજાવી શકતા. તેઓએ જમાનાઓથી અમુક દિવસો અને ઋતુઓ આરામ માટે નક્કી કરી દીધા હતા. ઉછાળા મારતી જીવનશક્તિને તેઓ સંગીત વાટે વેગ આપતા. તેઓ પણ પ્રેમ શી ચીજ છે તે સમજતા. અને તેઓને પણ સ્ત્રીઓ અને બાળબચ્ચાંનું સુખ હતું. આમાં દેખતો માણસ શો ઉપયોગી ઉમેરો કરી શકે તેમ હતુ?

અને જે જડ જગતની સાથે તેઓને કામ પાડવાનું હતું તેને ત્વચા, ધ્વનિ અને ઘ્રાણની પરિભાષામાં એવી સંપૂર્ણતાથી સમજતાં તેઓ શીખી ગયા હતા કે દૃશ્ય જગત પર કાબૂ જમાવવામાં તેઓને આંખની ખોટ જણાતી નહિ. વ્યવહારની બધી વસ્તુઓ, વર્ષોના ઉત્ક્રાન્તિક્રમ પછી, તેઓની ખાસ જરૂરિયાતને અનુકૂળ પરિવર્તન પામી ગઈ હતી. તેઓને મન ગામ કે દુનિયા બધું સરખું હતું. એ દુનિયાના બધા રાજમાર્ગો એકબીજાથી માપેલ ખૂણે આવી

રહ્યા હતા. રસ્તાઓના ખૂણાની અંધારી બાજુએ ચોક્કસ જાતનાં ચણતર કર્યાં હતાં. અને એ જ મુજબ રસ્તાઓ કે ખેતરોની બધી અનિયમિતતાને સાદી ભૂમિતિથી સીધી કરી દેવામાં આવી હતી. તેઓના રીતરિવાજ અને ટેવો પણ આ બાહ્ય જગતને અનુકૂળ બની ગયાં હતાં. તેઓની બાકીની ઇન્દ્રિયો અજબ જેવી તીવ્ર બની ગઈ હતી. હમણાં વીસ ફૂટ દૂર ઊભેલા માણસના અસ્પષ્ટ ઉદ્‌ગાર કે હલનચલન દ્વારા વ્યક્ત કરાતા ભાવો તેઓ સહેજે સમજી શકતા; કદાચ પાસેના માણસના હૃદયના ધબકારા પણ તે સાંભળી શકતા. અને ભાવોની ઘણીખરી ભાષા પણ ચહેરા પરથી ઊતરી જીભે આવી હતી. બોલતી વખતે તેઓના ચહેરાની રેખાઓ ઓછીવત્તી નિશ્ચલ રહેતી, પણ તેને બદલે તેઓના અવાજમાં ઉગ્રતા, મંદતા, કે માર્દવનાં અનેક નાનાં મોટાં મોજાં આવતાં; ને એથી વધુ જરૂર પડે ત્યારે ભાવોની સ્પષ્ટતામાં તેઓ સ્પર્શનો આશ્રય શોધતા. અને તેઓનું આ સ્પર્શનું ભાન એવું જાગૃત હતું કે તેઓ ખેતીનું કામ સંપૂર્ણ શ્રદ્ધાથી કરી શકતા; તેઓની ઘ્રાણશક્તિ પણ એવી જ જલદ હતી, અને શિકારી કૂતરાના જેવી ચાલાકીથી તેઓ માણસોની ગંધના વ્યક્તિગત ફેરફારો જાણી જઈ શકતા. અને આમ તેઓ પોતાના લામાને ચરાવતા તથા ઓળખી શકતા.

આ બધું જ્યારે નૂનેઝે બળવો કરવાનો વિચાર કર્યો ત્યારે તેની આંખ સામે સ્પષ્ટ તરી આવ્યું. આથી પ્રથમ તો તેણે બની શકે તો સમાધાનીથી કામ લેવા ધાર્યું એકવાર તેમાંના કેટલાકને તેણે કહ્યું, 'આમ સાંભળો. મારામાં કેટલીક એવી શક્તિઓ છે જે કદી તમારી સમજમાં જ નહિ આવી શકે.'

તેઓમાંના બે જણને તેની વાતમાં રસ પડ્યો; તેઓ તેની સામે ચહેરા નીચા નમાવીને એના તરફ કાન ધરીને એની વાત સાંભળતા બેઠા. એ શ્રોતાજનોમાં એક છોકરી હતી, તેણે એક ખાસ કારણસર એનું ધ્યાન ખેંચ્યું. તેની આંખોનાં પોપચાં બીજાં કરતાં ઓછાં દબાએલાં હતાં, તેમ જ જરાય લાલ ન હતાં. અને તેથી જાણે એમ જ લાગતું હતું કે એ ઉપસેલાં પોપચાં નીચે તંદુરસ્ત આંખો સંતાએલી હોવી જોઈએ. આથી તેને લાગ્યું કે પોતે તેને તો જરૂર સમજાવી શકશે.

તેણે તેઓની આગળ દૃશ્ય જગતના સૌંદર્યનું આબેહૂબ વર્ણન કર્યું: પર્વતોનું રોમાંચક સૌંદર્ય, આકાશ અને સૂર્યોદય તથા સૂર્યાસ્તનું ગહન સૌંદર્ય વગેરે. અને તેઓ બધાં કોઈ ગાંડા માણસની વાત સાંભળતાં હોય એમ એ બધું સાંભળી રહ્યાં. પછી તેઓએ તેને કહ્યું કે પર્વત જેવું કોઈ હતું જ નહિ. પણ એ ટેકરાને છેડે જ્યાં લામા ચરતાં હતાં ત્યાં પૃથ્વીનો છેડો આવી જતો હતો. અને એ છેડા પર ચોતરફ ફરતું મુલાયમ ખડકોનું બનેલું છત્ર એ આખા દેશ પર ઢંકાઈ ગયું હતું. આ છાપરામાંથી ક્યારેક બરફ અને ઝાકળ પડતાં. અને જ્યારે તેણે તેઓને એમ સમજાવવા યત્ન કર્યો કે તેઓની એવા છાપરાની એ કલ્પના માત્ર ભ્રમ હતો ત્યારે તેઓએ તેને રૂઢિઓથી વિરુદ્ધ જનાર ક્રાન્તિકારી ધારી લીધો. અને એ છાપરાને બદલે તેણે તેઓની આગળ રજૂ કરેલ આકાશ, વાદળાં તથા તારાઓના વર્ણનમાંથી તેઓ તો માત્ર એટલું સમજ્યા કે કોઈ અંત ન આવે એવી ભયંકર ખીણ ઉપર હોવી જોઈએ. અને આ કલ્પના તેઓને એટલી ત્રાસજનક થઈ પડી કે હવે પછી એવી વાતો ન કરવાનું તેને કહેવામાં આવ્યું.

આથી હવે કલ્પનાતીત વાતો કરવાને બદલે વ્યવહારમાં દૃષ્ટિ કેટલી ઉપયોગી થઈ પડે તે તેઓને સમજાવવા તેણે વિચાર્યું. એ મુજબ એક દિવસ તે ગામને છેડે આવેલા ઘરમાં બધા બેઠા હતા, એવામાં તેણે 'સત્તરમા' નામથી ઓળખાતા રસ્તા પર દૂરથી ચુપકીદીથી ચાલ્યા આવતા પેડ્રોને જોયો. હજુ તે એટલો બધો દૂર હતો કે અવાજ કે ગંધ પરથી કોઈને તેના આવવાની જાણ ન થઈ શકે. એટલે નૂનેઝે ભવિષ્ય ભાખ્યું, 'થોડા વખતમાં પેડ્રો અહીં આવશે.' એક વૃદ્ધે કહ્યું કે પેડ્રોને એ સમયે સત્તરમા રસ્તા પર કાંઈ જ કામ હોવાનો સંભવ ન હતો, તેથી તે આવી ન શકે. અને પછી તુરત જાણે એ વૃદ્ધના શબ્દોને સમર્થન કરવા પેડ્રો ઓચિંતો પાછો ફર્યો, દસમા રસ્તા પર ગયો, અને ત્યાંથી બહારની દીવાલ તરફ ધીમેધીમે ચાલ્યો ગયો. આમ અહીં પેડ્રો ન આવ્યો એટલે નૂનેઝ બીજાઓના હાસ્યને પાત્ર બન્યો. અને પાછળથી તેણે પેડ્રોને પોતાની વાતના સાક્ષી થવા કહ્યું

ત્યારે તેણે કોઈ ગુપ્ત કારણસર એ વાતનો હિંમતથી ઇન્કાર કર્યો અને નૂનેઝનો દુશ્મન થયો.

**આમ** એક વખત નિરાશ થયા પછી તેણે તેઓની આગળ બીજી એક માગણી કરી તેણે કહ્યું કે જો તેઓમાંથી એકાદ મોભાદાર માણસને તેની સાથે ગામને છેડેના ઢળતા ખીણ તરફ મોકલવામાં આવે તો ત્યાં ઊભા રહી તે ગામમાં થતી બધી ચર્ચાનું તેની આગળ વર્ણન કરી બતાવે અને એ મુજબ તેણે પાછળથી નગરવાસીઓની શહેરમાં થતી થોડી હીલચાલો વર્ણવી. પણ તેઓની દૃષ્ટિએ મહત્ત્વની વસ્તુઓ તો ઘરમાં કે બારી વિનાના ઘરોની પાછળ થતી ક્રિયાઓ હતી અને આ સંબંધે તે કાંઈ જ કહી શકે તેમ ન હતો આમ તેઓનું તેના તરફનું રહ્યું-સહ્યું માન પણ નાશ પામ્યું અને તેથી તે ઉપહાસને પાત્ર બન્યો

હવે તેને બળાવો કરવાની જરૂર લાગી તેને ઘડીક તો એમ થયું કે પાસે પડેલી કોદાળી લઈ, તેઓમાંના એકાદ બેને જરી દોસ્ત કરી, તેઓને આંખના ઉપયોગનો પદાર્થપાઠ આપવો અને આ નિશ્ચય મુજબ તેણે કોદાળી ઊંચકી પણ ખરી પણ આંધળા માણસને એમ મારવા સામે એનું હૃદય પોકારી ઊઠ્યું અને બીજા કાંઈ નિશ્ચય પર આવે તે પહેલાં તો તેણે જોયું કે પોતે ઊંચકેલી કોદાળીની વાત એ બધાના જાણવામાં આવી ગઈ છે. એ બધા એકદમ હોશિયાર થઈ ઊભા અને તેની હવે પછીની હીલચાલ સાંભળવા તેના તરફ કાન માંડી ઊભા.

'એ કોદાળી નીચે મૂકી દે,' એક જણે આદેશ કર્યો

તે ભયભીત થયો એથી વધુ આશ્ચર્ય પામતો તેની સામે જોઈ રહ્યો કોદાળી તેના હાથમાંથી નીચે નાખી પણ પછી તુરત નિશ્ચય પર આવતા તેણે એક ઝપાટે તેમાંના એકને પોતાના માર્ગમાંથી દૂર હટાવ્યો અને પોતે ત્યાંથી નાઠો

ઘાસ ઊગેલા એક મેદાન સોંસરવો તે ખૂંદતો તે દોડ્યો અને એક રાજમાર્ગ પર આવી બેઠો પરાક્રમે ચડેલા એ યુવાનનું હૃદય અત્યારે કોઈ નવીન સ્પન્દનો અને ગભરામણ અનુભવી રહ્યું તેને હવે સમજાયું કે પોતાથી જુદી માનસિક ભૂમિકાએ ઊભેલા પ્રાણીઓ સાથે લડવું એ સહેલી વાત ન હતી. થોડી જ વારમાં ગામમાંથી કોદાળા અને લાકડીઓ લઈને સંખ્યાબંધ માણસો નીકળ્યા અને હવા સૂંઘતા તથા વચ્ચે કાંઈ નિશ્ચય માટે અટકતાં અને એકબીજા સાથે મન મેળવતા તેના તરફ આવવા લાગ્યા વચ્ચે રસ્તાના ફાંટા પડતા ગયા તેમ તેમ તેઓ તે રસ્તાઓમાં વહેંચાતા ગયા પહેલાં તો તેઓને જોઈ નૂનેઝ હસ્યો પણ તુરત તેને તેઓના ધમાલનું ગંભીર સ્વરૂપ સમજાયું. જુદા જુદા રસ્તા ઉપર ધસ્યા આવતા અંધો વ્યવસ્થિત રીતે આગળ વધતા હતા અને તેઓમાંનો એક નૂનેઝે ઘાસમાં પાડેલી કેડીએ હિંમતથી આગળ વધ્યે આવતો હતો

પાંચેક મીનીટ તો તે પોતા તરફ આમ વ્યવસ્થિત હારબંધ આવતો સમૂહ જોઈ રહ્યો અને તુરત તેને તાત્કાલિક ઉપાય લેવાની જરૂર જણાઈ. તે ઊભો થયો. પાછળ ગોળાકારે આવેલી દીવાલ તરફ બે ચાર પગલાં ભર્યાં વળી પાછો ફર્યો અને સ્થિર થઈ ઊભો તેની સામે ફરી વળેલા અંધો તેની એકેએક હીલચાલને ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા હતા

કોદાળી પર તેની પકડ વધુ સજ્જડ થઈ ઘડીવાર તેને તે લોકો તરફ દયા આવી પણ પેલી ભૂલાએલા ગાયનની આરોહ પંક્તિએ તેના કાનમાં આલાપ આપ્યો,'આંધળામાં કાણીઓ રાજા" અને રાજા થવામાં દયા શું કામની?

વળી તેણે પાછળ જોયું દીવાલ ઊંચી હતી અને તેના પર સુંવાળું અસ્તર હોવાથી ત્યાં ચડી શકાય તેમ ન હતું બીજી પળે તેણે તે દીવાલમાં દૂર આવેલા દરવાજા તરફ જોયું અને તેની નજરને આરોધતી એ અંધોની હાર તરફ તેનું ધ્યાન ગયું તેની પાછળ જોતા ગામમાંથી બીજા અંધો પણ તે તરફ ધસી રહ્યા હતા હવે દયા બતાવવી!

'બોગોટા' એક અંધે કહ્યું. 'બોગોટા, આ શી આદરી છે'

તેણે કોદાળી વધુ મજબૂત પકડી અને વળી ઘાસમાં એ ઝૂંપડાઓની દિશામાં ચાલ્યો અને જેવો તે આગળ વધ્યો કે તુરત બધા તેના પ્રયાણની દિશાને કેન્દ્રમાં રાખી તેને ફરતું સાંકડું વર્તુળ કરવા લાગ્યા તેણે નિશ્ચય કર્યો કે જો તેઓ પોતાને હાથ લગાડે તો જરા પણ દયા ખાધા વિના તેઓને મારવા

અને તેણે સત્તાસૂચક અવાજે કહ્યું, 'સાંભળો, આ આખી ખીણમાં મારે ફાવે ત્યાં હું જઇશ, અને મને ઠીક લાગશે તે કરીશ. તમારે તેમાં આડે આવવાનું નથી.'

દરમિયાન અંધો હાથ પહોળા રાખી તેના તરફ મક્કમપણે ધસ્યે આવતા હતા. અને એ આખું દૃશ્ય આંધળા પાડાની રમત જાણે ઊલટી રમાતી હોય એવું લાગતું હતું. 'એને પકડો!' એકે કહ્યું અને જોતજોતામાં એની આસપાસ એ અંધોનો અર્ધ ચંદ્રાકાર રચાયો. તેને લાગ્યું કે હવે સત્વર નિશ્ચય પર આવવું જોઇએ.

'તમે હજુ સમજતા નથી.' તેણે મક્કમ અવાજે કહ્યું. તેણે પોતાના અવાજમાં સત્તા અને ડહાપણ ભરવા ધાર્યું હતું, પણ તેમા માત્ર બાલિશ ડંફાશ જ તે પૂરી શક્યો. 'તમે બધા અંધ છો, અને હું "જોઇ" શકું છું. માટે મને છૂટો રહેવા દો.'

'બોગોટા,' સામેથી જવાબ આવ્યો. 'તારી કોદાળી મૂકી દે અને ઘાસમાથી બહાર ચાલ્યો આવ.'

આથી તે વધુ ક્રોધે ભરાયો. 'મારે તમને મારવા પડશે.' તેણે દર્દભર્યા સ્વરે કહ્યું, 'મારી મુદ્દલ ઇચ્છા નથી, છતાં મારે તમને મારવા પડશે.'

અને તેણે મરણીઆ થઇને દોડવા માંડ્યું. તેઓને મારવાની અણગમતી, ઘૃણા ઊપજાવતી ફરજથી મુક્ત રહેવા તે પ્રથમ પોતાની નજીકના અંધથી વિરુદ્ધની દિશામાં દોડ્યો. તુર્ત એ દિશામાં અંધોની શ્રેણી સંધાવા માંડી. તે પળવાર અટક્યો અને જ્યાં એ અંધો વધુ છૂટા વેરાએલા હતા તે તરફ તે તીરની માફક દોડ્યો. બે અંધોએ આણુએ અણુમાં જીવંત પ્રાણીઓની ત્વરાથી એની દિશામાનો પોતાની શ્રેણીનો ગાળો પૂરી દીધો. હવે નુનેઝને વધુ વિચાર કરવાનો અવકાશ જ રહ્યો ન હતો. 'ફડાક' કરતેક તેણે કોદાળીનો ઘા કર્યો, એ ફટકે કરી આપેલા માર્ગે સોમરવો તે બહાર નીકળી ગયો, અને એના ઘાનો ભોગ બનેલો અંધ ચીસ નાખતો નીચે પડ્યો. તે ગામ તરફ ધસ્યો, અને અંધો કોદાળી અને લાકડીઓ ફેરવતા આમ તેમ દોડી રહ્યા.

એ અવ્યવસ્થામાંથી તે જાગે એવામાં તેણે પોતાની પાછળ ચુપકીદીથી દોડ્યા આવતા એક કદાવર અંધને જોયો. તે આ ત્વરાથી ગભરાઇ ગયો, અને પોતાના હાથમાંની કોદાળી તેના તરફ જોસબંધ ફેંકી. કોદાળી અંધના માથાથી બે ત્રણ હાથ દૂર હવામાં ગાજતી ચાલી ગઇ. અને ઉશ્કેરાટથી ગાંડા જેવો થએલો નૂનેઝ ત્યાંથી નાઠો.

હવે તે ભયભીત બની ગયો હતો. તે ભયમાં આમ તેમ વિચાર વગર દોડ્યે જતો હતો. ચોતરફ ધ્યાન રાખતા જતાં તેને ઠેશ લાગી અને તે પડી ગયો. તે એકદમ ઊભો થયો અને દૂર, બહારની દીવાલમાંનું બારણું જે એક જ તેના મોક્ષનો માર્ગ હતો તે તરફ પૂરપાટ દોડ્યો; ત્યાં પહોંચ્યો ત્યાં સુધી તેણે પાછળ કે બાજુએ ક્યાંય ન જોયું. તે દરવાજામાંથી પસાર થયો, અને પૂલ ઓળંગી ટેકરી પર જઇ ઊભો. આ અજાણી જગ્યામાં માણસને આવેલું જોઇ એક લામાનું બચ્ચુ ભડકીને ભાગ્યું, ને ત્યાં તેનું પરાક્રમ પૂરું થયું.

આ ટેકરી પર કશા ખોરાક કે આશ્રય વિના તેણે બે રાત ને બે દિવસ કાઢ્યાં. દર પળે તેને કોઇ અણધારી આફતનો ભય હોવાથી તેને નિરાંતે ઊંઘ પણ આવી નહિ. આમ ચોતરફની ઉપાધિઓથી લાંબા લાગતા આ તપ દરમિયાન તેણે ફરીફરીને "આંધળામાં કાણીઓ રાજા" એ મંત્રના જપથી પોતાનો ઉત્સાહ ટકાવી રાખ્યો. પણ તેને વધુ વિચાર કરતાં ધીમે ધીમે સ્પષ્ટ લાગવા માંડ્યું કે પોતે તેઓને વશ કરી શકે એવો એક પણ માર્ગ ન હતો. તેની પાસે કાંઇ શસ્ત્ર ન હતું અને હવે તે મેળવવું મુશ્કેલ હતું. અને શસ્ત્ર મળે તો પણ અસહાય અંધનું ખૂન કરવાનો વિચાર જ ત્રાસદાયક હતો. જો કે કદાચ પોતે એટલી કસોટીમાંથી પસાર થઇ જાય તો પછી એવી રીતે એ બધાનું ખૂન કરવાની ધમકી આપી તેઓ પર પોતાની સત્તા સ્થાપી શકે. પણ પછી પોતે ઊંઘી ગયો હોય ત્યારે!!

તેણે પોતાના આ ટૂંકા દેશવટામાં ખોરાક મેળવવા યત્ન કરી જોયો. એ ટેકરા પર ઊગેલાં અનનાસથી તેને કામચલાઉ શક્તિ મળી; પણ પછી એકાદ લામાને પકડી તેનાથા પોતાની ભૂખ સંતોષવા જતાં તે નિરાશ થયો. કેમકે બધાં લામા તેના તરફ કુતૂહલ ભરી અવિશ્વાસની નજરે જોઇ રહ્યા હતાં. અને તેથી તે દોડીને કે ફસાવીને તેઓને પકડી શકે તેમ ન હતો. અને એ ઉપરાંત બરફમાં થઇને આવતી

રાતની ઠંડી હવા તેના આખા શરીરને કંપાવી દેતી હતી આથી તેણે બની શકે તો અંધોની સાથે સમાધાન કરવા વિચાર કર્યો

તેણે દીવાલની વધુ નજીક જઈ બહારથી જ ઘણી બૂમો મારી એક સ્થળે જવાબ ન મળતા તે દીવાલની સમાંતર આગળ વધ્યો. છેવટે બે અંધોએ એ દીવાલના બારણા બહાર આવી જવાબ આપ્યો.

તેણે ઘવાએલા ગર્વથી કહ્યું 'હું ગાંડો થઇ ગયો હતો પણ તમે જાણો છો કે હું તાજો જ ઉત્પન્ન થયો છું'

પેલાઓને આ પશ્ચાત્તાપથી સંતોષ થતો લાગ્યો, કેમકે તે પણ ઓછા ત્રાસેલા ન હતા નૂનેઝે તેઓને વિશેષમા જણાવ્યુ કે હવે પોતાની બુદ્ધિ ઠેકાણે આવી ગઇ છે અને તેઓને આપેલા અન્યાય માટે પોતાને દુ ખ થાય છે વગેરે અને એમ કહેતા તેનાથી રડી પડાયુ–તેને રડવુ ન હતું, પણ તેની પરવશતા, અશક્તિ, ભૂખ, થાક એ બધા વિઘાતક બળોએ તેનુ આ ત્મબળ નબળુ પાડી નાખ્યુ હતું, માટે તેનાથી રડી પડાયુ અને તેનું આ રૂદન તેઓની સહાનુભૂતિ મેળવવામા સહાયભૂત થયુ



તેણે ઘવાએલા ગર્વથી કહ્યું, હુ ગાંડો થઇ ગયો હતો પણ તમે જાણો છો કે હુ તાજો જ ઉત્પન્ન થએલો છુ'

તેઓએ તેને મુખ્ય પ્રશ્ન કર્યો, 'હવે તને લાગે છે કે તું "જોઇ' શકે છે?"

'ના' તેણે કબૂલ કર્યું, 'એ માત્ર મૂર્ખાઇ હતી એ 'જોવુ" શબ્દનો કાંઇ અર્થ નથી એમ હવે મને લાગે છે'

'ત્યારે હવે કહે, ઉપર શું છે?' એ જ અંધે પૂછ્યુ

'માણસથી દસ ઘણી ઊંચાઇએ આ દુનિયાનુ ઢાંકણુ આવી રહેલુ છે–હા, એ ઢાંકણુ પણ ખડકોનું બનેલું છે અને અતિશય સુંવાળુ છે'

અને આટલું કહેતા તેની આંખમા ફરી આંસુ ઉભરાયા. તેણે વધુ દયા ઊપજાવે એવા સૂરે કહ્યુ 'પણ હવે વધુ પૂછ્યા પહેલા મને ખાવાનુ આપો, નહિતર મારૂ મોત થશે'

તેને એવી દહેશત હતી કે પોતાના આ અવિચારી અને ઉદ્ધત દેખાતા વર્તન માટે તેઓ તેને સખ્તમા સખ્ત સજા કરશે પણ એ અંધોમા ઘણી સહિષ્ણુતા હતી તેઓએ તેના આ બળવાનું કારણ તેની અપરિપકવ બુદ્ધિ લેખી, અને તેથી માત્ર થોડા ફટકાની સજા પછી તેઓએ તેને તનતોડ મજૂરી સોંપીને જ સંતોષ માન્યો, અને તેને પણ એ શિક્ષા સહન કરવા સિવાય ઉપાય ન હોવાથી તેણે માથે પડી વધાવી લીધી

એ પછી થોડા દિવસ તે માંદો રહ્યો. એ વખતે એ અંધોએ તેની ઘણી જ મમતાભરી સારવાર કરી. આથી તેનું હૃદય પીગળ્યું; પણ ત્યાં પણ તેને એક દુઃખ હતું. તેને એ બધો વખત અંધારા ઓરડામાં રહેવાની ફરજ પાડવામાં આવી અને તે જાણે ન હોય તેમ એની માંદગી દરમિયાન અંધ તત્ત્વજ્ઞો તેને આશ્વાસન આપવા આવતા, અને તેઓએ કલ્પેલ તેના મનની અસ્થિરતા કે ગાંડપણ માટે તેને ઠપકો આપતા. એક તરફથી માંદગી, બીજી તરફથી અંધારા ઓરડામાં સતત વાસ અને ત્રીજી તરફથી આઠે પહોર ચાલતા આ ભાષણોથી તેનું મન પણ વખતે વખતે ડગી જતું, અને પોતે ઉપર તારાઓ કે સૂર્યને જોઈ શકતો ન હોવાથી કોઇ અગમ્ય ભયનો ભોગ તો નહિ બન્યો હોયને, એવી તેને શંકા થતી.

આમ ઘડાતો ટીપાતો નૂનેઝ એ અંધદેશનો પ્રજાજન બન્યો. અંધોના વધુ નિકટના સંસર્ગમાં તે આવતો ગયો તેમ તેમ એ અંધો અવિભાજ્ય અંધસમૂહ હવે વ્યક્તિઓમાં ઓગળવા લાગ્યો. અને તેઓના જીવનમાં તેનો રસ વધવા સાથે બહારનું જગત તેની કલ્પનાથી દૂર ને દૂર જવા માંડ્યું. તેના નિકટના પરિચયનાઓમાં પેડ્રો, જેની સાથે તેને આ દેશમાં પ્રવેશનાં જ ઓળખાણ થએલી, તેના ઉપરાંત પેડ્રોનો કાકા યાકોબ અને યાકોબની સૌથી નાની પુત્રી મેડીના હતી. યાકોબ અત્યારે નૂનેઝનો શેઠ હતો અને ખુશમીજાજમાં હોય ત્યારે તેના તરફ ભાવ બતાવતો. પણ મેડીના અને નૂનેઝનો પરિચય વિશેષ નોંધને પાત્ર હતો.

એ અંધ જગતમાં મેડીનાના સૌંદર્યની ગણના બહુ હલકી હતી, કેમકે અંધોની ત્વક્‌દૃષ્ટિએ તેના શરીરમાં કુરૂપ ગણી શકાય એવું ઘણું હતું તેનો ચહેરો તદ્દન નિયમિત તથા સપ્રમાણ હોવાથી તેમાં તેઓને કાંઇ વિશેષતા જેવું લાગતું ન હતું. અને તેની ચામડીના તાણાવાણામાં અંધોની દૃષ્ટિએ સ્ત્રૈણ સૌંદર્યનું અનિવાર્ય ઉપાંગ લીસપ ન હતી. બાકી તેની આંખોની જગ્યાએ મુલાયમ લીસો ખાડો હોવાને બદલે તેને ત્યાં ઉપસેલું હતું તથા તેની સંધિમાં વાળ હતા. અને અંધોને એ ચિહ્ન કુરૂપતાની પરિસીમા સમું હતું.

પણ નૂનેઝને મેડીના પ્રથમ દર્શને સુંદર લાગી અને જોતજોતામાં તે તેને જગતભરની સુંદરતાઓમાં સુંદરતમ માનવા લાગ્યો. તેનો સુરેખ ચહેરો, તેની ગોરી ચામડી તથા તે પરની તંદુરસ્તીની સુરખીની છાંટ, તેની લાંબી પાંપણો, અને ઊંઘી ગઇ હોય એવી દેખાતી તથા જાણે હમણાં જ ઊઘડી હસશે એવી લાગતી ઢળેલી આંખો—એ બધા નૂનેઝને અદમ્ય પ્રલોભન આપી રહેતાં. વળી તીવ્ર શ્રવણશક્તિ ધરાવતી એ પ્રજામાં મેડીનાનો અવાજ કર્કશ મનાતો અને તેઓને ખૂંચતો. પણ તંદુરસ્ત સ્વરયંત્રમાંથી આવતો એ રણકાર નૂનેઝના હૃદયતંત્રમાં ધીમા રોમાંચના પ્રકંપો જગવી જતો. આથી એવી ઘણીયે વિચારમય પળો આવી જતી જ્યારે નૂનેઝને એમ લાગતું, કે પોતાને મેડીના મળે અને પછીનું જીવન આ દેશમાં જ પૂરું કરવું પડે તો પોતે આનંદથી એ કિસ્મત વધાવી લે.

નૂનેઝ હમેશાં તેના તરફ દૃષ્ટિ રાખતો અને બની શકે તો તેને કામકાજમાં મદદગાર થવા યત્ન કરતો. અંધ જગતમાં તિરસ્કાર પામેલી મેડીનાને બીજો કોઇ ચાહક ન હતો. અને પોતાના તરફ બતાવાતા આ સદ્‌ભાવથી ઓશીંગણ બનતી તે પણ તેનો તેવો જ ભાવભર્યો પ્રતિધ્વનિ આપતી. પ્રેમને શબ્દોની ભાષામાં રજૂ કરવામાં નૂનેઝ હજુ અચકાતો હતો અને મેડીના તે શોધી જ ન હતી. પણ તેઓ પાસોપાસ બેઠાં હોય ત્યારે ઘણી વખત મેડીનાનાં આતુર આંગળાં પોતાનો સ્પર્શ કરવા તલસી રહેતાં તે જોતો, અને નરમ પ્રહાર કે મૃદુ સ્પર્શથી તે તેનો જવાબ આપતો.

છેવટે એક દિવસ નૂનેઝે પોતાનો સંદેશો શબ્દોમાં ગોઠવ્યો. ઉનાળાની ચાંદનીમાં મેડીના બહાર કાંતતી બેઠી હતી ત્યારે તે તેની પાસે ગયો. ચંદ્રની દાહક શીતળતાએ એના હૃદયનો વેગ વધાર્યો, અને પોતાની પ્રિયતમાના પગ પાસે બેસી તેણે પહાડમાં ભટકનારાને યોગ્ય જુસ્સાથી પોતાનું હૃદય ઠાલવ્યું. એની ભાવભીની ભક્તિ, પોતાની દેવી સાથે તેણે કરેલી ગણતરી, તેના અવાજમાં પ્રેમની ધ્રૂજતરી—એ બધાનો મેડીનાના ગરીબ માનસ પર એવો એક સામટો હલ્લો થયો કે તે ઉપકારમાં દબાએલી તુરત કાંઇ જ જવાબ ન દઇ શકી. અને છતાં તેના ચહેરા પરની રેખાઓમાં તે તેની અનુમતિ વાંચી શક્યો.

એ પછી એ સાંકડી ખીણ એને મન આખું

જગત થઈ પડી અને પેલા પર્વતોને પેલે પાર સૂર્યના પ્રકાશમા વસતી માનવજાત તો હવે પોતાની પ્રિય તમાને ખુશ કરવા તેણે સ્મૃતિમા સાચવી રાખેલી એક પરીકથા તરીકે જ માત્ર રહી અને એ કથા તેણે બીતા બીતા અને સાવચેતીથી કહેવા માડી.

અને એ બધી વાત તે સાભળતી ત્યારે ઇંદ્રિયજન્ય વિચારો કરવામા લાગતી પાપની શકાઓ સાથે કાવ્યમય કલ્પનાનો મિશ્ર આનંદ તે અનુભવતી આકાશ, તારાઓ તથા પર્વતોના તેણે કરેલા વર્ણનો, તથા તેણે પોતાને લાગુ પાડેલુ ચાદનીમા નાહી રહેલી સૌભાગ્યદેવીનુ રૂપક એ બધુ તેને ઉન્માદકારી લાગતુ જો કે તેને એમા એકપણ વાત સાચી તો ન જ લાગતી, અને તે કોઇ તૂટક તૂટક વાતો જ સમજી શકતી, છતા તેને એ બધુ સાભળવામા કાઇ અગમ્ય આનદ આવતો અને નૂનેઝ પોતાના ઉત્સાહના પ્રવાહમા એમ માનતો કે તે બધુ સમજી રહી છે.

આમ પરિચય અને તેને અગે વિશ્વાસ વધતા તેણે યાકોબ પાસે મેડીનાના હાથની માગણી કરવાનો નિશ્ચય કર્યો પણ મેડીનાએ તેને એ જોખમભરી ઉતાવળ કરતા વાર્યો અને તેની મોટી બ્હેન મારફતે જ એ સમાચાર તેના પિતાને મળ્યા

શરૂઆતમા તેઓના આ પ્રેમ સામે ખૂબ ઉશ્કેરાટ ફેલાયો તેઓને મેડીનાની કાઇ કીમત હતી માટે નહિ, પણ તેઓ નૂનેઝને બુદ્ધિની એવી નીચી પશુતુલ્ય ભૂમિકાએ માનતા હતા કે તેને લગ્નમા જોડાવાની પરવાનગી આપી શકતા ન હતા, માટે મેડીનાની મોટી બ્હેને દલીલ કરી કે આવુ લગ્ન તેઓના કુટુબ પર મહાન નામોશી લાવી આપશે બુઢો યાકોબ જે નૂનેઝ તરફ અમસ્તો દયા કે મમતા બતાવતો હતો તે પણ આવી ગભીર વાતમા શિથિલતા બતાવી શકે તેમ ન હતું અને એ દેશના યુવાનોએ તો આવા એક પશુ સાથે પોતાની માનવજાતિની કન્યા પરણાવી પોતાની ઓલાદને બગાડવા દેવાના આ અમાનુષી પગલા સામે જેહાદ પોકારી એક યુવાને તો ગુસ્સામા આવી નૂનેઝનો તિરસ્કાર કરી તેને ઠોસો, પણ માર્યો, અને નૂનેઝે પણ એનો એવા જ કડક વિવેકથી જવાબ વાળ્યો તે પછી આછી ચાદનીમા રમાએલા એ દ્વદ્વમા આખવાળા નૂનેઝનો વિજય થયો અને ત્યાર પછી કોઇએ તેના પર વ્યક્તિગત હાથ ઉગામવાની હિંમત ન કરી, પણ એ પછી એ ભાવી લગ્ન ચર્ચાનો વિષય બની ગયુ

બુઢા યાકોબને પોતાની આ નાનકડી પુત્રી માટે ખાસ પક્ષપાત હતો અને તેથી તે તેના ખભા પર ઢળી આસુ પાડવા લાગી ત્યારે તેનું હૃદય પીગળ્યું·

'બેટા' તેણે કહ્યુ, 'તું જાણતી નથી કે તે તદ્દન મૂર્ખ છે, તે વખતે વખતે લવ્યા કરે છે અને કાઇ પણ કામ કરી જાણતો નથી'

'હુ બધુ જાણુ છુ' મેડીનાએ ડુસકા ભરતા કહ્યુ. 'પણ પહેલાના કરતા તે સુધર્યો છે, અને દહાડે દહાડે વધુ ને વધુ સુધરતો જાય છે વળી તે હેતાળ છે, અને આપણા યુવાનોમા એના જેવો મજબૂત બીજો કોઇ નથી. અને એ બધા ઉપરાત..' અહીં તેણે બીજુ ડુસકુ ભર્યુ 'તે મને ચાહે છે અને હું પણ...'

મેડીનાએ પોતાના પિતાના ખભા પર માથુ નમાવી દીધુ. યાકોબે તેના માથા પર વહાલથી હાથ ફેરવ્યો અને ઊંડા વિચારમા પડી ગયો.

યાકોબના મન પર તેની ગરીબડી પુત્રીની વિનવણીની ઊડી અસર થઇ હતી, તેમ જ નૂનેઝે પણ તેની સારી કૃપા સપાદન કરી હતી. પણ રૂઢિથી અને લોકમતથી તે પરવશ બની ગયો હતો આથી લોકમત કેળવવા એક વખત પ્રસગ જોઇ તેણે એ અધારા ચોગમા ભરાએલી સભામા કહ્યુ 'પણ હવે પહેલાના કરતા તે સુધર્યો છે અને કદાચ થોડા વખતમા આપણા જેવો થઇ જશે'

'સબૂર, મને કાઇ સાભરે છે' એક બુઢા વૈદ્યે કહ્યુ અને બધા એ વૈદ્યનું વચન સાભળવા એકચિત્ત થઇ કાન માડી રહ્યા

આ વૈદ્ય એ લોકોનો મુખ્ય વૈદ્ય હતો અને તેની બુદ્ધિ શારીરિક વ્યાધિઓ ઉપરાત તત્ત્વજ્ઞાનમા પણ પ્રમાણરૂપ મનાતી નૂનેઝના પ્રશ્ન પર તે પણ બીજાઓની માફક ઉગ્રપણે વિચારી રહ્યો હતો અને હવે તેના ભેજામાં કાઇક પ્રકાશ પડ્યો

તેણે કહ્યુ 'મે બોગોટાને તપાસી જોયો છે. અને મને ખાત્રી છે કે તે સુધરી શકશે'

'એ તો હુ કહેતો જ આવ્યો છુ.' યાકોબે ઉત્સાહમા આવી જઇ કહ્યુ.



અને બધા એ બુઢ્ઢા વૈદ્યનું વચન સાંભળવા એકચિત્ત થઈ કાન માંડી રહ્યા. 'એના મગજમાં કંઈક દરદ થયું છે' વૈદ્યે કહ્યું: 'પેલી વિચિત્ર વસ્તુ જે આંખ કહેવાય છે અને જે ચહેરા ઉપર નરમ ખાડા રૂપે જોઈએ તે એને બગડેલી છે અને તેની અસર મગજ સુધી પહોંચે છે!'

'એના મગજમાં કાંઈ દરદ થયું છે.' વૈદ્યે કહ્યું. બધા હાજર રહેલાઓએ હકારનો સૂર પૂર્યો.

'હવે સમજવાનું એ છે કે એ દરદ ઉત્પન્ન ક્યાંથી થયું?' વૈદ્યે બધાના કાનને પોતા તરફ આકર્ષ્યા.

'એમ!' યાકોબે ઉદ્ગાર કાઢ્યો.

'સાંભળો.' વૈદ્યે ખુલાસો કરવા માડ્યો 'પેલી વિચિત્ર વસ્તુ જે આંખ કહેવાય છે અને જે સામાન્ય રીતે ચહેરા પર નરમ અને સ્પર્શમધુર ખાડારૂપે જોઈએ તે નૂનેઝને બગડેલી છે. અને તેની અસર મગજ સુધી પહોંચે છે. એની આંખો ફાટેલી છે અને એ ફાટને બંને બાજુએ વાળ છે. વળી એ આંખો આપણી માફક સ્થિર નથી પણ અસ્થિરપણે ફરક્યા કરે છે. એ અસ્થિરતાનો પડઘો એના મગજમાં પડે છે. એ આંખોની ગતિ સાથે એનાથી ઊપજેલા દર્દનું મોજું તેના મગજમાં સતત વહ્યા કરે છે અને તેથી તેનો સ્વભાવ આવો ચંચળ બની ગયો છે.'

'બરાબર!' યાકોબે થંભી ગએલો શ્વાસ મૂકતાં કહ્યું. 'બરાબર!'

'અને હવે, !' વૈદ્યે આગળ ચલાવ્યું,'જો બોગોટાને તદ્દન સાજો કરવો હોય તો એક સાદું ઓપરેશન બસ થઈ પડે. એના ચહેરા પરનો એટલો સડેલો કે વધી ગએલો ભાગ નાબૂદ કરી નાખીએ એટલે આપોઆપ તે આપણી માફક શાંત અને હરેક બુદ્ધિનો થઈ જાય.'

'એટલે પછી એનું મગજ પણ સુધરી જાય!' એક જણે કુતૂહલથી પૂછ્યું.

'જરૂર!' વૈદ્યે વિજયના સ્વરે કહ્યું. 'અને આપણી સાથે તે ભળી જાય.'

'વાહ! વિજ્ઞાનનો ચમત્કાર!' યાકોબ બોલ્યો અને તુરત નૂનેઝ અને મેડીનાને આ ચમત્કારિક શોધના ખુશખબર આપવા પોતાના ઘર તરફ દોડ્યો.

પણ નૂનેઝે એ સમાચારને એવા જ ઉત્સાહપૂર્વક વધાવ્યા નહિ ત્યારે તેને તેની બેકદરદાની માટે લાગી આવ્યું. તેણે નૂનેઝની આ કૃતઘ્નતા બદલ ઠપકો આપતાં કહ્યું, 'આ બતાવે છે કે તારો મેડીના પરનો પ્રેમ દંભી છે.'

અને પછી મેડીનાએ એકાંતમાં નૂનેઝને એ અંધ વૈદ્યે સૂચવેલ ઓપરેશન કરવા દેવા વિનવ્યો.

'તુ પણ એમ ઇચ્છે છે કે હુ આ અમૂલ્ય દૃષ્ટિ ખોઉં?' તેણે લાગણીવશ અવાજે પૂછ્યુ

મેડીનાએ હકારમા ડોકુ ધુણાવ્યુ

'દૃષ્ટિ એ મારુ જીવન છે' તેણે દલીલ કરી

મેડીનાનુ માથુ નીચું નમી રહ્યુ

'જગતમા અનેક સુંદર વસ્તુઓ છે' તેનો થરથરતો વાણીનો પ્રવાહ છૂટ્યો 'ફૂલોની કુમાશ, પીંછાની નરમાશ, આકાશની ગહનતા, તેમા ફરતી વાદળીઓની મસ્તી, અને સૂર્યોદય તથા સૂર્યાસ્તની દિલચસ્પ સુરખી, અને એ બધા ઉપરાંત, મેડીના, તારા પોતાના દેહનુ લાલિત્ય! કદાચ તારે ખાતર પણ તારું સૌંદર્ય આંખોથી ભરી ભરી પીવા માટે પણ મારે આંખ હોવી એ અનિવાર્ય છે તારુ શાંત, ભાવભર્યું નાજુક વદન તારા લાલ હોઠ, તારા કોમળ હાથ—મારી આંખોએ જ આ બધામા સૌંદર્ય શોધ્યુ છે એ આંખો માટે જ હુ તને ચાહી રહ્યો છુ અને હવે આ બધા મૂર્ખો મારી પાસેથી મારી એ રહીસહી સમૃદ્ધિ પણ લૂંટી લેવા માગે છે? પછી મારે મારા હાથથી તારો મંજુલ સ્પર્શ કરવો કે તારા મીઠા બોલ સાંભળવા પણ એ બધા કરતા અનેકગણું મધુર આ આંખદ્વારા પીવાનું સૌંદર્યનુ અમૃત મારે માટે સદાયને હણાઈ જાય! પછી મારે મારા ગહન આકાશમાંથી નાસી સુંવાળા ખડકોના બનેલા તમારા એ અંધારા છાપરામા કેદ થવુ'—હા! એ છાપરુ, જેની બહાર તમારી કલ્પના કદી જઈ શકતી નથી! આહ! મેડીના! બોલ, બોલ કે તુ મને એવુ કરવાની કદી ફરજ નહિ પાડે"



'નૂનેઝ! મારે માટે એટલુ ન કરી શકે?' મેડીના ગળગળી થઈ ગઈ

તેણે મેડીનાનો હાથ પોતાના હાથમા લીધો અને વિચારશૂન્ય બની તેની આંગળીઓને ગણી રહ્યો મેડીના થોડીવાર ચૂપ રહી તેની ચુપકીદીએ તેના મનમા અમંગળ શંકાને જન્મ આપ્યો તેણે આતુરતાથી તેની સામે જોયુ

'મારી એટલી વિનતિ.' મેડીના ધ્રૂજતા બોલી

'આહ! તુ પણ!' તેણે નિશ્વાસ મૂક્યો

'નૂનેઝ, મારે માટે એટલુ ન કરી શકે?' મેડીના ગળગળી થઈ ગઈ 'તારુ મગજ . . .'

'મગજ?' નૂનેઝે જરા કઠોરતાથી પડકાર કર્યો.

'હા, નૂનેઝ! પેલી બધી ગાંડી કલ્પનાઓ—' મેડીના રોતી બોલી, 'મને એ કલ્પનાઓ ગમતી, પણ હવે . . .' તે આગળ ન બોલી શકી

નૂનેઝને સખ્ત ક્રોધ ચડ્યો પણ સાથોસાથ પોતાની ભૂમિકાને ન સમજી શકતી મેડીનાની બુદ્ધિ તરફ અનુકંપા પણ ઉભરાઈ તેણે તેના ચહેરા પર પથરાએલી

આત્મવ્યથા વાંચી. તેણે તેને પોતાની નજીક ખેંચી. તેનો અવાજ એકદમ નીચો પડી ગયો અને રોતે સૂરે તેણે પુછ્યું, 'તું એમ માને છે કે તેથી હું સુધરી જઇશ?'

અબોલ મેડીના પોતાનું આત્મમંથન વ્યક્ત કરી શકી નહિ.

છેવટે તેણે એક નિશ્વાસ મૂકી, મેડીનાના ચહેરા નજીક પોતાનું મોઢું લાવી કંપતા અવાજે કહ્યું. 'અને હું તેમ કરવા દઉં તો?'

મેડીનાનાં દબાએલાં ડુસકાં બહાર સરી પડ્યાં. 'પ્યારા નૂનેઝ! હું તારો કેટલો ઉપકાર માનું!'

અને એમ તેને હેવાનિયતમાંથી માણસાઇમાં લાવવા માટેના એ ઓપરેશનનો દિવસ નક્કી થયો. એ દિવસ પાસે આવતો ગયો તેમ તેમ તેના ચિત્તની વ્યગ્રતા વધવા માંડી. બીજાઓ દિવસના નગ્ન તડકામાં ઊંઘ લેતા હોય ત્યારે તે વિચાર કરતો બેઠો હોય કે આમતેમ ભટકતો આ વિકટ પ્રશ્ન પર પોતાના મનની બધી શક્તિ એકાગ્ર કરવા મથી રહ્યો હોય. તે અનુમતિ તો આપી ચૂક્યો હતો, પણ હજુ તેનો નિશ્ચય દૃઢ ન હતો.

અને એમ દિવસ પછી દિવસ જતાં છેલ્લો કામ કરવાનો વખત પૂરો થયો અને પોતે અંધ જગતમાં ડૂબકી મારતા પહેલાનો છેલ્લો સૂર્યોદય તેણે સોનેરી શિખરો પર થતો જોયો. અંધોની એ રાત હોવાથી સૂવા જવા પહેલાં મેડીના થોડીવાર તેની પાસે બેઠી.

તે બબડ્યો: 'કાલથી મારું જગત પણ અંધારું થવાનું.'

મેડીનાએ તેનો હાથ પોતાના હાથમાં લઇ પોતાના મોઢા સાથે ચાંપ્યો. તેણે કહ્યું, 'એ લોકો તને જરા પણ ઇજા નહિ આવવા દે. જરાક દુઃખ થશે, પણ એ બધું દુઃખ મારે ખાતર...! જો સ્ત્રીના પ્રેમમાં એનો બદલો આપવાનું સામર્થ્ય હશે તો હું તે આપીશ મારા નૂનેઝ! હું અનેકગણો બદલો આપીશ.'

એ અંધ મેડીના અને હવે પછી અંધ થવાનો પોતે—એ બન્નેની દયાથી તેની આંખો દ્રવી પડી. તેણે તેને છાતી સરસી ચાંપી, અને તેના હોઠ પર પોતાના હોઠ લગાવી તેના મધુર ચહેરા પર ફરી ફરીને છેલ્લી વાર જોઇ લીધું. અને તે તેનાથી જુદો પડ્યો.

એનાં પગલાં સાંભળતી મેડીના ત્યાં ઘાસમાં જ બેઠી રહી. એ પગલાંની ગતિમાં સંભળાતા વ્યથિત હૃદયના કંપનથી તે ત્યાં જ રડતી ઢળી પડી.

નૂનેઝનો વિચાર પ્રથમ તો સહેજ દૂરથી છવાએલા એક એકાંત મેદાનમાં બેસી પોતાને બલિદાન આપવાના સમયની રાહ જોવાનો હતો; પણ રસ્તે ચાલતાં તેણે ઊંચે જોયું, અને હિમશિખરો પરનું સોનેરી ઉષાનું દ્રાવક સૌંદર્ય જોઇ તે મુગ્ધ થયો. તેને લાગ્યું કે એ સનાતન સૌંદર્ય આગળ એ પોતે તથા એ આખું અંધ જગત, ખુદ પોતાનો પ્રેમ અને એને અંગેનું બધું એક માત્ર અંધારી ખાઇ જેવું છે. અને એ જ વિચારમાં તે પર્વતના શિખર પર જ તાકી રહ્યો.

એ શિખરને ઓળંગતી તેની કલ્પના, તેની પાછળ પથરાએલ જે વિશાળ જગતનો પોતે સદાને માટે ત્યાગ કરવા તૈયાર થયો હતો તેના પર વિહંગમ નજર કરી આવી. એ શિખર પરથી પાછળ ઊતરતા ઢાળોના પાથરેલ થરો જાણે તેની કલ્પનામાં એક પછી એક ઉખડવા લાગ્યા. અને પછી દૂર તેનું ગામ બોગોટા અનેક વિવિધતાઓથી ચમકતું તેની નજર સામે તરવરી રહ્યું. જે વિશાળ જગતમાં દિવસનો પ્રકાશ ખૂણે ખૂણામાં જીવન સંચાર કરે છે, જ્યાં રાત્રીનો અભેદ અંધકાર બધી વસ્તુઓને ફરતો ગહનતાનો બુરખો છાવરી દે છે, જ્યાં મહાલયો, ફુવારા, મનુષ્યોની જીવંત જેવી દેખાતી પ્રતિકૃતિઓ અને શિલ્પ વગેરે માનવ જીવનને વૈવિધ્યની ચોટ આપી રહ્યાં છે એ વિશાળ જગત પોતાની અનેક અસંખ્ય પાંપણો ફરકાવતું તેને નોતરી રહ્યું એ જગતની પેલે પારના મહાસાગરોમાં ફરતાં અનેક સફરી વહાણો તેની શૂન્ય નજર સામે પોતાના સઢ ફરકાવી રહ્યાં. અને એ બધાં પછી ઉપર ગૂઢ આકાશ—આ ખીણમાંથી નીચું જેવું દેખાતું માત્ર ગોળ છત્રી જેવું આકાશ નહિ, પણ ક્ષિતિજને મળતું અને અસંખ્ય યોજનો ઊંડું તારાઓથી ખીચોખીચ ભરેલું આકાશ!

એની આંખો એ પર્વતોના ઢોળાવો પર કાંઇ ઊંડી આતુરતાથી જોઇ રહી અને તેને એમાંથી માર્ગ સ્પષ્ટ થતો દેખાયો. જેમ કે, જો પેલા કોતર સોંસરવું થોડે ઊંચે જવાય તો પેલાં અનનાસની ગીચ ઝાળ સુધી સહેજે જઇ શકાય. અને પછી એ જંગલની ઓથે કેટલુંક અંતર કાપ્યા પછી બરફના ચઢાણની શરૂઆત થાય. કદાચ પેલો સીધો ઢોળાવ થોડી મુસીબતે સર કરી શકાય. અને ત્યાંથી પેલા શિખર સુધીનો

રસ્તો ત્યાં ગયા પછી મળી રહે અને ત્યાંથી જો પેલી ઊંચી ઊભી ચિરાડ—જેમાંથી પોતે ઊતર્યો હતો તે ઠીક કામ ન આપે તો તેનાથી જરા દૂર આવેલી બીજી ઉપયોગમાં લઇ શકાય અને પછી ? પછી તો અર્ધું જ ચડાણ બાકી રહે અને એટલે દૂર ગયા પછી બાકીનો માર્ગ એની મેળે જ સૂઝી જાય

અહીં તેણે પાછળ નજર કરી, અધોના ગામ તરફ જોયું નળી પર્વત તરફ પીઠ ફેરવી ગામને વધુ ચોક્સાઇથી જોતાં ઊભો મેદીનાની આકૃતિ દૂર સરતી જતી નાની અને ઝાંખી બની ગઇ હતી

તેણે ત્યાંથી બળાત્કારે નજર ખેંચી લીધી. સૂર્યના પ્રકાશમાં ઉજ્જવળ બનેલા એ પર્વત તરફ ફર્યો અને વધુ વિચાર કર્યા વગર તે તરફ આગળ વધ્યો

સૂર્યાસ્ત થયો ત્યારે તે ઘણે ઊંચે પહોંચી ગયો હતો. તેનાં કપડાં ફાટી ગયાં હતાં અને તેના અંગે અનેક ઉઝરડામાંથી લોહી ટપકી ટપકી ગયું હતું પણ ખૂબ મઝામાં હોય એ ઢબે તે ત્યાં આડો પડ્યો હતો અને તેના મોઢા પર સ્મિત હતું

અને ત્યાંથી જોતાં એકાદ માઇલ નીચે આવેલું ગામ ઊંડો ખાડો હોય એવું દેખાતું હતું પર્વતોના છાયામાં તે ઝાંખું અને અસ્પષ્ટ દેખાતું હતું, ત્યારે બીજી બાજુ પર્વતો પ્રકાશમાં ઝગઝગી રહ્યા હતા. અને એ પ્રકાશમાં ટેકરાઓની અનેક નાની નાની વિગતો પણ તેને સ્પષ્ટ લાગતી હતી. ક્યાંક ભૂરા ટેકરાઓમાં વચ્ચે દબાએલા કોઇ લીલા પદાર્થનો થર, ક્યાંક ખડકોમાં ચમકી રહેલા લીસા પહેલદાર પથરો, તેની પાસે જ ઊગેલું અજબ રેખાઓવાળું સુંદર વાસ— એ બધું જોવામાં હવે તેને અપૂર્વ આનંદ આવવા લાગ્યો

નીચે એ બેદી પડછાયા વધ્યે જતા હતા અને ઉપર અનંત આકાશ તેના નાના કદ પર હસી રહ્યું હતું પણ તેનો મોટામાં મોટો સંતોષ એ હતો કે પોતે જ્યાં ગજન થવા ધારેલું એ અધોના દેશમાંથી પોતે છૂટી શક્યો હતો

સૂર્યાસ્તની લાલિમા ઓગળવા માંડી રાત આવી અને પોતાના હિમ્મતથી પૂર્ણ સંતોષ પામતો નૂનેઝ ત્યાં જ સૂઇ ગયો

# નવાં પુસ્તકો

**૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત** લેખક અને પ્રકાશક શ્રી મણિભાઇ દ્વિવેદી નવસારી, ૦-૧૨-૦ **લગ્નસુખ** ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિમાં શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટના અનુવાદનો એક વધુ ઉમેરો પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય ૧-૪-૦, **કરીમ મહમદનાં કાવ્યો અને લેખો** લેખક-પ્રકાશક—કરીમ મહમદ માસ્તર, સદર અદાલત બજાર, જૂનાગઢ, ૨-૦-૦ **અમ પણી આંખો** લેખક હરરાય અમુલખરાય દેસાઈ, પ્રકાશક ખડાયત બુક ડીપો અમદાવાદ, ०-२-०, **સચિત્ર કાવ્યસરિતા** લેખક-પ્રકાશક—ભટ્ટ સુખલાલ ચુનીલાલ વીસનગર, ૪-૦-૦ **અલૌકિક અમૃત** ૦-૨-૦, **કર્મયોગ** ૦-૧-૬ તથા **આર્યસંસ્કૃતિનું પ્રાચીન એક્ષરે ઑપૅરેટમ** ૦-૫-૦, લેખક-પ્રકાશક—મૂળજી રણછોડ વેદ, શ્રી રામભવો ઝવેરી, **सचित्र योगासन और अक्षय युवावस्था** લેખક સ્વામી શિવાનંદ સરસ્વતી પ્રકાશક ભારતવાસી પ્રેસ દારાગંજ અલ્લાહાબાદ, ૧-૦-૦, **એ પત્ન કોની?** અનુ —યજ્ઞેશ હ શુક્લ ૧-૧૨-૦, **ઘરભણી** લેખક ઉપેન્દ્ર નસાવડા, ૧-૦-૦, પ્રકાશક કાન્તિલાલ મણિલાલ શાહ રમકડા માર્કેટ અમદાવાદ, **સ્ત્રીરોગ ચિકિત્સા** લેખક વૈદરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી, પ્રકાશક—વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી રીચીરોડ અમદાવાદ, ૧-૮-૦, **ડૉક્ટરશ્રી** લેખક—રતિલાલ મહેતા, પ્રકાશક કાન્તિ કામ, નવી દુનિયા કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ, ૦-૬-૦ **જવાબ આપો** લેખક—ચંદ્રભાઇ કા ભટ્ટ પ્રકાશક—સોનુબ્હેન શાહ અમરનિવાસ એલિસબ્રિજ અમદાવાદ, ૦-૦-૯, **નવલિકાપુષ્પો** (પ્રથમ ગાળા) લેખક—શંકરપ્રસાદ છગનલાલ રાવળ, પ્રકાશક—ધી જનરલ બુકડીપો મુંબાઇ-૨, ૦-૧૨-૦ **રામરાજ્ય એક વૃદ્ધની વિચાર પોથીમાંથી** પ્રકાશક જયંતિલાલ મો મહેતા નડિઆદ, **ગિરિરાજ આબુ** લેખક—શંકરલાલ દ્વારકાદાસ પરીખ, પ્રકાશક—પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ, ૦-૮-૦, **આવણી મેળો** લેખ ઉમાશંકર જોશી પ્રકાશક—વોરા ઍન્ડ કં ૯, રાઉન્ડ બિલ્ડીંગ કાલબાદેવી મુંબાઇ ૧-૮-૦, **વ્યાપક ધર્મભાવના** લેખક—ગાંધીજી, ૦-૧૪-૦, **પંડ્યાજીને સ્મરણાંજલિ** સંપાદક શંકરલાલ દ્વા પરીખ, ૦-૮-૦, *The Epic of Travancore by Mahadev Desai*, 1-8-0, **બુદ્ધ ચરિત** લેખક—ધર્માનંદ કોસંબી ૧-૪-૦, બધાનું પ્રકાશનસ્થાન નવજીવન કાર્યાલય અમદાવાદ, **પરીની વીંટી** લેખક ચંદ્રશંકર ભટ્ટ, **વિજ્ઞાનની વાતો** તથા **બંગાળની લોકકથાઓ** લેખક—મોઘીબેન, **દારૂડીયન** (ભાગ બીજો) લેખક—શંકર શાહ, દરેકની ૦-૫-૦, **નવો આચાર—નવો વિચાર** લેખક—હરભાઇ, ૦-૧૨-૦, પ્રકાશક —શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર

યુવકોની પ્રવૃત્તિને ઘડનાર તત્ત્વ બની. અપમાનિત અને ધૂળધૂળ ગણાતી વીર પ્રજાનું ગાન ડુલાયું. તેનો અંતરાત્મા તો ક્યારનો યે ધુંધવાતો હતો. પરંતુ તેને માર્ગનું દર્શન થયું નહોતું. રસ્તો કોણ બતાવે?

એવામાં, જગતવિગ્રહમાં એક સાધારણ સિપાહી તરીકે પશ્ચિમ સરહદ પર લડેલા એક જર્મન જુવાનની આંખોમાં અગ્નિ ઊછળ્યો. તેની વાચા ખુલી, અને જાણે અપમાનિત જર્મનીનો અંતરાત્મા જ બોલતો ન હોય તેમ તેની વાણીના પડઘા ચારે તરફ પડવા લાગ્યા. આ હિમ્મતવાન અને કૃતનિશ્ચયી યુવકે પોતાને ખરું લાગતું પ્રજા સમક્ષ સીધી અને સ્પષ્ટ ભાષામાં મૂકવું શરૂ કર્યું. ૧૯૧૭ની એ સાલ માત્ર ચાર જ જુવાનો—બાળગોઠીઆ એક બીઅરહાઉસમાં એકઠા મળી, કરેલી મંત્રણા અનુસાર એકમત થયા, અને તેમના નિશ્ચયે આખું યે જર્મની ભડકી ઊઠયું. સત્તર વર્ષોની અખંડ અને અડગ પ્રવૃત્તિઓ પછી તેમને યશ મળ્યો. જર્મનીના માનસનો આ પડઘો પાડનાર, તેને જીવંત અને સ્પષ્ટપણે પ્રજા સમક્ષ મૂકનાર, સત્તર વર્ષો થયાં આદર્શ માટે બહારવટું ખેલનાર આ ગોઠીઆઓનો અગ્રણી નીડર વીર તે હિટલર.

આજે જર્મન પ્રજા જેવી યુદ્ધ પછીના બે દાયકામાં હતી તેવી નથી રહી. તેની આંખોમાં ખુમારી ભરી છે; અને પ્રજાકીય સ્વાભિમાન ઝળકે છે. જર્મન પ્રજાએ હિટલરના હાથ નીચે નવો અવતાર ધારણ કર્યો છે, એમ કહીએ તો ખોટું નહિ. હિટલર આજે જુવાનો માટે મનુષ્ય નથી રહ્યો પણ દેવ બન્યો છે. તેનો શબ્દ એટલે દેવશબ્દ. તેથી જ હિટલર આજે એક હાથે બધા ફેરફારો કરી શકે છે. તેણે જુવાનોની કલ્પના પ્રત્યક્ષ કરી છે અને તેને પૂરતું પોષણ, જીવન અને ચેતન આપે છે. જુવાનોને મન તો હિટલર એ જર્મનીની આદર્શમૂર્તિ, આધુનિક જર્મનીનું પ્રતીક છે!

હિટલરની ઇચ્છા જ એવી હતી કે જર્મનીમાં એક પક્ષ હોય, એક સરદાર હોય, એક ધર્મ હોય, તો પછી યુવકપ્રવૃત્તિ પણ એક જ હોય અને તે જર્મન યુવકોની. એટલે કળે ન ચાલ્યું ત્યાં બળ વાપરીને પણ બીજી બધી યે પ્રવૃત્તિઓ આજે નાઝી પ્રવૃત્તિમાં એકત્ર કરી દેવામાં આવી છે. આજે 'ભમતાં પંખીડાં' નથી રહ્યાં. તેમનાં આરામગૃહો સરકારી ફરમાન વડે નાઝી યુવકસંઘોને સોંપી દેવાયાં છે.

આધુનિક જર્મન યુવકો એટલે નાઝીધર્મી યુવકો જ. એમની નાઝી પ્રવૃત્તિઓ એસ.એ., એસ. એસ., 'હિટલર–જુવાન', અને 'જર્મન બાળા' એ ચાર સંઘોમાં વ્યવસ્થિત કરવામાં આવી છે.

એસ. એ. નું આખું નામ તો 'સ્ટુર્મ અબટાઈલુંગ' એટલે કે 'તોફાની વિભાગ.' લશ્કરમાં આવો એક ખાસ વિભાગ રાખવામાં આવેલો હોય છે જે હમેશાં હુમલો કરતી વખતે જ આગળ કરવામાં આવે છે. તેમની ફરજ એ કે વંટોળિયાના તોફાનની જેમ દુશ્મનની છાતીમાં સીધા ધસી જવું. નાઝીની સહુથી વધારે વ્યાપક પ્રવૃત્તિનું નામ આ રાખવામાં આવ્યું છે. નાઝી પક્ષના સહુ સભ્યોને એકવાર આ ટુકડીમાંથી પસાર થવું જ પડે છે. ત્યાર પછી આવે છે દીક્ષાનો સમય કે જ્યારે તે પાકો નાઝી બને છે. આવા પાકા નાઝીઓનો સંઘ તે એસ. એસ. એટલે 'સ્ટુર્મ સ્ટાસ' —વંટોળિયો હુમલો, ધસારો. સાધારણ રીતે લશ્કરની વ્યવસ્થામાં આ ટુકડી પાયારૂપ હોય છે અને તેને માત્ર અણીને વખતે જ મેદાન પર મોકલવામાં આવે છે.

'હિટલર–જુવાન'નો સંઘ એ તો બૉયસ્કાઉટના જેવી કુમાર–સેના, કે જેઓ હજુ નાઝી સિદ્ધાંતોમાં પ્રવેશ જ માત્ર કરે છે અને યૌવનમાં પણ હમણાં હમણાં જ પ્રવેશ કરેલો છે. આ જ પ્રમાણે કુમારોની જેમ કુમારિકાઓને પણ સંઘમાં વ્યવસ્થિત કરવામાં આવી છે. આ કુમારિકાસંઘનું નામ 'જર્મન બાળા'. આ બંને સંઘોમાં પણ જાતીય અને શિસ્તના પાયા તો નખાવા જ માંડ્યા હોય છે. અને તેમનું ધ્યેય એસ. એ. અને એસ. એસ. થવાનો હોય છે. આ રીતે આખી યે નાઝી યુવક પ્રવૃત્તિ એ લશ્કરી સૈન્યનું અનુકરણ જ માત્ર છે. અને તેઓ માત્ર જીવન સાધનની તૈયારી કરાવે છે, જેથી ભાવિમાં હાક પડે તેમાંનો કોઇ દેશરક્ષણમાં પાછો ન પડે.

આ દરેક મંડળનો પોતાનો ખાસ પોશાક હોય છે અને તાલીમ તથા શિસ્ત એક સરખાં જ હોય છે. માત્ર એસ. એસ. પ્રવૃત્તિ એ વધું લશ્કરી પ્રવૃત્તિ બને છે. એસ. એ. મંડળનો પોશાક ખાખી રંગનો હોય છે. તેઓને અઠવાડીઆમાં એકવાર કવાયત ફરજિયાત હોય છે. ગમે તે ભોગે, ગમે તેમ કરીને

પણ આ કવાયતમા તેમણે હાજરી આપવી જ પડે છે હાજર ન રહેનારની સામે શિસ્તભગના પગલા લેવામા આવે છે અને આ શિક્ષાઓ લશ્કરી શિસ્તના ભગમા અપાતી સજાઓ કરતા ઓછી નથી હોતી કવાયતમા નાના મોટા કે જૂના નવા સભ્યો વચ્ચેનો ભેદ રાખવામા નથી આવતો સહુ એક સરખા બાધવો જ લેખાય છે એક સરખુ માન પણ અપાય છે

આ સઘના તેમજ નાઝીની આખી યે પ્રવૃત્તિના સભ્યોને પોતાના દેશને જગતના બધા યે દેશો કરતા વધુ મહાન, સસ્કારી અને ઉન્નત ગણવાનુ ફરમાન કરવામા આવે છે અને પોતાનો દેશબધુ, પછી તે ભલેને હલકામા હલકો હોય અને ચાહે વહી ટ હોય, છતા યે તે જગતના કોઇ પણ દેશના નાગરિક કરતા ઊતરતો નથી બલ્કે શ્રેષ્ઠ છે એમ માનવાની ફરજ પાડવામા આવે છે આખી યે પ્રજાએ તેના રક્ષણાર્થે એકે પગે તૈયાર રહેવુ જોઇએ

એશ આગમ આવા યુવકોને ન જ પાલવે, કારણ કયે સમયે અને કયા તેના મરવા જવાનુ ફરમાન થશે તે કશુ ચોક્કસ હોતુ નથી નવી પ્રજાના પુનર્ઘટના કરવાની હોય ત્યારે તો તાલીમ અને શિસ્ત તેમજ સયમ એ તો યુવાનોમા પૂર્ણપણે હોવા જ જોઇએ નાચના સ્થળોએ કે બીઅરહાઉસમા તેઓ હમેશા ઘણા જ ઓછા પ્રમાણમા દેખાય છે, જ્યારે મયદાની રમતો કે મરદાની રમતો, ઉડ્ડયનશિક્ષણ કે વ્યાયામસઘોમા તેઓ એટલી બધી સખ્યામા હાજરી આપે છે અને તેમા રસ લે છે કે આ પ્રવૃત્તિઓ બધી તેમનામય જ થઈ ગઇ હોય એમ જણાઇ આવે છે

લશ્કરી સૈન્ય જેટલી તાલીમ પણ તેમને આપવામા આવે છે અને ભાવીમા જરૂર પડ્યે લશ્કરમા સિપાહી તરીકે કામ કરી શકે એ તેમનો ઉદ્દેશ હોય છે તેથી ઘણી યે વાર શહેરની આસપાસના ડુગરાળ પ્રદેશોમા આખી યે રાત ટૉર્ચલાઇટ લઇને સખત શ્રમભર્યો, વિવિધ લશ્કરી દાવપેચોની તાલીમ અને તો વ્યાયામ ખેલવામા આવે છે સહુને ટુકડીવાર તેમા હાજરી આપવાની ફરજ પાડવામા આવે છે દર રવિવારે શહેરના વિવિધ ભાગોમા કદમ મિલાવતા આ યુવાનો કૂચ કરે છે અને રાષ્ટ્રીય તેમજ કુદરતના ગીતો તે વેળાએ ગવાય છે

એસ એસ પ્રવૃત્તિ આથી વધુ શિસ્તબદ્ધ છે અને તેને તો લશ્કરનુ એક અગ જ ગણીએ તો વાધો નહિ આ પ્રવૃત્તિ લશ્કરી ઢબે જ રચાએલી છે તેના નિયમો, શિસ્તભગની સજા મૃત્યુ જ ગણાય છે આ પ્રવૃત્તિની હીલચાલ અને પ્રગતિ બધુ જ ખૂબ ગુપ્ત રાખવામા આવે છે તેમનો પોષાક કાળા રગનો હોય છે આ મડળી એ હિટલરનો જમણો હાથ ગણાય છે આના બળ ઉપર જ હિટલર ૧૭ વર્ષો સુધી અખડ પ્રયત્નો કરી શક્યો અને પોતાના સ્વપ્નો પણ ફળીભૂત કરી શક્યો

આજે આ મડળને સૈન્યમા અપનાવી લેવામા આવ્યુ છે ને વચ્ચે ભેદ હવે રાખવામા આવ્યો નથી હિટલરના બોડીગાર્ડો સરકારી મથકોના દ્વારપાળો અને સુન્દર સૈનિકોમા આજે તેમની ગણત્રી થાય છે આ મડળમા દાખલ થવા માટે ખૂબ સખત અગ્નિપરીક્ષામાથી પસાર થવુ પડે છે તેઓ વળી શુદ્ધ આર્ય હોવા જોઇએ અને તે તેમણે પુરવાર કરવુ પડે છે અને તેઓ પણ શુદ્ધ જર્મન લોહીવાળા હોવા જોઇએ તેમની પાસેથી સેવાનુ કાર્ય તો તત્વોએના લશ્કરી સૈનિકો સિવાય ભાગ્યે જ કોઇ આપી શકે.

આ મડળના સભ્યોને ઉદરનિર્વાહ માટે રાષ્ટ્ર તરફથી કઇ આપવામા આવતુ નથી અમુક સરકારી નોકરીમા જોડાએલા સભ્યો બાદ કરતા બાકીના બધા યે પોતાના નિર્વાહ માટે જાતે જ મહેનત કરે છે અને આમ જીવનનિર્વાહ માટે ગદ્ધાવૈતરૂ કર્યા પછી પણ હુકમ થાય ત્યારે તે પ્રફુલ્લ વદને તેના ઉપરી પાસે સલામ ભરવા હાજર થઇ જાય છે આ મડળના સભ્યો માટે કુટુબ અને સમાજ એ ગૌણ વસ્તુ છે તેઓ આપેલા હુકમનું અનુસારે પાલન કરવા બધાએના હોય છે તેમને તો રોજના સાહસો ખેડવાના હોય છે અને જીવનમાગના જોખમો વહોરવાના હોય છે તેમને માટે જીવન એ ખરેખર સગ્રામ જ છે આપણા આદર્શ પ્રમાણે તેમને મૃત્યુજયી વીરો જ કહી શકાય

કનૈયાલાલ છોટાલાલ પુરાણી

## દેડકાની જીવનલીલા

૧ ચોમાસામાં તળાવ કે ખાબોચિયાને કિનારે ડેંડૂકતું પુખ્ત દેડકું. ૨ મોસમ આવતાં એ તળાવ કે ખાબોચિયાને તળિયે ગોળ કાંકરી મૂકે છે, તે ઉપર ચીકણો રસ ચોંટાડી દે છે ૩ એ ઈંડાં પાણી શોષીને ફૂલતાં, સપાટી પર તરી આવે છે ૪ ઈંડું, જેમાં વાસ્તવિક ઈંડું એ કાળો ડાઘ છે ને સફેદ ભાગ તો એને માટેના પોષણનો છે. ૫, ૬, ૭, ૮ એ ઈંડાની વિવૃદ્ધિના જુદાજુદા તબક્કા, જેમાં છેલ્લે તેનાં અંગો ફૂટવાની શરૂઆત થાય છે. ૯ ઈંડું સુકાયા પછી પંદર દિવસે જન્મેલું બચ્ચું. ૧૦ શીવોતરામાંથી પોષણ મેળવતાં એવાં સખ્યાબંધ બચ્ચાં. ૧૧ ગળા નજીક એ બચ્ચાને ગાંઠો ઉપસે છે, હજુ મોં નથી. ૧૨ મોં અને પછી ગાંઠોમાંથી પંખા ફૂટે છે ૧૩ અકરાંતિયા જેમ ખાવા માંડે છે ને પંખા અદૃશ્ય થઇ તેનાં ખાનાં જ રહે છે ૧૪ માથાની દરેક બાજુએ પાતળી ચામડી ઊગે છે જે એ ખાનાં પૂરી દે છે ત્યારે તેની વય એક મહિનાની થઈ હોઈ, તેને પાછલા પગ ફૂટવા માંડે છે. ૧૫ આગલા પગ પણ ચામડી નીચેથી ફૂટવા માંડે છે. અને ૧૬ પોતાની જૂની ખોળ એ ઉતારી નાખે છે ને આંખો દેખાવા માંડે છે. ૧૭, ૧૮, ૧૯ કૂદકો મારવાની શક્તિ આવતાં પૂછડી ટૂંકી થતી જાય છે ને એ સાથે જ—૨૦, ૨૧, ૨૨ એ વનસ્પત્યાહારી મટી માંસાહારી બને છે માખી એનો પ્રિય શિકાર છે ને એની લાંબી ને ચીકણી જીભ એમાં તેનું હથિયાર છે. ૨૩ આમ પોતાની મેળે ખોરાક શોધીને પુખ્ત થયું, ડેંડૂકતું દેડકું ૨૪ એ અવાજને દેવાનાં ખાનાં (air sockets) આમ ફૂલાવીને કાઢે છે. ફેફસાં માફક ચામડીથી યે તે શ્વાસ લઈ શકે છે ને તે ભીની રાખવા વારંવાર પાણીમાં જઈ આવે છે ૨૫ સંપૂર્ણ પુખ્ત થતાં પાછું એ સંવનન આદરે છે ને ફરી નવા દેડકાની જીવનકથા શરૂ થાય છે. (World of Wonder)



# બ્રહ્મદેશમાં જવાહરલાલ



બ્રહ્મદેશની પ્રાંતીય મહાસભા સમિતિના આમંત્રણને માન આપી રાષ્ટ્રપતિ જવાહરલાલજી બ્રહ્મદેશ ગયેલા ત્યાં તેઓ જેટલો વખત રહ્યા તે બધા સમય દરમિયાન તેમના સ્થાનિક મંત્રીઓમાંના એક તરીકે લાગટ તેમની સાથે રહેલા શ્રી રમેશ રંગનાથ ગૌતમે એમના બ્રહ્મદેશના પ્રવાસની હકીકત પુસ્તકાકારે બહાર પાડી છે. એમાં બ્રહ્મદેશના સ્થળો ને સંસ્થાઓની મુલાકાતો તથા સભાઓનો શુષ્ક અહેવાલ નથી, પણ પંડિતજીનું તેજસ્વી વ્યક્તિત્વ તરી આવે એવા ખાનગી, અર્ધખાનગી અને જાહેર પ્રસંગોનું સજીવ આલેખન તથા વહેતા તેજાબ જેવી એમની વાણીના ચૂંટેલા ઉતારા છે. દેખાવે અનાકર્ષક એવા એ પુસ્તકમાં દૃષ્ટિ જતાં એ પ્રસંગોમાં ભારતના રાષ્ટ્રપતિનો અત્યંત જીવંત, અને માનવતાભર્યો પરિચય આપણને મળે છે, એ આ નીચે ચૂંટી ઉતારેલા ફકરાઓ કહેશે.

બંદર પરથી ઉતારે આવતાં વેંત જવાહરલાલ બોલ્યા, 'કહા હૈ ભાઈ, પ્રોગ્રામ તો થોડા બતાઈએ—મુજે કહાં જાના હૈ, ક્યા કરના હૈ . . .' એમને જવાબમાં કહેવામાં આવ્યું કે બે કલાક આરામના રાખેલા છે, ત્યારે તો જહાજમાં પરાણે કરવા પડેલા આરામે એ બીમાર માણસને અધીરો કરી મૂક્યો. આવ્યે પંદર મિનિટ પણ નહિ થઈ હોય ત્યાં બહાર નીકળી પડ્યા. તેમના એક ભત્રીજી રંગૂનમાં રહે છે તેમને મળવા તથા ફરવા ઊપડ્યા.

તીખો આગ જેવો એમનો સ્વભાવ જરાતરામાં ખીજાઈને બોલે; ને બોલે ત્યારે જાણે ઝાટકો પરંતુ તે પછી તરત મુક્ત હાસ્ય રેલાય, ને ઠપકાનો ડંખ રહેવા પામે નહિ. આકું બોલવા બેસે તો તોબાહ પોકરાવે. જાણે 'તેરા ચલે તો માર ડાલીઓ' વાળી વાત.

પ્રોગ્રામ જોતાં તા. ૧૨ની આવી. એક જણથી બોલાઈ ગયું, 'બારહ તારીખ—વહ તો કૉરોનેશન ડે.'

'ક્યા કહા આપને?'

'કુછ નહીં જી, મૈં કહ રહા થા કિ બારહ તારીખ કો કૉરોનેશન ડે . . .'

'કહેનેકી ક્યા જરૂરત?'

'જરૂરત કુછ નહીં.'

'તો ક્યોં કહા?'

'વૈસે હી, તારીખ દેખનેસે ખયાલ આયા.'

'ઉસમેં મેરા ક્યા વાસ્તા?'

'કુછ નહીં જી.'

'તો કહા ક્યોં?'

ભાઈ મુઝાયા: 'આપસે કોરોનેશન ડે કા કુછ વાસ્તા નહીં હૈ, બસ લિજીએ.'

'વાહ ભાઈ!'

એવી એમની વાત. બનવા જોગ છે કે એવી રીતે એ સામાનો કસ કાઢતા હોય. સામો માણસ તો હસે કે રડે?

હાર્મોનિયમની એમને ઘણી સખ્ત અને વાજબી ચીડ છે. 'મને સમજાતું નથી કે એ બેઢબ, કલાહીન, સંગીતખૂની, કમબખ્ત ચીજની કોઈ પણ અક્કલમંદ આદમી કેવી રીતે બરદાસ્ત કરી શકતો હશે?' એ તેમની કહેવાની રીત! તા. ૮મીએ ધ્વજવંદન વખતે ઝંડાગીત માટે પડેલું હાર્મોનિયમ જોતાં જ એ ત્રાડી ઊઠેલા, 'ઉફ, હટાઓ ઈસ કમબખ્ત ચીજકો યહાંસે!'

એક સભામાં એક વૉલંટિયર લોકને ધક્કા મારતો દેખાયો. જવાહરે તેને બે વાર રોક્યો, છતાં યે એ ન રોકાયો, એટલે પંડિતજીએ ગર્જના કરીને તેના બે હાથ પકડીને અદબ વળાવી 'ખબરદાર, ઠેઠ બહાર નીકળતા સુધી અદબ છોડી છે તો!' તેમણે તેને સમજાવ્યું કે ધક્કો મારવાથી જ વધારે હડમેલો લાગે છે. મગજ સમતોલ રાખીને ચાલી જવાથી આપોઆપ માર્ગ થઈ જાય. પેલાએ ધડકતે હૈયે ઠેઠ સુધી અદબ રાખી.'

રવિવારને દિવસે માંડલે મ્યુનિસિપાલિટીના માનપત્રનો પ્રોગ્રામ હતો. જમતી વખતે માંડલેમાં જોવા જેવા સ્થળોની વાત નીકળી, તેમાં એક ભાઈએ મીંગુનના અશક્તાશ્રમનો ઉલ્લેખ કર્યો. જવાહરલાલ તરત બોલ્યા, 'અરે ભાઈ, મારે લૂલાપાંગળા ને ડોસાંડગરાં જોવા માટે ખાસ મીંગુન સુધી જવું એ ક્યાંનો

ઇન્સાફ? હિંદુસ્તાનમાં શું ઘરને આંગણે કંગાલિયત ને રોગ ઓછા જોવાના છે?'

'પણ સગાઈ તો જાઇશું' એક જણે કહ્યું. 'ત્યાંના પહાડોમાં વીસેક હજાર ભિખ્ખુ ને ભિખ્ખુનીઓના વિહાર છે. અને ત્યાં આગળ આવાનો પૂલ એ ઘણો મોટો ને ઇજનેરી પરાક્રમનો નમૂનો છે.'

'મેં ઇજનેરી કારીગરીના પ્રચંડ નમૂના ઘણા જોયા છે. આમાં કદ સિવાય બીજું તાજુબીભર્યું શું છે?'

એક ભાઇથી ન રહેવાયું તે કહે, 'આવાના પૂલ નીચે થઇને જહાજો પસાર થાય છે.'

જવાહર હસ્યા: 'મારી જાણમાં છે ત્યાંસુધી હમેશાં એમ જ બનતું આવે છે, ને જહાજ પૂલની નીચે થઇને જ ઘણુંખરું જાય છે. પૂલની ઉપર થઇને જહાજ જતાં મેં હજી સાંભળ્યાં નથી!' મંડળી પેટ પકડીને હસી પડી. પેલા મિત્ર ભોંઠા પડી ગયા.

થમેધાનમાં એક કરુણ પ્રસંગ બન્યો. એક ડોશી આવી, 'બાબા, મેરે બેટેકો પોલીસ પકડ ગઇ.'

એક ભાઇએ ખુલાસો કર્યો કે એના દીકરાને બર્માના ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટની રૂએ પકડીને નજરકેદ કરેલો છે.

'બાબા, મેરે બેટેકો છુડવા દીજિએ.'

જવાહર શું જવાબ આપે? ઘડીભર એની આંખોમાં અતિશય દર્દ દેખાયું પછી હાથ પસાર્યો, 'મા, મૈં ક્યા કરું? અગર મેરે હાથમેં સત્તા હોતી, તો મૈં ફૌરન તુમ્હારે બેટેકો છોડ દેતા. જૈસા તુમ્હારા બેટા હૈ વૈસે હજારોં માતાઓંકે બેટે ભારતમેં ગિરફતાર હુવે પડે હૈં. ક્યા કિયા જાય?' ક્ષણભર ટોળામાં ચુપકીદી ફેલાઇ.

સોમવારની સાંજે મ્યુનિસિપાલિટી પછી બીજું માનપત્ર બ્રહ્મી શહેરીઓ તરફથી અને ત્રીજું હિંદુસ્તાન સંઘ તરફથી અર્પણ થયા બાદ ભાષણ કરતાં કરતાં જવાહરલાલજીની નજર સામે ઊભેલા કોટના કાંગરા પર ગઇ ને એ તરત જુસ્સામાં આવી ગયા:

'ભારત ને બ્રહ્મદેશના સંબંધનો કદી વિચાર કર્યો છે? સર્જનજૂની એ સ્નેહગ્રંથિ છે. ભારતે પોતાની અણમોલી મિલકત અઢી હજાર વરસ પહેલાં બ્રહ્મદેશને અર્પણ કરી, જેને તમે હજી સુધી પ્રેમથી—પૂજ્યભાવથી મસ્તકે ધરી રહેલા છો ને ત્યારથી એકધારા વ્યાપારી, સાંસ્કૃતિક અને અન્ય પ્રવાહ અસ્ખલિત ચાલ્યા છે. કદાચ એ પહેલાંથી પણ એ ચાલુ હોય. એ થઇ પુરાતન કાળની કથા. તે પછી એક જ માલિકની ગુલામીની ધૂંસરીમાં બે બળદ જેવા ભારત ને બ્રહ્મદેશ જોતરાયા. એ બે ગુલામ હળીમળીને એકસંપથી જોર કરશે તો જ એ ધૂંસરીને તોડી શકાશે . . . જુઓ આ કોટ! અમારા ટિળક મહારાજ, અમારા લાજપતરાય ને મારા પ્રિયવયસ્ક સુભાષ બાબુને પોતાના લોખંડી બાહુપાશમાં જકડનાર એ કોટ! આ તમારું સુંદર માંડલે શહેર ભારતીઓ માટે તો તીર્થ થઇ પડ્યું છે. એ સંબંધ કદી પણ વીસરાય ખરો કે?' આખો જનસમૂહ મસ્ત બની ગયો.

સોમવારનું કામ પત્યા પછી રાજગઢી (જે હવે લશ્કરી છાવણી અને જેલ છે) અને માંડલે હીલ જોયાં. રાજગઢીના સાગના થાંભલા બતાવતાં ઉ સ્થો મ્યીંએ કહ્યું, 'આ સાગના થાંભલા રાજા થીબોના રાજ્યની જડ ઉખેડવામાં કારણભૂત હતા.'

'એ કેવી રીતે?' જવાહરલાલજીએ પૂછ્યું. તેનો ઉ સ્થો મ્યીંએ જવાબ આપ્યો:

'બૉંબે બર્મા કૉર્પોરેશનને રાજાએ જંગલનાં લાકડાંનો ઇજારો આપેલો હતો. પરંતુ તેમાં એક શરત હતી. અમુક માપથી વધારે જાડાઇનાં થડ, જે 'શાહી લાકડાં'માં ગણાતાં તેમને હાથ લગાડવો નહિ. એવાં થડોમાંથી રાજાની ઇમારતો બનતી. જ્યારે કંપનીને ટંટો કરવાનું મન થયું ત્યારે તેણે એ શાહી થડો કાપ્યાં. રાજાએ વાંધો લીધો ને તેનો દંડ કર્યો. આવી નાફરમાની પર તેનું ખીજાવું સ્વાભાવિક હતું બસ. એટલું જ બહાનું. અંગ્રેજ સરકારે પોતાની જાતવાળાની મદદમાં હથિયાર ઉપાડ્યાં ને એ બહાને બ્રહ્મદેશ પણ હિંદની સાથે ગુલામગીરીમાં જકડાઇ ગયો.'

મંગળવારે રંગૂનના તઈં બ્યુંના મેદાનમાં જાહેર સભા હતી. એને પહોંચી વળવા માટે ચાર વાગે માંડ લેપડાનથી નીકળી શકાયું, ત્યાં માર્ગમાં વરસાદ નડ્યો. સાત વાગે રંગૂન પહોંચાયું. આઠ વાગે તો સભા હતી. વ્યવસ્થાપકોએ માની લીધું કે આવા ધોધમાર વરસાદમાં સભા થઇ શકે નહિ. તેમણે જવાહરલાલને તેવા ખબર આપીને તઈં બ્યું તરફ પણ એક માણસ મોકલ્યો. જરા ખિન્ન થઇને અમે પાટલે બેઠા ત્યાં

જવાહર ઊતરી પડ્યા. 'અરે વાહ! આપ તો જમને બૈઠ ગયે! મીટિંગ કા કયા?'

'મીટિંગ તો બંધ રખ દી ગઇ હૈ ન?'

'હાં, જરૂર. લેકિન મેરી ઇચ્છા હૈ કિ સભા બંધ રખની હો તબ ભી મૈં ખુદ જા કે લોગોંસે યહ ફૈસલા સુના દૂં.'

એ તો ઊપડ્યા. તઇ ત્યાં જઇને જુએ છે તો લોકોની ઠઠ ધીમે ધીમે વીખરાય છે. વરસાદ પડે છે. બત્તી ઠરી ગઇ છે. ત્યાં એકાએક જવાહર મંચ ઉપર દેખાયા કે વીખરાતા લોક જયકાર ગજવતા હરખાઇને પાછા ભેગા થઇ ગયા. વરસાદી ડગલો ચડાવીને હાથબત્તી ચમકાવતા જવાહર હસતા ઊભા હતા. વરસાદ ચાલુ હતો. માનપત્રો આપનારા દોડ્યા, જવાહરે તે બધા લીધા. તેમના એક પડકારે કાદવભરી ભોયમા દસહજાર સ્ત્રીપુરુષ બેસી ગયા ને શાંતિથી, હર્ષથી આ નરપુંગવના વચનામૃત ઝીલ્યા.

પાછા ઘેર આવીને કહે, 'કયો, ભાઇ' યહ તુમ્હારી તમીજ?' ને નિરાશાવાદીઓએ કાન પકડ્યા'

તારીખ ૧૨મીએ જવાહરલાલ ગુજરાત એસોસીએશનમા પધાર્યા. મેં મંડળનો ટૂંક પરિચય આપીને બે મિનિટમા પતાવતા ટકોર કરી, 'મૈં મેરી સંસ્થા કી જ્યાદા તારીફ નહીં કરૂંગા, કયો કિ પંડિતજીકો લંબી તકરીરેં પસંદ નહીં હૈ'

વીજળીના ચમકારા જેવો જવાબ તુરત આવ્યો, 'સિવા કિ ખુદ મેરી!' આ રમૂજે બધાને હસાવ્યા.

ન ટુકોટ ઇ ચટ્ટિયાર એસોસીએશનનો ભવ્ય મેળાવડો જ્યુબિલી હૉલમા પાચ વાગ્યે હતો. મિ. વેલ્લયન ચટ્ટિયારે માનપત્ર વાચ્યું.

એનો પંડિતજીનો જવાબ ચિરસ્મરણીય રહેશે. બર્મા ખાતેનાં તેમનાં ભાષણોમા તેનું અગ્રસ્થાન છે. તર્ક, પ્રમાણ, બુદ્ધિમત્તા અને સાદી સમજની દલીલોનો એ ભંડાર હતો. ઉ ચ્યો મ્યીંએ પાછળથી કહ્યું: 'ચટ્ટીઓ ખાટી ગયા. તમે એમને મહાન વક્તવ્ય આપ્યું. બધા અવાક્ બની ગયા.'

'હમેશાં વિરોધી વાતાવરણ મારા માટે ઉત્તેજક બને છે. કૉલિપિટૅસ્ટો ને અંગ્રેજોની સભામાં કુદરતીરીતે જ મારી બુદ્ધિ તેજ થઇ જાય છે. અનુકૂળ મિત્રોને ખાસ શું સમજાવવાનું હોય?' જવાહરે ધીમેથી ખુલાસો કર્યો.

આ જવાહરલાલના ચારિત્ર્યની ચાવી. તે વિરોધના ભૂખ્યા છે, લડતના શોખીન છે, પ્રતિકૂળ ટોળાને ભેટવા આતુર રહે છે. અને તેથી જ આજે તે આવા લોકના લાડકા છે. ડર જેવી ચીજને એ જાણતા નથી. લડવું એ એમનો ધર્મ છે ને જીતવુ એ તે લડતનું અનિવાર્ય પરિણામ છે.

રંગૂનમાં બનેલો બીજો એક બનાવ અહીં નોંધવા જેવો છે એક બપોરે સેંકડોની દર્શનાતુર ભીડ વચ્ચે પગથિયા પાસે એક આધેડ વયની બ્રહ્મી બહેન ઊભી હતી. તેના હાથમા વીમટોનો ગ્લાસ હતો ને તે જવાહરલાલજીને તેને પાવો હતો તે હિંદુસ્તાની ન જાણે ને લોક બર્મીઝ ન જાણે, તેથી તેની મશ્કરી કરતા હતા હુ ત્યા પહોચતા તેના કહેવાની મતલબ સમજ્યો ને લોકોને ઠેકડી કરતા વાર્યા.

પણ એક મુસીબત હતી. વીમટોમા બરફ હતો. જવાહરલાલનુ ગળુ હવણાંના ખરાબ થઇ ગયુ હતું ને તે ઠંડુ પાણી પીતા નહોતા. પીએ તો ભારે જોખમ જેવુ હતું. બાઇને ઘણું સમજાવી; પણ તે કહે, 'તમે ગમે તેમ કહો, પણ મારૂ પાણી તે જરૂર પીશે મને ફયા (પ્રભુ) જેવો વિશ્વાસ છે હુ અહીંથી હટવાની નથી.'

એને શુ કહી શકાય? કલાક સુધી અમે ને એ બાઇ તડકામા શેકાયા. છેવટે જવાહરલાલ ઊતર્યા. પગથિયે રોકીને મેં તેમને બધી વાત કરી કે એમની આખમા જાણે અમૃત ઊભરાયા. એક પળના વિલંબ વગર પ્યાલો લઇને મોઢે માંડ્યો પેલી બાઇ જોડેલા હાથે, દરબધેલી પૂજ્યભાવ નીતરતી આંખે ને પુલકિત વદને જોઇ રહી. લોક ઘેલું બનીને જયકાર ગર્જાવી ઊઠ્યું.

જવાહરલાલ સડસડાટ ઝર જેવું બરફનું પાણી ગટગટાવવા લાગ્યા. અરધે પહોચ્યા ને મારાથી ન રહેવાયું ને મેં ગળું સમાલવાની સૂચના કરી, પણ એ તો જાણે ત્રણ લોકના પરમાનંદનો નિચોડ મહાકષ્ટે લાધ્યો હોય તેમ આખ મીંચીને ગટગટાવ્યે જ જાય. પોણો ટમ્બલર ખાલી કરીને પાછું આપીને હસીને પૂછ્યું, 'બસ? ઔર પીઉં?' બાઇ તો ગદ્ગદિત થઇ ગઇ. અને લોક પણ પછી પાગલ બનીને ન પુકારે. 'જવાહરલાલ ઝિન્દાબાદ'? **રમેશનાથ રંગનાથ ગૌતમ**

# રણછોડભાઈ ઉદયરામ (અનુસંધાન પૃ ૪૦૦થી)

અટકાવવા અને વિધવાવિવાહની છૂટ કરવાના ઠરાવો ઘડાતા. વળી કેટલાકને એમ થતું કે સમાજને નાટ્યપ્રયોગો દ્વારા નીતિ અને સદાચરણના સારામાં સારા પાઠ આપણે શીખવીએ અને તેમ કરી, ગુજરાતભરમાં પલટો આણી નામના મેળવીએ. પલટાના ગુજરાતના આ સ્વપ્નદ્રષ્ટાઓમાં રણછોડભાઇ પણ એક હતા.

એ જમાનામાં આજે જેને આપણે નાટક કહી શકીએ તેનુ તો નામનિશાન પણ હતું નહિ; મહાન કવિ કાલિદાસ કે ભવભૂતિને પગલે ચાલી ઉત્તમ નાટ્યકૃતિઓનું સર્જન કરનારા સમર્થ નાટ્યકારો થયાનુ તો તે પછીના સૈકાઓમા ક્યાંય સંભળાતું નથી. ગુજરાતમાં નાટકનું માત્ર અણઘડ સ્વરૂપ જીવતુ રહ્યું હતું.અને તે 'ભવાઇ'–'રાસલીલા'ના રૂપમાં. ભવાઇઆઓની મંડળીઓ ગામેગામ ફરતી. રાત્રે ગામના કોઇ ચોકમાં ખુલ્લા આકાશ નીચે બળતી મશાલોના અજવાળામા તબુડાના અવાજો વચ્ચે પોતાના ખેલો તેઓ કરતા; અને તેમા બીભત્સ હાસ્યરસ, અશ્લીલ સંવાદો અને મનને ઉશ્કેરે તેવા ગંદાં ગાયનો સિવાય કશું યે હતું નહિ. ઇંગ્લંડની રંગભૂમિ અને ત્યાંના નાટકોની વાતો સાભળીને કેટલાક સાહસિક પારસીઓએ મુંબઇમા નવીન ઢબનું એક નાટ્યગૃહ ખોલ્યું હતું. એ નાટક કંપનીના માલિક હતા શેઠ કાબરાજી અને નાટ્યગૃહનું નામ હતું 'આલ્ફ્રેડ થીએટર'.

એક વખતે કેટલાક શિક્ષિત ગુજરાતી યુવાનો આ થીએટરની આગલી હારમા રંગમંચ પર ભજવાતો ખેલ જોવા બેઠા હતા. પડખેની ખુરશી પર કંપનીના પારસી મૅનેજર પણ હતા. નાટકમા સંવાદો બધા ઉર્દુમા બોલતા અને ઍક્ટરો સંવાદો બોલતાં થાકી જાય એટલે વચ્ચે વચ્ચે ગાયનો ગાવા માંડતા. તેમાં પણ કોઇ ગાયન ગુજરાતીમાં હોય તો કોઇ મરાઠીમાં હોય! ક્યાંયે કલા કે સૌંદર્યના તેમા દર્શન થતા ન હતાં. ગુજરાતી યુવાનો આ બધું જોઇ કચવાયા અને ધીમેથી અંદર અંદર વાતો કરવા મંડયા, 'આ પારસીઓ આવાં નાટકો સમાજને બતાવે તેમાં આટલા બધા ફૂલાય છે શા માટે? ભવાઇ અને આ ભજવાતા ખેલ વચ્ચે બહુ ફેર તો નથી.' આવા અપમાનયુક્ત શબ્દો સાભળી પારસી મૅનેજર ત્રાડુકી ઊઠયા, 'તમારામાં તાકાત હોય તો તમારું જ થીએટર બનાવી નાચો ને?' યુવાનોમાંથી એક જણે ધીમેથી જવાબ આપ્યો, 'શેઠ ગભરાઓ નહિ. વખત આવ્યે તે પણ તમને કરી બતાવશું.' યુવાનોએ આ વાત રણછોડભાઇ પાસે કરી.

રણછોડભાઇને આ પ્રસંગે પાનો ચઢાવ્યો. કેટલાક માસ્તરો, મુનીમો વગેરેને ભેગા કરી એક નાટ્ય ઉત્તેજક મંડળી સ્થાપી ને પહેલવહેલું શ્રી મણિલાલ નથુભાઇનું 'કાન્તા' નાટક ભજવ્યું. પણ આવાં નાટકો પુરસદે થતાં હોય, રણછોડભાઇનું દિલ એથી ન સંતોષાયું. પરિણામે તેમણે ધંધાદારી નાટક મંડળી કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. એ પ્રયત્નનો પરિપાક તે 'મુંબાઈ ગુજરાતી નાટક મંડળી'.

ભારતના નાટ્યશાસ્ત્રે કરુણ અંતનો નિષેધ કર્યો છે અને તેથી સંસ્કૃત નાટકોએ કરુણાંત નાટકોનો એક મોટો પ્રકાર ખોયો છે. આ ખોટ પૂરી પાડતા હોય તેમ, ત્યાર પછી રણછોડભાઇ તરફથી 'લલિતા દુઃખ દર્શક' નામનું નાટક લખાઈ બહાર પડ્યું. તેઓ તેનો અંત કરુણ લાવ્યા છે. સામાજિક કુરૂઢિઓના સપાટામાં સપડાએલી સુશીલ લલિતા નંદનકુમાર નામના એક મૂર્ખને પનારે પડે છે. કજીઆખોર સાસુ અને નણંદ તેને રીબાવી રીબાવી અધમૂઇ કરી મૂકે છે. તેના દુઃખનો કંઇ પાર નથી. આ નાટકે એટલી બધી લોકપ્રિયતા મેળવી કે તેના બસોત્રસો ખેલ ભજવાયા અને એક ભાટીઆણી ડોશીએ તો પોતાની પુત્રીની પુત્રીના વિવાહ આ નાટક જોયા પછી તોડી નાખેલા. નાનપણમાં આ નાટક જોઇ પોતે રોયા હતા એમ કવિ નાનાલાલે ઘણી વખત કહ્યું છે.

રણછોડભાઇનો સંસ્કૃતનો અભ્યાસ બહુ ઊંડો હતો. તેમણે 'માલવિકાગ્નિમિત્ર', 'રત્નાવલી નાટિકા' અને 'વિક્રમોર્વશીય' જેવા સંસ્કૃત નાટકોનું ભાષાંતર બહુ ભાવવાહી શૈલીમાં ગુજરાતીમાં કર્યું. શેક્સપીઅરના નાટકોએ તેમના હૃદય પર બહુ ઊંડી છાપ પાડી હતી અને એ નાટકોની ખૂબી ગુજરાતી વાચકો થોડે અંશે પણ માણી શકે એ આશયથી તેમણે ઘણાં અંગ્રેજી નાટકોનાં ભાષાંતર પણ 'શેક્સપીઅર કથાસમાજ' નામના પુસ્તક રૂપે બહાર પાડેલાં. આ ઉપરાંત ગુજરાતની ઐતિહાસિક વાતોનો સંગ્રહ કરી ફાર્બસ સાહેબે અંગ્રેજીમાં રાસમાળા લખેલી તેનું ગુજરાતીમાં ભા-

પાતર કરવાનું કામ તેમને સોપાયુ હતુ અને તેમણે તે પૂરતી ચોકસાઈ અને કાળજીથી પાર પાડયું

કચ્છ, કાઠિયાવાડના રજવાડાઓનો સંબંધ હજુ બ્રિટિશ સત્તા સાથે નવોસવો બંધાતો હતો રાજ્યોરાજ્યો વચ્ચે સરહદની તકરાર ઉપસ્થિત થતી કે નાનામોટા ટટાફિસાદ થતા તેનો નિકાલ મેળવવામા મુબાઇમા ગવર્નર પાસે રાજાઓને અને તેમના દીવાનોને અવારનવાર આવવાનુ થતુ. તેમની હકીકત સચોટ રીતે સરકારને સમજાવી શકે તેવા અંગ્રેજી ભણેલાઓની બહુ જરૂર પડતી. મન સુખરામ ત્રિપાઠી, હરિદાસ દેસાઇ, રણછોડભાઇ વગેરેનો મંતવ્ય આવા રાજદ્વારી કાર્યો સારૂ કાઠિયાવાડના રાજ્યો સાથે બંધાયો રણછોડભાઇને ગોડલ, પાલણપુર અને ઇડર વગેરે રાજ્યોના મુબાઇ ખાતેના પ્રતિનિધિ તરીકેનુ કામ સોપાયુ હતુ સને ૧૮૮૪મા તે કચ્છમા ગયા મુબાઇની બધી અનુકૂળતાઓ મૂકી કચ્છમા જવાનું કારણ એ હતુ કે તેમના પત્નીની તબીઅત મુબાઇમા લથડી ગઇ હતી અને ડૉકટરોએ સૂકી હવાવાળા પ્રદેશમા જવા સલાહ આપેલી. કચ્છના મહારાઓશ્રીએ ઇ ૧૮૮૪મા તેમને હજુર ઍસિસ્ટન્ટ તરીકે નીમી લીના

સતત વીસ વર્ષ સુધી એમણે એ પદ સંભાળ્યુ એ પદે રહ્યારહ્યા એમણે 'રત્નાવલી નાટિકા', 'રાસમાળા ભાગ ૨', 'નાટ્યશાસ્ત્ર' અને એ ઉપરાત 'રણપિંગળ'ના જે ત્રણ દળદાર ગ્રન્થો બહાર પાડયા તે આજ પણ તેમની પ્રતિભા પ્રત્યે આદર ઉત્પન્ન કરે તેવા છે એમા છેક વેદકાળથી માંડીને આજસુધીના દરેક વૃત્ત અને છન્દના સાગોપાગ આલેખન ઉપરાત ફારસી શાયરી અને ડિંગળ ઉપરનું તેમણે કરેલુ વિવરણ, ગુજરાતનો એક મોઘામૂલો વારસો છે.

દીર્ઘદષ્ટિ, કુનેહ અને ચોકસાઈપૂર્વક કામ કરવાની રીતથી રણછોડભાઇની રાજકીય કારકિર્દી વધુ ને વધુ યશસ્વી બનતી ગઇ અને સને ૧૯૦૧ના એપ્રિલ માસમાં તેમના પર દિવાનપદની નવાજેશ થઇ. પણ એ અધિકારથી તેઓ કદી પ્રમત્ત નહોતા બન્યા.

સડસઠ વર્ષ જેટલી તેમની ઉમર હતી; રાજકાજનો થાક પણ મગજને લાગ્યો હતો;એટલે સને ૧૯૦૪ના મે માસમા તેમણે કચ્છમાથી વિદાય લીધી અને મુબાઇ પાછા ફર્યા આ વાનપ્રસ્થ જીવનમાં સાહિત્યસર્જન એ જ એમનો મુખ્ય વ્યવસાય હતો. સામાજિક કુરૂઢિઓ સામે પણ પોતાનો પોકાર ચાલુ રાખ્યો. બાળલગ્ન, પ્રેતભોજન અને હિંદુ સમાજમા વિધવાઓ સામે તેમણે પોતાનો વિરોધ માસિકોમા લેખો લખી અને સભાઓ ભરી જાહેર કરેલો ઇ.સ. ૧૯૦૭મા ભરાએલી બીજી સાહિત્ય પરિષદના તે પ્રમુખ ચૂંટાયા, પણ પોતાની પુત્રીની માદગીને કારણે તેઓ એ પદ ન સ્વીકારી શકયા. આમ છતા પણ સાહિત્ય પરિષદના સૂત્રધારોને પરિષદના આદોલનો ગુજરાતભરમાં વ્યાપક બનાવવા માટે તેમની સલાહ અને માર્ગસૂચન ઘણા ઉપયોગી થઇ પડેલા સને ૧૯૦૯મા રાજકોટ ખાતે મળેલી ત્રીજી સાહિત્ય પરિષદમા તેમણે હાજરી આપી હતી સાહિત્ય પરિષદનું ચોથુ સમેલન વડોદરામા સને ૧૯૧૨મા ભરાયુ. સમારભ બહુ ભવ્ય હતો. ગુજરાત ઉપરાત મહારાષ્ટ્રના વિદ્વાનો અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે પણ હાજરી આપી હતી અને પ્રમુખપદે પરિષદે રણછોડભાઇને સન્માન્યા હતા. દુશ્મનના પણ દિલ જીતી શકે તેવી વાણીની મિઠાશથી બધાએ પક્ષોને રીઝવી સમાધાનીભરેલા ઠરાવો લાવી અને કુનેહપૂર્વક કામ કરી તેમણે બધાને સંતોષ્યા હતા. જીવનભર સાહિત્યક્ષેત્રમા જ ઘૂમનાર આ મહારથીની સાહિત્યસેવાની નોંધ સરકારમા લેવાઇ અને ઇ સ. ૧૯૧૫મા હિંદી સરકારે તેમની કીમતી સેવાઓ બદલ દીવાન બહાદુરના ઇલ્કાબથી નવાજ્યા.

ઉપર જે પુસ્તકોનો નિર્દેશ કર્યો તે સિવાય પણ ઘણા પુસ્તકો–ખાસ કરીને નાટકો–રણછોડભાઇએ લખેલા છે. વેપારી જીવનને અત્યંત ઉપયોગી એવા 'યુરોપિયનોના પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર' નામનો એમના પુસ્તકના પાંચ ગ્રન્થો પણ વેપારી નજરે મહત્ત્વના છે. એમની એ તો પ્રબળ માન્યતા હતી કે ભાષાના ઐક્ય દ્વારા જ રાષ્ટ્રનું ઐક્ય શકય બને છે, એટલે પોતાના પુસ્તકો દેવનાગરી લિપિમાં જ છપાવવાનો એમણે ખાસ આગ્રહ રાખેલો.

રણછોડભાઈની નાટયકાર તરીકેની લોકપ્રિયતા એટલા પરથી જણાઇ આવશે કે એમનું 'હરિશ્ચન્દ્ર'નુ નાટક સોળ વરસમા ૧૧૦૦ વખત ભજવાએલુ' એમના નાટકો, આજનાં ઘણાખરાં નાટકોની માફક માત્ર સુવાચ્ય કૃતિઓ જ નહોતી; દરેક નાટકો

તરીકે રંગભૂમિ પર પણ એ સફળ નીવડી હતી.

રણછોડભાઇની દિનચર્યા જુઓ તો નિયત કરેલ વખત પ્રમાણે 'બધાં યે કાર્યો આટોપવાનાં જ હોય' તેમાં કયાં યે વિઘ્ન થાય તે તેમને પાલવે જ નહિ. સવારના ત્રણ વાગ્યે વહેલા ઊઠી, અભ્યાસગૃહમાં આવી લેખનકાર્ય શરૂ કરે તે પાંચ વાગ્યા સુધી ચાલે. ફરી ૫ થી ૬ સુધી પથારીમાં ઘસઘસાટ ઊંઘી જાય! ૬ થી ૭ પ્રાતઃવિધિ, પૂજાપાઠ ઇત્યાદિમાં ગાળે. ૭ થી ૧૦ વાચન. ૧૧ વાગ્યે જમવાનું. પછી ૨ વાગ્યા સુધી આરામ. ૨ થી ૪ સુધી ફરી લેખનકાર્ય. સાંજે મિત્રો મળવા આવે તેમની સાથે વખત ગાળે. કંઈ અગત્યની ચર્ચા થાય તેમાં ભાગ લે કે કોઇ વાર શેતરંજની રમત રમે. શેતરંજનો તેમજ સીનેમા જોવાનો તેમને ઘણો જ શોખ હતો. એક વખતે લાહોર તરફનો હૈદરબેગ નામનો ખેલાડી તેમની સાથે શેતરંજ રમવા આવ્યો. બંને વચ્ચે દોઢ માસ સુધી એક રમત ચાલી અને તેમાં રણછોડભાઇ છેવટે જીતેલા! રાત્રે વાળુ કરી આખું કુટુંબ એકઠું થાય તેમાં વાર્તાવિનોદ ચાલે ત્યારે રમૂજી ટુચકાઓ સંભળાવી અને આને બીજી વાર્તાઓ કહી રણછોડભાઇ બાળકોને ખૂબ હસાવતા. રાત્રે નવ વાગ્યે તેઓ હમેશાં અચૂક સુઇ જતા. આજે કરવાનું કામ તેઓ કોઇ દિવસ કાલ પર છોડતા નહિ. પ્રાચીન આદેશ પ્રમાણેનું જીવન ગાળતા છતાં બધા કુટુંબીઓ પોતાના જેવું ઉગ્ર જીવન ગાળે એવો આગ્રહ એમણે કદી યે રાખેલો નહિ.

સાહિત્યના એકેએક ક્ષેત્રમાં તે ઘૂમી વળ્યા હતા. મૌલિક નાટકો, અનુવાદ કરેલાં સંસ્કૃત નાટકો, નિબંધ, કાવ્યશાસ્ત્ર અને મોટામોટા ગ્રન્થો રચતા તેમને થાક લાગ્યો ન હતો. એમણે લખેલ ગ્રન્થોની સંખ્યા પાંચ-દસની નથી થતી પણ તેનો આંકડો સિત્તેર સુધી જાય છે. અવિરત ઉદ્યોગ અને સાહિત્ય તરફના અનન્ય પ્રેમનું જ એ ફળ હોઇ શકે.

માથે બગલાની પાંખ જેવી સફેદ ગુજરાતી પાઘડી, ચૂડવાળું લાંબી બાંયનું કેડિયું, ખભે ખેસ અને પગમાં દેશી જોડા એ તેમનો નિત્યનો પોશાક હતો. પોતાના જીવનમાં એમણે વિકટોરિયન યુગના શાહીવાદનો ભપકો પણ જોએલો અને ગાંધીયુગનાં આઝાદીનાં ગીતો પણ સાંભળેલાં. ગઇ સદીમાં જન્મ્યા છતાં પણ તે આ યુગના પ્રગતિકારક બળોથી બીલકુલ ભડકતા નહિ. મુંબાઇમાં ન્યૂ ગામદેવી પરનું તેમનું 'સુંદરમહાલ' મકાન એટલે જાણે સાહિત્યકારોનું મિલનસ્થાન. કયારેક એ બંગલામાં સ્વ. ચિત્રકાર તેમના માસિક 'રંગભૂમિ' માટે લેખમાળા માગવા આવે તો કયારેક સ્વ. હાજી-મહમ્મદ 'વીસમી સદી' માસિકને વિકસાવવાની યોજનાઓ એમની પાસે રજૂ કરી તેમની પાસેથી સલાહ લેતા નજરે પડે. ઊગતા લેખકો અને કવિઓને પ્રોત્સાહન આપી જાહેરમાં લાવવાનું તે કદી ચૂકતા નહિ.

'કામ કર દામના, નામ અવિચળ રહે' એ જીવન-મંત્ર યુવાનોના કાનમાં ફૂંકનાર રણછોડભાઇએ જીવનની છેલ્લી ઘડી સુધી પોતાની સાહિત્યની ઉપાસના ચાલુ રાખી. જીવનની ૮૬ વર્ષાઓ તે વટાવી ચૂકયા હતા. વૃદ્ધાવસ્થાથી અંગેઅંગ શિથિલ થઇ ગયાં હતાં. સને ૧૯૨૩નો એપ્રિલ માસ ચાલતો હતો. સહેજ શરદી-માંથી ન્યૂમોનિયાએ તેમને ઘેરી લીધા હતા. છેલ્લા બે દિવસથી તે પથારીવશ હતા. ઉઠાય ચલાય તેમ પણ હતું નહિ. તેવામાં બપોરના બે વાગ્યે 'લેડી નૉર્થકોટ અનાથાશ્રમ પ્રેસ'માંથી તેમના પુસ્તક 'યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથેનો વ્યાપાર'નાં પ્રૂફ આવ્યાં. કુટુંબીઓએ તેમને આરામ લેવા વીનવ્યા, પણ તેમણે એ છાપકામની ભૂલો પૂરેપૂરી જોઈ સુધારી આપી ત્યારે જ તેમને આત્મસંતોષ થયો અને ધીમેથી લથડતા સાદે બોલ્યા, 'જીવનમાં કરવા ધારેલું કાર્ય અધૂરૂં રહેતું હોય અને મૃત્યુનું તેડું આવતું હોય તો તેને પણ થોડો વખત થંભી જવા કહેવું.'

ત્યારપછી ચારેક કલાક વીતી ગયા. શ્વાસથી છાતી હાંફ્યા કરતી હતી. તાવ વધવા માંડયો. જીવવાની આશા રહી નહિ. કુટુંબીઓને બોલાવ્યા અને સંપથી રહેવા કહ્યું. તેમના ભત્રીજા ઠાકર વાલજીની સભાળ રાખવાની કુટુંબીઓને સૂચના આપી અને એકાદ ઘડીમાં તેમનો જીવનદીપ બૂઝાઇ ગયો.

બંગાળના રંગમંચના નિર્માતા શ્રી ગિરીશચન્દ્ર ઘોષનું જે સ્થાન બંગાળી સાહિત્યમાં છે, મહારાષ્ટ્રમાં શ્રી અણ્ણા સાહેબનું સ્થાન આદિ નાટ્યાચાર્ય તરીકેનું જે રીતે છે, તેવું જ સ્થાન ગુજરાતી સાહિત્યમાં ગુજરાતી નાટકોના પિતા અને ઉત્પાદક સ્વ. રણછોડભાઇ ઉદયરામનું છે.

રાયસિંહજી કાનજી રાઠોડ

# આ મહિનો (ઑગસ્ટ) . . . અને એની પ્રતિભા

**તા. ૧** લોકમાન્ય તિલકનું અવસાન * * અને એમની રાખમાથી જ અસહકારનો જન્મ—ઈ ૧૯૨૦ * * નિકલનો એક આનાનો સિક્કો હિંદુસ્તાનમા ચાલુ થયો—ઇ. ૧૯૦૭.

**તા. ૨** ઇગ્લંડની સરકારે કંપની સરકાર પાસેથી હિંદની હકૂમત સ્વહસ્તક લીધી—ઇ. ૧૮૫૮.

**તા. ૪** મુબાઇના સિદ્ધ સર ફિરોઝશાહ મેરવાનજી મહેતાનો જન્મ—ઇ ૧૮૪૫ * * મહાન વિશ્વયુદ્ધનો પ્રારંભ—ઈ ૧૯૧૪.

**તા. ૫** હિંદના પહેલા ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સ પર નંદકુમારે લાચ લેવાનો આરોપ મૂકવા માટે તેને ગુનેગાર ઠરાવી ફાસી આપવામા આવી—ઇ. ૧૭૭૫

**તા. ૭** બગાળીઓએ અંગ્રેજી માલનો પ્રથમ બૉયકૉટ જાહેર કર્યો—ઇ ૧૯૦૫.

**તા. ૯** મહાન નેપોલીયનને કેદી તરીકે સેંટ હેલીના રવાના કરવામા આવ્યો—ઇ ૧૮૧૫

**તા. ૧૧** હિંદી મુદ્રણકલાની પ્રગતિના પિતા સમા શ્રી ચિંતામણિ ઘોષનું અવસાન—ઈ. ૧૯૨૮

**તા. ૧૩** મિસ ફ્લૉરેન્સ નાઇટિંગેલનું અવસાન—ઈ ૧૯૧૦

**તા. ૧૫** નરવીર નેપોલીઅનનો જન્મ—ઇ. ૧૭૬૯ * * બાબુ અરવિંદ ઘોષનો જન્મ—ઇ. ૧૮૭૨

**તા. ૧૬** હિંદીઓને મૅજિસ્ટ્રેટ અને જ્યૂરર તરીકે નીમવાનો ધારો પાર્લામેન્ટ પસાર કર્યો—ઈ ૧૮૩૨.

**તા. ૧૮** હિંદની સેવામાં જીવનપર્યંત રત રહેલા અમેરિકન ડૉ જાબેઝ ટી. સંડરલૅંડનુ અવસાન—ઇ ૧૯૩૬.

**તા. ૨૦** હિંદને મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા મળ્યા—ઈ. ૧૯૧૭

**તા. ૨૨** હિંદના પહેલા ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સનુ ૮૬ વર્ષની વયે મરણ—ઇ. ૧૮૧૮

**તા. ૨૪** કવિ નર્મદાશંકરનો જન્મ—ઇ ૧૮૩૩ * * હિંદના અગ્રગણ્ય પત્રકારોમાંના એક શ્રી નૃસિંહ ચિંતામણ કેલકરનો જન્મ—ઈ ૧૮૭૨

**તા. ૨૬** હિંદ શોધવા નીકળેલો પોર્ટુગીઝ નાવિક વાસ્કો ડ ગામા કાલીકટને કિનારે ઊતર્યો—ઇ ૧૪૯૮.

**તા. ૨૮** ગુજરાતી સુધારક વીર કરસનદાસ મૂળજીનુ અવસાન—ઇ. ૧૮૭૧

**તા. ૩૦** નારાયણરાવ પેશ્વાનો રાજકુટુંબની કાવાદાવાખોરીમા અત—ઈ ૧૭૭૩. * * બગ કવયિત્રી તરુલતા દત્તનુ અવસાન—ઇ. ૧૮૭૭



આ માસની વિભૂતિ
રાજા રાજેન્દ્રલાલ મિત્ર

ઇ. ૧૮૨૪ના ફેબ્રુઆરીની ૧૫મી એ રાજા રાજેન્દ્રલાલ મિત્રની જન્મતિથિ. એમના જીવન અને કાર્યથી ઘણા અજ્ઞાત હશે, કારણ એમનુ જીવન એ કશા ઉહાપોહ વગરનુ શાત આરાધનાનું જીવન છે એમ બગાળની શાળામાં અંગ્રેજી શિક્ષણ મેળવી દાક્તરીનો અભ્યાસ કર્યો ધર્મચુસ્ત પિતાએ વધુ અભ્યાસ માટે વિલાયત જવાની ના પાડતા પૌરસ્ત્ય સાહિત્યમા મૌલિક શોધખોળનું અણખેડાએલું ક્ષેત્ર ખેડવાનો નિશ્ચય કર્યો. સંસ્કૃત, હિંદી ઉર્દુ ને પર્શિયન તો માતૃભાષા જેટલી તેમને સાધ્ય થઇ ગઈ હતી હવે એમણે, ગ્રીક, લૅટિન, ફ્રેંચ અને જર્મન ભાષાઓનો અભ્યાસ શરૂ કર્યો. એ જ અરસામાં એશિયાટિક સોસાએટીના આસિસ્ટંટ સેક્રેટરી અને લાયબ્રેરીઅનની જગ્યા તેમને મળી ગઇ. ઇ. ૧૮૫૫માં બગાળ સરકારે જમીનદારોને શિક્ષણ આપવા ખોલેલી નવી સસ્થાના એમને ડિરેક્ટર નીમ્યા મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં પણ તેઓ નીમાયા હતા એમણે એ બધી પ્રવૃત્તિઓ સાથે સશોધનનું ક્ષેત્ર એવું તો ખેડ્યુ છે કે હાતમા આંગળાં ઘાલી જવાય હિંદના પુરાતત્ત્વની એકેએક દિશામાં એમણે કરેલી શોધોના ૩૩,૦૮૯ પાનાનાં ૧૨૮ આકરગ્રંથો થવા જાય છે। એ દિશામાં હજુ આજ પણ કોઇ એમની હારમા ઊભો રહી શકે એવો પુરાતત્ત્વવિદ હિંદમાં પાકયો નથી.

ઇ. ૧૮૭૫માં કલકત્તા યુનિવર્સિટીને 'ડૉક્ટર ઑવ લૉ'ની પદવી એનાયત કરવાની સત્તા આપવામા આવી ત્યારે પહેલુ માન એણે (ત્યારના પ્રિન્સ ઑવ વેલ્સ) એડવર્ડ સાતમાને આપ્યું ને બીજું જ માન રાજેન્દ્રલાલ મિત્રને આપ્યું. ઇ. ૧૮૮૫મા બગાળની એશિયાટિક સોસાએટીએ એમને પોતાના પ્રમુખ બનાવ્યા, જે માન મેળવનાર એઓ પહેલા જ હિંદી હતા

ઇ. ૧૮૮૬ની બીજી કૉંગ્રેસમા સ્વાગતસમિતિના પ્રમુખ તરીકે ચૂટાયા.

મૂગી સેવાને જ જીવનમત્ર સ્વીકારનાર આ પુરાતત્ત્વવિદે દરકાર ન રાખ્યા છતા એમને માનચાદ ઓછા ન મળેલા રૉયલ એશિયાટિક સોસાએટીએ સમાન્ય સભ્ય બનાવેલા, જર્મની, ઑસ્ટ્રિયા, અમેરિકા વગેરે પરદેશોની અનેક સોસાએટીઓએ એમને ફેલો બનાવેલા ને સરકારે પણ એમને રાયબહાદુર, રાજા, આદિ ઇલકાબો આપેલા. ઇ. ૧૮૯૧ના ઑગસ્ટની ૨૬મીએ એમનું અવસાન થયુ એ અવસાનની નોધ લેતા ત્યારના પત્ર 'ઇંડિયન મિરરે' લખ્યું છે કે 'He represented the wisdom and experience of age, and he represented the learning both of West and East.'

# જીવનનું પરોઢ

## પ્રકરણ ૧૬ મું : રસીલું ભણતર

'જો આ પાંદડાની કોર પીળી પડી ગઈ છે અને વચ્ચે એ લીલું છે; અને આ બીજાં પાંદડાએ બધે પીળાશ પકડી છે પણ હજુ એમાં લીલી ઝાંય છે; વળી આ ત્રીજું પાદડું સાંગોપાંગ પીળું છે. આવું આ બેત્રણ પાંદડાં વિષે જ છે એવું માનવાનું નથી. ઝીણવટથી જોશો તો દરેક જાતની વનસ્પતિનાં બધાં લીલા પાદડા ધીમેધીમે પીળાં પડતા જતાં દેખાશે. ને છેવટે એ સાવ પીળા પડી જવાના. આ ઉપરથી સમજવાનું કે લીલો રંગ એ મૂળે કોઈ રંગ જ નથી. બે રંગની ઓછીવત્તી મિલાવટથી સેંકડો ઝાયવાળી લીલાશ ઊપજે છે. એ બે રંગ તે પીળો ને વાદળી.'

આવી રીતે સમજાવી મિ. વેસ્ટે રંગની પેટી ઉઘાડી અને પીંછી વડે પીળો ને વાદળી રંગ ભેળવી પેન્સિલથી ચીતરી રાખેલા પાંદડાને ત્રણ કે ચાર લસરકામાં લીલું બનાવી દીધું, ફરી વધુ વાદળી રંગ ભેળવી પાંદડાની નસો ઘેરી લીલી બનાવી. આવી રીતના ત્રણ કે ચાર પાઠમાં તો તેમણે મને નાનો ચિતારો બનાવી દીધો.

મારી નજર તેમણે પલટાવી નાખી. મેજ આગળથી પહોળું ને પાછળથી સાંકડું દેખાવા લાગ્યું. ગોળ ઉપસેલી ડોલ પણ કાગળ ઉપર ચીતરાય તેવી ચપટી દેખાવા લાગી અને ફૂલની પાંદડીએ પાંદડી તેમજ ડાળીએ ડાળી જુદીજુદી સ્પષ્ટપણે દેખાવા લાગી. વળી એટલા બધા પરિચિત ઝાડ અને છોડમાં ક્યાંયે કોઈ પાંદડું પીળું પડ્યા વિના જ કરમાઈ જાય છે કે નહિ તેની મેં સતત તપાસ ચલાવી. પરિણામે મારાં દોરેલાં અને રંગેલાં ચિત્રોમાં સજીવતા આવી. બેએક ચિત્રોને ચૂંટી મગનકાકાએ મુખ્ય ઓરડાની ભીંતે ટાંગ્યાં તેથી મેં બહુ જ પ્રસન્નતા અનુભવી. મિ. વેસ્ટ પાસેથી જેટલું શીખાય તેટલું શીખવા હું વધુ એકાગ્ર અને ઉત્સાહી બન્યો.

સ્વભાવે વેસ્ટ સાહેબ અતડા ને લૂખા દેખાતા મિ. પોલાકનું કે મિ. આઇકેકનું વિનોદીપણું તેમનામાં ભાગ્યે જ નજરે પડતું. મગનકાકાની જેમ તેઓ ખેલાડી પણ ન હતા જેથી તેમનું આકરાપણું જરા ય ઓગળે. જ્યાં હોય ત્યાં એકલા હોય. ટેબલ પર એકાકી બેસી લખ્યા વાંચ્યા કરે અથવા બગીચામાં એકાકી પાવડો કે કાતર લઈ કંઈક કરતા ફરે. કોઈ રવિવારે તેઓ પોતાના કુટુંબ સાથે કોઈક કુંજમાં બેસી ઉજાણી કરે ત્યારે જણાય કે તેમને માણસનો સહવાસ ગમે છે ખરો. એ સિવાય એમની પાસે ચડવાની હિંમત પણ ઓછી થાય.

આવા કોરા છતાં તેમનું ભણાવવું મેં ઉપર જણાવ્યું તેવું રસીલું અને સચોટ હતું. આગળ જતાં આશ્રમના ભણતરમાં ચિત્રકળાને સ્થાન ન રહ્યું તેથી તેમનું એ શિક્ષણ હું ભૂલી ગયો. પણ તેથી તેમની તાલીમ આપવાની શક્તિ ઊણી ન ગણાય. મને ખ્યાલ છે ત્યાંસુધી એ સમયે કિંડરગાર્ટન કે મૉન્ટેસોરી જેવી કોઈ શિક્ષણપદ્ધતિનું તેમણે અધ્યયન કર્યું નહિ હોય. છતાં એમની પદ્ધતિ સચોટ હતી. એ સચોટપણાનું કારણ વિચારું છું તો મને એમનું અસલી અંગ્રેજપણું જણાય છે. જોકે તેઓ ઇંગ્લંડના પ્રસિદ્ધ નાગરિક ન હતા. કોઈ ગામડાના સાધારણ ખેડૂત હતા પણ તેમને એક સ્વતંત્ર રાષ્ટ્રમાં દરેકને મળતી એટલે તેવી તાલીમ બાળપણથી મળી હતી. સર્વાંગ કુશળ બનવાના સંસ્કાર વારસામાં મળ્યા હતા. તેથી કંઈ પણ કામ કરવું કે ભણવું એ તેમને મન હાથી પર અંબાડી ચડાવવા જેવી શોભાની કે બનાવટની વાત ન હતી. દૈનિક જીવનનાં અનેક અંગોની પેઠે વિદ્યા અને ચિત્રકળા પણ તેમને માટે સાધારણ ઉપક્રમ હતો. વળી ભણાવતી વખતે તેઓ મને એક નિશાળીઓ અને પોતાને માસ્તર લેખવી મારા ઉપર ઉપકાર

કરવા કે મારો ઉદ્ધાર કરવાનો ભાવ મનમા રાખતા હોય એવું મને બીલકુલ ન લાગતું. પણ પોતાના બાળકને કોઇ પ્રેમાળ પિતા ધોતિયું પહેરવાનુ કે પહેરણનાં બટન બીડવાનું શીખવે તેમ અત્યંત સ્વાભાવિકતાથી તેઓ પોતાની જાણ તથા રીત મારી આગળ પાથરી દેતા. અને હું એક વાત અપનાવી લઉં એવી ખાતરી થયા પછી બીજી વાત શીખવતા. કોઇ ખાસ પરીક્ષામાંથી મને પસાર કરી દેવાની તેમને ઉતાવળ ન હતી. અને કોઇ વસ્તુ પરાણે શીખવાનો મારા પર ભાર ન હતો.

ખૂબીની વાત તો એ છે કે હું અંગ્રેજી નહોતો જાણતો અને વેસ્ટ સાહેબ ગુજરાતી કે હિંદી મુદ્દલ નહોતા જાણતા. કોઈ વાર વેસ્ટ સાહેબને મારે કંઇ પૂછવું ને કહેવું હોય તો અર્ધો પોણો કલાક સુધી તો વાક્ય ગોઠવવું પડે અને છતા યે પૂછું તો મિ. વેસ્ટ સમજે નહિ. ત્રણચાર વાર ઉથલાવી ઉથલાવીને પૂછે ત્યારે માંડ મારી મતલબ તેમને સમજાય. પરંતુ થોડા મહિનામા તેમણે મને અંગ્રેજીમાં નિબંધ લખતો કરી મૂક્યો. મારો પહેલો નિબંધ કોલસા ઉપરનો હતો. લાગલાગટ ૭ સાત દિવસ સુધી મિ. વેસ્ટે કોલસાનો ઇતિહાસ સંભળાવ્યો. મજૂરો જોખમ ને દીવો લઇ ખાણમાં સુરંગમાં ઘુસીને કેવી રીતે કોલસા ખોદે છે, ઝાડ દબાઇ કોલસા બન્યા શી રીતે, એ કોલસાથી શો લાભ થયો ઇત્યાદિ સમજાવ્યું, ને સમજાયુ હોય તે લખી લાવવા કહ્યું. લખવાની રીત પણ વર્ણવી. એ લખી આપ્યા પછી મિ. વેસ્ટે તેમા બેચાર શબ્દોનો ને સ્પેલિંગની ભૂલોનો સુધારો કર્યો અને મુદ્દાસર બધી વાત લખી લાવવા માટે સંતોષ પ્રગટ કર્યો. ઘરમા પણ સૌને એ નિબંધ ગમ્યો ને મને નિબંધો ઉતારવાને નવી નોટબુક મળી. મારો નિબંધ લખવાનો આ સૌપહેલો પ્રયાસ હતો. હજી ગુજરાતીમા પણ મને લખતા નહોતું આવડતું ત્યા અંગ્રેજીમા સપ્રમાણ અને સારી વાક્યરચનાવાળો નિબંધ લખવામા સફળ થયો એ મિ. વેસ્ટના શિક્ષણનો ઓછો પ્રતાપ ન ગણાય.

વેસ્ટ સાહેબનો હું એકલો વિદ્યાર્થી બહુ દિવસ ન રહ્યો. ધીમેધીમે પુસ્તકાલયના નવા મકાનમા રીતસરની શાળા શરૂ થઈ. ફીનિક્સ આશ્રમની બહાર માઇલ બે માઇલ સુધી, લખત પૂરું કરેલા કેટલાક ગિરમીટિયા જમીન ખરીદી વસી ગયા હતા તેમના છોકરાઓ અમારે ત્યાં ભણવા આવવા લાગ્યા. મિ. સેનની બે દીકરીઓ પણ અમારી સાથે ભણવા લાગી. એક તો અંગ્રેજીમાં મારી સહપાઠી હતી. રંગૂનથી મારા દૂરના બનેવી પુરુષોત્તમદાસભાઇ સહકુટુંબ ફીનિક્સ આવીને વસ્યા. તેમના દીકરા બાબુ અને નગીન ઉમરે મારાથી ઠીકઠીક નાના હોવા છતા મને ગમવાના સારો સાથ મળ્યો અને અમારી નિશાળ ભરીભરી થઇ ગઇ. ભણાવનારા શિક્ષકો પણ વધ્યા. પુરષોત્તમદાસભાઇ ગુજરાતીના અધ્યાપક બન્યા. પુરષોત્તમદાસભાઇના અક્ષર બહુ સરસ હતા અને તેમનું વાચન રસીલું ને હાવભાવભર્યું હતું. રાજકોટ છોડતાની સાથે મારું રીતસરનું ગુજરાતી ભણતર ખોળંભે પડેલુ તે પુરુષોત્તમદાસભાઇ પાસે વરસેકના ગાળા પછી શરૂ થયુ. સરકારી વાચન પાઠમાળાની ચોથી ચોપડી તેઓ મને વચાવતા અને પોતે કાવ્યદોહનમાથી પ્રહ્લાદ ધ્રુવનાં આખ્યાનો અને અંગદવિષ્ટિ નિશાળના બધા વિદ્યાર્થીઓને સાથે બેસાડી સંભળાવતા. અંગદવિષ્ટિનો વીરરસ તેમની લાંબીલાંબી ભરાવદાર નાચતી મૂછોમાથી એકધારો નીતર્યે જતો ત્યારે નિશાળના ત્રણ ત્રણ કલાક ક્યા વીતી જતા તેની અમને ખબર ન પડતી'

પુરષોત્તમદાસભાઇની વાણીમા સારું પ્રભુત્વ હતું. ચોથી ચોપડીમા જ્યારે ચા-કૉફીનો પાઠ મને તેમણે ચલાવ્યો ત્યારે એવુ પ્રવચન કર્યુ કે તે જ સાંજથી મેં ચા પીવી છોડી દીધી. મને ચાના રસ ઓછો ન હતો. ચા છોડ્યા પછી ત્રણ ચાર વરસ સુધી તો એની મ્હેક આવતા વિહ્વળ થઇ જતો અને જ્યારે ઘરમા તથા ઉજાણીમાં પાચ પચીસ જણ ચા પીતા હોય ત્યારે મન વારવું દુષ્કર થઇ પડતું. છતા વાચનપાઠમાળાનો એ પાઠ, પુ. ભાઇનુ વ્યાખ્યાન તથા એમના ચહેરા પર તે વખતે ઝળકી રહેલું ગુરુપણાનું તેજ મારા સ્મૃતિપટ સામે ખડું થઇ જતુ ને ચાના પ્યાલાને પાછો ઠેલવાનુ મને બળ મળતું. મારે અનેક નીમ લેવાના પ્રસંગો આવ્યા છે અને એ નીમ જુદે જુદે કારણે છૂટી પણ ગયા છે. પરંતુ જિંદગીમા સૌપહેલું લીધેલું આ ચાનું નીમ આજ ૨૭ વરસ સુધી અખંડ રહ્યું છે. એને સારૂ

પુ. ભાઇની પ્રવચનશક્તિનું મેં સદા ઋણ માન્યું છે. જો કે એમનાં પ્રવચનો પોથીમાંનાં રીંગણાં હોવાની જાણ મને તુરત જ થઇ ગએલી. મારી ચા છોડાવ્યા પછી ચાર છ અઠવાડિયે મેં તેમને ઘરાઇને ચા પીતાં જોએલા. પરંતુ પોતે મોટી ઉમરના હોઇ પડેલી કુટેવ છોડી શકતા નથી એવી જાતના એમના નિખાલસ ખુલાસાથી મને લીધેલું નીમ પાળવાનું વધુ બળ મળ્યું. ઉપદેશક પોતાનામાં ઊંચી ભૂમિકા ઉપર શ્રોતાને ચડાવી જ ન શકે એ સિદ્ધાંત સંપૂર્ણ સાચો હોવા વિષે પુ. નો આ દાખલો શંકા પેદા કરે છે.

ગુજરાતીમાં મારી પ્રગતિ સહેજ થવા લાગી ત્યાં પુ. ભાઇ બાપુજી પાસે ટૉલ્સ્ટૉય ફાર્મ ચાલ્યા ગયા. બાબુ–નગીન પણ ગયા. અમારી શાળા પણ ખંડિત થઇ ગઇ. હું પાછો એકલો થઇ પડ્યો. ફાર્મના સોણાંએ ફરી મને વલોવી નાખ્યો. 'ભણવાનું, બગીચો કરવાનું, ચીતરવાનું યાંત્રિક થઇ પડ્યું, કોઇ વાતમાં મને ઉત્સાહ ન રહ્યો. હજી શું હું મોટો નથી થયો! દસ પૂરા થઇ અગીઆરમું વરસ તો બેસી ગયું' શા સારૂ મને નહિ મોકલતા હોય? જો ત્યાં નાના છોકરાઓ રહી ન શકતા હોય તો મારાથી બબ્બે ત્રણ ત્રણ વરસ નાના બાબુ–નગીનને ફાર્મમાં જવાની રજા શા સારૂ મળી?' આમ મનમાં ધુધવાવા લાગ્યો, પરંતુ એવું કોણ હતું જે મારો ઉકળાટ શાંત પાડે!

આ અરસામાં મારી બા માંદા પડ્યા. વાત એમ બની કે ડરબનમાં રહેતા ગુજરાતી મિત્રોમાંના એક ભાઇની પત્ની હવાફેર માટે અમારે ત્યાં આવી રહ્યા. તેમને ક્ષય રોગ હતો. એ બાઇનું શરીર સાવ સાંઠી જેવું થઇ ગએલું અને ઉધરસ રાતદિવસ તેમને આરામ ન લેવા દેતી. મારી બાએ તેમની તીમારદારી (નર્સિંગ) સવારથી સાંજ સુધી કરી. તેમની બધી હાજતો પૂરી પાડી અને લગભગ ત્રણેક અઠવાડીઆંની સેવાને અંતે તેમને લાભ થતાં તેઓ પાછાં ગયાં. એ બાઇના ગયા પછી થોડા દિવસમાં મારી બાને તેમની સેવામાં થએલા અતિ પરિશ્રમને કારણે ઝીણો તાવ લાગુ પડ્યો અને તેમને પથારી લેવી પડી.

ઘરમાં સૌને ચિંતા થઇ પડી. મને ગેરમાતાની માંદગીની ભયંકરતાની કલ્પના આવી. મા વિનાનો થઇ જઇશ કે શું એવો ઊંડો ઊંડો ભય મનમાં પેઠો અને બાનો ખાટલો છોડી રમવા રખડવાનું ભણવા કરવાનું ન સૂઝ્યું. આખો વખત તેમની પાસે રહું, તેઓ માગે તે આપું અને પગને તળીએ ઘી ઘસ્યા કરૂં. ઘરમાં બધાએ લીધેલી પૂરેપૂરી કાળજી અને પરિચર્યાને પરિણામે તથા ભગવાનની કૃપા હતી તેથી મારી બાને બેત્રણ અઠવાડીએ સુવાણ થયું અને મારૂં હસવું રમવું સુકાઇ ગયું હતું તે પાછું આવ્યું. રોગીની પરિચર્યાનો આ નીજો પાઠ મારે મારૂં મોંપામાં મોંઘા ભણતરથી યે અમૂલો નીવડ્યો. વડીલોની સેવાનો મહિમા મને સમજાયો, કે એક જરાક જેટલી સેવા કરવાથી વડીલો તેને કેટલાગણી વધુ માને છે અને પોતાનો આશીર્વાદ ઉતારે છે. તથા ઉગરાના વાત્સલ્યથી આપણામાં યોગ્યતા અને મનુષ્યત્વ ભરે છે. મારી બા સાજાં થયાં એ સુખ સાથે મારે સંતોષ મને એ મળ્યો કે 'હું નાલાયક દીકરો નથી.'

મારી બાને પેલાં બાઇની સેવાસુશ્રૂષા નિમિત્તે જે માંદગી મળી તે ક્ષણિક હતી. તેઓ સાજાં થતાં એ એક મધુર સ્મરણ બની રહ્યું. પણ એ બાઇનો છોકરો ઘરમાં રહ્યો એટલા દિવસમાં મને જે કુસંગ ચડાવી ગયો એ મને સદાય માટે વળગ્યો. શહેરી છોકરાંઓના કુત્સિત તોફાનોની વાતો તેની પાસે સાંભળવા મળતી એ વાતોનું વર્ણન ન કરવામાં જ શ્રેય છે. એટલું જ કહું કે હું ઘરમાં એકલો હતો તે આવી કુસંગત કરતા સારૂં હતું. એ છોકરો ગયો ત્યારે મને મનુષ્યના અનેકવિધ પાપોની અને દુષ્ટતાની જાણ થઇ. નાના મોટાં માણસો પવિત્ર ને સર્વાંગસુંદર નથી હોતા એ સમજ્યો. તથા 'પાપ તો બધા યે કરે છે એટલે આપણે હાથે પાપ થઇ જાય તો કંઇ ગભરાવાનું કારણ નથી' એ તેના સૂત્રનો મને પાઠ લાગ્યો. એ મારૂં સદ્‌ભાગ્ય કે બાપુજીની છત્રછાયા સદૈવ મારે માથે પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે રહી એટલે આ અનિષ્ટ અંકુર ફળદાર વધી ન ગયું.

પુરષોત્તમદાસ ભાઇના ગયા પછી શાળાનું કામ બંધ જેવું પડેલું તે જેકીબેન આવતાં ફરી શરૂ થયું. રંગુનવાળા ઝવેરી પ્રાણજીવનદાસ મહેતાનાં તેઓ દીકરી. બાપુજીની અને ડા. મહેતાની ભાઇબંધી એટલે જેકીબેન તો આવતાંની સાથે ઘરનાં સગા સમાં થઇ ગયા. તેઓનું ભણતર પણ સારૂં હતું. લંડન મૅટ્રિક

મરાઠી અને ગુજરાતી પણ સારૂ જાણતા. વચ્ચે વચ્ચે સંસ્કૃત શ્લોકો પણ સંભળાવતા નિશાળમાં બહુ ધીરજથી તેઓ દરેક વાત સમજાવતા શબ્દે શબ્દ તોડીને તેનો બધી રીતે અર્થ કરે ઉદાહરણો ને વાર્તાઓથી પણ સમજાવે અને કલાકો સુધી એકને એક પાઠમાં અમને એકાગ્ર રાખે એમની ચતુરાઈ તથા વિદ્વતાથી હું એમનો ભક્ત બની ગયો, એમ ની ઝીણામાં ઝીણી આજ્ઞા ઉઠાવવામાં હું ગૌરવ માનવા લાગ્યો વચ્ચે વચ્ચે ભણાવવાનું છોડી તેઓ અમને કોઇ બગીચામાં લઇ જાય, ઝાડ પર ચડાવી ફળ તોડાવે, ખૂબ ખાય ને ખવરાવે અને વળી એ વાત બીજાઓથી છાની રાખવા કહે તો પણ મને જેકીગેન મહાન જ દેખાતા અને તેઓ જે કરે એ સારૂ જ કરે ખોટુ કઇ જ ન કરે એમ મને રહેતુ.

તેમણે મને સંસ્કૃત પણ શીખવવા માડ્યુ પહેલો શ્લોક શીખવ્યો,

पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिर ।

पुण्यश्लोको विदेहश्च पुण्यश्लोको जनार्दन ॥

સંસ્કૃતના મંગળાચરણ માટે એ બહુ સરળ શ્લોક ગણાય પણ મને ખબર નહોતી કે જેકીગેન પણ ફાર્મમાં જવાના છે એક દિવસ બપોરે ભણાવી લીધા પછી જ્યારે એમણે કહ્યુ કે 'કાગળ આવ્યો છે ને હવે છ સાત દિવસમાં હુ ટૉલ્સ્ટૉય ફાર્મ પર જવાની છુ', ત્યારે મારી ભૂલાઇ ગએલી—દબાઇ ગએલી—આકાંક્ષા ફરી ઊછળી ઉઠી અને હરકોઇ ઉપાયે જેકીબેન સાથે જવા મેં હઠ પકડયો. કહેવાની જરૂર નથી કે એ હઠ નિષ્ફળ ગયો માત્ર એટલું થયુ કે ફીનિક્સ ની બહાર કોઇ જગ્યાએ જવાનું ન મળતુ તે મળ્યુ અને ફીનિક્સની પાસેનું વેરૂલમ ગામ જોવા મળ્યુ

જેકીબેનના ગયા પછી થોડે દિવસે સુરત જિલ્લાના પ્રસિદ્ધ કાર્યકર્તા શ્રી પ્રાગજી ખંડુભાઇ દેસાઇ આવ્યા તેઓએ સૂની પડેલી અમારી શાળામાં ફરી ચેતન આણ્યુ. એમને લખવાનો બહુ શોખ હતો, અને અમને ભણાવતા ભણાવતા યે ચોપડી લખલખ કરતા. એમને ચોપડીઓ લખતા જોઇ મને પણ એટલે સુધી ભણવાનુ મન થયુ કે ચોપડી લખતા આવડે

હિંદુસ્તાનની સ્ત્રીઓમાં મળતા પ્રાગજીભાઇએ પણ ફીનિક્સ છોડ્યું અને અમારી શાળાનું કમઠાણુ પાછુ વિંખાયુ. પ્રભુદાસ છગનલાલ ગાંધી




### ચિત્રની બૅકગ્રાઉન્ડ સંભાળો

કૅમેરાના શટરને ગતિમાન કરતા પહેલા ઘણી વસ્તુઓ પર ધ્યાન આપવાની જરૂર છે ચિત્રવસ્તુ અને કૅમેરા વચ્ચેનુ અંતર, વિષય પર પડતા છાયાપ્રકાશ, ચિત્રને અનુકૂળ તેની રચના અને તીવ્રતા, કૅમેરાનુ એપર્ચર અને શટરની સ્પીડ, આ બધી વસ્તુઓ પર ટેવથી આંખ ને હાથ આપોઆપ ફરી જવા જોઇએ આ ઉપરાંત ચિત્રની બૅકગ્રાઉન્ડ (પાછળનુ દૃશ્ય) તરફ ધ્યાન આપવાની ખાસ જરૂર છે ઘણા શિખાઉઓ તેના તરફ પણ દુર્લક્ષ કરે છે, અને કેટલીકવાર બધી રીતે ઉત્તમ ગણાતુ ચિત્ર બૅકગ્રાઉન્ડની કોઇ એકાદ ખામીથી જ માર્યું જાય છે કોઇકોઇકવાર તો આવી બેદરકારીથી હાસ્યાસ્પદ ચિત્રો પણ ઉપજે છે દાખલા તરીકે કોઇના પોર્ટ્રેટમા માથામાથી ઝાડનુ થડ જ ઊગી નીકળતુ હોય ! માટે શટરની ચાપ દાબતા પહેલા તમારા ચિત્રની બૅકગ્રાઉન્ડ તરફ અચૂક નજર નાખજો

### આકૃતિની ગોઠવણ પર ધ્યાન આપો

મિત્રો અને સગાસંબંધીઓની છબીઓ પાડવાના પ્રસંગો સૌને મળે છે એવે વખતે કૅમેરાના નાના વ્યૂફાઇન્ડરમાં બધી વસ્તુઓ તેની પરસ્પર ગોઠવણ અને તેનુ પરિણામ સહેલાઇથી જોઇ શકાતુ નથી લેન્સની એક ખાસિયત સમજી લેવાની જરૂર છે દૂરની વસ્તુ કરતા નજીકની વસ્તુ નાની હોય તોપણ ફોટોગ્રાફમાં તે વસ્તુ મોટી આવે છે અને દૂરની મોટી વસ્તુ ઘણી નાની દેખાય છે ચિત્રકારો આને પર્સ્પેક્ટિવ કહે છે આ કારણને લીધે કેટલીક વાર બહુ વિચિત્ર પરિણામો આવે છે. કોઇ માણસના હાથપગ તેના મો કરતા બેત્રણ ગણા મોટા પડે છે, અને શરીરના બીજા અવયવો બીલકુલ દેખાતા નથી અગર તો પ્રમાણમા નાના દેખાય છે આવે પ્રસંગે પાત્રની ગોઠવણ બરોબર સાચવી લીધી હશે તો અવયવોના પ્રમાણ અકુદરતી નહિ દેખાય હાથપગ વગેરે અવયવોને મોની આગળ, ધસી આવતા કે લેન્સ નજીક આવતા કદી રાખતા નહિ

### ફૉગ (Fog)-તેનાં કારણો અને ઉપાય

પ્લેટ કે ફિલ્મ ડેવેલપ કર્યા પછી તેની આજુબાજુની કિનારીઓ સાધારણ રીતે બીલકુલ પારદર્શક—સફેદ કાચ જેવી રહેવી જોઇએ કેમકે ફિલ્મની એ કિનારીઓ પર લેન્સમાંથી આવતા પ્રકાશના કિરણો કદી પહોંચી શકતા નથી આમ છતા કેટલીક નેગેટિવોમા એ કિનારીઓ પર અથવા કોઇ વાર ફિલ્મના પણ અમુક ભાગ પર એક પ્રકારનું આવરણ આવી ગએલુ દેખાય છે, અને તેથી નેગેટિવનો તેટલો ભાગ બાળીના

ભાગ કરતાં વધુ કાળાશપડતો અને ઓછો પારદર્શક હોય છે. ઘણીવાર તો આખી યે નેગેટિવ પર એવું ઝાંખું પડ પથરાએલું હોય છે કે જેથી નેગેટિવ આડે જાણે એક આછો ભૂખરો કાચ સળંગ લગાડી દીધો હોય તેવો ભાસ થાય છે. નેગેટિવમાં આ પ્રકારના દેખાતા આવરણને ફૉગ કહે છે.

લેન્સ સિવાય, કૅમેરાના કોઈ બીજા ભાગમાંથી, ધમણમાંથી, પાછળના ઢાંકણામાંથી કે સ્લાઇડમાંથી પૂસી જતાં પ્રકાશનાં બીનજરૂરી કિરણોની અસરથી આ પ્રકારની ફૉગ થાય છે.

જ્યારે આખી યે ફિલ્મ ઉપર આવું એકસરખું ઝાંખું અને પાતળું ફૉગિંગ સળંગ દેખાતું હોય છે ત્યારે તો એ નેગેટિવ ઉપરથી પ્રિન્ટ કે એન્લાર્જમેન્ટ ઉતારતાં ખાસ હરકત આવતી નથી. એ વેળા ફક્ત એક્સ્પોઝર વધારવું પડે છે. પણ ઉત્તમ ઉપાય તો આવું બનતું અટકાવવું એ જ છે. જેની કિનારો નિર્મળ કાચ જેવી તદ્દન પારદર્શક હોય એ જ નેગેટિવ સર્વોત્તમ.

ડાર્કરૂમમાં ડેવેલપમેન્ટ વેળા ચાલુ રાખેલો પ્રકાશ વધુ-પડતો તીવ્ર અગર unsafe-બેસલામત હોય તો તેવા દીવા કે પ્રકાશની અસરથી પણ ફૉગ ઊપજે છે. (તેથી જ ડેવેલપિંગ ટેન્કમાં ધોવાએલી નેગેટિવમાં ફૉગ નથી હોતી). પણ આ ફૉગ નેગેટિવના દરેક ભાગમાં એકસરખી હોતી નથી; કેમકે એવી ફૉગ દીવાના સીધા પ્રકાશમાં આવી જતા ભાગોમાં જ થાય અને બાકીનો ભાગ તેની અસરથી પર રહે. આ પ્રકારની ફૉગ એ નેગેટિવનો મૃત્યુઘંટ છે. આવી ફૉગવાળી નેગેટિવમાંથી સારા પ્રિન્ટ કે એન્લાર્જમેન્ટની આશા રખાય જ નહિ.

ત્રીજા એક પ્રકારની ફૉગ પણ આખી યે નેગેટિવમાં એકસરખી પડદો પાથરનારી હોય છે; પણ તે કેમિકલને કારણે થાય છે. પ્લેટ કે ફિલ્મની બનાવટ પછી વધારેપડતો સમય વીતી ગયા બાદ જ્યારે તે વપરાય છે ત્યારે આ જાતની પથરાએલી (જનરલ) ફૉગ થાય છે. માટે જૂની પ્લેટ કે ફિલ્મ કદી વાપરતા નહિ. કેટલીકવાર અયોગ્ય અને પ્રતિકૂળ પરિસ્થિતિમાં પ્લેટ કે ફિલ્મને મૂકી રાખવાથી પણ ફૉગ દેખાય છે. ગરમી, ભેજ, ડાર્કરૂમમાં બીજી દવાઓમાંથી નીકળતા બાફ અથવા ઝેરી હવાની અસરથી પણ ફૉગ ઉપજે છે. આને ઘણા 'કેમિકલ ફૉગ'ના નામથી ઓળખે છે. ઉપરાંત, સેન્સિટિવ વસ્તુઓ તેના સેન્સેટિવપણાના પ્રમાણમાં પણ જુદેજુદે વખતે (વહેલી મોડી) ખરાબ થઈ જાય છે. સેન્સિટિવ ઇમલ્શનો—ઑર્થોક્રોમૅટિક અને પૅન્ક્રોમૅટિક—જલદીથી બગડી જવાનો ભય રહે છે. આ ફૉગ પ્લેટની કિનારીઓ જોવાથી સ્પષ્ટ સમજાય છે. આવી ફૉગ થવાનો સંભવ હોય ત્યારે એટલે કે જૂની કે બગડી ગએલી ફિલ્મ અથવા પ્લેટ વાપરવાનો પ્રસંગ આવે ત્યારે ડેવેલપરમાં પોટૅશિયમ બ્રૉમાઇડનું પ્રમાણ વધારવાથી ફાયદો થાય છે. પણ તે વાપરવાથી ફૉગનો સદંતર નાશ તો થતો નથી જ.

જનરલ ફૉગ માટે ઘણીવાર ડેવેલપર અને સોલ્યુશન પણ જવાબદાર હોય છે. ખાસ કરીને ડેવેલપરની બનાવટમાં વપરાતી દવાઓનાં પ્રમાણો એકબીજાને માફક નહિ આવવાથી અગર તો અશુદ્ધ કે બગડી ગએલી દવાઓથી એવું પરિણામ આવે છે. લાંબા વખતથી બનાવી રાખેલા ડેવેલપરમાં સોડિયમ સલ્ફાઇટનું રાસાયણિક સ્વરૂપ હવાથી ફેરવાઈ જાય છે અને તેમાંથી સલ્ફેટ ઉત્પન્ન થવાથી નેગેટિવમાં ફૉગિંગ થાય છે. સોડિયમ સલ્ફાઇટનું પ્રમાણ ડેવેલપરમાં વધારે હોય ત્યારે પણ એ જ અસર ઊપજે છે.

જલદીથી ડેવેલપિંગ કરવાની ઉતાવળમાં, સ્ટ્રૉંગ-કૉન્સેન્ટ્રેટેડ સોલ્યુશન વાપરવાથી અગર બહુ જ ગરમીમાં કે ઘણા ડેવેલપરમાં લાંબા સમય સુધી ફિલ્મ યા પ્લેટનું ડેવેલપિંગ કરવાથી પણ ફૉગ દેખા દે છે. અન્ડર એક્સ્પોઝરવાળા નેગેટિવમાં છાયાવાળા ભાગોમાં ડીટેલ (સૂક્ષ્મ વિગત) આણવાની આશામાં ને આશામાં વધારે વખત ડેવેલપમેન્ટ કરવાનું મન થાય છે; પણ તેવી રીતના 'ફોર્સ્ડ ડેવેલપમેન્ટ'થી ફૉગવાળી નેગેટિવ આવે છે અને નેગેટિવ સુધારવાને બદલે બગાડી બેસાય છે.

જનરલ ફૉગ કાઢવાના કેટલાક ઉપાયો સૂચવાય છે, પણ તે બધા જોખમભરેલા હોય છે. પોટૅશિયમ ફેરીસાઇનાઇડ અને હાઇપોના નરમ સોલ્યુશનમાં નેગેટિવ બોળવાથી બધી ફૉગ જતી રહેવાનો પૂરો સંભવ છે; પણ એ પ્રયોગ કાળજીપૂર્વક કરવો જોઇએ, નહિ તો બારીક ડીટેલ જતી રહેવાનો ભય રહે છે.

## હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ: 'અકસ્મિતની શરૂઆત'—ભાઇ એસ. એન. કાદરી (અમદાવાદ); બીજું ઈનામ: 'નાવ ખેવૈયા, ઇન્તજારી'—ભાઇ મફતલાલ કુંપીઆ (અમદાવાદ); ત્રીજું ઈનામ: 'તમારૂં સંભાળો'—ભાઇ નરેન્દ્ર આચાર્ય (મોતા); ચોથું ઈનામ: 'વર્ષાઋતુમાં પ્રતિબિંબ'—ભાઇ અચ્યુત ગાંધીઆ (મુંબાઇ). નોંધપાત્ર (ગુણ પ્રમાણે) ૧ 'વેણી'—શ્રીરામ ભટ્ટ (અમદાવાદ). ૨ 'મીરાબાઈનું મંદિર, ચિત્તોડ'—ભાઈ એચ. લાલ (મુંબાઇ) ૩ 'રવૈરવિહાર'—ભાઇ નવનીતલાલ શાહ (વડોદરા).

આ માસે આવેલો સમૂહ વિષયની વિવિધતાથી ભરપૂર છે. ચિત્ર પર કાપવાની છરી ફેરવતાં ડરો નહિ. ભાઇ કુંપીઆના ચિત્રને જમણી બાજુથી એક ઇંચ કાપવું પડયું છે. 'તમારૂં સંભાળો' ચિત્રને નીચેથી બે ઇંચ, જમણી તરફથી ચારેક ઇંચ અને ઉપરથી અરધો ઇંચ કાપતાં આટલું જોરદાર બને છે.

## Rolleiflex Magazine

'રોલાઇફ્લેક્સ મૅગેઝીન' નામનું ત્રૈમાસિક એક રેમશિંગ આગફા ફોટો કંપની તરફથી શરૂ થયું છે. તેનું વાર્ષિક લવાજમ ૧-૧૪-૦ છે અને છૂટક અંકની કિંમત ૦-૮-૦ છે. આગફા ફોટો કંપનીનો માલ વેચનારી બધી દુકાનો પર તે મળી શકશે. જો કે હિંદુસ્તાનમાં આ કીમત ઘણાને ભારે લાગશે. આ પત્ર રોલાઇફ્લેક્સ કૅમેરાવાળાઓને ઉપયોગી થઇ પડશે. ભગવન્ત ભટ્ટ

# મારી સફર

જેમાં જીવનમાં જ્ઞાનદૃષ્ટિ ખોલવામાં મહત્ત્વનો ભાગ ભજવતા અનાયાસ અનુભવોની પરંપરા આગળ ચાલે છે. [૬]

અનુભવની ચાળણીમા ચળાયા વિનાનું જ્ઞાન આંધળાના હાથમા આરસી સમાન છે. અનુભવ વિનાનુ જ્ઞાન નકામુ છે, તેમ જેમા કષ્ટ સહન ન કરવુ પડે તે અનુભવ પણ નકામો છે. જાણ્યે-અજાણ્યે પણ મારી સફરમા મારે સહન કરવાનું હતુ જ. અનાયાસે એમાથી અનુભવનો સંગ્રહ થતો ગયો અને જ્ઞાનપ્રકાશનાં કિરણોએ મારી દૃષ્ટિ ખોલી.

ગામ છોડીને પેથાપુરને રસ્તે ચાલવા માંડ્યો ભૂખથી વ્યાકુળ થવા માંડ્યો આંતરડા વળ ખાવા લાગ્યા. મગજ જાણે ખાલી ખાલી હોય એમ ભાસવા માડ્યું. થોડે દૂર જતા રસ્તાની બંને બાજુ થોરની ઊંચી અને ગીચ વાડ આવી. તેના પર એક જગ્યાએ ખરખોડીના(જેને ડોડી પણ કહે છે) વેલા જોયા. એના પાન, ફૂલ અને સૂડિયા (ડોડા) પહેલા ખૂબ ખાધેલા, સ્વાદમા પણ સારા હું તો જોતા જ પોટલું નીચે મૂકીને પાદડા તોડી ખાવા માડ્યો ચાર-છ પાદડા અરધા ચાવ્યા ન ચાવ્યા ને ગળે ઉતારી ગયો. પાશેરેક પાંદડા પેટમા જાય તો ભૂખ જરા પાછી હટે એવો સંભવ હતો. પણ તેમા વિઘ્ન આવી નડ્યું. ગામ તરફથી આવતો કોઇ માણસ મારી પાસે આવી પહોચ્યો.

'કેમ, શું ખાઓ છો?' તેણે જરા વિસ્મયથી પૂછ્યું.

'કંઇ નહિ.' શરમાઇને મેં જવાબ દીધો.

પાદડું હાથમાથી સરી પડ્યું અને શરમથી લાજતો હું પોટલુ ઉપાડવા લાગ્યો.

'કેવા છો?' તેણે ફરી પૂછ્યું.

'સાધુ'; મેં કહ્યું.

'ભૂખ્યા છો?'

'ના, ના.'

'ભૂખ લાગી હોય તો ચાલો ગામમા, રોટલો ખવડાવું. સાધુને શરમ શી?'

પણ મારે તો શરમનો બોજો ઉઠાવવો ભારે થઇ પડ્યો. પોટલું લઇને ઝટ ઝટ ચાલતો થયો. વિક્ષેપ પાડવા બદલ મેં તે માણસને શાપ તો ન દીધા, પણ દિલગીર ઘણો થયો.

સૂર્યદેવે શૈશવનો ત્યાગ કર્યો અને કિશોર બન્યા. શીળી ઉષ્માભર્યા કિરણો સાબરમતીના પ્રવાહ પર ચળકયા. વાંકે વળીને ઢોળાણ ઊતરતા મેં કિનારા પર ગાયો ચરતી જોઇ. હું, ખરેખર, થંભી ગયો. કેવું સુખી જીવન આ ઢોરનું? અરે રે! મનુષ્ય માટે જ ઉદરપૂર્તિની આટલી વિટંબણા? માણસોને એવી વ્યવસ્થા કુદરતે કેમ ન આપી? ત્યાં તો જાણે વાતાવરણ બોલી ઊઠ્યું: 'ચૂપ રહે' જોતો નથી, ફળફૂલ કોને માટે હતા? તારા માટે જ અનાજ એ તો પંખીઓને ચણવાનો દાણો છે પણ તેં તો તારું છોડ્યું અને બીજાનું લૂંટી લીધુ તેં અનાજ ખાવાનું શરૂ કર્યું, અને ઉપાધિ વહોરી કેમકે તુ તો પાકેલો ખોરાક જ ખાવાને નિર્માયો હતો એટલે અનાજ પકાવવાની તેં કળા શોધી. બુદ્ધિની બક્ષિસનો તેં એમા ઉપયોગ કર્યો. પછી તો તેં કૃત્રિમ ખોરાકનો શબ્દકોષ જ તૈયાર કર્યો છે ને? તારું અરધુ જીવન તો એની પાછળ જ જાય છે બાકીનુ તેનાથી થતી બીમારીનું નિદાન કરવામા ખર્ચે છે.

આ લખું છુ સ્પષ્ટ શબ્દોમાં, પણ તે વખતે અસ્પષ્ટ સમજાયુ હતુ એ પ્રસંગે-વિચારે જ મને પ્રાકૃતિક જીવન-વ્યવહાર વિષે જાગતો રાખ્યો અને હજીસુધી જાગતો જ છું.

તરસ તો લાગી જ હતી સાબરના સ્વચ્છ પાણી ખોબે ખોબે પીધાં અને ભર્યા પેટથી ભૂખ ભાગશે સમજીને બે ખોબા વધારે પાણી પી ગયો. ખરેખર, કંઇક શાંતિ તો વળી જ. સામે કિનારે પહોચતા જ થાક જાણે થાકી ગયો હોય તેમ બોલી ઊઠ્યો: 'ભાઇ, હવે તો મારાથી રાહ નહિ જોવાય. અહીં જ બેસી જા અને મને જરા આરામ કરવા દે.' બોરડીના ઝાડ નીચે શ્વાસ છોડી બેઠો. શિયાળાના ધરડા દહાડા હતા. બેઠા બેઠા બોરડી પર નજર કરી બોર તો ખરી પડ્યા હતા એક અર્ધસૂકું બોર હાથ લંબાઇને છેટે પડ્યું હતું. મેં લીધું અને લાળ ટપકે તે પહેલા જ મોમા મૂકી દીધું. પણ સ્વાદમા વિચિત્ર નીકળ્યુ રસ ગળે ઉતરતા ખરખરાટ લાગ્યો અને જોરથી ઉધરસનું ઠસકું આવ્યું. ભૂખે નિર્બળ બનેલા માથાનાં તંતુઓ ઠસકું સહન ન કરી શક્યા

અને મને અંધારાં આવી ગયાં. લાંબો થઈને ઢળી પડ્યો. પણ એ બેચેની થોડો વખત રહી. ભૂખનું દુઃખ અનુભવ્યું ખરૂં. જરા શાંતિ વળતાં બે ખોબા પાણી પીને ઊઠ્યો. સામે ગામ દેખાયું. હું મારગ ભૂલ્યો હતો. આ પેથાપુર નહિ, પણ સાદરા હતું.

કિનારે જ બમભોળાની ધજા મંદિરના શિખર પર ફરકતી જોઈ. ચાલો, એ જ નિરાધારનું સ્થાન; નિરુદ્યમીનું કર્મસ્થાન; ઢોંગીઓનું વિહારસ્થાન; લોભીઓનું દાનસ્થાન; અજ્ઞાનીઓનું જ્ઞાનસ્થાન. ચાલો, ત્યાં જ વિસામો મળશે. ગયો. ઊંચા પડથાર ઉપર મહાદેવનું મંદિર હતું. ચારે ફરતો વંડો હતો. પશ્ચિમ અને ઉત્તર દિશા તરફ બે મકાનો હતાં. એકમાં માણસોની ખૂબ ધમાલ હતી. મહાદેવનાં પગથિયાં ચઢીને બહાર બેઠો. ઘણાં સ્ત્રીપુરુષો દોડતાં આવતાં અને સીધાં પેલા ધમાલવાળા મકાનમાં ઘૂસી જતાં. બિચારા મહાદેવ તરફ કોઈ નજર પણ ફેંકતું નહિ. પછી ખબર પડી, કે ત્યાં વલ્લભી સંપ્રદાયના લાલજીના ઊતર્યા હતા. લોકોની ઘેલછા, દોડવામાં બાઘાપણું અને એ પર અંધશ્રદ્ધાના ભાવ જોઈને હું મનોમન હસતો જ હતો. સંકુચિત ધર્મભાવનાએ મારામાંથી વિદાય લઈ લીધી હતી. સત્યાર્થપ્રકાશ ઘણી વખત વાંચી ગયો હતો અને કટ્ટર આર્યસમાજી તરીકે જીવવાના મને કોડ પણ હતા.

'દેવકો છોડકે આદમીકો પૂજતે હૈ!' પાછળથી અવાજ સંભળાયો.

મેં મોં ફેરવ્યું. માથે ભગવો સાફો, ગળામાં રુદ્રાક્ષ અને ભગવી કફની પહેરેલો સાધુ મંદિરમાંથી નીકળીને મંડપમાં આવતો જોયો. તેણે મહારાજના દર્શન કરવા દોડી જતાં સ્ત્રી–પુરુષોને ઉદ્દેશીને જ કહ્યું છે, એ હું સમજી ગયો. તેની સામે જોઈને 'સાચું છે' એમ કહેવાના અર્થમાં હું હસ્યો. સાધુએ પણ મારા હસવામાંથી કંઈક અર્થ કાઢ્યો અને મારી પાસે આવીને પૂછ્યું:

'કોણ ભેખ?'

'હું તો બ્રાહ્મણ છું.'

'કેમ નીકળ્યા છો?'

'કાશીએ ભણવા જવું છે.'

'કાશીએ?'

'હા.'

'ક્યાંથી આવો છો?'

'કાઠિયાવાડમાંથી.'

'આમ કાશી ક્યાંથી જશો?'

'ચાલીને જવું છે.'

સાધુ મારા આ શબ્દો સાંભળીને ઘડીક તો મારી સામે જોઈ રહ્યો. હસીને બેસી ગયો. મને અજાણ્યો હોય કે મારી બાલિશતાની ગમ્મત કરવા ઇચ્છતો હોય તેમ તેણે કેટલીક પૂછપરછ કરી; પણ મારા જવાબો સાંભળીને તે ઢીલો થઈ ગયો. તેને લાગ્યું કે હું રમત કરીને આવ્યો નહોતો, પણ તેની પાછળ પૂરી દૃઢતા હતી. પછી તો વલ્લભી મહારાજની વાત ચાલી

હું જેમ જેમ એની ખંડનીય વાતોને પુષ્ટિ આપતો ગયો, તેમ તેમ સાધુ વધારે ખીલતો ગયો. પોતે નિરાકાર શિવ સિવાય કોઈને નથી માનતો એ ઉપદેશનો સાર હતો. મારી સંમતિથી તે ઘણો જ ખુશ થયો અને બોલ્યો: ચાલો, સામાન મારે ત્યાં મૂકો અને ખીચડી બીચડી રાંધો.'

મને તો જાણે અમૃતદાન મળ્યું. ખીચડીમાં જ જાણે બધો સ્વાદ કેંદ્રિત થયો હોય તેમ નામ સાંભળતાં જ મોં ભીનું થયું. પોટલું ઉપાડ્યું અને સાધુ પાછળ ચાલતો થયો. ધર્મશાળાના એક ખૂણામાં તેની ઓરડી હતી. બીજે છેડે મથુરિયા ચોબા ઊતર્યા હતા. મેં મારૂં પોટલું ખીંટીએ લટકાવી દીધું અને બેઠો. સાધુએ બળતણ આપ્યું; દાળ ચોખા આપ્યા. ખીચડી પકાવી. ઠંડી થાય અને પછી જમું એટલું ધૈર્ય મને ન રહ્યું. બળતી આંગળીએ પણ ખીચડી ખાવા માંડ્યો. વાહ! શી મીઠી ખીચડી! એ સ્વાદ અને ગરમ ખીચડીમાંથી નીકળતી વરાળની ગંધ હજી મને યાદ આવે છે. હજી પણ જ્યારે જ્યારે ખીચડી જમવાનો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તેની સાથે સાદરાની ખીચડી યાદ આવે છે.

સાધુ બેચાર કલાક નીરાંતે ઊંઘ્યો. ખીચડીના ઘેનમાં મેં આમતેમ આંટાફેરા કર્યા.

સાંજે ધમાલ થઈ. બીજે ખૂણે પડેલા ચોબામાંથી એક જણ બેસવા આવ્યો. ચોબાની મંડળી રામભક્ત હતી. ત્રિવેણીસંગમ થયો હતો. સાધુ શૈવ, ચોબા રામભક્ત અને સામે વૈષ્ણવના મહારાજ! આવતાંની સાથે જ ચોબાએ મને ક્યાં રહેવું, ક્યાં જવું, વગેરે પૂછ્યું.

મેં કાશી જવાનું જણાવ્યું

'બ્રાહ્મણ થઈને આમ સાધુ જેવી કફની પહેરી છે! શું કાશી જવાના ને ભણવાના? ભટકના ફરવાના!' ચોબાએ કહ્યું.

હું તો ચૂપ બેઠી રહ્યો મારી મૌનવૃત્તિનો સાધુને પરિચય થઈ ગએલો તેણે તરત જ કહ્યું 'વેશ પહેર્યે કોઈ સાધુ નથી બનતો શિયાળ સિંહનું ચામડું ઓઢે તો સિંહ ન બને.'

ચોબાએ અનગુ જ ઉપાડ્યું 'ન શું બને? રામનામના મહિમાથી તો પત્થરમાથી અહલ્યા થઈ ગઈ'

'તમે દશરથના કુંવરને રામ કહો છો? સાધુએ કહ્યું 'દશરથ તો રાજા હતો. એનો છોકરો તે કેમ ઘટઘટ રમતો નારાયણ રામ, નહોતો રામ તો એક જ, એ જન્મેય નહિ અને મરે પ નહિ'

બસ, પછી તો લાગી પડી ચોબો રામાયણમાથી રામમહિમા સભળાવવા મંડ્યો સાધુ પહોચેલો હતો, એટલે તે કહે કે ચોબાઈ આ તો તુલસીદાસે લખ્યા છે ખૂબ ચર્ચા ચાલ્યા પછી આખરે, 'સાધુ થઈને આવું બોલો છો?' કહેતો ચોબો થાકીને ગયો

સાધુએ એક ગોદડી આપી અને હું શાતિથી ઊંઘી ગયો.

જીવરામ જોષી




કિર્લોસ્કરના કટાક્ષચિત્રો (ક્રમાંક ૫) લક્ષ્મીનો સ્વયંવર

(ચિત્રકાર - શંકરરાવ કિર્લોસ્કર લેખક - પ્રોફેસર ના સિ ફડકે)

લક્ષ્મીનો જન્મ કમળમાથી થયો હોવાનુ મનાય છે પરતુ એમ છતાં યે, કમળ જેવી નાજુક પ્રકૃતિના ને નિરુદ્યોગની મફતની સેજ પર સૂનારા માણસના ગળામા તે માળ પહેરાવશે એવી અપેક્ષા રાખવી એ ભૂલ જ છે

લક્ષ્મીને સગોત્ર વિવાહ ગમતો જ નથી તે જાતે નાજુક ગોત્રની છે, છતા તેને સદૈવ ઉદ્યોગમા નિમગ્ન રહેનાર અને ખડતલ ગોત્રનો જ પુરુષ હમેશા ગમે છે એના પિયેર કમળપત્ર પર જલબિંદુઓના મોતી પુષ્કળ છે, પણ એ એને બીલકુલ ગમતા નથી એને તો શ્રમના ઘર્મબિંદુઓથી સુશોભિત થએલા માણસનો ચહેરો જ ભાવી જાય છે

ઉદ્યોગ વિના લક્ષ્મી પ્રાપ્ત થતી નથી, અને કદાચ થાય તો પણ બહુ ટકતી નથી ઊલટું, જે અવિશ્રાંત ઉદ્યોગ કરે છે તેની થોડો વખત લક્ષ્મીએ અવહેલના કર્યા જેવુ લાગે, છતા કેટલાક દિવસ થોભીને રહીને તેની પાછળ આવી, તેના જ ગળામા એ માળ પહેરાવી દે છે, એ ચોક્કસ



# મધુકરી

## આકાશને વાચા આપનાર માર્ક્વીસ ગગ્લીએલ્મો માર્કોની

વીસમી સદીના જેના વહેવારૂ ઉપયોગે જગત આખાને આભારવશ બનાવી મૂક્યું છે એ વાયરલેસ અને રેડીઓ ટેલીગ્રાફીના શોધક ગગ્લીએલ્મો માર્કોનીનું હૃદય બંધ પડી જતાં રોમ ખાતે અવસાન થયું છે. પાંચદસ દાયકા પહેલાંની પૃથ્વીના વિરાળતાને ખોબા જેવડી બનાવી મૂકનાર એની શોધોનું મહત્ત્વ હવાઇ યાનોથી યે વધુ છે અને એટલે જ 'વીસમી સદી'ની સંસ્કૃતિ સાથે એનું નામ ચિરસ્મરણીય બને છે.

એનો જન્મ ઇ. ૧૮૭૪ના એપ્રિલની ૨૫મી તારીખે બોલોના ગામ નજીક એક આયરિશ-ઇટાલિયન કુટુંબમાં થએલો. એના જન્મ પહેલાંના કાળથી જ વિજ્ઞાનીઓને તારનાં દોરડાં વગર સંદેશા મોકલી શકવાની શક્યતા જણાઇ આવી હતી ને હેન્રીક હર્ટ્ઝ, ક્લાર્ક મૅક્સવેલ ને ઓલિવર લાજ જેવા નામીચા વિજ્ઞાનીઓ એની સિદ્ધિ પાછળ મચી રહેલા.

ફ્લોરેન્સ અને લેગહોર્નમાંના પોતાના અભ્યાસ દરમિયાન માર્કોનીને કાને આ પ્રવૃત્તિની વાતો અથડાઇ. આમ પણ ગણિત અને વિજ્ઞાનનો તે રસિયો હતો અને પદાર્થવિજ્ઞાન ને વીજળીમાં તો એને એટલો બધો રસ હતો કે પોતાનો અભ્યાસ પૂરો કર્યા પહેલાં જ એણે એમાં નિપુણતા મેળવી લીધી હતી. એટલે એ શોખે આ પ્રવૃત્તિમાં ઝંપલાવવા તેને હરકોરી મૂક્યો ને ૨૧ વર્ષનો તરુણ માર્કોની વીજળીનો ઉપયોગ કરીને હવામાં ઇલેક્ટ્રોમૅગ્નેટિક મોજાં ફેલાવી, આકાશને વાચા આપવાના અખતરા પાછળ મંડી પડ્યો.

એક સરખી ખંત, વૈજ્ઞાનિક ઝીણવટ અને બુદ્ધિની કુશાગ્રતાથી સિદ્ધિ બહુ દૂર નથી રહેતી. માર્કોનીમાં એ બધું હતું, ને એને લઇને એ તરુણે ઇટાલિયને જગતનું વર્ષોનું સ્વપ્નું એક વર્ષમાં મૂર્ત કરી બતાવ્યું. ૧૮૯૫ના ઉનાળામાં પોતાના ગ્રામ્યનિવાસ પૉન્ટેકિયોમાં તેણે બીનતારી સંદેશાનો પહેલવહેલો સફળ અખતરો પાર પાડ્યો. એ સફળતા સાથોસાથ જ એ સિદ્ધિ પાછળ રહેલું વિશાળ ક્ષેત્ર પણ તેની નજરે ચડ્યું ને માર્કોનીએ એ સિદ્ધિના ક્ષેત્રફળમાં જ જીવન સમાવી લીધું.

૧૮૯૬માં ઇંગ્લંડ જઇ પોતાના પ્રયોગથી બ્રિટિશ સરકારને વાકેફ કરીને તેણે પોતાના યંત્રનો પેટન્ટ હક પ્રાપ્ત કર્યો થોડોક વધુ સંપૂર્ણતા અને યંત્રોની સુધારણા પાછળ એ મચ્યો ને એ સાલને આખરે તો એના યંત્રો ચાર માઇલ અને ઉપરે નવ માઇલ દૂર સુધી બીનતારી સંદેશા તે મોકલી શક્યો.

અખતરા વધતા ગયા તેમ ઉત્તરોત્તર પ્રગતિ વધતી ચાલી ને નવને બદલે ૧૯૦૨ સુધીમાં નવસો માઇલ સુધીના સંદેશા શક્ય બન્યા. ત્યારપછીનાં વર્ષોમાં એણે 'ટાઇમ્ડ સ્પાર્ક સીસ્ટમ' દાખલ કરી અને ૬૦૦૦ માઇલના અંતર સુધી સંદેશા મોકલવાનું શક્ય બન્યું અને આજે તો એ બીનતારી સંદેશા લગભગ સંપૂર્ણતાએ પહોંચ્યા છે એમ કહી શકાય રેડીઓ-ટેલીફોની ને ટેલીવીઝન પણ એનાથી જ શક્ય બન્યાં છે ને જગતભરની સંસ્કૃત માનવતા તેનો લાભ લઇ રહી છે.

### વર્ષા

ભીડેલા આભને ભેદી કો' રાજબાળ
તાળીઓ પાડતી છૂટી;
બાપુના લાખ લાખ કૈમર હાથીડલા
હાંકતી હાંકતી છૂટી.
ધારા અંબોડલાને મેલ્યા છે મોકળા,
રંગ ભરી રાસડે ઘૂમે:
ઝુંબઝુંબ તારલાના રેટા ઝબૂકતી
ચાંદા સૂરજને ચૂમે
રૂંધ્યાં જોબન એના જાગી ઊઠયાં રે આજ
કાજળ ઘૂંટે છ કાઢીઆણી;
નવરંગી ચુંદડીના ચીરા ઉરાડતી
કોને ગોને છ મસ્તાની!
કોને પાવાને કાજ સંચી રાખેલ હતી
આંખડલીં દૂધની કટોરી?
ચાંદા સૂરજ તણી ચોકી વચ્ચે ય તુંને
કોણે ગર્યું શીખવી ચોરી?
સંધ્યાને તીર એક બખ્તરિયો સ્વાર ને
ઘોડલાંની જોડ મેં દીઠી;
એની બેલાડ ચડી ક્યાં ચાલી એકલી
ઓળી તું તેજની પીઠી?
નિર્જન ગગનના સીમાડા લોપતી
આવ રે આવ અહીં ચાલી;
સૂની વસુંધરાને એક વાર સાદ કરી
પાઈ દે ચેતનની પ્યાલી.

ઝવેરચંદ મેઘાણી

વીસમી સદીની સંસ્કૃતિ સ્થાપવામાં એડીસન પછી જગતને મળેલી એ મહાન પ્રતિભાની દુનિયાએ પણ ૧૯૦૯માં ભૌતિકશાસ્ત્રમાં નોબેલ પુરસ્કાર આપી કદર કરી હતી એમ તો ઈટલીએ પણ એની કદર કરી એને ૧૯૧૪માં જી સી વી ઓ, ૧૯૧૫માં સેનેટર અને ૧૯૨૯માં માર્ક્વીસ બનાવ્યો હતો, પણ એ તો ઇટલીની સ્વાર્થપોષક પ્રવૃત્તિઓમાં તેની સહાયને અંગે જ.

૧૯૧૪ના મહાયુદ્ધમાં માર્કોનીએ ઇટાલિયન સૈન્યમાં લેફ્ટેનન્ટ તરીકે કામ કર્યું હતું ઇંગ્લંડ ગયેલા લશ્કરી મિશનમાં પણ તે ગયેલો ને ૧૯૧૬માં કેટલોક કાળ સુધી ઇટાલિયન આરમારનો તે કમાંડર પણ રહ્યો હતો છેલ્લી ઍબીસીનિયાની લડાઈમાં તેની જ શોધોનો ઉપયોગ લોહીની નીકો વહાવવામાં થવા લાગ્યો હતો ને એને લઈને એ સાલસ માણસનાં દિલને જે આઘાત પહોંચ્યો તેને પરિણામે જ તેને પક્ષાઘાત લાગુ પડેલો એમ કહેવામાં આવે છે એટલું તો ખરૂં કે કેટલાક સમય પૂર્વે મિ. લેન્સબરીએ તેની મુલાકાત લીધી હતી ત્યારે વિજ્ઞાન જે જંગલી દિશા ભણી કૂચ કરી રહ્યું છે તે પ્રત્યે એણે ખૂબ દિલગીરી બતાવી હતી

માઇક્રો મોજાંઓની શોધ પછી ૧૯૨૪માં બીમ પદ્ધતિ શોધી કાઢી, છેલ્લે છેલ્લે તે શૉર્ટવેવ ટ્રાન્સમીશનને વધારે ને વધારે સમૃદ્ધ બનાવવા, તેમજ વહાણો અને હવાઈ જહાજો માટે રેડીઓ બીકન્સની શોધ કરી રહ્યો હતો ત્યાં જ એ આ દુનિયાનો ત્યાગ કરી ગયો.

## સાતમી વ્યક્તિ

યુરોપનો મહાયુદ્ધનો સમય ઇંગ્લંડની એક ખાનગી હૉસ્પિટલમાં ૩૬ ઘાયલ શખ્સો પડ્યા હતા. યુદ્ધમાં એ એટલા તો ઘવાએલા કે એમના સાજા થવાની કોઈ આશા ન હતી, છતાં પણ ત્યાં પડ્યા પડ્યા, ખૂબ ધૈર્ય અને સાહસસહિત ડગલે ડગલે મોતની ઝાંખી કરતા એ આખરી પળો ગણી રહ્યા હતા હૉસ્પિટલના અધિકારીઓએ પ્રિન્સ ઑવ વેલ્સ (માજી સમ્રાટ આઠમા એડવર્ડ)ને કોઇ દિવસ આવીને એ ઘાયલોને જોવાની મહેરબાની કરવા પ્રાર્થના કરી પ્રાર્થના સ્વીકારી, પ્રિન્સ એક દિવસ ત્યાં ગયા.

અધિકારીઓએ એમને તમામ ઘાયલોના ખાટલા આસપાસ ઘૂમવી ફેરવી પોતાની કૃતજ્ઞતા જાહેર કરી ને એમને વિદાય કરવા દરવાજા તરફ લઇ ચાલ્યા પરંતુ પ્રિન્સ અચાનક અટકયા ને સવાલ પૂછ્યો, 'મને તો કહેવામાં આવ્યું હતું કે અહીં ૩૬ જણ ઘાયલ છે, છતાં મેં તો કુલ ૨૯ જ જોયા.'

અધિકારીઓએ કહ્યું, 'બાકીના સાત જણ બહુ ખરાબ રીતે ઘવાએલા છે, એટલે આપને એ નથી દેખાડ્યા'

'મારો ખ્યાલ કરીને કે એમનો ખ્યાલ કરીને?'

'આપનો જ ખ્યાલ કરીને'

'તો હું એ સાતે જણને જરૂર જોઇશ'

હૉસ્પિટલના અધિકારીઓ પ્રિન્સને એક બીજા વૉર્ડમાં લઇ ગયા, જ્યાં બાકીના ઘાયલો પડ્યા હતા પ્રિન્સે દરેક ખાટલા પાસે જઈ, દરેકથી ખૂબ વાતો કરી પછી વળી હૉસ્પિટલવાળા એને વિદાય આપવા ઊઠ્યા એટલે પ્રિન્સે કહ્યું, 'પરંતુ આ તો છ છે. સાતમી વ્યક્તિ ક્યાં છે?'

'સાતમી વ્યક્તિ એવી તો ભયાનક રીતે ઘાયલ થઇ છે કે એ જોઈ ન જાય આંખે એ આદમી અંધો થઇ ગયો છે ને કાને બહેરો, અને એના અંગેઅંગ એવા તો ક્ષતવિક્ષત થઈ ગયા છે કે માણસ તરીકે ઓળખી પણ ન શકાય. એ જુદા કમરામાં પડેલ છે.'

'મારે એને જરૂર જોવો છે'

'ના મહારાજ! આપ એને ન જુઓ એ જ સારૂ છે. આપને એ નહિ જોઇ શકે કે નહિ સાંભળી શકે આપ એના પર કશો ઉપકાર કરી શકો તેમ નથી.'

'ગમે તેમ હો, હું એ સાતમી વ્યક્તિ જરૂર જોઇશ.'

હૉસ્પિટલનો એક કર્મચારી આ અત્યાગ્રહથી પ્રિન્સને એક અંધારા કમરામાં લઇ ગયો, જેમાં મોતની પ્રતિછાયા ઘૂમતી હતી પ્રિન્સ દૃઢતાપૂર્વક ખાટલા તરફ વધ્યા ને એમનો ચહેરો સફેદ પડી ગયો નીચે માથે એ વ્યક્તિને એ જોઇ રહ્યા, જે ભરીજુવાનીમાં ભગ્ન ખંડિયેર બની ગઈ હતી, જે યુદ્ધની ચરમ બિભીષિકાનું સાકાર સ્વરૂપ હતી

આહ! જોતા જોતા પ્રિન્સ અચાનક નીચે નમ્યા ને એ છિન્નવિચ્છિન્ન લોથ—જે ક્યારેક 'માણસ' હતી તે—નું હળવે રહીને મો ચુમી લીધું

ને એ સાતમી વ્યક્તિનો ચહેરો જાણે કોઇ દૈવી કરુણ પવિત્રતાની આભાથી દીપ્ત બની ઊઠ્યો (વિશાલ ભારત)

## સિંધની આંખની કીકી નગરઠઠ્ઠા

* * * જે સ્થાન દક્ષિણમાં વિજયનગરનું હતું, પૂર્વમાં મુર્શીદાબાદ ને ઢાકાનું હતું ને ઉત્તરમાં દેહલી અને આગ્રાનું હતું એ જ હરોળનું સ્થાન મધ્ય યુગમાં પશ્ચિમમાં નગરઠઠ્ઠાનું હતું જગતભરની સંસ્કૃતિના સંગમસ્થાન સમું એ નગર આજે તો દારિદ્રય નિગાળતા માળખા સમું પડ્યું છે, છતાં એના પર સદીઓ સુધીના સંઘર્ષણના પડેલા લીસોટા હજી સાવ ભૂંસાઈ નથી ગયા. એ લીસોટા હજુ યે કોઈ રડ્યાખડ્યા હમદર્દી પાસે પોતાનું અંતર ખોલે છે ને તેને આર્દ્ર બનાવે છે.

ભાંગીને ભુક્કો થએલી માનવીની કાયા જેવું એ આજે તો પડ્યું છે. તેના કોટચાધિપતિઓની હવેલીના કાંગરા આજે દેખાતા નથી ચારસો ચારસો શાળા–પાઠશાળા અને વિદ્યાપીઠોનું નામોનિશાન નથી પાંચ પાંચ હજાર વણકરશાળાઓનો પત્તો નથી અને ચાળીસ ચાળીસ હજાર વહાણોને માર્ગ આપતા તેના કિનારાના કાંકરા પૃથ્વીના કોણ જાણે

સ્તંભો, શીખ પદ્ધતિની દીવાલો અને બાકીનું બધું રજપૂત પદ્ધતિનું છે.

અજમેરથી પુષ્કરની યાત્રા પણ રસમય અને મનોહર છે. આનાસાગરને કિનારેકિનારે થોડો વખત સુધી તો રસ્તો સપાટ આવે છે, પણ પછી ડુંગરોની કરાડો ને રેતીના થરો વચ્ચેથી સુંદર વળાંક લેતો બાંધેલો રસ્તો જાય છે.

## દુનિયાનું ઠંડામાં ઠંડું સ્થળ

આખી દુનિયામાં વધુમાં વધુ ઠંડું સ્થળ કયું હશે? સ્વાભાવિક જ તમે ઉત્તર કે દક્ષિણ ધ્રુવનું નામ દઇ દેશો પણ ના; એ બંને પણ એના ઠંડા નથી.

મધ્ય સાઇબીરિયાની ઉત્તરે (શીત ધ્રુવ કહેવાતું) એક એવું સ્થાન છે, જ્યાં દુનિયાના પટ પર આજ સુધીમાં નોંધાએલી ઓછામાં ઓછી ડિગ્રીથી યે થર્મોમીટરનો પારો નીચો રહે છે. બરફથી આચ્છાદિત એ સ્થળ વર્ખોઇઆન્સ્ક નામે ઓળખાય છે અને નીચામાં નીચી નોંધાએલી સંખ્યા શૂન્યથી યે ૯૬ ડિગ્રી નીચેની છે! (ઝાકળની ૧૨૮ ડિગ્રી.)

ત્યાંની ઝાકળ એટલી તો ભયંકર હોય છે કે જીવવું દુશ્વાર બનાવી દે છે. જમીન પર જામેલા બરફની સપાટી પર પાણી ઢોળવામાં આવે કે એ જ વખતે બરફ બની જાય છે ને પાણીનું શીતભવન સાંભળી પણ શકાય છે!

આવા સ્થળમાં સ્વાભાવિક એવાં બરફનાં તોફાનો ઘણી વાર તો બરફની સોયો ફૂંકતા ઝંઝાવાતમાં પરિણમી જાય છે. (બરફની સોયો જ, કારણ એટલા બધા નીચા હવામાનમાં બરફના ગટ્ટા જામી જ ન શકે!)

એટલે, દુનિયાના ઠંડામાં ઠંડા સ્થળ ઉત્તર કે દક્ષિણ ધ્રુવો નહિ પણ આ વર્ખોઇઆન્સ્ક જ છે.

—ઇન્ડીઅન સ્ટેટ્સ રેલવે મૅગેઝીન

## ટંકણખાર

**મોટે ભાગે સાબુ, ટોઇલેટ પાઉડર, દવાઓ અને આંખોનાં લોશનોમાં વપરાતો ટંકણખાર આજ તો એક સામાન્ય ઘરગથ્થુ વસ્તુ થઇ પડયો છે, પણ આજથી ચાર હજાર વર્ષો પહેલાં એ એવો તો દુષ્પ્રાપ્ય હતો કે એની કીમત સોના જેટલી અંકાતી!

બાબીલોનની જાહોજલાલીના વખતમાં હિમાલયની ઉત્તરે ગોબીના રણમાંના થોડા ભેજવાળા પ્રદેશો ટંકણખારનો મુખ્ય સ્રોત હતા. દેશીઓ એ એકઠા કરતા ને પછી ઘેટાં પર તેનાં છાલકાં નાખી હિંદુસ્તાનમાં ઉતારતા, જ્યાંથી પૂર્વની એ મહારાણી દેશપરદેશ તેની નિકાસ કરતી. ગાળેલું સોનું શુદ્ધ કરવા સોની લોકો એ વાપરતા, કારણ કે એ સિવાય એ ધાતુની જુદા જુદા ઘાટોમાં ઘડામણી જ ન થઇ શકે.

પણ એ જમાનો હવે વહી ગયો છે. અત્યારે તો એકલું અમેરિકા જ વાર્ષિક ૪૦,૦૦૦ ટન જેટલી તેની ઉત્પત્ત કરે છે. કૅલીફોર્નિયામાં એની સૌથી વિશેષ ઉત્પત્ત થાય છે એ બીજે નંબરે ચીલી, તિબેટ, પેરુ અને કૅનેડા આવે.

ટંકણખાર ક્ષારમય હોય, સ્વાદે ખારો છે. પાણીમાં એ ખૂબ સહેલાઇથી ગળી જાય છે. એને ખૂબ ગરમ કર્યો હોય તો એમાંનું પાણી બધું બળી જઇ, છેવટે કાચ જેવો સ્વચ્છ પદાર્થ બની રહે છે. પહેલાં તો બોરિક ઍસિડમાંથી એ મેળવવામાં આવતો, પરંતુ કૅલિફોર્નિયમ બોરેટવાળા કૉલેમૅનાઇટની શોધ થયા પછી એમાંથી જ એ મોટે ભાગે બનાવવામાં આવે છે.

ધાતુઓમાં રહેલા ઘણાં તત્ત્વોને પીગાળવામાં એ ખૂબ ઉપયોગી છે અને તેથી ઢોળકામ અને રસાયણમાં તેનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે. સાબુ અને કાચની બનાવટમાં તો તે વપરાય જ છે; ઉપરાંત ચીનાઇ માટી પર ઢોળ ચડાવવામાં અને ઍન્ટીસેપ્ટિક તરીકે પણ એનો ઉપયોગ થાય છે.

## રંગોની અસર

રંગોની શરીર પર થતી અસર હાલમાં જ શોધાઇ છે. શયનગૃહમાં વધુ પડતો લાલ રંગ અનિદ્રા (insomnia) આપે છે. લાલ રંગથી સહવાસ સાધતા લોકો પણ વાતવાતમાં ઉશ્કેરાઇ જાય છે, જ્યારે આસમાની રંગનો સહવાસ માણસમાં વિષાદ જન્માવે છે જે ઘણી વખત કાયમનો બની જાય છે

## મહાભારત અને ૧૮ ની સંખ્યા

મહાભારત સાથે ૧૮ની સંખ્યાનો સંબંધ બહુ ચમત્કારી માલૂમ પડે છે.

૧ એ ગ્રંથના મુખ્ય પ્રકરણો અથવા પર્વો ૧૮ છે.

૨ એમાં વર્ણવેલું કૌરવપાંડવોનું યુદ્ધ ૧૮ દિવસ ચાલે છે.

૩ ઉભય પક્ષ તરફથી લડનારાઓની એકંદરે સંખ્યા ૧૮ અક્ષૌહિણીની હતી.

૪ એમાંના સૌથી મહત્ત્વના પ્રકરણ ભગવદ્ગીતાના અધ્યાય ૧૮ છે.

૫ દુર્યોધન પછી તેનો પિતા ૧૮ વર્ષ જીવે છે.

બારીકાઇથી જોતાં ૧૮ની સંખ્યાના બીજા અનેક ચમત્કારો એ ગ્રંથમાંથી મળી આવે. વળી મહાભારતને માટે 'જય' એવો એક પર્યાય શબ્દ છે. લઘુ આર્યસિદ્ધાંતમાં 'જ' એટલે ૮ અને 'ય' એટલે ૧ એ સંખ્યા માનવામાં આવી છે અને એમાં જ લખ્યું છે કે, 'અંકાનાં વામતો ગતિઃ' એટલે એ પ્રમાણે લેતાં 'જય' શબ્દનો અર્થ પણ ૧૮ થાય!

(મરાઠી 'બાલબોધ')

## 'બાઇબલ' નામ કેમ પડ્યું?

બાઇબલમાં સંઘરાએલી મુવાતીઓ પ્રથમ હિબ્રૂ પેગંબરો દ્વારા મિસરમાં થતા એક ઝાડની આંતરછાલ પર લખવામાં આવેલી, જે 'બિબ્લોસ' કહેવાતી. પાછળથી જ્યારે એ સાહિત્ય આખું નવેસરથી એકીકરણ થયું ત્યારે એ પરથી જ એનું નામ બાઇબલ રાખવામાં આવ્યું, જે હજુ સુધી રહ્યું છે.

# ચિત્રકલાઃ ગુજરાતી સંપ્રદાય



સોળમા સૈકાના એક પ્રાચીન ઓળિયામાંની ગુજરાતી કલા

હિંદુસ્તાનના નવા વિજેતાઓએ તેને અસંસ્કારી અને કોઈ પણ જાતની પોતીકી કલા સંસ્કૃતિ વિનાના દેશ તરીકે લગભગ અરધી સદી સુધી ઝૂડી માર્યા પછી, છેક વીસમી સદીના પ્રભાતકાળે પશ્ચિમના જ એક કલાકોવિદ શ્રી ઇ. બી. હાવેલને હાથે તેની ખરી પરખ થઇ. તેમની સત્યગ્રાહી દૃષ્ટિએ ભારતીય કલાનું સાચું મૂલ્યાંકન કરાવ્યું અને તેના મૂળમાં તેની ઇતિહાસપુરાતન સંસ્કૃતિના પોષણ પારખ્યાં.

અજંતા, ઉત્તરપૂર્વભારત, રાજપૂત, મુગલ એમ જુદી કલાઓના સ્રોત તથા તેમનાં વિશિષ્ટ વ્યક્તિત્વની સાચી મોજણી કરવામાં આવી તે સાથે ભારતના પ્રાંતેપ્રાંતનાં શિલ્પ-સ્થાપત્યની પણ વ્યક્તિત્વ અને વિશિષ્ટતાઓ પરત્વે પરખ થઇ ને એમાં મોઢેરા ડભોઇ ને પાટણ, ઝીંઝુવાડા ચાંપાનેર ને અમદાવાદના વિશિષ્ટ ગુજરાતી સ્થાપત્યની ગણના થઇ.

પરંતુ ગુજરાતને પોતીકી ચિત્રકલા પણ છે, અને એ તળપદી શૈલીએ ગુજરાતની સંસ્કૃતિના ધબકાર ઝીલ્યા છે એ શોધ એક પચ્ચીસી સુધી થઇ ન હતી. ગુજરાતમાં મળી આવતા ચિત્રકલાના અવશેષોને રાજપૂત ઢબના પશ્ચિમ ભારતની કળાના ફાંટા તરીકે ઓળખાવવામાં આવતા હતા

ઇ. ૧૯૨૨માં હાજી મહમ્મદ સ્મારક ગ્રંથના પ્રકાશન વખતે દી. બ. કેશવલાલ ધ્રુવે પોતાની પાસેના 'વસંતવિલાસ'ના ઓળિયામાંની કવિતા તેમાં પ્રકટ કરવા આપી તે વેળા તેમાંના ચિત્રો શ્રી રવિશંકર રાવળના જોવામાં આવ્યા અને તેમણે તેને તળપદા ગુજરાતી ચિત્રો તરીકે પરખ્યા અને જાહેર કર્યા. આમ, પ્રાચીન ગુજરાતી ચિત્રકળાની પ્રથમ જાહેરાત એક ગુજરાતી કલાકારને હાથે થઇ.

તે પછી તો શ્રી નાનાલાલ મહેતાએ એને જગત જાહેરાત આપી, અને હવે તો ડૉ. કુમારસ્વામી જેવા કલાકોવિદે એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકામાં તેનો ગુજરાતી કલાના સ્વતંત્ર સંપ્રદાય તરીકે સ્વીકાર કર્યો છે. —સંપાદક



એશિયાની ચિત્રકલાના પ્રાચીનતમ અવશેષો અજન્તાની ગુફાઓમાંના ભિત્તિચિત્રો છે. જોકે એના અસ્તિત્વની ખબર જગતને સને ૧૮૧૯માં પહેલવહેલી થઇ હતી!

### અજન્તા-યુગ

એક તરફ ઇસ્વી સનના પહેલાથી સાતમા સૈકા સુધીના અજન્તા, બાઘ અને સિત્તાનવાસલના હિંદમાંના, અને સિગિરિયા તથા અનુરાધાપુરના બૃહદ્ હિંદમાંના ભિત્તિચિત્રો–Fresco Painting–નો સંપ્રદાય જાણવામાં આવે છે.

અને બીજી તરફ પંદરમા સૈકાથી હિંદી ફારસી (Indo Persian) સંપ્રદાયના પુસ્તકોમાંના નાનાં લઘુચિત્રો (Miniature Painting)નો પ્રચાર જોવામાં આવ્યો છે.

### આઠસો વર્ષનો ગાળો

પરંતુ આ બંને વચ્ચેના લગભગ આઠસો વર્ષના ગાળાનો હિંદી ચિત્રકલાનો ઇતિહાસ ઘણુંખરું અંધારામાં હતો. અજન્તામાં વ્યક્ત થએલી કલા, સોળમા અને સત્તરમા સૈકામાં 'હિંદી રાજપૂતકલા'ને નામે આટલા લાંબા ગાળા પછી એકાએક ક્યાંથી ફૂટી નીકળી તે હજી કોયડારૂપે લાગતી હતી.

### જૈન તાડપત્ર પર ચિત્રકલા

દરમ્યાન, ઇસ્વી સનના અગિયારમા અને બારમા શતકથી માંડી છેક પંદરમા શતક સુધીના કેટલાક શ્વેતાંબર જૈન ગ્રંથોના તાડપત્રોમાંનાં તેમજ કાગળ ઉપરના નાના ચિત્રોની જાણ વીસમી સદીની શરૂઆતમાં લગભગ ૧૯૧૦ના અરસામાં થવા લાગી. હવે એ ચિત્ર-કલાની પદ્ધતિ અને તેનો સંપ્રદાય યથાર્થ રીતે સમ-







ઉપર: વડોદરા પાસે છાણી ગામના જ્ઞાનભંડારમાંની સં. ૧૨૧૮મા લખાએલી તાડપત્રની પ્રત ઉપરનાં, સોળ વિદ્યાદેવીઓનાં વિરલ ચિત્રો ધરાવતાં પાનાંઓમાંનાં બે. (શ્રી સારાભાઈ નવાબના સૌજન્યથી)

ડાબી તરફ: સં. ૧૮૮૬મા વડોદરામાં ચીતરાએલી 'મધુ માલતી'ની પદ્યવાર્તામાંથી; રજપૂત કલમ પર મરાઠી અસર બતાવે છે.
જમણી તરફ: સં. ૧૭૭૨મા સુરતમાં ચીતરાએલી 'દુર્ગાસપ્તશતી'ની પોથીમાંથી; માર્કંડેય સુરથ રાજાને દેવીમાહાત્મ્ય કહે છે

જાણવાની ઘણી મુશ્કેલી નડી.

લગભગ આ જ વખતની નેપાલી તથા બ્રહ્મદેશીય ચિત્રકલા સાથે તેનો સીધો સંબંધ જોડી શકાય તેમ નથી; કારણ કે એ પરંપરા બૌદ્ધ ચિત્રોમાંથી શરૂ થઈ હતી. તેથી એ શ્વેતામ્બરીય જૈન ગ્રંથોમાંની ચિત્રકલા કોઈ આગલી સંપ્રદાયના અનુસંધાનમાં અથવા તેની શાખારૂપ ગુજરાતની ભૂમિમાં જ ઉત્પન્ન થએલી હોવી જોઈએ એમ ડૉ. આનંદ કુમારસ્વામીએ તેમજ બીજા નિષ્ણાતોએ ઠરાવ્યું.

### જૈન કે ગુજરાતી કલા?

છતાં કેવળ ધાર્મિક જૈનગ્રંથોમાં દેખાતી ચિત્રકલા ગુજરાતી જીવનનાં બીજાં વિભાગોમાં વ્યક્ત થયાનું જાણવામાં આવ્યું નહોતું: અને તેથી ઉપરનો અભિપ્રાય તેવા કોઈ નમૂનાની પુષ્ટિ વગર આધારહીન મનાતો હતો.

એટલામાં જૈન શ્વેતાંબર ધાર્મિક ગ્રંથોની ચિત્રપદ્ધતિ–Styleને આબેહૂબ મળતા આવતા 'વસંતવિલાસ' નામના વસંતવિહારવર્ણનના અધાર્મિક અથવા ઐહિક ચિત્રપટની પ્રસિદ્ધિ ૧૯૨૨માં થઈ. 'પ્રસિદ્ધિ થઈ' એમ કહેવાનું કારણ એટલું જ કે ૧૮૮૯માં જણાવામાં આવેલા એ ચિત્રપટમાંના દુહાઓ 'ગુજરાત શાળાપત્ર'માં પ્રકટ કરવામાં આવ્યા હતા; પરંતુ તેમાંનાં







સત્તરમા અને અઢારમા સૈકાની ગુજરાતી ચિત્રકળા

ઉપર: શિવપાર્વતી તથા વિષ્ણુ લક્ષ્મી; સત્તરમા સૈકાનો ગુજરાતમાં દોરાએલો નમૂનો
નીચે: ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની દુર્ગાસપ્તશતીની પ્રત (અઢારમા સૈકાની) માંથી એક ચિત્ર : મેધા ઋષિના આશ્રમમાં સુરથ રાજા તથા સમાધિવૈશ્ય ચિત્તની શાંતિ માટે પ્રાર્થના કરે છે. જમણી બાજુ: સંવત ૧૮૨૩માં શીરોહીના નગરજનોએ મોકલેલા વિજ્ઞપ્તિપત્રમાંથી ચૌદ સ્વપ્ન

ચિત્રો મામૂલી લાગવાથી તે તરફ કોઇનું ધ્યાન ગયું નહોતું. કપડાં પરનાં આ ચિત્રો જૈન આચાર્યે દોર્યાં જણાય છે; છતાં તેનો વિષય, જૈનધર્મનો નથી એટલું તો સ્પષ્ટ છે.

શ્રી રાવળ ગુજરાતી શૈલીને પહેલા પિછાને છે

શ્રી. રવિશંકર રાવળે 'હાજી મહમદ સ્મારકગ્રંથ' ૧૯૨૨માં પ્રકટ કર્યો. તે વખતે દી.બા. કેશવલાલ ધ્રુવે વસંતવિલાસના ફૂદાનું સંસ્કરણ તેમાં પ્રકટ કરાવ્યું: તે વખતે શ્રી. રાવળનું ધ્યાન એમાંનાં ચિત્રો તરફ ગયું અને તેમણે એ ચિત્રોને સ્થાનિક ગુજરાત પદ્ધતિનાં હોવા માટે સ્પષ્ટ સૂચન કર્યું.

પછી તો શ્રી નાનાલાલ ચીમનલાલ મહેતાએ આ ચિત્રપટને દુનિયાભરમાં પ્રસિદ્ધ કર્યો. ૧૯૨૬માં તેમના Studies in Indian Paintingમાં 'Secular Paintings of Vasant Vilas' એ નામનું સ્વતંત્ર પ્રકરણ તેમણે લખ્યું; અને ૧૯૩૧માં તો તેનો વિગતવાર અભ્યાસ કરી 'Gujarati Painting in the 15th Century—A further Essay on Vasant Vilas' એ નામનું પુસ્તક લંડનની ઇન્ડિયા સોસાઇટી ઑફ આર્ટ દ્વારા પ્રકટ કર્યું.

હિંદી ચિત્રકળાનું ભૂલાએલું પ્રકરણ

એમાં એમણે પ્રતિપાદન કર્યું કે મોગલ સંપ્રદાયની ચિત્રકલા અસ્તિત્વમાં આવ્યા પહેલાંના હિંદી ચિત્રસંપ્રદાયનો એ મહત્ત્વનો અંકોડો છે; અને તેમનો એ






ઉપર: ૧૮મા સૈકાના કાઠિયાવાડી યોદ્ધાઓ, ફિરંગીઓ વગેરે દર્શાવતાં શીહોરના કિલ્લાની ભીંતનાં ચિત્રો નીચે ડાબી તરફ: 'બાલગોપાલસ્તુતિ' નામે વૈષ્ણવ ભક્તિના સંસ્કૃત શ્લોકોની પંદરમા સૈકાની પોથીમાંથી; કાગળ પરના ગુજરાતી ચિત્રો માટે આ પોથી લાક્ષણિક છે. જમણી બાજુ: 'બાલગોપાલ સ્તુતિ'ની બીજી પ્રતમાંથી

મન પંડિતોએ પણ સ્વીકાર્યો. 'એન-સાઇક્લોપીડિયા બ્રિટેનિકા'ની ચૌદમી આવૃત્તિ (૧૯૨૯)માં ડૉ. કુમારસ્વામીએ હિંદી ચિત્રકલાનો ઇતિહાસ આપતાં, ગુજરાતી ચિત્રકલાનો એક સ્વતંત્ર સંપ્રદાય તરીકે તેમણે પરિચય કરાવ્યો છે.

ઇલૂરાનાં ગુજરાતી શૈલીનાં ભિત્તિચિત્રો: ૯ મું સૈકું

આ અરસામાં એટલે સને ૧૯૨૬માં ડી.પી. ટોમસન નામના એક વિદેશી કલારસિકે 'રૂપમ્'ના એપ્રિલ ૧૯૨૬ના અંકમાં ઇલૂરાની ગુફાઓમાંનાં, અત્યારસુધી સુધી અજાણ્યાં રહેલાં, એનાં ભિત્તિચિત્રોના અસ્તિત્વની હકીકત જાહેર કરી. 'Preliminary Notes on Some Early Hindu Paintings,' Rupam (No. 26).

આ ઇલૂરાનાં ભીંતચિત્રો હિંદી ચિત્રકલાના ઇતિહાસમાં ખૂબ મહત્ત્વનું સ્થાન ભોગવે છે: અજંતાનાં ભીંતપરનાં ચિત્રો અને શ્વેતામ્બરીય ગ્રંથોમાંનાં પોથીચિત્રો—એ બંને વચ્ચેની એ કીમતી સંયોગી કડી છે. ઇલૂરાનાં ચિત્રો ૯મી અને ૧૦મી સદીનાં હોવાનું અનુમાનાય છે. આ ચિત્રોમાં ગુજરાતી ચિત્રોની મુખાકૃતિઓની વિશિષ્ટતા—કાન સુધી પહોંચતી આંખો, અણિયાળાં નાક અને આગળ પડતો ઝાનીનો ભાગ—એ અંશો અવિકારે જોઈ શકાય છે. તે ઉપરથી ગુજરાતી જૈન પુસ્તકચિત્રોનાં પુરોગામી એ ભિત્તિચિત્રો છે એમ માનવામાં બાધ નથી.

અજૈન વિષયની સચિત્ર પોથીની શોધ

ઇલૂરાનાં ચિત્રોની પ્રસિદ્ધિ થયાના ત્રણ વર્ષમાં જ ગુજરાતી કલાનું એક જ વિશેષ પ્રમાણ પ્રાપ્ત થયું. શ્વેતામ્બર જૈન ચિત્રો સાથે નિકટ સંબંધવાળાં 'બાલગોપાલસ્તુતિ' નામે વૈષ્ણવીય ગ્રંથનાં ત્રીસ લઘુચિત્રો અર્ધેન્દુકુમાર ગાંગુલીના હાથમાં આવ્યાં. એને મળતાં એ જ ગ્રંથનાં બીજાં ચિત્રો અમેરિકન કલારસિક પ્રો. નોર્મન બ્રાઉનને મળી આવતાં, તેમણે તેને



અમરેલી તાલુકે પાડરશીંગા ગામના નીલકંઠેશ્વર મહાદેવમાંનું ભિત્તિચિત્ર : સમુદ્રમંથન (૧૮મો સૈકો)

ગુજરાતી સંપ્રદાયના મૂલ્યવાન સાધન તરીકે ઓળખાવ્યા અને ૧૯૩૦માં એ સંબંધી બંનેના લેખો પ્રકટ થયા.

'બાલગોપાલ સ્તુતિ'ના સુંદર ગુજરાતી ચિત્રો

તે પછી ત્રણ વર્ષે એટલે સને ૧૯૩૩માં વડોદરામાં મળેલી ઑલ ઇંડિયા ઓરીએન્ટલ કૉન્ફરન્સ વખતે પ્રસ્તુત 'બાલગોપાલસ્તુતિ'ના ૬૦ ચિત્રોવાળી એક વણજોગે સંપૂર્ણ એવી બે પોથી મારા જોવામાં આવી. એમાંના ગુજરાતી શૈલીના ચિત્રો શ્રી ગાંગુલીએ પ્રકટ કરેલાં ચિત્રો કરતાં લગભગ એક સૈકા જેટલાં પ્રાચીન છે એમ જાહેર કરવાનો સુયોગ મને મળ્યો હતો. એ વૈષ્ણવીય ચિત્રોની પોથી અમદાવાદની ગુજરીમાંથી બાબુ ભોગીલાલ સાંડેસરાએ પ્રાપ્ત કરી હતી. હાલમાં તે વડોદરાની આર્ટ ગૅલેરીમાં છે.

દુર્ગા સપ્તશતીના ગુજરાતી શૈલીના ચિત્રો

૧૯૩૮માં વૈષ્ણવીય ગ્રંથની એક બીજી ચિત્રમાળા મારા જોવામાં આવી, અને સાથે સાથે એક બીજા જ વિષયના ગુજરાતી ચિત્રોની શોધ થઈ. શાક્ત સંપ્રદાયના 'સપ્તશતી' (ચંડીપાઠ) ગ્રંથના ગુજરાતી ઢબના સાત ચિત્રો મળી આવ્યાં. આથી ગુજરાત સંપ્રદાયના આદ્ય સાધનોમાં મહત્ત્વનો ઉમેરો થયો. એ ચિત્રો ઘસાઈ ગયેલાં છે, છતાં એનું ઐતિહાસિક મૂલ્ય ઓછું નથી. એ ચિત્રો પણ વડોદરાની આર્ટ ગૅલેરીમાં છે.

આમ જૈન ધાર્મિક ગ્રંથોના ચિત્રો ઉપરાંત બ્રાહ્મણીય વિષયોનાં ચિત્રો પ્રાપ્ત થવાથી ગુજરાત સંપ્રદાયની ચિત્રકલાનું વ્યાપક સ્વરૂપ ધ્યાનમાં આવી શકે છે અને એક ઐહિક જીવનને લગતા 'વસંતવિલાસ' જેવા બીજા સચિત્ર ગ્રંથની શોધ થવાથી ગુજરાતી ચિત્રોના વિષયોની વિવિધતા સ્થાપી શકાય છે.

'રતિરહસ્ય'ની પોથીમાં કામદેવનું ચિત્ર

બારમા શતકમાં રચાયેલા રતિરહસ્યની પંદરમા સોળમા સૈકાની બે સચિત્ર આવૃત્તિનાં બે છૂટક પાનાં મળી આવ્યાં છે. એમાંનું મકરધ્વજનું ચિત્ર પ્રાચીન ગુજરાતી સંપ્રદાયનું છે અને તે બહુ સુંદર છે. આને તે અસલ રંગમાં તથા કદમાં અહીં રજૂ કર્યું છે. બીજામાં 'કરીટકાક' ઘોડાને નારીકુંજરથી ચિતરી બનાવ્યો છે.

આ રીતે લગભગ પંદરમા શતક સુધીનાં વિશિષ્ટ ગુજરાતી શૈલીનાં શુદ્ધ હિંદી સ્વરૂપનાં ચિત્રોની શોધની ઊડતી નોંધ પૂરી થાય છે.

### મોગલ દરબારમાં ગુજરાતી ચિત્રકારો

મોગલ શહેનશાહોના દરબારી ચિત્રકારોમાં સાતેક ગુજરાતી ચિત્રકારો હતા: માધવ, કેશવ, ભીમ, પુંજીયા, શંકર વગેરેએ મહાભારતના ફારસી અનુવાદ—'રજમનામા'—ને સચિત્ર કરવામાં ફાળો આપ્યો છે; અને તેમનાં પોતાનાં નામ પાછળ 'ગુજરાતી' એવી સહીવાળાં ચિત્રો આજે પણ મોજૂદ છે.

### ગુજરાતમાં ઉછરેલી રાજપૂત કલા

પરંતુ તે ઉપરાંત દરબારની અસરથી અલગ રહીને પણ ગુજરાતી ચિત્રકારોએ પ્રાચીન ચિત્રપરંપરાની પ્રણાલિકા સાચવી રાખી છે. હિંદુ રાજાઓના દરબારમાં પ્રાચીન હિંદી કલાનું નવું સંસ્કરણ (કંઈક અંશે મોગલ કલમની અસરથી રંગાએલી પદ્ધતિવાળું) થવા પામ્યું અને તે 'રાજપૂત કલા'ને નામે ઓળખાવાય છે સત્તર અઢારે અને ઓગણીસમી સદીમાં ગુજરાતી ચિત્રકારોએ દોરેલાં તેમનાં ચિત્રોના નમૂના પણ ઓછા નથી.

### રાજપૂત-મરાઠી ચિત્રો

મરાઠી અમલની અસર રજપૂત કલમ પર થતાં એક નવો ફેરો ગુજરાતી ચિત્રકલાનો પડી ગયો... તે 'મધુમાલતી'ની વાર્તામાંથી તે કલમના ચિત્રો અહીં ઉતાર્યા છે. આમ આપણે જોઈ શકીએ છીએ કે દરબારના તેમજ આમ વર્ગના આશ્રિત તરીકે રહેવાથી ગુજરાતની ચિત્રકલાની પરંપરા લુપ્ત થઈ ગઈ નહોતી. તેના સમર્થનમાં છેક વિક્રમની વીસમી સદી સુધીનાં ચિત્રો અખંડિત અને અબાધિત પરંપરા સ્થાપના મળી આવ્યા કરે છે.

### ગુજરાતી કલા આમ વર્ગની કલા છે

ગુજરાતી કલા મુખ્યત્વે આમવર્ગની કલા છે. તેનાં પ્રેરણા, વિકાસ અને નિભાવ ગુજરાતના સાંસ્કારિક જીવન સાથે ઓતપ્રોત છે; અને તેથી, પૈસેટકે સુખી એવા મધ્યમવર્ગના આશ્રયથી એ કલા ફાલીફૂલી છે.

આમ આપણે જોયું કે લગભગ એક હજાર વર્ષ જેટલો ગુજરાતી ચિત્રકલાનો ઇતિહાસ જૂનો છે. તે કલાનો વિશેષ અભ્યાસ થતાં, નવાં નવાં સાધનો પ્રકાશમાં આવવા સંભવ છે.

### ગુજરાતી કલાની મીમાંસા

ગુજરાતી ચિત્રકલાનાં લક્ષણો, તેનું કલાતત્ત્વ, રંગપૂરણી, રેખાંકન, Perspective (દૃક્પ્રમાણ), ભાવનાશૈલી, પ્રાણીજગત વનસ્પતિજગત વગેરેનો અભ્યાસ, પહેરવેશ, આભૂષણ, કુદરતનું ચિત્રણ, ભિત્તિચિત્રો ઉપરથી ગ્રંથચિત્રોનો જન્મ કેવી રીતે થયો વગેરેસંબંધી ઘણુંઘણું કહેવાની જરૂર છે; પરંતુ અત્યારે તો માત્ર કેવળ ચિત્રપરંપરાની ઐતિહાસિક નોંધ જ પૂરતી માની છે.

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

(અમદાવાદ સાહિત્ય સંમેલનમાં વંચાએલો નિબંધ લેખક તથા સંમેલન-મંત્રીઓના સૌજન્યથી)

## લવીંગિયાની લૂમ



ગૃહસ્થ: છોકરા, બહાર જવાનો બીજો કોઈ રસ્તો છે ખરો ?
છોકરો: હા જી, હું હમણાં જ પેલે ઠેકાણેથી આવ્યો છું (પ્રજા)

નવો-નોકર: શેઠ, કાલથી મને છૂટો કરો !

શેઠ: કેમ ?

નોકર: હું જોઉં છું કે તમને મારામાં વિશ્વાસ નથી

શેઠ: એમ કેમ ? મેં તો બધા પેટીપટારાની ચાવીઓ તને સોંપી છે.

નોકર: એ ખરું સાહેબ, પણ એમાંની એકે કૂંચી ક્યાંયે લાગુ પડતી નથી !

છગન: પેલો ગોરધન વિશ્વાસ મૂકવા જેવો ખરો?

મગન: હા, હા, કેમ? હું તો મારી જિંદગી પણ એના હાથમાં મૂકતાં ન અચકાઉં.

છગન: એ તો ઠીક. હું તો તને કાંઈ કીમતી ચીજ એના હાથમાં સોંપવી કે નહિ એ પૂછું છું.

શિક્ષક: હિંદમાં થતાં છ જનાવરોનાં નામ દે

વિનુ: પાંચ સિંહ ને એક વાઘ, સાહેબ !



સોળ વિદ્યાદેવીઓનાં વિરલ ચિત્રોવાળી છાણીના જ્ઞાનભંડારમાંની પ્રતોનાં બે પાનાં (સારાભાઈ નવાબના સૌજન્યથી)



વડોદરાના શ્રી આત્મારામ જ્ઞાનભંડારમાંની કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતનુ એક પાનું (સારાભાઈ નવાબના સૌજન્યથી)



રાજસ્થાની હિંદીમાં રચેલું ધ્રુવાખ્યાન (૧) નારદજી રાજા પાસ આયા (૨) શ્રી ધ્રુવજી રથમેં ગયા (૩) રાજા અરુ મંત્રી

## પ્રાચીન ગુજરાતી ચિત્રકળાના ત્રણ તબક્કા

(૧) ઉપર: સં. ૧૨૧૮ની સાલની તાડપત્રનાં પાનાં પરની (૨) વચ્ચે: શોભન અને સમૃદ્ધિની ઊંચી

પાકો કરી લેતા. દેશસેવાની તકો હાથ કરવા તેમણે પૂનાની સાર્વજનિક સંસ્થાઓ જોઈ, 'હિંદ સેવકસમાજ' અવલોકી. પણ અનુભવીઓની સલાહ મળી કે પરોપજીવી સંસ્થાઓમાં રહી ધંધાદારી રાજદ્વારી બનવા કરતાં સ્વાવલંબી લોકસેવક બનવું. આથી ડૉક્ટર, રસાયણી કે શિક્ષક બનવાની અભિલાષાવાળા યુવાને વકીલાત આદરી.

પરંતુ દાદાસાહેબે વકીલાતમાં કદી પર્યાપ્તિ માની નથી. વકીલાત સેવા અર્થે છે એ વિચાર તેઓ હમેશાં આગળ રાખતા. અનેક પ્રસંગોએ તેમનો આ આદર્શ તેઓ પ્રત્યક્ષ કરી ચૂક્યા છે. ઓછા ખર્ચથી નિભાવવું એ તેમનું એક વ્રત છે. તેથી જ મુંબાઈમાં ધંધો ન કરતાં અમદાવાદમાં ઘર આગળ જ તેમણે કારકિર્દી શરૂ કરી અને થોડા જ વખતમાં તેમની પ્રતિષ્ઠા જામી પડી. જૂના અને જાણીતા મોટા વકીલો ને બૅરિસ્ટરોની હરોળમાં પણ તેમણે નવી ભાત પાડી બતાવી. એ પ્રતિષ્ઠા તેમનાં ચારિત્ર્ય અને ગંભીર અભ્યાસ તથા સેવાભાવને આભારી છે. તેમના પહેલાંના સાથીદારોએ પણ તેમની એ લાયકી સ્વીકારી છે.

તેમણે ખરેખરી વકીલાત તો ઇ.૧૯૧૩માં સનદ મળી ત્યારથી જ શરૂ કરી. એકવાર કેવળ મિત્રોના આગ્રહથી અનિચ્છાએ સરકારી ડેપ્યુટી કલેક્ટરની નોકરી માટે અરજી કરેલી. કમિશ્નરે તેમના માટે ભલામણ પણ કરેલી, પરંતુ બીજા હરીફ માટે સર પટ્ટણીની વગ લાગતાં એ વાત રહી ગઈ. આથી તેમને તો આનંદ જ થયો કે સ્વતંત્રતા અને આદર્શ સચવાયાં.

વકીલાત જેવા ધંધામાં રહીને પણ જીવનના આદર્શો અનુસાર સેવા કરવાનું ક્ષેત્ર તેમને સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ પાસેથી મળી ગયું. એમના કેળવણીમંડળના તે સેક્રેટરી બન્યા. ગુજરાતના એ મહાભાગ પુરુષના નિકટ સહવાસનાં મીઠાં સ્મરણો અને જીવનતત્ત્વો એમણે હજુ સાચવી રાખ્યાં છે.

ત્યાર પછી તો દાદાસાહેબની સેવાઓ એક પછી એક જે મહત્ત્વની સંસ્થાઓ સ્થપાતી ગઈ તેમાં નોંધાતી જ આવી છે. ૧૯૧૫માં ગુજરાત રાજકીય પ્રાંતિક પરિષદના પત્રવ્યવહારના તે મંત્રી હતા, અને પાછળથી વૉલંટિયરોએ તેમને લેફ્ટેનંટ બનાવ્યા હતા. એ સિવાય દરેક કામનો ભાર એમના ઉપર પડતો. અને એ બધું નામનાની ઇચ્છા કર્યા વગર તે માત્ર રાજીખુશીથી ઉપાડતા.

એમના કાર્યથી મુગ્ધ બનેલા કાર્યકરોએ તેમને ૧૯૧૬માં ગુજરાત સભાના સહમંત્રી નીમ્યા. ૧૯૧૭માં પૂ. ગાંધીજીની સરદારી હેઠળ મૉન્ટેગ્યુ સાહેબને અરજી કરવાનું તથા ખેડા જિલ્લામાં પાક ઓછો ઊતર્યો તે ગાળાની લડતનું કામ તેમાં તેમ જ ગુજરાતસભા મારફતે એ વર્ષે બીજાં જે ઘણાં કામો થયાં તે બધાંમાં તેમનો ફાળો ગંભીર હતો. ૧૯૧૯ના રૉલેટ સત્યાગ્રહમાં તે ભાગ લેવા તૈયાર ન હતા, પણ ૧૯૧૮નું ઇન્ફ્લુએન્ઝાનું કામ અને ૧૯૧૯ની દુષ્કાળનિવારણ સમિતિનું કામ એમના એકલાના જ હસ્તક ૧૯૨૦ સુધી ચાલ્યું હતું.

૧૯૨૦માં એમનાં પ્રથમ પત્ની ગુજરી જતાં એ વિરસમનસ્ક બની ગયા હતા ને હવે સેવામાં જ જીવન ગાળવું એવો નિશ્ચય કરેલો. પરંતુ પુત્રસંતતિ ન હોવાથી તેમનાં માતુશ્રીનું દબાણ થયું. એ એક જ વ્યક્તિ આગળ તે પોતાનું શાણપણ છોડી દેતા. એટલે ૧૯૨૧માં ફરી વાર પરણ્યા. પણ વકીલાત પર બહુ ભાવ ન રહ્યો.

૧૯૨૧–૨૨માં વકીલાત બંધ રાખી પ્રાંતિક સમિતિનું કાર્ય તેમણે કર્યું અને પોતાની વ્યવસ્થાશક્તિનો પરિચય આપ્યો. મ્યુનિસિપાલિટીમાં પહેલવહેલા ૧૯૧૯માં દાખલ થઈ, કેળવણીવિષયક અસહકારમાં ભાગ લીધેલો. ૧૯૨૧ની ૨૬મી રાષ્ટ્રીય સભાના સામાન્ય મંત્રી તરીકે તેમણે અતુલ ભાર ઉપાડ્યો હતો. એ વખતે જાતજાતના વિરોધો અને ઉશ્કેરાએલા વાતાવરણ વચ્ચે પણ તેમણે હિસાબી ચોખ્ખાઈ અને ક્રમ નિયમન સાચવીને પોતાની સિપાહીગીરી અને શિસ્તનો અચ્છો દાખલો પૂરો પાડ્યો હતો. તેમના સહમંત્રી શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક મતભેદને કારણે ખસી જતાં તેમના પર બેવડો બોજો આવ્યો, છતાં મે એ સભાની કાર્યવાહી જરા પણ વિચ્છિન્ન બની નહોતી. પહેલાંના કોઈપણ પ્રસંગે અશક્ય લાગેલી એવી હિસાબી વ્યવસ્થા બતાવી ને કૉંગ્રેસ પૂરી થતાં બીજે જ દિવસે પૂરો હિસાબ બહાર પાડી બતાવ્યો.

૧૯૨૩માં પાછી વકીલાત ઉપાડી. ૧૯૨૪માં મ્યુનિસિપાલિટીમાં ચૂંટાયા અને આરોગ્યસમિતિમાં નેતા તરીકે કાર્ય કર્યું. ચોકખાઈ માટેની તેમની ચીવટ તો જેઓ સાથે રહ્યા હોય તેઓ જ સમજી શકે. પણ મ્યુનિસિપલ વહીવટમાં એમણે તે સાર્વજનિક કરવાનો આજ સુધી રાખેલો આગ્રહ વ્યક્તિગત નિશ્ચયોનું જ ફળ છે.

ઇ.૧૯૨૭માં રેલસંકટનિવારણનું કામ તેમના પર

પડયુ અને તે ઘણો વખત ચાલ્યુ. ૧૯૨૯મા મ્યુનિસિપાલિટીમાથી રાજીનામુ આપી તે યુરોપના પ્રવાસે ગયા ઘણાને લાગતુ હતુ કે દાદાસાહેબ બૅરિસ્ટર થઇને આવશે, પણ ખરી રીતે તો તેઓ આત્મવિકાસ અર્થે અને જગતની અદ્યતન સ્થિતિના પૂર્ણ રૂપો અને જાતજાતના પ્રજાજીવન નિરખવા ગયા હતા, એ તેમની સાથે પાછળથી વાતો કરનારાને સ્પષ્ટ થયુ છે તેમના કહેવા મુજબ એવા પ્રવાસથી આપણી કૂપમંડૂક વૃત્તિ ખરેખર દૂર થાય છે કેળવણી, આરોગ્ય અને વ્યવહારમા સમગ્ર પૃથ્વી ઉપર અસર પાડનારી પ્રજાઓના દૃષ્ટાંત કાર્ય કરનારે હિંદી જનતા આગળ રજૂ કરવા જોઇએ એ વિચાર યુરોપ જઇ આવ્યા પછી મક્કમ થયો

ઇ ૧૯૨૯મા સાઇમન કમિશનના બહિષ્કાર માટે ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ હડતાલ પાડી ત્યારે દાદાસાહેબે તેની સરદારી લઇ, મક્કમતાપૂર્વક સંદેશાઓ ચલાવી, માનભર્યું પરિણામ ઉતાર્યું હતુ ને વિદ્યાર્થીઓને યશ અપાવ્યો હતો.

અને ૧૯૩૦નું આંદોલન તો કોણ ભૂલી શકે? વકીલાત ધૂમ ચાલતી હતી, છતા રાણપુર તપાસસમિતિના ચેરમૅન તરીકે હસતે મોએ દાદાને જેલમા ઊભેલા જેનારાઓ તેમની સમયતત્પરતાની કદર કરી શકયા તે પોતે તો આત્મિક ઉન્નતિ માટે અનાયાસે મળેલી તક તરીકે એ પ્રસગને સભારે છે જેલમાથી તે પોતાના જીવન માટે વધુ કડક શિસ્ત અને સમયગણત્રી લઇ આવ્યા હોય એમ લાગે છે, પણ તેમણે મિત્રો કે સ્નેહીઓ અથવા આપદ્મા સપડાએલાઓ માટે યોગ્ય સહાય કે સલાહ આપવામા જરાયે ઢીલ બતાવી નથી માત્ર ટાળટપ્પા કે ખુશામતી વાતો તેમને પસદ નથી.

મહાસભા સાથે સમાધાન પડી ભાગ્યા પછીથી તેની સાથે સંબંધ ધરાવતી દરેક સસ્થા ગેરકાયદેસર ઠરી હતી, અને અનેક બાબતોમા ગુપ્તતા રાખવાની કસોટી હતી. એ વખતે દાદાસાહેબને અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદેથી ઘણા વિકટ અને ચતુરાઇ તેમજ બુદ્ધિની વિચક્ષણતાની કસોટી આપવાના પ્રસગો આવેલા તેમા ખાસ કરીને કેટલાક ફંડોની બાબતમા જિલ્લા કમિશનર તરફથી જે મનાઇ થએલી તેના જવાબ આપતા દાદાસાહેબે જે મક્કમતા બતાવેલી તેના ઇનામ તરીકે વિના કાનૂને તેમને રિગિરિનો એકાન્તવાસ લગભગ સોળ માસ સુધી ભોગવવો પડેલો આર્થિક ભોગ અને સ્વજનો તેમજ સ્વકાર્યોનો વિયોગ પણ એ દરમિયાન એમને સાલ્યા જ હશે, તથાપિ પોતાના કર્તવ્યને યથાર્થ અદા કર્યાનું ગૌરવ તેમના સસ્મિત વદનમા એ વાત કરતા ઝળકયા વિના નથી રહેતુ

મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે હતા ત્યારે તેમને ઘણા મહત્ત્વના સ્થળો અને પ્રસગોમા સરકારી અમલદારો સાથે હાજરી આપવી પડતી અને એ વેળા થએલી વાતચિતો અને હેવાલ તે રાજ ને રોજ મ્યુનિસિપલ ઑફિસના કારકૂન પાસે ઉતરાવી લેતા એની મોટી ફાઇલોની ફાઇલો આજે ઉપયોગી વાચન જેવી થઇ પડી છે.

તેઓ કદી પણ સરકારી માનપાનની લાલચમા અગર ડરામણીના પ્રસગોમા અસ્થિર કે ગ્લાનિવશ નથી બન્યા તેમના અભ્યાસ અને દેશભક્તિ એ પ્રસગોનુ મહત્ત્વ અને જોર જોઇ શકે છે, તેમજ આત્મભોગની બરાબર ગણત્રી કાઢી આપે છે કાર્યો પાર ઉતારવાની નીતિમા તે સરદાર શ્રી વલ્લભભાઇના પ્રશંસક છે શૌર્યમા તે ગનારી નહાનતના વીરોને દૃષ્ટિ સમીપ રાખે છે દાદાસાહેબને સાચી ખબરોની વાત કહેતા સાભળો કે જુઓ તો ઊંચામા ઊંચા અભિનયકારને ભૂલી જશો પોતાના નિરૂપણમા તે એવા તો તન્મય થઇ જાય કે જાણે કહેવાનો પણ તેમને સ્વાદ મળતો હશે યોગ્ય સમય અને શ્રોતા મળી જાય તો તેમની પાસે વાતો અને સ્મરણોના પાર નથી તેમની સ્મૃતિ અજબ છે તારીખ-વાર સાથે પ્રસગના પાત્રો અને તેમના શબ્દો પૂરી સગતિ જાળવી સંપૂર્ણ ભાષામા તેઓ કહી શકે છે આ શક્તિ વિકસાવવામા તેમની પોતાની જાગૃતિ અને ઉદ્યોગ પણ ફાળો આપી રહ્યા છે

દાદાસાહેબ નિત્યનોંધ લખ્યા સિવાય રહેતા નથી ઉપરાત કોર્ટો બંધ હોય ત્યારે ઘરખર્ચના હિસાબો પણ જાતે તપાસી લે છે આ ચોકસાઇ અને ચીવટ બહુ જ થોડી વ્યક્તિઓમા હશે વિનોદ તેમને બહુ પ્રિય છે, અને તે તો હવે તેમના જાહેર ભાષણોથી દુનિયા પણ જાણતી થઇ છે.

અમદાવાદમા હોય ત્યારે સવારમા નિયમસર ફરવા નીકળતી વખતે જેતપોશાકમા જ હોય! આથી પોશાકના ધમકીઓનું માન ઘવાતુ હશે, પણ દાદા સાહેબ સાથે ચર્ચા કરવાની હિંમત કરનારૂં કોઈ ની-

કર્યું નથી. એ પ્રભાતફેરી વખતે ઘણા મિત્રોને નજર મેળાપ આપવાની એમણે સુંદર પ્રથા રાખી છે. ભલે એકાદ મિનિટ, પણ મિત્રના ઘર આગળ ઊભા રહી, ખબરો પૂછી, આગળ ચાલી નીકળે. આથી દાદાસાહેબના પરિચયવાળા અદના માણસને પણ એમ ન લાગે કે તેઓ તેને વીસરી ગયા હશે.

મ્યુનિસિપાલિટી કે વકીલાતે તેમનામાંથી કળા અને સાહિત્યનો પ્રેમ જરાયે ઓછો થવા દીધો નથી, એટલું જ નહિ પણ તે સાહિત્યકળાના દરેક પ્રસંગોમાં જાતે હાજરી આપવાનું યે ચૂકતા નથી; અને પ્રસંગોપાત અગ્ર ભાગ પણ લેવાના જ. કેળવણી બાબત તો તેમને રાતદિવસ વિચારો કરતા અંગત મિત્રોએ જોયા છે. સરકારી અંકુશ વગરની એક કૉલેજ અમદાવાદમાં હોવી જોઇએ એ તેમનો ખ્યાલ હડતાલના દિવસોથી હતો અને પોતે રત્નાગિરિમાં પુરાયા હતા ત્યારે પત્રો દ્વારા મિત્રોને તે બાબત યાદ દેવડાવી, પૂનાની ઢબે મેમ્બરશિપથી સંસ્થા શરૂ કરી, જનતાનો આગળ પડતો હિસ્સો લઇને પછીથી શ્રીમંતોને ખેંચવાની યોજના તેમણે જણાવી હતી. તે ઉપરથી ૧૦૦ રૂપિયાના મેમ્બરો કરી અમદાવાદ એજ્યુકેશન સોસાએટી સ્થપાઇ અને છેવટે શેઠ કસ્તુરભાઇ તથા તેમના કુટુંબ પાસેથી સારી સખાવત મેળવવામાં અગ્ર ભાગ લઇ દાદાસાહેબે એ ખ્યાલ મૂર્ત કર્યો છે.

તેમના જીવનની આ તો માર્ગદર્શક પંક્તિઓ માત્ર લખાઇ છે. સેવા અને ઉદ્યોગથી ભરચક જીવનમાં તેમણે જે અનેક અનુભવો અને કીમતી જીવનમંત્રો પ્રાપ્ત કર્યાં છે, તે તો તેઓ પોતે જ કોઇ શાંતિની પળે કહી શકે. તે જન્મે મહારાષ્ટ્રીય કહેવાય છતાં સાચા ગુજરાતી તરીકે અમદાવાદમાં રહ્યા છે, અને ગુજરાતનાં ગૌરવ તથા અસ્મિતાની મૂર્તિ રૂપે ઇલાકાના મોવડી બન્યા છે. તેમની રાષ્ટ્રના મોવડી થવાની લાયકાતની એ આગાહી હોય એવું ઇચ્છીએ.

રવિશંકર રાવળ

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'દીનનો દિલાસો', ચતુરભાઈ પટેલ (મુંબાઇ); બીજું ઇનામ: 'નેટ ભેદ આકાશે જા!', બાબુ જેરામ આસર (કોચીન); ત્રીજું ઇનામ: 'છાણાંવાળી', એમ. એસ. પથરાવાળા (અમદાવાદ) નોંધપાત્ર (ગુણ પ્રમાણે): (૧) 'બિરતી', પ્રાણલાલ પટેલ (અમદાવાદ); (૨) 'પથિક', એસ. એન કાદરી (અમદાવાદ); (૩) 'હાલ સરોવર', મહેન્દ્ર પટેલ (વડોદરા); (૪) 'સાયંકાળનાં વાદળ', મણિલાલ અંકલેસરિયા (અંકલેશ્વર); (૫) 'ઘુમટ', ઉત્તમલાલ ઝવેરી (માંડલે).

'દીનનો દિલાસો' ફોટો ચિત્રમાં ગામડાનો કોઈ માનવી રોજિંદા કામમાંથી પરવારી, આરામ વેળાએ થાક ઉતારવાના આશયથી હુક્કો પીતો નજરે પડે છે. બેસવાની ઢબ અને ચહેરા પરના ભાવ બહુ જ કુદરતી છે, એથી ચિત્રના ગુણ વધે છે. ટેકનિક સારી છે. ફૉકસિંગ વધારે તીક્ષ્ણ હોવું જોઇએ.

ભાઇ આસરે સાયંકાળે આકાશમાં તરતા વાદળાં અને તેથી બનતા વાતાવરણનો ઉપયોગ કરી, સાધારણ વિષયમાંથી સુંદર ચિત્ર ઉપજાવ્યું છે. મુખ્ય વિષયને લંબચોરસમાં ત્રાંસું ગોઠવવાથી કેટલીક વાર ચિત્રમાં નવીનતા સાથે આકર્ષણ વધે છે. આ માટે ચોપાસથી કાપકૂપ કરવી જોઇએ છે. ભાઇ આસરનું ચિત્ર અમે કાપીને છાપ્યું છે.

'છાણાંવાળી'માં ભાઇ પથરાવાળાએ હરહંમેશાં દરેકને નજરે પડતી ક્રિયાને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. પાત્રમાં કોઈ વિષયને અનુરૂપ ગભરાવ. સંયોજન સારું છે.

બ્રિટનમાં એક વર્ષમાં ૨૫,૦૦,૦૦,૦૦૦ ફોટોગ્રાફ્સ પડાય છે અને આ વર્ષે ઑગસ્ટના એક અઠવાડિયામાં ૪૫,૦૦,૦૦,૦૦૦ ફોટો નેગેટિવો એક્સપોઝ થઇ છે એમ કહેવાય છે. એ નેગેટિવના છેડે બીજી અને બીજીના છેડે ત્રીજી એમ એક પછી એક નેગેટિવ જોડીએ, તો તેવી ગાળા પૃથ્વીના વિષુવવૃત્ત (Equator)ની આજુબાજુ વીંટળાઇ રહે તેટલી નેગેટિવો એક વર્ષમાં બ્રિટનમાં વપરાયાની ગણતરી નીકળી છે.

મુંબાઇમાં વસતા ફોટોગ્રાફીના કેટલાક રસિકોએ સારા હિંદુસ્તાનમાં આ કલા માટે જનતાનો પ્રેમ વધારવાના અને તેમાં એકબીજાને મદદ કરી, વ્યક્તિગત પ્રગતિ કરાવવાના શુભ આશયથી 'ધી ફોટોગ્રાફિક સોસાએટી ઑફ ઇન્ડીઆ' નામના મંડળની તા. ૨૯–૮–૧૯૩૭ના રોજ સ્થાપના કરી છે. મુંબાઈની સ્કૂલ ઑફ આર્ટના ડાયરેક્ટર શ્રી સી આર. જીરાર્ડને પ્રમુખ તરીકે ચૂંટેલા છે. શ્રી એમ. દેસાઇ અને શ્રી ઓ. રહિમતુલ્લા તેના માનદ મંત્રીઓ છે. સામાન્ય સભ્યનું વાર્ષિક લવાજમ રૂા. ૧૨ અને દાખલ ફી રૂા. ૫ છે. વધુ માહિતી માટે શ્રી એમ. દેસાઈ પોસ્ટ બૉક્સ નં. ૫૫૨૨ મુંબાઇ, એ સરનામે પત્રવ્યવહાર કરવો.

ભગવતી ભટ્ટ



હવે જયાથી ન રહેવાયું 'મા' કહી તે માને ગળે વળગી પડી.

# સાવકી મા

જેમ જેમ આગગાડી શહેરની વધારે નજીક આવતી જતી હતી તેમ તેમ જયાની આંખમાંથી વધારે ને વધારે આંસુ વહી જતાં હતાં. થર્ડ ક્લાસનો એ ડબ્બો બૈરાંઓથી ભરેલો હતો બધી જ સ્ત્રીઓ જયા અને ઇન્દુની દયા ખાતી હતી પણ ઇન્દુ તો ક્યારનો યે પુરીબાઇના ખોળામાં માથું મૂકી ઊંઘી ગયો હતો. પુરીબાઇએ પોતાની વાત ડબ્બામાં બેઠેલી બધી સ્ત્રીઓને બેત્રણ વાર કહી હતી, અને જેટલે સ્ટેશને નવા ઉતારૂઓ આવે તેટલી વાર એની એ વાત ફરી મંડાતી.

પુરીબાઇની શેઠાણી ભરજુવાન અવસ્થામાં મરી ગઇ હતી,—જયા અને ઇન્દુને નાનકડાં મૂકીને. એ વાતને તો અઢી વરસ થયાં; કેમકે ઇન્દુના જન્મ પછી તરત શેઠાણી મરી ગએલાં, ને ઇન્દુ આજે અઢીનો થયો. શેઠાણીના જીવતાં પણ છોકરાં પુરી પાસ જ વધારે રહેતાં પછી તો જાણે એણે પેટનાં છોકરાં માફક જ ગણ્યાં. હવે પુરીબાઇના શેઠ નવી લાવ્યા હતા. 'બિચ્ચારાં છોકરાંઓ' સગી માનો સામો બોલ મરખો નથી સાંભળ્યો તે હવે સાવકી માના ત્રાસ કેમ ખાશે?' આંખમાં એક્કે આંસુ હતું નહિ, છતાં પુરીબાઇએ પાલવથી આંખો લૂછી જયાની આંખો વળી આંસુથી ઊભરાઈ ગઈ.

શેઠ પરણીને આવે એટલા દિવસ પુરીબાઇ છોકરાંઓને પોતાને ઘેર ગામડે લઈ ગઈ હતી. ઊતરવાનું પાસે આવ્યું એટલે જયાએ રૂમાલ કાઢી મોઢું લૂછી લીધું. ઇન્દુ તો હજી ઊંઘતો હતો સ્ટેશન આવ્યું. જયાએ બારીમાંથી પોતાના બાપુને જોયા. હાશ' બાપુ એકલા જ હતા પુરીબાઇ કહેતી'તી કે નવી મા કદાચ સાથે સ્ટેશન ઉપર પણ આવે પણ બાપુ એકલા જ હતા ને પહેલા જેવા જ દેખાતા હતા બાપુએ ઊંઘતા ઇન્દુને ઊંચકી લીધો અને જયાનો હાથ ઝાલી પૂછ્યું. 'કેમ' ગામડાની ધૂળ ખાઇ આવ્યાં કે?' આ શું? પુરીબાઇ તો કહેતી હતી કે નવી મા બાપુને પણ એવા વશ કરી લેશે કે બાપુ પણ સાવ જુદા જ થઇ જશે!

જેમ જેમ ગાડી ઘરની પાસે આવતી ગઇ તેમ તેમ જયાનું હૃદય ધડકવા લાગ્યું કદા . ચ નવી મા સારી પણ હોય . પણ ના, એવું તે બને? પુરીબાઇએ ઓરમાન માની કેટલી બધી વાતો કહી હતી! અને બાની જગ્યા કોણ પૂરી શકે' જયાને બા સાંભરી. તેણે બાપુનો હાથ છોડી દઇ જોરથી રડવા માંડ્યું ઇન્દુ પણ રડતો હતો, પણ એ તો ઊંઘમાંથી જાગ્યો, અને ભૂખ્યો હતો એટલે.

સાગી બેઠક ઉપર બેઠેલી પુરીબાઇએ ફરીથી આંસુ વગ-રની આંખો લૂછી, અને જાણે ઘણીએક શ્રદ્ધા હોય તેમ આકાશ તરફ જોઇ તે બોલી, 'હે ભગવાન!'

ઘર આવ્યું. ઇન્દુ હજી રડતો હતો. પણ ઓટલા ઉપર ઊભેલી સ્ત્રીને જોઇ જયાની આંખોનાં આંસુ તો સુકાઇ ગયાં. આ નવી મા? પણ આ તો કેવી રૂપાળી! ઓરમાન મા તો કદરૂપી ન હોય? કદાચ આ બીજું કોઇ હશે! બાપુએ રડતો ઇન્દુ એ સ્ત્રીના હાથમાં મૂક્યો. સ્ત્રી હસતી હતી; ફક્ત એનું મોઢું જ નહિ પણ આખું શરીર જાણે હસતું હતુ, અને એની આંખોમાં નાના છોકરાં જેવું તોફાન ચમકતું હતું. બાપુ કાઇ પણ બોલે તે પહેલાં જ તે બોલી, 'ઓહો! હું તો એકદમ બે છોકરાંની મા થઇ ગઇ!'

'એ કેટલી સુંદર છે!' ન છૂટકે જયા મનમાં બોલી. ને ઇન્દુ પણ હવે રડતો ન હતો; પણ અંદર જઇને ઇન્દુએ નવી મા પાસે ખૂટ કઢાવ્યા એ તો જયાને પણ ન ગમ્યું.

પુરીબાઇ જયાને ઝટઝટ અંદર લઇ ગઇ. નોકરોની ઓરડીમાં જઈ તેણે જયાને છાતી સરખી ચાંપી કહ્યું, 'દીકરી જયા, હવે તો આપણે સૌ ચાકર! એ જ શેઠાણી! બાપ! મારા ઇન્દુને ભુરકી નાખ્યો!' જયાને કાંઇ સમજણ ન પડી. પુરીબાઇ તો ચાકર જ હતી ને? અને ભુરકી એટલે શુ?

જયા પાછી પેલા ઓરડામાં આવી. નવી મા ઇન્દુને પૂછતી હતી, 'દૂધ પીવું છે ને?' એકદમ પુરીબાઇ બોલી ઊઠી, 'મારા સિવાય કોઇની પાસે ઇન્દુડો દૂધ પીતો જ નથી—એની મા ગઇ ત્યારથી.' હસીને નવી શેઠાણી બોલી, 'પણ હું એની મા જ છું ને?' જયાને લાગ્યું કે સાવકી મા પુરીબાઇ સાથે લડશે, તેથી તે બોલી ઊઠી, 'તમે તો ઓરમાન મા છો. અમારી બા તો મરી ગઇ છે.'

વિજયભરી આંખે પુરીએ શેઠાણી તરફ જોયું. શેઠાણી જયા પાસે આવી મીઠે અવાજે બોલ્યાં, 'જયા, હૂં ઓરમાન છું કે નહિ તેની પરીક્ષા તો તું લઇશ ને? અત્યારથી શું?'

નવી માએ દૂધનો પ્યાલો ઇન્દુને આપ્યો, ઇન્દુ નિરાંતે દૂધ પીવા લાગ્યો. જયાને લાગ્યું કે ઇન્દુ કેટલો બેવફા!

રાત્રે જમી પરવારી બધાં બેઠાં હતાં. બાપુ રોજ માફક કાંઇ લખતા હતા. પણ નવી મા બાપુ પાસે જઇ, તેમની ખુરશી પકડી બોલી, 'આજે તો તમે અમારી સાથે રમવા આવો. કાલે રવિવાર છે, પછી શું?' જયા તો હબકી જ ગઇ! બાપુ કામ કરતા હોય ત્યારે ટેબલ પાસે જવાય? પણ બાપુ જરાયે ન ચીડાયા. હસતા હસતા છોકરાંઓ સાથે રમવા આવ્યા. નવી માએ ખૂબ રમકડાં મગાવી રાખ્યાં હતાં. ઇન્દુ તો ત્યાં જ સૂઇ ગયો. મા તેને ઊંચકીને સુવાડી આવી. નવ વાગ્યા ને જયા પણ બગાસાં ખાવા લાગી.

'જયા, ઊંઘ આવતી હોય તો પુરીબાઇને બોલાવ'; બાપુ બોલ્યા. પણ મા કહે, 'પુરીબાઇનું શું કામ છે! ચાલ જયા, હું જ સુવાડી દઉં.' પલંગમાં સુવાડ્યા પછી મા બોલી, 'જયા, પ્રાર્થના કરવાની ટેવ છે? ઠીક, આજે તો મોડું થયું છે; પણ કાલે એક વાર્તા કહીશું.'

જયાને આ મીઠી મા ઉપર બહુ હેતનો ઉભરો આવ્યો, છતાં તેણે સખ્ત થઇ કહ્યું, 'મારે વાત નથી સાંભળવી. પુરીબાઇ કહે છે કે તમે તો અમને ભુરકી નાખવા માગો છો. તમે તો ઓરમાન મા છો ને!' જયાએ સમજણ પાડતાં કહ્યું. અંધારામાં જયાથી બરાબર દેખાયું નહિ, પણ તેને લાગ્યું કે માની આંખમાં આંસુ હતાં. ઘણા દિવસથી 'મા' માટે ભરી રાખેલો પ્રેમ જયાના હૃદયમાં ઊભરાઇ આવ્યો, ને આંસુ દ્વારા બહાર આવવા લાગ્યો. રડતાંરડતાં જયા ઊંઘી ગઇ.

સવારે મા હસતી હસતી જયાને ઉઠાડવા આવી. કેવું મીઠું એનું હાસ્ય! હવે જયાથી ન રહેવાયું. 'મા!' કહી તે માને ગળે વળગી પડી.

પણ કેવું વિચિત્ર! ખુશી થઇ હસવાને બદલે મા-એ રડવા માંડ્યું! વિનોદિની નીલકંઠ

❡ ઘણા તરુણોને ઝંપલાવ્યા પહેલાં તેમનામાં રહેલા પાણીની ખબર નથી હોતી; પણ તેથી યે ઘણાને તો પોતાનામાં રહેલી નાલાયકીની ખબર નથી હોતી.

❡ અનુકૂળ સંજોગોમાં જીવનો માણસ સુખી છે; પણ સંજોગોને અનુકૂળ બનાવી જીવતો માણસ એથી વધુ સુખી છે.

❡ શિખામણોને તમારું સુકાન બનાવો; પણ સુકાની તો તમે જ રહો.

# સામયિક ચિંતન : અર્ધમાનવો

(અનુસધાન પાછલા પૃ ૪૯૦ થી) જે જોઇએ તે એ મેળવી શકે છે, એટલે બધુ જાતે ઉત્પન્ન કરનાર સાચા જીવન-સ્વરૂપને જોઇને તે ડઘાઈ જાય છે

આના નગરજનની સાથે એકાદ ભીલનું જીવન સરખાવો ખરેખરી રીતે જગતમા જન્મતો દરેક બાળક ભીલ જેટલો જ જગલી છે તેને ભાષા, હુનર કે વિદ્યા જ્ઞાન કશુ જ હોતું નથી, એટલે જગતમા જન્મેલો પ્રત્યેક બાળક પ્રથમથી તો સરખી જ બુદ્ધિ લાવેલ હોય છે, પછી મળે છે માત્ર કેળવણી

પેલો ભીલબાળ (ભીલકુલ અસભ્ય) નાનપણથી જ જીવનસરક્ષણની ક્રિયા નિરખવા માડે છે તેનામા જરાક તાકાત આવે છે એટલે તે ઉપયોગી કામ કરવા લાગે છે એને તો છૂટકો જ થાય નહિ માબાપની સાથેસાથ તેને બધુ કરવુ પડે છે એને ચીજો દુકાન-માથી લાવવાની હોતી નથી જે કંઇ જોઇએ તેને માટે કઇક બુદ્ધિ અને બળ વાપરવા જ પડે છે એને અન્ન વેચાતુ લાવવાનુ હોતુ નથી, પણ ઉગાડવુ ને પકાવવુ પડે છે માસ કે મત્સ્ય શિકાર કરી મેળવવાના હોય છે ઘરવખરી બધી જાતે બનાવી લેવાની તો ખરી જ, પણ તેના ઓજારો અને હથિયારો પણ કરી લેવાના રહ્યા આથી એ જગલી છોકરાને જીવનક્રમ તરીકે,તેમ જ ભીડથી, કેટલીયે કરામતો અને કારીગરી જાણવા પડે છે તેના હાથમા ચાલાકી હોય છે, ખોદવુ, ગાવવુ, વણવુ, ઘડવુ કે લડવુ બધા કામોમા તે પાવરધો બને છે.

હવે જુઓ શહેરી બધુને તે જરાક સમજણો થયો કે પહેલી વાત એ શીખે છે કે પૈસો મેળવવો અને તે વડે દુકાનોમા જઇ, જોઇએ તે વેચાતુ લઇ આવવુ આથી મૂળ બીનાઓ તેના ખ્યાલમા જ નથી આવતી અનાજ દુકાનમા કયાથી આવ્યુ, કયા અને કેમ ઊગ્યુ તેનું જ્ઞાન તેને હોતુ નથી જગલવાસીને તે જાતે ઉપજાવવાનું હોય છે શહેરી બાળકને તેના મનને ન સમજાતી અનેક આર્થિક યોજનાઓ વડે તે મળી રહે છે

શહેરી કુમાર ભાતભાતના વાસણો, પદાર્થો અને ઘરવખરી 'વાપરવા' વિચારો કરે છે, પણ એ ચીજો કેમ બને છે તેના વિચારો તેને આવતા નથી નિશાળમા જઇને તે લખતા વાચતા શીખી,ઇતિહાસ અને ભૂગોળના જેવા તેવા ખોખા મગજમા ઠાસે છે અને ગણિતના અડપગા દાવ ભણે છે. બસ બહુ ભણવા લગભગ મોટો ભાગ આટલુ જ ભણે છે. કોઇકોઇ વાર તેમના હાથ-પગની તાલીમના નજીવા પ્રયોગો થયા હોય છે, પણ જે પ્રકારે સાચેસાચી શક્તિ અને તાકાત વનબાળક મેળવે છે તેની તોલે એનું મૂલ્ય કઇ જ નહિ

દુઃખ સાથે આપણે કબૂલ કરવુ પડશે કે દેશની સ્થાપિત કેળવણીના પરિણામે જીવનને મહત્ત્વ આપવાને બદલે આપણે તેને ઉલટી ગતિ આપી છે. શહેરની શાળામાથી છૂટેલા વિદ્યાર્થીને તેનું શિક્ષણ કોઇયોગ્ય કામે યોજવામા કે તે શોધી આપવામા મદદગાર બનતું નથી, ગમે તેમ કરી થોડો પગાર મેળવવા સિવાય કામનો હેતુ તેને હોતો નથી, તેમજ કોઇ કામ કરવાની તાલીમ કે શક્તિ તેના હાથ કે મગજમા હોતી નથી એકંદરે દરેક શહેરી આ જ જાતનો હોય છે ધધો જાણે નહિ, મગજમા વિદ્યાનો કચરો માત્ર ભરેલો,વાચે,પણ વાચન-નો પ્રેમ નહિ, કામધધો ન મળે તો જાતે કઇ ઉપજાવી શકે નહિ, અને ધધો ધબ્બો કે પોતાને મૂઓ સમજે.

અસભ્ય જગલી હાલતના ધોરણે કોઇપણ વન્ય-માનવને કદી એકાકી કે દુકાળ ભોગવવો પડતો નથી બેકાર માનવી તો સુધરેલા જમાનાનુ ફળ છે જગલી તો કુદરતની કરામતોના આધારે ટકી શકે છે અનુભવે નક્કી કરેલા કાનૂનો ઉપર તેઓ ટકાવ કરી રહ્યા છે એવી જાતિઓમા છોકરો મોટો થાય કે તુરત યોગ્ય વિધિ સાથે જીવનનો તેને અધિકાર આપવામા આવે છે અને તેથી તેને ભાન થાય છે કે હવેથી તે પોતાના સમાજમા એક જવાબદાર આસામી ગણાયો છે

સુધારો પામેલા માણસોમાથી બેતાલીમ અને મિલકત વગરના કઇક જણ જીવન વેડફે છે. તબિયતની અને જાતિની ખુવારી ભોગવે છે અને કોઇ કામના રહેતા નથી, ચોરીના અને અનીતિના માર્ગે ચડી જાય છે જગલી સમાજમા આ જાતનો વર્ગ ભાગ્યે જ હોય છે, જ્યારે સુધરેલા સમાજમા તો એવા માનવીઓની ટકશાળ ચાલુ જ છે એ જોઇ હૃદયને કપ છૂટે એવું છે

એવા છલ્લી પાયરીએ પહોચેલા જીવોની ચર્ચા અત્યારે અસ્થાને છે. આપણે તો સર્વસાધારણ બનેલા પેલા અર્ધમાનવોની ચિંતા કરવાની છે. ગએ માનતા કે એવા થોડાક જ હશે યુદ્ધ વખતે ખબર પડે છે કે

કોઇપણ જાતના સહિષ્ણુ કાર્ય માટે એવા લાખો નાલાયકો પડ્યા છે. શરીરક્ષીણતા તો માત્ર આ ચર્ચાનું એક અંગ છે. શરીર ઉપરાંત મનની તાલીમ અને શક્તિઓની ખામીવાળાનો વર્ગ પણ ઓછો નહિ હોય. સંપૂર્ણ શરીર અને સંપૂર્ણ મનોવિધાનના કાટલે આજનો તરુણ ઘણું જ ઓછું વજન ધરાવે છે.

આ કરુણ સ્થિતિ ખરેખરી વ્યાપક છે, પણ તેનો ઉપાય સ્પષ્ટ છે. માનવમાત્રને ચમત્કારિક મગજ અને વિકાસબુદ્ધિ કુદરતે આપેલાં છે. તેનો લાભ આપનાર સુરચિત અભ્યાસ અને તાલીમની જ માત્ર જરૂર છે; એટલે, સન્મુખ પડેલ મહાભારત કામો ઉકેલવાને સમજદાર, સશક્ત અને લાયક જનની સંખ્યા પ્રજામાં વધારવાને કેળવણીને સાચા સ્વરૂપમાં પ્રચારવી જોઇએ અને મનની ચમત્કારિક શક્તિઓ ધરાવના સુયોગ્ય માનવને ઘટે એટલું ધોરણ માનવીમાત્રને સુલભ થવું જોઇએ એ આ સ્થિતિનો વહેવારૂ તોડ છે. (ગલેલું)




કિર્લોસ્કરનાં કટાક્ષચિત્રો (ક્રમાંક ૭) — નવા વિચારની કલમ

(ચિત્રકાર • શંકરરાવ કિર્લોસ્કર . . . લેખક • પ્રોફેસર ના. સિ. ફડકે)

વિચાર અને વિચારનું દરેક ફળ એ વાત એવી જ કંઇક છે કે આ હાથે લેવું ને પેલા હાથે પાછું આપવું.

નવી કલ્પનાની મહત્તા તેનાં તાત્કાલિક પરિણામો પરથી કદી ન આંકી શકાય એની વિચારવાનને તો ખાત્રી હોય છે ઘણે ભાગે નવી કલ્પનાનાં તાત્કાલિક પરિણામો કંઇક ભયપ્રદ જ હોય છે; કારણ, આપણે કોઇ જૂની કલ્પના કાપીને જ એના પર નવી કલ્પનાની કલમ કરતા હોઇએ છીએ. આથી રોહાર તાળડતોળ નજરે ચડે છે ને ભીકણ મનુષ્ય એથી મુંઝાય છે; એટલું જ નહિ પણ બીજાને યે ભ્રમમાં નાખે છે.

પણ તમારે આ પાકું લક્ષમાં રાખવાનું કે જૂનાની કાપકૂપ વગર નવાનો ઉગેર કોઇ દિવસ થવાનો નથી. ધર્મ, શિક્ષણ, વેપાર, વ્યવહાર એ સર્વ ક્ષેત્રોમાં અનેક વિચારકોએ અનેક વખત એવી કાપકૂપ કરેલી જ છે. અને એવી કાપકૂપને અંતે જે પરિણામો આવ્યાં છે એના જ પોષક ફળભાર પર આજનો સમાજ થોડીઘણી સુખશાંતિમાં રહેતો આવ્યો છે.

સામ્રાજ્યની ભૂખ સંતોષવા સારૂ, વિશ્વશાંતિને મોઢે ડૂચો દઈને જગતનું રાજકારણ આજે માનવતાને રહેંસવાનાં જે ભયંકર કારસ્તાન કરી રહ્યું છે તે પરથી તો તે એને ભીષણમાં ભીષણ મહાયુદ્ધ તરફ ઘસડી રહ્યું લાગે છે. એને ફફડતે અંતરે જોઈ રહેલી દુનિયા આખી આજે એક જ પ્રશ્ન વિચારી રહી છે

# જગત કયે રસ્તે



ચારે કોરથી આજે દુનિયામાં બૂમ ઊઠે છે કે સર્વનાશની પળો ગણાઇ રહી છે. જગતનું રાજકારણ હલમલી ઊઠ્યું છે. સાધનસંપન્ન એકેએક સ્વતંત્ર રાષ્ટ્રમાં સંસ્થાનોની કબજાગીરીની ભૂખ ભયાનક રીતે જાગી ઊઠી છે. બધો દારૂગોળો તૈયાર છે, માત્ર જામગરી ચેતાવાની જ વાર છે! અને એ બુમાટો ચે ખોટો નથી. જગતની આજની હલમચલ નીચે કદી ન ફાટેલો એવો સંહારનો જ્વાળામુખી ફાટવાની તક જોઇ રહ્યો છે

૪,૦૦,૦૦,૦૦૦ (ચારકરોડ) મનુષ્યોનો જેમાં પ્રાણ વળી ગયો એ ગત મહાયુદ્ધ લડાઇ ગયું ત્યારે તો મિત્ર-રાજ્યોએ જાહેર કરેલું કે એ યુદ્ધ જગતનું આખરી યુદ્ધ જ રહેવાનું. ત્યારે હવે બીજું યુદ્ધ પૃથ્વીના પટ પર લડાવા નહિ દઇએ તે માટે તેમણે રાષ્ટ્રસંઘ નામનું એક નવું તૂત ઊભું કર્યું ને જાહેર કર્યું કે એ મારફતે સંસારનું સત્યાનાશ વાળતી યુદ્ધની પ્રવૃત્તિને મહાને માટે વિદાય આપવામાં આવશે. પણ જણાય છે કે બધાં રાજ્યો એ હાથીના દાંત જેવી સંસ્થાની નિર્માલ્યતા પામી જ ગયાં હતાં ને પરિણામે ગયા મહાયુદ્ધનો ભાર ઓછો થતાં જ દરેક શક્તિશાળી રાષ્ટ્રે પાછું પોતપોતાનું ભક્ષક ડાચું પહોળું કર્યું છે.

આજે હિટલર, મુસોલિની અને જાપાનની ઉત્કટ સામ્રાજ્યલિપ્સા વિશ્વશાંતિને રહેંસી રહી છે. બીજી બાજુ બાકીનાં રાજ્યો, બાકીની મિલકત જેમ ભોગવટો કરતાં મુલકો પરનો કાબૂ ચાલુ રાખવા, એ પોતાનાં સંસ્થાનોને સાચવવા ઊંહાંમાં ઊંડી દમનનાં સાધનોનો ઉપયોગ કરવા મંડી પડ્યાં છે. એક બાજુ દેશનો મોટો ભાગ કણ કણ માટે ચોધાર રહ્યો છે ત્યારે બીજી બાજુએ બધા રાજ્યોની આવક મેનાસંગઠન, યુદ્ધયાનો, મશીનગનો, ગોળાઓ ને ગૅસોમાં વ્યય થવા લાગી છે. અસ્ત્રશસ્ત્ર બનાવવાવાળી કંપનીઓને તો આ હીલચાલ વરદાન જેવી થઇ પડી છે. તેવા કારખાનામાં કામ કરનારાઓની સંખ્યા બમણી-ત્રમણી વધી ગઇ છે. નવાઇની વાત એ છે કે જગતશાંતિની વાતો કરનારા રાષ્ટ્રો જ અત્યારે જગતસંહારની વધુમાં વધુ સામગ્રીઓ યોજે છે. ઇંગ્લંડે જ આ સાલ ૨૪૮ કરોડ રૂપિયા, ફ્રાંસે ૯૦ કરોડ રૂપિયા, જાપાને ૭૮ કરોડ, જર્મનીએ ૬૨ કરોડ, ઇટલીએ ૬૨ કરોડ અને સામ્યવાદી રશિયાએ તો ૭૯૩ કરોડ રૂપિયા સંહારક અસ્ત્રશસ્ત્રો બનાવટ પાછળ ખર્ચ્યાં છે. ભાવિ મહાયુદ્ધની વિકટતા અને ભયંકરતાનો અંદાજ આ પરથી જ માપી શકાશે ગયા મહાયુદ્ધમાં દર ૧૦૦૦ સૈનિક દીઠ ૪ તોપો આવતી, હવે ૮ આવશે એટલું એમનું પ્રમાણ વધ્યું છે; ને વિમાનો પણ ૧૨ ટન સુધીનો સહારનો મસાલો ભરી શકાય એ કક્ષાએ પહોંચાડવામાં આવ્યાં છે.

ગયું મહાયુદ્ધ તો એક જર્મન કૈસર સામે જ લડાયું હતું પણ આજની દુનિયામાં તો એકને બદલે ત્રણ કૈસરો પાક્યા છે. એ યુદ્ધ બાદ જર્મનીની કમર ભાંગી નાખવામાં આવી, એની સેનાની સંખ્યા ઘટાડી દેવામાં આવી, એની નૌકાશક્તિને કચરી દેવામાં આવી અને એ ઉપરાંત એનાથી ઊંચકી ન શકાય એટલો કરજનો બોજો મિત્રરાજ્યોએ તેના પર લાદ્યો

આ બધાયે વર્સાઈની સંધિના સમયથી જર્મનીના

## પૃથ્વીને ભરખી રહેલા બે રાક્ષસો : સામ્રાજ્યવાદ અને સામ્યવાદ




દિલમાં પ્રતિહિંસાની આગ સળગી રહી હતી. હિટલરે એનું સુકાન સંભાળતાં એ આગને માર્ગ આપવાનું તેનામાં બળ આવ્યું. તેણે એના દમનમાં રાચતા સર્વ રાષ્ટ્રોને સંભળાવી દીધું, કે 'જર્મની પાસે એક લાખ નહિ પરંતુ છ લાખનું પાયદળ રહેશે. હવાઇ સેના ફ્રાન્સ બરાબરની રહેશે ને જળસેના કોઇપણ અગ્રગણ્ય રાષ્ટ્રથી ઓછી નહિ રહે.' જોતજોતાંમાં તો તેણે લદાએલા દંડની એક પાઇ પણ ભરવાની નકાર ભણી દીધી, સાર કબ્જે લઇ લીધું, ડાનઝીગ લેવાની પ્રવૃત્તિ કરી છે ને તેની શેહ ઠેઠ આસ્ટ્રિયા ને ચેકોસ્લોવાકિયા સુધી પહોંચી છે. પોતાના ગુમાવેલાં સંસ્થાનો પ્રાપ્ત કરવાની તેની ઉમેદ છે ને જગતના કોઈ પણ પટમાં રહેતો કોઇ પણ જર્મન હવે એ વાત છડેચોક કરે છે.

મુસોલિની પણ હવે આફ્રિકાનાં પોતાનાં બે જ સંસ્થાનોથી સંતુષ્ટ નથી. તે રોમનોની યુરોપ પરની પુરાણી કબજાગીરી પર મુસ્તાક છે હોલૅંડ, બેલ્જિયમ, સ્પેન ને પોર્ટુગલ જેવા નાના નાના દેશોને પણ આટલાં સંસ્થાનો હોય ત્યારે ઇટલી જેવા દેશને શા માટે નહિ? પરંતુ ભૂમધ્યસાગરમાનાં બધાં મુખ્ય સ્થાનો પર બ્રિટનનો કબજો છે ને મુસોલિની વધુ ઉહાપોહ કરે તો સુએઝની નહેરના માર્ગ પર પણ તેના માટે પ્રતિબંધ મૂકવાની તૈયારી ચાલી રહી છે. આમ છતાં પણ મુસોલિની એ કોઇને દાદ આપે એમ નથી. સામ્રાજ્ય હાથ કરવા તે કોઇ પણ જોખમ ખેડવામાં પાછો પડે તેમ નથી.

ઘડીભર દુનિયાના નકશા પર નજર નાખી જોઇએ કે કયો મુલક સામ્રાજ્યલિપ્સાની એ ગોરી કબજાગીરીથી બાકી રહ્યો છે? દુનિયા કેટલી વિશાળ છે તેનું ભાન થયું ત્યારથી જ ગોરી ઓલાદે જગતના દેશો ને દેશો તો શું પણ ખંડોને યે ઓહિયાં કરવા માંડ્યા છે. અરે, એમના હક્કદાર વતનીઓને નેસ્તનાબુદ કરવાની પ્રવૃત્તિમાંથી યે એ પાછા પડ્યા નથી. ઉત્તર અને દક્ષિણ અમેરિકા તથા આફ્રિકાનો આખો ખંડ લગભગ ગોરી સત્તાઓને કબજે છે. આસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅંડ ને બીજા છૂટાછવાયા ટાપુઓ પણ તેથી મુક્ત નથી.

ને એશિયા? હિંદુસ્તાન, સીલોન, મલાયા અને હૉંગકૉંગમાં અંગ્રેજો, હિંદીચીન, આનામ અને બીજા છુટક પ્રદેશોમાં ફ્રેન્ચો અને ફિલીપાઇન્સ પર અમેરિકનો સત્તા જમાવી જ બેઠા છે. બાકી રહ્યાં અરબસ્તાન, તુર્કી, ઇરાન, અફઘાનિસ્તાન, ચીન ને જાપાન. એમાંથી તુર્કીની તો કમર જ મહાયુદ્ધમાં તોડી નાખવામાં આવી છે. અરબસ્તાન તો રેતાળ રણોનો બીનઉપજાઉ મુલક હોઈ તેના પ્રત્યે કોઇ લાલચુ સત્તા નજર નાખતી નથી. જોકે જ્યાં સ્વાર્થ દેખાયો છે ત્યાં હસ્તક્ષેપ થયા સિવાય નથી રહ્યો. ઇરાન પણ મહાયુદ્ધ પછી જ અંગ્રેજો ને રશિયનોથી છૂટકારો મેળવી કંઇક પગભર થઇ શક્યું છે. અફઘાનિસ્તાન પર હજુ અંગ્રેજો ને રશિયનોની હરીફાઇ ચાલુ છે ને સૌથી મોટો દેશ હોવા છતા ચીન તો ગૃહકલહમાંથી ઊંચું આવતું જ નથી.

ત્યારે દુનિયામાં જાપાન જ એક એવો દેશ રહ્યો કે જે સંપૂર્ણ સ્વતંત્ર હોવા સાથે ગોરી સત્તાઓનો સામનો કરી શકે છે. ગયા પચાસ વર્ષમાં જ જાપાનીઓએ તેને એવું બનાવી મૂક્યું છે કે તે કોઇ પણ ગોરા રાષ્ટ્ર સામે હથિયાર ઉપાડી શકે. પણ આજે તો એ પણ એ રાષ્ટ્રોને જ ગુરુ માની સામ્રાજ્યલિપ્સાથી તે આગળ વધી રહ્યું છે. ૧૮૯૪–૯૫માં તેણે ફૉર્મોસા કબજે કર્યું, ૧૯૦૫માં કોરિયા ને અરધું સાખાલીન, ૧૯૧૩માં કેરોલાઇન ટાપુ, અને ૧૯૩૩માં મંચૂરિયા છતી તેણે પોતાનું સારૂં જેવું સામ્રાજ્ય જમાવ્યું છે. પ્રશાંત મહાસાગરમાં તેની આમ વધતી જતી શેહથી અમેરિકા, ઇંગ્લંડ ને રશિયા ત્રણે ભડકી ઊઠ્યાં છે. અમેરિકાએ એ માટે પાસિફિક બાજુનું પોતાનું દળ ખૂબ વધાર્યું છે. રશિયાએ સાઇબીરિયાના મોરચા

### ગયા મહાયુદ્ધનું સરવૈયું

| | |
|---|---|
| હણાએલા | ૮૯,૯૮,૭૭૧ |
| ભયંકર રીતે જખમી થએલા | ૬૨,૯૫,૫૧૨ |
| સહેજસાજ જખમી થએલા | ૧,૪૦,૦૨,૦૩૯ |
| ગુમ થએલા | ૫૮,૮૩,૬૦૦ |
| યુદ્ધ પછી ફાટી નીકળેલા રોગ ઇન્ફ્લુએન્ઝાનો ભોગ બનેલા | ૧,૦૦,૦૦,૦૦૦ |

*

આ સરવૈયામાં યુદ્ધથી બનેલી કરોડો વિધવાઓ અને અનાથોનો તેમજ થએલા સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક હ્રાસનો સમાવેશ કરવામાં નથી આવ્યો

મજબૂત કર્યાં છે ને ઈંગ્લંડે પણ સીંગાપુર ને પીનાંગની કિલ્લેબંદી પૂરી કરી, હૉંગ-કૉંગ બાજુ લશ્કરી થાણાં જમાવ્યાં છે. જાપાને એની અગમચેતી રૂપે સિયામની નહેર બાંધવાનું શરૂ કર્યું છે, જેથી એ બધી કિલ્લેબંધી નિષ્ફળ નીવડે।

અને એ જાપાન તો પોતાની સામ્રાજ્યની દરકાર છડેચોક જાહેર કરે છે કે 'તમે ગોરાઓએ અમારી અસાવધાનીનો જ લાભ ઉઠાવ્યો છે રત્નગર્ભા ભારત ભૂમિ, તેલભંડાર બ્રહ્મદેશ, શસ્યશ્યામલ સિંહલદ્વીપ, વિશાળ ને વિપુલ સંપત્તિભર્યાં ઇસ્ટ ઇંડીઝ દ્વીપસમૂહ, ઑસ્ટ્રેલિયા ને ન્યૂઝીલૅંડ પર તમે એ રીતે કબજો કરી લીધો છે ચીનને તમે માત્ર નામ ખાતર સ્વતંત્ર રહેવા દીધું છે. એનું મુખ્ય દ્વાર હૉંગકૉંગ તમે છીનવી લીધું છે. અમને ડરાવવા ખાતર જ તમે પાસિફિકમાં સૌથી મોટા કાફલા રાખવા માંડ્યા છે સીંગાપુરમાં જબરદસ્ત કિલ્લેબંદી કરી છે મંચૂરિયાની સરહદ પર હવાઈ ઉપરાંત યુદ્ધયાનો ગોઠવ્યાં છે ને કોઈ ને કોઈ રીતે અમને દબાવી રાખવાનો શોરબકોર મચાવી રહ્યા છો. પણ અમે કશાથી ડરવાના નથી અમારો મુકાબલો કર્યો તો એશિયામાંથી તમારો પગદંડો સમૂળગો ઉખેડી ફેંકી દઈશું.'

આ બધી પ્રવૃત્તિઓ બતાવે છે કે મહાયુદ્ધ ફાટી નીકળવાના ત્રણ કેન્દ્રો રહ્યાં છે જર્મની, ઇટલી અને જાપાન ત્રણે રાષ્ટ્રોએ પરસ્પર અને લાગવગવાળા દેશો સાથે અનેક છૂપી સંધિઓ કરી રાખી છે ને હજુ કરતાં જાય છે. ભૂમધ્ય અગર પાસિફિકમાંથી કોઈ પણ વખતે વિશ્વવિગ્રહની પહેલી ચિનગારી ઊડશે ને જગત આખાને સળગાવી મૂકશે એ હવે નિર્વિવાદ છે.

•

**આ**મ ડોકિયાં કરી રહેલા આ જગતવિનાશની રૂકાવટનો પણ એક ઇલાજ સૂચવવામાં આવે છે. અને તે એ કે, આફ્રિકાની એવી રીતે વહેંચણી કરી નાખવી, જેથી બધા શક્તિશાળી રાષ્ટ્રોને કાચો માલ મગાવાની મુશ્કેલી ન થઈ પડે ને તેની વધતી વસતિને પણ વસવાટનું ક્ષેત્ર મળે પરંતુ એ ઇલાજ બીલકુલ વહેવારૂ નથી એથી તો ઉલટું વધુ લડાઈઓ જાગી નીકળે. જાપાને મંચૂરિયા તથા ઇટલીએ હબસીનિયા હજમ કરી બેઠા છતાં પ્રજાસંઘે તેમના પ્રત્યે જે નપુંસકનીતિ બતાવી એણે તો બધાં શક્તિસંપન્ન રાષ્ટ્રોને હસાવી દીધું છે કે દુનિયા પર પાશવી બળનું જ સામ્રાજ્ય છે એટલે આજે નાનામાં નાનાથી માંડીને મોટામાં મોટું રાજ્ય નવા સંસ્થાનો મેળવવા ને મેળવાએલા સંસ્થાનોનો વિસ્તાર કરવા પાછળ જ મંડી ગયું છે, જે આખી યે પ્રવૃત્તિ નવું યુદ્ધ વહેલામાં વહેલી તકે જગવવા પૂરતી છે

અને એ ચિનગારી વખતે એ ત્રણે રાષ્ટ્રો—જર્મની ઇટલી અને જાપાન એકબીજાને પડખે રહેવાના. ૧૯૩૬ના નવેમ્બરની ૨૫મીએ જર્મનીએ જાપાન સાથે સંધિ કરી એ સબંધ મજબૂત બનાવ્યો છે, અને જાપાને મંચુકુઓને પોતાનું કાયદેસરનું સંસ્થાન ગણાવી, ઇટલીને હબસીનિયાની સંમતિ આપીને એ ત્રણે દેશોની શૃંખલા વિશેષ મજબૂત બનાવી આપી છે.

આ રીતે જોતાં આંતરરાષ્ટ્રીય કાવાદાવાખોરી અત્યારે બે સમૂહો વચ્ચે વહેંચાઈ ગએલી જણાય છે. એક બાજુ સામ્યવાદ વિરોધી જર્મની, ઇટલી અને જાપાન એ ત્રણ ફાસીસ્ટ દેશો અને બીજી બાજુ ફાસીઝમ વિરોધી દેશો

એ બીજા સમૂહમાં બ્રિટન સાથે ફ્રાન્સ, રશિયા, પોલૅંડ અને ગ્રીસ વગેરે જે રાજ્યો છે તેમાંથી રશિયાની મૈત્રિ હજી શંકાસ્પદ છે, કારણ એ મિત્રરાજ્યોમાં જ અંદરોઅંદર ક્યારે સૈદ્ધાંતિક બળવો જગાડે એ અનિશ્ચિત છે. પોલૅંડની મૈત્રિ પણ અચોક્કસ છે, જ્યારે બાકીના રાજ્યની સહાયને પહોંચી વળે તેમ નથી.

ગયા મહાયુદ્ધ જેમ આ મહાયુદ્ધ વખતે પણ






જગતશાંતિ માટે સ્થપાયેલી લીગ ઑફ નેશન્સ કે કૅલોગના કરારોનાં ફારસો આજ સુધીમાં અનેક વાર નિષ્ફળ નીવડ્યાં છે, અને ફરી એકવાર આજે મ્યાનમાંથી તલવાર ખેંચતો જણાતો યુદ્ધદેવનો મજબૂત હાથ પણ તેઓ અટકાવી શકવાનાં નથી એ ડાબી તરફનું કટાક્ષચિત્ર બતાવે છે. ઉપરઃ મુસોલિનીની મગરૂરી. તોપના મોઢા ઉપર સવાર થઈને ઈટલિની આગે કુચ પોકારતા રહી, તેના બધાં સંસ્થાનોને લશ્કરી થાણા બનાવી મૂકનાર ફાસીસ્ટ નેતા મુસોલિની ઉપર આ ચિત્ર તીવ્ર કટાક્ષ કરે છે.

અમેરિકા એમાં મોટો ભાગ ભજવશે, કારણ બંને સમૂહો અત્યારે એને પોતાને પડખે લેવાના પ્રયાસો આદરી રહ્યા છે. પરંતુ એ બાબતમાં અમેરિકાની નીતિ હજુ સુધી કશી નિશ્ચિત નથી થઈ. જર્મનીને હીલિયમ ગૅસ પૂરો પાડવા માટે હાલમાં જ એણે પ્રખ્યાત વિમાની હ્યુગો એકનરને સંમતિ આપી છે અને બ્રિટન તેમજ રશિયા જેટલી જ યુદ્ધસામગ્રી એ જાપાનને પણ પૂરી પાડી રહ્યું છે, એટલે મહાયુદ્ધ વખતે એ કોને પડખે ઊભે એ અનિશ્ચિત છે.

પણ એ યુદ્ધમાં મોટે ભાગે ઘાણ તો હિંદીઓનો જ વળવાનો એ ચોક્કસ છે. ગયા યુદ્ધ પેઠે આ વખતે પણ લાલ કિનારા પર અને આફ્રિકામાં તેમને ખડા કરવામાં આવશે ને પૂર્વમાં જાપાન સામે પણ એ જ ખડકાશે, કારણ કે જાપાનીઝ ઍડમિરલોએ નાસ્તા પહેલાં ફિલિપાઇન્સ અને ભોજન પહેલાં ઑસ્ટ્રેલિયા લઈ લેવાની ધમકી આપેલી જ છે. હિંદીઓએ આ બાબતમાં શાં પગલાં લેવાં એ પર મહાસભા જે વિચાર ચલાવી રહી છે, એ જ આની અગત્ય સૂચવે છે.

યુદ્ધનાં કારણો અને કેન્દ્રો પછી હવે આપણે ખુદ મહાયુદ્ધની ભીષણતા પર આવીએ. એ યુદ્ધ પૂર્વે કદી ન લડાએલું એવું વિનાશક ને ભયંકર હશે એ બાબતમાં તો હવે કશી શંકા જ નથી રહી. જે વિજ્ઞાને માનવજાતિને સુખરૂપ બનાવવામાં આટલી પ્રગતિ કરી છે તેનો જ ઉપયોગ એ યુદ્ધમાં માનવસંહાર રૂપે થશે.

મોટરના આવિષ્કારે તોપો ને ફોજોની લાવ-લઈજા સુગમ કરી આપી છે. હવાઈ જહાજોએ આકાશમાંથી બૉંબો નાખવાની પૂરતી સગવડ કરી આપી છે. દાક્તરોએ ભયંકર રોગોના જંતુઓ ઉપજાવ્યા છે. દારૂખાનાના વિશારદોએ શહેરોનાં શહેરોને ચપટીમાં ઉડાડી દે એવી શોધો કરી છે ને રસાયણશાસ્ત્રીઓએ શ્વાસમાં જતાં જ સ્વર્ગે પહોંચી જવાય એવાં રસાયણોની શોધો કરી છે. અને આ બધું છતાં તેના યોજકો યુદ્ધની ભયંકરતા ને વિનાશકતાની આસપાસ એક કૃત્રિમ રંગદૃષ્ટિ ખડી કરવા લાગ્યા છે. રાષ્ટ્રપ્રેમ, ધાર્મિક ફરજ વગેરેને નામે આજે યુવાન માનસની નજરબંદી કરવામાં આવે છે ને એ પાપ દરેકે દરેક






જગતશાંતિનુ સર્વમાન્ય ચિત્ર તો હાથમા શાંતિસૂચક ઑલિવવૃક્ષની ડાળખી ધારણ કરેલી પાંખોધારી દેવીનુ છે ઉપરના ચિત્રમા એ શાંતિદેવીનો આજનો–૧૯૩૭નો અવતાર દાખવતો કટાક્ષ છે. પાંખોમા પીછાને બદલે તલવારો લટકે છે, હાથમા ઑલિવપત્રને બદલે બૉંબ લટકતી ડાળખી છે બીજા હાથમા રાઇફલ છે વાહન ટૅંકનુ છે અને મોઢા પર ગૅસનો બુરખો છે * * આકાશને ઢાંકી રહેલા શસ્ત્રાસ્ત્રના દળ અને જગતશાંતિના સૂર્યને ગ્રસી રહેલા જાપાની યુદ્ધધ્વજવાળા જગભી તરફના કટાક્ષ ચિત્રમાંનુ સૂચન તો સ્પષ્ટ છે.

રાષ્ટ્ર સરખું જ કરે છે

અત્યારે તો બધા દેશો કહી રહ્યા છે કે ગૅસોનો વપરાશ અમાનુષી છે, અસંસ્કૃત છે, પણ ભાવિ યુદ્ધમા કોઇ પણ રાષ્ટ્ર એનો વપરાશ કરવામા પાછુ પડે એમ દેખાતું નથી. બધા દેશોમા ગૅસથી બચવાનુ શિક્ષણ ત્યાની આમ જનતાને અપાઇ રહ્યુ છે, ત્યાના બધા સ્ટોરોમા ગૅસના બુરખા વેચાવા માંડ્યા છે નેવુ ડૉલરની કીમતે ધાતુના ગૅસપ્રૂફ તંબુ (આઠ માણસોને રક્ષણ આપી શકે એવા) મળવા લાગ્યા છે

સારી કે નરસી બીજી અનેક શોધોની પેઠે ગૅસની મૂળ શોધ કરવાનું માન પણ ચીનને જ જાય છે પણ એમના એ ગંધકના ગોળા એટલા વિનાશક ન હતા વિનાશની નજરે ગૅસોનો ઉપયોગ જર્મનીએ ૧૯૧૫ના એપ્રિલની ૨૨મીએ ઇપ્રિસ ખાતે પહેલવહેલો કર્યો કૅનેડિયન ને ફ્રેંચ ટુકડીઓ લીલા રંગની ધુમાડીથી ઘેરાઇ ગઇ ને ગભરાટની ચીસો પાડતી ત્યાંથી ભાગી. એ પછી તો ગૅસ વાપરવાનું રસાયણો એ લશ્કરી યાનમાળાનુ એક અગત્યનુ અંગ બની ગયા છે ને ગયા મહાયુદ્ધ પછી તો એ એક સ્થાપિત વિજ્ઞાન બન્યુ છે.

ગૅસો બધા વાયુરૂપ જ હોય છે એવું કંઇ નથી પ્રવાહી પણ હોય છે, જેમને પાઇપો મારફત છાંટી શકાય છે. ઘન પણ હોય છે જેમને કોચલામા રાખવામા આવે છે ને તે ફૂટતા ઝીણી રજ રૂપે હવામા ફેલાઇ જાય છે. તેમના પર જ મુખ્યત્વે માનવસંહારની આપણી ભાવિ પ્રકૃતિના મંડાણ છે

ગૅસના બધા મળીને ચાર પ્રકાર છે (૧) રૂંધક (choking gas અથવા suffocates), જેને જર્મનો ગ્રીન ક્રૉસ કહે છે (૨) છીંકાળા (sternutators), જર્મન બ્લુ ક્રૉસ (૩) ટીઅર ગૅસ, જર્મનઃ વ્હાઇટ ક્રૉસ અને (૪) દાહક (blister gases) જર્મન યેલો ક્રૉસ.

આમા પહેલા વર્ગના મુખ્ય ગૅસો ક્લોરાઇન, ફૉસ્જિન, ડાઈફૉસ્જિન અને ક્લોરોપિક્રિન છે ક્લોરાઇનથી તો હાઇસ્કૂલનો દરેકેદરેક વિદ્યાર્થી પરિચિત હશે લગભગ બધા નવા ગૅસોમા તેનો જ ઉપયોગ

જોર પર આવતી જાય છે. આફ્રિકાના જાણીતા જનરલ સ્મટ્સે એશિયાની જાગૃતિથી ભડકી ઊઠી જાહેર કર્યું છે કે, 'ગોરાં રાષ્ટ્રોએ હવે પોતપોતામાં ઝગડવું છોડી દઇ એકત્ર થઇ જવું જોઇએ, નહિતર ગોરાઓના પ્રભુત્વ ને ગોરી સંસ્કૃતિનો નાશ થઇ જશે.' આ જ કારણે પાસિફિક કાંઠા ઉપર ગોરાં રાષ્ટ્રોએ ઊગતા જાપાન સામે જબરી કિલ્લેબંદી ચણી લીધી છે. જગતભરના ગોરા દેશોમાં અત્યારે એ જ મુરાદ પ્રબળ બની રહી છે કે કાળી, પીળી કે શ્યામ કોઇ પણ જાતિને ગોરા પ્રભુત્વ હેઠળથી છટકવા ન દેવી.

અને હવે સૌથી છેલ્લી વાત, કે એ ભાવિ મહાસમરમાં આપણું શું થશે? આપણા માનસની એ નિકૃષ્ટમાં નિકૃષ્ટ ખાસિયત છે કે ભાવિની સુંવાળપ આપણને જેટલી ગમે છે એટલી વર્તમાનની કઠોરતા નથી ગમતી. હિંદુસ્તાન સ્વતંત્ર બનશે ત્યારે સામૂહિક ક્ષેત્રોમાં ટ્રૅક્ટરો દ્વારા ખેતી કરાવવાના ને ભેંસોનાં દૂધની ડેરીઓ ઊભી કરવાના સુંવાળા આદર્શો પર જીવનારાઓને આવતી કાલે હિંદુસ્તાન પર ગૅસોનો વરસાદ થાય ત્યારે કયાં પગલાં લેવાં તેનું વિચારવાની જાણે ફુરસદ જ નથી.

હિંદ પાસે તો આજે પોતાનું રક્ષણ કરવા જેટલાં પણ સાધનસામગ્રી કે લશ્કર નથી. થોડા વખત પર હિંદના સેનાપતિ મિ. ચેટવોડે જણાવ્યું હતું કે હિંદ પર હલ્લો થાય તો બ્રિટિશ કાફલાને તેની કુમકે આવવું પડશે. અને તાજેતરમાં, તા. ૨૪મી ઑગસ્ટે, વિશ્ર ફાટી નીકળે તો હિંદ પર આવી પડનારી આફત | સર મહમદ યાકુબે જે પ્રશ્ન વડી ધારાસભામાં પૂ તેનો જવાબ આપતાં લશ્કરી ખાતાના મંત્રી ઓગીલ્વીએ જણાવેલું કે 'હિંદનું અત્યારનું લશ્ બળ કોઇ પણ મોટા દેશ તરફથી હલ્લો આવે હઠાવવા પૂરતું નથી; અને બ્રિટિશ સામ્રાજ્ય પડખે છે તે હિંદનું સદ્દભાગ્ય છે.'

આપણા શિક્ષિત વર્ગે પહેલી તકે આજની વિષમતાઓ પર વિચાર ચલાવવાની જરૂર છે. સૌ મોટું કમનસીબ આપણું છે. બીજા દેશોને જવા ખુદ ઇંગ્લંડને જ લઇએ તો ત્યાં ગૅસના વપરાશ બચાવનું આજે મહોલ્લેમહોલ્લે શિક્ષણ અપાય બ્રિટનના એકેએક નાગરિકને ગૅસનો બુરખો મ રહે એટલા માટે પાંચ કરોડ પૌંડ ત્યાંની સરક ખર્ચ્યા છે. પણ આપણે માટે? આપણા રાષ્ટ્રના રક્ષણની યે પૂરી હકીકતોથી આપણે વાકેફ નથી બીજું કયું સંરક્ષણ સંભવે? ને લડાઇ ચાલશે સુધી હિંદુસ્તાનની કોઇને પડી નહિ હોય, કાર બધાં જાણે છે કે એ મુડદું કદી ઊઠવાનું નથી. લડા ખતમ થયા પછી જે પક્ષ વિજયી હશે તેને ના હિંદુસ્તાન ચડી જશે, ને યુદ્ધમાંથી પાંત્રીસ કરો માંથી બાકી બચેલી મુડદાલ પ્રજા એ જ 'જી હજૂ નું સૂત્ર ચાલુ રાખશે.

અશોક હ

## પ્રભાતનો પાઠ

આજે સવારે આઠ બાજ્યે કુમાર કાર્યાલયના એક સંબંધી મિત્ર આણંદથી અમદાવાદ જતા હતા. એમની જોડે હું પણ સ્ટેશન સુધી સાથે હતો. સ્ટેશન રોડની સડક ઉપર અમે અમારા ધ્યાનમાં ઝડપી ગતિએ ચાલ્યા જતા હતા, એવામાં પાછળથી તાજગીવાળો અવાજ આવ્યો.

'કેમ, મિ. . . . ?'

સડક ઉપરનો એ નિવાસ નિત્યયૌવનવંતા પૂજ્ય શ્રી નરસિંહભાઇ પટેલનો હતો; આગળ જ નાનકડો પણ સુંદર વ્યવસ્થિત બગીચો એમનો હતો; અને એ સાદ પણ શ્રી નરસિંહભાઇનો હતો. એમના બેઉ હાથમાં લોઢાના લાંબા દાંતાવાળું ખંપાળી જેવું હથિયાર હતું; અને તે ક્યારાની ભીની પોચી જમીનમાં ખૂંપેલું હતું.

તેજસ્વી અને મહેનતથી લાલી ચઢેલા મુખે એમણે અમને કહ્યું:

'આ મારી સવારની એ કલાકની કસરત છે. જે દહાડે ફરવા ન ગયો હોઉં ત્યારે આ બાગકામ કરું છું. આખો બગીચો હું અને મારો પૌત્ર સંભાળીએ છીએ. "કુમાર"ને કહેજો કે તારાઓમાં વાતો કરવામાં જ કૈમાર નથી; પણ પૃથ્વીનાં સંતાનોએ પૃથ્વી ઉપરનું કામ કરવાનું છે. આ હથિયાર કોદાળીપાવડા કરતાં ઘણું સારું કામ આપે.' એમ કહી તેમણે એ હથિયારને જમીનમાં ઊંડે ખૂંપાવી માટીનું મોટું જડું પડ ઊખેડયું.

અમને ઉતાવળમાં જોઇ એમણે વાત બંધ કરી, પણ અમારા સારૂ પ્રભાતમાં આ સાચો પદાર્થપાઠ હતો.

ર. પ.

# સૂરજના કપૂતો





**ખરતા તારાને ખોટે નામે આપણે જેમને ઓળખીએ છીએ તે આકાશી પિંડો અવકાશના ધાડપાડુઓ જેવા છે. ગમે ત્યારે ગમે ત્યાં ધસી જઈ, પોતાની સાથે બીજાનો પણ નાશ નિપજાવનારા એ સ્વેચ્છાચારી ઉલ્કાઓ અને પોતાની સ્વચ્છંદી કક્ષામાં બેતમા ફરતા ધૂમકેતુઓ સૂરજના પરિવારમાં કપૂતો જેવા જ છે**

## ધૂમકેતુઓ અને ઉલ્કાઓ

ડાબી બાજુએ પ્રખ્યાત ખગોળશાસ્ત્રી હેલી અને તેણે શોધેલો ધૂમકેતુ

જુદાજુદા ગ્રહો અને તેમના ચંદ્રો સિવાય આપણા સૂર્યપરિવારના પિતા સમા સૂર્યને બીજા બાળકો પણ છે અને તે ઉપગ્રહો, ધૂમકેતુઓ અને ઉલ્કાઓ

આ બાળકોમાંથી ઉપગ્રહો (asteroids)ને આપણે સૂર્યના સપૂતો કહી શકીએ, કારણ કે ગ્રહો ને ચંદ્રોની જેમ એ પણ પોતાની કક્ષામાં જ ફરતા રહે છે પરંતુ ધૂમકેતુઓ અને ઉલ્કાઓ (જેમને આપણે ખરતા તારાનું ખોટું નામ આપેલું છે), એમણે એવા બંનેનો કદી માન્ય નથી રાખ્યા સૂર્યના એ બંને કપૂતો છે ધૂમકેતુઓ પોતાની અનોખી જ સ્વચ્છંદી કક્ષામાં ફરે છે, અને ઉલ્કાઓ તો ગમે ત્યારે ગમે ત્યાં અવકાશમાં તૂટી પડી, પોતાના નાશ સાથે બીજાઓનો નાશ પણ નિપજાવતા રહે છે.

આવો એક ધૂમકેતુ રોજના પાંચ લાખ માઈલની ઝડપે હમણાં આપણી પૃથ્વી તરફ ધસી રહ્યો છે એનું નામ ફિન્લેસ ૧૯૩૭/c આ મહિનામાં તો પૃથ્વીથી લગભગ આઠ કરોડ માઈલ નજીકમાં એ આવી પહોંચ્યો.

ભૂતકાળમાં તો ધૂમકેતુઓના દર્શન અને ઉલ્કાઓના પ્રપાતને અનિષ્ટની પૂર્વસૂચના તરીકે ગણવામાં આવતા, પણ ઈ. ૧૫૭૭માં ટાકો બ્રાહે નામના ડચ વિજ્ઞાનીએ એ સાલમાં દેખાએલા એક ધૂમકેતુનું નિરીક્ષણ કરી જાહેર કર્યું કે આકાશમાંના બીજા તેજપિંડો પેઠે એ પણ સ્વયંપ્રકાશી છે, તેમની ગતિ નિયમબદ્ધ છે અને તે સૌરજગતના જ એક ઘટક છે, ત્યારથી એ માન્યતા પર કોદાડો પડવા લાગ્યો પછી ઈ. ૧૬૮૦માં ન્યૂટને જાહેર કર્યું કે આકર્ષણના સઘળા નિયમો તેમને લાગુ પડે છે અને ઇંગ્લંડના ગણિતજ્યોતિષી હેલીએ અમુક નિયત સમયે તેમનું પુનર્દર્શન થવાનું ભાખેલું વિધાન સાચું પડ્યું ત્યારે તો એ માન્યતા તદ્દન ઊડી ગઈ

હેલીએ જે ધૂમકેતુ પરથી વિધાન ભાખ્યું તે તેના જણાવ્યા મુજબ બરાબર દર ૭૬ વર્ષે આકાશમાં દેખા દે છે એની ઈ. ૧૭૦૪માં કરાએલી એ આગાહી મુજબ તેના મરણને બીજે જ વર્ષે ઈ. ૧૭૫૯માં એ દેખાયો ત્યારે એણે એટલું તો કુતૂહલ જગાડ્યું કે તેના નામથી જ એ ધૂમકેતુ ઓળખાવા લાગ્યો ત્યાર પછી નિયત સમયે ઈ. ૧૮૩૫ અને ૧૯૧૦માં પણ એ દેખાએલો પહેલાં હજારો વર્ષથી એનું આવાગમન થતું રહેલું હશે, કારણ કે પ્રાચીન ઇજીપ્તના ઉપરાંત અને બીજા નાઓના પુરાણા લખાણોમાં એનો ઉલ્લેખ મળી આવે છે

સૂરજના આ કપૂતોનું નામ જેના પરથી ધૂમકેતુ પડ્યું છે એ એમની પૂંછડી એમની ખાસ વિશિષ્ટતા છે છતાં કેટલાકને એ નથી પણ હોતી, જ્યારે કેટલાકને એક કરતા વધારે પણ હોય છે ૧૯૦૩માં બોરેલી નામના વિજ્ઞાનીએ જોએલા ધૂમકેતુને નવ પૂંછડી હતી ને ૧૮૨૫માં દેખાએલાને પાંચ બે પૂંછડી તો ઘણા ધૂમકેતુઓને સામાન્ય હોય છે

આ પૂંછડીને લઈને ધૂમકેતુઓના, માથું અને પૂંછડી



ચેસૅાના ધૂમકેતુ તરીકે ઓળખાતા,ઇ.૧૭૪૪માં સીઝાં મુકામે દેખાએલા આ ધૂમકેતુને ૭ પૂછડી હતી !



ઇ. ૧૮૪૩માં પારીસમાં દેખાએલા આ પ્રચંડ ધૂમકેતુની પૂછડી સાડા પંદર કરોડ માઇલ લાંબી હતી !

એવા બે ભાગ પડી જાય છે. માથાના પાછા બે ભાગ હોય છે, જે કેન્દ્ર (nucleus) અને કેશ (coma)ના નામથી ઓળખાય છે. કેન્દ્ર ખૂબ પ્રકાશિત હોય છે, જ્યારે કેશનો પ્રકાશ વાદળાં જેવો હોય છે. જેટલા અંશે વધુ પ્રકાશિત એટલા અંશે એ વધુ ઘટ્ટ હોય છે. ધૂમકેતુ નરી આંખે આ કેશને લીધે જ ઓળખાય છે. એ હંમેશાં સૂર્યની બાજુએ ઢળેલો હોય છે, જ્યારે દૂર દૂર લંબાતી તેની પૂછડીની પ્રવૃત્તિ જાણે સૂરજથી દૂર ને દૂર રહેવાની જ હોય છે.

ઇ.૧૮૧૧મા દેખાએલા ધૂમકેતુના માથાની લંબાઇ સવા અગિયાર લાખ માઇલ ને પૂછડીની લંબાઇ ૧ કરોડ માઇલની હતી. આમ છતાં તેમાંનાં સર્વ દ્રવ્ય જો એકત્ર કરવા જઇએ તો એકાદ પ્રવાસપેટીમા સમાઇ જાય! એટલે કે એના દ્રવ્યના કણ ખૂબ પાંખા અને હલકા હોય છે—આપણા વાતાવરણની પૃથ્વીની સપાટી પરની હવાથી યે એમનું ઘટત્વ ૬૦૦૦મા ભાગનું હોય છે. આજ સુધીમાં દેખાએલા ધૂમકેતુઓમાંથી સૌથી જબરા એવા દસ હજારનો લોહો વળે તો યે આપણી પૃથ્વીના વજનને ન પહોંચે! છતાં કદમાં તો એવા ઉપસેલા હોય છે કે અવકાશમાં માત્ર નિહારિકાઓ જ એથી ચડે.

આ જ કારણે ધૂમકેતુઓની આકર્ષણશક્તિ બીજા કોઈ ગ્રહ પર કામ નથી કરી શકતી. કોઇક વખત પૂછડી હલાવવાનું પણ તેમને મન થઇ આવે છે! ૧૬૧૮ અને ૧૭૬૯માં દેખાએલા ધૂમકેતુઓએ એટલા તો જોરથી તે હલાવી હતી કે એનો પ્રકંપ થોડી સેકન્ડમાં તો આખા ધૂમકેતુમાં ફરી વળ્યો હતો.

આકાશમાં દેખાઇને અદૃશ્ય થઇ જતા કેટલા ધૂમકેતુઓ તો એવા હોય છે કે ફરી પાછા એ કદી દેખાતા જ નથી. એનું કારણ એમની કક્ષા અનિશ્ચિત જબરી હોવાનું મનાય છે, પરંતુ મુદત પાકી જવા છતાં કોઇ ધૂમકેતુ ન દેખાય તો માની લેવું કે એનો નાશ થયો છે. ઇ. ૧૮૨૬માં બીલૅનૂએ જોએલો ધૂમકેતુ એનું સારૂં ઉદાહરણ પૂરૂં પાડે છે. ઇ. ૧૮૪૫માં એ જ્યારે દેખાયો ત્યારે એના માથાની લંબાઇ વધી ગઇ હતી ને એ સાલ આખરે તો એ બે કકડામાં ભાગી પડ્યો. ત્રણ મહિના સુધી એ કકડા પણ એક સાથે ફરતા રહ્યા, પણ પછી બંને વચ્ચેનું અંતર વધતું ગયું ૧૮૫૨માં એ ફરીવાર નજરે પડ્યો ત્યારે તો એ અંતર ૧૨,૭૦,૦૦૦ માઇલ વધી ગયું હતું. એ પછીના ૧૮૫૯ના નિયત સમયે એ આકાશમાં ન દેખાયો, તે માટે સૂર્યની નજીક ગયો હોવાનું કારણ કલ્પી લેવામાં આવ્યું પણ એ પછીના ગાળામાં પણ તેમાંનો એકે ટુકડો ન દેખાયો. પરંતુ એ વર્ષે ઉલ્કાપાતો ખૂબ થયા હતા ત્યારે ધૂમકેતુ અને ઉલ્કાઓને કંઇ સંબંધ હશે ખરો ?

ઘણા વળી ધૂમકેતુનો આખો પિંડ જ ઉલ્કાઓનો બનેલો છે આકાશમાં ભમતાં ભમતાં કોઇ વખત એ સૂર્ય અને તેના ગ્રહોની અમર નીચે આવી જાય છે ને તેના ભયંકર આકર્ષણને લઇને તેના ટુકડે ટુકડા થઈ જાય છે. આ ટુકડાઓ પછી ઉલ્કાઓના સમૂહ રૂપે જ આકાશમાં રહે છે. વળી તેનું માથું ઘન પદાર્થનું બનેલું હોય, એમાથી પણ ઘણી વખત ટુકડા ઊડી પડે છે ને એની કક્ષામા પથરાઇ રહે છે.

અહીંથી ધૂમકેતુઓ ઘણી બાબતમાં જુદા પડે છે તેમાંથી મુખ્ય એ છે કે, ગ્રહોની માફક એમની કક્ષા કદી ગોળ નથી હોતી પણ અંડાકાર હોય છે અને તે ઓળખાય પણ આ કક્ષા ઉપરથી બાહ્ય દેખાવ પરથી નહિ એમને પોતાનો પ્રકાશ હોય છે તેમ સૂર્યની મારફત પણ મેળવે છે રંગે એ મોટે ભાગે સફેદ અગર તો ભૂરા રૂપેરી હોય છે, પણ ચીનાઓના શાસ્ત્રોમાં લોહીજેવા લાલ રંગના ધૂમકેતુઓ પણ નોંધાયા છે

• નાશ પામેલા ધૂમકેતુમાં અવશેષ રૂપે ઉલ્કાઓ આકાશમાં જે ઠેકાણે જમા થઈ રહે છે તેને પ્રસારક કેન્દ્ર (Radiant Point)ના નામે ઓળખવામાં આવે છે આવા દરેક કેન્દ્રમાંથી દરરોજ બેથી ત્રણ ઉલ્કા છૂટા પડતા જાય પૃથ્વી પર પડયા કરે છે આપણી પૃથ્વીનું એ સદ્ભાગ્ય છે કે એ રીતે દરરોજ લગભગ ચાર લાખ જેટલા ખરતા ઉલ્કાઓ તેના આકર્ષણને લઈને વાતાવરણમાં પ્રવેશતા પહેલા જ ભાગી ભુક્કો થઈ જઈને રજ રૂપે જ તેના પર પડે છે

છતાં કવચિત્ કદની વિપુલતાને લઈને તેનું એ ઉલ્કાઓનું કલેવર કંઈક સાબૂત રહે છે એવા સાબૂત કલેવરવાળો એક ઉલ્કા ઍરીઝોનામાં કોઈ કાળે પડેલો, જેને પરિણામે હજુ ત્યાં ૫૭૦ ફૂટ ઊંડો ખાડો પડી રહ્યો છે પૃથ્વીના તળમાં એ કેટલે ઊંડે સુધી ઊતરી ગયો હશે એનો પત્તો એ ખાડાને મોટી સારડીથી સારવામાં આવ્યા છતાં નથી લાગ્યો!

છેલ્લે છેલ્લે એવો ઉલ્કાપાત ૧૯૦૮ના જૂન માસમાં સાયબીરિયામાં થયો હતો. ઘેરો લાલ પ્રકાશ ત્યારે આખા આકાશને ઘેરી વળેલો, ને તે પછી ૬૦૦ માઇલ સુધી પહોંચતી ગર્જનાથી એ તૂટી પડતા, ૩૦૦૦ માઇલ સુધી જમીન હલી ઊઠેલી. વિજ્ઞાનીઓ ત્યાં પહોંચ્યા ત્યારે જમીનમાં ઊંડી ચિરાડ સાથે ૧૪૦ માઇલના વ્યાસ સુધીનું દેવદારનું આખું જંગલ જડમૂળથી ઉખડી પડેલું જણાયું એવો જ પ્રપાત કોઈ વસતિવાળા સ્થળે થયો હોત તો ? પણ ખગોળશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે એવા ભયંકર પ્રપાતો પચાસ લાખ વર્ષે માંડ એકાદ થવા પામે છે, એટલે આપણે તેની ચિંતા કરવાની નથી

એ ઉલ્કાઓ નરી આંખે તો પૃથ્વીના વાતાવરણમાં પ્રવેશે છે ત્યારે જ આપણને દેખાય છે વાતાવરણના ઘર્ષણથી સળગી એ લાલચોળ અને પછી શ્વેતતપ્ત બની, પૃથ્વીની સપાટી પર પહોંચતા સુધીમાં તો વેરવિખેર રજકણો જ બની જાય છે એનું શ્વેતતપ્ત રૂપ આપણે જોઈએ છીએ ત્યારે એની [illegible] છીએ, 'જુઓ તારો ખર્યો!' અને ઘરડેરાઓ હોય તો એ જોતાં તરત 'રામ, રામ' કરવા મંડી જાય છે.

પણ એ ઉલ્કાઓમાં કેટલાક એવા યે હોય છે કે જે પૃથ્વીના વાતાવરણને પણ દાદ નથી દેતા એવાઓના નાના કાંકરાથી માંડીને જબરા જબરા કદ સુધીના પથ્થરના નમૂનાઓ સંગ્રહસ્થાનોમાં સંઘરાયેલા છે

ઉપર આપણે ઉલ્કાસમૂહના જે કેન્દ્રો ગણાવી ગયા તેમાંથી કોઈવાર તો એકદમ મોટો પ્રવાહનો પ્રવાહ જ પૃથ્વી પર પડે છે આવો ઉલ્કાપાત પ્રથમ ઇ ૧૭૯૯માં નોંધાયેલો ત્યારથી એનું વૈજ્ઞાનિક અન્વેષણ થતું રહેતાં નક્કી થયું છે કે દર ચોત્રીસ વર્ષે એક વખત એવો ઉલ્કાપાત પૃથ્વી પર થાય છે, જેને લીઓ (leo)નું નામ આપવામાં આવ્યું છે એ સૂર્યની આસપાસ એક નિશ્ચિત કક્ષામાં ફરે છે ને દર ચોત્રીસ વર્ષે પૃથ્વીની કક્ષાને ઓળંગે છે, અને એ વખતે એનામાંથી ખેંચાઈ જઈ, ઘર્ષણને પરિણામે સળગી ઊઠી, એ રાખ રૂપે પૃથ્વી પર પડે છે

વળી, દર વર્ષે ઑગસ્ટની ૧૧મીએ બીજો એક ઉલ્કાપાત થાય છે, જેને 'પર્સેઇડ્સ' કહે છે સાધારણ ગણનાયોગ્ય ઉલ્કાપાત તો દર મહિનામાં એકાદ વખતે થાય છે જ, પણ એમાં ખરી પડનાર ઉલ્કા બહુ ઓછા હોય છે

સૂર્યમાળામાં પ્રત્યેક ગ્રહ ઉપર આવા હજારો ઉલ્કાપાત થતા હશે, પણ એનું તાદૃશ પરિણામ એ આવે છે કે તેમની ધૂળને લીધે ગ્રહના કદમાં વધારો થતો જાય છે કોઈ વખત ધૂળને બદલે પથ્થર-રૂપે જ્યારે એ પડે છે ત્યારે 'અગ્નિગોલ' નામે ઓળખાય છે ૧૯૨૭ની સાલમાં આવો એક અગ્નિગોલ રત્નાગિરિ જિલ્લામાં પડ્યો હતો ૧૮૭૨ની સાલમાં ફ્રાન્સમાં પડેલા અગ્નિગોલનો અંદાજ ૫૦ માઇલ સુધી ગણાયો હતો પ્રો શૅપ્લે અને નૉર્મન લોકયરના મત મુજબ એ ધૂમકેતુના જ જરા મોટા અંગો છે એ ધ્યાનમાં રાખવાનું કે, સામાન્ય ઉલ્કાપાત વખતે આવા અગ્નિગોલ કદી નથી પડતા



'ઝૉડિકલ લાઇટ'ને નામે ઓળખાતો આ પ્રકાશપટો યુરોપમાં જે ઠેકાણે સૂરજ આથમ્યો હોય તે જ સ્થળે દેખા દે છે. એનો વચલો ભાગ ખૂબ તેજસ્વી ને છેડા ઝાંખા હોય છે. એના માહુ-ર્યાત પાછળ પણ ધૂમકેતુઓ ને ઉલ્કાઓની કરામત રહેલી છે.

યુરોપમાં કેટલેક ઠેકાણે સૂર્યોદય પહેલાં કે સૂર્યાસ્ત પછી મોતીઆ રંગનો પ્રકાશ બરાબર ઉદય કે અસ્તના સ્થળે જ દેખાય છે. એનો વચલો ભાગ ખૂબ જ તેજસ્વી હોય છે ને પછી છેડા તરફ ઝાંખો થતો જાય છે. યુરોપના દક્ષિણ ભાગમાંથી એ સીધો સોટા જેવો દેખાય છે, જ્યારે ઉપરના ભાગમાંથી કાટ-ખૂણા પડતો.

આ પ્રકાશનું કારણ પણ ધૂમકેતુઓ જ છે. સૂર્યની કક્ષામાં ફરનારી તેમની ધૂળ તેના તેજથી પરાવર્તિત થઇને ચમકે છે, પણ સૂર્યના તેજમાં એ પ્રકાશ ઢંકાઇ જાય છે એટલે સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે જ દેખાય છે.

ત્યારે આકાશના આ ઉચ્છૃંખલ રખડુઓ જેવા ધૂમકેતુઓનો જન્મ કેમ અને ક્યાંથી થાય છે એ સવાલ પણ ઊઠે જ. એવું જણાયું છે કે સૂરજના ગર્ભમાંથી ઘણી વખત ટુકડા અવકાશમાં ઊડી પડે છે. પરંતુ એના જ ધૂમકેતુઓ બનતા હશે એમ માની ન શકાય; કારણ કે એ ટુકડાની ગતિ સેકંડના ૩૮૩ માઇલથી ઓછી હોય તો તો એ પાછા સૂરજમાં જ જઇ પડે. બીજા ગ્રહોનો તેમાં અંતરાય આવતો હોવાનું આપણે માનીએ તો પણ આપણી અને નજીકમાં નજીકના તારાના અંતરનો મોટો ભાગ રોકતા, સૂરજથી ૨૫૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઇલ દૂરના ધૂમકેતુઓનું શું માનવું? આપણો આ નવો ધૂમકેતુ વિદ્દપક્ષ જ સૌર જગતની બહારથી ધસી આવે છે ને!

રશિયન વિદ્વાન પ્રો. ઓનિકૉફ કહે છે કે ધૂમકેતુઓ મૂળે તો સૌર જગત બહારના, પણ તેની કક્ષામાં આવી ગયા પછી તેના ઘટક બની રહ્યા છે. અનંત અવકાશમાં સૂર્ય પોતાના પરિવાર સહિત સેકંડના આશરે ૩૨૦૦ ફૂટની ગતિ કરી રહ્યો છે. એટલે ૧૫૦૦૦ વર્ષે એક પ્રકાશવર્ષ જેટલો પ્રવાસ ગણતાં, દસ લાખ વર્ષો પૂર્વે એ 'મૃગશીર્ષ' નામના નક્ષત્ર-મંડળમાં હશે ત્યારે તેમાંથી જે અનર્ગલ દ્રવ્ય તેણે ખેંચી લીધું હશે તેને ગતિ મળતાં તેના ધૂમકેતુઓ બન્યા.

પણ એ ગે સૂર્યમાળામાંના ધૂમકેતુઓનો મંશાવિન નાડ છે. બાકી એમનો ઉદ્ભવ ચોક્કસપણે ભાખનાર તો હજુ કોઇ વિજ્ઞાની નથી મળ્યો. સંભવ છે કે કોઇ નવા ગ્રહ માટેનો અવશિષ્ટ રખાએલો એ મસાલો પણ હોય. એનું કલેવર સોડું, હાઇડ્રોજન જેવા ગૅસ અને સોડિયમ જેવાં બીજાં મૂળતત્ત્વોનું બનેલું છે. એનો મોટો જમાવ સૌર જગતમાં જ છે એ ચોક્કસ છે, પણ આગળ ઉપર વર્ણવી એવી સૂર્યની તેના પર થતી પ્રતિક્રિયાને પરિણામે તેમનો નાશ થતો જ જાય છે. સૂર્યથી અસંખ્ય માઇલો દૂર રહેલા ધૂમકેતુઓ વળી કોઇ વખત બીજા તારાની હદમાં પણ પ્રવેશી જાય છે, પણ ત્યાં ગે તેની પ્રતિક્રિયાને લઇને તેમનો નાશ જ થવાનો. આપણને દેખાતા બધા જ ધૂમકેતુઓ એ રીતે નામશેષ થઇ જવાના. ક્યારે? એનો ઉત્તર તો નિરવધિ કાલ જ આપી શકે. 'અનિકેત'

---

મીણબત્તીનો ભાવ વધારે લાગવાથી ઘરાકે આશ્ચર્ય બતાવ્યું. ત્યારે દુકાનદારે ચાલાકીથી કહ્યું, 'સાહેબ, એમાં વિચાર શું કરો છો? જો લડાઇ ફાટી નીકળશે તો હજુ પણ મીણબત્તીના ભાવ વધી જશે.'

ગ્રાહક વધુ આશ્ચર્ય બતાવતો: 'તે શું, લોકો મીણબત્તીને અજવાળે લડાઇ લડે છે?'

# તેંતાળીસ વરસનાં વેર




ઈસપની વરૂ અને ઘેટાના બચ્ચાવાળી વાત ઘણાને યાદ હશે. એવી જ વાત ચીનના પાયતખ્ત પેકિનથી ૩૦ માઈલ દૂર આવેલા માર્કો પોલો પૂલ નજીક, ચાલુ સાલના જુલાઈની છઠ્ઠીની મધરાતે બની ગઈ. એ પૂલ પર વાગપિંગ થાણા ઉપરની જાપાની ટુકડીએ ખોટો હલ્લો (એના કહેવા મુજબ) કરી જોયો. સામી પારના ચીની લશ્કરે તે હલ્લો ખરેખરો માન્યો. પરિણામે જાગેલા સંઘર્ષે હાલ તુમુલ યુદ્ધનું રૂપ લીધું છે અને આજે તો ઘડીઓ ગણાય રહી છે કે ચીન ક્યારે જગતનું બીજું બેલ્જિયમ બની જાય!




ચીન પર ઉગામાએલો જાપાની મુક્કો

ચીન દેશ વસ્તી અને ક્ષેત્રફળમાં આખા યુરોપ ખંડ જેવડો થવા જાય છે, એટલું જ નહિ પણ એની સંસ્કૃતિ પુરાતનતામાં હિંદની સંસ્કૃતિની જોડાજોડ ઊભે છે. પરંતુ અઢારમા ને ઓગણીસમા સૈકામાં હિંદ જેમ ઇંગ્લંડનું શિકાર બન્યું તેમ ગયા સૈકાના ઉત્તરાર્ધમાં અને ચાલુ સૈકામાં ચીન પણ પાશ્ચાત્ય રાષ્ટ્રો ને જાપાનનું શિકાર બની ગયું છે. તેને સરકારી બનાવવાને બહાને આજ સુધી એ ઠગોએ એનું રાષ્ટ્રશરીર ચૂસવામાં કાંઈ કમી રાખી નથી. ચીન કદાચ નવા મહાયુદ્ધનું કેન્દ્ર બને તો યે તેનું મુખ્ય કારણ તો સામ્રાજ્યવાદી સત્તાઓના તેમાં સંડોવાએલા હિતો જ હશે.

આ લડાઈ પાછળ જાપાનનો ઇરાદો તો ઉત્તર ચીનના હોપે, શાન્ટુંગ, શાન્સી, ચહાર અને સુઈયુઆન એ પાંચ પ્રાંતોનું એક નવું સ્વતંત્ર રાજ્ય મધ્ય ચીન અને સોવિયેટ યુનિયન વચ્ચે ઊભું કરવાનો છે. પરંતુ ચીન પણ સામે મજબૂત મોરચા માંડી રહ્યું છે. અંદર અંદરના બધા મતભેદો ભૂલી જઈને તેના બધા પક્ષોએ આજે સંયુક્ત સામનો રચ્યો છે. સોવિયેટ તેની મદદમાં છે ને રાષ્ટ્રસંઘને પણ એણે યાદી મોકલી આપી છે. એટલે જાપાનના મોરચા સફળ નીવડવામાં શંકા રહે છે. લડી લેવાનો જ તેનો નિર્ણય હોય તો યે તેને લાંબા યુદ્ધમાં ઉતરવું પડશે એ ચોક્કસ છે. એવું યુદ્ધ જાપાન જીરવી શકશે? હાલ તો એક માત્ર જર્મની જ તેનું મિત્ર છે ને તેની પાસે તો મદદ કરવા પૂરતાં નથી નાણાં કે નથી કાચો માલ. વળી જાપાન પાસે સોનાનો સંગ્રહ નજીવો છે એટલું જ નહિ, એ દેવાદાર પણ છે

પરંતુ હાલ તુરત તો જાપાન પોતાનો ઇરાદો જતો કરવા બીલકુલ તૈયાર નથી એમ જ જણાય છે. આજકાલથી નહિ પણ તેંતાળીસ વર્ષથી તે ચીનને ગળવાનો પ્રયત્ન કરી રહ્યું છે. ઇ.સ. ૧૮૯૪માં કોરીઆ ઉપરનું ચીનનું વર્ચસ્વ નકારી તેની સામે એ લડ્યું ત્યારથી તે આજ સુધીના એ તેંતાળીસ વરસની તવારીખ આ નીચે આપી છે, જે એ બાબત પર વધુ પ્રકાશ પાડશે.

૧૮૯૪-૯૫—પહેલો ચીન જાપાન વિગ્રહ, જેમાં જાપાન ચીન પાસેથી ફૉર્મોસા, પેસ્કાડૉર્સ ટાપુઓ અને મંચુરિયાના લિયાઓટુંગ દ્વીપકલ્પ ખૂંચવી લે છે. યુરોપિયન સત્તાઓ 'પીળા ભય'નો પોકાર ઉઠાવે છે ને એ સાથે હતભાગી ચીનનો, હાથ લાગે એટલો મુલક પચાવી પાડવા પડાપડી કરે છે.

૧૯૦૦—ચીનમાંથી પરદેશીઓને હાંકી કાઢવાની ઝુંબેશ ઉઠાવતો 'બૉક્સર' બળવો. પરદેશીઓની કતલ. આંતરરાષ્ટ્રીય લશ્કરે પેકિંગ (હવે પાઇપિંગ) લઈ લેના

ઑગસ્ટ—૯ જાપાન નાનકાઉ શહેરનો આગથી નાશ કરે છે. એના પ્રત્યુત્તર રૂપે ચીન ત્રણ ઠેકાણેથી સુઇયાન રેલવે ઉડાવી દે છે. ઑગસ્ટ ૧૧ વચ્ચે જાપાની લશ્કર શાંઘાઈ પહોંચી જાય છે. ત્યારથી ઉત્તર ચીનને બદલે એ જ યુદ્ધપ્રવૃત્તિનું કેન્દ્ર બને છે.

આ આજ સુધીનો પ્રતિહાસ છે, ચીને આ પેશકદમી સામે જબ્બર જેહાદ ઉઠાવી છે. અને જગત આતુર નજરે એ જોઈ રહ્યું છે.

# દીવાસળીના ખેલ

નવરા પડ્યા હો ને ગમ્મતનું બીજું કોઇ સાધન ન હોય તો માત્ર એક દીવાસળીની પેટી વડે પણ તમે કેટલાયે નુસખા કરી શકો.



ચિત્ર નં. ૧

ચિત્ર નં ૧ મા બનાવ્યા મુજબ એક દીવાસળી આમ ભાગીને પેટીના બંધ ખાનામા ગોઠવો અને પછી બીજી દીવાસળી, તેનો ગોગરો પહેલી દીવાસળીના છેડાને અડે એવી રીતે ઊભી ગોઠવો. પછી એ બંને દીવાસળીઓના મોગરા ત્રીજી એક દીવાસળીથી ચેતાવો. જુઓ! ઊભી દીવાસળી કેવી ઊંચે ચડે છે તે!



ચિત્ર નં. ૨

ચિત્ર ૨: પહોળા મોંના શીશાના ગાળામા આવી જાય એવો એક નાનો સિક્કો લો. પછી શીશાના મો પર, ચિત્રમા બનાવ્યા પ્રમાણે ભાગેલી દીવાસળી મૂકો તેના પર સિક્કો મૂકો ત્યાર બાદ જ્યા એ દીવાસળી ભાગી હોય ત્યા પાણીનું એક ટીપુ મૂકો થોડી જ વારે બને પાંખિયા લબાશે ને સિક્કો શીશામા પડી જશે.



ચિત્ર ન ૩

એ જ સિદ્ધાત પર બીજી ગમ્મત થઇ શકે. પાચ દીવાસળી અરધી ભાંગીને ચિત્ર નં. ૩ મા બનાવ્યા પ્રમાણે ગોઠવો. પછી એની વચ્ચોવચ પાણીનું એક ટીપુ મૂકો એટલે બધી દીવાસળી ચિત્ર ન ૪ થામા બનાવ્યા પ્રમાણે ગોઠવાઇ જશે.

જાદુગરો વળી દીવાસળી વડે એક અજબ તમાશો કરે છે. પાણીના ગ્લાસની અંદર, માત્ર તળિયુ જ ભીંજાય એટલા પાણીમા ચિત્ર નં ૫ માં બનાવ્યા મુજબ આઠ દીવાસળીઓનો એક વ્યૂહ ગોઠવે છે. પછી પોતાની જાદુઇ લકડી જેવી લાકડીઓ કાઢી, તમાશબીનોને સમજાવે છે કે આ દીવાસળીઓ એના કહ્યા મુજબ જ વર્તશે એ લાકડીઓ બીલકુલ કાળી હોય છે, પણ તેને છેડે જાણે હાથીદાંત જડેલા હોય એવા દેખાય છે. એમાની એકને, તેના હાથીદાંતવાળા છેડાથી જાદુગર ગ્લાસમાં બોળે છે કે તરત બધી દીવાસળીઓ વીખરાઈ જાય છે ને એવી જ રીતે બીજી બોળતા બધી પાછી ગોઠવાઇ જાય છે! આમા જાદુ એ હોય છે કે એ લાકડીઓ વાસની નહિ, પણ ખાંડ અને સાબુની બનાવેલી હોય છે એના પર કલાઇનું પતરું ચડાવી ને એવી રીતે રંગેલો હોય છે કે ગીસમની જ દેખાય ને એ ખુલ્લા છેડા હાથીદાંતનો ભ્રમ કરાવે. સાબુ પાણીને શોષી શકતો નથી, એટલે પાણીમા તે બોળતાં તેણે રોકેલી જગ્યા દીવાસળીઓને વીખેરી નાખે છે, જ્યારે ખાંડ પાણીને શોષતી હોઇ એ બધાને પાછી એકત્ર કરે છેઃ આ એની પાછળનો જાદુ!



ચિત્ર નં ૪



ચિત્ર નં. ૫



## મંગલદીપિકા

લેખકના, આ દીવાળીએ બહાર પડનારા કાવ્યસંગ્રહ 'દીપશિખા'ના નામને અનુલક્ષતી વાનગી આ દીપિકાપર્વે ઉતારીએ:

• દ્રુતવિલંબિત •

જીવનમંદિર મંગલ માલિકા
સુભગ દીપશિખાની દીપાવવા,
નભવિતાનથી શુભ્ર નિહારિકા
જગતચૉકમહીં અવતારવા,
હૃદયમાં અભિલાષ ધરી ફરૂં,
જ્વલિત જીવન વિશ્વનણું કરૂં.

નિરખી સુપ્રભ મેં સઘળી દિશા,
સદન સોહી રહ્યાં દ્યુતિમંડળે;
હૃદયમંદિર સર્વ શિખા જલે;
નહિ અચેતન કો નહિ ત્યાં નિશા.
દ્યુતિ અનસ્ત લસે પથદર્શિકા,
તદપિ કેમ ધરે ઉર ધૃષ્ટતા?
સદન શું નિજ એક દીપાવતા
નહિ બને કૃતિ મંગલદીપિકા?

**અમીદાસ**

## દીવાટાણું

ગૃહજીવનનું એક મનોહર ચિત્ર

• પૃથ્વી •

પ્રદીપ લઇ સોડચમાં નવવધૂ અગાશી ભણી
ચઢી પગથિયાં રહી તૃતીય માળનાં, સાચવી
રખે દીપક હોલવાય! તુલસી તણા છોડની
જઇ નજીક, વંદના કરી, પ્રદીપ ત્યાં ઠેરવી,
પછી ગગનમાં જુએ ઉતરતી કળા સૂર્યની.

**જયંતીલાલ આચાર્ય**

## શૈશવ

તદ્દન કિશોરવયના એક નવા (ને આશાસ્પદ) કવિનો પરિચય

• મંદાક્રાન્તા •

ભૂલ્યો ના હું મુજ શિશુપણું, ભૂલવા યે ચહું ના,
આલેખાયાં સ્મૃતિફલક પે ચિત્ર કૈં બાલ્ય કેરાં.
આનંદે હું બટુક શિશુઓ સાથમાં ખેલતો'તો
ગિલ્લીદંડા, હતુતુ અથવા ગોળકુંડી વગેરે.

ભાગોળે જે વખત બહુ યે આમલીકાતરોની,
વા ટેટાની, વિધવિધ ઘણી ફેરવંતો ઉજાણી.
કોઇ સાંજે સરિતતટ પે રેતમાં સાતતાળી
ખેલી, થાકી, ક્ષુધિત થઇને ઘેર પાછા ફરંતા.

વ્હેલી રાતે વદન હસતે વાળુ માતા જમાડે,
ધીરે ધીરે સકલ ગૃહનાં કામનો પાર આવે;
અંતે દાદા લઇ નિજ હુકો વાત મીઠી કહેતા,
ટોળે બેસી સરવ બુલકાં ખૂબ ભાવે સુણંતાં.

હાવાં કોઇ નવ લહી શકું બાલ્ય કેરી મજાઓ,
બાલ્યાવસ્થા અગર ન રહ્યાં સાથમાં મેરુઓ કો.
ત્યાગી મેં તો જનમભૂમિ, ને ત્યાગિયો છે મને યે
જોઇ મારૂં મુખ છલકતી હેતથી માવડીએ.

**રજનીકાન્ત દેસાઇ**

## સાધના

શ્રી ઉમાશંકર જોષીના 'હું ગુલામ'ને પગલેપગલે—એક પ્રોત્સાહકાવ્ય

• ગુલબંકી •

હું હતાશ?
ક્ષુદ્ર આ પરાભવે બનું કદી ય હું હતાશ!

સુધ્યેય સ્પષ્ટ પેખતો,
વિધેય સ્પષ્ટ દેખતો,
ન તો પછી પરાજયો, પરાજયો લહૂં મને.

પ્રધાન ધ્યેય પામવું,
ન અલ્પથી વિરામવું,
હજાર હાર છો મળે, ન હાર એ દમે મને.

ચડું, પડું, ફરી ચડું,
અદમ્ય પૌરુષે લડું,
પરાક્રમે પડે મજા, ન સિદ્ધિની તમા મને.

વિશુદ્ધ સાધના કરૂં,
મથી મથી મથી મરૂં,
ભલે હું ધ્યેય ના વરૂં, ન જંપવું ગમે મને.

છો થતું બધું ય નાશ,
ના કદી-બનું હતાશ.

**લાભશંકર પાઠક**

# ચિત્રકળામાં સ્વશિક્ષણ



ચિત્રકળામાં આકૃતિઓ દોરતા અંદરના પ્રમાણો સાચવવાનું ઘણુ મુશ્કેલ લાગે છે. આથી, શરૂઆત કરનાર માટે છાયાચિત્રો કરવાનુ કામ આકર્ષક અને સરળ જણાશે તેમા ચિત્રની બહારની રેખાઓને બરાબર સાચવી લઇને પછી અંદરનો ભાગો બધો કાળી શાહીથી ભરી દીધો હોય તો ઘણુ ઉઠાવદાર ને સંપૂર્ણ ચિત્ર બની શકે છે. માત્ર વેલ, પાન, ફૂલો કે સુશોભનો પણ એક છાયાના રંગમા સરસ લાગે છે

છાયાચિત્ર સરળ લાગવાનુ મુખ્ય કારણ તો એ છે કે મનુષ્યને આકૃતિની કોઇપણ જાતની છાપ પહેલ વહેલી પડછાયામા દેખાઈ અને તેથી આકર્ષાઇને તેણે તે પત્થરમા કે ભીંત ઉપર ઉતારવા પ્રયત્ન આદર્યો પ્રાચીન કાળના ચિત્રો ઘણે ભાગે છાયાચિત્રના જ વારસો લાગે છે એ ચિત્રોમા ઘણીવાર આંખકાનનુ ઠેકાણુ જણાતુ નથી, પણ નાક, કપાળ, દાઢી વગેરે પડછાયો પાડીને જ ચીતરેલા હોવાથી પ્રાચીન કાળનો ચિતારો એ અંગો ચીતરવામા તો કુશળ બની ગયો આમ, આખી માનવજાતિને જે પદ્ધતિથી ચિત્રકળા સાધ્ય થઇ તે જ પદ્ધતિ વ્યક્તિને પણ માર્ગરૂપ બનશે

છાયાચિત્ર ભરનારે બધુ જ કાળુ ભરવુ જોઇએ એવુ નથી. આકૃતિનો ફરતો ઘાટ રેખાઇ ગયો હોય તો અમુક ઘાટ ગમે તે રંગમા ગણી આસપાસની બો કોઇપણ જાતના ઘેરા રંગે ભરી દેવાય, અથવા બો આખી પ્રથમ કોઇ રંગે રંગીને તે ઉપર મુખ્ય આકારને ઘેરા રંગ કે શાહીથી ભરીને ચીતરાય

ચોરસ પાડીને ચીતરવાની રીતે જેને ફાવી ગયુ હોય તે આવા ચિત્રોમા અનેક પ્રકારો ખીલવી શકે છે. ભાઇ કનુ દેસાઇના બે ચિત્રો 'મંદિરે' અને 'પૂજન ભણી' છાયારચનામા કરવાને ચોરસ નાખીને આ સાથે છાપ્યા છે. એના પરથી જોઇએ તેવડા માપના ચિત્રપટો થઇ શકે કોઇ ભીંત પર માનવી જેવડા પાત્રો પાડી શકે. કાપડ પર રેખા નાખીને ભરતથી ભરીને અથવા કપડાના કટકા કાપીને એક પર બીજા ચોડી છાયા બનાવી શકે. સોનેરી રૂપેરી રંગોથી પણ નવી છટા કરી શકાય.

છાયાચિત્રની પ્રેરણા લઇને કોઇ વળી જુદાજુદા ચિત્રોમાંથી પક્ષીઓ પાન વગેરે જોઇતા માપમા મોટા કરી લઇ ચંદ્ર, પક્ષીઓ, વૃક્ષો વગેરે પરથી ચિત્ર ભુગ-



છૂટાં પણ યોગ્ય રી ... શકે અને ઉચ્ચ પ્રકારના કામ પર હાથ જાગે તે પહેલાં પણ રંગો અને આકારની નવીનવી સૃષ્ટિ સરજી શકે. દરેક ક્રિયામાં હાથ વધુ છૂટો થશે અને આંખમાં નવાં માપતાલ સમજાતાં જશે.

ચિત્રકામ કરનાર વિદ્યાર્થી પાસે ચિત્રસંગ્રહ તો હોવો જ જોઇએ. વખતોવખત માસિકોમાંથી કે ચોપાનિયાંમાથી પોતાને ઉપયોગી થાય અથવા આકર્ષક લાગે એવા આકારો, પાત્રો, દશ્યો વગેરેના કાપલા કોરા પાનાંની એક ચોપડી ઉપર ચોડી જ રાખવા જોઇએ. લાંબી કાતર અને ગુંદર કે લાહીનું પાત્ર હમેશાં તૈયાર જ રાખવું. આ રીતે ચિત્રો વીણવાની અને ભેગાં કરવાની ક્રિયામાં એવું ઘણું શિક્ષણ મળશે કે જે કોઇ પણ ગુરુ આપી શકશે નહિ. એથી મનને વસ્તુઓ શોધીને તરાપ મારવાની એક પ્રકારની કવાયત મળશે. યાદશક્તિમા ત્વરા અને ચોકસાઇ આવશે તથા અનેકવિધ રીતો અને ગોઠવણોમાં ઊંડી સમજ વધશે. સાધારણ ચિત્રકારને સુશોભન કે આલેખન માટે એ સંગ્રહ બહુ જ ઉપયોગી બને છે. ચિત્રકારે પોતાના મૌલિક સર્જન માટે તો ખરેખરા પદાર્થોનું કે પાત્રોનું નિરીક્ષણ કરવું જોઇએ; પણ જેઓ હજુ ચિત્રકળાને ઉંબરે છે તેમને પ્રત્યક્ષ દેખાતી વસ્તુઓની કદર હોતી નથી. તેઓ બીજા કલાકારોએ મૂકેલી સીડીઓને આધારે દૃષ્ટિ વધારે સુધારે છે. આ લેખમાળા સાથે અપાતા નમૂના પરથી જેમણે થોડોઘણો યે પ્રયાસ કર્યો હશે તેમને આ બધી વાતોની પ્રતીતિ માટે મુશ્કેલી નહિ જણાય.

'કુતૂહલ' નામનું આ સાથેનું એક સાદું રેખાચિત્ર પણ ઘણાને ગમશે. પણ તેની ખરી મજા તો તે ગોઠું દોર્યા પછી અને એમાંનાં ચંદ, આકાશ, વૃક્ષો



પાણી વગેરેમાં રંગો ભરાયા પછી જણાશે. રંગો ભરવાને કાગળ પર રબર જરાપણ વાપર્યું હોવું ન જોઇએ. ચોરસની મદદથી ચિત્રરેખા તૈયાર થાય એટલે બીજા સ્વચ્છ કાગળ ઉપર તે કેમ ઉતારી લેવી તે માટે અગાઉ સૂચના અપાઇ ગઇ છે તે ભૂલાઇ નહિ હોય.

(ચાલુ) રવિશંકર રાવળ

(હવે પછીનાં પ્રકરણોમાં ચોરસની સહાય વગર ચિત્રો કરવામાં કેમ વર્તવું તેની સૂચનાઓ અને પાઠ અપાશે. અત્યારસુધી લખાએલી બાબતોમાં કોઇને સમજણ ન પડી હોય અથવા વધારે ખુલાસો જોઇતો હોય તો જવાબ માટે એક આનાની ટિકિટ સાથે લેખકને પૂછવું.)

## મેંદીનાં પાન

જગતનો ઇતિહાસ એ એક મહાકાવ્ય છે. તેમાં પ્રત્યેક રાષ્ટ્રનો ઇતિહાસ એ એક એક અધ્યાય છે, અને પ્રત્યેક માણસનું ચરિત્ર તેનો એક એક શબ્દ છે.

કરે તેનું કામ, રાખે તેનું દામ, ને ભજે તેનો રામ.

અન્યાયથી મળેલા જય કરતાં ન્યાયથી મળેલો પરાભવ વધુ ગરવો છે.



# જીવનનું પરોઢ

આ લેખમાળાની શરૂઆતમા જણાવેલુ 'તચ્ચ સસ્મૃત્ય' ખરેખર હવે શરૂ થાય છે, એટલે અહીંથી બીજો વિભાગ પાડી નાખ્યો છે લેખક એ વિષે લખે છે કે '૧૯૧૨થી ૧૯૧૪ના ઑગસ્ટ સુધી—જર્મન યુદ્ધના પ્રારંભ સુધી બે વરસના ગાળામા જ મારા આ પુસ્તકનો મુખ્ય ભાગ છે એ જ ગાળામા સત્યાગ્રહની છેલ્લી લડાઇ, ફીનિક્સની છાવણી અને બાપુજીના મોટા ઉપવાસો વગેરે બ યુ છે બાપુજીની સીધી તાલીમ પણ એ બે વરસમા મને સાપડી છે અને ટૉલ્સ્ટૉય ફાર્મ પરતુ બાપુજીનુ ખડતલ તપસ્વી જીવન પણ આ જ વિભાગમા આલેખાયુ છે ત્રીજો ભાગ સત્યાગ્રહની છેલ્લી લડાઇની કથાનો આવશે અને ચોથો ભાગ સમાધાની પછીનો આવશે, જેમા સત્યાગ્રહાશ્રમની સ્થાપના સુધીની વાત આપવા ધારૂ છુ'

## ભાગ બીજો • પ્રકરણ પહેલુ
## બાપુજીનું પ્રથમ દર્શન

સાત વરસની નાની વયે બાપુજીએ મને રમાડેલો એ કઇ બાપુજીના દર્શન ન કહેવાય. દુનિયાની નજરે તેઓ જેમ એ દિવસોમા અલૌકિક નહોતા બન્યા તેમ મને પણ તેઓ ઘરના સાધારણ મુરબ્બીથી વિશેષ ન હતા અનેક બાળકોને જેવું પોતાના દાદા પ્રત્યે વિશેષ આકર્ષણ અને પૂજ્ય ભાવ હોય છે તેવુ મને તેમના પ્રત્યે હોય એ સ્વાભાવિક હતું પરતુ દસ વરસની ઉમરે થએલુ તેમનું દર્શન જ ખરૂ જોતા મારે માટે તેમનું પહેલુ દર્શન હતું. એમના આવવાની રાહ જોવાની હતી ત્યા મગનકાકાએ આવી એક બપોરે ખબર આપ્યા કે બાપુજી ડરબન આવી પહોચ્યા છે, રાતે ફીનિક્સ આવશે ને આવતી કાલે આપણે ત્યા જ જમશે સાથેસાથે ભોજનમા શુ અને કેટલું જોઇએ તેની ચર્ચા પણ મારી બા સાથે કરી લીધી.

જૂના લોકો રાધણછઠને દિવસે ચૂલાને કારખાનુ બનાવી મૂકે છે તેવી રીતે અમારે ત્યા રાધવાની ધમાલ થઇ રહી કોઇ પણ ચીજમા સબરસ નાખ્યા સિવાય અનેક વાનગીઓ તૈયાર કરવામા મારી બા અને કાકી ગુથાઇ ગયા એમની મદદમા રહી મેં પણ નાના નાના કામ કરી આપ્યા એટલા બધા કલાકો રસોડામા ગોધાઈ રહેવુ મને સાધારણરીતે ન રૂચતું, પણ બધુ કામ બાપુજી માટે હતું, એટલે મારી બા પાસેથી ઉલટુ માગીને, મગફળી ફોલવી, સાકર દળી આપવી, બદામ છોલી આપવી વગેરેમા આખો દિવસ મેં વીતાડયો તૈયાર થએલી વાની બરાબર છે કે નહિ એ જોવાનું મળતું તેમા પણ મને કઇ ઓછો લાભ નહોતો.

બીજે દિવસે સવારે ઊઠતાની સાથે જ હૂ બાપુજીને ઘેર પહોચ્યો. તેઓ રાતે આવી ગયા હતા પહેલાની જેમ એમને ખભે ચડી જવા જેટલો નાનો તો હુ હવે નહોતો રહ્યો વળી તેઓ એક જ દિવસ રોકાવાના હતા એટલે એમને કામ પણ ખૂબ હતું, તેથી તેઓ મને ક્યાથી બોલાવે કે રમાડે ? છતા હું એમની આગળીએ ને આગળીએ વળગી રહ્યો એમની વાતો તો કઇ સમજુ નહિ પણ એમની પાસે ઊભો ઊભો એમનું મોઢુ જોયા કરૂ ઘરમા આગલો આખો દિવસ કામ કરેલુ, પણ બાપુજી આવ્યા તે દિવસે મને મારી બાને પાણીનો લોટો ભરીને આપવો પણ કડવો ઝેર જેવો થઇ પડતો પ્રેમના મુખ્ય મુખ્ય કામ કરનારાઓ સાથે વાતોમા બાપુજીએ સવારનો વખત ગાળ્યો, અને એ બધો વખત હું એમના ચહેરાના ભાવો જોતો થાકો નહિ. ફીનિક્સના મોટામોટા માણસો પણ તેમની પાસે સાવ ટીચુકડા જણાતા હતા બાપુજીનો એકએક બોલ બહુ ગભીરતાથી નીકળતો હતો અને સાભળનારા શબ્દેશબ્દે વધુ ચિંતાગ્રસ્ત ને ઊડા વિચારમા પડી જતા દેખાતા હતા

લગભગ એક વાગ્યે બાપુજી અમારે ત્યા જમવા આવ્યા ઘરમા બે મોટા ટેબલ હતા તે અડોઅડ મૂકી, બન્ને ટેબલ ધોળા સફેદ ચાદરોથી ઢાકી દીધા. થોડે થોડે અંતરે ખુરશીઓ મૂકી ટેબલના બે છેડા પર બે અને વચ્ચે ચચ્ચાર પાચ પાચ, એમ બધી મળીને બારેક ખુરશીઓ મૂકી પછી ટેબલ ઉપર ખીરનું તપેલુ, તેની બે બાજુએ રકાબીમા રોટલીઓનો ખડકલો, ત્રણ ચાર ડઝન કેળા, સુધારેલાં ટમેટાં, તેનું શાક, સંતરા, નારંગી, લીંબુ, મગફળીના દાણા: મગફળીપાક, મગફળી ખાડીને ઘી જેવો કરી નાખેલો તેનો ભૂકો (નટ બટર) તથા બીજી કેટલી યે ચીજો ટેબલ ઉપર ગોઠવાઇ ગઇ. બધી જ ચીજો અત્યારે યાદ નથી

રહ્યા, પણ એ લાંબું ટેબલ એક છેડેથી બીજા છેડા સુધી આખું ભરાઈ ગયું હતું. બાપુજી કંઈક આઠ દસ જણાની ટોળી લઈ જમવા આવ્યા. બરોબર ટેબલની વચ્ચોવચ્ચ એક ખુરશી ઉપર પોતે બેઠા, અને ટેબલ ઉપર જે જે મૂક્યું હતું તે તપાસી લઈ પોતાની આસપાસ બેઠેલાંઓનાં ભાણાં પીરસવા મંડી ગયા. ખીર, રોટલી, શાક વગેરે જમાઈ ગયું એટલે ફળ ઉપર કામ ચાલ્યું. કેળાં નારંગી વગેરે રકાબીઓમાંથી ઉપાડી પાસે બેઠેલાને તેમજ દૂર બેઠા હોય તેને પણ આગ્રહ કરીકરી આપતા જાય અને પછી પોતે ખાતા જાય. જમી લીધા પછી પણ તેમણે મોટાં વસાઈ જાતનાં કેળાં, મગફળીપાકના ઠીક ઠીક મોટાં એક પછી એક ચોસલા, કેળાની સાથે પેલું નટબટર, વળી ફોલેલા મગફળીના દાણા, પછી બદામ અખરોટ જેવી ચીજો ખાધી. તેમની સામે બેઠાબેઠા મેં આ બધું જોયા જ કર્યું. મને પચે નહિ, ગૂમડાં થાય, તાવ આવે વગેરે ડરને લીધે મને એવી ચીજો માંડ દાંતમાં ચોંટી રહે એટલી જ મળતી. બાપુજીની પાસે આ બધાં ફળો પણ પાંસરા ચાલે છે, કંઈ નુકસાન નથી કરતાં, એ જોઈ મને ખૂબ આશ્ચર્ય થયું. લગભગ દોઢ કલાક જમી રહ્યા. જમતાજમતા પણ બાપુજીએ કામ સંબંધી કેટલીયે વાતો કરી. એ દોઢ કલાક નકામો ન જવા દીધો.

જમીને બાપુજી સીધા પ્રેસમાં ગયા. ત્યાં સાવ ખૂણામાં દફતરનો એકાંત ઓરડો હતો તેમાં મેજ પર કામે વળગી ગયા. તેમના કામમાં ખલેલ ન પડે તે સારુ બીજું કોઈ ત્યાં ગયું નહિ. હું પણ ન જઈ શક્યો.

સાંજે રવિવાર ન હોવા છતાં બાપુજીને ઘેર 'મીટિંગ' થઈ. એ દિવસોમાં 'મીટિંગ' માત્ર રવિવારે બપોરે ત્રણથી પાંચની વચ્ચે થતી અને અંગ્રેજી–ગુજરાતી ભજનો ગાઈ સૌ છૂટાં પડતાં. બાપુજી હોય ત્યારે રોજ રાત્રે પણ થતી. પણ આજની મીટિંગ તો રાતના મોડે સુધી ચાલી અને ઊંઘે મને વહેલો ઘેરી લીધો.

બીજે દિવસે સવારે બાપુજી ડરબન જવા ઉપડ્યા. મારા પિતાશ્રી પણ તેમની પાસે ગયા એટલે મને પણ ડરબન સુધી તેમની સાથે જવાનું મળ્યું. ડરબન પહોંચી અમે સીધા પૉઈંટ (બંદર) ઉપર ગયા. હું ભૂલતો ન હોઉં તો મિ. પોલાક હિંદુસ્તાનથી પાછા આવવાના હતા અને તેમના સ્વાગત માટે પૉઇંટ ઉપર અનેક હિંદુ, મુસલમાન પારસી સજ્જનો એકઠા થયા હતા. આગબોટ બારામાં આવી ગઈ હતી, પણ તેને ગોદીમાં આવવાને હજુ વાર હતી તેથી બાપુજી, રુસ્તમજી શેઠ, દાઉદ શેઠ, ઉમર શેઠ વગેરે ડરબનના આગેવાનો સાથે વાતચીત કરતા ગોદીના ઓટલાની ધારથી અંદરના ભાગમાં ગોડાઉન પાસે ઊભા હતા. એ ટોળામાંથી બહાર નીકળી હું પિતાશ્રી સાથે સ્ટીમર ઊભવાની જગ્યાએ પહોંચ્યો. સ્ટીમર આવી. તે પરથી સીડી મંડાઈ. એ સીડીથી પાંચ સાત ડગલાં એક તરફ અમે ઊભા હતા. પિતાશ્રી અને તુતક પર ઊભેલા મિ. પોલાક વચ્ચે કુશળ સમાચારની આપલે શરૂ થઈ. મારું ધ્યાન જાડાં જાડાં દોરડાં વડે સ્ટીમર જમીન સાથે જકડાઈ રહી હતી તે તરફ હતું. એટલામાં વીસેક વરસનો એક અંગ્રેજ જવાન–જે બંદર ખાતામાં કંઈક હોદ્દો ધરાવતો હશે તે–ત્યાં આવ્યો અને સ્ટીમર તથા અમારી વચ્ચેની સાંકડી જગ્યામાંથી પસાર થયો. જતાં જતાં ઉદ્ધતાઈપૂર્વક તેણે પિતાશ્રીને કહ્યું, 'ચાલ, ખસ અહીંથી.' તેને રસ્તો જોઈતો હશે એવા ખ્યાલથી પિતાશ્રી એક ડગલું પાછળ હઠ્યા ને ફરી વાતે વળગ્યા. એક મિનિટ થઈ ન થઈ ત્યાં પેલો પાછો આવ્યો અને કહ્યું 'ચાલ ખ . . . સ.' પિતાશ્રી ન ખસ્યા અને એમ ને એમ વાતો કરતા ઊભા રહ્યા. પેલાનો મિજાજ ગયો અને ઘુરકીને બોલ્યો કે 'કેમ અંધ્યા! તને આ સીડી પાસેથી ખસવાનું કહું છું તે ખસતો કેમ નથી? ચાલ, ખસી જા અહીંથી.' એમ કહી તે પિતાશ્રીને ધક્કેલવા આવ્યો. પિતાશ્રી પેલાને કંઈ જવાબ દે અથવા ખસે એ પહેલાં તો વાત કરતાં કરતાં બાપુજીનું અને આખા ટોળાંનું ધ્યાન આ ગોરા જુવાન તરફ ખેંચાયું. અને પેલાએ જે રાડ નાખી હતી એથી બમણે ઊંચે અવાજે બાપુજી ત્રાડૂકી ઊઠ્યા: 'એ એક તસુભાર પણ ખસશે નહિ.' ('He shan't move an inch!') આવા ઓચિંતા હુમલાથી એ જુવાન અમલદાર સ્તબ્ધ થઈ ગયો કે આ વળી કોણ! પિતાશ્રી સામેથી ખસી તે ઘુરકતો બાપુજી સામે આવ્યો અને કહેવા લાગ્યો, 'શા માટે નહિ ખસે! એને ખસવું જ પડશે. કંઈ સ્ટીમર ઉપર ચોરીઓરીથી ચડી જવું છે શું!' બાપુજીનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠ્યો: તેમણે એવા ને

એના તાગ્મરે કહ્યું, 'નહિ, નહિ, એ એક તસુભાર પણ નહિ ખસે. તારે શું કરવું છે?' ધાંધલ વધે તે પહેલાં બીજા મોટા અંગ્રેજ અમલદારો પણ ત્યાં ભેગા થઈ ગયા. તેમણે એ યુવકને વારી લીધો અને સમજાવ્યો કે 'એ "ગાંધી" છે, સામાન્ય કૂલી નથી. એની આગે વળી તું ક્યાં ઝગડે છે? એ અને એના માણસો એમ કંઈ ચોરી કરી સ્ટીમર પર જાય એવા નથી.' એમ કહી તેઓ એ યુવકને ત્યાંથી લઈ ગયા. એને જતો જોઈ નીચે ઊભેલા હિંદીઓના ટોળાએ અને ઉપરથી આખી સ્ટીમરના હિંદીઓએ 'શરમ' 'શરમ'ના પોકાર કરી પેલા બિચારાને લજવી માર્યો.

આવેલા મહેમાનોને મળી કરીને બાપુજી પાછા જોહાનિસબર્ગ જવા ઉપડ્યા. એકાદશી હોવાથી તે દિવસે તેમણે કંઈ પણ ખાધું નહોતું. સવારથી સાંજ સુધી ઊભે પગે એકધારું કામ કરતા જ રહ્યા અને ઉપવાસ છતાં પણ સારી પેઠે ચાલ્યા એ નિહાળી, મારો તેમના વિષેનો અચંબો બેવડાયો.

મને તેઓ પોતાની સાથે ટૉલ્સ્ટૉયવાડી ન લઈ ગયા એ દુઃખ મને આકરું હતું, પણ તેમણે જતાં જતાં મને આશ્વાસન આપ્યું કે 'મહિના પછી હું પાછો આવીશ ત્યારે દેવદાસને તેડતો આવીશ. એ ફીનિક્સ થોડા મહિના રહેશે. અને એ ફરીને પાછો ફાર્મ પર આવે ત્યારે તું તેની સાથે આવજે.' મા જતી વખતે રમકડું આપી બાળકને ભોળવી જાય તેમ હું રાજી થઈ ગયો અને બાપુજીની હૂંફને બદલે રમવાની દેવદાસકાકાની સોબતની કલ્પનામાં રાચવા લાગ્યો.

(ચાલુ)

પ્રભુદાસ ગાંધી

## આ લેખમાળામાં એક સુધારો

ગયા ૧૬૧મા (વૈશાખ ૧૯૯૩) અંકમાં પૃ. ૨૫૮ ઉપર બીજા કૉલમના બીજા પૅરેગ્રાફમાં નીચેથી છઠ્ઠી લીટીમાં 'જંગબારમાં પૌંડ શિલિંગ પેન્સનું ચલણ હતું' છાપ્યું છે તેની પહેલાં "મને એવો ખ્યાલ રહી ગયો છે કે" એટલા શબ્દો ઉમેરવા. (ખરું જોતાં એ દિવસોમાં ત્યાં રીગલનું ચલણ હતું. પણ બજારની ઑફિસોમાં બધી જાતના સિક્કા હોવાનો સંભવ —સંપાદક)

# મારી સફર

[૭] કાશીએ જતાં રસ્તે એક ગામમાં મારા સાધુપણામાં લોકોનો ભક્તિભાવ વધ્યો અને મને પણ કોણ જાણે શી ધૂન ચડી, કે ખરેખર મુનિ બનીને જ બેસી ગયો. પણ પછી તરત વિચાર આવ્યો કે સ્વામી દયાનંદને પૂજનારો હું ઢોંગ ન કરી શકું.

એક જ ઊંઘે સવાર થયું. મોસૂઝણું થયું હતું. ઊઠીને સાબરમતીને કિનારે ગયો. પરવારીને પાછો આવ્યો ત્યારે બાવો જાગી ગયો હતો. મને આવી ટાઢમાં ઠંડે પાણીએ નાહી આવેલો જોઈને જરા દંગ થયો. મેં તો પોટલું બગલમાં દબાવી ચાલવા માંડ્યું.

'જરા અજવાળું તો થવા દે. દૂધ ખૂબ આવશે. ઉકાળો પીને જજે.'

મેં ના કહી. એ તો મારી પાસે આવ્યો ને થોડી વાર બેસવા કહ્યું. પરસાળને ખૂણે જ હું બેસી ગયો.

'કાશીએ જતાં જતાં દમ નીકળી જશે. એ કાંઈ બેચાર ગાઉનો મામલો નથી.'

'ગમે તે થાઓ, મારે તો જવું જ છે.'

'એક વાત કહું. મને તારી બહુ જ દયા આવે છે. જો અહીં પાઠશાળા છે. અહીં રહેજે ને ભણજે. જે જોઈશે તે હું આપીશ. મારે તો બીજું શું છે? આ મહાદેવની પૂજા કરું ને ભજનમાં મસ્ત રહું.'

'ના, મારે તો કાશી જ જવું છે.'

બાવાએ ઘણીઘણી લાલચો આપી. મહિને ઉપજ ઘણી આવે છે. ખૂબ આનંદ થશે. એનો છેવટનો મુદ્દો હું કળી ગયો. તે મને ચેલા તરીકે મૂંડવા ઇચ્છતો હતો. દૂધની રાહ જોયા વિના ચાલતો થયો. સૂર્યોદય થતાં સુધી નદીકિનારે ચાલતો રહ્યો. ધોરી રસ્તો સાબરમતી પાર જતો હતો. કોઈને પૂછ્યા વિના કઈ તરફ જવું એ સૂઝ્યું નહિ. ઘડીક તો બેસી જ રહ્યો. કોઈ આવે અને બતાવે ત્યાં સુધી બેસી રહેવું તો ઠીક નહિ. નકશા-પોથી કાઢીને જોતો બેઠો. અમદાવાદથી આબૂ જતી રેલવે પકડીને આબૂ પહોંચવાનો વિચાર કર્યો. પૂર્વને બદલે ઉત્તરમાં ચાલવાનું હતું. રેલવે પકડવી હોય તો સિદ્ધપુર પહોંચવું જોઈએ. નિર્ણય કર્યો ને ચાલતો થયો.

રસ્તામાં એકબે ગામ આવી ગયાં. પૂછતાં ખબર પડી કે આગળ માણસા આવશે. ઠંડા પવનના ઝપાટા

સહતો ધપવા માંડ્યો. બરાબર બપોર થયા અને એક ગામ પાસે પહોંચ્યો. થોડે દૂર એક આમલીના ઝાડ નીચે થાક ખાવા બેઠો.-માથા ઉપર સફેદ ખાદીનો કકડો બાંધી લીધો હતો. મોં નીચું રાખીને વિચારતો હતો. બેત્રણ છોકરા આવ્યા. ઘડીક તો સામે ઊભા રહીને મને જોઇ રહ્યા. મેં તેમની સામે નજર ન કરી. ચૂપ બેસી જ રહ્યો. છોકરાઓ જતા રહ્યા. તેમણે કોઇને વાત કરી હશે, એટલે બેચાર જણ આવીને ઊભા.

'કોણ છો, સાધુ?' એક જણ બોલ્યો.

હું ચૂપ જ રહ્યો.

'જૈનના સાધુ છો?' બીજો બોલ્યો. હું ચૂપ જ રહ્યો.

'તેમાં જ ન બોલે. જૈનના સાધુ જ સફેદ કપડાં પહેરે ને?' એકે સંમતિ આપી.

આમ પાંચસાત પ્રશ્નો પૂછાયા. હું તો કંઇ પણ બોલ્યા વિના નીચી નજરે બેસી રહ્યો. થોડી વાર ઊભા રહીને તે લોકો ચાલ્યા ગયા. બેત્રણ કલાક હું એમ જ બેસી રહ્યો. ફરી બીજા પાંચછ જણ આવ્યા. તેમાં પહેલાના સજ્જનો પણ હતા.

'મુનિ સાધુ હશે.' કોઇએ કહ્યું.

'ત્યારે જ તો. નહિ તો બીજા સાધુની પેઠે ગામમાં આવીને ન બેસે?' બીજો બોલ્યો.

આપસમાં આ લોકો તર્કો કરી કરીને મારા સાધુપણામા ભક્તિભાવ વધારતા ગયા. મને પણ કોણ જાણે શી ધૂન ચડી, કે ખરેખર મુનિ બનીને જ બેસી ગયો.

'મહારાજ, ગામમા પધારો.'

'હા, હા; કંઇક આત્માને પણ શાંતિ આપો.'

'ટાઢના દહાડા છે. રાતે આવામાં તો ઠરી જ જવાય.'

'અને મહારાજના દેહ પર તો એક કફની જ છે!'

આમ સૌ મને ગામમાં જવા કહેવા લાગ્યા. થોડી વાર બધા શાંત ઊભા રહ્યા. મેં માથું ઊંચક્યું અને બધા સામે જોયું. મારા મોં પર ઊંડી નિર્લેપતા ચોપડાઇ ગઇ હતી. મારી નજર પડતાં જ એકે 'જે જે મહારાજ!' કહ્યું અને તેની નકલ બધાએ કરી. મેં હાથના ઇશારાથી બધાને નીચે બેસવા કહ્યું. સૌ બેઠા. ત્યાં તો આમતેમ જતા પાંચ સાત બીજા પણ ભળ્યા. ટોળું વધ્યું અને છોકરાં પણ દોડી આવ્યાં. કેટલાંક ઊભાં રહ્યાં અને કેટલાંક બેઠાં. બધાંનું કુતૂહલ વધતું જતું દેખાયું. હું પણ પોતાને ખરેખર 'મહારાજ' માનીને બેસી ગયો.

'મહારાજ! ગામમાં પધારો.' એક જણ બોલ્યો.

'હમ ગામમાં નહિ જાતા.' હિંદી-ગુજરાતી મિશ્રણમાં હું બોલી ગયો.

'એમ ત્યારે.....સાધુ એનું નામ. ગામમાં ન જાય. હા. પણ એમને ગામની શી જરૂર?'

'બોલોઃ રામ રામ રામ, સીતા રામ રામ રામ!' મેં તાળી પાડીને ગાવા માંડ્યું.

બધા 'રામ રામ રામ, સીતા રામ રામ રામ' બોલી ઊઠ્યા. આ ધૂન મને ગવડાવતાં સારી આવડતી હતી. બધી શરમ છોડીને હું તો ધૂન બોલવા માંડ્યો અને લોકો ઝીલવા માંડ્યા. ખરેખર રામધૂન જામી પડી. અરધોક કલાક ચલાવ્યું અને લોકોની ભીડ જામી. મનોમન હું હસવા માંડ્યો. વિચાર્યું, કે આ પણ એક વગર માગ્યે મળેલો મોકો છે. જોઇ તો લઉં શું થાય છે? ધૂન પૂરી થઇ અને હું નીચું મોં કરી ગયો. ન બોલ્યું કે ન ચાલ્યું.

'મહારાજ ગામમાં પધારે તો ઘણું સારૂં.' કોઇ બોલ્યું.

'હા, પણ ન આવે તો કંઇ આપણાથી જબરાઇએ લઇ જવાય? પણ મંદિરમાં કંઇ વાંધો નહિ.'

'ત્યાં કોઇ બેરૂં ન જાય!'

'ત્યાં તો કોઇ યે નહિ આવે.'

આમ કેટલીક ચર્ચા થઇ ગઇ. હું તો ચૂપ જ રહ્યો. જેમજેમ હું મૌન ધારણ કરતો ગયો તેમતેમ લોકોની કુતૂહલવૃત્તિ વધતી ગઇ.

આમ ને આમ બે વાગી ગયા હશે. હવે મને તરસ લાગી. પાણી કેમ મગાય? ખરૂં તો મારી શરમે મને મૌન બનાવી દીધો હતો. એ મૌન સાધુતા અર્પી બેઠું. હું પણ પોતાને ખરેખરો સાધુ સમજીને જ બેસી ગયો. તરસનું દબાણ વધતું જ ગયું. છેવટે હાથની અંજલિ વાળીને પાણીની ઇચ્છા દર્શાવી. તરત જ કોઇ દોડ્યું. પાણી આવ્યું અને પીધું. ઘણાં આવ્યાં અને ઘણાં ગયાં. મેં તો એક જ આસને સાંજ પાડી. સૂરજ આથમવા આવ્યો. ટાઢના ભણકારા વાગ્યા.

'મહારાજ! આ ટાઢમાં બહાર ન પડી રહેવાય. ગામમાં ચાલો.' એક ડોસો બોલ્યો.

'કોઇને ઘેર ન જાઓ તો મંદિરમાં રહેજો.'

'મારે ઘેર પધારે તો કંઇ હરકત નથી.'

'હા'લ્યા માસ્તરને ત્યા ફાવશે'

માસ્તર સાહેબ એકાકી હતા તેમણે મને પોતાને ઘેર પધરામણી કરવા ખૂબ કહ્યું મારે તો આશ્રયની જરૂર જ હતી

હું ઊઠ્યો. આગળ માસ્તર ચાલ્યા પાછળ હું અને પછી તો ટેળુ ગયા માસ્તરને ઘેર બેઠા સાજ તો થઇ ગઇ હતી.

'મહારાજને ભોજનનુ શુ ?' કોઇએ કહ્યુ

મેં માથુ ધૂણાવ્યુ 'દૂધ?' માસ્તરે પૂછ્યુ

મેં ડોકુ ડોલાવીને હા કહી આથી મારામા વધારે શ્રદ્ધા બેઠી ગામમા ખબર ફરી વળ્યા, કે કોઇ નાના એવા મુનિ આવ્યા છે અન્ન ખાતા નથી અને બોલતા પણ નથી પછી તો પૂછવુ જ શુ ? નાના ને મોટા ગામડિયા સ્ત્રી પુરુષો આવવા જ માડ્યા તેમા ય સ્ત્રીઓ તો તોબા[1] ભોળા પાથરીને પગે લાગે મારા માથી બાળપણુ તો ઊડી જ ગયુ જાણે પ્રૌઢ હોઉં અને બધા કરતા વધારે વૃદ્ધ હોઉં એમ જ હું ધારી બેઠો

કોઇ પગે લાગે કે કઇ કહે, હુ તો ચૂપ બેસી જ રહેતો આમ ગતના દસેક વાગ્યા બિચારો ગુજરાતી શાળાનો મહેતાજી તો જાણે પોતાને આગણે રામજી પધાર્યા હોય એવો ઉલ્લાસિત દેખાતો હતો મને ઊંઘ આવવા લાગી એટલે 'રામ રામ રામ, સીતારામ રામ રામ'ની ધૂન બોલ્યો ઘણા માણસો બેઠા હતા બધાએ ધૂન ગાઈ સૂવા જવા મેં ઇશારો કર્યો સૌ ધીરેધીરે વિખરાયા એક ડોસો સૌની પાછળ રહ્યો ને બોલ્યો 'આ માસ્તરસાહેબ મારું દુ ખ જાણે છે.'

'હા ભાઇ' કહીને માસ્તરે દયા દર્શાવી

ડોસે આગળ ચલાવ્યુ 'મહારાજ' તમને દિલ ખોલીને કહું છુ રહેમ કરો અને દુ ખ ટાળો નો જાણે ભગવાન જ મળ્યા'

હું ડોકુ ધૂણાવતો ગયો

ડોસે વાત કહી 'મારે એકની એક દીકરી છે આજ પાચ વરસથી ઘેર છે એનો ધણી મહા હરામખોર છે મારે છે અને દુ ખ દે છે દયા કરો અને કઇ એવુ બતાવો કે જમાઇ વશ થઇ જાય'

હું તો થથી જ ગયો બિચારા ભોળા ગામડિયા આવી જ રીતે લુચ્ચા અને ઢોંગી સાધુ, બ્રાહ્મણો અને સન્યાસીઓના પજામા ફસાઇ પડે છે. ઘડીક શાત રહ્યા પછી ઊંચા હાથ કરીને પ્રભુનું ભજન કરવાનો આદેશ આપ્યો

'કાક કહોને!' ડોસો બોલ્યો

'મહારાજ તો રામનામ વિના કઇ બોલતા જ નથી' માસ્તર સાહેબે મારી વકીલાત કરી

ફરી મેં હાથ ને માથુ હલાવી સારુ થઇ જવાનો ભાવ વ્યક્ત કર્યો થોડી વાર કરગરીને ડોસો જતો રહ્યો

માસ્તર સૂતા અને હું પણ સૂતો ખાટલો ઢાળેલો તે કઢાવીને, પથારી પર એક જ ચાદર પથરાવીને હું સૂતો માસ્તર થોડી વારમા સૂઇ ગયા હું આ બનાવ પર વિચારતો અને મનોમન હસતો ઘણી વાર સુધી પડી રહ્યો ગામડાના લોકો અજ્ઞાન પરદયા ઉપજી મેં વિચાર્યું કે આવી રીતે ગામમા રહેવુ એ મારો ધર્મ નથી હું સ્વામી દયાનંદને પૂજનારો આવા ઢોંગ ન કરી શકુ ઓશરીમા જ પથારી હતી સવારમા વહેલો ઊઠ્યો ને ધીમેથી ચાલી નીકળ્યો. બેચાર કૂતરા તો ભસ્યા, પણ કોઇ માણસે જોયો નહિ

ટાઢ સખત હતી ગામ બહાર નીકળીને ત્રણ ચાર વખત તાપ્યો અને સવાર થતા સુધી ટાઢ ઉડાડી

જીવરામ જોષી

## મધ વિષે લેખ . . . ઇનામ રૂ. ૫

**થો**ડા માસ પર 'કુમાર'મા શ્રી રમણલાલ એન્જિનીયરનો 'આપણા ખોરાકમાથી આપણે ખોઇ નાખેલું અમૃત—મધ' એ નામનો એક લેખ પ્રસિદ્ધ થયો હતો. તે વાચીને એક ગૃહસ્થે 'મધના ફાયદા અને ઉપયોગ—વૈદ્યો તથા દાક્તરની દૃષ્ટિએ' એ નામનો માહિતીપૂર્ણ લેખ કોઈ લખી મોકલે તેને રૂપિયા પાચનું ઇનામ આપવાની ઇચ્છા દર્શાવી છે ઉપરના વિષય ઉપરાત ખોરાક તરીકે પણ મધની ઉપયોગિતા તથા ફાયદા અને મહત્તાનો એ લેખમા સમાવેશ કરી શકાશે શ્રી રમણલાલ એન્જિનીયરે બધા લેખો તપાસીને તત્રીને નિર્ણયમા સહાય કરવાની સદ્ભાવપૂર્વક હા કહી છે તત્રીનો નિર્ણય છેવટનો ગણાશે લેખો કુમાર કાર્યાલયને સરનામે 'મધની ઇનામી હરીફાઇ' એ શબ્દો કવરને ઉપલે ડાબે ખૂણે લખીને મોકલવા છેલ્લીમુદત નવેમ્બર ૧૫મી સુધીની છે

# આ મહિનો (ઑક્ટોબર) . . . અને એની પ્રતિભા

**તા. ૧** થીઓસોફિસ્ટ ચળવળનું હિંદમાં થાણું નાખનાર વિદુષી ઍની બેસંટનો જન્મ—ઈ. ૧૮૪૭ ✱ ✱ બનારસ હિંદુ વિદ્યાપીઠની સ્થાપના—ઈ. ૧૯૧૭.

**તા. ૨** પૂજ્ય મહાત્મા ગાંધીજીનો જન્મ—ઈ. ૧૮૬૯.

**તા. ૩** અભેદમાર્ગપ્રવાસી શ્રી મણિલાલ નભુભાઈનું અવસાન—ઈ ૧૮૯૮.

**તા. ૮** જસવંતરાવ હોલકરે દિલ્હી પર હલ્લો કર્યો—ઈ. ૧૮૦૪ ✱ ✱ ઈ ૧૮૮૭ની મદ્રાસની કૉંગ્રેસના પ્રમુખ શ્રી બદરૂદ્દીન તૈયબજીનો જન્મ—ઈ ૧૮૪૪.

**તા. ૧૪** મુગલ શહેનશાહ અકબરનો જન્મ—ઈ. ૧૫૪૨.

**તા. ૧૫** ઔરંગઝેબે વિજાપુર જીત્યું—ઈ. ૧૬૮૬.

**તા. ૧૭** અકબરનું મરણ—ઈ. ૧૬૦૫ ✱ ✱ અંગ્રેજોએ આગ્રા લીધું—ઈ ૧૮૦૩ ✱ ✱ હિંદમાં પડતર જમીનના વેચાણને લગતો ધારો પસાર થયો—ઈ. ૧૮૬૧

**તા. ૨૧** અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે ટ્રફાલગરનું મહાન યુદ્ધ, જેમાં અંગ્રેજ સેનાપતિ નેલ્સનનો અંત આવ્યો—ઈ. ૧૮૦૫

**તા. ૨૨** શહેનશાહ ઔરંગઝેબનો જન્મ—ઈ. ૧૬૧૮.

**તા. ૨૩** હિંદની યાત્રા કરનાર ચીનના મહાન બૌદ્ધ યાત્રિક હુએનત્સંગનું અવસાન—ઈ. ૬૬૪ ✱ ✱ બકસરની લડાઈમાં મીરકાસમની હાર—ઈ. ૧૭૬૪.

**તા. ૨૭** જસવંતરાવ હોલકરનું મરણ—ઈ. ૧૮૧૧.

**તા. ૨૮** શહેનશાહ જહાંગીરનું મરણ—ઈ. ૧૬૨૭.

**તા. ૨૯** બીજી વાર હિંદ આવેલા પોર્ટુગીઝ નાવિક વાસ્કો ડ ગામાએ કાલીકટ શહેર જીતી, આઠસો સ્ત્રીપુરુષો ને બાળકોની કતલ કરી—ઈ. ૧૫૦૪ ✱ ✱ અજમેરમુકામે જયપુર રાજ્યની કેદમાં મહર્ષિ દયાનંદ સરસ્વતી અવસાન પામ્યા—ઈ. ૧૮૮૩.

**તા. ૩૧** હૈદરઅલીએ આર્કટ લીધું—ઈ ૧૭૮૦ ✱✱ મુંબઈના સિંહ સર ફિરોજશાહ મહેતાનું અવસાન—ઈ. ૧૯૧૬.

યુદ્ધ પછી અઢી હજાર વર્ષે હિંદમાં મળેલી, બુદ્ધ જેટલી જ જગવંદ્ય બની ચૂકેલી આ માસની પુણ્યવિભૂતિ મહાત્મા ગાંધીની હિંદને ઓળખાણ આપવાની જરૂર ન હોય. એમના જીવનની તારીજ આ નીચે રજૂ કરી છે.



આ માસની વિભૂતિ
મહાત્મા ગાંધી

ઈ. ૧૮૬૯ની ૨૭ ઑક્ટોબરે જન્મ.

ઈ. ૧૮૮૮મા ૧૯ વર્ષની વયે અભ્યાસ માટે વિલાયત ગયા ઇનરટેમ્પલ તરફથી બૅરિસ્ટરીમાં પ્રવેશ મળતાં હિંદ આવી, મુંબઈમા વકીલાત શરૂ કરી.

ઈ. ૧૮૯૩મા ધંધાદારી કામને અંગે દક્ષિણ આફ્રિકા જવું પડ્યું ત્યા જઈ, ત્યાંના હિંદી વસાહતીઓના નકારાતા હકોની સામે સત્યાગ્રહનો પહેલો વાવટો ઉપાડ્યો અને કુટુંબ સહિત જેલમાં ગયા.

ઈ. ૧૯૧૩ સ્મટ્સ—ગાંધી કરાર.

ઈ. ૧૯૧૪માં હિંદીઓના ઘણા અન્યાયો દૂર થતાં ત્યાંની પ્રવૃત્તિ સંકેલી લઈ, ગાંધીજી હિંદ આવ્યા અહીં એ વખતે ચાલતી 'સ્વરાજ'ની લડતમાં જોડાયા ને રાજકીય ક્ષેત્રમાં આત્મિક બળ ને અસહકારનો પ્રવેશ કરાવ્યો

ઈ. ૧૯૧૬—અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમની સ્થાપના.

ઈ. ૧૯૧૯ના જાન્યુઆરીમાં હિંદમાં રૉલેટ કાયદા પસાર કરવામાં આવ્યા, જે 'કાળા કાયદા'ના નામથી ઓળખાય છે. ગાંધીજીએ એ કાયદાને હિંદના અપમાન રૂપ ગણાવી સત્યાગ્રહની લડત ઉપાડી. ને આખા દેશમાં એ ફરી વળી

ઈ. ૧૯૨૦—પંજાબના ભયંકર હત્યાકાંડોને લીધે સરકારમાંથી એમની શ્રદ્ધા બીલકુલ ઊઠી ગઈ ને થોડો વખત મોકૂફ રાખેલી લડત ફરી શરૂ કરી

ઈ. ૧૯૨૧—હિંદી મહાસભાએ લડતની બધી સત્તા એમને હાથ સોંપી.

ઈ. ૧૯૨૨ના માર્ચમાં એમને પકડવામાં આવ્યા ને ૬ વર્ષની સાદી કેદની સજા થઈ.

ઈ. ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં એમને બીનશરતી મુક્તિ મળી ને બેલગામની કૉંગ્રેસના પ્રમુખ ચૂંટાયા એજ સાલમાં રોમાં રોલાંએ એક પેગંબર તરીકે પશ્ચિમના દેશોને તેમની ઓળખાણ કરાવી.

ઈ ૧૯૨૯ લાહોરની કૉંગ્રેસે આઝાદીની લડાઈ શરૂ કરવાનો નિર્ણય કરી, તેનું આધિપત્ય એમને સોંપ્યું

ઈ. ૧૯૩૦ની ૧૨મી માર્ચે જગતમાં અપૂર્વ એવા નિઃશસ્ત્ર ધર્મયુદ્ધનાં મંડાણ કર્યા

ઈ. ૧૯૩૧ની ૪થી મેએ પકડાયા, છતાં યુદ્ધ તો જારી રહ્યું. પછી, બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા માટે લડતની તહકૂબી કરીને ઇંગ્લંડ ઊપડ્યા.

ઈ. ૧૯૩૨—ગોળમેજી નિષ્ફળ નીવડી ને સરકારે દમનનીતિ પાછી ચાલુ કરી. આથી એમણે ફરી યુદ્ધ ચાલુ કર્યું, ને ૧૮૨૭ના ૨૫મા રેગ્યુલેશન હેઠળ એમની ધરપકડ કરવામાં આવી.

ઈ. ૧૯૩૩માં જેલમાંથી છૂટી પટણા કૉંગ્રેસના વ્યાસપીઠ પરથી સત્યાગ્રહ પાછો ખેંચી લીધો, અસ્પૃશ્યતા સામે ઉપવાસ આદર્યા, અને એ જ વર્ષના જુલાઈની ૨૬મીએ આશ્રમ વિખેરી નાખ્યો.

ઈ. ૧૯૩૪ના જૂનની ૨૫મીએ તેમના પર બૉંબ ફેંકાયો, પણ બચી ગયા. ૪થી સપ્ટેંબરે રાજકારણમાંથી નિવૃત્તિ લીધી.

ઈ. ૧૯૩૬ના એપ્રિલની ૩૦મીથી વર્ધાથી પાંચ માઇલ પર આવેલા સેગાંવ ગામડેથી ગ્રામોદ્યોગ તથા ગ્રામપુનર્ઘટનાની પ્રવૃત્તિને તેઓ પ્રેરી રહ્યા છે. હિંદના માનવતાના એ સાચા હકીમ દીર્ઘાયુ હો!



# પાપ કેમ આવ્યું

ઘણા જૂના કાળમાં દુનિયા આજ જેવી ન હતી. ઘણીજ સુંદર સુખરૂપ અને ખુશનુમા હતી. દેવતાઓ પણ ત્યારે અહીં વાસો કરતા, ને સોનું ને જવેરાત તો ઠેરઠેર ઉભરાતું. પાપનુ નામનિશાન ન હતુ.

પણ ચીનના એક રાજાને એક વખત અવળી મતિ સૂઝી. પાપ કેવું હશે એ જોવાની તેને લાલસા થઇ આવી ને તે કોઈ પણ રીતે પોતાના મુલકમાં લઇ આવવાની પોતાના પ્રધાનોને આજ્ઞા કરી.

એક લોભી દેવતાએ આ સાંભળ્યું ને પાપને પકડી, સૂવરના વેશમા એક ઝાડ સાથે બાંધી, પોતે માણસના વેશમાં તેને વેચવા પ્રધાનોના રસ્તા વચ્ચે બેઠો.

થોડી જ વારે પ્રધાનો આવી પહોંચ્યા. 'મારી પાસે પાપ છે.' એણે પ્રધાનોને કહ્યું.

'શી કીમત લેવાની છે?'

'એક કરોડ ટિંગ (સિક્કા)'

પ્રધાનોને તો ગમે તે ભાવે પણ 'પાપ' જોઇતું હતું. નાણાં તો રાજના ભંડારમાંથી ચૂકવવાના હતા. તેમણે સૂવરરૂપે રહેલા પાપને ખરીદી લીધો ને નાણાની ચિઠ્ઠી ભંડારી પર લખી આપી. 'જુઓ, એ માત્ર સોય જ ખાય છે' દેવતા જતા જતા કહેતો ગયો.

રાજાએ તો પાપને ખાવા માટે સોયો પૂરી પાડવાનું રાજ્ય તરફથી ફરમાન કાઢ્યું દુકાનદારો ને ફેરીઆ, ગરીબો ને તવંગરો બધાને સરખું જ એ ફરમાન લાગુ પડતું હતું.

દેશમાં તો હાહાકાર વર્તી ગયો. રોજ ને રોજ એટલી સોયો ક્યાંથી લાવવી? ને પાપ તો આખો દિવસ ખા ખા કર્યાં છતાં ધરાતું જ ન હતું! રાજાએ હવે જબરદસ્તી વાપરવા માંડી. લોકો ભૂખે ભલે મરે, પણ સોયો તો તેમણે બનાવવી જ જોઇએ. હળવે હળવે હીરા ને માણેકથી યે સોયની કીમત વધી ગઇ! ધનિકોનાં ધન એ સોયો પાછળ ખૂટવા આવ્યાં ને ગરીબોને તો મરવા સિવાય આરો જ ન રહ્યો.

આખરે લોકોની ધીરજ ખૂટી ને તેમણે બળવો કર્યો. રૈયત રૂઠે ત્યાં રાજા શું કરે? એણે લોકોની ઇચ્છાને માન આપવાની કબૂલાત આપી. લોકોએ સીધી પાપનો નાશ કરવાની માગણી કરી.

આખું ગામ એકઠું ગયું. કસાઇઓ આવ્યા ને પાપને ગરદન મારવા બજારમા લાવવામા આવ્યો. પણ કોની મગદૂર કે તેને મારી શકે. લોખંડનુ જ પૂતળું હોય એમ એ તો બાણોનો વરસાદ ને ભાલા-




# વકીલની બુદ્ધિ

ચોમાસામા પાક થકી ખેતર તો લચી રહ્યુ,  
રોજ આવી શિયાળવા બધે ફરી જાય;  
ખેડૂત કો વકીલની સલાહ પૂછીને પછી  
ખેતરમા નોટીસ લગાડી ઘેર જાય!  
'રજા વિના ખેતરમા પેસનાર જાણી લેજે,  
કાયદાની કલમનો ભંગ એમા થાય;  
હાથ ભાગ્યો સજો જશે, જીવ ગયો રોયો જશે,  
કલમનો ભંગ પણ સજો નહિ થાય.'

સવારે ખેતરે આવી ખેડૂત જ્યાં પાક જુએ,  
રોજ જેમ આજ યે શિયાળવાંનો નાસ;  
ચોંડેલી'તી ઝાંપે હજી નોટીસ જેમની તેમ,  
દેખીને એ તતકાળ થાય જ નિરાશ!  
છેવટ થાકીને રોઇ બુધાકાકા પાસ ગયો,  
કાકાએ હસીને પછી દાખવ્યો ઇલાજ:  
'મૂક છરો ડાંગીઓ ને ઊંઘ પછી માળે ચડી  
વકીલની બુદ્ધિને તો નથી હોતી લાજ!'

રમણલાલ સોની

ફરશીના ઘા વચ્ચે પણ જેમનો તેમ રહ્યો.

બધા આનો કંઈ ઉપાય કરવાનો હજુ વિચાર જ કરતા હતા ત્યાં તો ઓચિંતો જાણે વંટોળિયો ઊપડ્યો. ધડાધડ મકાનો તૂટવા લાગ્યાં, તડાતડ ઝાડો તૂટવા લાગ્યાં ને દટાએલાંઓની ચીચીઆરીઓ વચ્ચે. સારા શહેરમાં આગ ફાટી નીકળી. થોડા કલાકમાં આખા શહેરનો નાશ થઈ ગયો.

પાપ ત્યાંથી જુદા જુદા મુલકોમાં પોતાનો પંજો પસારતો ગયો ને એક રાજાની મૂર્ખાઈથી હજુ દુનિયા તેના ત્રાસમાં રીબાતી રહી છે. (એક ચીનાઈ વાર્તા)




# ફરતું રમકડું

## નાયાગરાનો ધોધ

આ સાથેના ચિત્રમાં જ્યાં ધોધના સફેદ ભાગ છે ત્યાંથી જાણે પાણી પડતું હોય એ રીતનું રમકડું આ ચિત્રો વડે તમે બનાવી શકશો. પહેલાં તો આ બંને ચિત્રોને અહીંથી કાતરી લઈને કડી પોસ્ટકાર્ડ ઉપર ચોડી દો. પછી કાતર વડે એ ચકરડાને ગોળ તથા આ ચિત્રને પણ લીટીથી બતાવ્યા પ્રમાણે લંબચોરસ કાપી કાઢો. ઉપરાંત ચકરડામાં પાણીનો જે ખાલી ભાગ કાપી કાઢવાનું લખ્યું છે તેટલો સફેદ ભાગ ઝીણી કાતર, ધારદાર ચપ્પુ કે અસ્રાના પાના વડે કોતરી કાઢો, અને પછી ચિત્રમાં ખડક, વાદળાં, વનસ્પતિ વગેરેમાં યોગ્ય રંગો પૂરી દો તથા પેલા ચકરડામાં અત્યંત આછો આસમાની રંગ પૂરો.



આટલું થઈ રહ્યા પછી ચિત્રમાં ડાબી બાજુના ખડકની વચ્ચોવચ જ્યાં એક કાળું બિન્દુ બતાવ્યું છે ત્યાં, તથા આ ચકરડાના મધ્યબિન્દુમાં બે કાણાં પાડો અને પછી ચિત્રની પછળ ચકરડું મૂકી બે કાણાંકાણાં મિલાવીને તેમાં પિત્તળના માથાવાળી બે પાંખિયાવાળી કાગળ પકડવાની પિન આવે છે તે ખોસીને પાછલી બાજુએ એનાં પાંખિયાં ખોલી નાખી સજ્જડ કરી દો એટલે રમકડું તૈયાર થયું. હવે ડાબે હાથે ચિત્રનો ઉપલો ખૂણો પકડી જમણા હાથની આંગળી વડે પેલા પછળના ચકરડાને જમણી તરફ ફેરવશો એટલે ધોધમાંથી જાણે પાણી પડતું હોય એવું લાગશે. (C.N.)

## કહેવત કથન અને કવિતા

મોતીનું પાણી ઊતર્યું તે ઊતર્યું.
ગઈ આબરૂ પાછી ન આવે.
કાળ જાય પણ કલંક જાય નહિ.
નાક ગયા પછી જીવતર ધૂળ.

લજ રખે તો જીવ રખ, લજ બિના જીવ ન રખ;
એતો માગું સાંધ્યાં, (કે) રખ તો દોનોં રખ.



# માધુકરી

### આશાવાદ

• પૃથ્વી •

'અશક્ય નવ કંઈ' લહુ પ્રબળ મંત્ર, નૈરાશ્યનાં
બધી ગગતિ રોધતા સકળ તત્ત્વ, આલસ્યને
તિલાજલિ દઉં જ; કર્મ અધિકાર પ્રાબલ્યથી
તિરોહિત, અપકત્ર સર્વ મુજ શક્તિના બીજને
ગથીર વિકસાવવા સફળશાખ કો' ઝૂમગા ! —જયાનન્દ દવે

## સ્વ. શ્રી મણિશંકર ત્રિવેદી

* * * 'બહુ જ ઠાવકાઈ સાથે કાઠિયાવાડની રાજપ્રકરણી વાતો કરતા, વાક્યે વાક્યે માર્મિક વિનોદ વરસાવતા, ભય અને હાનિમાત્રનો ઉપહાસ કરતા, ગમે તેવે વખતે બેત્રણ કપડાનું બંડલ બગલમા દબાવી મીટીંગમાં હાજરી આપવા બહારગામ ઊપડી જતા' શ્રી મણિશંકર ત્રિવેદીનું સુકલકડી શરીર તા ૪થી સપ્ટેંબરે હીરાબાગની જાહેર સભામા ભારતવર્ષના નરેન્દ્રોના આપખુદ શાસન સામે વ્યાખ્યાન આપતા જ હૃદય બધ પડતા વ્યાસપીઠ પરથી ઢળી પડ્યુ ને તેમનુ અવસાન નીપજ્યુ રાજસ્થાની પ્રજાને એ ખોટ અસહ્ય છે. આજીવન સેવાના જ વ્રતધારી રહી, પ્રજાના પીડકોને પણ દ્વેષ દ્વારા નહિ પણ નિખાલસતા દ્વારા પરસ્પર સમજૂત પર આણવાના એમના જાહેર તેમ જ જાહેરની જાણ બહાર રહેલા પ્રયાસો એમના જીવનની આજ પણ સુવાસ ફોરાવે છે. 'જન્મભૂમિ'ના તંત્રી, અખિલ હિંદ રાજસ્થાન પ્રજાપરિષદના મંત્રી અને રાજસ્થાનોની દલિત-પીડિત પ્રજાના રાહબર એ નિરલસ પ્રજાસેવકની આ છી ઓળખાણ આ નીચે આપી છે.

**શ્રી** મણિશંકર ત્રિવેદીનો જન્મ આજથી લગભગ બેતાળીસ વર્ષ પૂર્વે કુંડલામા એક સામાન્ય સ્થિતિના બ્રાહ્મણ કુટુંબમા થયેલો. પ્રાથમિક શિક્ષણ કુંડલામા લીધા બાદ માધ્યમિક અને કૉલેજનો અભ્યાસ તેમણે જુનાગઢમાં જ શરૂ કરેલો. છેલ્લે સેંટ ઝેવીઅર્સ કૉલેજમા તે પૂરો કરી, સને ૧૯૧૯ની સાલમાં અંગ્રેજી અને સંસ્કૃતના વિષયો લઈ એ ગ્રેજ્યુએટ થયા.

રાષ્ટ્રીય પ્રવૃત્તિમા તેમની ખાસ પસંદગીનું ક્ષેત્ર રાજસ્થાની પ્રજાની સેવાનુ હતુ ૧૯૨૧માં ભરાએલી પ્રથમ કાઠિયાવાડ રાજકીય પરિષદના સમયથી તેઓ કાઠિયાવાડના રાજકીય જીવનમા સક્રિય ભાગ લેતા આવતા હતા, અને છેવટ લગી એ સસ્થાના એક ઉપયોગી સભ્ય રહ્યા હતા

૧૯૨૭ની સાલમા સર્વ રાજસ્થાન પ્રજા પરિષદ અસ્તિત્વમાં આવી. એની સ્થાપનામા શ્રી અમૃતલાલ શેઠ, સ્વ શ્રી અભયકર વગેરેને શ્રી મણિભાઈનો પૂરતો સાથ અને ટેકો હતો

સને ૧૯૩૦મા દેશમા ક્રાતિની અજબ લહેર આવી દેશી રાજ્યોની પ્રજા પણ એની અસરથી મુક્ત કેમ રહે? જેવડી ગુલામીમા સપડાએલી રાજસ્થાની પ્રજાએ પણ પોતાની મુક્તિ એ લડતમા નિહાળી ને કાઠિયાવાડને સીમાડે કાઠિયાવાડીઓએ પણ રણજગ સેવ્યો. શ્રી મણિભાઈ તેમાં પ્રથમથી જ ભરતી થઈ ગયા હતા

સત્યાગ્રહની લડતમાં એક મહિનો ભાગ લીધા પછી ત્રીજા સરદાર તરીકે તા. ૬ઠ્ઠી મેએ સત્યાગ્રહ સમાગમનો પ્રથમ



સ્વ. શ્રી મણિશંકર ત્રિવેદી

માસિક દીન ઉજવીને, હજારો માણસો સાથે મીઠાના કાયદા-ભંગ કરીને તેઓ પકડાયા. પરંતુ તેમની સૌમ્યતા અને સજ્જનતાથી આકર્ષાએલા મૅજિસ્ટ્રેટ મિ. ઈસાનીએ તેમને કાચી જેલની કોટડીઓમાં ગોંધવાને બદલે કોર્ટમાં કેસના સમયે હાજર થવા જામીન મુક્ત કર્યા.

તા ૧૬મી મેથી ૨૮મી જુન કે જે દિવસે નવ મહિનાની સજા લઇ તેઓ સાબરમતી ગયા ત્યાં સુધી તેમણે કાઠિયાવાડમાં ગામેગામ ઘૂમી લડતની ચિનગારીઓ ફેલાવી.

તેઓ જેલ ગયા તે પહેલાં કાઠિયાવાડ ઠીક ઠીક સળગી ચૂક્યુ હતું. આ દિવસોમાં સેંકડો યુવાનોના સંસર્ગમાં તેઓ આવ્યા. તેમનાં નિખાલસતા, નિઃસ્પૃહીપણું, વાત્સલ્ય, કોમળ હૃદય છતાં લડાઇમાં અગ્રણી અને ઉત્સાહી સ્વભાવે યુવાનોનાં હૃદય તેમણે જીતી લીધા. નાના મોટા બધાના તે સાચા સરદાર બન્યા અને મરણની ઘડી સુધી તેમની ઓળખ 'સરદાર મણિભાઇ' તરીકે જ બધાને હતી.

લડતની સંધિ થઈ અને તેઓ છૂટયા. પરંતુ કાઠિયાવાડનાં રજવાડાઓએ સંધિકાળમાં પણ લડાઇઓ ચાલુ જ રાખી.

સૌથી છેલ્લે ધ્રાંગધ્રાની લડત ઉગ્ર બની. રાજકીય પરિષદ સામેના ધ્રાંગધ્રાની લડાઇએ સારાયે કાઠિયાવાડનું ધ્યાન આકર્ષ્યું. ધ્રાંગધ્રાની માતાઓ, ત્યાંની બહેનો સુધ્ધાંએ પોલીસનો મજબૂત સામનો કર્યો.

એ વરારવી દિનની માસિક ઉજવણીમાં ભાગ લેવા ગએલા મણિભાઇને ધ્રાંગધ્રાએ હદપાર કર્યા, અને થોડા જ સમયમાં ધ્રાંગધ્રા સત્યાગ્રહની ચોથી 'ટુકડીના સરદાર તરીકે તેઓ ત્યાંની જેલમાં જઇને બેઠા.

ધ્રાંગધ્રાએ સત્યાગ્રહી કેદીઓ સાથે ભારે ઘાતકી વર્તન ચલાવ્યું. ઇરાદાપૂર્વક અપાએલા તદ્દન હલકા અને નિઃસત્ત્વ ખોરાકે ઘણાના શરીર ઉપર ભારે અસર કરી શ્રી મણિભાઇ પણ ગંભીર બીમારી લઇ બહાર આવ્યા. ત્યારબાદ છ આઠ મહિના સુધી કાંઇ કરવા અશક્ત બન્યા.

માંદગી ઠીક ઠીક લંબાઈ. આખરે સાજા તો થયા, પણ જીવન-શક્તિ ઘટી, શરીર નબળું પડયું, જે ફરી પાછું ઠેકાણે ન જ આવ્યું

શ્રી. મણિભાઈ સ્વભાવે જેટલા સૌમ્ય અને વિનમ્ર હતાં તેટલાજ વિચારણામાં અગ્રગામી અને ઉગ્ર હતા. કાઠિયાવાડમાં ૧૯૨૯ની સાલમાં મોરબીમાં રાજકીય પરિષદ મળતી હતી. સાથે સાથે યુવક પરિષદ પણ મળવાની હતી મહારાજાએ આ માટે કેટલાક કબુલાતો માગી. યુવક કાર્યકરોએ તે આપવા ઈન્કાર કર્યો અને સ્વમાન રક્ષા અર્થે મોરબી છોડયું. એ છોડવામાં મણિભાઈ પણ સામેલ હતા.

પાછળથી નરમ વિચારના કાર્યકરોએ ફરીવાર બીન રાજકીય યુવક પરિષદ ભરવા પ્રયત્નો શરૂ કર્યા, પરંતુ સદ્‌ભાગ્યે તેઓએ પ્રમુખ તરીકે આજના રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલજીની પસંદગી કરી. શ્રી. મણિભાઇએ અનેક રાજસ્થાનીઓની સહીઓ સાથે પંડિતજીને હકીકતથી વાકેફ કર્યા અને પરિષદ ભારોભાર રાજકીય જ નહિ પણ ઉગ્રમતવાદી રાજકીય જ બની ગઈ.

છેલ્લાં વર્ષોમાં કાઠિયાવાડનું જાહેર જીવન છિન્નભિન્ન થયું હતું. બધી શક્તિઓ વેરવિખેર પડી હતી. એને સાંધવાના પ્રયત્નો શરૂ થયા. મરણતોલ ગંભીર માંદગીમાંથી ઊઠી પથ આરામ કરતા ગએલા મણિભાઇએ એ પ્રયત્નોને સફળતા આપવામાં પૂરતો સાથ આપ્યો સફળતાથી તેમણે એ પાર પાડયું.

મોટાઇનો મણિભાઈમાં અંશ પણ નહોતો. ઑફિસ બૉય સુદ્ધાં સર્વ સાથે તેઓ એકરૂપ બની શકતા. નમ્રતા, સાદાઇ, નિખાલસપણું, મળતાપણું એ બધું છતાં મણિભાઇ તેમના મરતબાનું માન જાળવી શકતા, તેમનાં પદનું ગૌરવ સાચવી શકતા.

માણસના ગુણ, માણસનું વ્યક્તિત્વ, માણસની ખોટ, એ ન હોય ત્યારે પુરેપુરા સમજાય છે. તે રીતે જ શ્રી. મણિભાઇ નથી ત્યારે તેમની મૂર્તિ ક્ષણે ક્ષણે યાદ આવે છે ને તેમાંથી ઝરતી તેમની ગુણકિરણાવલી પણ નજરે ચડે છે.

એવી એમની સ્મૃતિ સદા કાયમ રહો. ('જન્મભૂમિ')

## કાગળનો ગ્રામોદ્યોગ

હિંદમાં હાલે કાગળની ખપત વર્ષે લગભગ બે લાખ ટન જેટલી છે. દરેક જાત અને કદના કાગળનો તેમાં સમાવેશ થઇ જાય છે, અને એની કુલ કીમત આશરે સાડા ત્રણ કરોડ રૂપિયા જેટલી થાય છે. એ જોતાં, આપણો હિંદી માથાદીઠ વાર્ષિક એકથી દોઢ રતલ કાગળ વાપરે છે, જ્યારે યુરોપ કે અમેરિકામાં એનો વાપર માથાદીઠ ૫૦ થી તે ૧૦૦-૧૨૫ રતલ થતા જાય છે.

હવે કાગળને એક દેશના સંસ્કૃતિમાન તરીકે લઇએ તો આપણે શિક્ષણાત્મક અને સાંસ્કૃતિક બંને બાબતોમાં પ્રમાણમાં ઘણા જ પછાત છીએ એમ લાગશે. કેળવણી, સાહિત્ય, વ્યાપાર, અને છાપખાનાની વૃદ્ધિ સાથે કાગળની માંગ વધે જ. માથાદીઠ વાર્ષિક એક ઔંસનો પણ કાગળના વાપરનો વધારો થાય એટલે વર્ષે એની ખપતમાં દસ હજાર ટનનો વધારો થાય.

*કાગળના ઉત્પાદનમાં હાથમજૂરીની પુષ્કળ જરૂર પડે છે.* મુખ્ય મથકો પરત્વેના અમારા અનુભવથી જણાય છે કે હાથમજૂરીની કીમત લગભગ ૭૫ ટકા જેટલી આવે છે, જ્યારે માલની ૨૫ ટકા. અથવા, એક રૂપિયાના કાગળમાં ૧૨ આના મજૂરીની કીમત છે અને ૪ આના માલની આ પરથી સાબિત થાય છે કે બેકારો માટે કાગળનો ગ્રામોદ્યોગ રાહત સમાન થઇ પડે. વળી અમુક વખત સુધી જ જેમને કામ કરવાનું હોય છે એવા ખેડૂતો વગેરેને પણ સહાયકર નીવડે. ઉપરાંત, ખાદીની માફક આ ઉદ્યોગ પણ પુરુષ, સ્ત્રી અને બાળકને પણ મજૂરીના પ્રકાર અનુસાર સારું ક્ષેત્ર પૂરું

પાડે. દાખલા તરીકે, કૂટવાનું, ઉપાડમૂકનું, ગાભા ધોવાનું વગેરે ભારે કામ પુરુષો કરે, જ્યારે કાચો માલ કાપવાનુ, તારવવાનું, સાઇઝીંગ પેસ્ટનુ, ગ્લેઝ કરવાનુ વગેરે કામ સ્ત્રીઓ અને ઉગર લાયક છોકરાંઓ કરે.

કાગળની બનાવટમા વપરાતા કાચા પદાર્થો મુખ્યત્વે રેસાદાર હોય છે હિંદમા એવા રેસાદાર છોડ ને ઝાડ પુષ્કળ પ્રમાણમા ઊગે છે એમાના કેટલાક મોસમી હોય છે, જ્યારે કેટલાક કાયમના બધી ગણીને એની સોથી દોઢસો જાતો હિંદમાં થાય છે ગામડામા રહેનારાઓને સહેલાઈથી હસ્તગત થઇ શકે એવા એ બધા લાકડા હાલ તો નકામા જાય છે, અગર બળતણમાં વપરાઈ જાય છે આપણામાથી કેટલાને ખબર હોય છે કે કપાસ, અળસી, તાડ કે કેળના રેસા યે સારો જેવો લાભ આપી શકે છે! આ તો ગણ્યાગાંઠ્યા દાખના છે.

કાગળની બનાવટમા તાજો માલ ન જોઇએ અને એ તો મોટે ભાગે ચીંથરીઓ, દોરડાં, સાદડીઓ, કપડા, છાપરી વગેરેમા વપરાઇ જાય છે પણ એમા વપરાઇને ઘસાઇ ગયા પછી જ એ કાગળનો કાચો મસાલો બને છે, જેને બદલે આપણે તો એને નકામો ગણી ફેંકી દઇએ છીએ, અગર બાળી નાખીએ છીએ

વર્ધાના અમારા અખતરાઓથી અમને લાગ્યુ છે કે કશા આદીઘુડી ભર્યા યંત્રો સિવાય કોઇ પણ આમનાસી એને સુલભ એવા પદાર્થોમાથી આ ઉદ્યોગ ચલાવી શકે હવે આપણી સામે કરવાનુ એટલુ જ રહ્યુ છે કે એ ઉદ્યોગના અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો ને તેના ઉત્પાદનની રીતોમા સુધારણા આણવી

(અંગ્રેજી 'ગ્રામઉદ્યોગ પત્રિકા') —કે બી જોશી

## હિંદી પોસ્ટ ઑફિસની શતાબ્દી

ગયા ઑગસ્ટમા હિંદમા પોસ્ટ ઑફિસની સ્થાપનાને સો વર્ષ પૂરા થયાં. ઇ ૧૮૩૭ના ઑગસ્ટમા કંપની સરકારે પહેલવહેલો પોસ્ટ ઑફિસ ઍક્ટ પસાર કરી, પોતાના શાસન નીચેના પ્રાંતોમાં પત્રોની લાવલઇજા કરવાનુ આખુ તંત્ર સ્વહસ્તક લીધું હતુ.

પણ એથી ૧૮૩૭ પહેલા હિંદમાં ટપાલની સગવડ નહોતી એમ માની લેવાનું નથી પ્રખ્યાત ઇતિહાસકાર ફિરિસ્તાના લખવા મુજબ શેરશાહે પોતાના શાસનકાળ (૧૫૪૦–૪૫) મા એ પદ્ધતિ ખીલવી હતી એટલુ જ નહિ, પણ બંગાળથી તે સિંધ સુધી પાકો રસ્તો યે તૈયાર કરાવ્યો હતો એના પછીના મુગલ પાદશાહો એ પદ્ધતિ વધુ ખીલવતા ગયા અકબરના અમલમાં તો એ સંપૂર્ણતાએ પહોચી હતી

કંપની સરકાર વતી હિંદમા ટપાલનો પાયો નાખ્યો ઈ ૧૭૬૬મા લૉર્ડ ક્લાઇવે. પણ તે માત્ર કંપનીના અફસરો માટે જ ખુલ્લી હતી ૧૭૭૪મા વૉરન હેસ્ટિંગ્સે જાહેરપ્રજા માટે પણ એ ખુલ્લી મૂકી એ જ સાલમા પોસ્ટ માસ્તર જનરલની નીમણૂક થઇ, અને ટપાલના દરો પણ નક્કી થયા પછી ૧૮૩૭માં ૧૭મો કાયદો પસાર કરી, બધી ગેરસ... પદ્ધતિઓને દબાવી દઈ ટપાલની એકહથ્થુ સત્તા સરકારને હાથમા આપવામાં આવી

ત્યાર બાદ હળવે હળવે માત્ર કાગળપત્રોને બદલે હિંદી પોસ્ટ ઑફિસે ૧૮૭૭મા પાર્સલ પોસ્ટ અને વી પી. ની પદ્ધતિઓ પણ અખત્યાર કરી એ પછી થોડા જ વર્ષોમા વીમો ઉતરાવેલી વસ્તુઓનો પણ સ્વીકાર કરાવાયો. ૧૮૮૦મા મનીઑર્ડર લેવાનુ ને ચૂકવવાનુ હાથ ધરવામા આવ્યુ ને ૧૮૯૫મા સેવિંગ્ઝ બેંકો પણ ખોલવામાં આવી.

એક સૈકામા આટલો વિકાસ સાધી, પોતાની શતાબ્દી ઊજવવાના પ્રસગે હિંદી પોસ્ટ ઑફિસ ટિકિટોના ખાસ સેટ કદાચ બહાર પાડશે.

## શાંતિ• શાંતિ !

મહાયુદ્ધનો અંત આણવા ૧૯૧૮ના નવેંબરની ૧૧મી તારીખે 'આર્મિસ્ટીસ ડે'–યુદ્ધશાંતિનો દિવસ નક્કી થયા પછી નીચે મુજબના યુદ્ધો દુનિયાના પટ પર ખેલાયા છે વિશ્વમાનવતાનો હજુ ચાલુ રહેલો 'શાંતિ, શાંતિ'નો જાપ કેટલો સફળ થયો છે એ એ યાદી બતાવી આપે છે

૧૯૧૮–૧૯ પૂર્વ ગૅલીશિયાના કબજા માટે પોલૅંડ ને યુક્રેનિયા વચ્ચે જંગ

૧૯૧૯ લાલ રશિયાએ શ્વેત રશિયનોને હાંકી નાખ્યા

૧૯૧૯–૨૧ આયર્લૅંડમા ગેરીલા યુદ્ધ

૧૯૧૯–૨૨ મોરોક્કોમા સ્પેનીશ યુદ્ધ–સ્પેનના ૧૦૦૦૦ માણસોનો સહાર

૧૯૧૯–૨૬: ઇબ્ન સૌદની અરબસ્તાનની ચઢાઈ

૧૯૨૦ રશિયાનો પોલૅંડ પર હુમલો.

૧૯૨૦ તુર્કીનો આર્મેનિયા પર હલ્લો

૧૯૨૦ ૨૬ ચીનમા આંતરવિગ્રહ.

૧૯૨૧–૨૨ ગ્રીસનો એશીઆ માઇનોર પર હુમલો

૧૯૨૫ સીરિયામા ડ્રુઝોનો બળવો

૧૯૨૫–૩૫ બોલીવિયા ને પેરુગ્વે વચ્ચે શાકોના હક સબંધે વિગ્રહ

૧૯૨૭–૨૮ ચીનમા રાષ્ટ્રવાદી ને કૉમ્યુનીસ્ટ પક્ષો વચ્ચે વિગ્રહ

૧૯૩૧–૩૨ જાપાનનો મંચુકુઓ પર હુમલો

૧૯૩૨: શાંગહાઈમાં ચીન જાપાન વચ્ચે ખૂનખાર જંગ

૧૯૩૫–૩૬ ઍબિસીનિયાની શિકસ્ત

૧૯૩૭: જાપાનનો ઉત્તર ચીન પર હુમલો ('પ્રતાપ')

## સ્વાસ્થ્ય

પાણી, દૂધ, ઘી વગેરેમા આંગળી કે અંગૂઠો ઘાલવો નહિ તેમજ દૂધમાં ખાંડ ભેળવવામા પણ આંગળીનો ઉપયોગ ન કરો પણ ચમચાથી કામ લો અથવા તો બે વાસણોમાથી પરસ્પર રેડો, તેમાં પણ એક ટીપું યે નીચે ન પડે તે ધ્યાન રાખવુ

જે વાસણમાં પીવાનું પાણી કે દૂધ વગેરે રાખ્યું હોય તેને ઢાંકવાનું ભૂલવું નહિ તથા તેને જમીનથી કાંઇક ઊંચું રાખવું. વાસણ પણ એવું જોઇએ કે જે અંદરથી સ્વચ્છ કરી શકાય. જે શીશીમાં તેલ વગેરે રાખ્યું હોય તેને બૂચથી બંધ કરવાનું ભૂલવું નહિ. તેમાં પણ જેમાં દવા હોય તેને ચોક્કસ ગાંઠવો. જે વાસણોમાં અનાજ રાખ્યું હોય તે પણ એજ પ્રમાણે ઢાંકી દેવાં જોઇએ, જેથી તેમાં ઊંદરો પેસે નહિ. ઘરમાં જો ઊંદરો દર પાડે તો તેને પૂરી દેવાં જોઇએ.

નવી દવા અથવાં બીજી કોઇ ચીજ કોઈ જૂની સીસીમાં નાખવા પહેલા ગરમ પાણી તથા સોડાથી તે ધોઈ નાખવી.

પાણી, દૂધ, ઘી આદિ કાઢવા માટે જે લોટો કટોરો અથવાં ગલાસને વાસણમાં નાખો તેનો નીચેનો ભાગ ખૂબ ધોઇને સાફ કરી નાંખો.

ડોલ, બાલદી કે ઘડાની પાસે હાથ ધોવા ભરેલો લોટો હમેશાં રાખવો જોઇએ. ખાલી થાય તો તે ફરીથી ભરવો. પાણીથી ભરેલી ડોલ, બાલદી કે ઘડામાં હાથ નાખવો ન જોઇએ. હથેલીથી લોટાને નમાવીને પાણી લેવું જોઇએ; તેમાં પણ હાથ નાખવો નહિ.

હાથ ધોવામાં કે વાસણ માજવામાં ગમે ત્યાંથી માટી લેવી નહિ. જ્યાંથી માટી લો તે જગા, લોકોએ ગંદી કરેલી હોવી ન જોઇએ. ચોકખી માટી શોધીને કામમાં લો. જમીન ખોદીને ખેતરની માટી મળી શકે તો ઠીક. વળી માટી એકઠી કરો તો તેને વાસણમાં રાખો.

(આ તથા ગયા અંકમાં આવેલો 'ભારતીય શિષ્ટાચાર' એ બંને લેખ, પંડિત રામનારાયણજી મિશ્રના હિંદી પરથી લીધેલા છે.)

### અમૂલ્ય કેળું

લીલા ફળ તરીકે કેળું કેટલું કીમતી છે, તેનો ભાગ્યે જ કોઇને વિચાર આવતો હશે. સહેલાઇથી પચી જનારાં ફળોમાં એ સર્વોત્તમ છે એટલી જ એની મહત્તા નથી; શરીરને ગરમી અને તાકાત આપનાર તરીકે પણ તે સર્વોત્તમ છે. કુદરતી સાકરનું જે પ્રમાણ તેનામાં રહેલું છે તે શક્તિના એક સસ્તાં અને સહેલાં સોતની ગરજ સારે છે.

પોષકશક્તિમાં તો માત્ર દ્રાક્ષ જ તેની બરોબરી કરી શકે. લીંબુ કે નારંગી જેવાં ફળોમાં એથી અરધી જ શક્તિ હોય છે. વળી તેની છાલ તેના ગર્ભનું જંતુઓથી ખાસ રક્ષણ કરે છે. ગમે તેટલા પ્રમાણમાં એ લેવામાં આવે, છતાં એમાંનું સાકરનું તત્ત્વ એવું છે કે એથી વજનમાં બીલકુલ વધારો થતો નથી.

એમાં રહેલા પોષક તત્ત્વોની શોધ કરનાર ડૉ. વૉકર એડીના જાહેર કરવા પ્રમાણે કેળામાં ચૂના ઉપરાંત મૅગ્નેશિયમ, ફોસ્ફરસ, લોઢું ને તાંબાના યે તત્ત્વો છે. ડી સિવાયનાં બધાં વિટામિન પણ તે ધરાવે છે. ચૂનો શરીરના બંધારણમાં ખાસ ઉપયોગી છે, એટલે ક્ષયના રોગીઓ માટે તે ઉત્તમ છે. તેનાં બીજાં પણ તત્ત્વો મજ્જાતંતુઓને પોષણ આપવામાં ઉપયોગી છે.

ટૂંકામાં, સ્વયંસંપૂર્ણ ખોરાક તરીકે કેળાંની સરખામણી બીજું કોઇ ફળ કરી શકે તેમ નથી. દૂધના એક પ્યાલા સાથે એક કેળું એક ટંકનો પૂરતો ખોરાક થઇ પડે.

### સિયામ

સિયામ દેશ બ્રહ્મદેશ અને મલાયાની વચ્ચે આવેલો છે, જે બંને બ્રિટિશના તાબામાં છે. જે જબરા દ્વીપકલ્પનો સીંગાપોર છેડો છે તેનો કેટલોક ભાગ સિયામીઝ છે, કેટલોક બ્રહ્મી છે ને કેટલોક મલાયન છે. એક ઠેકાણે બ્રહ્મદેશની દક્ષિણ સરહદ પાસે એ દ્વીપકલ્પની પહોળાઇ માત્ર ૨૫ માઇલ જ છે, અહીં બધી જમીન સપાટ જ છે, એટલે ત્યાં સહેલાઇથી એકાદ નહેર ખોદી કાઢી, રંગૂન અને હોંગકોંગ વચ્ચેનું લાંબું અંતર ઘટાડી સીધો વહેવાર સાધી શકાય. એવી નહેર થાય તો જપાનને પણ હિંદ કે બ્રહ્મદેશ પર હલ્લો લાવવો સહેલો થઇ પડે, કારણ કે તે સિયામનું મિત્ર છે.

સિયામનો સરમુખત્યાર અત્યારે કર્નલ ફાયો બાહોલ છે. એણે જર્મનીમાં શિક્ષણ લીધું છે. સિયામ પરની બ્રિટિશ અસર સાવ નાબૂદ કરી, જપાનથી અતલગની મૈત્રી સાધવાની એની ખાસ ઇચ્છા છે પેલાં વર્ષોમાં જપાન સાથેનો સિયામનો વેપાર પણ અનેકગણો વધ્યો છે.

હાલમાં એ અફવા ખૂબ જોરથી ફેલાઇ છે કે સિયામની હદ સંયોગીભૂમિ આરપાર જપાને એક હાડી નહેર ખોદવાની યોજના કરી છે, જેમાંથી લડાયક જહાજો પણ પસાર થઇ શકે. બ્રિટિશોએ સીંગાપોર ખાતે જબરી કિલ્લેબંદી કરી છે, પણ જો આ નહેર ચાલુ થાય તો જપાન સામે તો એ કિલ્લેબંદી નિષ્ફળ નીવડે એમ છે અને એટલે જ બ્રિટન અત્યારે ગભરાટ અનુભવે છે.

### નવા વગડા

આજથી પંચોતેર વર્ષ પહેલાં એક ભલા અંગ્રેજે આસ્ટ્રેલિયામાંના પોતાના એક મિત્રને બે ડઝન સસલાં ભેટ મોકલ્યાં. મિત્ર એથી ખૂબ રાજી થયો, પણ એ ભેટ આજકાલ આખા આસ્ટ્રેલિયાની ખાનાખરાબી કરી નાખી છે.

ભેટનાં એ બે ડઝન સસલાંમાંથી વધીને છ જ વરસમાં તો એમની સંખ્યા ૨૦,૦૦૦ પર પહોંચી. અને આજકાલ તો એ એટલી વધી છે કે ફળદ્રુપ પ્રદેશોને ચાળીસ લાખ પૌંડને ખર્ચે તારની વાડ બાંધ્યા છતાં તેમને નથી અટકાવી શકાયા ને વરસે એક અબજની સંખ્યામાં તેને મારવા છતાં આસ્ટ્રેલિયનો એમનાથી છુટકારો નથી મેળવી શક્યા.

માઇલ માઇલ કરીને એ સસલા આસ્ટ્રેલિયાને ઉજ્જડ બનાવી રહ્યાં છે ને વિજ્ઞાનીઓના મત પ્રમાણે મધ્ય આસ્ટ્રેલિયા તો થોડા જ વરસોમાં ખાવાધાતું સૂકું રણ બની જશે.

એવી જ રીતે સહેરાનો વિસ્તાર પણ વધતો આવે છે.



રંગપરિધાન ચિત્રકાર • છગનલાલ જાદવ

(ગુજરાત કલાસંઘ ચિત્રશાળા)

# ઘનાગમ

• રોળા •

‘ભમ્મર પર તોફાન નયનમાં આગ ભભૂકે!
ઉડતો જાય જુવાન કહીં તું? અવઢું શું છે?’

‘શું જોયું તોફાન? આંખ તો એક જ તણખો,
જોવું તો જો દિલ, બન્યું છે આખું ભડકો.
રવાને સંગ્રામ દુરિતનાં તત્ત્વો સાથે,
મેં બીડી હામ ધરીને માથું હાથે.
એવી હોળી કરૂં અસત્યો શોધી શોધી
ફૂંકી મારૂં બધું રહ્યું જે યુગ અવરોધી.
ભલે એક કે લાખ ખડાં થાયે મુજ સામે,
બનું આગ કે રાખ, નહિ મમ જોમ વિરામે.
સિદ્ધ કરીશ એ સ્વપ્ન, જગતને સ્વચ્છ બનાવું,
નબળાંને વસવા હસવાને સ્વર્ગ બનાવું.
માનવના સકલ્પ નહિ તવ જોશે આરો,
એ તો બનશે દેવ, વિશ્વનો મધ્ય સિતારો.’

**પ્રીતમલાલ મજમુદાર**





ઘનાગમ=ઘનનુ આગમન–૨૦ થી ૨૫ વર્ષની ઉમર અને તે સમયનુ તોફાન



## જાપાન ટૂરિસ્ટ બ્યુરો : એક ઉપયોગી સંસ્થા

● અમારું મેં જાણ્યું છે કે જાપાન સુધી જવાનો આપણે સ્ટીમર કંપનીનો જે ખર્ચ ગણીએ તો ઠેઠ યોકોહામા સુધી પહોંચાડવાનો હોય છે, અને તેમાં એવી ગોઠવણ હોય છે કે જાપાનના કોઈપણ નજીકના બંદરે મુકામ કરી છ માસ સુધીમાં યોકોહામા સુધી રેલવે ટ્રેનમાં જવાનો આપણને હક રહે છે. એટલે જ્યારે અમે ટોકિયો જવાનો કાર્યક્રમ ઘડવા બેઠા ત્યારે યોકોહામા સુધી તો રેલવે અમને એ હકની રૂએ સેકન્ડ ક્લાસની ટિકિટો આપવાની જ હતી; પણ અમારે તો રાત થોડી ને વેશ ઝાઝા કરવાના હતા, એટલે એટલા પ્રવાસમાં યે વધુમાં વધુ જોઈ લેવામાં અને થોડામાં થોડો વખત કેમ લાગે તેનો વિચાર કરવાનો હતો. એ બધો હિસાબ ગોઠવવાની ગડભાંજ નાનાભાઈએ સ્વીકારી અને એક હિંદી મિત્ર સાથે જાપાન ટૂરીસ્ટ બ્યુરોમાં પહોંચ્યા. જાપાન ટૂરિસ્ટ બ્યુરોના પાટિયાં તો દરેક શહેરમાં અમે વાંચતા એટલું જ નહિ પણ મોટા સાત માળવાળા ડિપાર્ટમેન્ટલ સ્ટોર પર પણ તેની હાટડી હોય જ. મોટા રેલવે સ્ટેશનોમાં પણ એની ઑફિસ ખરી. 'જાપાન ટૂરિસ્ટ' નામનું અંગ્રેજી તેમજ જાપાની ભાષાનું ચોપાનિયું પણ જોયું. આ સંસ્થા માત્ર નામનો ઠાઠ રાખે છે કે તેની સેવાશક્તિ પણ છે એનો અમારે તાગ લેવો હતો. નાનાભાઈએ તેની ઑફિસમાં જઈ અમારા પ્રવાસના હેતુનો અને અમારાં સાધનો, સમય તથા શક્તિનો ખ્યાલ આપ્યો એટલે તેમણે અમારી લીધેલી ટિકિટોના બદલામાં ઉતરે એવો ટાઈપ કરેલો પ્રવાસક્રમ બીજે દિવસે ગોઠવી મોકલ્યો! તેમાં તારીખવાર, દરેક સ્થળે પહોંચ્યા પછી કેમ વર્તવું, ક્યાં ઉતરવું, ક્યાં કેટલો વખત ગાળવો, કયે માર્ગે ટોકિયો પહોંચવું તેનો સવિસ્તર અંદાજ ગોઠવેલો હતો. ખાસ્સાં ત્રણ ફૂલસ્કૅપ જેટલું ટાઈપિંગ, અમારી જ તારીખો પ્રમાણે પ્રોગ્રામ, ખર્ચનો અંદાજ, અને એ બધું કરી આપવાની ફી કંઈ જ નહિ! આ બ્યુરો જાપાન સરકાર તરફથી ચાલે છે અને તેની પાછળ હેતુ એવો જણાય છે કે પરદેશી મુસાફર એમના દેશમાં સંતોષ, સગવડ અને આનંદ લઈને જાય તો તેના પરિણામે વધારે પ્રવાસીઓ આવે અને તેમના દેશને કીર્તિ તેમજ દ્રવ્યલાભ પણ થાય. આ ટૂરિસ્ટ બ્યુરોમાં દરેક સ્થળની માહિતી આપતી સુંદર ચિત્રોવાળી પત્રિકાઓ, નકશાઓ અને પ્રવાસની ચોપડીઓ પણ મળે છે અને જરૂર હોય તો વિશ્વાસપાત્ર ભોમિયો અને દુભાષિયો પણ ખર્ચ આપતાં મળી શકે છે. એ ખાતાનાં માણસોને ગમે એટલી પૂછપરછ કરો, પણ કંટાળો ખાય જ નહિ. તમને ગરીબમાં ગરીબ માણસની રીતે પ્રવાસ કરવાના રસ્તા પણ બતાવ્યા વિના રહે નહિ. કોઈ એકલો માણસ જરા જાપાની જાણતો હોય તો માત્ર રૂ. પચાસમાં બધાં જ અગત્યનાં સ્થાનો ઘૂમી આવી શકે એવી જાપાનમાં પ્રવાસની સગવડો છે. દરેક પ્રસિદ્ધ પ્રવાસયાત્રા માટે મોટરબસો ચાલુ હોય છે. કેટલા વખતમાં કેટલાં સ્થળો આટલીને તે પ્રવાસ પૂરો કરી આવશે તે ટૂરિસ્ટ બ્યુરો જણાવે છે. આ ટૂરિંગ કારમાં જે વ્યવસ્થાપક છોકરી હોય છે તે ટિકિટો આપવા ઉપરાંત દરેક સ્થળ આવતાં પહેલાં તેનું બયાન આપી જાય છે. વચમાં દરેક સ્થળનાં પ્રાચીન ગીતો લલકારે છે. જાપાની સમજનારને તો તેનાં તાલ, લય ને અભિનયની કીમત પણ સમજાય, પણ જાપાની ન જાણનાર પ્રવાસીને યે તેનો અવાજ, તેનાં લટકાં અને ઉત્સાહ તો ખુશ કરી દે છે. આ બધી સેવાની તાલીમ તેમના ખાતા તરફથી ચાલતી શાળામાં આપવામાં આવે છે. અમે એવી બસનો લાભ લઈ શક્યા નહિ, પણ દરેક સ્થળે ગરકતા ત્યારે એવી પ્રવાસી મોટરોની આવજા ખૂબ જોતા.



દવે કાકા

## દવે કાકા

● ટોકિયો તરફ જવાની તારીખો નક્કી થઈ એટલે અમારા પ્રવાસના સાથીદાર તરીકે મિ. બાબુ દવે તૈયાર થયા. આ તરુણ ભાઈના પિતાશ્રી રામકૃષ્ણ દવે અથવા 'દવેકાકા' જાપાનવાસી હિંદીઓમાં સૌથી વૃદ્ધ અને જૂના વસાહતી છે. દવેકાકાનાં પ્રતિષ્ઠા ને સન્માન જાપાનની સરકારમાં પણ અગ્રગણ્ય હિંદી તરીકે થાય છે અને ત્યાંની ગુજરાતી, સિંધી, મુલતાની, પારસી, મુસ્લીમ કોમના બધા ગૃહસ્થો તેમનું વડીલપદ સ્વીકારી વખતોવખત સમુદાયના ઉત્સવ પ્રસંગે તેમને પ્રમુખપદે સ્વીકારે છે. એમને ત્રીસ વર્ષનો જાપાનનો પરિચય અને અનુભવ છે. મુંબઈવાળા મેસર્સ પીરમહંમદ ઍન્ડ કંપનીના તે સર્વસત્તાધીશ પ્રતિનિધિ છે. તેમની સલાહ અને સહાયની દરેક હિંદીને જરૂર પડે, અને તેઓ પણ નિખાલસપણે વાત્સલ્યભાવે તે આપે. એમનું પ્રેમભર્યું આતિથ્ય અને સ્વસ્થ રીતભાત કોઈપણ આગંતુકને સહજમાં સ્નેહીજન બનાવી દે એવાં છે





ડાબી બાજુ: ફ્યુજિયા હૉટેલના માલિક મિ. કાવાગૂચી (સ્કેચ-ર. મ. રા.) ઉપરઃ મિ. કાવાગૂચી સાથે લેખક અને નાનાભાઈ



કામાકુરાના બુદ્ધને શરણે

દેખાવ એક રૂમમાં રચ્યો છે તે જોઈ ધરતીકંપનો ત્રાસ કોઈની પણ કલ્પનામાં આવી શકે. આગને બધું જોતાં એક કલાક લાગ્યો. ધરતીકંપના આંચકા સાથે અટકેલું એક ઘડીઆળ આજે પણ એ કારમા પ્રસંગની યાદ આપતું એમાં રાખી મૂક્યું છે. એ વખતનાં પોસ્ટરોમાં એવાં ચિત્રો છે કે પ્રજા વિલાસી થઈ જાય ત્યારે આવો કોપ ઊતરે છે. મોજ કરતા લોકો આગળ ધરતીકંપ કરનારી માછલીનો દેવ વિલાસી લોકોને ડારતો દેખાય છે. ગરીબ અને લાચાર લોકોને સાથ આપવા દેશજનતા ભૂલી જવાનો બોધ છે. એ ધરતીકંપે ૩૪ લાખ જીવનો ભોગ લીધો અને ૫૫ કરોડ પૌંડનું નુકસાન કર્યું છે છતાં આજે જાપાને થોડાં જ વર્ષોમાં એની ભસ્મમાંથી નવાં યોકોહામા અને ટોકિયો સરજાવી અજબ ધીરજ અને શક્તિ બતાવ્યાં છે. જાપાનની ભૂમિ દરિયાની અંદર વાંક ઝૂકતી હોવાથી ધરતીકંપના ધ્રુજારા ત્યાં વધુ લાગે છે. રોજના સરેરાશ ૧૭ આંચકા જાપાનમાં નોંધાય છે; અને રોજ તોફાન અને વાવાઝોડાનો તો પાર નહિ. છતાં એ પ્રજા આનંદી, ઉત્સાહી અને ઉદ્યોમપરાયણ છે. યોકોહામા એકવાર નાનું ગામડું હતું, પણ છેલ્લી સદીમાં તે મહાન નગર બની ગયું. ત્યાં સિંધી ભાઈઓની ઘણી પેઢીઓ છે અને કેટલાકે તો સરસ મકાનો પણ બાંધ્યાં છે. મહાન ધરતીકંપમાં લગભગ ૨૬ હિંદીઓના જીવ ગયા હતા. તેમની છબીઓ પણ મ્યૂઝિયમમાં જોઈ હતી.

**કામાકુરા**

● ત્યાંથી ઊપડી અમે કામાકુરા ગયા. ત્યાં હોરિન્જીનાં મંદિરો જોયાં. ત્યાંનાં કબૂતરોને સૌ ચણ આપે છે તે વખતે ડર વગર હાથ કે ખભા ઉપર ચડીને તે ખાય છે એ બહુ આનંદ અને મજા આપે એવું છે. નિશાળોના કાફલા ને કાફલા તો અહીં અને આવાં સ્થળોએ ઊભરાતા જ હતા. ગમે ત્યાં તમારી છબી પાડી આપનાર કૅમેરાવાળા પણ દરેક વખતે ફૂટી નીકળે છે. એકાદ ઘોડી પર નમૂનાની છબીઓની ફ્રેમ રાખીને અને બાજુમાં કાળા કપડા નીચે કૅમેરા ઊભો રાખીને ઊભેલો આ રાહદારી ફોટોગ્રાફર જાપાનમાં આવનારનું ધ્યાન ખેંચ્યા વિના રહેતો જ નથી. એ ઉપરાંત દરેક સ્થળની છબીઓ અને વસ્તુઓ વેચવાની દુકાનો પણ જમેલી જ હોય.

જાપાનવાસીઓના પ્રવાસની એક પદ્ધતિ નોંધપાત્ર છે. દરેક જણ પોતાની પાસે એક નાની કોરી ચોપડી રાખે છે અને જે જે જાહેર સ્થળે પોતે જાય ત્યાં એક ખૂણે મૂકેલી તે સ્થળની ખાસ સંજ્ઞાચિત્રવાળી રબર સ્ટાંપથી પોતાની ચોપડીમાં છાપ ઉતારી લે છે. જાપાનના પ્રત્યેક જાહેર સ્થળ, મંદિરો, મ્યૂઝિયમો, હોટેલો—અરે કેટલીક દુકાનો સુદ્ધાં પોતાના સંજ્ઞાચિત્રવાળા આવા રબરસ્ટૅમ્પ રાખે જ છે. દરેક વિદ્યાર્થી પાસે તો આવી ચોપડી હોય જ છે અને પોતે કેટલાં સ્થળો ફર્યો તેની તેમાં નોંધ રાખ્યા કરે છે. કોઈપણ વિદ્યાર્થી મોટી ઉંમરે પહોંચતાં આખું જાપાન જોઈ વળ્યો હોય જ. વિદ્યાર્થીઓ દૂર ગમે ત્યાં જાય પણ તેમને માટે રેલભાડું અને મોટરના દરો સરકારી હુકમથી સાવ સસ્તા રાખ્યા છે મોટા દરોવાળી હોટેલો પણ, ખોટ ખમવી પડે તોયે, તે હુકમ મુજબ વિદ્યાર્થીને ૫ ફી સગવડ કરી આપે છે. વિદ્યાર્થીઓ પર જ દેશનું ભાવિ નિર્ભર છે એ વાત જાપાને પોતાની પ્રજાને ગળે બરાબર ઉતારી દીધી છે અને તેનાં સુફળો પણ તે અનુભવે છે

કામાકુરા આશરે બારમા સૈકામાં સ્થાપિત થએલી એક મોટી બુદ્ધમૂર્તિ છે અમે ત્યાં ગયા ત્યારે મનમાં અભિમાન અને શોક સાથે હતાં. અભિમાન એ માટે કે ગૌતમ બુદ્ધના ઉપદેશોને સત્કારનાર આ મુલકમાં અમે પરાયા જેવા કુતૂહલ ખાતર આવેલા લાગીએ છીએ. ભારતના આ દેવસ્વરૂપ આગળ જાપાનીઓ ભાવથી નમે છે અને પૂજા અર્પે છે ૧૦૦ ફૂટ ઘેરાવ ને ૫૦ ફૂટ ઊંચાઈની આ બેઠેલી કાંસાની મૂર્તિનું વજન ૪૬૦ ટન છે. તેનું મુખ ૮ ફૂટનું છે માથાના વાળના ગુંચળાં ૮૩૦ છે. કેવળ ધાતુની અંદરથી એ ઘડેલી છે. બાજુમાં







બાપે કારણ પૂછ્યું. 'પણ તારા હાથ ભાંગી ગયા હતા?' કારણ જાણતાં જ અલેક્ઝાન્ડ્રો ક્રોધથી બોલી ઊઠ્યોઃ 'તેં તેને સામો કેમ ન માર્યો? ને હવે અહીં છોકરીની માફક રડતો આવે છે! જા, જ્યાં સુધી તેનું વેર ન લે ત્યાં સુધી મને તારું મોઢું ન બતાવતો!'

તરત બેનિટો તો ચાલી નીકળ્યો. એક પથરો લઈ તેને ખૂબ ઘસ્યો અને પછી પોતાને મારનાર છોકરાને પકડ્યો. 'મને મારવામાં તને મજા આવી હતી ને? લે લેતો જા!' કરતાંકને ધમાધમ થપ્પડો ને પથરાથી એ મોટા છોકરાને એણે લોહીલુહાણ કરી નાખ્યો.

આ અને આવા બીજા વિજયો મળતા કિશોર વયે જ મુસોલિનીના મનને દૃઢ ગાંઠ વળી ગઈ કે જગતમાં બળિયાના જ બે ભાગ છે. એ નીતિ તેણે આચારમાં આણી ને નિશાળનો એકેએક છોકરો ને છોકરી તેનાથી ડરવા લાગ્યાં.

તેની માએ પછી તેને કૉલેજમાં મોકલવાની ઇચ્છા કરી, પણ બાપે સખ્ત વિરોધ કર્યો. ત્યાં ઘણુંખરું શિક્ષણ પાદરીઓ જ આપતા હોઇ, પોતાનો પુત્ર એવાઓને પાલે પડે એ અલેક્ઝાન્ડ્રો જેવા ચુસ્ત અરાજકતાવાદીને જરા યે પોસાય તેમ ન હતું. પણ રોઝાના આગ્રહથી આખરે મુસોલિની ફિએન્ઝાની કૉલેજમાં જોડાયો.

કૉલેજ જીવનનું બેનિટોનું પ્રિય પુસ્તક તે વિક્ટર હ્યુગોની અમરકૃતિ 'લા મિઝરાબ્લ'. કોઠામાં બેસી તે કલાકો લગી એ પુસ્તક વાંચ્યા કરતો. પછી રોમનો પ્રાચીન ઇતિહાસ હાથમાં લીધો. રોમ! યુરોપનો પિતા! એ રોમને ફરી એ જ અગ્રપદે લાવવાની તેને ત્યારથી મહત્ત્વાકાંક્ષા જાગી, જે જીવનભરની તેની એકની એક ઝંખના રહી છે—એનું એકનું એક 'પાપ' રહ્યું છે.

ધીમેધીમે કૉલેજ તરફ તેને કંટાળો આવવા લાગ્યો. ઘેર બેઠાં જ તેણે ચાલુ અભ્યાસ ઉપરાંત સંગીત, ચિત્રકળા ને અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો. આજ પણ તે કહે છે, 'કૉલેજો અને કેદખાના એ એક જ પ્રકારની સંસ્થાઓ છે.'

પરંતુ મુસોલિની-કુટુંબની આર્થિક સ્થિતિ જોઇએ તેવી સારી ન રહેવા લાગી. બેનિટો આથી બહાર નસીબ અજમાવવા ઘર છોડી ચાલી નીકળ્યો. ખીસામાં ત્યારે

ઉપર: જ્યાં મુસોલિની જન્મ્યો હતો; વચ્ચે: એ જ ગામની આ શાળામાં મુસોલિનીની [illegible] હતી. નીચે: જન્મના એ ઘરમાં એણે ૧૨ વરસ સુધીનું બાળપણ વીતાવ્યું

ાનના અમદાવાદમાં ભરાએલા બારમા અધિવેશનના પ્રમુખો ઉપરથી—ડાબી બાજુથી: ગત અધિવેશનના વિદાય લેના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ ઝવેરી સાથે
ન ગાંધીજી ઉપપ્રમુખ આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ સત્કાર પ્રમુખ સર ચીનુભાઇ (બીજા બૅરોનેટ), સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશી,
ે ધર્મતત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી અતિસુખશંકર ત્રિવેદી, ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ મુનિશ્રી જિનવિજયજી,
વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પોપટલાલ શાહ પત્રકારત્વ વિભાગના પ્રમુખ શ્રી મહાદેવ દેસાઈ (ફોટો: નરેન રાવળ)



યવિચારિણી સમિતિ: ઉપર ડાબી તરફથી· મહાત્માજી, સર પટ્ટણી જી, શ્રી હીરાલાલ પારેખ, ડૉ. હરિપ્રસાદ મ. દેસાઈ, આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુ
ાલાલ મુનશી, શ્રી ભોગીલાલ પટવા, શ્રી મનહરરામ મહેતા· નીચે· કાકાસાહેબ કાલેલકર, શ્રી મહાદેવ દેસાઇ (ફોટો· નરેન રાવળ)

જ ત્યાંથી નાસી જતા. એ વખતે જો દ કોપીનમ મને નીતિના સબક શીખવવા આવ્યો હોત તો હું તેનો ટોટો જ પીસી નાખત!'

જેમતેમ કરી તે કામે તો વળગ્યો. ને એ જ અરસામાં તેને રશિયન દેશનિકાલ એન્જેલિકા બાલા-બાનોફનો પરિચય થયો. બાલાબાનોફે તેના આત્મામાં નવું જ બળ પૂર્યું. યુરોપમાં પસરતા જતા સમાજવાદના પવનમાં તે ખેંચાયો ને તે કટ્ટર સમાજવાદી બન્યો. લેનિનની યે તેણે મુલાકાત લીધી. લેનિન એ જુવાન સમાજવાદીથી ખૂબ આકર્ષાએલો. ને તેના જેવાને પોતાની ટોળીમાંથી ગુમાવવા માટે વર્ષો બાદ તેણે ઇટાલિયન સમાજવાદીઓને ખૂબ ઠપકો આપેલો.

હવે આજીવિકા માટેની મજૂરી ઉપરાંત મળતા સમયમાં મુસૉલિની સમાજવાદનો પ્રચાર કરવા લાગ્યો. સ્વિટ્ઝર્લૅંડના સરકારે આથી તેને ઉશ્કેરણી કરનાર તરીકે ગણાવી એક કે બે વખત નહિ પણ અગિયાર વખત પકડ્યો ને છેવટ ત્યાંથી દેશનિકાલ કર્યો. બંદીજીવન માટે ત્યારથી તેને એટલી ઘૃણા આવી ગઇ કે યુદ્ધમાં પણ ખાઇઓમાં ભરાઇ રહેવું તેને અકારું લાગતું ને વરસતા ગોળાઓમાં યે તે બહાર નીકળી પડતો. સ્વિટ્ઝર્લૅંડમાં પોલીસે તેના આગળાની છાપ લીધી એ અપમાને તો એને ખૂબ જ અસર કરી; ને જીનીવાના એ અપમાનથી જ તેને પ્રજાસંઘ તરફ કોઇ ચાહ નથી જન્મ્યો એમ એ જાતે આજે કબૂલ કરે છે.

એકવીસ વર્ષની વયે ૧૯૦૪માં તે ઇટલી પાછો ફર્યો. તેના બાપે ત્યારે ફોર્લીના રાજમાર્ગ પર એક સરાઇ ખોલેલી. હાડોહાડ સમાજવાદી બની ગએલા મુસૉલિનીએ તરત એ સરાઇને રાજદ્વારી રૂપ આપી દીધું. તેની મા ત્યારે મરી ગઇ હતી ને અલેઝાન્ડ્રોએ કામકાજ માટે પોતાના ભાગીદારની પુત્રી રાશેલને સરાઇમાં રોકેલી. મુસૉલિની અને તેના મિત્રોની ગંભીર રાજદ્વારી ચર્ચાઓમાં તે પણ ભાગ લેવા લાગી. એલેઝાન્ડ્રોની સખ્ત ના છતાં તે તો મુસૉલિનીથી વધુ ને વધુ ભળતી ગઇ ને છેવટ બંને લગ્નમાંહથી જોડાઇ ગયા.

અત્યાર સુધીમાં મુસૉલિનીના મિત્રો યે ઠીકઠીક જાગી ગયા હતા એટલે પોતાના વિચારો દર્શાવવા તેણે હવે કલમનો આશરો લીધો. તલવાર જેટલી જ સહેલાઇથી કલમ પર પણ તેણે કાબૂ મેળવ્યો ને એ કાબૂને લઇને જ તે પત્રકાર બન્યો. શા કે ટ્રૉટ્સ્કી જેવા પ્રચારક તરીકે નહિ પણ આજ લગી યે પોતાની પ્રતિષ્ઠા કાયમ ટકાવી રાખનાર જીવંત પત્રકારોમાંના સર્વશ્રેષ્ઠ પત્રકારની રીતે. ઇટલીના સર્વશ્રેષ્ઠ સમાજવાદી પત્ર 'અવાન્તી'ના કાર્યવાહકોએ તેને એનો તંત્રી નીમી લીધો. એકવીસ જ વર્ષની વયે આ સ્થાન મેળવવું એ કંઈ જેવુંતેવું ન કહેવાય.

૧૯૧૪ સુધી તો એ કટ્ટર સમાજવાદી રહ્યો; પણ મહાયુદ્ધ શરૂ થતાં બધા જ સમાજવાદીઓ ઇટલીના તટસ્થ રહેવાની તરફેણમાં જવા લાગ્યા, જ્યારે મુસૉલિનીનો અભિપ્રાય એથી ઉલટો જ હતો: ઇટલીએ યુદ્ધમાં જોડાવું જ જોઇએ, ઑસ્ટ્રિયાએ તેના પચાવેલા પ્રાંતો પાછા મેળવવા જ જોઇએ. પોતાનાં આ મંતવ્યોને વફાદાર રહેવા તેણે 'અવાન્તી'નું તંત્રીપદ પણ છોડી દીધું. તેનું કહેવું હતું કે 'અત્યારે આંતરરાષ્ટ્રીયતાનો પ્રશ્ન નથી. તે તો મૃત્યુ પામી છે. ફરી જીવતી થાય ત્યારે. અત્યારે તો રાષ્ટ્રીયતા જ વિકસાવવાની જરૂર છે.'

પણ તેનું કોઇએ ન સાંભળ્યું ને સમાજવાદી મુસૉલિની ગઇ કાલની વાત બની ગયો. છતાં તે ડગ્યો નહિ. 'ઇલ પોપોલો દ ઇટાલિયા' નામનું પોતાનું જ નવું છાપું તેણે ઊભું કર્યું. પત્રના નામની બંને બાજુએ તેણે બે મુદ્રાલેખો રાખ્યા: (૧) જેની પાસે તલવાર છે તેને રોટીની ચિંતા રહેતી નથી; (૨) ક્રાન્તિને સક્રિય તો માત્ર બેયૉનેટો જ બનાવી શકે છે.

૧૯૧૪ થી ૧૯૨૦ સુધીનાં તેનાં વર્ષો તો બહુ જ કપરાં ગયાં. 'અવાન્તી' તેનો પુષ્કળ વિરોધ કરતું. તેનો જાન સુદ્ધાં લેવાની ધમકી આપતું. પણ તે મક્કમ જ રહ્યો. પોતાના થોડાક મિત્રો સાથે ચાર ઓરડીઓના એક ગંદા ફ્લૅટમાંથી તે 'ઇલ પોપોલો દ ઇટાલિયા' ચલાવતો. તેની તીખી વાણી અને શૌર્યથી યુદ્ધમાં જોડાઇને ઑસ્ટ્રિયામાં તેણે ભોગવેલી જેલથી, ઇટલીનો યુવકવર્ગ હવે હળવેહળવે તેની તરફ આકર્ષાતો ગયો ને ૧૯૨૦માં તો લોકો યે કહેવા લાગ્યા કે, 'તેનો માર્ગ ભલે ભૂલભરેલો હશે, પણ તે બહાદુર છે, તેનામાં શક્તિ છે.'

પત્ર જેવું હથિયાર મળી જતાં મુસૉલિનીનો અનુગામી વર્ગ વધતો ગયો. લોકોને એટલી શ્રદ્ધા તો આવી જ હતી કે તે જે કરે છે તે ઇટલી અર્થે કરે છે. પોતા

સારૂ કશી મિલ્કતની કદી જમાનત ન કરનાર અને ઘણી વખત દસ મિનિટ કે અરધા કલાકની ઊંઘથી પતાવી લેનાર મુસૉલિનીમા જમાનભરના સમાજવાદીઓમા નજરે દેખાતી સ્વાર્થપિપાસા સ્હેજના પે જડતી ન હતી અદ્ભુત શૌર્ય, અદ્ભુત ધૈર્ય ને શાંત મગજે કામ કરવાની પદ્ધતિથી લશ્કરમા પે તે સાર્જન્ટના પદ સુધી પહોંચેલા.

૧૯૨૦માં યુદ્ધના મેદાનમાથી તે નિવૃત્ત થયો ત્યાર સુધીમાં તેને જોઇએ તેટલા અનુગામીઓ મળી ગયા હતા. 'અવાન્તી'એ પણ તેનો માથોભારે વિરોધ કરી તેની મહત્તા ખૂબ વધારી દીધી હતી આ મહત્તાનો લાભ મુસૉલિનીએ લીધો અને તરત સમાજવાદીઓથી વિરુદ્ધ પોતાનો 'ફાશી દ કૉમ્બેટિમેન્ટો'નો પક્ષ ઊભો કર્યો ઇટલીમાના બધા પક્ષો ને ઉપપક્ષોનો નાશ કરી પૂર્ણ રાજનિષ્ઠ રહીને ઇટલીની સેવા કરવાની તેની નેમ હતી

૧૯૨૦–૨૧ની સાલમા મજૂરીના પ્રશ્નોએ ઇટલીને ખૂબ હલમલાવી નાખ્યુ લોકોએ સમાજવાદીઓનો આશરો લીધો, પણ તેઓ તેનો નિકાલ લાવવામા નિષ્ફળ નીવડ્યા તરત મુસૉલિનીની ચોટ તેમના પર વળી તેમની નિષ્ફળતાને લીધે હવે મુસૉલિનીના અનુયાયીઓમા ન ધારેલો વધારો થતો ચાલ્યો

ને આ તકને, રોમના સુવર્ણરાજ્યના સ્વપ્ના સેવતા મશિયાવેલીના એ પટ્ટશિષ્યે સુવર્ણ તક જેવી પ્રમાણી ઇટલીની સત્તા હાથમા લેવાનો ને પોતાની મરજી મુજબનો તેને ઘાટ આપવાનો એ અચ્છો મોકો હતો. અરધા ડઝન પ્રાંતોમા તેના ફાશીસ્ટ અનુયાયીઓએ સત્તા હાથમા લેવા ધસારો કર્યો ઇટલીમા આંતર વિગ્રહની લાય ઊઠી

બે લાખથી વધુ જાગેલી પોતાની સેનાની મદદે મુસૉલિનીએ ઇટલીમાના ગજદારી બધા પથ-ઉપપથો દફનાવી દીધા ને ૧૯૨૨ના ઑક્ટોબરમા સીધી રોમ પર ચડાઈ લઇ ગયો રાજા વિક્ટર ઇમાન્યુએલ તેની સામે થવામા જોખમ જોયુ મુસૉલિનીની માગણી તેણે સ્વીકારી ને તેને Il Duce (અમાત્ય) બનાવ્યો.

પ્રધાનપદ હાથ આવતા જ મુસૉલિનીએ એક કારમો નિર્ણય કર્યો પોતાના એક એક પ્રતિસ્પર્ધીનો અંત આણવાનો એ માટે ઍમેરિગો દુ મિની નામના અમેરિકનને તેણે કાબિયા તરીકે રોક્યો તેના પ્રાઇવેટ સેક્રેટરી સીઝર રોસ્સી તરફથી ઍમેરિગોને નામાવલિ મળતી ને એમા નોંધાયેલા કમનસીબોનાં નામોનિશાન મિટાવવાનુ ફાશીસ્ટો માટેનુ સત્કાર્ય એ કરી આપતો

મુસૉલિનીએ આ બધુ ભલે ઇટલી માટે કર્યું હોય, પણ તેના નાણાશાસ્ત્રી મેટેઓટીની વાત તો એના જીવનની મહા પે એક કાળી ટીલી રહેવાની એ વાત એવો તો દાનવી છે કે આજ પણ તે સાંભળતા ક્યારેક છૂટે મેટેઓટીને જીવતો જ બાળી દેવામા આવેલો ને અરધુ પરધુ બળેલુ તેનુ શબ જે દફનાવાયેલુ તે પણ પાછળથી કાઢીવઇ, તેના ટુકડા કરી શિયાળવાઓને ખવડાવી દેવામા આવેલા કાર્ડિનલ મૅટ્ટીએ આ વિષે મુસૉલિનીને લખેલુ, 'એક પાદરી તરીકે હુ રડી ઊઠુ છુ. એક ઇટાલિયન તરીકે શરમના ભારે માથુ નીચુ ઘાલી દઉં છુ'

અને પછી સત્તાપ્રાપ્તી અર્થે મુસૉલિનીએ કાવતરાની આમ પરંપરા ચલાવતા રાજાએ માર્શલ લૉ જાહેર કરવાનુ કર્યું, પણ મુસૉલિનીની સેનાએ તેને નિરૂપાય કરી દીધો. તેની રહીસહી સત્તા પે મુસૉલિનીએ પોતાને હસ્તક લઇ લીધી બધા પ્રતિસ્પર્ધીઓનું નામ-નિશાન મિટાવી ઇટલીનો સર્વસ્વ બન્યા પછી જ તેણે જંપ વાળ્યો

અને આમ, જેલમાથી છૂટેલા અલેઝાન્ડ્રો પાસે બેસી મશિયાવેલી ને ગૅરીબાલ્ડી વાંચતા તરુણ રખડુ બેનિટો મુસૉલિનીએ પોતાને જાગેલી મહત્ત્વાકાંક્ષા શમાવી તરુણ વયે જ તેણે નિશ્ચય કરેલો કે 'હુ મારી જિંદગી એક શિલ્પ સર્જન સમી બનાવીશ' ને હબસી નિયા જીતી આફ્રિકામા તેણે કરેલી ઇટાલિયન જમાવટથી પોતાનો એ નિશ્ચય પાર ઊતર્યો હોવાનુ તે માને છે

**આ**જ એના જીવન વિષે અનેક વાતો બહાર આવે છે દુનિયા તેને યુદ્ધપિપાસુ ક્રૂરેડર ગણાવે છે કારણ કે તેણે હબસીનિયા જીત્યુ છે

પણ મૉરોક્કો ને કૉંગો, હિંદ ને ફિલિપાઇન્સની કબજેદારી ભોગવનાર યુરોપીય રાષ્ટ્રો એનો વિરોધ કરતી વખતે પોતાની કારકીર્દિ તપાસી જુએ તો? એમના કરતા તો મુસૉલિનીની જીત વધુ શાણપણની છે એ વાજબી છે કે ગેરવાજબી એ જુદી વાત છે.

(અનુસંધાન આગળ પાન ૫૮૦મે)

## સંસારના આપણી નજરે સમાચાર

ત્રાવણકોર રાજ્યે બહાર પાડેલા અંત્યજો માટેના મંદિર-પ્રવેશના ઢંઢેરાનો બહુ સરસ રીતે અમલ શરૂ થઇ ગયો છે. પણ અજબ એ છે કે બીજી બાજુ એ સાથે જ કોચીન રાજ્યે રાજ્યના બધા મંદિરો હરિજનો પ્રવેશ ન પામે માટે બધી આમજનતા માટે બંધ કર્યાં છે!

શહેનશાહ આઠમા એડવર્ડે એક અમેરિકન અને કેથોલિક ધર્મ પાળતી મિસિસ સિમ્પસન સાથે લગ્ન કરવાની કરેલી જાહેરાતથી બ્રિટિશ સામ્રાજ્યમાં બહુ ખળભળાટ થયો. કારણકે એક તો રાજાએ બીનરાજવંશી તેમજ કેથોલિક સ્ત્રી પરણવી એ ત્યાંના કાયદા વિરુદ્ધ છે અને બીજું, એ સ્ત્રીના આગલા બે પતિ હયાત છે આખી બ્રિટિશ પ્રજા એકમતે તેની સામે થઇ પણ એ ખળભળાટ શહેનશાહ એડવર્ડે વિરલ ભોગ આપી શાંત કરી દીધો પોતાની પ્રભુત્વપાત્રને તજવા કરતાં દુનિયાના ત્રીજા ભાગ જેટલુ જગતભરનું સૌથી મોટું મહારાજ્ય તેમણે ત્યજી દીધુ છે અને પાર્લામેન્ટે એમના ગાદીત્યાગનો ખરડો પસાર પણ કરી દીધો છે બ્રિટિશ સામ્રાજ્યના તખ્ત પર તેમના નાના ભાઈ ડયૂક ઑવ યૉર્ક, છઠ્ઠા જ્યૉર્જ તરીકે આવ્યા છે માજી શહેનશાહ એડવર્ડને તેમણે ડયૂક ઑવ વિંડસરનો ખિતાબ આપ્યો છે જે નામથી હવે તેઓ ઓળખાશે અત્યારે તેમણે આસ્ટ્રિયામાં આવેલા ઇન્ઝફીલ્ડ મુકામે પોતાનો નિવાસ રાખ્યો છે.

આ સાલનાં નોબેલ પારિતોષિકોમાં સાહિત્ય માટેનું પારિતોષિક અમેરિકાના જાણીતા નાટયકાર યુજીન ઓ' નીલને મળ્યું છે, જ્યારે રસાયણ માટેનું અણુના બંધારણના જ્ઞાનમાં ફાળો આપનાર બર્લિનના પ્રો પીટર ડેબીસને અપાયું છે. ભૌતિકશાસ્ત્ર માટેનુ પારિતોષિક પ્રો. વી એફ. હૈસ અને પ્રો. ડેવીડ બંને વચ્ચે વહેંચી દેવાયુ છે

ગઈ સાલનું સાહિત્યનું નોબેલ પારિતોષિક મેળવનાર મહાન ઈટાલિયન નાટયકાર સિનૉર લુઈજી પીરાંદેલો ૬૯ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા

બૅરિસ્ટર સાવરકર ઉપરના સરકારી પ્રતિબંધની મુદત ડિસેંબરમાં પૂરી થતાં તેમાં બે વર્ષનો વધારો કરવામાં આવ્યો છે.

આઠમું અખિલ હિંદ સ્કાઉટ સમેલન કાન્યકુબ્જ મુકામે પંડિત હૃદયનાથ કુંઝરુના પ્રમુખપદ નીચે તા ૨૬મી ડિસેમ્બરના રોજ ભરાયું.

તા ૨૫મીના રોજ ફૈઝપુર મુકામે તિલકનગરમાં અ હિં. મહાસભા સમિતિની બેઠક પંડિત જવાહરલાલજીના પ્રમુખપણા નીચે મળી. જગતના જુદાજુદા દેશોમાં વસતા આપણા દેશબાંધવો તે તે દેશોમાં ભારે મુશ્કેલીઓ વચ્ચે પોતાનો મોભો સાચવવા જે લડત ચલાવી રહ્યા છે તેમને અભિનંદન આપતાં એ લડતમાં વિજય મેળવવાની ઇચ્છા પ્રદર્શિત કરતો ઠરાવ પસાર થયા પછી અનુક્રમે વિષયવિચારિણી સમિતિનો એજેન્ડા, મુંબાઇમાં મળેલી અ. હિં. મહાસભા સમિતિની બેઠકની નોંધ અને મહાસભાના પ્રધાનમંત્રીએ તૈયાર કરેલો અહેવાલ રજુ કરવામાં આવ્યાં હતાં પ્રમુખશ્રીએ ડૉ. અનસારી, અબ્બાસ તૈયબજી, ડૉ. સુબ્રહ્મણ્યમ્, સદાશિવરાવ, ચિદંબરમ્, પીલે અને કિસ્ના કુમારીના અવસાન અંગે દિલસોજીનો ઠરાવ રજુ કર્યા પછી સમિતિને વિષયવિચારિણીમાં ફેરવી નાખી હતી.

પહેલો ઠરાવ ધારાસભા પ્રવેશ અંગેનો હતો. લોકપ્રતિનિધિ સભા પર ઠરાવ રજુ કરતાં રાજેન્દ્રબાબુએ જણાવ્યું કે, મહાસભાએ ધારાસભાપ્રવેશની મંજુરી આપી છે, પણ જો રજાએલી આજ્ઞા પ્રમાણે મહાસભાવાદીઓ કામ ન આપી શકે તો તેમને પાછા આવવાનું છે. હિંદને નવા મળેલા બંધારણનો વિરોધ કરતાં તેમણે જણાવ્યું કે એ હિંદના લોકોએ જ ઘડેલું હોવું જોઇએ. એ જ દિવસે ગાંધીજીએ ગ્રામોદ્યોગ પ્રદર્શન ખુલ્લું મૂક્યુ પ્રદર્શનમાં તેઓ જાતે સેલ્સમૅન તરીકે ઊભા રહ્યા હતા.

તા. ૧૭મીએ મુંબાઇથી શરૂ થએલી ધ્વજ સાથેની જ્યોતિકૂચ તા ૨૭મીએ મહાસભા નગરમાં પહોંચતા રાષ્ટ્રપતિ અને બીજાઓએ તેને આવકાર આપ્યા બાદ ધ્વજવંદનની ક્રિયા થઇ હતી. ગાંધીજીએ ગ્રામોદ્યોગ પ્રદર્શનના મેદાનમાં ભાષણ કરતાં જણાવ્યું કે, આજે ગામડામાં મહાસભાનું અધિવેશન ભરવાનું બળ આપણે પ્રાપ્ત કર્યું છે તો આવતા વર્ષોમાં આપણું બળ અનેકં વધેલું હોવું જોઇએ

મહાસભાની બેઠકનો એ દિવસે પ્રારંભ થતો હોઇ દોઢ લાખ માણસોની મેદની એકઠી જામી હતી મહાત્માજી પણ આવી પહોંચ્યા હતા ને સાંજે સાડા ચાર વાગે રાષ્ટ્રપતિએ પોતાનું વ્યાખ્યાન વાંચવું શરૂ કર્યું હતું આંતરરાષ્ટ્રીય રાજકારણની સમાલોચના કર્યા બાદ મહાસભાના ધ્યેય વિષે બોલતાં તેમણે જણાવ્યું કે 'મહાસભાનું આજનું ધ્યેય હિંદમાં સંપૂર્ણ પ્રજાશાસન સ્થાપવાનું છે અને એવા લોકશાહી તંત્ર માટે અને નહિં કે સમાજવાદ માટે તે લડત ચલાવે છે.' ત્યારબાદ વિષયવિચારિણી સમિતિની બેઠકમાં નવા બંધારણ સામે લડવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. શ્રી ભુલાભાઇ દેસાઇએ મહાયુદ્ધ પહેલા ૩૧ કરોડ રહેલું લશ્કરી ખર્ચ અત્યારે વિનાકારણ ૫૫ કરોડ થયું છે તે વિરુદ્ધ ઠરાવ મૂક્યો જે પણ પસાર થયો. બીજા ઠરાવોમાં બ્રહ્મદેશને છુટું પાડવાનો વિરોધ, કુદરતી આફતો, યુદ્ધની ભીતિ અને નજરકેદીઓ પ્રત્યે સહાનુભૂતિ ને યોગ્ય ઈલાજો વગેરેના ઠરાવો પસાર થયા હતા.

**આંખની મૂગી ભાષા અને મહોબતભર્યે દિલે એણે પ્રાણીઓને અસીમ હદે કેળવ્યા હતા, છતાં તેમની એક બાબતનો ઇનકાર તે ન કરી શક્યો: અને તે તેમનો**

# વેરનો હક્ક

મહાબલિ જન્મ્યો તો ઠેઠ બોર્નિયોમાં હતો. તેના બાપ બ્રિજભૂષણને ત્યાંના ૨૦ વરના જંગલોમાં કામ કરતાં બે દાયકા ઉપરાંત વીતી ગયા હતા. ફરી હિંદમાં પાછા વળવાની અશક્તિને લઇ તેણે ત્યાંની જ જ્યાક જાતિની એક સ્ત્રી જોડે લગ્ન કરી લીધું હતું અને મહાબલિ એ લગ્નથી જ થયેલો ફરજંદ હતો.

મહાબલિએ જ્યાક માતા પાસેથી બોર્નિયોના જંગલો ને તેના પ્રાણીઓની અનેક હકીકતો ને દંતકથાઓ સાંભળેલી. ત્યાંનો સાહસપ્રિય સ્વભાવ એની રગોમાં એટલો તો વહી રહ્યો હતો કે બ્રિજભૂષણ એને ફરજિયાત રોક્યા ન હોત તો આખી જિંદગી કદાચ એ જંગલમાં જ ગુજારત!

પચીસ વર્ષે જ્યારે ગીરમીટ પૂરી થઇ તે પહેલાં બે વરસે મહાબલિની માં મૃત્યુ પામી હતી એટલે ગીરમીટની મુદત પૂરી થતાં જ બ્રિજભૂષણ એકલા મહાબલિ સાથે હિંદ પાછો આવ્યો. હવે તે જૈફીને આરે પહોંચ્યો હતો, એટલે ગુજરાનનો બોજો મહાબલિએ જ ઉપાડવાનો હતો. એવામાં નસીબ સંજોગે એક મદ્રાસી સરકસ એ ગામમાં આવી લાગ્યું. એથી વિશેષ વળી મહાબલિને શું જોઇએ? જેમની સાથે મારું બાળપણ વીતાવેલું એ જ જંગલવાસીઓની મૈત્રી બાંધવાની ફરી મળતી તક એ જવા દે એમ ન હતું. તરત જ એ સરકસમાં તે જોડાઇ ગયો.

અને અભિમાનના પૂતળા જેમ બધાથી અલગ રહેતા સિંહથી માંડીને બધા પાડોશીઓ સામે કોઇ ને કોઇ બહાને ઘુરકતા રહેતા અદેખા ચિત્તા સુધીના બધા જનાવરો સાથે એ એવા અલ્પ વખતમાં ભળી ગયો કે સૌ એ જોઇ દિઙ્મૂઢ બની ગયા. અવસાન વખતે તેની માતાએ તેને કહેલું 'મહાબલિ, મારું પૂરું નામ' વહે છે એ જિંદગીભર પણ તું ન ભૂલતો.' અને કોણ કહે છે કે મહાબલિ તે ભૂલ્યો હતો?

પણ સરકસમાંના મદ્રાસી અસ્વારો, ચારીઓ ને સાથીઓથી મહાબલિ થોડા જ વખતમાં કંટાળી ગયો. તે ક્યારે સરકસમાંથી છૂટો થયો અને ક્યારે ને ક્યાંથી નવાં સાધનો ઊભાં કર્યાં એ ચાર છ વર્ષોનો ઇતિહાસ અંધારામાં રહ્યો, પણ એક દિવસ વાત બહાર આવી કે કોઇક બેનીરામ સાથે મળીને મહાબલિએ પોતાનું એક સરકસ ઊભું કર્યું છે.

બેનીરામની નસોમાં પણ પંજાબી લોહી વહેતું હતું. મહાબલિએ તેને કહેલું કે 'હું તને બધી ગતો સમજાવી દઇશ એટલે તું પણ મારી માફક બધાં જાનવરો સાથે છૂટ ને સફાઇથી હળીમળી શકીશ' અને એક સિંહણ પાળીને તો બેનીરામ હેળવી પણ શક્યો.

સરકસનો સર્વોત્તમ ખેલાડી સિંહ પ્રતાપ હતો. જિંદગીભરના ટેકીલા પ્રતાપ જેવો જ તેનો સ્વભાવ હોવાથી મહાબલિએ તેનું એ નામ રાખેલું. ભરચક ભૂખરી કેશવાળી, સદા ઊંઘભરી છતાં પીળી ગાઢી આંખો ને વેરાનને પણ કંપાવી મૂકે એવી તેની ગર્જનાએ મહાબલિનો ખાસ પ્રેમ મેળવ્યો હતો. હિપ્નોટિઝમ જેવી આંખની મૂગી ભાષા ને સર્જક શાંતિથી પ્રાણીઓ કેળવવાની મહાબલિની ગત હજુ બેનીરામને નહોતી આવડી, પણ તેની એ બીનઆવડત કોઇ કળી શકતું નહિ. હિંમત અને આત્મશ્રદ્ધા ઉપર જ આધાર રાખી તે કામ પતાવતો ને પ્રેક્ષકો પણ તેને વધાવી લેતા.

પ્રતાપ અને તેની માદા રોઝા સાથે જ ઔરંગઝેબનું પીંજરું હતું. વચ્ચે માત્ર એક પડદી ઉપર તારની જાળી મારેલી. વાઘના જાતિગત સ્વભાવ પ્રમાણે ઔરંગઝેબ હમેશાં પોતાના પાડોશીઓ પ્રત્યે અદેખાઇથી બળતો રહેતો ને તેમાં યે છેલ્લા મહિનામાં તેના પીંજરામાંથી માદાને લઇ લેવામાં આવી હોવાથી તેની અદેખાઇ વધુ બળવાન રહેતી. એક દિવસ અચાનક તે કૂદ્યો ને કોઇએ કદી ન ધારેલું એમ પડદી પર મારેલી જાળી છિન્નભિન્ન કરીને પ્રતાપના પીંજરામાં નીચો નમ્યો. રોઝાએ એ જોયું ને સામનો કરવા ઊભી થઇ, પણ ઊભી થતાં જ ઔરંગઝેબે મહેજ વધુ નીચા નમી તેનો કાન ઝડપી લીધો. રોઝાએ ચીસ

પાડી ત્યાં સુધીમાં તો તેનાં જડબાંએ કામ બનાવી લીધું: રોઝાનો અરધો કાન તેણે કાતરી લીધો.

પ્રતાપ તો ઊંઘમાં પડ્યો હતો, પણ રોઝાની ચીસે તે ઝબકી ઊઠ્યો; ને ઊઠતાં વેંત કૂદ્યો. આગલા બે પગે તેણે રોઝાને દૂર ફગાવી ને લાંબા નહોરોથી પડદી ચીરવા માંડી વાઘ પણ પૂરી ખુન્નસથી ઘુરકી રહેલો. સામસામેના આ ઘુરકાટ અને ગર્જનાઓએ મહાબલિને ચેતાવ્યો. બેનીરામ સાથે તે તુરત ત્યાં આવી પહોંચ્યો ને જુએ છે તો રોઝાનો અરધો કાન ઔરંગઝેબના પીંજરામાં પડેલો! લોહી નીંગળતો કાન દબાવતી રોઝા તેના પીંજરામાં એક બાજુ પડી હતી ને તોફાનમાં સપડાએલા વહાણના સઢના જેમ ચારે ચીરા ઊડતા જાય તેમ પ્રતાપ લાકડાની પડદીના ચીરેચીરા ઉડાડી રહ્યો હતો.

સરકસમાંના એકના એક વાઘને ગુમાવવો મહાબલિને પોસાય તેમ ન હતું, એટલે ધામે રહીને તે ઔરંગઝેબના પીંજરામાં ઘુસ્યો ને તેને પડદી પરથી નીચે પટક્યો. ઔરંગઝેબ તેના પર કૂદ્યો, પણ મહાબલિએ તરત શબ્દનો કોથળો સાથે નાખી દીધો બેનીરામ ને નોકરચાકરોએ બાકીનો મામલો કાબૂમાં લીધો. એ જ વખતે ઔરંગઝેબનું પીંજરું બદલાવી નાખવામાં આવ્યું.

આ બનાવે પ્રતાપનું અંગેઅંગ જલાવી મૂક્યું. મહાબલિએ પણ આજે તેના દુશ્મનની તરફેણ કરી' મહાબલિએ તેને સમજાવ્યો પણ ખરો કે, 'પ્રતાપ, આપણે ઔરંગઝેબનું ચામડું ચીરી નાખશું.' પણ પ્રતાપની આંખોમાં વિશ્વાસ ન જ પ્રગટ્યો.

બે અઠવાડિયાં સુધી તો પ્રતાપને રિંગમાં લાવવાનું મહાબલિએ મોકૂફ રાખ્યું, પણ આજે પ્રેક્ષકોની ગીરદી ખૂબ જામી હોઇ તેણે વિચાર બદલ્યો હતો. બેનીરામે તો તેને બહાર લાવવા ના જ પાડી. મહાબલિએ કહ્યું, 'બેની, ફરી મારા પ્રતાપ માટે આવો હલકો અભિપ્રાય કદી ન આપતો. તું સિંહનો સ્વભાવ સમજતો નથી. માણસ જેટલું જ લાગણીવશ એ પ્રાણી છે.' ને મહાબલિના મતાગ્રહ આગળ બેનીરામને નમવું પડ્યું.

ખેલ શરૂ થયો. સૌથી પ્રથમ સિંહણોને રિંગમાં લાવવામાં આવી. આવતા વેંત જ નાચકૂદ કરવા માંડેલી એ સિંહણોને બેનીરામ એક પછી એક પીપ પર બેસાડતો ગયો. એ બધી ગોઠવાઇ ગઇ એટલે મહાબલિએ બૂમ મારી. 'હવે મારી પલટન લાવો.' અને પ્રતાપથી દોરાતી જબરા સિંહોની બનેલી તેની પલટને રિંગમાં પ્રવેશ કર્યો. મહાબલિની સદા સાવધ આંખો પ્રતાપની આંખો સાથે મળી. મળતાં જ પ્રતાપે પોતાનું માથું બીજી બાજુ ફેરવી લીધું. છતાં મહાબલિની સૂચના તો તેણે માની ને કશી હરકત વગર પોતાના પીપ પર બેસી ગયો. બીજા સિંહોને પણ તેમના શરીરને અડકાડ્યા વિના ચાબુકના ફટકારા બોલાવતાં મહાબલિએ તેમના સ્થાને બેસાડ્યા.

અરધો ખેલ ખતમ થતાં પ્રતાપનો વારો આવ્યો. પહેલા પ્રયોગમાં તેને જમીન પર ચત્તા સૂઇ જવાનું હતું મહાબલિના ચાબુકનો સટાકો થયો પણ પ્રતાપ પોતાના પીપ પરથી ન ચસ્યો.

મહાબલિ જરાક વધુ આગળ આવ્યો પ્રતાપે પંજો ઉગામ્યો. તેની પૂંછડી પૂરજોશથી વળાંક મારતી વીંઝાઇ ને તે ગર્જી ઊઠ્યો. મહાબલિએ ચાબુક ઉગામ્યો, પણ પ્રતાપે તે પંજામાં ઝડપી લઇ દાંતથી ના ચીરેચીરા કરી નાખ્યાં. છતા મહાબલિની શ્રદ્ધા તેમાથી ઓછી થઇ ન જણાઇ.

એવામાં પેલી બાજુએ બેઠેલી સિંહણ લાલીએ કૈંક અડપલું કર્યું. બાજુમાં બેઠેલી સિંહણના પાંસળાંમાં તેણે જોરથી પંજો હુલાવ્યો ને તે પીપ સાથે જમીન પર અફળાઇ પડી. મહાબલિ રિંગમાં દોડાદોડ કરતી એ સિંહણ તરફ ફર્યો. પીપ ગોઠવી તેણે ચાબુક ફટકાર્યો ને તે પર બેસવા સિંહણ કૂદી, પણ તે લપસી ગઇ ને ફરી પાછી પીપ સાથે ઉથલી પડી.

પેલી બાજુ પ્રતાપને મનાવવાનું હતું, આ બાજુ આ સિંહણને થાળે પાડવાની હતી. બેનીરામને વિચાર તો આવ્યો કે ઉથલી પડેલા પીપને સરખું કરવા કંઇ કરવું જોઇએ, પણ પ્રતાપ સામે થતા ચાબુકના સબાકાથી ઘુરકી રહેલી રોઝા સાથે બીજી નવ સિંહણ સંભાળવાની હતી એવામાં પીપ સરખું કરવા એ પીઠ ફેરવે ને કંઇ કમનસીબી ઊતરે તો? એ જ શોચમાં તે જડ જેમ ઊભો રહ્યો. નોકરચાકરો તો જીવની ફિકરમાં પહેલેથી જ જડ જેવા બની ગએલા.

પણ આટલો વખત સાચવી રાખેલી મહાબલિની ધીરજ હવે ખૂટવા આવી. કારણ સિંહણની કૂદાકૂદ વધતી જ જતી હતી 'કોઈ મારી મદદમાં નહિ આવો? બધા

જો કોઈ દારૂ ન છોડે તો 'park of culture and rest' માં એને દારૂડીઆ તરીકે દર્શાવતું એનું મોટું પૂતળું ઉભું કરવામાં આવે છે, જે જોતાં જ એને પોતાના સૌન્દર્યનું ભાન થાય છે!

શહેર બહાર કામદારોનાં સુંદર મકાનો જોઈ અમે air port જોવા ગયા. એ વિશાળ મેદાનમાં પ્રવાસ માટે પડેલા મોટાં વિમાનો જોઈ બર્લિન કે બીજા કોઇ યુરોપીય શહેરના air portનું સ્મરણ થાય. ત્યાંથી પાછા ફરતાં શહેર બહાર બેબીઓ માટે બાંધેલાં ઘરો અને એમને બધી વાતની સગવડ આપતી કલબ જોઇ અમે શહેર તરફ પાછા ફર્યાં. પાછા ફરતાં અમે જે દૃશ્ય જોયું તે જિંદગીના અમૂલા દૃશ્યોમાંનું એક હતુ, અને એ કદિ ભુલાશે નહિ એવી ખાત્રી છે.

પહેલી સપ્ટેમ્બરે રશિયામાં 'આંતરરાષ્ટ્રીય યુવકદિન' ઉજવાય છે, આજે એ નિમિત્તે જ હજારો બલ્કે લાખો માણસો ઉત્સાહભેર બહાર નીકળી પડ્યા હતા. આવેશ ભેર ગીતોની ધૂન મચાવતા, હાસ્યની છોળો ઉછાળતા શૂરવીર યુવાનો, યુવતીઓ, બાળકો અને વૃદ્ધ પુરુષો રસ્તામાં નૃત્ય કરી રહ્યા હતાં. એમની ચાલમાં અમે નીડરતા જોઈ; એમના વદન પર સ્વતંત્રતાનું હાસ્ય રમી રહેલું દેખાયું. માઇલોના માઇલો સુધી જાણે મનુષ્યદળની નદીઓ વહી રહી હતી. ઘડીકમાં કાગળની મોટી મોટરો લઇ ચાલતા મોટરના કારખાનાવાળા માણસોનું ટોળું દેખાય; ઘડીકમાં વીજળીની ઝીણી બત્તીઓને લાકડીની ટોચ પર લગાડી ચાલતા વીજળીના કારખાનાના માણસો મળે. અમારા દેશના પુનર્જીવનમાં અમારા કારખાનાએ આટલો ફાળો આપ્યો છે એમ દર્શાવતા પાટિયા બધે નજરે પડે. બજારના ગીતો ગાતી એક ટુકડીએ અમને ગીતોની નકલ વહેંચી અને ફૂલોના ઢગલા લઇ જતી કેટલીક યુવતીઓએ અમને ફૂલ આપ્યા. જાણે કેમે કર્યો આનંદ માતો ન હોય એમ રસ્તા વચ્ચે જ નૃત્ય કરવા મંડી જતા યુવાનો અને યુવતીઓને જોઇ મુંબાઇમાં ઉજવાતા ઉત્સવોના દૃશ્યો નજર આગળ ખડા થયા. આનંદથી ઉભરાતા આ લોકસમૂહમાં અમે આ દેશનું હૈયું ધબકતું જોયું.

સાંજે થીએટર તરફ જતાં અમે બધી દિશાઓથી મનુષ્યદળોને red square (લાલ ચોક) તરફ વહેતા દીઠા. કહે છે કે એ સાંજે red squareની મધ્યમાં ઊભેલા લોકનેતાઓ —સ્ટાલિન અને તેના સાથીઓ પાસે થઇને પાંચ લાખ ઉપરાંત માણસો પસાર થયા.

હીરાલાલ ગોદીવાળા

(ચાલુ)

# બેનિટો મુસૉલિની (અનુસંધાન પૃ. ૫૭૧)

ને એ વાજબી-ગેરવાજબીપણું અલગ રાખી વિચારીએ કે એણે ઇટલી માટે શું નથી કર્યું? આજના ઇટલિનો તો મુસૉલિની તારણહાર છે,—આજના કોઈપણ દેશના સરમુખત્યાર કરતાં વિશેષ અર્થમાં. ઇટલીનો એકેએક તરુણ આજ તેને માટે મરી ફીટે છે; ઇટલીની એકેએક તરુણી પોતાની મોંઘી સોગાદ સમી લગ્નની વીંટીઓની તેના બોલ પર કુરબાની કરે છે; એ કયા મુસૉલિની માટે?

દૂધ ને ફળો સિવાય હાલ તે કશું ભોજન લેતો નથી. બાવન વર્ષની વયે પણ તેની તંદુરસ્તી સંપૂર્ણ છે. આજ પણ તે નિયમિત કસરત કરે છે. તે નથી દારૂ પીતો કે નથી ધૂમપાન કરતો. વીસ વર્ષની વય સુધીમાં તો તેણે કૉફી યે કદી ચાખેલી નહિ. તુર્કીના કમાલ પેઠે પોતાના જીવનના અંતર્પટ તરીકે સ્ત્રીઓને તેણે નથી બેસાડી. મિલકતથી તે તદ્દન બેપરવા છે. તેના જાન લેવાના પ્રયાસો થયા છતાં તેણે કદી પોતાને સુરક્ષિત રાખવાના પ્રયાસ નથી કર્યાં.

વાચનનો તેને ખૂબ શોખ છે. એના જેટલું વાચન ભાગ્યે જ કોઇનું હશે. દુનિયાભરમાંથી તે છાપાંઓ મંગાવે છે. તે પોતાનું મંતવ્ય કદી છૂપું રાખતો નથી. તેના દરેકેદરેક કાર્યમાં, બોલમાં ઉછળતી શક્તિનો થનગનાટ દેખાઇ આવે છે. એની સલામ જોઇને પણ કોઇકને થઇ આવે, જાણે હમણાં જ હાથ ખરી પડશે. લશ્કરમાં એ પહોંચે છે ત્યારે જાણે બધા સૈનિકો વીજળીનો આંચકો અનુભવે છે ને તેની 'બલીલા'ની કુમારસેના તો ઇટલીના જગતભરને અનુકરણીય ભેટ છે.

કુટુંબથી તો હવે એ તદ્દન વીતરાગ જેવો રહે છે. ઇટલીનો ઉદ્ધાર એ જ માત્ર એની લગની છે, સત્તા એ જ માત્ર એની કામના છે ને પ્રાચીન રોમના સામ્રાજ્યને પુનર્જીવિત કરવું એ જ માત્ર એનો આદર્શ છે. એબીસીનીઆની જીતે એ આદર્શ નજીક આણ્યો છે. હવે બીજું એડોવા તે નજરાવે છે. ભૂમધ્યના કિનારાવર્તી દેશો તરફ તેણે નજર દોડાવી છે, પણ તે સ્થિર નથી થઇ. એ સ્થિર થશે—ને એની સંભાવના પણ છે—ત્યારે કદાચ નાટકના તખ્તા જેવા તેના જીવનનો છેલ્લો અંક શરૂ થશે. એનો અંત કેવો આવશે ને ઇટલીની નવી પેઢી તેને કઇ નજરે જોશે એ તો ભવિષ્યનો સવાલ છે.

અશોક હર્ષ

લોહ પણ સારા પ્રમાણમાં હોઇ, એ લોહીમાં હેમોગ્લો-બીન (રક્તકણો)નું પ્રમાણ વધારે છે.

પરચુરણ પદાર્થોમાં પૉલન દાણા, ગુંદર, ગીણુ ફૉર્મિક ઍસિડ અને બાષ્પશીલ તેલો (*Volatile oils*) હોય છે. આમાંથી પૉલન નળીઓમાં ઘણો સમૃદ્ધ છે. આપણે ત્યાં વ્યાયામ કરનારાઓ પલાળેલી ચણાની દાળ, કે બાજરી વગેરે ખાય છે, પણ એ ટેવ અનેક રીતે જોતા પ્રશંસવા જેવી નથી. એને બદલે મધમાં પલાળેલાં સુક્કાં ફળોનો વપરાશ ચાલુ કરવો જોઇએ. દરી-ફાઇઓમાં થાકેલા રમનારાઓ લીંબુ ચૂસે છે, એને બદલે જો મધ અને પાણી લે તો એની ઉત્તેજક અસર લીંબુ કરતા અનેકગણી ચડિયાતી નીવડે.

આ વિષયના કેટલાક નિષ્ણાતોનો તો એવો અ-ભિપ્રાય છે કે મધ એ દૂધની જેમ સંપૂર્ણ પોષક છે. ઑસ્ટ્રેલિયાનો આરમર ફક્ત મધ અને પાણી ભેર ૭ મહિના રહ્યો હતો. પણ આ બાબતમાં હજી છેવટનો અભિપ્રાય આપવા જેટલો પુરાવો એકઠો થયો નથી.

છતાં યે મધ મેળવેલું દૂધ તો દરેક રીતે આદર્શ ખોરાક છે, એમ કહેવામાં જરાય વાંધો નથી. યુરોપમાં ઘણા સેનીટેરિયમોમાં માંદલાં બાળકોને મધ અને દૂધ ઉપર જ રાખવામાં આવે છે, અને અનેક પેટન્ટ ખોરાકો કરતા એનાથી બાળકોને ઘણો લાભ થયો છે.

બાળકના ખોરાકમાં મધના મહત્ત્વ વિશે તો આપણું ધ્યાન હજી ખેંચાયું જ નથી. ઘડીએ ને પળે બાળકને સાકર અને પતાસા રૂપી ધીમુ ઝેર આપ્યા કરવાને બદલે જો નિયમિત મધ આપ્યા કરીએ તો બાળકોનું આરોગ્ય ત્રાણા જેવું થઇ જાય. સડેલા દાંત, કરમાએલા ટાંટીઆ, દદડતા નસ્કોરા, ફૂલેલા પેટ અને દેડકાં જેવી ચામડી જોતજોતામાં અદૃશ્ય થઇ જશે!

રોટલા કે રોટલી સાથે બાળકોને મધ આપી શકાય. કબજીઆતથી પીડાતા બાળકો માટે મધ મેળવેલું પાણી તો સુંદર ઉપાય છે. એ પાણી પીવાથી આંતરડાંને સ્હેજે નુકસાન થયા વિના, રજેરજ કચરો સાફ થઇ શરીર નિર્મળ અને નીરોગી થશે.

ખોરાકમાં મધનો ઉપયોગ અનેક રીતે થઇ શકે: જ્યાં જ્યાં ખાંડ અને ઘી વપરાય છે ત્યાં ત્યાં મધ વાપરી શકાય. દૂધ અને મધ, ભાત અને મધ, રોટલી કે રોટલા સાથે મધ—આ કેટલાક દાખલા છે. મિઠાઇ-ઓ અને મિષ્ટાન્નોમાં પણ મધનો ઉપયોગ કરવાના નુસખા શોધવાનું ક્ષેત્ર ઘણું રસિક છે.

જેમાં શરીર ઘસાતું જતું હોય અને વજન ઘટતું હોય એવા રોગોમાં તો મધ બહુ ઉપયોગી છે. એમાં રહેલી લેવ્યુલોસ ખાંડ કોષોની રચનામાં, ભારે મદદ કરે છે. એ જ રીતે ફેફસાંનાં દર્દો મટાડવામાં પણ મધની જરૂર છે, કારણકે એમાંની ડેક્સટ્રોસ શ્વાસોચ્છ્વાસના ક્રિયા-ઓના નિયમનમાં મોટો ભાગ ભજવે છે.

મધ અને કૅાડલીવર ઑઇલનું સરખે ભાગે બનાવેલું મિશ્રણ ચોપડવાથી ગમે તેવા ન રૂઝાતા ઘા કે ગડ-ગુમડ ટૂંક વખતમાં રૂઝાઇ જવાના!

સખત ઠંડીમાં મધ ઠરી જાય છે. એને પીગાળવા માટે વાસણમાં ભરી ને ગરમ પાણીમાં મૂકવું. પણ આ પાણી કદી ૧૪૦ ડિગ્રીથી વધુ ગરમ ન થવું જોઇએ, એટલું જ નહિ પણ મધ પીગળ્યા પછી, એ તરત જ કાઢી લેવાવું જોઇએ. મધ સીધેસીધું ગરમ કર્યાથી એનાં પ્રજીવકો અને ડાયસ્ટેસ નાશ પામે છે.

મધ ખરીદતી વેળા હમેશાં વગડાઉ મધની જ પસંદગી થવી જોઇએ. એમાં અનેક પ્રકારના સ્વાદ આવે છે. આ સ્વાદોનો આધાર મધપૂડાની આજુ-બાજુની આબોહવા અને કુદરતી પેદાશ ઉપર રહેલો છે. લીમડાનું મધ સ્હેજ કડવું તો હોય છે, પણ આરોગ્ય-ની દૃષ્ટિએ એ સર્વોત્તમ છે.

રમણલાલ એન્જીનિયર

---

**જેમને સદ્‌ભાગ્ય મળ્યું નથી—**

અજંતાના કલામંડપો મને ખૂબ જ ગમ્યું છે. અજંતાનો ગુજરાતી પ્રજાને આ રીતે સીધોસચોટ અને સુંદર પરિચય આપવા માટે તમને જેટલો ધન્યવાદ આપું એટલો ઓછો છે. અજંતા જવાનું સૌકોઇને સદ્‌ભાગ્ય હોતું નથી; તેને આ પુસ્તક પ્રાપ્ત કર્યા બાદ ત્યાં નહિ જવા માટે જરા પણ અસંતોષ સેવવાનું કારણ રહેતું નથી . . . . . . .

(એક અંગત પત્રમાંથી) —પરમાનંદ કુંવરજી કાપડીઆ



હરણાનું ઝુંડ ત્યાં આરામ લેતું હતું

# બધાંથી બેપરવા રહી મોતની પળને પણ અવગણનાર વીર, છતાં આસક્તિનો શિકાર બનનાર પ્રણયી બાંડો

શ્રાવણ મહિનો હતો. ઘણા દિવસો પછી વાદળાં ફાટ્યાં હતાં અને સૂર્યનાં કિરણો આંખને હૂંફ આપતાં હતાં. આકાશમાં વાદળાંના ગાભલા વ્યથિત બનીને આમતેમ દોડી રહ્યા હતા; જાણે પરાજિત સેના શત્રુના આક્રમણથી ભયભીત થઈને જીવનરક્ષણ માટે ગમે તેમ નાસભાગ કરી રહી હતી. પરંતુ, એ અવ્યવસ્થિત રૂના ઢગલા પોતાની આવી પતિત અવસ્થામાં પણ એટલી શક્તિ ધરાવતા હતા કે સૂર્યનાં પ્રખર કિરણોને તેજહીન કરીને એમના ઉપર એક પ્રકારનો પડદો નાખી, ખેતરોમાં કામ કરનારા, વટેમાર્ગુઓ, અને ખેતરોમાં ભાત દઈને પાછી ફરતી ભતવારીઓ અને એમની ગોદમાં લપાએલાં બાળકોનો શ્રમ અને કષ્ટ હલકાં કરી દેતા હતા. ખૂબ ઉકળાટ હતો અને બેચેનીને કારણે પક્ષીઓ સુદ્ધાં દુઃખી હતાં. વૃક્ષો ઉપર કાગડા ને મોર પણ ચાંચ ફાડી હાંફતા હતા. એવે સમયે હું રેતીના મોટા મોટા ઢગલાવાળા મેદાનમાં એક હરણની પાછળ પડ્યો હતો. હરણાં વર્ષાના દિવસોમાં ઝાડીમાંથી બહાર આવીને આવાં મેદાનોમાં આવેલા રેતીના ઢગલા પસંદ કરે છે, એટલે હું સારું હરણું ત્યાં મળશે એ આશાએ ગયો હતો. એક મોટું ચક્કર મારીને એક કિનારેથી નીચે જોયું તો સારું શીંગેર હરણાંનું ઝુંડ આનંદથી બેઠું હતું. કેવળ ત્રણ સિપાઈઓ પહેરો ભરતા હતા. એમની ચોકી કોઈ ખજાનાની ચોકી નહોતી અને ત્યાં 'Who comes there'ના ધ્વનિથી આવનારને ચેતવણી પણ અપાતી નહોતી. એ તો એટલા માટે સાવધાન હતા કે રખેને કોઈ ધોખાબાજીથી એમના પર ગોળી ન ચલાવી દે. માણસ, વરુ, કૂતરા અને જરખ સૌ એના પ્રાણના હરનાર હોય છે.

ચોકીદારોની નજર બચાવીને હું એક ગીચ ઝાડીમાં ભરાઈ ગયો અને દૂરબીન માંડીને એ બેઠેલા ઝુંડને ધ્યાનથી નીરખ્યું. કેટલું સુંદર દૃશ્ય હતું! ઘણાં તો શત્રુઓના ભયથી મુક્ત બનીને આખો દાળો આરામ લેતાં હતાં. કાન પર માખી બેસતી તો કાન પોતે જ હાલી ઊઠતા. કેટલાંક તો અફીણીઓની જેમ ઝોકાં ખાતાં હતાં. બે ચાર હરિણીઓ પોતાના પ્રિયતમોને ચાટતી હતી, અને ચોકીદારો હોવા છતાં પોતે સાવધાન બનીને ચારે તરફ દૃષ્ટિપાત કરી લેતી. કેટલીક પોતાનાં બાળકોને પ્યાર કરતી હતી અને ચારે તરફ જોતી હતી. સૂર્ય ક્યારેક વાદળામાંથી બહાર નીકળતો, ક્યારેક છુપાઈ જતો. ધૂપ અને છાયની લહરો હરણાંના એ સુખી કુટુંબ પર થઈને વહેતી હતી. એ કેટલાં સુખી હતાં! કેવાં સ્વસ્થ હતાં! શત્રુઓનો એમને એ વખતે જરાય ભય નહોતો. એમ માનીએ કે એ નિર્દોષ હરણાંઓને પોતાનો પ્રાણ ક્યારેક આપવો પડતો હશે, આ એમનો પશુ હોવાનો દંડ હશે. પરંતુ નરપશુને ય દંડ ભોગવવો પડે છે અને કદાચિત્ અત્યંત ભયંકર દંડના ભાગી બનવું પડે છે. સંસ્કૃતિનો દંડ કયાં ઓછો છે?

મારી નજર ત્યારે ઝુંડના એક ખૂણા પર બેઠેલા એક કાળા અવધૂત હરણ પર હતી, જે એ આખા ય ઝુંડ પર શાસન કરતો હતો અને જેણે અનેક શિકારીઓને કેટલીય વાર ભૂલાવ્યા હતા. ધોખાથી એકવાર એક

શિકારીએ એના ઉપર ગોળી ચલાવી હતી પણ એનાથી માત્ર એની પૂછડી જ ઊડી ગઇ હતી. ત્યારથી એ પૂછડી વિનાનો કાળો હરણ બંદૂકધારીઓથી ખૂબ ગભરાતો હતો. બંદૂકને અથવા બંદૂકવાળાને જોતાં જ એ સિફતથી સરકી જતો. ગામના કૂતરાઓને તો એ ઉલ્લુ માનતો હતો. એ જાણતો હતો કે એ હરામખોરો ઝડપથી વધારે દોડી શકતા નથી; એટલે જ્યારે એ એનો પીછો પકડતા ત્યારે તો કૂદકાચાલથીજ એ એમને પરાસ્ત કરી દેતો. વરસાદના દિવસોમા એ હરિયાળા ખેતરો કે ઝાડીઓમા આવતો જ નહોતો. પોતાના ઝુંડમાં એ બહારના હરણને આવવા દેતો નહિ અને કદાચિત્ કોઇ હરણ જુવાનીના મદમાં છકી જઇને એ બાંડાના પ્રણયવિહારમા ખલેલ કરવાનો પ્રયત્ન કરતો તો એને બાંડાનાં લાંબાં અણીદાર શીંગડાનો આઘાત સહન કરવો પડતો. એટલે યુદ્ધમાં તો એ એકલો અને અજેય હતો.

એ ઝુંડમા બીજાં પે હરણો હતા પરંતુ એ સૌ આ બાંડાનુ નેતૃત્વ સ્વીકારી ચૂક્યા હતા. મારે એ બાંડાને જ મારવો હતો. પરંતુ એની પાસે ગોળીના માર્ગમા એક હરિણી બેઠી હતી એટલે હું ગોળી ચલાવતાં અચકાતો હતો. થોડી વાર ગલ જોઇને બેસી રહ્યો એટલામા એક ઘાસ વાઢનારો એ ઝુંડ તરફ જતો દેખાયો. એક પછી એક એમ આખું ટોળું ઊભું થઇ ગયું. આંખો ફાડીને સૌ એની તરફ જોવા લાગ્યા નાના બચ્ચાંઓએ કૂદકા મારી મારીને માતાનું દૂધ પીવા માંડ્યુ. એ આદમીની ગતિથીજ એ સમજી ગયાં કે એ તો કોઇ વટેમાર્ગુ છે એટલે ધારી ચાલે પેલા માણસની ડાબી બાજુએ થઇને મારી સામે થઇને ચાલવા લાગ્યાં અને બાંડો? ભારે ખુમારીપતો હતો! એક સુંદર હરિણીના પ્રેમપાશમા એ ફસાઇ ચૂક્યો હતો. કામાંધ બુદ્ધિભ્રષ્ટ થઇ જાય છે. પેલી હરિણી પોતે પણ દૂતિ નાયિકા જેવી હતી. ઝુંડથી દૂર જુવારના ખેતરો ભણી એ એને લોભાવીને લઇ જતી હતી.

મેં મારી રાયફલ સીધી કરી અને રાહ જોતો ઊભો કે હરણ જરા ઊભો રહે તો નિશાન લઉં. ચારે બાજુ ખેતરમાં માણસો હતા એટલે નાસતા હરણ પર ગોળી છોડવી સલામત નહોતુ. પરંતુ ઊભા રહેવા કરતાં એણે માથું ઊંચુ કર્યું અને સામેથી એક બીજા હરણને આવતો જોઇ એ એની સાથે લડવા ચાલ્યો. બીજો હરણ પણ અભિમાનથી અકડાઇને એની સામે આવ્યો અને બન્નેએ જોરથી ટક્કર લીધી. પછી તો પાછા હટીહટીને જોરથી ટક્કરો થવા માંડી. જો આટલા વેગ અને આટલી શક્તિથી હરણ કોઇ આદમીને ટક્કર મારે તો આદમી એ જ વખતે પૂરો થઇ જાય, પણ એને પોતાની શક્તિનું ભાન નથી. માણસોમાં તો એવી ઘટનાઓ રોજ બન્યા કરે છે. બસ થોડા સ્વરૂપનું અંતર છે. શેક્સપિયરના મશહૂર નાટક 'ઓથેલો'માં ડેસડીમોનાની પ્રાપ્તિને માટે રોડ્રીગોએ કેટલો વ્યય કર્યો અને અંતે કેવી રીતે રીતે એનો અંત થયો!

હરિણી વિજેતાની પ્રતીક્ષા કરતી હતી, અને મેં નિશ્ચય કર્યો હતો કે જે જીતશે તેના ઉપર ગોળી ચલાવીશ. રહી પાપની વાત. તે તો કવિવર અકબરના શબ્દોમાં

'ગો રફલ ભી કામ કરતા હૈ
શેર ભી મૌત હી સે મરતા હૈ.'

પણ એનું તાત્પર્ય એવું નથી કે હું મારા પાપને—જો એ પાપ હોય તો—ન્યાયયુક્ત માનું છું. જગતમાં સૌથી સહેલું કામ પોતાના કરતૂત માટે બુદ્ધિજન્ય દલીલ આપવાનું છે. ભગવાન રામચન્દ્રે સુદ્ધાં વાલીને છળથી માર્યો હતો, અને જ્યારે વાલીએ એમને મ્હેણું માર્યું તો એમણે વાલીને કહ્યું:

યાન્તિ રાજર્ષયશ્ચાત મૃગયાં ધર્મકોવિદાઃ ।
તસ્માત્ત્વં નિહતો યુદ્ધે મયા બાણેન વાનર ॥

અર્થાત્ ધર્મતત્ત્વને જાણનારા મોટા મોટા રાજર્ષિઓ શિકાર ખેલે છે. હે વાનર! એટલે મેં તને યુદ્ધમાં બાણથી માર્યો છે.

હું તો રાજર્ષિને ઠેકાણે પામર માણસ છું. પરંતુ શિકારખેલનને આવશ્યક માનું છું. મારું એ વ્યસન છે અને પ્રત્યેક શક્તિશાળી જુવાનને વાઘનો અને ડુક્કરનો શિકાર ખેલવાનું આહ્વાન કરું છું.

સુગ્રીવ અને વાલી જેમ એ બંને હરણ યુદ્ધમાં મશગૂલ હતા. શીંગડાં સાથે શીંગડાં ભરાવીને ઘૂંટણોના બળ ઉપર ટક્કર થતી હતી. અંતે બાંડાની જીત થઇ અને બીજો હરણ પૂછડી દબાવીને નાઠો. બાંડો અભિમાનથી આગળ વધ્યો અને છાતી કાઢીને પોતાની પ્રેમિકાના અભિનંદનને માટે કામોન્મત્ત બની ઊભો રહ્યો; ત્યાં તો મારી રાયફલનો ઘોડો ખેંચાયો—



બાંડો અભિમાનથી આગળ વધ્યો અને છાતી કાઢીને પોતાની પ્રેમિકાના અભિનંદન માટે ઊભો

અરરધમ! એનો પડઘો પડ્યો—અરરધમ! સાથે બાંડો ઊછળીને પડ્યો, ખૂનની નદી વહેવા માંડી. ગોળી પેટમાં આંતરડાંની પાસે જ લાગી હતી. પેટની બીજી બાજુ મોટું કાણું પડી ગયું હતું. પાસે પહોંચ્યા સુધી તો એ બીલકુલ ઠંડો થઈ ગયો. હજી હમણાં થોડા સમય પહેલાં જ બાંડો પ્રેમાસક્ત હતો. પોતાની આગળ એને કોઈનો હિસાબ નહોતો. કામાસક્તિ એ ચીજ જ એવી છે. આસક્તિનો એ પણ શિકાર થયો.

**મા**રી આગળ હવે પ્રશ્ન હતો કે એ હરણને શી રીતે ઉપાડીને લઈ જવો. સાથે કોઈ નહોતું. પાસેના ગામમાંથી ચમાર આવી શકે એમ હતું. પણ હરણને છોડીને જાઉં શી રીતે? ગીધ તો એને ચપટી વગાડતામાં સાફ કરી નાખે. ટેકરી પર ચઢીને આમતેમ જોયું તો એક માણસ ઢોર ચારતો નજરે પડ્યો. મારી હૅટથી મેં એને મારી તરફ આવવાનો સંકેત કર્યો. સાહેબ ટોપી જોઈને એ દોડી આવ્યો. એણે માન્યું હશે કે કોઈ અમલદાર આવ્યો હશે એટલે હુકમની અવગણનાથી કોણ જાણે શું એ સંકટ આવી પડે.

કદાચિત્ એ જ વિચારથી એ દોડતો આવ્યો. પાસે આવીને એણે મને ઝૂકીને સલામ કરી. હું બહારે લજ્જિત થયો. એણે મને સલામ નહોતી કરી, મારી હૅટને કરી હતી. એની આંખોમાં બીક હતી. સંકોચાઈને એ ઊભો રહ્યો. મેં કહ્યું, 'કઈ જાતના છો?'

'હજૂર, આહીર છું.'

'ભાઈ, આ હરણ ઉપાડી જવું છે આ ગામમાં ચમાર મળશે?'

'હા સાહેબ, ચમાર છે.'

'જઈને બોલાવી લાવશો?' મેં પૂછ્યું.

'જાઉં તો ખરો પણ મારાં ઢોર વિખેરાઈ જશે.'

'અરે તારાં ઢોર આ બાજુ કરીને જા' મેં કહ્યું.

'મારું હજૂર જાઉં છું.'

થોડી વારમાં એ આહીર એક ચમારને સાથે લઈને આવ્યો. ચમારે આવીને સલામ કરી અને પોતાનું કામ કરી મારી સાથે ચાલવા માંડ્યું.

પરસેવાથી રેબઝેબ થઈને હું આગળ આગળ ઘર બાજુ ચાલતો હતો અને પાછળ ચમાર આવતો હતો.

બેચાર વાતોથી એણે મને પોલિસવાળાઓ કરતાં જુદા સ્વભાવનો આદમી ધારીને ખૂબ નમ્રતાથી કહ્યું, 'હજૂર, હું તો એમને એમ પણ આવત, મને નકામી લાતો શા માટે ખવરાવી?

ચોંકીને મેં કહ્યું, 'કોણે લાતો ખવરાવી ને કોણે મારી?'

ચમારઃ હજુર, પેલા માણસે મારી, જે મને બોલાવવા આવ્યો હતો.

મેં કહ્યુંઃ કેમ?

ચમારઃ મેં કહ્યું કે ભેંસ પીવડાવીને આવું છું, એટલે કહ્યું એ નહિ ચાલે. ચાલ, કોઇ મોટો હાકેમ આવ્યો છે. વાર લાગશે તો લજ્જત લેવાઈ જશે.

મેં કહ્યુંઃ મને હજૂર ન કહીશ. ભાઇ, હું તો તને મજૂરીએ લઇ જાઉં છું.

ચમારઃ ના હજૂર, હું તો વેઠે આવું છું.

મેં કહ્યુંઃ નહિ વેઠમાં નહિ; મજૂરીએ. મને શોક થાય છે કે તારે નાહકનું વેઠવું પડ્યું.

ચમારઃ અરે હજૂર, અમારા ઉપર એવી તો વીત્યા જ કરે છે.

મેં કહ્યુંઃ મને બહુ દુઃખ થાય છે. પરમાત્મા પર વિશ્વાસ રાખો અને હિમ્મત બાંધો ત્યારે છૂટાશે. શેર અને બકરીની દોસ્તી ન હોય. તમે લોકો બકરી બનીને ન રહેશો.

ગામડિયાઓની સ્થિતિ પર કટાક્ષ કરવો, એમના અજ્ઞાનને ગાળો ભાંડવી, સમજ્યા વિના કોઇ મન્તવ્ય સ્થિર કરવું અથવા સાંભળેલી વાતો ઉપર સિદ્ધાંત રચવો એ મોટી ભૂલ છે. ઘાયલની ગતિ ઘાયલ જાણે. ગામડિયાઓની સ્થિતિ જાણવા માટે એમની મનોદશા અને મનોવૃત્તિ સમજવાં અનિવાર્ય છે. પાણી પીવા માટે બાજને આકાશમાંથી પૃથ્વી પર ઊતરવું પડે છે અને પોતાની પાંખો સંકેલીને બેસવું પડે છે. સુધારકો અને હિતેચ્છુઓનું પણ એ જ કર્તવ્ય હોવું જોઇએ કે એમની અને ગામડિયાઓની વચ્ચે જે એક ખાઇ છે તે પૂરી દે અને ગામડિયા બનીને એમના હિતની ચિંતા કરે. ચમારની મનોવૃત્તિથી તો ભણેલા લોકોને શરમ આવવી જોઇએ.

શીંગડાં અને ચામડું પોતાને ખભે મૂકીને ચમાર મારી પાછળ આવતો હતો અને પોતાનાં દુઃખ રોતો હતો. હું 'હા' 'હૂં' કરતો કરતો પ્રકૃતિનિરીક્ષણ કરતો ચાલતો હતો. જુવાર અને બાજરીના ખેતરો એકએક ગજ વધીને ઊભાં હતાં. હરિયાળીનો પાર નહોતો. પૂર્વના પવનના હિલોળાથી ખેતરો ઝૂલતા હતાં, જાણે ધીઇ નાચતા હતાં. બેચાર સુકાએલા છોડ નિર્જીવ બનીને સુકાઇ ગએલા પડ્યા હતા. મરેલા માણસ કરતાં એમની અવસ્થા સારી હતી. આગળ જતા માર્ગમાં એક આંબાનું ઝાડ આવ્યું અને અમે બંને થોડો આરામ કરવા રોકાયા. રાયફલને નીચે મૂકી અને છાયામાં આમતેમ જરા ટહેલવા લાગ્યો. ચમારને ચલમની તલબ લાગી હતી એટલે એ પાસેના ખેતરમાં દેવતા લેવા ગયો. દેવતા લાવી, ચલમ ભરી એણે બેત્રણ ફૂંકો મારી ન મારી ત્યાં એક પરિચિત લાલા નોકરને માથે ઘીની એક કુપ્પી મૂકાવીને એ જ ઝાડ નીચે આવીને રોકાયા. તડકા ને પરસેવાથી પરેશાન હતા. રોકાવું પડ્યું પણ હરણનું દશ્ય તેમને માટે અસહ્ય હતું. મોઢું ફેરવીને નમસ્કાર કર્યો ને એક લાંબો નિમાસો નાખીને દયાસૂચક મુખાકૃતિથી કહેવા લાગ્યા, 'પંડિતજી, તમારામાં બધા ગુણ છે; બસ આ એક શિકારની લત બુરી છે બ્રાહ્મણ થઇને આ જીવહત્યા કરવી વાજબી નથી.'

મેં કહ્યુંઃ સારૂં થયું આપ મળ્યા. આપના જેવા પ્રસંસક મને ઘણા નથી મળતા આ એબ હોય તો કંઇ બુરી વાત નથી. લેણદેણ વખતે વ્યાજ લેવામાં આવે તો આપ જરા યે ભીંજાતા નથી; આવા દયાળુ આપ ક્યારથી બની ગયા?

લાલાઃ ગમે તે હો પંડિતજી, આ નિર્દોષ હરણને મારવો નહોતો.

મેં કહ્યુંઃ ઠીક છે લાલા. હું મારી જાતને હિંસાથી મુક્ત નથી માનતો; પણ આ પાપને મારે માથે નાખનારા તમે તો નહિ જ, કે જે રાતદિવસ વ્યાજની ચિંતામાં ડૂબ્યા રહો છો. વારૂ, એ કહો કે ગાયના ભક્ષકને મારનાર પાપી કે ધર્માત્મા?

લાલાઃ ધર્માત્મા. હું જાણું છું કે તમે ઘણા વાઘ માર્યા છે. પંડિતજી, આપની નામના ખૂબ છે પણ હરણ ન મારશો.

મેં કહ્યુંઃ લાલા, હું વાઘ મારીને લોકોની દૃષ્ટિમાં

ધર્માત્મા બનવા નથી માગતો જો શિકારખેલન પાપ હોય તો હું પાપી છું ગાયની રક્ષા કરવી એ ધર્મ છે. ભગવાનની સૃષ્ટિમા ખલેલ કરનાર હું કોણ? પણ લાલાજી, એ તો કહો કે હરણને મારનાર વધારે પાપી કે માણસને મારનાર? પાપી બંને છે, પણ હિંસા-હિંસામાં ભેદ છે.

લાલાઃ માણસને મારનાર ઘોર પાપી છે

મેં કહ્યુંઃ તો લાલા, તમે તો આદમીનો શિકાર ખેલો છો અને હું તો વાઘ, સુવર, હરણનો શિકાર કરું છું; સાથે સાથે કિસાનોના આશીર્વાદ પણ લઉં છુ.

લાલાઃ તમને જીતવા મુશ્કેલ છે.

મેં કહ્યુંઃ તો એનો ઇલાજ નથી.

આ વાર્તાલાપ પછી લાલાએ ચાલવા માંડ્યુ, મેં મારો રસ્તો પકડ્યો વાતોથી ચમાર ખૂબ પ્રસન્ન થયો અને બોલ્યો, 'પંડિતજી એ વાણિયો તો કસાઇ છે'

મેં એ ચમારની વાત પર ધ્યાન ન દીધું અને દુ:ખ થયું કે મેં અમસ્તા જ આવેશમાં આવી જઇને બિચારા વાણિયાને ખરી ખોટી સંભળાવી. એ વાણિયો બિચારો હિંસા અને અહિંસાના ગહન તત્ત્વને શું સમજે? એ શું જાણે કે ક્યારેક હિંસા પણ અહિંસા હોય છે? એ શું જાણે કે ગાયમાં જ્યારે કીડા પડે છે ત્યારે ગાયને બચાવવા એ કીડાઓ મારવા પડે છે? અને સાધારણ માણસ પાસેથી એ આશા કરવી મુશ્કેલ છે કે હિંસાનો અર્થ માનસિક કષ્ટ પણ થાય છે.

આ જ વિચારોમાં મેં ઘર સુધીનો રસ્તો પૂરો કર્યો ઘેર આવીને ચમારને પૈસા આપી દીધા અને આરામ ખુરશી પર પડ્યો જમણી બાજુથી છોકરીના ગીતનો અવાજ કાને અથડાયો વાદળા ઘેરાયા હતા. વાદવિવાદના દુ:ખને ભૂલી ગયો અને ઘણી વાર સુધી ઝુંપડીમાં બેઠા બેઠા ગહરાગનો આનંદ લૂટ્યો

'ઝુકિ આવે બદરા, બરસિ આવે મેહ'
કૌનકી ભીંજે ચાકી ચુનરી,
ઔર કૌનકી મિરગુલ પાગ?—ઝુકી આવે૦

શ્રીરામ શર્માના હિંદી પરથી અનુવાદક કિસનસિંહ ચાવડા




ઇ.સ.ના જે વર્ષના આંકડાને ચારે ભાગતા કાંઇ શેષ વધતી નથી તે વર્ષમાં ફેબ્રુઆરી માસના ઓગણત્રીસ દિવસ હોય છે એમ સૌ માને છે; પરંતુ જે સાલમા તે સૈકો બદલાતો હોય (જેમકે ૧૫૦૦, ૧૭૦૦ કે ૧૯૦૦) તે સાલના વર્ષના આંકડાને ચાર વડે ભાગતાં શૂન્ય શેષ રહે તોપણ તે વર્ષે તો ફેબ્રુઆરીના ૨૮ દિવસ જ રહે છે માત્ર ૪૦૦ વડે ભાગતા જેમાં શૂન્ય શેષ વધે તેમા જ ફેબ્રુઆરીના ૨૯ દિવસ આવે છે

વરસની પહેલી તારીખે જે વાર હોય છે તે જ વારે વરસનો છેલ્લો દિવસ આવે છે. અધિવર્ષ (Leap year) હોય તો એક દિવસનો ફેર પડે છે

'અધિવર્ષ' (Leap year) સિવાયનાં વર્ષો દરમિયાન, જાન્યુઆરીની પહેલી તારીખે જે વાર હોય છે તે જ વારે ઑક્ટોબરની પહેલી તારીખ આવે છે તથા ફેબ્રુઆરી, માર્ચ અને નવેમ્બરની પહેલી તારીખો પણ એક જ વારે આવે છે

—ત્રિભુવન ની દેસાઈ

✻

ચેકોસ્લોવાકિયામા હળમગળની પતરીઓ પે કાગળી બની છે ને વળે છતા આંગે નહિ એવા મોટરના ... ત્યા સાધારણ થઇ પડ્યા છે અમેરિકાએ તો ન્યૂ યૉર્કની વીઆહટો ઇમારત આખી કાચની જ બાંધી છે

✻

આપણા કાન ઝડપી શકે તેથી યે મંદ અવાજનાં મોજાં સનો આગળાંના છેડાથી પામી શકાય છે એમ એક અમેરિકન વિજ્ઞાનીનુ કહેવું છે એ સબંધના તેના અખતરા ચાલુ છે ને તે સપૂર્ણ થયે બહેરાઓ પર એક નવો આશીર્વાદ ઊતરશે

✻

સક્કરજનમાં આર્સેનિક અને ફોસ્ફરસના તત્ત્વો હોઇને તે ખાવાથી શરીરમા નવુ લોહી ઉત્પન્ન થાય છે અને રક્તસ્રાવ વગેરે રોગો ઉપર તે ઘણું જ ઉપયોગી છે તાજાં અને કાચાં (પકાવેલાં નહિ) ફળ ખાવાથી વધારે સ્વાદ અને તાજગી મળે છે.

✻

અમેરિકામા મુત્સદ્દીગીરીનુ શિક્ષણ આપવાની શાળા સ્થપાઇ છે, તેમા આખી દુનિયામાંથી આવેલી ડગલ બંધ અરજીઓ-માંથી પસંદ કરાયેલા માત્ર ૧૪ વિદ્યાર્થીઓને રાજકીય મુત્સદ્દીગીરીનું શિક્ષણ અપાઇ રહ્યું છે રાજનીતિના સૂક્ષ્મ અને અનેક પ્રશ્નોના શિક્ષણ ઉપરાંત જુદાજુદા દેશોના કાયદાઓ, ખાસીઅતો, રિવાજો વગેરેનો તેમા અભ્યાસક્રમ રખાયો છે.

જંગલવાસી જીવસૃષ્ટિ વિષે લખાતી લેખમાળા 'વનવગડાનાં વાસી'નો આગળ છપતો

# કીડીનો કાળ-ભૂવો



ઍન્ટ લાયન ફ્લાય હરીશ વાણિયાને હળતું મળતું 'ભૂવા'નું પુખ્ત સ્વરૂપ

'ભૂવા, ભૂવા, તારા દરમાં કીડી ખાતર પાડે છે. કોશ કોદાળી લઈને વહેલો આવજે...' ઘણી જગાએ—ભીંતના પાયામાં, વાડના ખૂણામાં, ઝાડની છાયા હેઠળ, ટેકરાની ઓથે, અવાવરુ મકાન કે ખંડિયેર વચ્ચે ઉઘાડામાં, જમીન પર અસંખ્ય નાની નાની 'ગળીઓ' જોવામાં આવે છે: સપાટ ઢળતી બાજુઓ: ઉપરથી પહોળાં મોં: અંદરથી સાંકડી થતી જાય: ભમરડાનો આરવાળો છેડો ધૂળમાં દબાવતાં જેવો ખાડો પડે તેવા આકારની આ ગળીઓ તે ભૂવાના 'દર'.

શહેરમાં કોઈ આવી રમત રમતું હશે કે કેમ તેની મને ખબર નથી, પણ ગામડામાં તો આવા 'દર'થી રમવાનો છોકરાનો નિત્યનો વ્યવસાય થઈ પડ્યો છે. જ્યાં ભૂવાના દર દેખાય ત્યાં બેચાર છોકરા ભેગા થઈ બેઠા હશે. રમતમાં, એકાદ રખડતી કીડી પકડીને છોકરા દરમાં મૂકે. પછી સાદ કરે કે, 'ભૂવા, ભૂવા, તારા દરમાં . . . . . .' એમનો સાદ સંભળાયો હોય તેમ દરના તળીએ ભરાઈ બેઠેલો ભૂવો, કીડી અંદર પડી કે તરત રેતમાંથી બહાર કઢાડી એને પકડી લે. ઘણી ક્રૂર રમત ગણાય, પરંતુ કેવળ વિલક્ષણતાનો અનુભવ લેવામાં જ મશગૂલ બાળકોને, આવો કાર્યાકાર્યનો વિચાર કરવાની પડી નથી હોતી. એમના બોલાવવાથી ભૂવો દોડી આવે, એ જ એમના મનથી મોટી વાત. એમાં જ એમનો અજબ આનંદ.

આવા આનંદનો ઉત્પાદક, પશુપક્ષી સૌની નજરે ચડે તેમ અરક્ષિત ઉઘાડાં બારણાંવાળાં દર બાંધવાની હિંમત કરનાર નફકરો 'ભૂવો' જાતે પણ અજબ જંતુ છે. ભૂલ્યો. એ જાતે 'જંતુ' નથી પણ જંતુનું બચ્ચું[1] છે: જંતુનો પૂર્વાવતાર છે. એનું ઓળખાણ કરવાનું અઘરું નહિ ગણાય. ભૂવાને સ્વેચ્છાએ બોલાવી શકનાર બાળકોના જેવો અનિર્વાચ્ય આનંદ કદાચ આપણને નહિ આવે: છતાં આ વિચિત્ર પ્રાણીના જીવનનું રહસ્ય જાણવાનો શ્રમ નિષ્ફળ તો નહિ જ નીવડે.

ભૂવો (બીજું નામ ઘુઘુ) એટલે Ant-Lion 'કીડીનો સિંહ'.[2] એ પરથી પુખ્તવયવાળા એના સ્વરૂપને Ant-Lion Fly નામ આપવામાં આવ્યું છે. આપણા પરિચિત હરીશ વાણિયા અને આ ઍન્ટ લાયન ફ્લાય બધાં એક જ વર્ગ[3]—જેની પાંખો, આડાં ઊભાં અનેક નસોની ગૂંથણીવાળી જાળીની બનેલી છે, તે—ના 'જંતુ' છે. ઍન્ટ લાયન ફ્લાય સ્વભાવે નિશાચર હોવાથી ભાગ્યે જ આપણી નજરે ચડે છે: એનું નામ જ એના બચ્ચાના નામ પરથી પડ્યું છે, એ એની અજ્ઞાન દશાનો પુરાવો છે. એથી ઊલટું આ બચ્ચાની વિચિત્ર જીવનચર્યા ડગલે ડગલે આપણું ધ્યાન ખેંચે છે. એથી પ્રથમ એનો પરિચય કરીએ એમાં કશું ય અજુગતું નથી.

૧ ઍ૦ લા૦ ફ્લાયની માદા સૂકી માટી કે ધૂળમાં

---

૧ Larva

૨ આપણે ત્યાં 'માખીનો વાઘ' હોય છે તેમ. માખીઓ મારી ખાનાર આપણો આ 'વાઘ' જાતનો આર્થ્રોપોડ-કરોળિયો છે: જ્યારે કીડીનો 'સિંહ' ભૂવો, ષટ્પદ-જંતુ છે.

૩ Neuroptera. આ વર્ગમાં ભૂવાનું ગોત્ર Myrmeleonidae નામે ઓળખાય છે.

છૂટા છવાયા ઈંડાં[4] મૂકે છે આ સ્થળ એવું હોવું જોઈએ કે જ્યાં વરસાદની દરકત ન હોય કારણ ઈંડામાંથી નીકળેલા કીડા (ભૂલા)ને ભીની માટીમાં 'દર' બનાવવું ફાવતું નથી એટલે જ આવા દર મોટે ભાગે કશાકના ઓથે હોય છે, જોકે અનેક વખત, જ્યાં ઘાસના તણખલાનોય આશરો નથી હોતો, જ્યાં ઢોરઢાંખર બકરાં ઘેટાંનો સતત અવરજવર હોય છે એવા ખુલ્લા મેદાનમાં પણ ભૂલાના સેંકડો દર મારા જોવામાં આવ્યા છે

૨ ઈંડામાંથી નીકળેલો કીડો (બચ્ચું) એ જ 'ભૂલો' એનો દેખાવ ભારે બિહામણો માકણ જેવો ચપટો, નાનો, ઘઉં જેવડો, દદ કઠોર દેહ, પહોળું ચપટું માથું લાંબા દાતરડા પેઠે વાંકડીઆ માથામાં જેવા બે ભયંકર જડબાં. ને ભૂંગળી જેવું એના વડે શિકારનું માંસ સહેલાઈથી ચૂસી પી શકે છે ભૂલો શિકારને ચાવી ખાતો નથી કારણ એનાથી માત્ર પ્રવાહી ખોરાક જ પચાવી શકાય છે એટલે જ એને મળોત્સર્ગનો કોઈ બાહ્ય માર્ગ કે છિદ્ર (દ્વાર) નથી! ભૂલાને પગ હોય છે પણ એનાથી બરાબર ચલાતું નથી એટલે જ એ દર બનાવી અંદર ભરાઇ, શિકારની રાહ જોતો ગમબગેસે બેસી રહે છે; ચાલવાનું કરે તોય પાછળ પાછળ અવળો ચાલે એની આ શક્તિનો સફળ ઉપયોગ એ દર બનાવવામાં કરે છે

ઈંડામાંથી નીકળ્યો કે તરત જ ભૂલો દર કરવાની તજવીજમાં પડે છે. ઝીણી બારીક રજકણોવાળી રેશમ જેવી સુંવાળી ધૂળવાળું સ્થળ પસંદ કરી, તેમાં ભૂલો પાછળપાછળ ગોળ ને ગોળ ભમવા માંડે છે ભમતો જાય તેમ એના ચપટા શરીરથી રેતમાં ચાસ પડતા જાય આ ચાસ વચ્ચેની ધૂળ એના પાવડા જેવા પહોળા માથાથી બહાર ફેંકાતો જાય આમ ઉપરથી કૂવો ગાળતો એ રેતમાં ઊંડો ઊતરે છે. મથાળે જમીનની સપાટીમાં એકાદ ઇંચ પહોળું અંદર જતા દરની પાળ સાંકડી, અરધો પોણો ઇંચ ઊંડું દર (કૂવો) તૈયાર થયું એટલે ભૂલો, માત્ર જડબાંનો ચીપિયો બહાર રાખી બાકીનું શરીર એને તળિયે ધૂળમાં છુપાવી દેમે છે ભૂલેચૂકે કોઇ કીડીમંકોડા જેવું જીવજંતુ દરની ધાર પર આવ્યું



ભૂલો   ભૂલાના દર

તો એને આવી બન્યું સમજવું કૂવાની પાળ પર આવતાં જ એ અંદર ગબડી પડે છે એની લીસી બાજુ પરથી ઉપર ચડી બહાર નીકળી શકતું નથી ઢાળ પરથી લપસતું તળિયે પહોંચે ન પહોંચે ત્યાં તો કાળમુખ ભૂલો એના ગળાની જડબામાં જકડી લે છે અને પછી એના મોંની સોય જેવી તીક્ષ્ણ નાળ એના શરીરમાં ઘાલી અંદરનો બધો માંસ રસ ચૂસી પીને ખાલી ખોખું ફગાવી દે છે આવો ભોગ ઘણે ભાગે તો કીડી, દરેક જગાએ માથું મારનારા એ રખડનારને વધે થઇ પડે છે એથી જ એનું 'કીડીનો કાળ' એવું સાર્થક નામ પડ્યું છે. કોઇ કોઈ મોટા જીવડા સપડાય છે તો તે નાસી છૂટે છે.

પણ દરરોજ કીડીઓ આવે અને ભૂલો મોજ કરે એવું બનતું નથી. કદીકદી એને 'કડાકા' પણ કરવા પડે છે છતાં ભૂલા છે પણ એવા તાકરી કે આઠે દિવસે એકાદ કીડીમકોડી મળે તો પણ એમના પારણાં આકંઠ તૃપ્ત કરનારા નીવડે છે

૩ ખાતો જાય અને વધતો જાય ખાવાખાના ધરાય અને વધી રહે એટલે ભૂલો રેશમનો કોશેટો બનાવી અંદર 'યોગનિદ્રા' લે છે શત્રુઓથી જતન કરવા કોશેટાને રેતના કણ, ઘાસ, તણખલા, કચરો વગેરેમાં સંતાડે છે કારણ આ કોશેટા પતંગિયા પેઠે ઝાડ પર સુરક્ષિત રીતે રેશમે કે લટકતા નથી હોતા પણ જમીન પર ધૂળમાં અગમ્યાપરથી દરાઓના ઉપાસ પડ્યા રહે છે

૪ દિવાળી પછી અંત્યવરસાદ બાદ થતા વચ્ચે ત્રણ ચાર મહિના લેવા પડે છે આ ગાળો એક વર્ષ જેટલો હોય છે

૪ કોશેટામાં પંદર વીસ દિવસ રહે એટલે ભૂવા-માંથી સંપૂર્ણ અવયવવાળું બનેલું જીવડું બહાર નીકળે છે.[5]

આ પુખ્ત શરીરવાળું ઍન્ટ લાયન ફ્લાય હડીલા વાણિયાને હૂબહૂ મળતું આવે છે. અજાણ્યાને તો બંને વચ્ચે ભેદ જણાય જ નહિ.

એને હડીલા વાણિયાના જેવી ચાર મોટી પણ સરખી, જાળીવાળી પાંખો. રંગે મેલી–અનાકર્ષક. કોઇ કોઇની કાળા કે બદામી રંગના પાસવાળી. આશરે દોઢેક ઇંચ લાંબી.

છ પગ. ટૂંકા. રુંવાંટીવાળા. માત્ર કોઇ વસ્તુને પકડી તેના આધારે વળગી બેસવા પૂરતા ઉપયોગી. ચાલવામાં નકામા.

દેહ પોચો, લાંબો: હડીલા વાણિયા જેવો.[6] રંગ ઘેરો કાળો. વિવિધરંગી નહિ. મોં: ચાવવાની સગવડ-વાળું[7]. આહાર: જીવાત. મૂછો નાની, છેડેથી જાડી.

સરળતાથી સમજાય તે પૂરતો મેં antennae માટે 'મૂછો' શબ્દ યોજ્યો છે. વાસ્તવિક તો જીવડાનું આ *વિશિષ્ટ અંગ* શ્રવણ એમના સ્વાદ–ગન્ધ–સ્પર્શાદિ જ્ઞાનેન્દ્રિયોની ગરજ સારે છે. પશુઓને antennae નથી હોતી પણ મૂછો જ હોય છે. એમાં આવી વિવિધ જ્ઞાનગ્રાહકતા નથી હોતી છતાં બિલાડી, વાઘ વગેરે હિંસ્ર પશુઓની મૂછો સ્પર્શજ્ઞાન કરાવવા ઓછાવત્તા અંશે સમર્થ હોય છે.[8]

સ્વભાવે નક્તંચર એટલે આખી રાત ભમ્યા કરે. ઘણી વેળા વીજળીના તેજથી ખેંચાઇને ઘરમાં પણ ઊડતા પેસી જાય. બાકી આખો દિવસ ખેતરમાં ઘાસમાં ભરાઇ બેસે. આપણે ખેતરમાં ભમતા હોઇએ તો અહીંથી ઊડી ત્યાં બેસતા નજરે પડે ખરા. ઉનાળો અને ચોમાસું એ બે એમના સ્વચ્છંદ ભ્રમણની ખાસ ઋતુઓ છે.

એમની ઊડવાની ગતિ અત્યંત ધીમી છે એટલે ધારીએ તો હાથે પકડવાનું પણ સરળ છે. માત્ર આમ પકડતાં એમના શરીરમાંથી આપણા સ્પર્શયોગે નીકળતા એક પ્રકારના ગંધનો ભોગ થવું પડે. કોઇનો ગંધ સામાન્યરીતે અનુકૂળ કે અનુદ્વેગકર તો કેટલાકનો અત્યંત તીવ્ર ઉત્કટ અને અસહ્ય હોય છે.

ભૂવા ગરમ દેશના વતની છે. ભારતવર્ષમાં એમની અનેક જાતો થાય છે; છતાં હજી કારણ એમની નૈશ-વૃત્તિને લીધે એમની જીવનચર્યા વિષે મનુષ્યનું જ્ઞાન હજુ અધૂરૂં અત્યંત ઓછું છે. એને લીધે આ જંતુની વિવિધ જાતોના વર્ગીકરણનું કશું ઠેકાણું નથી. આપણે ત્યાં ઠેરઠેર નજરે પડતી વ્યાપક જાતને *Myrmeleon* **Singulare** કહે છે.

હવે જ્યારે ફરવા જાઓ ત્યારે જમીન પર હડીલા વાણિયાનાં ઘર તપાસજો. હરી ધૂળ હથેળીમાં લઇ આસ્તેઆસ્તે ચાળતાં અંદર ઘઉંના દાણા જેવડો 'ભૂવો' દેખાશે. જોવા જેવું પ્રાણી છે.

---

૫ આ રીતે, પતંગિયા પેઠે ભૂવાને પણ ચાર અવતાર લેવા પડે છે: ઇંડું, ભૂવો, કોશેટો અને જીવડું

૬ ગોકળગાય, ભાગાની ગાય વગેરે (Beetles)જેવો બરડ નહિ

૭ *Mandibulate;* ભૂવાનું, કાપું પાડવાની અને ચૂસવાની સગવડવાળું, નળી જેવું

૮ ઘણી વખત મદારીઓ પાસે 'મૂછોવાળો' નાગ જોવામાં આવે છે. આસ્તિક હિન્દુઓ માને છે કે, સો વર્ષની ઉમરનો થાય ત્યારે નાગને મૂછો ઉગે છે. આવો નાગ નજરે પડે તો ભારે પુણ્ય થાય આ વહેમનો લાભ લઈ, 'મૂછોવાળા' નાગનાં દર્શન કરાવી, શ્રદ્ધાળુ હિન્દુઓ પાસેથી મદારીઓ યથેચ્છ નાણું ઓકાવે છે. આ ચોકખી ઠગાઇ છે. નાગ (તેમજ કોઇ પણ સર્પ અને સરીસૃપ) ને 'મૂછો' હોતી જ નથી. મદારી સોયા નાગના નસકોરામાં કાણું પાડી, તેમાં (ઊંટના નાકમાં નાથને બદલે લાકડાની માંકડી ઘાલે છે તેમ) ઘોડાના પૂછડાનો કે ભૂંડનો જાડો વાળ ઘાલી રાખે છે. આનો વાળ છેટેથી જોતાં સાચી મૂછ જ લાગે. વળી ડરને લીધે નાગને હાથમાં લઇ કોઇ ખાતરી કરી શકતું નથી. કોઇ હિંમતવાળો નીકળ્યો તો "આ તો દેવતાઇ નાગ છે. અમારા સિવાય કોઇ એને હાથ લગાડે તો મહાન પાપ લાગે," વગેરે કહી, મદારીઓ હાથ પણ અડકાડવા દેતા નથી. બાકી 'નાગની મૂછો' એ કેવળ ગલત છે.

---

**અખાડો ....** (અનુસંધાન આગળ પાન ૫૪૨ થી) સંપૂર્ણ હોવા છતાં પાછળથી કોઇ જાતના રોગ વિકારને પરિણામે અંગોમાં અપૂર્ણતા આવી હોય અર્થાત્ ઇન્દ્રિયો અરધી રહી ગઈ હોય, તે અપંગ દશાને વ્યાયામદ્વારા સુધારી, જડ અંગોમાં રક્તાભિસરણથી ચેતન આણવું એ બીજી.

×

આ કાગળ મુંબાઇથી ભાઇ રતિલાલ શાહે લખ્યો છે. સ્થળસંકોચને લીધે એ આવતા અંકમાં લઇશું.

# અખાડો

સુસંઘટિત શરીરનો આદર્શ ચર્ચતો — જેમાં યુવાનો માર્ગદર્શન મેળવે છે

નિરીક્ષક હરિનારાયણ આચાર્ય

'અદ્ભુત સ્વાસ્થ્ય, પ્રચંડ શક્તિ અને લોકોત્તર સૌન્દર્ય કેવળ બુદ્ધિમાન અને વિવેકી પુરુષોને જ શોભે છે અધમ મનોવૃત્તિ અને વિષયોપભોગમા સબડતા પામર જીવો એ બધાના અધિકારી નથી આવી જડ વ્યક્તિઓને તો મુડદાલ નમાલા શરીર જ છાજે એમની કાયા એટલે બને બહો ઉઘાડા હોય એવો ગ્પાલનો કોથળો ઉપરથી ખોરાક અંદર નાખ્યો, નીચેથી મળ રૂપે નીકળી ગયો કચરાપટ્ટીની પેટી કે ગટરનો નળ જ સમજોને? બહો અને વાણી માત્રથી એ મનુષ્ય રૂપે ઓળખાય છે બાકી તો અધમમા અધમ, તિરસ્કૃત પશુથી પણ એ નીચ છે' —લીઓનાર્ડો ડ વિન્ચી

વ્યાયામના વિવિધ અંગોની ચર્ચા માગતા ચાર પત્ર મારી પાસે પડ્યા છે એમાના કેટલાક વિષયો આજ સુધીમા કુમારમા ચર્ચાયા છે બાકી રહેલો ભાગ નીચે આપ્યો છે

માંડળથી ભાઇ રતિલાલ મફાભાઇએ સ્ત્રીઓના સ્વાસ્થ્ય અને વ્યાયામને લગતી કેટલીક માહિતી માગી છે જો પ્રજનન કર્મ પુરતી બનેની વિશેષતા લક્ષમા રાખીએ તો બીજી રીતે સ્ત્રી અને પુરુષના શરીરના સ્વાસ્થ્ય અને શક્તિના ઉત્પાદક સાધનોમા ભેદ ન હોવો જોઇએ, એ વાત મેં પાછલા લેખોમા સારી પેઠે ચર્ચી છે રોગોનો પ્રતિકાર કરવામા પણ શારીરશાસ્ત્રની દૃષ્ટિએ આવો લિંગભેદ કશા જ ઉપયોગનો નથી સ્ત્રીઓમા આજે સ્વાભાવિક મનાતો રોગ પ્રદર પણ અસ્વસ્થ પ્રકૃતિનુ જ પરિણામ છે સ્ત્રીઓના આહારવિહાર કુદરતી થાય, એમનુ શરીર સબળ ઘડાય અર્થાત્ સ્ત્રીઓ પૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરે તો જનનેન્દ્રિયની કોઈ પણ જાતની શિથિલતા કે રુગ્ણાવસ્થા સભવે નહિ

૨

બીજા કાગળમા ભાઇ રવિશંકર ભટ્ટે ગામ જ વારજ (ભાલ)થી 'લંગોટ' વિષે છ પ્રશ્ન પૂછ્યા છે લંગોટની આવશ્યકતા—અનાવશ્યકતા વિષે હુ લખી ચૂક્યો છુ અમુક રોગોમા એની આવશ્યકતા સ્વીકારી શકાય બાકી તદુરસ્ત માણસે લંગોટ પહેરવો નિરર્થક છે લંગોટ બાધવાથી જ 'બ્રહ્મચર્ય' પળાય, એ વાત સાચી નથી કારણ, વિષયવાસના પર નિરોધ તો મનોવૃત્તિ જ મૂકી શકે છે લંગોટ જેવા એકલા બાહ્ય સાધનો નહિ લંગોટ બાધવો જ હોય તો જનનેન્દ્રિય પર ભારે દબાણ આવે તેમ તો ન જ બાધવો

ચાલતા, દોડતા, બાઇસિકલ ઉપર બેસતા, તરતી વખતે, કૂદતા—આ બધે પ્રસંગે લંગોટની આવશ્યકતા અનિવાર્ય નથી. માત્ર કુસ્તી અને બૉક્સિંગ, મલખમ અને જીમ્નૅસ્ટીક્સ જેવે પ્રસગે એની જરૂરીઆત ખરી

૩

કરાચીના એક ભાઇએ, એમની જાતીનો દુખાવો વ્યાયામથી મટાડવા માટે સલાહ માગી છે એનો જવાબ મેં પત્રથી પરભારો આપી દીધો છે પરંતુ આવે પ્રસગે સલાહ આપનારની જવાબદારી ભારે છે એમા ય જ્યા પૂરતી વિગતનો અભાવ હોય ત્યા આ જવાબદારી શતગુણ વધી જાય છે આવી જવાબદારી ન સમજનાર વ્યક્તિ જો ઊંટવૈદુ કરી બેસે તો વખતે સામાની જિંદગી જોખમમા પણ આવી પડે સદ્ભાગ્યે આવા ઊંટવૈદાનો આશ્રય લઈ, પારકાના ભોગે પ્રયોગ કરી આત્મગૌરવ વધારવાનો મને મોહ નથી તે ઉપરાંત ઉપરના પ્રશ્નમાથી નિષ્પન્ન થતા 'વ્યાયામ અને રોગ શાન્તિ' વિષય પરત્વે હુ ચોક્કસ વિચાર ધરાવુ છુ એને લીધે ઘણી વાર આવા પ્રશ્નો પૂછનારનુ સમાધાન કરવામા હુ સફળ નથી નીવડતો.

વ્યાયામથી વ્યાધિ મટે છે પણ બધાય વ્યાધિઓનો ઉપાય વ્યાયામથી કરી જ શકાય, એ માન્યતા સાચી નથી વ્યાયામ પ્રક્રિયા, રોગ મટાડવા કરતા, રોગ થાય જ નહિ એવુ, રોગનો સહેજે પ્રતિકાર કરી શકે એવુ શરીરબળ, જીવનબળ (વાઇટૅલીટી) સરજવામા વધારે સફળ થાય છે. વ્યાયામથી થતી રોગશાન્તિના સિદ્ધાન્તનો ઉત્પાદક ગમે તે હોય, પણ અંગ્રેજી વાઙ્મયમા તો એનો પરમોપદેષ્ટા બરનાર્ મૅકફેડન પણ આ જ મતનો છે એના લેખો ઉપરચોટી નજરે વાચનારને તો વાત સાચી નહિ લાગે, પણ એના લેખોનુ વિચારપૂર્વક અધ્યયન કરનારને ઉપરનુ સત્ય સ્પષ્ટ સમજાશે મૅકફેડનનો પારિભાષિક પ્રયોગ

'ફીઝીકલ કલ્ચર' પ્રાકૃતિક ઉપચારોનો બોધક છેઃ કેવળ 'વ્યાયામ'નો વાચક નથી. સ્વાસ્થ્યવિધાન અર્થે, દવાદારૂ અને વાઢકાપ (તેમ જ ધંતરમંતર માતા-મહાદેવ અને ભૂવા જતી)નો આશ્રય ન લેતાં, કેવળ નૈસર્ગિક ઉપચારો—ઉપવાસ, આહારવિશુદ્ધિ, સ્નાન, મર્દનલેપન, આરામ અને વ્યાયામ વગેરે—નું જ અવલંબન કરવું, એનું નામ જ ફીઝીકલ કલ્ચર. કુદરતને ખોળે મનુષ્યેતર પશુઓ જે સાદા સિદ્ધાન્તોનું પાલન કરીને નિરામય પ્રકૃતિ ભોગવે છે તે સિદ્ધાન્તોના સૂક્ષ્માવલોકન પૂર્વક, મનુષ્યના શરીરની રચના અને ટેવોના અભ્યાસ પરથી જે સરળ નિયમો શોધી કઢાયા છે, તેનું જ નામ ફીઝીકલ કલ્ચર. એમાં ચમત્કારિક તત્ત્વ કશું જ નથી. મનુષ્યશરીરના યંત્રને ગૂંગળાવી નાખનાર (શ્વાસોચ્છ્વાસ, પાચનકર્મ, વગેરેના પ્રતિબન્ધક) તત્ત્વોને દૂર કરી, સર્વ શારીરિક ક્રિયાઓનું વિશોધનઃ એ જ ફીઝીકલ કલ્ચરનો ઉદ્દેશ છે આવી વિશુદ્ધિમાં જેટલી મહત્તા આહાર, આરામ, ઉપવાસ, વગેરેની છે તેટલી જ વ્યાયામની છે. એકના ભોગે બીજું સાધન પ્રત્યેક પ્રસંગે સર્વાંશે ફળદાયી નથી નીવડતું. તેમ આ બધા સાધનોની પરસ્પર તુલના કરીને તારતમ્ય શોધી કાઢવાનું પણ શક્ય નથી; કારણકે શરીરની ક્રિયાઓની દૃષ્ટિએ આ પ્રત્યેક સાધનનું ફલ વિશિષ્ટ છે આહારથી થતી ધાતુ ઉત્પત્તિ આરામ, સ્નાન કે મર્દનવિલેપનથી નથી કરી શકાતી. તેવી જ રીતે આરામને યોગે થતો શક્તિસંચય વ્યાયામથી નથી સધાતો પ્રાણાયામથી કેળવાતી શ્વાસક્રિયાની નિયમિતતા અગર મર્દનાદિથી થતી સ્નાયુવિશુદ્ધિ અને રક્તાભિસરણ એકલા સ્નાનથી કે આહાર અને વ્યાયામથી નથી પ્રાપ્ત થતાં. એ રીતે જ વ્યાયામથી થતા શારીરિક ઘડતરની આહાર, આરામ, સ્નાન, વગેરે પાસેથી આશા રાખવી વ્યર્થ છે. આ બધાનાં ફળ સ્વતંત્ર હોવા છતાં, શરીરના સંપૂર્ણ સ્વાસ્થ્ય અને શક્તિમત્ત્વની દૃષ્ટિએ બધાય સાધનોનો પરસ્પર સહકાર અત્યંત આવશ્યક છે, એ તો સ્પષ્ટ વાત છે. કદી કદી કોઈકોઈ અનિવાર્ય કારણને યોગે મનુષ્યના શરીરનું સમતોલપણું ખસતું રહે, શરીરમાં થતી ક્રિયાઓમાં વિસંવાદ આવે, ત્યારે જે સ્થાને ઊણપ હોય તે સ્થાનને અનુકૂળ ઉપાય અગર ઉપાયો—આહાર, સ્નાન, આરામ, મર્દન, વ્યાયામ, વગેરે—નું અવલંબન કરીને સઘળી ક્રિયાઓનો પૂર્વવત્ સહકાર અને અશિથિલ સામન્જસ્ય સાધવો, આવો વિસંવાદ ફરીથી ન આવે એના પ્રતિકાર રૂપ શારીરિક શક્તિ કેળવવી, એ જ 'ફીઝીકલ કલ્ચર'ના શાસ્ત્રનો હેતુ છે.

રોગનો પ્રતિકાર કરવામાં વ્યાયામનું કેવું અને કેટલું સ્થાન છે, તે આ ઉપરથી સ્પષ્ટ સમજાશે જે નિર્બળ છે તેને વ્યાયામ ભારે સહાય કરશે, પરંતુ જેનો દેહ પોષણને જ અભાવે દુર્બળ છે, તેને એકલો વ્યાયામ તો અપથ્ય જ નીવડશે. ઉદર રોગથી પીડાતા રોગીને ઉપવાસ જેવું પરમોપકારક સાધન અન્ય નથી; તે જ રીતે ક્રિયાતિરેકથી પીડાતા સ્નાયુઓ માટે આરામ—નિષ્ક્રિયતા જ એક ઉપાય છે. અન્ય અવસ્થાઓમાં પણ આ જ નિયમ સમજવો. જેવો વ્યાધિ તેવો ઉપચાર. આ વાત વૈદકમાં જેટલી સત્ય છે, તેટલી જ પ્રાકૃતિક ઉપચારોમાં યથાર્થ છે. પ્રત્યેક રોગના સ્વરૂપનો વિચાર કરી, નૈસર્ગિક સાધનોમાંથી એક અગર અનેકનો સમન્વિત પ્રયોગ નિશ્ચિત કરવો જોઇએ. એક જ સાધનનો બધાય રોગોમાં સફળ ઉપયોગ કરવાની આશા વધારે પડતી છે. કેવળ એક અપવાદ સિવાય- ઉપવાસ સોએ સો નહિ પણ નેવું ટકા જેટલા રોગોમાં તો ઉપવાસ અદ્‌ભુત ફાયદો કરે છે. પ્રાકૃતિક ઉપચારનાં બીજાં સાધનો કરતાં ઉપવાસની એટલી વિશેષતા. જ્યાં આમાનું એક પણ સાધન સહાયક ન નીવડી શકતું હોય, રોગની સ્થિતિ ગંભીર હોય ત્યાં શસ્ત્રક્રિયા કે ઔષધોને પણ સ્થાન છે.

રોગશક્તિ અને વ્યાયામની વાત થઇ. પરંતુ વિશાળ દૃષ્ટિએ જોતાં નિર્બળતા, અશક્તિ, અપંગપણું એ પણ એક રીતે 'રોગો' જ છે. એ રીતે તો શરીરના ઘડતરમાં ઉપયોગી વ્યાયામ પ્રક્રિયાની મહત્તા પણ કેવળ 'રોગ શાન્તિ' પૂરતી—corrective—જ ગણાય. આવી 'રોગશાન્તિ' બે રીતે થઇ શકે. સીધા ઊભા રહેતાં કે ચાલતાં ન આવડે, અંગમાં રોગ ન હોય છતાં નિર્બળ દશા ભોગવતા હોય, જન્મથી અક્ષત અવયવવાળા હોવા છતાં અનૈસર્ગિક અંગમરોડથી શરીરમાં અંગવિકૃતિ આવી હોય, તેને વ્યાયામથી સુધારી શરીરને નૈસર્ગિક ક્રિયા કરતું બનાવવું, સ્વસ્થ અને સબળ બનાવવું, એ એક; મૂળથી—જન્મથી જ અગર જન્મે

(અનુસંધાન પાછળ પાન ૫૯૦ને છેડે)

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન ભાદરવા અંકના પૃ ૪૮૫થી]

**કોઇ કોઇ વાચકો માસિકોમાં ચાલુ છપાતી લેખમાળાઓ પૂરી થયા પછી એકીસાથે જ વાંચવાનું પસંદ કરે છે. એવા કોઈ વાચકોએ લઘુલિપિ કુમારમાં પૂરી થાય ત્યાં સુધી તેનો અભ્યાસ શરૂ કરવાનું મુલતવી રાખ્યું હોય તો હવે તે અભ્યાસ શરૂ કરવાનો સમય પાકી ગયો છે. કેમકે આ અંકમાં લઘુલિપિની પ્રાથમિક શ્રેણી, જેનાથી સામાન્ય લઘુલેખક થવા ઇચ્છનારની બધી જરૂરીઆતો સંતોષાઇ શકે તેમ છે તે પૂરી થાય છે. શીખવા ઇચ્છનારને પત્રવ્યવહાર દ્વારા માર્ગદર્શક થવાનું લેખકનું વચન હજુ પણ અમલમાં છે. —તંત્રી**

## દસમો દિવસ : ક્રિયાપદ-કૃદંતનાં રૂપાખ્યાન

### નિયમો

**[૬૧] ક્રિયાપદના સામાન્ય કૃદંતના અંત્ય 'વું' કે 'વા'નો હમેશાં લોપ કરાય છે.**

**[૬૨] ક્રિયાપદનાં સંકેતાર્થ રૂપને છેડે 'એ' અથવા 'ય' પ્રત્યયો આવતા હોય, તે પ્રત્યયોનો વિકલ્પે લોપ કરી, એ પ્રત્યય સિવાયનું ક્રિયાપદનું 'વું' લોપેલું સામાન્ય કૃદંતનું રૂપ જ એને બદલે લખાય છે.**

**[૬૩] ક્રિયાપદનાં સામાન્ય કૃદંત સિવાય બીજા કૃદંતોને લાગતા પ્રત્યયો નકશામાં આપ્યા છે, તે ધાતુના અંગને જોડીને લખાય છે.**

**[૬૪] કૃદંત વિશેષણોનાં બધાં રૂપો જાતિ વચન પરત્વે અવિકારી રહે છે.**

**[૬૫] ક્રિયાપદનાં કાળ બતાવનારાં બધાં રૂપો જાતિ વચનના અન્વય રહિત લખાય છે.**

**[૬૬] ધાતુને કૃદંતના કે કાળના પ્રત્યયો લગાડવાના હોય, કે સામાન્ય કૃદંતને વિભક્તિના પ્રત્યયો લગાડવાના હોય, ત્યારે ધાતુના અંત્ય 'વું' પહેલાં આવતા વ્યંજનો 'ર', 'ડ', 'ત', 'ળ', 'વ' માંના નજીકના એકનો લોપ થાય છે.**

**[૬૭] ક્રિયાપદનું કોઇ રૂપ ઉપરના નિયમો લાગુ પાડી લખવા જતાં અત્યંત ટૂંકું બની દ્વિઅર્થી બની જતું હોય, અથવા તો કોઇ રૂપ ઉપરના નિયમોથી સંતોષકારક લખી શકાતું ન હોય, ત્યારે તે જરૂર પૂરતા વિસ્તારથી લખાય છે.**

### સૂચનાઓ

(૬૧) સામાન્ય કૃદંત એકલું આવે ત્યારે તેને અંતે 'વું' લાગેલો હોય છે જેમકે 'લખવું', 'તરવું' વગેરે. અને જ્યારે સામાન્ય કૃદંતને વિભક્તિના પ્રત્યયો લાગે ત્યારે એ 'વું' નો 'વા' થાય છે જેમકે 'લખવામાં', 'તરવાથી' વગેરે. આમાંથી સામાન્ય કૃદંતને વિભક્તિનો પ્રત્યય લાગે ત્યારે તો ધાતુને લાગેલો વિભક્તિનો પ્રત્યય વચ્ચેના લોપાએલા 'વા'નું આપોઆપ સૂચન કરે છે. માત્ર સામાન્ય કૃદંત એકલું લખવાનું હોય ત્યારે આ નિયમની રૂએ તેનું રૂપ આજ્ઞાર્થ બીજા પુરુષ એક વચનના રૂપને મળતું આવે છે જેમકે 'વાંચ(વું)', 'ચાલ(વું)' વગેરે. પરંતુ આજ્ઞાર્થ બીજા પુરુષ એક વચનના રૂપનો પ્રયોગ ભાષણો વગેરેમાં બહુ ઓછો થતો હોવાથી, વાંચતી વખતે સામાન્ય કૃદંતના રૂપને પહેલી પસંદગી આપવાથી એ પ્રશ્નનો નિકાલ આવી જશે.

(૬૨) પણ આ નિયમનું અનિવાર્ય સામાન્ય કૃદંતના વાંચનમાં વધુ કાળજી રાખવાની ફરજ પાડે છે કેમકે

આ બંને નિયમો મળીને એક જ રીતે લખાતા રૂપના વાચનમાં—જો વાક્યના અન્વય તરફ નજર ન કરવામાં આવે તો—ત્રણ વિકલ્પ રહે છે. એટલે કે, બધો હિસાબ ગણતા, આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચન તરીકે લખેલું રૂપ સામાન્ય કૃદંત તેમજ સંકેતાર્થ એ તરીકે પણ વાચવાનું રહે છે. જેમકે લઘુલિપિમાં 'રાખ' એમ લખ્યું હોય ત્યારે તે 'રાખ', 'રાખવું', 'રાખે' એમ ત્રણ રીતે વાચી શકાય એમાંના પહેલા બે વિકલ્પમાંથી સામાન્ય કૃદંતના રૂપને પહેલી પસંદગી આપવા વિષે તો ઉપર જણાવ્યું છે.

પણ એ ઉપરાત સામાન્ય કૃદંતની એક બીજી પણ વિશિષ્ટતા છેઃ સામાન્ય કૃદંતની સાથે ઘણુંખરું પૂરક શબ્દો આવે છે. જેમકે 'ગાવું હોય', 'ચાલવા માટે', 'નહાવુ જોઇએ', 'વાંચવું નથી' વગેરે. બાકી સામાન્ય કૃદંત તદ્દન એકલું તો ક્યારેક જ આવે છે જેમકે, 'તમારે અહિ આવવુ', 'તેનુ ત્યા જવું નક્કી નથી.'

ત્યારે બીજી બાજુ સંકેતાર્થ રૂપો સાથે સાંકેતિક અવ્યયો 'જો', 'તો' વગેરે મુખ્યત્વે વપરાયા હોય છે. અને આ રૂપોનો વપરાશ સામાન્ય કૃદંતના કરતાં પણ વધી જાય છે. વળી સંકેતાર્થ રૂપો અને કૃદંતો જેમાં સમાઇ શકે એ વાક્યરચનાઓ એવા સ્પષ્ટ લક્ષણોવાળી છે કે અન્વય તરફ નજર કરતાં સંક્ષિપ્ત સંજ્ઞાના સ્વરૂપનો નિર્ણય કરવાનુ એથી શક્ય બને છે. જેમકે, 'તમારે આવવું જોઇએ', 'તમે આવો તો' વગેરે.

હવે આ નિયમના પાઠ તરફ જોતા જણાશે કે લોપવાના બે પ્રત્યયો 'એ' અને 'ય' જણાવ્યા છે. તેમાંનો પહેલો ખાસ કરીને કર્તરિ અને બીજો કર્મણિ કે ભાવે પ્રયોગમાં વપરાય છે, જો કે એ બંનેની સ્પષ્ટ મર્યાદા નથી. જેમકે, 'તે આવે', 'તેનાથી અવાય'; 'તે ખાય', 'તેનાથી ખવાય' વગેરે. આમાંનો 'ય' આ નિયમ મુજબ લોપતી વખતે તેની પહેલાનો 'આ' તો લખવાનો રહે છે જ. અને તે ઉપરાત એ ક્રિયાપદ સાથે સંબંધ ધરાવતા બીજા શબ્દોમા વિભક્તિ વગેરે યોગ્ય રીતે આવે છે, એટલે એના ઉપરથી સંકેતાર્થ હોય તો તે કયા પ્રયોગમાં છે તે તરત જાણી શકાય છે.

(૬૩) પ્રકરણની શરૂઆતના નકશામાં કૃદંતના તેમ જ 'શે', 'જો' જેવા કાળસૂચક પ્રત્યયો આપેલા છે. એમાં ક્રિયાપદનાં વિવિધ રૂપોને અંતે આવતા મુખ્યમુખ્ય પ્રત્યયો આવી જાય છે. તેમ છતાં ધાતુઓનાં કોઇ વિચિત્ર રૂપો આ પ્રત્યયોની બહાર જતાં લાગે અને તેને ઉપરના બેમાંથી એક પણ નિયમ લાગુ ન પડે, ત્યારે એવું રૂપ લખવા માટે નિયમ ૬૭ લાગુ પડે છે. એટલે વસ્તુતઃ એવું રૂપ આખું જ લખવાનું રહે છે. કેટલાક ધાતુઓને આ પ્રત્યયો લગાડતાં પહેલાં નિયમ ૬૬ લાગુ પાડવાનો હશે. આથી આ નિયમનાં ઉદાહરણોની પૂર્તિ રૂપે નિયમ ૬૬નાં ઉદાહરણો પણ જોઇ જવાનાં છે.

આ પ્રત્યયોમાંથી 'યો-યું' માટે નકશામાં જણાવ્યા મુજબ તે અક્ષરો પદને અંતે છૂટા આવ્યા હોય ત્યા જ એને માટેની પ્રત્યયની સંજ્ઞા લખી શકાય. જેમકે 'ગયો', 'થયું', 'બનાયું' વગેરે. પણ જ્યા એ પ્રત્યય ધાતુના અંત્ય વ્યંજન સાથે જોડાઇ જતો હોય ત્યાં એ જોડાક્ષર જ નિયમ પ્રમાણે લખવો. અને પછી તેના અંત્ય જાતિવાચક સ્વરને હવે પછીનો નિયમ ૬૫ લાગુ પડશે. જેમકે 'કહ્યું', 'બોલ્યો' વગેરે.

'વા-વાને' માટેનો પ્રત્યય પણ ધ્યાન ખેંચે એવો છે. આ પ્રત્યયનો ઉપયોગ જ્યારે 'વા' એકલો અથવા 'ને' સાથે આવે ત્યારે જ કરવાનો છે. પણ જ્યારે એ 'વા' પછી બીજી કોઇ વિભક્તિનો પ્રત્યય આવતો હોય ત્યારે તો એ રૂપ નિયમ ૬૬ મુજબ લખાય છે. જેમકે 'લડવાથી', 'ગણવામાં' વગેરે રૂપો લખતી વખતે નિયમ ૬૬ મુજબ એ 'વા'નો લોપ થાય છે.

(૬૪) અગાઉ આવી ગયેલા નિયમ ૫૧નું આ પુનરાવર્તન હોઇ એ નિયમ સંબંધે કરેલી ચર્ચા અહીં પણ લાગુ પડે છે. નકશામાં જોતાં જણાશે કે 'તો-તી તુ-તા' એ બધા માટે એક જ સંજ્ઞા છે અને એ જ મુજબ દરેક પ્રત્યયમાં તે તે પ્રત્યયના જાતિવચનના ફેરફારો સમાઇ જાય છે. આ સંબંધે અગાઉની માફક અંગ્રેજી ભાષા તરફ નજર કરતાં જણાશે કે અંગ્રેજીમાં બધાં વિશેષણો અવિકારી છે, અને છતાં ભાષા અત્યંત સ્પષ્ટ રહી શકે છે. એટલે વસ્તુતઃ વિશેષણ પરથી સૂચવાતા વિશેષ્યનાં જાતિવચન, જે સંસ્કૃત કુટુંબની ભાષાઓની એક વિશિષ્ટતા છે, તે વિચારવિનિમયનું અનિવાર્ય અંગ નહિ હોતાં, વધારાના આભાર જેવાં છે. અને તેથી જ્યારે લખાણમાં પૂરી કરકસર કરવાની જરૂર હોય ત્યારે આ વધારાનો આભાર જતો કરી શકાય.

આથી જ આ લિપિમા વિશેષણો તેમજ વિશેષણ તરીકે વપરાતા બધા શબ્દોને અવિકારી રાખવાનુ ધોરણ સ્વીકારેલુ છે. વાચતી વખતે બધા વિશેષણો જેવા લાગતા શબ્દોને અંત્ય 'ઉ' ઉમેરીને જ વાચવાનો અભ્યાસ રાખવાથી તેમા 'આ' અને 'ઇ' આપોઆપ સ્વગિત બનતા જશે, અને એથી લઘુલિપિથી અપરિચિત કાનને લાગતી ક્લિષ્ટતા આપોઆપ નષ્ટ થશે

(૬૫) ઉપરના નિયમ ૬૪નુ જ આ રૂપાતર છે એ નિયમ માત્ર કૃદનો પૂરતો જ છે ત્યારે આ નિયમમા કૃદતો સિવાયના ક્રિયાપદોના બાકીના રૂપોનો સમાવેશ થઇ જાય છે વસ્તુતઃ આ બને નિયમોમા એક જ વાત જુદીજુદી રીતે કરી છે, અને એ બીનજરૂરી લાગતુ પુનરાવર્તન માત્ર ઉદાહરણો આપવાની સગવડતા માટે જ થયુ છે બાકી તો આ નિયમમા જ ઉપરનો પણ સમાઇ જઇ શકે

(૬૬) આ નિયમ માત્ર ધાતુને કોઈ પણ કાળના પ્રત્યયો લાગતા હોય ત્યારે જ અમલમા આવે છે એટલે કે પ્રત્યયો વિનાનુ સામાન્ય કૃદત જ લખવાનુ હોય ત્યા આ નિયમ લાગુ પડતો નથી

હવે ધાતુઓને મુખ્યત્વે કૃદત કે કાળના પ્રત્યયો નકશામા આપ્યા છે તે લાગતા હોય છે અને એ બધા પ્રત્યયોના નિશ્ચિત સ્વરૂપો હોવાથી એ પ્રત્યય જોતા જ અમુક આગેનો શબ્દ કોઇ ધાતુનુ રૂપ હોવાનો ખ્યાલ આવી શકે છે અને પછી એ પ્રત્યય પહેલા ખૂટતો આ પાચમાનો એક અક્ષર 'ર', 'ડ', 'લ', 'ળ' કે 'ન' અનુક્રમે ઉમેરી શકાય છે આ સબધે એ જાણવા જેવુ છે કે આ નિયમ મુજબ 'વુ' પહેલાનો એક વ્યજન લોપાતો હોય એવા ધાતુઓ ભાષામા ઘણા જ મોટા પ્રમાણમા છે અને તેથી કોઇ પણ ધાતુનુ રૂપ વાચવાનુ આવે એટલે આ નિયમ લાગુ પાડીને ને લખાયુ હોઇ શકે એ દૃષ્ટિએ જ તે વાચવુ વળી નિયમમા લોપવાના અક્ષરો પાચ જણાવ્યા હોવાથી ઉપલક દૃષ્ટિએ પાચ વિકલ્પ ગૂચવાડો ઊભો કરતા હોય એમ લાગશે. પણ વ્યવહારમા એ પાચમાથી શક્ય વિકલ્પો એટલા બધા ઓછા આવે છે કે ઘણાખરૂ તો વાચનના પ્રવાહમા યોગ્ય અક્ષરો જાણે આપોઆપ જ બધબેસતા થતા જાય છે ફક્ત કોઈ કોઈ ટૂંકા શબ્દોમા ખ્યાલ રાખીને વાચવાનુ રહે છે જેમકે 'મરવુ'-'મળવુ', 'સડવુ'-'સરવુ' વગેરે આવા પ્રસગે શબ્દના અર્થ ઉપર ખાસ ધ્યાન રાખવાનુ રહેશે

ખ્યાલમા રાખવુ કે આ નિયમ 'વુ' પહેલાના એક જ અક્ષરને લાગુ પડે છે. એટલે જો આમાના કોઇ બે અક્ષરો પાસેપાસે આવતા હોય તો તેમાનો પાછળનો એક જ લોપાય છે જેમકે 'મરડવુ'='મર(ડ)વુ'.

આ નિયમના એક ભાગ 'સામાન્ય કૃદતને વિભક્તિના પ્રત્યયો લગાડવાના હોય', એ તરફ વધુ ધ્યાન આપવાની જરૂર છે ઉપર જણાવ્યા મુજબ ધાતુને કૃદતના પ્રત્યયો લાગતા હોય ત્યારે એ પ્રત્યય ઉપરથી જ એ શબ્દ ધાતુ હોવાનુ સૂચન મળતુ હોવાથી વાચનમા સરળતા પડે છે. પણ વિભક્તિના પ્રત્યયો નામ સર્વનામને, સકેતોને તેમજ સામાન્ય કૃદતોને એમ જુદીજુદી રીતે લાગે છે અને તેથી માત્ર વિભક્તિનો પ્રત્યય જોવાથી જ તે પ્રત્યય જેને લાગ્યો હોય તે શબ્દના સ્વરૂપનો ખ્યાલ આવી શકતો નથી અને તેમા પણ કેટલાક ટૂકા ધાતુઓના સામાન્ય કૃદતના રૂપ એટલા બધા સાદા બની જાય છે કે તે ઘણી વખત સકેત તરીકે ભૂલથી વચાવાનો સભવ રહે છે આથી આવા રૂપ વાચતા પહેલા એ મૂળ શબ્દ સકેત હશે કે કોઇ ધાતુનુ સામાન્ય કૃદત એ નિર્ણય કરવાની પહેલી જરૂર છે

હવે જો કે ગુજરાતી ભાષાના ધાતુઓની ચોક્કસ ખાસીઅતોને અનુલક્ષીને ધાતુઓના વારવાર આવતા રૂપ ટુકાવવાનો આ નિયમ યોજ્યો છે, અને એવા જ ચોક્કસ દૃષ્ટિબિંદુથી સંકેતોનું આયોજન થયુ છે. તેમ છતા જે થોડા સંકેતો અને ટૂકા લખેલા ધાતુઓ એકબીજાને મળતા આવે છે તેની સંપૂર્ણ યાદી આ નીચે આપી છે આ યાદી સપૂર્ણ છે એમ કહેવાનો અર્થ એ કે ધાતુને બદલે સકેત વચાવાની ભૂલ થાય એવા અહીં આપેલા છે તે સિવાયનો કોઇ ધાતુ ગુજરાતી ભાષામાં પ્રચારમા નથી વસ્તુતઃ તો આ યાદીમાથી કેટલાક ધાતુઓ બાતલ કર્યા હોય તોપણ ચાલી શકે તેમ છે; કેમકે તેને મળતા આવતા સકેતોમાના કેટલાક એવા અવ્યયો છે કે તેને વિભક્તિના પ્રત્યયો લાગી જ શકતા ન હોય, ત્યારે યાદીમાના કેટલાક ધાતુ પોતે જ બહુ ઓછા વપરાશના છે.

આ યાદીમા ધાતુઓ ક્રમશઃ બીજામાના સકેતોના

નકશામાં જે ક્રમમાં સંકેતો છે એ જ ક્રમમાં ગોઠવેલા છે. એ ધાતુઓમાંથી નિયમ ૬૧ પ્રમાણે છેવટનો 'વું' લોપાય, અને કોઈ સ્થળે આ નિયમ પ્રમાણે એ 'વું' પહેલાંનો એક અક્ષર લોપાય, અને પછી વિભક્તિના પ્રત્યય લગાડતાં પહેલાં જે રૂપ રહે તે ભારે છાપેલું છે જોઈ શકાશે કે એ ભારે છાપેલો ભાગ એકાદ સંકેતને મળતો આવે છે. ક્યાંકક્યાંક બે ધાતુઓ એક જ સરખી સંજ્ઞાથી લખાય છે. અને માત્ર એક જ પ્રસંગે એક સંજ્ઞા એકી સાથે ચાર ધાતુઓને લાગુ પડે છે. પણ આવા પ્રસંગો વિરલ હોય છે એ પણ એ યાદી ઉપરથી જોઈ શકાશે.

આવવું, આપવું, આવડવું, ઉપડવું, કરવું, કઢાવવું, બતાવવું, કરડવું, ગાળવું, ઘડવું, છાવવું, છોડવું, જવું, જડવું–જાળવું, જોવું–જોડવું, જડવું, ટાળવું, ડરવું, તરવું–તાગવું, તોડવું, તોડવું–તોળવું, દળવું, પડવું, પાડવું–પાળવું, પૂરવું, પલાળવું, ફરવું,–ફેરવવું, બાળવું, બોળવું, બૂડવું, બબડવું, રડવું–રળવું, લડવું–લવવું, નડવું, મરવું–માગવું, મારવું–મારવું, મરડવું, સરવું સડવું, સીવવું, સૂવું, સ્મરવું, હરવું, વરવું–બગવું, વારવું–વારવું વાવવું–વાળવું, વધવું

ઉપરના ધાતુઓના ટૂંકા રૂપને મળતા આવતા સંકેતો એક જ સરખા ક્રમમાં આ નીચે આપ્યા છે. એ બન્ને અનુક્રમવાર જોઈ, તથા જરૂર જણાય તો સંકેતોના નકશામાં ઉપરના ધાતુઓ લખી લેવાથી એ બન્ને વચ્ચે યોગ્ય સાહચર્ય સાધી શકાશે.

અહિં–આજે, આપણે, આવું, ઉપરાંત, કે–કોણ, કેમકે, વખત, ખરેખર, અગર, ઘણું–ઘરે, છે, નીચે, જે–જો, જેઓ, જોકે, માટે, વડે, તે–તો, તેમ, તેઓ, અંદર–દરેક, પરંતુ, પાસે, પૂરું, પેલો, ફક્ત, બદલે–બલકે, બાઈઓ, બધું, બાબત, રીત, (રૂપ), લાયક, (લીધે), ના–નહિ, આમ, માત્ર, મારફત, સમય, સિવાય, સુધી, સ્થિતિ, હશે–હોય, વગર, વાત, વધારે.

(૬૭) આ નિયમમાં બે જાતની શક્યતાઓ રહેલી છે: જેને કોઈ નિયમ લાગુ જ ન પડી શકતા હોય એવું કોઈ રૂપ લખવા માટે, તેમજ નિયમો લાગુ પડી શકતા હોવા છતા વધુ સ્પષ્ટતા ખાતર વિસ્તારથી કોઈ શબ્દ લખવાની જરૂર જણાય ત્યાં આ નિયમનો ઉપયોગ છે. ક્રિયાપદનાં કોઈ રૂપોને છેડે એવા પ્રત્યયો આવે જેને માટે ખાસ સંજ્ઞા લઘુલિપિમાં ન યોજાએલી હોય એવાં રૂપો પહેલા પ્રકારમાં આવે છે. આવાં રૂપો ક્વચિત જ નજરે પડે છે. અને એ વખતે પણ એને પ્રત્યય સિવાયના બીજા નિયમો તો લાગુ પડતા હોય છે જ એટલે માત્ર પ્રત્યય સંપૂર્ણ લખી બાકીનો શબ્દ યોગ્ય નિયમો મુજબ ટુંકાવી શકાય. એથી ઉલટું કોઈ કોઈ અત્યંત ટૂંકા ધાતુઓને વધુ સ્પષ્ટપણે લખવા જરૂર લાગે ત્યારે પ્રત્યય તો નિયમ પ્રમાણે જ લખાય, પણ ૬૬મા નિયમને અંગે લોપ કરવાનો અક્ષર ન લોપાય કયા સંજોગોમાં આ નિયમનો પ્રયોગ કરવો એ લઘુલેખકની અંગત જરૂરીઆતો પર આધાર રાખે છે.

છેવટે આ પ્રકરણમાં આપેલા બધા નિયમો માટે એક સામાન્ય વાત યાદ રાખવાની કે નામ કે ક્રિયાપદના લખેલાં રૂપના વાચન વખતે ખાસ ખ્યાલ વાક્યના અન્વય તરફ રાખવાનો છે. અગાઉના બે પ્રકરણોમા આવી ગએલા શબ્દો છૂટા ગમે ત્યાં લખ્યા હોય તોપણ તેનો એક જ અર્થ થાય પણ આ પ્રકરણની શરૂઆતથી લઘુલિપિ એવા યાંત્રિક વાચનની મર્યાદામાંથી નીકળી સચેત બુદ્ધિના ક્ષેત્રમાં પ્રવેશે છે. અને તેથી સતત જાગૃત દૃષ્ટિ રાખ્યા વિના આ વસ્તુ ઉપર કાબૂ જામવો મુશ્કેલ છે.

વળી આગળ કહેલી એક વાત ફરીથી કરવાની કે આ પ્રકરણ પૂરું થવા સાથે સામાન્ય લઘુલેખકની જરૂરીઆત પૂરતું વસ્તુ અપાઈ રહે છે. જો આ ૬૭ નિયમો ઉપર યોગ્ય કાબૂ આવે તો એની મદદથી લઘુલેખક ધીમાં ભાષણો અક્ષરશઃ અને ઝડપે અપાતાં ભાષણો નોંધરૂપે ઉતારી શકશે અને તેથી હવે પછીનાં પ્રકરણો વાંચ્યા વિના પણ તે કોઈ પણ પત્રના રીપોર્ટર તરીકે ચાલી શકશે. માટે શીખનારે આ દિવસ પૂરો કર્યા પછી પોતાના અત્યાર સુધીના જ્ઞાનનું પુનરાવર્તન કરી વહેલી તકે રીપોર્ટર તરીકે કામ શરૂ કરી દેવું હિતાવહ છે.

## ઉદાહરણો

(૧) [નિ. ૬૧: 'વું' લોપેલા સામાન્ય કૃદંત] આપવું, આવવું, ઇચ્છવું, ઊઠવું, કરવું, કહેવું, કાઢવું, ખેંચવું, ગમવું, ઘટવું, ચઢવું, ચાલવું, ચૂકવું, છોડવું, જવું, જાણવું, જોવું, થવું, દેખાવું, દેવું, ધારવું, નાખવું, નીકળવું——નીવડવું, પડવું, પહોંચવું, પાડવું, પામવું, પૂછવું, ફરવું, બચાવવું, બતાવવું, બનવું, બાંધવું, બેસવું, બોલવું, ભરવું, મરવું, મળવું——માગવું, માનવું, મારવું, માંડવું, મૂકવું, મેળવવું, રહેવું, રાખવું, લખવું, લખાવવું, લાગવું, લેવું, વધવું, વળવું, શકવું, સમજવું, સાંભળવું, હોવું

(૧ ક) [નિ. ૬૨: સંકેતાર્થનાં રૂપ] આપે, આવે ઇચ્છે, ઊઠે, કરે, કહે, કાઢે, ખેંચે, ગમે, ઘરે, ચઢે, ચાલે, ચૂકે, છોડે, જાય, જાણે, જુએ (જોય), થાય, દેખાય, દે, ધારે, નાખે, નીકળે, નીવડે, પડે, પહોંચે, પાડે, પામે, પૂછે, ફરે, બનાવે, બતાવે, બને, બાંધે, બેસે, બોલે, ભરે, મરે, મળે, માગે, માને, મારે, માંડે, મૂકે, મેળવે, રહે, રાખે, લખે, લખાવે, લાગે, લે વધે, વળે, શકે, સમજે, સાંભળે, હોય

[આ બધા રૂપોનું લઘુલેખન ઉદા. ૧લામા આપેલુ છે તેનુ જ થતુ હોવાથી જુદુ આપેલ નથી 'હોય'ને માટે ખાસ સંકેત પણ છે ]

(૨) [નિ. ૬૩–૬૪: અન્ય કૃદંતો તથા કાળ] આપતો, ઈચ્છેલુ, ઊઠશે, ગયો, ઘટતુ, ચઢીને, જોજો, થએલુ, દેખાતુ, પહોંચીને, પામવા, પૂછતો, મારશે, લખશું લાગતુ, વધેલુ, સમજાયુ, હતુ

(૩) [નિ. ૬૪–૬૫: જાતિવાચક પ્રત્યયનો લોપ] આવ્યો, ઇચ્છયુ, જોયુ, દેખાયુ, દીધુ નીવડ્યુ, પડ્યો, પૂછ્યું, બેઠી, ભર્યા, મળ્યા, માગ્યુ, માન્યા, લીધી, હતા

(૪) [નિ. ૬૬. 'વું' પહેલાંના 'ર', 'ડ', 'લ', 'ળ', 'વ'નો લોપ] આપવાથી, કરતો, ચાલીને, છોડશે, ધારતો, નીકળશે, નીવડવાને, પડવાના, ફરતુ બનાવીને, બતાવતો, બોલશો, ભરતો, મરતુ — મળશે, મારવાથી, માંડીને, મેળવશું, લખાવજો, વળવાથી, સાંભળતો, હોવાનુ

(૫) [નિ. ૬૭: પ્રકીર્ણ રૂપો] જાય, જુએ, થાય, રહે

ઉદાહરણોનુ લઘુલેખન



## મનોયત્ન ૩

ભાઇઓ ! જે સુભગ દિવસની મેં હમણા વાત કરી તે દિવસ—જ્યારે આખી માનવજાત એક જ સિદ્ધિને અર્થે સાથે રહી તપ સેવે તે દિવસ—આવવાને તો હજુ કોણ જાણે કેટલાય સૈકા લાગશે પણ તે દિવસે આપણી સામે કેટકેટલી અસામાન્ય સભાવનાઓ આવીને ઊભી રહેશે તેની આછી કલ્પના આપણને ગયા થોડા સૈકાઓનો ઇતિહાસ આપી શકે છે

અનેક અંતરાયોથી પીડાતા હોવા છતા આપણા વિચારકો અને શોધકોએ માનવજાતનુ હિત લક્ષમા રાખીને ઘણુંઘણું કર્યું છે તેઓના રોટીના પ્રશ્નનો ભાર ઉપાડી લે એવુ સમાજતંત્ર હજુ તૈયાર થયુ નથી તેઓના અતિશય કીમતી સમયનો ઓછામા ઓછો ભોગ માગી જ્ઞાનનુ વધુમા વધુ વળતર કરી શકે એવુ Reference સાહિત્ય પણ હજુ આપણી બાળ યુનિવર્સિટીઓ ઉપજાવી શકી નથી કોઇ ગડ્યાખડ્યા શોધકો કદાચ પોતાની અનેક લાંબી રાત્રીઓના ઉજાગરાનુ ફળ સમાજને વગર ફીએ અર્પણ કરવા માગતા હોય તો પણ તેઓના એ દાનને સાર્થક કરી બનાવવા જેવું આદર્શ મુદ્રણ માનસ પણ અત્યારની પ્રજાઓ કેળવી શકી નથી

અને છતા માનવજાતના સૈકાઓના ઉત્ક્રાન્તિક્રમે સસ્કારેલ એ માનવપક્ષી હૃદય યુગેયુગમા, પોતાના જીવનની અતિ અલ્પ ચિનગારીથી પણ, પોતાની જાતિને કાંઇ ને કાંઇ હૂંફ આપવા તલસી રહ્યુ છે. અને જે અગમ્ય પ્રેરણાથી અજ્ઞાન પક્ષી પોતે ટાઢ સહી ઈંડા

# જીવનનું પરોઢ

**૧૦ દેશી વિદેશી શિક્ષકો**

સફરજન. નાસ્પતિ, આડુ (પીચ), જરદાલુ વગેરે ફળઝાડોને શિયાળાને અંતે ફૂલની ચાદર ઓઢેલાં કોઈ વાર જોયાં છે? એ ફાલે છે ત્યારે તેમાં પાંદડા લગભગ હોતાં જ નથી. ફૂલ ખરી ફળ બેસી જાય પછી તેને પાંદડા ફૂટે છે. ઝીણી ઝીણી પાંદડીઓથી જેમ આંબલીનું ઝાડ એવું ઢંકાઈ રહે છે કે તેની ડાળડાળી નજરે નથી પડતી, તેમ સફેદ ગુલાબી ફૂલ પાંદડીઓથી આ ફૂલવૃક્ષો એવાં ઢંકાઈ જાય છે કે તેની નાની મોટી શાખાઓ પણ મુશ્કેલીથી વરતાય. આખું ઝાડ જાણે ફૂલનો જ ઢગલો!

ફીનિક્સમાં પૂજ્ય બાપુજી પણ એવી રીતે મહોર્યા હતા. જીવનની ચોમેર તેઓએ સાત્ત્વિકતા પ્રકટાવી હતી. માનવ દુર્બળતા તેમના પર અસર જ નહોતી કરતી. વ્યક્તિગત, સામાજિક, રાજનૈતિક, કૌટુંબિક બધાં ક્ષેત્રોમાં તેમણે એકએકથી ચડિયાતા પ્રયોગ આરંભી દીધા હતા. એક તરફથી આજન્મ બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું હતું, બીજી તરફથી સત્યાગ્રહનું બીડું ઝડપ્યું હતું, ત્રીજી તરફથી ધનસંગ્રહ કરવા આડે જુવાનીઆઓનું જીવન આખું વેડફાઈ જતું બચાવવા બેઠા હતા અને ચોથી તરફથી નિતનવા ફૂટતા સ્વાદ અને ફૅશનપ્રવાહ ખાળવાની જીવતોડ મહેનત આરંભી હતી. આ બધું સુંદર હતું; પણ સૌથી ભવ્ય તો એમનો શિક્ષણનો નવો પ્રયોગ હતો. પરંતુ કમનસીબે એ શરૂઆતથી જ ડંખાઈ ગયો. મારું પોતાનું જ નહિ, મારા સહપાઠી બાળકોનું જ નહિ, પણ આપણા આખા સમાજનું હું એ દુર્ભાગ્ય સમજું છું કે બાપુજીએ આરંભેલો શિક્ષણનો એ પ્રયોગ પૂરો કરવાનો તેમને અવકાશ ન મળ્યો. આદર્શ કેળવણીના તેમના કોડ અધૂરા જ રહ્યા.

આજે એ વાતને ત્રીસ વરસ વીતી ગયાં છે છેલ્લાં ત્રીસ વરસમાં કેળવણીશાસ્ત્રની ખીલવણી બહુ ભારે થઈ છે. માનસિક અને વૈજ્ઞાનિક વિશ્લેષણને આધારે કેળવણી આપવાની ઉત્તમ રીતો શોધાઈ છે. કેળવણી આપવાની પોતાની રીત બાપુજી આગળ ધરે છે ત્યારે આજના અહંગ કેળવણીકારોને એમની ભણાવવાની રીત ડોસલી અને પુરાણી લાગે છે અને એમની આધ્યાત્મિક વાતો અવ્યવહારુ આદર્શની લાગે છે. અને વાત પણ સાચી છે કે બાપુજી કેળવણી આપવામાં 'અપ-ટુ-ડેટ' નથી. પણ બીજા કેળવણીકારોની પેઠે તેમણે કેવળ કેળવણીના જ કામમાં સમાધિ લીધી હોત તો જગતને તેમણે આજ સુધી જેટલી ચીજો આપી છે તેથી ઘણી વધુ સફળ ચીજ આપી હોત અને એમનો પ્રસાદ ઝીલવામાં જગતને જે વિમાસણ થયા કરે છે તે ન થાત એમણે તૂટક અને છૂટક પ્રયત્નો ઘણા કર્યા, પણ સળંગ એકધારો પ્રયોગ ન ચાલી શક્યો એથી જ એમની ખીચડી અર્ધી બળેલી અને અર્ધી કાચી નીવડી.

ફીનિક્સમાં અમારે માટે નિશાળ અને છાત્રાલયનો જે પ્રારંભ થયો એ વિશ્વબંધુત્વ અને માનવતાના વિકાસની તાલીમ આપવાની સમર્થ યોજના હતી; આર્યત્વની ઉત્ક્રાંતિનું પગલું હતું. દેશદેશના શિક્ષકો અને બધા ધર્મના વિદ્યાર્થીઓનો સમૂહ દૈવયોગે એકઠો થયો હતો. અને તે સ્થિતિનો સદુપયોગ કરવાની બાપુજીની હિંમત હતી. નાતાલ-ટ્રાંસવાલના જે હિંદીઓ સત્યાગ્રહને લીધે જેલ ગયા હતા તેમના છોકરાંઓની કેળવણીનો ભાર બાપુજીએ પોતાને માથે લીધો હતો અને તેમને ફીનિક્સ-શાળામાં દાખલ કર્યાં હતાં. આમાંના કેટલાક મદ્રાસી ખ્રિસ્તી અને કેટલાક ગુજરાતના મુસલમાનો પણ હતા. ભણવાની વ્યવસ્થા તો શાળામાં થાય, પણ રહેવાનું શું? છાત્રાલય કાઢવું જોઈએ, તેને માટે મકાન જોઈએ, તેથી યે ભારે સારી વ્યવસ્થા અને એક સ્વતંત્ર ગૃહપતિ જોઈએ; અને છતાં બાપુજીને મતે છાત્રાલયમાં સંસ્કારની કેળવણી અધૂરી જ રહે.

બાપુજીએ આ કોયડાનો સરસ તોડ કાઢ્યો. ફીનિક્સવાસીઓના દરેક કુટુંબમાં બબ્બે ત્રણત્રણ વિદ્યાર્થીઓ સમાવી દેવાની યોજના તેમણે ઘડી અને ઘેરઘેર

જઈ બ્હેનોને સમજાવી તેનો અમલ શરૂ કરી દીધો. 'તમારા દીકરાને રાખો તેથી વધુ અમને રાખજો' એવી ભલામણ કરી અને આ રીતે કુટુંબનો વિકાસ કરી કુટુંબોને જનસેવામાં લેવાની ઉજ્જ્વલ આશા તેમણે રાખી. સત્યાગ્રહાશ્રમની રાષ્ટ્રીય શાળા અને ગૂજરાત વિદ્યાપીઠનો આ પહેલો અંકુર.

અમારા ઘરમાં ત્રણ વિદ્યાર્થીઓની ભરતી થઈ હતી. બધા મારાથી દોઢી-બમણી ઉંમરના હતા. એ ત્રણમાં ઇબ્રાહીમ જે સૌથી શાણો ને હોશિયાર હતો તેનું મને સ્મરણ રહી ગયું છે. બીજા બેના નામ કે આકૃતિ પણ યાદ નથી આવતી. આણંદલાલકાકાને ત્યાં પ્રેમજી કરીને વિદ્યાર્થી હતો અને તેને નિમિત્તે રોજ ને રોજ કંઈ ઝગડો ને વિવાદ બધાંમાં ચાલ્યા કરતા તેથી તે યાદ છે, અને બાપુજીને ત્યાં રહેલા વિદ્યાર્થીઓમાં માણેકમ્ તેના તડતડ બોલવાના નખરાંને લીધે સાંભરે છે. અમારી નિશાળમાં તે વડો વિદ્યાર્થી હતો અને કલાકે બે કલાકે બદલાતા માસ્તરોમાં તે બધાની સળંગ વ્યવસ્થા સાચવનાર હતો. અમારી શાળાના આચાર્ય હતા મિ. કોર્ડિમ.

અમારી શાળા સરસ હતી કે અમારા છાત્રાલયો સારા હતા એ કહેવું કઠણ છે. હું તો મારા જ ઘરમાં પોતાના માબાપ પાસે હતો એટલે છાત્રાલય વિષે મારો અભિપ્રાય વજૂદ વિનાનો ગણાય, છતાં મને ખ્યાલ છે કે વિદ્યાર્થીઓના ભણતર કરતાં તેમના રહેવાખાવાની સગવડ સારી હતી. મહેમાન વિદ્યાર્થીઓની સરભરા ચીવટથી થતી અને હિંદુના ઘરમાં મુસલમાન બાળકને પરાયાપણું ન લાગે—પોતાનું ઘર સાંભરી ન આવે તેને માટે પુષ્કળ મહેનત લેવાતી. અમારા ઘરમાંનો ઉત્તમમાં ઉત્તમ ખંડ જુદો કાઢી આપવામાં આવ્યો હતો. ત્યાં ત્રણ પલંગો, જમીન પર સુંદર જાજમ, નાના ટેબલ-પેટીઓ વગેરે એવું સરસ ગોઠવાએલું રહેતું કે જ્યારે હું એ ખંડમાં જતો ત્યારે કોઈ ધનીના બંગલામાં જઈ ચડ્યો હોઉં એવું લાગતું. એ ઓરડામાં શાંતિ પણ ખૂબ રહેતી. એ વિદ્યાર્થીઓ એકબીજા સાથે વાત કરતા તે પણ ધીમે ધીમે. ઘરના લોકોને જાણ ન થવા દેતા કે અહીં વિદ્યાર્થીઓ વસે છે. મારા સ્મરણ પ્રમાણે એ વિદ્યાર્થીઓ ચાર છ માસથી વધુ અમારે ત્યાં નહોતા રહ્યા, પણ એટલો વખત અમારા ઘરનું વાતાવરણ બહુ ગંભીર રહ્યું. પ્રસન્ન રહ્યું એમ ન કહી શકાય, કારણ ઘરમાં હાસ્યવિનોદ ભાગ્યે જ દેખા દેતો અને તેથી મને એ ગાંભીર્ય ખૂંચતું. મગનકાકા કે બા મારા પર ચિડાય ત્યારે મને જે અકળામણ ન થતી તે આ ગાંભીર્યથી થતી.

વસ્તુસ્થિતિ પારખવાની મારી એ ઉંમર ન હતી, પણ મન પર પડેલા એ છાપને આજે વિશદ કરતાં સમજાય છે કે ગમે એટલી મહેનત અને સરભરા છતાં મારા ઘરના મોટેરાઓ અને વિદ્યાર્થીઓ વચ્ચે માનસિક તાણ હતું, કારણકે હૃદયનો વિકાસ બાપુજીના આદર્શ જેટલો નહોતો થયો. વિદ્યાર્થીઓને આવી રીતે રહેવું માથે આવી પડ્યું હતું. શહેરી જીવન, માબાપની હૂંફ, ખર્ચીની છૂટ એ બધું એમને પરાણે છોડવું પડ્યું હતું. તેઓ માબાપના મોકલેલા હતા, હોંશે આવેલા નહિ અને વિદ્યાર્થીઓને રાખનારાઓને આ કર્તવ્યભાર વસમો થઈ પડ્યો હતો. આખો દિવસ તેમના જ રસોઈપાણી કરવામાં તેમનો પોતાના ઘરકામને માટે પહોંચી વળાય ત્યાં આ વધારો, અને છતાં વિદ્યાર્થીઓને રાજી રાખવા ખાતર કોઈ રસોઈમાં એક વાંધો કાઢે તો કોઈ બીજો. ઘરના છોકરાને ટાઢું કોરું આપીને બે ટંક ખેંચી કઢાય, પણ આમને માટે ત્રણે ટાણાં તાજી રસોઈ કરવી પડે. રસોઈ ઉપરાંત વાસણ, કપડાં, સફાઈ વગેરેની ઝીણી ઝીણી વાતો પણ મન ઊંચા કરવાને પૂરું કારણ આપે. આ દશામાં દેખાવે પરસ્પર પૂરું સજ્જનતાભર્યું વર્તન હોવા છતાં બહારના વિદ્યાર્થીઓનું કુટુંબમાં એકરૂપ થઈ સમાઈ શકવું કઠણ હતું અને આવાં દ્રવ્યો એકરૂપ કરનારા રસાયણશાસ્ત્રી બાપુજી એ રસાયણશાળામાં હાજર ન હતા કે જેઓ પગલે પગલે પેદા થતા સંકુચિત ભાવોને આદર્શામૃતથી ઓગાળી નાખી ચોમેર હૃદય ઔદાર્ય રેલાવે. તેઓ આ શાળા અને આવાં કૌટુંબિક છાત્રાલયો શરૂ કરી જોહાનિસબર્ગ જેટલે દૂર સત્યાગ્રહની લડાઈમાં રોકાયા હતા. પરિણામે આ છાત્રાલયોનું આયુષ્ય બહુ ટૂંકું નીવડ્યું અને ત્યાર પછી બાપુજીએ બીજી વાર આવો અખતરો કદી કર્યાનું મને યાદ નથી આવતું.

એ છાત્રાલયો અલ્પજીવી નીવડ્યાં, પણ નિશાળ ધીમે ધીમે વધતી ગઈ. નિશાળનું સ્વરૂપ ત્રણ મહિના સુધી એકસરખું ભાગ્યે જ રહ્યું, પણ નિશાળ સતત ચાલતી રહી. મિ. કોર્ડિમે ફીનિક્સ છોડ્યું ત્યાં સુધી

એમને ઘેર જ અમારી નિશાળ ચાલતી. એમનું ઘર ફીનિક્સને ઉત્તર છેડે એકાંતમાં હતું. એ પતરાંનું ન હતું, પણ માટી અને ઘાસનો ખાસો બંગલો હતો. આસપાસ મોટો બગીચો હતો. બંગલાની ચારે તરફ પડઘોણ પહોળી છાએલી ઓસરી (વરંડા) હતી અને બાગમાં પહોળી કાંકરા પાથરેલી સડક હતી. તેમના ઘરમાં તેઓ અને વિલી બે જ જણ હતા; ક્વચિત એકાદ નોકર. પણ ઘર પુરેપૂરું સ્વચ્છ, સુઘડ અને વ્યવસ્થિત રહેતું. એમણે દસબાર ધોળાં સસલાં પાળેલાં. એની આળપંપાળમાં કોર્ડિસ સાહેબ ઘણો મોટો વખત ગાળતા. અમે જઈએ કે સસલાને છૂટાં મૂકી દે અને અમને તેમની પાછળ દોડાવે. બાગની પેલીમેર માથોડા-થી યે ઊંચા ઘાસમાં એ સસલાં છુપાઈ જાય ને ભાગતાં ફરે તેમા ઘૂસી જઈ ચપળતાથી અમારે એ પકડી લાવવા પડતાં. સસલાંની ઝડપે દોડવું સહેલું ન હતું. પણ મારા જેવો કોઈ ઢીલો પડી સસલાં પકડવાનું માંડી વાળે તો મિ. કોર્ડિસ ઠીકઠીક ફટકારતા. તેઓ અસલી જર્મન ખમીરના ખરા, એટલે આવી રીતે અમારામાં શરીરની ચપળતા ને તિતિક્ષા વધારવાની તેમને ભારે ચીવટ હતી.

ભણાવવાની તેમની ઢબ પણ અનેરી હતી. બોલીને સમજાવવાનું તેઓ ભાગ્યેજ કરતા. ઘાંટા પાડીને કાન-માંથી સોંસરો મગજમાં પહોંચાડવાનો પ્રયોગ તેમણે કે બીજા યુરોપીઅને કર્યાનું મને સાંભરતું નથી. આગ્રહ અને પ્રત્યક્ષ અનુભવ કરાવીને સમજાવવાની તેમની ટેવ હતી. ઉદાહરણાર્થ, સુલેખન શીખવવા માટે તેમણે ત્રણથી ચાર ફૂટ લાંબી અને અર્ધો ઇંચના વ્યાસની મોટી પેન્સિલો અમારી પાસે લેવડાવી હતી. લખતી વખતે તેનો ઉપરનો છેડો અમારા જમણા ખભા ઉપર થઈ ફેરવવો પડતો અને તેને પકડવામાં અંગૂઠો તર્જની સાવ સીધા રાખી લખવું પડતું. જરા આંગળાં વાંકાં વળે કે પેન્સિલ ખભાની સીધાણથી આડી અવળી થાય કે ચોર પગે પીઠ પાછળ આવી એક ઝટકે પેન્સિલ આંચકી લઈ તેઓ બેત્રણવાર જોરથી આંગળાંના ટેરવા ઉપર ચોડી દેતા. અક્ષર સુધરે કે ન સુધરે, આ શિરસ્તનું પાલન તેમની શાળામાં દરેકે કરવું જ પડતું. કવાયત વખતનો તેમનો ત્રાસ ઉપલા ઉદાહરણ પછી વર્ણવવા-ની જરૂર નથી રહેતી. કોઈના ભાર ન હતા કે પગની પાનીના ખૂણામાં જરા પણ ફેર પાડે અથવા ગરદન રહેજ પણ ઝુકાવે. તેમનો હુકમ થતાં વાંદરા જેવી ઝડપે ઝાડ પર ન ચઢી જાય અથવા ઝાડ પરથી તેઓ કહે એટલી ઉંચાઈથી કૂદી ન પડે તેને કવાયતની શિસ્તભંગ જેટલો જ ફટકારવામાં આવતો. એમની બે સજાઓ વિચિત્ર હતી. એક વાતવાતમાં ખૂણામાં ભિંત સામે ઊભા રાખવાની અને બીજી 'અપસાઈડ ડાઉન આપવાની'—એટલે કે પોતાના એક હાથ પર વિદ્યાર્થી-ને ઊંધો ઊંચકી પોતાના ચંપલ વડે વિદ્યાર્થીની બેઠક ઉપર દસ પંદર જોડા ચોડી દેવાની' જેમાં પડતા ફેંટકડાની આ હળવી આવૃત્તિ ગણાય. કોર્ડિસ સાહેબ-નો આ મહાપ્રસાદ રોજ એકબે જણને તો મળતો જ. રોજ નિશાળ ઉઘાડવાની અને બંધ કરવાની ક્રિયા આ અનુષ્ઠાન વડે થતી એમ કહેવું વધારાપડતું નહિ ગણાય. અને ખરેખર એ અનુષ્ઠાન જ હતું, કારણ ગુનો થતાંની સાથે 'અપસાઇડ ડાઉન' ન મળતો. પહેલાં હુકમ ફરમાવવામાં આવતો કે તને દસ, તને પાંચ, તને આઠ અપસાઇડ ડાઉન મળશે. હુકમ મળ્યા પછી અરધો કલાક ખૂણામાં વર્ગસામે પીઠ કરી આડું અવળું જોયા વિના ઊભા રહેવું પડતું. પછી વર્ગમાં ભણવાનું ચાલતું અને નિશાળ પૂરી થયા પહેલાં અરધા કલાકે એક ઓરડામાં પુરાવું પડતું, જ્યાં સાહેબની પ્રસાદી મળતાં સુધી રાહ જોતા બેસી રહેવું પડતું. સદ્ભાગ્યે હું નાનો હોવાથી મારે નસીબે આ પ્રસાદ બે જ વાર આવ્યો હતો. એકવાર આંગળાના નખ વધેલા હોવાને કારણે એક કલાક ખૂણામાં ઊભા રહેવું પડ્યું ને પછી અરધો કલાક ઓરડીમાં પુરાવું પડ્યું. ત્યાં ચંપલ-ની પ્રસાદી તો ન મળી પણ જાતે જ કઠોરતાથી મારા નખ કાતરી તેમણે ઝીણી કાનસે ઘસી નાખ્યા અને ફક્ક બ્રશ વડે સાબુથી ધોઈ નાખ્યા. બીજી વાર હું નિશાળે મોડો પહોંચ્યો તેથી ગુનેગાર ઠર્યો અને ખૂણા-માં ઊભા પછી ચંપલના ત્રણ જ ફટકાથી છૂટ્યો. બધા વિદ્યાર્થીઓમાં હું નાનો અને નબળો, તેથી મારા પર તેમનો હાથ ઓછો ચાલતો અને મગનકાકાના આંખે પણ મને કોપભાજન બનવામાંથી ઊગરવાની કળા શીખવી દીધી હતી.

શાસન, વ્યવસ્થા, સફાઈ વગેરે પર કોર્ડિસ સાહેબ જેટલું જોર દેતા તેટલું ભણતર પર ન દેતા. રામદાસ

કાકાને અંગ્રેજી ભણાવવા પાછળ ખૂબ મહેનત લેતા ખરા, પણ સાધારણ રીતે એમનુ ભણાવવુ એ જાત જાતનો વિનોદ અને પદાર્થપાઠો જ હતા સસલા, બિલાડા, કૂતરા, ઉંદર વગેરેના અવયવો, આખ નહોરના તફાવત તથા તેમની ખાસીઅતો વર્ણવવી, તેમ ના ચિત્ર બતાવવા, તે પ્રત્યક્ષ બતાવવા અને તે બાબતની સહેલી સહેલી ચોપડીઓમાના વર્ણનો વચાવવા, નકશાઓ બતાવવા, ભાતભાતના ભૌગોલિક દશ્યોના કાર્ડ તેને સ્પષ્ટ બનાવનાર કાચમાથી બતાવવા ઇત્યાદિમા એમ નુ ભણાવવુ સમાપ્ત થઇ જતુ મારા પિતાશ્રીને તો આ ભણતર જ ન લાગતુ અને નકામો વખત બગડતો લાગતો, તેથી એકવાર તો તેમણે મને એ નિશાળે જતો બંધ પણ કર્યો હતો તેમના વૈષ્ણવ માનસ ને આવુ પશુપખીઓનુ ભણતર રુચતુ નહિ પણ વળી ફીનિક્સમા નિશાળ એક જ રહી એટલે મને કોર્ડિસ શાળામા જવાની છૂટ મળી મને તો ત્યા ગમતુ આ શાળામા ગુજરાતી, ગણિત વગેરે શીખવના પ્રેમમાથી અરધો પોણો કલાક મગનકાકા કે કોઇ વારાફરતી આવી જતા ત્યારે અમે ઠીક એકાગ્રતાથી ભણતા. ભણતર એ જ હતુ, બાકીના સસ્કારો હતા અને જો લાગલાગટ ચારેક વરસ અમારા આચાર્ય કોર્ડિસ સાહેબ રહ્યા હોત તો જર્મન સ્ફૂર્તિ અને કડકાઇ અમારા જીવનમા સ્થાયી થયા હોત પણ તેઓ સાહેબ ઝાઝુ ફીનિક્સમા રહ્યા જ નહિ

શરૂઆતમા કહ્યા તે ના છાત્રાલયો અને કોર્ડિસ શાળાના સમય દરમિયાન બીજા પણ કેટલા યે અનુભવો મને થયા એનો ચોક્કસ કાળક્રમ નહિ સાચવી શકુ, પણ આ બધા અનુભવો એ સમયની આસ પાસના છે મારા જીવનને દોરવામા જેનદાસ કાકાનુ વ્યક્તિત્વ એ એક પ્રબળ બળ હતુ, તેમ બીજા વિદ્યાર્થી ઓની પણ મારા પર અસર પડી તેમા સૌથી વધારે અસર અમારા ઘરમા રહેતા ઇબ્રાહીમની થઇ. તે ભણવામા, સફાઇમા, બોલવામા બહુ ચતુર હતો એ જે વાત કરતો તેની મારા પર ખૂબ અસર પડતી મુસલમાનોના ગુણોની તેની વાતો મને મુગ્ધ કરતી અને અમારૂ હિંદુપણુ ઊતરતુ લાગતુ જન્નતની કલ્પના કોઇ પરીઓની સૃષ્ટિ સમી મનમા ખડી થતી અને એમ જ ભાસતુ કે ઇબ્રાહીમ એવા જ કોઇ દેશમાથી આવેલો છે મુસલમાનોને કુરાન અને ક્રિશ્ચિયનોને બાઇબલ તેમ હિંદુઓને કોઇ ધર્મગ્રથ જ નહિ એ મને પોતાને વિષે ભારે ખોડ લાગતી હિંદુપણામા કાઇ નથી બળ્યુ અને મુસલમાન તથા ખ્રિસ્તીઓ ભાગ્ય શાળી છે એવી શકા મને એ વખતે મનમા પેઠી તે બહુ મોડે મોડે સસ્કૃત શીખ્યો અને આર્ય સસ્કૃતિનુ તથા સામાજિક ધાર્મિક આદર્શોનુ દર્શન થયુ ત્યાસુધી થોડીઘણી મનમા રહ્યા જ કરી મને વટલાવવાના કે હિંદુઓને ભાડવાના ખ્યાલથી ઇબ્રાહીમે પ્રચાર કાર્ય ચલાવ્યુ હતુ એમ મને નથી લાગતુ, પણ તેની પોતાના ધર્મ અને પોતાની સસ્કૃતિ ઉપરની શ્રદ્ધા એટલી જીવતી જાગતી હતી કે ડગલે ને પગલે તેના વિષેના મોટી મોટી વાતો કરવામા તેને આનદ આવતો. જેમ કોઇ સીનેમાનો શોખીન વાતવાતમા પટના દશ્યો નો ઉલ્લેખ કર્યા કરે તેમ ધર્મનિષ્ઠ ઇબ્રાહીમ વાત વાતમા પોતાના પવિત્ર કુરાન અને પોતાના બાપ વગેરેના ધર્મનિષ્ઠાની વાતો કરતો શહેરી જીવનની પોતાના ઘરની પણ વાતો કરતો અને મને એ બધુ સાભળવામા વાર્તા સાભળવા જેટલો રસ આવતો ફીનિક્સમા નાનામોટા સૌ ઇબ્રાહીમના વખાણ બહુ કરતા મારી મૂઢતાની નિંદા બચપણથી જ થયા કરતી, તેથી જેની હોશિયારીના વખાણ હુ સાભળુ તે મને કોઇ અદ્‌ભુત અને અલૌકિક જીવ લાગતો તે વ્યક્તિની શક્તિ તથા હોશિયારીનુ મૂળ કયા છે એ હુ તપાસ્યા કરતો અને મારી કલ્પના પ્રમાણે ચતુરાઇ પ્રાપ્ત કરવાના તેવા પ્રયોગો અજમાવતો

ઘણા દિવસના અવલોકન અને મનન પછી ઇબ્રાહીમના ચતુરાઈ અને શાણપણાનુ મૂળ મેં શોધી કાઢયુ. એ જે કઇ કામ કરતો કે જ્યારે કશુ બોલતો ત્યારે તેનુ ઊંચુ લાબુ નાક સળવળતુ નાકની ચામડી ઊપરનીચે એમ તણાયા કરતી અને નાકના મૂળમા— જ્યા ચશ્માની કમાન રહે છે તે જગ્યાએ—કઈ વાગીને રૂઝાએલો ઘા નાચ્યા કરતો મને થયુ કે ઇબ્રાહીમની શ્રેષ્ઠતાનું મૂળ કારણ ઘાનું આ ચિહ્ન જ છે! એવુ જ ચિહ્ન જો મારા નાક ઉપર પણ થઇ જાય તો હુ પણ તેના જેવો જ ઉસ્તાદ અને મારો ગણાવા લાગુ' આથી નાક પર ડાઘો પાડવા મેં છાને ખૂણે સતાઇ વાટકાની ધારથી મારા નાકની ચામડી ચારપાચ દિવસ સુધી

રોજ થોડી થોડી છોલી નાખી અને સવારે ઊઠી અરીસામાં જોયા કર્યું કે ડાઘો બરાબર ઇબ્રાહીમના નાક પરના ડાઘા જેવો થયો કે નહિ! પણ મારું કમનસીબ કે ડાઘો લાંબો ને સાંકડો થવાને બદલે પહોળો ને બેડોળ થઇ ગયો. નાક પર વેદના તો ખૂબ રહી, પણ હોશિયારી વધારવાના લોભે એ સહન કરી. ઘા કંઇક રૂઝાયા પછી ફરી વાર એ સુધારવાને નાક છોલ્યું, પણ એ સુધારો થયો જ નહિ અને મારે નસીબે ઠોઠ જ રહેવાનું છે એમ મન વાળી મેં એ પ્રયાસ છોડી દીધો. આજકાલના કેટલાક વૈજ્ઞાનિક સંશોધનોના ગણતરા વિષે હું વાચું કે સાંભળું છું અથવા હાથરેખાના જ્યોતિષ વિષે વિચાર કરું છું ત્યારે મને બાળપણમા મારું નાક છોલવાનો પ્રયોગ સાંભરી આવે છે અને થાય છે કે હું તે વખતે બાળબુદ્ધિને કારણે જેવા ભ્રમમા હતો તેવો જ ભ્રમ આ માણસોની અલ્પજ્ઞતાને કારણે શા સારૂ ન હોય'

'હું'—'આપણે હિંદુઓ' કમનસીબ અને નમાલા છીએ એ ભાવના ઇબ્રાહીમના સહવાસથી મનમા જેમ ઘર કરી ગએલી તે જ પ્રમાણે ગોરાઓના સહવાસથી મનમાં ઊંડી છાપ પડી ગએલી કે 'આપણે હિંદીઓ' નાલાયક, ગંદા અને દોષપાત્ર છીએ અને ગોરાઓ બધા ડાહ્યા, ભૂલ ન કરનારા તથા જેવા ઉપરથી સાફ છે તેવા જ મનના પણ પૂરેપૂરા નિર્મળ હોય છે. ગોરાઓ ત્યાં પોતાનો દમામ ચલાવી પોતાની શ્રેષ્ઠતાની છાપ પાડતા હતા એમ નહિ, પણ હિંદી કોમનું નાક સાચવવાની ચીવટ તથા વિરોધીઓનો પ્રેમ મેળવવાની નીતિને લીધે બાપુજીએ તેમનું બહુમાન કરવાની પ્રથા ચાલુ કરેલી તેથી અમારે ત્યાં બાપુજી આવે ત્યારે જે ભારે સત્કાર થતો તેના ચોથા ભાગનો ગોરા મહેમાનોનો પણ થતો. તેમની સાથે પિતાશ્રી-કાકા બધો સમય હાજર રહેતા અને તેમની બધી આવશ્યકતાઓ પૂરી કરતા તેથી એમની શ્રેષ્ઠતા મારા મગજમા ઠસી ગઇ. બીજું એમની ભાષા—અંગ્રેજી બોલી—ની પ્રતિષ્ઠાને લીધે પણ એ લોકો વિશેષ સામર્થ્યવાળા ભાસવા લાગ્યા. બધી ચર્ચા અંગ્રેજીમાં થાય, બધી ચોપડીઓ અંગ્રેજીમાં મળે અને બધા હાસ્યવિનોદ અંગ્રેજીમાં ચાલે. અંગ્રેજી ન સમજે—ન બોલે તે જાણે પૂરા માણસ ન હોય તેમ તેમને આ ચર્ચા—વિનોદો આઘે બેસી સાંભળવાના જ રહે. વળી જે ગોરાઓ આવતા તે ખુબ સંસ્કારી, વિદ્વાન, ભલા અને સદા પ્રસન્ન રહેવાવાળા આવતા. તેઓ વિનોદમાં ને વ્યવહારમાં ઘણી રીતભાતો ને નવું નવું શીખવી જતા તેથી પણ તેમને વિષે મારા મનમાં દેવત્વ વસી ગયું હતુ.

આવા ગોરા મહેમાનોમાં મિસ્ટર પોલાકનું નામ પહેલું ગણાવવા જેવું છે. તેઓ અમારે ત્યાં વારંવાર આવતા અને બહુ હળી ગયા હતા. તેમણે પોતાનું નામ પણ કેશવલાલ રાખ્યું હતું. રવિવાર જેવે દિવસે નવરાશ કાઢી કેશવલાલ સાહેબ, મગનકાકા અને બીજાઓ ઘરના બાગમાં કોઇ છાયા નીચે બેસી આનંદથી ભોજન કરતા અને તે પહેલા નાળામાં કલાકો સુધી નહાવા–ધોવા હસ્તમત વગેરેનું ચાલતુ. તરવા જેટલું પાણી તો હતું નહિ, પણ કમર ઉપરાંતના પાણીમાં ઊભી એકબીજાને પાણી ઉડાડવા, નાળા પર ઝૂલતી ડાળી પર ચઢી પાણીમાં પાડી દેવા વગેરે તોફાન મસ્તી અને હસાહસ હું કાંઠે બેઠો જોયા કરતો. મોટાઓની રમતમાં ભળવા જેવડો તો હું ન હતો, પણ આવી ધીંગામસ્તીમાં યે સભ્યતા, ખુમચરાડાનો અભાવ અને હસવા રમવાની રીતનું જાણે મારું અધ્યયન ચાલતુ. એ જોકે સંકલ્પપૂર્વકનું તો ન હતું. વિશેષ મજા દરેકના શરીરના જુદાજુદા ભાગો, સ્નાયુઓ વગેરે જોવામાં આવતી. મિ. કોક્સની તાલીમને લીધે હાથ, પગ ને છાતીના સ્નાયુઓ વિકસાવવાની ઇચ્છા જાગેલી. વળી પાશ્ચાત્ય રિવાજ પ્રમાણે આ બધી જલક્રીડા અને બેએક કલાકની રમતગમતો દિગંબર વેશે થતી તેથી શરીરો જોવાની વૃત્તિ સબળ થતી, કારણ એ બાબતમા સાવ બાળક તો રહ્યો ન હતો. છતા એટલું કહી શકું કે એવી રીતે આખાં ટોળાંનાં ટોળાંના નગ્ન સ્નાનની મારા ઉપર કશી માઠી અસર નહોતી થઇ. નખશિખાંત ગોરા કાળા રૂપની અસર થતી અને કેશવલાલ સાહેબ જેવું શુભ્ર શરીર ન મળવા સાટે બીજા બધા મને કમનસીબ દેખાતા.

મિ. પોલાકની આંગળી પકડી ફરતા ફરવાનો લહાવો મને ઠીક મળતો. તેઓ અંગ્રેજીમાં ઘણું ઘણું પૂછે, પણ હું બહુ થોડું સમજું. છતાં એમ કહી શકાય કે નાના સવાલ જવાબો કરી તેમણે મને ઠીક અંગ્રેજી સમજતો કરી દીધો. તેઓનું બોલવું એટલું મીઠું હતું

કે તેમણે મારા કાન પણ સારી પેઠે તીક્ષ્ણ કર્યાં એમનામાં બાળ સ્વભાવ અને માધુર્ય એટલાં ભર્યાં હતાં કે ફીનિક્સમાં એ એક જ એવા મોટા માણસ હતા જેમની પાસે હું બેધડક જઇ શકતો અને ભાંગ્યા તૂટ્યા અંગ્રેજી વાક્યો બોલ્યે રાખતો

ગણાવવા જેવા બીજા ગોરા મહેમાન હતા મિ આઇઝૅક. તેઓ ભારે વિદૂષક હતા સરકસના વિદૂષક જેવા કૃત્રિમ નહિ, પણ સ્વભાવે જ આવે ત્યાંની ટીખળ શરૂ કરે તે જાય ત્યાં સુધી ટીખળ રાતે ઊંઘવાની ઘડી સુધી ટીખળ સીધું બોલવું કે ચાલવું જાણે એમને આવડતું જ ન હોય ને?

મિ આઇઝૅક ખુરશી પર બેઠા સાધારણ ખુશ ખબર પૂછતા હોય ત્યાં એકાએક પોતાના પગનો અંગૂઠો ઊંચો કરી નચાવવા માંડે અને પોતે જ 'વોય વોય' કરતા ભાગે સાથે રોના જેવા થઇ જાય 'અરે, આ દેડકાએ મારા પર ચડાઇ કરી' ભાગો ભાગો' એમ કહી છોકરાઓનું આખું ટોળું પોતાની પાછળ ખેંચી જાય સેંકડો જાતની વાંકડી ચાલે ચાલે. કેટલીયે જાતના વાંકા મોઢાં કરે રાગડા તાણી તાણી જોડકણાં ગાય રીંછો ને વાંદરાની વાતો પૂરા અભિનયથી કરે મિસ્ટર આઇઝૅક એટલે પળેપળે ખડખડાટ હસાવી મૂકનાર એક યંત્ર જ સાંભળનાર કંટાળે તો યે ફોનોગ્રાફના રાગડા જેમ બંધ થાય જ નહિ, તેમ બેહદ હસાહસથી માણસ કંટાળે, તેને બધું નીરસ લાગે છતાં આઇઝૅક સાહેબના ટીખળ મટે નહિ એટલું ખરું કે એમના ટીખળમાં ક્યાં યે અસભ્યતા, અજડાઈ કે બીજાને દૂભવવાપણું ન હતું. આપણે ત્યાં વિનોદ ટીખળ લગભગ અશ્લીલતાના ક્ષેત્રમાં પહોંચી જાય છે, પણ એ ગોરા સજ્જનના ટીખળોના વરસાદ વચ્ચે પણ અમને જે કંઇ મળ્યું તે સારા સંસ્કાર અને હોશિયારી જ હતા

મિસ્ટર સેમ અમને ભણાવતા ન હતા છતાં એક રીતે તેઓ શિક્ષક જ ગણાય તેઓ છાપખાનાના એન્જીનિયર હતા. બધાં મશીન સંભાળવાં, ચલાવવાં ને સુધારવાનું અને છાપવાનું કામ તેઓ કરતા તેમના હાથ ગમે એટલા કાળા હોય, પણ એમના હાથે થએલા કામમાં ક્યાં યે ડાઘાડૂઘી ન પડતા એ અમને નવાઈ હતી ચોપડીઓ બાંધે તો ક્યાં યે સરેસનો ડાઘ ન પડે, પત્રિકાઓ છાપે તો ક્યાં યે શાહીના આંગળાંના ડાઘ ન પડે હું સહેજ રમવા જાઉં ત્યાં મારે મોઢે ને કપડાં પર ડાઘ પડી જાય, પણ કાળાં આંગળાંવાળા મિ સેમ સદૈવ સાફ હોય આથી એમની કામ કરવાની ઢબનું અવલોકન કરતાં હું ન થાકતો બધું કામ કળા અને ચપળતાથી થતું જોયા કરતો વળી તેઓ ભારે શિકારી પણ હતા ઊંચા ઝાડ પરના પાતળા લીલા સાપને પોતાની બંદૂકને પહેલે જ ધડાકે પૂરો કરતા ઝાડીમાં છુપાઇછુપાઇને ચાલવાની તેમની કળા પણ આકર્ષક હતી અધૂરામાં પૂરૂં તેમનામાં બાળપ્રેમ હતો અમારી ચોરીઓ—અમારા ગુના બીજાને ભાગ્યે જ જડતા, પણ તેઓની ચપળ નજરમાંથી અમે છટકી ન શકતા તેઓ અમને પકડી પાડી ધમકાવ્યા વિના સમજાવતા અને અમારી ચાડી ન ખાતા, તેથી તેમની શીખામણ ઝટ ગળે ઊતરી જતી મિ સેમ જે કરવાની ના પાડતા તે ન કરવાનું મન તરત કબૂલ કરતું. નામ ઉપરથી કોઇ ન સમજે કે તેઓ પણ ગોરા હશે તેઓ હિંદુસ્તાની હતા અને તેમનું પૂરૂં નામ ગોવિંદસ્વામી હતું ઘણેભાગે તેઓ તામિલ ઇસાઇ હતા ઇસાઇ હતા કે હિંદુ તે હું મને પાકી ખબર નથી

થોડો સમય અમારે ત્યાં એક ચીના ગૃહસ્થ નામે મિ કવીન રહી ગયા તેમનો મને બહુ જ આછો ખ્યાલ છે, પણ તેમની પાછળ પાછળ પણ અમારૂં ટોળું ટીકટીક ભટક્યા કરતું તેમના વિચિત્ર ઉચ્ચારો મા ભળવામાં મજા આવતી તેઓ બે નખ વચ્ચે સામા માણસની નસ દબાવી તેને વશ કરવાની ચીનાઇ રીતના પ્રયોગ કોઇકોઇ વાર બતાવતા અને શીખવતા તેઓ ઝાઝું બોલતા નહિ. તેમની પાસે જતાં કંઇક ડર પણ લાગતો એમનો વેષ, હાવભાવ બધું વિચિત્ર લાગતું ચીના વિષે સાંભળેલું ખરૂં પણ એમને મંકોડા, દેડકા કે ઊંદરડા પકડતા ને ખાતા મેં જોયા ન હતા.

એક મિ કિચન હતા. તેઓ વીજળીના દીવાની ને ટૉર્ચની ગોઠવણોમાં રચ્યાપચ્યા રહેતા અને રોજ સાંજે નિયમિત રીતે ઘાસતેલના જૂના ખાલી ડબા ગોઠવી પિસ્તોલ વડે તે વીંધ્યા કરતા ગોળીઓનો એ તડતડ અવાજ સાંભળવાની અને ડબામાં ગોળગોળ પડતાં કાણાં જોવાની તથા તેમના ખાલી થએલા કારતૂસો ભેગા કરવાની મને મજા આવતી એ પિસ્તોલશૂર ગોરા સાહેબે પોતાને હાથે જ પોતાની છાતી

એ ખાલી ડબ્બાની જેમ વીંધી નાખી એવું તેમના ફીનિક્સમાંથી ચાલ્યા ગયા બાદ કેટલેક વરસે સાંભળ્યું.

દાઉદ શેઠ, ઉમર શેઠ, રૂસ્તમજી શેઠ વગેરે ડરબનના પારસી અને મુસલમાન વેપારી મહેમાનો મહિને બે મહિને એકાદ દિવસ આવી જતા. તેઓની સેવાપરોણાગતમાં સવારથી સાંજ સુધી ગારે રહેવું પડતું. જે કંઇ પણ ચીજ તેમને જોઇએ તે દોડીને જ લાવવી પડે; ધીમે કામ થાય એ એમનાથી સહન થાય જ નહિ. નવાં શાક શા થયાં, નવાં ફળ શાં થયાં, નવાં ફૂલ ક્યાં છે એ જણાવાનો શોખ હતો અને તેમને એ પહોંચાડવાથી તેઓ પોતાનો આનંદ ઉભરાવતા. સેવા, પરોણાચાકરી અને રીતરિવાજ શીખવનારા આ મહેમાનો પણ શિક્ષકો જ ગણાય. તેઓ આવે ત્યારે અમે એકાંત જંગલમાં રહેનારા નથી, દુનિયા સાથે અમારો સંબંધ છે એનો ખ્યાલ આવતો

તાત્પર્ય એ કે ફીનિક્સમાં લાગલાગટ બબ્બે વરસ સુધી બાપુજી આવી ન શકતા તોપણ તેમની છાયા દિવસ ને રાત અમારા પર રહ્યા કરતી. એ સાવ નાનકડી ગામડી શાળામાં પણ એકાદ આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ જેવું વાતાવરણ અમને મળ્યું હતું અને વિવિધ જાતના સંસ્કારો જાણેઅજાણે અમે ઝીલી રહ્યા હતા.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# નવાં પુસ્તકો

**ટપાલમાં:** લેખક–ગિજુભાઇ, **પ્રવાસીવાર્તા**: લેખક–શંકર શાહ ને નરેન્દ્ર બધેકા, **જાણવું જોઈએ:** લેખક-શકર શાહ, **કૂદાં અને પતંગિયાં:** લેખક–હેમુભાઇ, **મહમદ-સેલ અને** લેખક–ગિજુભાઇ, **શબ્દચિત્રો:** લેખક–કમળાબેન, **વનપુષ્પો:** લેખક–ગિજુભાઈ–દરેકની કિં. પાંચ આના; બધાંનું પ્રકાશનસ્થાન શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર ભાવનગર; **રશ્મિ**: લેખક–રસિકલાલ જોષી, પ્રકાશક–સ્વાધ્યાય કાર્યાલય ગીરગામ રોડ અમદાવાદ, ૨-૮-૦; **સમર્પણની કથાઓ:** લેખક–રવીન્દ્રનાથ ટાગોર, **અનુવાદક**–નરસિંહભાઈ ઇ પટેલ, ૦-૬-૦; **નાનકડી વાતો:** લેખક-રમણલાલ નાનાલાલ શાહ, ૦-૬-૦, **વેણીનાં ફૂલ:** લેખક–ઝવેરચંદ મેઘાણી, **સદીવરશી સોપારી:** અનુવાદક–રમણલાલ સોની, પ્રકાશક–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ; **કૉમ્પોઝીટર:** લેખક-પ્રકાશક-જયંતકુમાર યાજ્ઞિક, બાજવાડા રોડ શેરી વડોદરા, ૦-૮-૦; **ફોટોગ્રાફી:** લેખક–ડી એસ પટેલ, પ્રકાશક-મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ૧-૦-૦; Theosophy: Theosophy Publishing Co. 51 Esplanade Road Fort Bombay, ०-४-०.




જીવણ વર્ષોથી કઠિયારાનો ધંધો કરતો હતો. એમાં બહુ પૈસા તો ન મળતા, પણ એટલી રોજીથી યે એ અને એની બુઢી મા સંતોષ માનતા.

એક દિવસ એ લાકડાં કાપવા ગયો ત્યાં કેટલાંક છોકરાને એક કૂતરાને રંજાડતાં જોયાં. એને દયા આવી ને કૂતરાને છોડાવી પોતાની સાથે લીધો. બીજી એક વખત એક બિલાડીને પણ એ જ રીતે છોડાવી એ ઘેર લાવ્યો. બંને એનાં સોબતી થઇ રહ્યાં.

એવામાં વળી એક દિવસ લાકડાં કાપવા ગયો ત્યાં એક ઝાડ સળગતું જોયું. નજીક જતાં એને ફૂંફાડા જેવો અવાજ કાને પડ્યો ને ઉપર જોયું તો એક સાપ એ બળતામાંથી ફૂંફાડા મારી રહ્યો હતો.

'તું મને કરડે એવી ધારતી રહે છે, નહિતર તો જરૂર હું તને બચાવત!' આમતેમ પછાડા મારતા સાપને જોઈ દયા આવતાં તે જરા મોટેથી બોલ્યો.

'તું જરાયે બીશ મા, જીવણ; હું તારું રજ માત્ર નામ નહિ લઉં.' સાપ કરગરતો બોલ્યો. જીવણને તો સાપને વાચા આવેલી જોઇ બહુ નવાઇ લાગી. તેને દયા આવી ને લાંબો સોટો લઇ સાપને તેણે નીચે ઉતારી લીધો.

નીચે આવતાં નમસ્કાર કરતો સાપ બોલ્યો. 'જીવણ, હું બીજા સાપ જેવો સામાન્ય સાપ નથી. તું મને અમારા નાગરાજ પાસે લઇ ચાલ ને એ તને ન્યાલ કરી દેશે. ફરી કદી લાકડાં કાપવાં નહિ પડે એ તને કોથળાબંધ સોનામહોરો આપવા માંડશે, પણ જો, રખે લોભાતો! તારે તો ફક્ત એના મોંમાં જે વીંટી એ રાખે છે તેની જ માગણી કરવી. એ વીંટી હાથમાં આવે કે તું યે તરત તારી જીભ નીચે એને મૂકી દેજે. એ કલ્પમુદ્રા છે ને એમાં તું જે ચીજ માગીશ એ વસ્તુ તને આવી મળશે.

જીવણ બરાબર એ સાપના કહેવા પ્રમાણે જ વર્ત્યો ને નાગરાજ પાસેથી કલ્પમુદ્રા પણ મેળવી. જીભ નીચે એને દબાવતો એ તો સીધો ઘેર જ દોડ્યો.

એની મા હજુ કચરો વાળતી હતી તાફળો ફાફળો જઇને એ તો ઓસરીમા જ બેસી પડયો ને માને કહેના લાગ્યો 'મા, જા આપણા રાજાને ત્યા, ને એની કુવરી સાથે મારૂ માગુ નાખ!'

'કઇ ખસી તો નથી ગયુ ને? લાકડા કાપના નથી પાનવતા કેમ? નાનીહુ વાળતાવાળતા જ ચીડાઇને એની મા બોલી

'ના મા, જો સાભળ!' કહીને જીવણે તો મલકાતે મોએ હળવે હળવે બધી વાત માને કહી મા પણ હરખમા આવી ગઈ ને ઊપડી સીધી રાજા પાસે તેની કુવરીનું માગુ કરવા.

રાજાને ગુસ્સો તો ખૂબ ચડયો, પણ રૈયત પ્રત્યેની ફરજ સભાળી તે ખામોશી રાખી માત્ર એટલુ જ બોલ્યો 'મારા મહેલ જેવો મહેલ મારી કુવરીને રહેવા માટે તારા દીકરા પાસે છે તેની તો ખાતરી કર!'

જીવણની મા પાછી ગઇ પણ માએ આવીને વાત કરી કે તરત જીવણે પેટી વીંગીને હુકમ કર્યો, 'અહીં મારા માટે એક સરસ રાજમહેલ થઇ જાય' ને પલકારામા તો એ થઇ ગયો!

વળી પાછી માને એણે રાજા પાસે મોકલી ચકિત થએલા રાજાએ આ વખતે બીજુ બહાનુ કાઢ્યુ મારી કુવરીને ચાલવા સોનાનો રસ્તો જોઇએ મારા મહેલથી તારા મહેલ સુધી એ રસ્તો થઇ જાય તો હુ ખુશીથી એનો હાથ તારા દીકરાને સોપુ'

માએ તો જીવણ પાસે આવી વાત કરવાની જ વાર હતી બીજી પળે તો કલ્પમુદ્રાએ આખો રસ્તો સોનાથી મઢી દીધો હતો

રાજાને આ જાણ થતા તો તેના અચરજનો પાર ન રહ્યો કુવરી માટે જે જે વસ્તુની તેણે માગણી કરી તે તે બધી જીવણે આણી બતાવી અતે ન છૂટકે રાજાને પોતાની કુવરી જીવણ કઠિયારા સાથે પરણાવવી પડી

હવે તો જીવણ રાજકુવરી સાથે મોજશોખથી પોતાના મહેલમા રહેના લાગ્યો હતો એની મા પણ પોતાનુ ઘડપણ સુખી હોવાનો સતોષ લેતી હતી

પણ નગરમા તો બધાને નવાઇ જ લાગેલી કે જીવણે આ બધુ કયાથી ને કેવી રીતે ઊભુ કર્યું? રાજાથી તો રહેવાય જ શાનુ? એટલે આખરે એ ભેદ જાણી લાવવાનું કામ તેણે પોતાની ખાસ વડારણને સોપ્યુ

વડારણ જેવી કાગેલ જાતથી એ રહસ્ય ન ઊકલે

## ઊંચા આકાશમાં

ઊંચા ઊંચા આભમા ઝીણી તારલીઓ
કેવી ઝુલવાડીઓ!
વરસે મધ-હેલીઓ!
મારા જીવનમા સદ્‌ગુણ તારલીઓ

ઊંચા ઊંચા વ્યોમમા ઘેરી વાદળીઓ
જીવનની દેલીઓ!
વરસે જળ હેલીઓ!
મારા જીવનમા આપદ્ વાદળીઓ

ઊંચા આકાશમા ધોળો ચાદલીઓ
અમૃત—દડૂલીઓ!
વરસે રસ-હેલીઓ!
મારા જીવનમા આનદ ચાદલીઓ

મોહિનીચન્દ્ર



તો તો થઇ જ રહ્યુ ને? એણે કુવરીને ખૂબ સમજાવવા પટાવવા માડી ને જીવણ પણ આખરે કઠિયારાની ભોળી જાત તો ખરીને? તેણે બધી વાત કુવરીની હઠને આધીન થઇ કહી દીધી ને ભોળી કુવરીએ જઇ સીધી એ પેટી લુચ્ચી વડારણ પાસે મૂકી

વડારણે હવે પોતાની કરામત અજમાવી: 'કુંવરીબા, તમારે માટે તો એ વીંટી કાળ જેવી છે. તમારાથી કંટાળી જાય તો એ વીંટીથી એ તમારો યે નાશ કરેને!'

ગતાગમ વગરની કુંવરીને એ વાત જલદી ગળે ઊતરી ગઇ. 'ત્યારે?' તેણે વડારણને એનો ઉપાય પૂછ્યો.

'તું કોઇ પણ રીતે એ વીંટી મેળવી લે. ને પછી તો શું? તું માગીશ એ બધું તને મળી રહેવાનું.'

'પણ એ વીંટી કદી બહાર નથી મૂકતા'

'તો એમ કરજે. રાતે એ ભર ઊંઘમા પડે ત્યારે બીની આંગળી પર થોડી છીંકણી લગાડી તેના નાક આગળ ધરજે. તરત એ છીંક ખાશે ને વીંટી બહાર ઊડી પડશે તું ત્યારે એ વીંટી સેરવી લઇ મને આપી દેજે. હું સાચવી રાખીશ ને તને જરૂર પડશે ત્યારે આપતી રહીશ.'

મૂરખ કુંવરીએ વડારણની શીખ પ્રમાણે જ કર્યું: ને વીંટી લાવી તેને આપી. પણ વડારણની દાનત સાફ ન હતી. તેને એ કુંવરી પોતાના દીકરાને પરણાવવી હતી. વીંટી હાથમા આવી એટલે એ જહગારા વડારણે જે જોઇએ તે બધુ એ વીંટી પાસે માગી લીધુ ને રાજકુંવરીને પણ પોતાના મહેલમા ઘસડી ગઇ

આ બાજુ જીવણ ને તેની મા તો મહેલમાંથી ઊડીને કોણ જાણે કયા યે રણવગડામા જઇ પડેલા. પોતાની જેવી તેવી ઝૂંપડી ને રહીસહી ઘરવખરી યે ગઇ એ વિચારે એની મા તો ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી પણ જીવણ એમ હિંમત હારે એવો ન હતો. એના જૂના સાથી કુતરા ને બિલાડી એની સાથે જ હતાં. માને એણે કહ્યું: 'મા, બેસી તો મારાથી નહિ જ રહેવાય. આ કોના કારસ્તાન છે તે હું જાણું છું. હું આપણો પુરાણો મહેલ સ્વઢીરઝણીને પણ શોધી કાઢીશ'

એટલુ કહેતો એ તો કૂતરા ને બિલાડીને સાથે લેતોક ને ઊપડ્યો. રખડતા રખડતા એક નદીને કિનારે તેણે આલીશાન રાજમહેલ જોયો. લોકોને પૂછી જોતાં માલૂમ પડ્યુ કે રાજની વડી વડારણ ને એના પુત્રનો જ એ મહેલ હતો.

પોતાને પાયમાલ કરી આવી સાહ્યબી ભોગવનાર એ વડારણ માદીકરા તરફ જીવણનું રોમેરોમ સળગી ઊઠ્યું. રાજકુંવરી પણ એ કુબ્જાના જ કબજામાં હશે. પેલી વીંટી જો હાથ આવે તો એ બધાને પહોંચી વળાય. પણ એ મેળવવી શી રીતે?

તેણે ખૂબ યુક્તિપ્રયુક્તિઓ મનમાં ઘોળી. પણ કોઇ ઉપાય ન સૂઝ્યો. આશા મૂકી લમણે હાથ દઇ નાસિપાસ થઇ એ બેઠો હતો ત્યાં એક નવો બુટ્ટો તેને સૂઝ્યો પોતાનાં મિત્રોને આ ટાણે કાં ન અજમાવી જોવાં?

જીવણે સૂચના આપી કે તરત કૂતરો ને બિલાડી બંને ચાલી નીકળ્યાં. થોડીવારમાં તો પેલા મહેલ પાસે એ જઇ પહોંચ્યાં. કૂતરો દરવાજે ચોકી કરતો ઊભો ને બિલાડી અંદર પેઠી

સીધાં કોઠાર ભણી તેણે તો પગલાં કર્યાં. કોઠારમા એ વખતે નાયક ઊંદરના પુત્રના વિવાહની ધામધૂમ થઇ રહી હતી લાગ જોઈ બિલાડીએ તો સીધો વરરાજા ઉપર જ છાપો માર્યો. જાના જાનૈયામાં હોહા ફેલાઈ ગઇ ને સૌ બિલાડીની આસપાસ ફરી વળી કાકલૂદીઓ કરવા મંડ્યા.

બિલાડીએ એક શરતે વરરાજાને છૂટો કરવાનું વચન આપ્યું. 'કોઇ પણ રીતે વડારણના મોંમાં રહેતી વીંટી મેળવી આપો. એ માટેનો ઉપાય તમને હું બતાવું તમારામાંથી કોઇ પોતાની પૂછડીનો છેડો તેના નાકમાં ખોસશે કે તરત તે છીંક ખાશે ને વીંટી ઊડી પડશે બાકીનાંઓને તો પછી એ વીંટી લઇને ભાગવાનું જ રહેશે. એટલું કરી લાવો એટલે તમારો વરરાજા છૂટો!'

એક જુવાન ઊંદરે હામ ભીડી ને વડારણને ઓશીકે ચડી પૂછડી તેના નાકમાં ચડાવી દીધી. 'હા.... ક છીં!' એટલા તો જોરથી વડારણે છીંક ખાધી કે વીંટી સામી ભીંતે જઇ અથડાઇ.

પછી તો ઊંદરો ભૂલે જ શાના? તુરતાતુરત એ ઉઠાવી જઇ તેમણે બિલાડીને સોંપી; બિલાડી કૂતરા પાસે પહોંચી અને બંનેએ જીવણના હાથમાં જઇ મૂકી.

જીવણે સૌ પહેલા તો તે પોતાને પોતાની અસલ સ્થિતિમાં રાજનગરના મહેલમાં મૂકી દેવાની માગણી કરી. રાજકુંવરી પણ આવી ગઈ. પોતાની મૂર્ખાઇ માટે તે હવે પસ્તાઇ રહી હતી.

પછી એ વિશ્વાસઘાતી વડારણને માટે તેણે વીંટીને ફરમાવ્યું 'એ માદીકરાનું એમના જ કિલ્લામાં દટાઇ ગોત થઈ જાય.'

ને ત્યાર પછી તો કોઇની કશી ફિકર ન રહેતાં જીવણ રાજકુંવરી અને પોતાની મા સાથે પહેલાથી યે વધુ આનંદમાં દિવસ વીતાવવા લાગ્યો. (સૂચિત)



# મધુકરી

પિતા િકૃતિ શાન્ત થાય, નવસસ્કૃતિ ઉલ્લસે
નનોર્મિં નન ભાવ સચલન આત્મમા ઉદ્ભવે,
છનોછા વહે રસે સલિલ સત્યના, પ્રેમના,
ખરો પ્રકટી બનુભાવ જગમડપે પાગરે
પુન ઘ તુજ પુનને કઠિન એક આદેશ દે
નહિ જ ધૃતિ અ તજે જગ નવા બવિરતમ પે

(જન્મભૂમિ)

—સુદરજી ગો બેગાઇ

## હવાની સમૃદ્ધિ

*** ભૂમિની સમૃદ્ધિ તો ઉપયોગમા આણતા માણસો યુગો વીત્યા, પણ હવાની સમૃદ્ધિની સિદ્ધિ આજકાલ ની જ છે ૧૮૯૪ સુધી એ સમૃદ્ધિનો ખ્યાલ કોઇને આવ્યો પણ ન હતો અહીં મનુષ્યના એ વિષેના પ્રયાસોનો આખો ઇતિહાસ આપેલો છે શરૂઆતમા હવાના મુખ્ય રસાયણી તત્ત્વોની શોધનો પૂરો લેખ વાચ્યા પછી શ્રી પદ્મકાન્ત ર શાહનો 'હવાની સૂક્ષ્મ સમૃદ્ધિ વાળો લેખ એ બધા પ્રયાસોની સરળ રૂપરેખા તમને આપી રહેશે

### (૧) હવાના રસાયણી તત્ત્વો

આપણે ચારે બાજુ હવાથી ઘેરાએલા છીએ ને એ હવાને વજન પણ છે એ વાતથી વાકેફ ન હોનારા આજ બહુ થોડા માણસો હશે પણ ૧૭મી સદીમા ટારીસેલીએ એ સાબિત કર્યું ત્યા સુધી હવાને વજન હોવાની વાત વજુદ વિનાની જ ગણાતી

પરતુ હવાનુ સાચુ રસાયણી સ્વરૂપ ઠેઠ ૧૮મી સદીમા શોધાયુ સ્વીડનના વિલિયમ સ્કીલ અને ઇગ્લડના જોસફ પ્રીસ્ટલીએ પદાર્થો હવાની મદદથી બળે છે એમ જાહેર કર્યું એ પહેલા પદાર્થોના બળવા વિષે સ્ટૉને સ્થાપેલી એ જ માન્યતા કાયમ હતી કે પદાર્થો તેમનામા રહેલા ફ્લોજીસ્ટન નામના પદાર્થને લીધે બળે છે આ બને વિજ્ઞાનીઓએ હવામા રહેલો પ્રાણવાયુ શોધી કાઢ્યો જોકે એની જાહેરાત પ્રીસ્ટલીએ વહેલી કરી, પણ આદ્યશોધક તો સ્કીલ જ ગણાય

પદાર્થોને બાળતા આ વાયુને ઑક્સિજન નામ તો પાછળથી પ્રખ્યાત ફ્રૅંચ રસાયણશાસ્ત્રી લવાઝીએએ આપ્યુ તેણે અખતરા કરી જોયુ કે ઘણા પદાર્થો બળતી વખત ઍસિડ ઉત્પન્ન કરતા હતા એ પરથી આણે પ્રાણવાયુનુ એવુ નામ રાખ્યુ જેનો અર્થ થાય છે 'ઍસિડ ઉત્પાદક' જોકે એ માન્યતા ખોટી નીવડી છે, છતા એનુ આપેલુ નામ કાયમ રહ્યુ છે

ઉપયુક્ત પ્રીસ્ટલી અને સ્કીલ બન્નેને એ પણ ખબર હતી કે હવામાનુ સક્રિય તત્ત્વ ખેંચી લેવા છતા યે તેમા બાકી કાઇક શેષ રહેતુ હતુ પણ એ શેષનુ વિશ્લેષણ તો હેન્રી કૅવેન્ડિશને હાથે જ થયુ તેણે શોધી કાઢ્યુ કે હવાનો એ શેષ સુરોખાર (Nitre)માથી મેળવાતા વાયુ જેવો જ હતો ને એથી એણે એનુ નામ નાઇટ્રોજન રાખ્યુ આ પ્રમાણે હવાના મુખ્ય બે રસાયણો શોધી કઢાયા

ચોક્ખી હવામા પ્રાણવાયુ(ઑક્સિજન)નુ પ્રમાણ ૨૧ ટકા અને નત્રવાયુ (નાઇટ્રોજન)નુ ૭ ટકા રહેલુ છે પ્રાણી સૃષ્ટિને પહેલાની અગત્ય છે, વૃક્ષસૃષ્ટિને બીજાની

કેટલાક મૂળતત્ત્વોના એક કરતા વધુ રૂપો હોય છે જે allotropic રૂપો કહેવાય છે ઓઝોન આ પ્રમાણે પ્રાણવાયુનુ બીજુ રૂપ છે તે જતુઘ્ન છે ને હવામા તેના અસ્તિત્વને લઇને જ સમુદ્ર અને પર્વત પરની હવા પ્રજીવક જણાય છે જમીનની નિકટ એ વાયુ હોય છે કે નહિ તે શકાસ્પદ છે પ્રાણવાયુ ને ઓઝોનમા તફાવત ફક્ત નહિ જેવો જ છે ઓઝોનને ત્રણ પરમાણુઓ ($O_3$) છે, જ્યારે ઑક્સિજનને બે ($O_2$) છે

આ વાયુનુ પડ પૃથ્વીના અમુક ભાગ લગ ફરતુ જ છે એથી ઉપરના પડના તત્ત્વો જુદા જ છે ઑરોરાના રગવિચ્છેદે પણ એ જ સાબિત કર્યું છે પૃથ્વીથી ૬૦ થી ૮૦ માઇલ પર પ્રાણવાયુ કે નત્રવાયુ નહિ જેવા જ પ્રમાણમા છે, જ્યારે જલવાયુ ને હેલિયમ મોટા પ્રમાણમા છે આ મોટા પ્રમાણનુ કારણ તેમનુ હલકાપણુ હોઇ શકે

હવામા આ બે મુખ્ય વાયુઓ સિવાય રહેલી અશુદ્ધિઓ શોધવા આજ સુધીમા ઉષ્ણ કે ધ્રુવપ્રદેશો, શહેરો તથા સમુદ્રવર્તી પ્રદેશોની હવાનુ પૃથક્કરણ કરવા અનેક અખતરા કરવામા



સર વિલિયમ રામ્સે

આવ્યા છે ને તેમાં, હવામાં મોટા ભાગની અશુદ્ધિઓ પાણી અને કાર્બન ડાયોક્સાઈડની જણાઇ છે. ચશ્મા પહેરનાર વાકેફ હશે કે શી ગાળામાં ગરમ ખંડમાં પ્રવેશ કરતાં કાચ પર ભીનું પડ બાઝી જાય છે ઠંડી સપાટી જોડે ભીની ગરમ હવાનો સંયોગ જ વાદળાં, ધુમ્મસ ને વરસાદ નીપજાવે છે. હવામાં સરેરાશ ભીનાશ ૧ ટકો હોય છે હવાને કળીચૂના, ગંધકના તેજાબ કે ફૉસ્ફરસ પેન્ટોક્સાઇડમાં પસાર કરતાં એ ભીનાશથી મુક્તિ મેળવી શકાય છે કાર્બન ડાયોક્સાઇડનું પ્રમાણ તેથી યે ઓછું, દસ હજારે માત્ર ચાર ભાગ જેટલું જ છે ને હવાને કૉસ્ટિક સોડામાંથી પસાર કરતાં તેમાંથી પણ મુક્ત કરી શકાય છે

હવાનું પહેલું સાચું વિશ્લેષણ કરવાનું માન કૅવેન્ડિશને જાય છે. તેણે તેમાં ૨૧ ટકા પ્રાણવાયુ ને ૭૯ નત્રવાયુ હોવાનું જાહેર કરેલું પણ પછી એને એ સિવાય પણ હવામાં કંઇક તત્ત્વ હોવાની શંકા પડેલી. આ વાત ૧૭૮૫માં તેણે રૉયલ સોસાયટીને જાહેર પણ કરેલી પરંતુ તેને પોતાને એ બાબતમાં પૂરતી શ્રદ્ધા બેઠી ન હતી

કૅવેન્ડિશે એ વાત રહેવા દીધી તે પછી એક આખો સૈકો એ વાતને પસાર થઇ ગયો એ એક સૈકા પછી કૅવેન્ડિશ જેવી જ એક પ્રતિભા જગતને મળી અને તે સર વિલિયમ રામ્સે કૅવેન્ડિશને શંકાશીલ બનાવનાર બધાં વિજાતીય તત્ત્વો તેણે શોધી કાઢ્યાં જે મોટરોના ટાયરોથી માંડી વીજળીના દીવા સુધીના ઉદ્યોગોને ઉપકારક નીવડ્યાં છે.

(૨) હવાની સૂક્ષ્મ સમૃદ્ધિ

હેન્રી કૅવેન્ડિશે ૧૭૮૫માં લંડનની રૉયલ સોસાયટી આગળ હવા પર પ્રયોગો કરી બતાવ્યા ત્યારે એ પાછળ એક મોટી શોધ છુપાયેલી હતી તેનું કોઇને ભાન ન હતું પણ પાછળથી એનો જ પ્રયોગ કરતા કરતાં સર વિલિયમ રામ્સેને પાંચ અમૂલ્ય વાયુઓ હાથ લાગ્યા કૅવેન્ડિશે બતાવ્યું હતું કે જ્યારે હવાથી ભરેલા કોઈ વાસણમાં વિદ્યુત્‌નો પ્રવાહ દાખલ કરવામાં આવે ત્યારે હવામાંના પ્રાણવાયુ (oxygen) અને નત્રવાયુ (Nitrogen) એકઠા મળે અને એ જ વાસણમાં જો કૉસ્ટિક પોટૅશ હોય તો તેનો સુરોખાર બને જેમ વધારે વાર વિદ્યુત્‌નો પ્રવાહ ચાલુ રહે તેમ વધારે નત્રવાયુ પ્રાણવાયુ સાથે મળે, અને જો બીજો પ્રાણવાયુ અંદર ઉમેરવામાં આવે તો બધો જ નત્રવાયુ હવાની અંદરથી કાઢી શકાય છેવટે રહેલો થોડો પ્રાણવાયુ પણ પોટૅશિયમ સલ્ફાઇડનું દ્રાવણ ઉમેરવાથી દૂર કરી શકાય કાર્બન ડાયોક્સાઇડ ચૂનાના પાણીથી દૂર કરી શકાય. આમ, ખરું જોતાં તો વાયુનો એક પરપોટો પણ ન રહેવો જોઇએ. પરંતુ અનેક વાર વિદ્યુત્ પસાર કર્યો છતાં પણ કૅવેન્ડિશથી એક નાનો પરપોટો રહ્યો તે રહ્યો જ. તે વખતના રસાયણશાસ્ત્રીઓને તો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ નાના પરપોટામાં પાંચ અજાણ્યા વાયુઓ છુપાયેલા હતા. એમણે તો એને નત્રવાયુનો પરપોટો જ જાણ્યો અને એ વિષે વધારે જાણવાની દરકાર બતાવી નહિ માબાપોને ઘણીવાર પોતાનાં છોકરાંઓની શક્તિઓનો ખ્યાલ નથી હોતો; પણ જ્યારે એ જ છોકરાંઓ મોટપણે કંઈ અસાધારણ કરી બતાવે છે ત્યારે માબાપને પોતાને જ આશ્ચર્ય થાય છે. આમ, કૅવેન્ડિશનો નાનો બુદ્‌બુદ્ પાછળથી મહાન થવા સર્જાયો હતો.

આકાશના વાયુઓ સંબંધી અજ્ઞાનનો અંધકાર સન ૧૮૯૪ સુધી રહ્યો. ૧૮૯૩ના વર્ષની શરૂઆતમાં લૉર્ડ રેલેએ કેટલાક પ્રયોગો કર્યા તેમાં એમને લાગ્યું કે નત્રવાયુવાળા પદાર્થમાંથી ઉત્પન્ન કરેલા નત્રવાયુની ઘટ્ટતા કરતાં હવામાંથી જ મેળવેલા નત્રવાયુની ઘટ્ટતા કંઈક વિશેષ હતી જોકે આ તફાવત ખૂબ કરતાં વધારે ન હતો, પરંતુ, પ્રયોગને અંગે થતી ભૂલ કરતાં બહુ જ વધારે હતો. વિજ્ઞાનની દુનિયામાં આ સમાચાર ફરતાં સર વિલિયમ રામ્સે રેલે જોડે આ અન્વેષણમાં દાખલ થયા હતા ધગધગતા મૅગ્નેશિયમ અને ચૂના ઉપરથી રામ્સેએ હવામાંથી મેળવેલા નત્રવાયુને પસાર કર્યો. રામ્સેનો હેતુ એ હતો કે બધો નત્રવાયુ મૅગ્નેશિયમ સાથે મળી જવો જોઇએ અને જે વાયુ બાકી રહે તે નત્રવાયુ કરતાં જુદા પ્રકારનો હોવો જોઇએ પ્રયોગને અંતે થોડો વાયુ બાકી રહ્યો. આ જ વાયુ કૅવેન્ડિશના પ્રયોગમાં પણ છેવટે બાકી રહ્યો હતો. રામ્સેની ધારણા ખરી પડી, એટલે આ પ્રયોગ મોટા પાયા

ઉપર કરવામા આવ્યો અવશેષ વાયુ ઉપર પ્રયોગ કરવામા આવ્યા નવવાયુ કરતા તે ભારે હતો અને કોઇ પદાર્થ સાથે એને મેળવવો મુશ્કેલ હતો એના આવા વિશિષ્ટ ગુણને લીધે તેનુ નામ 'આર્ગન' અથવા આળસુ (ગ્રીક Argos પરથી) પાડવામા આવ્યું

હવામા આર્ગનનું પ્રમાણ એક ટકા કરતા પણ ઓછુ છે આજે એને પ્રવાહી હવામાથી મેળવવામા આવે છે વીજળીના 'હાફવૉટ' જાતના દીવાઓમાં એને ભરવામા આવે છે, એને લીધે 'ફિલામેન્ટ' ઘણી ઉષ્ણ કરી શકે છે પરિણામે પ્રકાશ વધારે મળે છે, ફિલામેન્ટ જલદી તૂટી જતી નથી અને ગોળો અંદરથી કાળો પડી જતો નથી વાયરલેસ વાલ્વ બનાવવામા તેનો જબરો ઉપયોગ થાય છે

આર્ગન અને પારાનો ગૅસ (Mercury vapour) કાચની નળીમા નાંખી અંદર વિદ્યુત્ પસાર કરવાથી નવો પ્રકાશ થાય છે પ્રકાશિત અક્ષરોથી થતી જાહેરાતો આવી રીતે જ રચવામાં આવે છે. મુંબઇનુ અને બીજા મોટા શહેરોનુ રાત્રિનુ સૌન્દર્ય આર્ગનના આ ગુણને આભારી છે

આ વાયુઓને ઓળખવા માટે સ્પેક્ટ્રોસ્કોપ (Spectroscope)નો ઉપયોગ થાય છે જ્યારે કોઇપણ પ્રજ્વલિત ઘન વસ્તુમાથી શ્વેત પ્રકાશને એક ત્રિપાર્શ્વકાચ (Prism)માંથી પસાર કરવામા આવે છે ત્યારે એ પ્રકાશ મેઘધનુષ્યની માફક વિવિધ રંગોની પટ્ટીઓમા પથરાઈ જાય છે આને સ્પેક્ટ્રમ (Spectrum) કહે છે પરંતુ પ્રજ્વલિત ઘન પદાર્થને બદલે જો આપણે પ્રજ્વલિત વાયુનુ સ્પેક્ટ્રમ જોઇએ તો તે મેઘધનુષના જેવુ નહિ પણ છૂટી છૂટી રંગીન રેખાઓનુ બનેલુ દેખાશે દરેક વાયુનુ સ્પેક્ટ્રમ વિશિષ્ટ જ હોય છે, એટલે સ્પેક્ટ્રોસ્કોપ (Spectroscope)ની મદદથી કોઇપણ વાયુને ઓળખી શકાય છે.

ઇસ ૧૮૬૮મા ફ્રેન્ચ ખગોળવેત્તા પ્રોફેસર જાન્સીને અને અંગ્રેજ ખગોળશાસ્ત્રી સર નૉરમેન લૉકયરે સૂર્યના પ્રકાશમંડળ (photosphere)નુ સ્પેક્ટ્રમ તપાસતા એક પીળી રેખા જોઇ એ રેખા પૃથ્વી ઉપરના કોઇપણ પદાર્થના સ્પેક્ટ્રમ સાથે મળતી આવતી ન હતી એ વાયુ સૂર્યમા જ રહેલો હોવો જોઇએ એમ લૉકયરે નક્કી કર્યું અને તેને હેલિયમ નામ આપ્યુ ૧૮૯૫ સુધી આ વાયુ પૃથ્વી પર અજાણ્યો રહ્યો, પરંતુ આર્ગનની શોધ પછી બરોબર એક વર્ષે એને ક્લિવાઇટ (cleveite) નામના ખનિજ પદાર્થમાથી સ્પેક્ટ્રોસ્કોપની મદદથી શોધી કાઢવામા આવ્યો આપણા હિંદુસ્તાનમા આવેલા ત્રાવણકોરની 'મૉનેઝાઇટ' રેતીમાથી આ વાયુ પુષ્કળ નીકળે છે

હેલિયમ પણ આર્ગનની પેઠે કોઇ પદાર્થ સાથે મળતો નથી એને પ્રવાહી કરવો બહુ મુશ્કેલ છે ૧૯૦૮મા પ્રોફેસર કૅમરલિંધ ઓન્સે એને પ્રવાહી કર્યો હતો અને તેમના માટે તેમને 'નોબેલ પ્રાઇઝ' (Nobel Prize) મળ્યુ હતુ હેલિયમ 'રેડિયો ઍક્ટિવ' પદાર્થોમાથી નીકળે છે કેટલાક 'સ્પ્રિન્ગ વૉટર' (Spring Water)માથી પણ તે નીકળે છે ૧૯૧૭ સુધી તો તે બહુ ઓછા પ્રમાણમા જ મેળવી શકાતો પણ પછી પેટ્રોલિયમના કુદરતી વાયુમા તે હોવાનુ જણાયુ ને અત્યારે તો કૅનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સમાથી એ રીતે તે મોટા પ્રમાણમા મેળવવામા આવે છે

હેલિયમનો સૌથી અગત્યનો ઉપયોગ તો બલૂનો ભરવામા થાય છે હાઇડ્રોજન ગૅસ સળગી ઊઠે તેવો હોવાથી અને હેલિયમ પણ બહુ ભારે ન હોવાથી બલૂનો ભરવામાથી હાઇડ્રોજનને રજા મળી છે અને હેલિયમે તેનું સ્થાન બહુ સારી પેઠે શોભાવ્યુ છે

આર્ગન અને હેલિયમની શોધ પછી મૂળતત્ત્વોના વર્ગીકરણ (Periodic classification of Elements)મા એક નવા વર્ગનો ઉમેરો થયો જોઇએ એમ સર વિલિયમ રામ્સેને લાગ્યુ આથી ૧૮૯૬મા નિયમિત રીતે એમણે ટ્રાવર્સ સાથે બીજા વાયુઓની શોધ ઉપાડી અને એવી ખંત તેમજ કાળજીથી કામ શરૂ કર્યું કે ઘણા જ ટૂંકા સમયમા ત્રણ નવા વાયુઓ—નીઓન (નવો), ક્રિપ્ટોન (ગુપ્ત), અને ઝેનોન (અજાણ્યો)—શોધી કાઢ્યા આમ હવામાથી પાચ સૂક્ષ્મ વાયુઓ શોધાઇ ગયા બાકી રહેલી હવાના ૧૨૦ ટન તપાસ્યા છતા પણ પછી કંઈ નવુ મળ્યો નહિ એટલે સૂક્ષ્મ વાયુઓની શોધ પૂરી થયેલી ગણાઇ

હવામા નીઓનનુ પ્રમાણ એક લાખમા ૧૦૫ ભાગ જેટલુ છે બજારમા મળતા નીઓન લૅમ્પ બહુ જાણીતા છે હૉસ્પિટલોમા પણ નીઓન લૅમ્પ વપરાય છે હૉસ્પિટલમા તેના વપરાશથી વીજળી પણ બહુ ઓછી ખર્ચે છે અને વળી નીઓન લૅમ્પ છેવટે તો નિભાવખર્ચ નીવડે છે

નીઓન અને પારાના વાયુના મિશ્રણથી ભરેલી કાચની નળીમા વિદ્યુત્ પસાર કરવાથી રાતો પ્રકાશ ઉત્પન્ન થાય છે હમણા હમણા આ સૂક્ષ્મ વાયુઓને જુદાજુદા પ્રમાણમા પારાના વાયુ (Mercury Vapour) સાથે મેળવી મેઘધનુષ્યના જેવા વિવિધ રંગો ઉત્પન્ન કરી ઉપયોગમા લેવા માંડ્યા છે નીઓનના દીવાઓનો પ્રકાશ ધુમ્મસને ભેદીને પણ જઇ શકે છે ને તેથી દીવાદાંડીઓમા પણ હવે તે વપરાતો થઇ ગયો છે

રેડિયમમાથી રેડોન નામનો વાયુ પણ શોધાયો છે તેના અતિશય વેગમય વર્ણકોને લઇ રોગોના ઉપચાર પર તે ખાસ વપરાય છે ક્રિપ્ટન ને ઝેનોનનો કોઇ ખાસ ઉપયોગ હજુ શોધાયો નથી

રામ્સેના કહેવા પ્રમાણે હવામા આ નવા વાયુઓનુ પ્રમાણ આ પ્રમાણે છે આર્ગન સો ભાગે ૦.૯, નીઓન લાખે એક, હેલિયમ દસ લાખે ચાર, ક્રિપ્ટન દસ લાખે એક અને ઝીનોન બે કરોડે એક ભાગ

આ શોધ વિજ્ઞાનના ઇતિહાસમા અજોડ હતી એક જ

ગાણસે પાંચ પાંચ વાયુઓ શોધી કાઢ્યા હતા. રામ્સે ઉપર માનનો વરસાદ વરસ્યો. ૧૯૦૨માં એ 'સર' થયો; ૧૯૦૪માં એને 'નોબેલ પ્રાઈઝ' (Nobel Prize) મળ્યું ૧૯૧૧માં એ બ્રિટિશ ઍસોસીએશનનો પ્રમુખ થયો. ગત મહાયુદ્ધમાં એ કામના બોજાથી પટકાઇ પડ્યો અને ૧૯૧૬મા વિદેહ થયો. વિજ્ઞાનના નભોમંડળમાંથી એક તેજસ્વી તારો ખરી પડ્યો.

('ટકાર') —પદ્મકાન્ત ર. શાહ, બી એસસી

## ડોલરીઓ દેશ

સદીઓજૂની જૂનવટ જેવી ને તેવી સાચવી રાખનાર કોઈ રાજ્ય જોવાની કોઇને ઇચ્છા થાય તો હજુ યે કચ્છનો મુલક તે પૂરી પાડે છે. જામનગરથી તે સિંધની રાયમા બન્દર સુધી કચ્છનો જયડંકો વગાડી, ટીપુ સુલતાન જોડે સંધિઓ કરનાર જમાદાર ફતેહમામદ, આખી પ્રજાને મુસલમાન બનાવવા બહાર પડેલા રા' રાયધણને કેદ કરી કચ્છમાં પ્રજાસત્તાક (બારભાયુ) સ્થાપનાર મેઘજી શેઠ ને ડોસલવેણ, તેમજ દંભી સાધુઓનો ચૂકા ખાસડાંથી સત્કાર કરવાનું ગાઈ, 'ખેતા બાવની'થી નીચલા થરોનું માનસ ઘડનાર કવિ ખેતસીનું જૂનું વ્યક્તિત્વ હવે કચ્છમા નથી રહ્યું

ખારવાઓ સાથે દોસ્તી બાંધી રામસિંહ જેવી કોઈ વ્યક્તિને ઘડિયાળ કે તોપોની બનાવટો શીખવવા હોલૅંડ મોકલનાર રા' લખપત કે પ્રજાજનોને ઘેર પગપાળા દોડ્યા જનાર રા' દેશળનું કચ્છ હવે નથી રહ્યું સમૃદ્ધિશાળી શહેરોને દાટી દેતા રેતીના ઢગલા પૂરવા શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી જેવો કોઈ પોતાની મેળે તે પર રાવળપત્રી વાવી દે તો ભલે; બાકી બીજા કોઇને તે તરફ જોવાની ફુરસદ પણ નથી એ કારણે તો કચ્છી પ્રજાના ત્રીજા હિસ્સાએ આજે કચ્છ બહારને જ પોતાનું વતન બનાવ્યું છે. આજે પંદર લાખ જેટલા કચ્છીઓ કચ્છ બહાર વસે છે, જ્યારે પાંચ લાખ જેટલા જ કચ્છમાં રહેવા પામ્યા છે. અતુલ સંપત્તિભરી અનેક ખાણો આજે કચ્છમાં જેમની તેમ દટાએલી પડી છે; માતાના મઢ જેવી ધૂણ અને ફટકડીની ખાણો પણ બંધ કરવામાં આવી છે.

આવા કચ્છમાં પ્રજા સાથે સંબંધ રાખતું અને કચ્છની લોકવાણી બની રહેતું એક પણ સામયિક પત્ર નથી, એમાં કાંઈ નવાઇ નથી. હા; એક બહાના તરીકે ગણી શકાય એવું રાજ્ય તરફથી પ્રગટ થતું 'કચ્છ રાજ્ય પત્ર' નામનું છાપું છે ખરૂં. રાજ્યના સાધારણ પગારદાર (સાડી બાવીસીઆ) ના બે માસના પગાર જેટલું (૪૫ કોરી) તો તેનું લવાજમ રાખવામાં આવ્યું છે. દર માસે બે ફેરફરીઆના પ્રસિદ્ધ થતા એ પત્રમાં કોઇક વખત રાજ્યના અમુક સર્ક્યુલરો બહાર પાડવામાં આવે છે. બાકી તો તાલુકા ન્યાયાધીશોની જાહેરાતોથી જ તે ભરેલું હોય છે. ત્યાંના ન્યાયાધીશો પણ કેવા અક્કલવાન હોય છે તે આ પત્રમાં ઘણા વખત પર પ્રસિદ્ધ થઇ ગએલી આ જાહેરાત બતાવી આપે છે:

'...ગામની નદીને કિનારે લોહીથી ખરડાએલું એક દાતરડું મળી આવ્યું છે, જેનાથી થોડે દૂરની વાડીએ પ.રો. રાજ્ય તરફથી મારવાની મનાઇ હોવા છતાં, કોઇએ મારી નાખેલા એક સુવરનું મુડદું મળ્યું છે આજુબાજુના ખેડૂતોનું આ તરફ ખાસ લક્ષ ખેંચવામાં આવે છે. આ દાતરડું જેનું હોય તેણે કોર્ટમાં હાજર થઇ, ખાત્રી પુરાવો આપી તે લઇ જવું; નહિતર તેનું જાહેર લીલામ કરી પૈસા શ્રી દરબારે ખાતે જમા કરવામાં આવશે.'

અસહ્ય ઠંડી ને અસહ્ય તાપ વચ્ચેના બધા ફેરફારો સાચવતા, ત્રણ બાજુએ સમુદ્ર અને ઉત્તરે રણથી સિંધ સાથે છેટું રાખતા એ પ્રદેશનાં લોકસાહિત્યનું ખેડાણ બીજા કોઈપણ પ્રાંતથી પાછળ પડે તેમ નથી.

'ચડી ચકાસર પાર, હસો હોથલ કે ન્યારીઉ
પછાડ પડી આય વાર, પાણી મથે પદમણી'.

એવી રીતે ચકાસર તળાવમાં પાણી ઉપર વાળની બિછાત બિછવી સ્નાન કરતી સ્વર્ગની અપ્સરા હોથલ સાથે પ્રેમમાં પડી લગ્ન કરનાર જામ ઓઢાની પ્રેમકથા, કાઠિયાવાડનાં મેહ-ઉજળી, મારવાડનાં મારૂ-ઢોલા કે પંજાબના સુહ્ની-મેહારથી જરા યે ઊતરતી નથી. એ અને એના જેવું બીજું કંઠસ્થ સાહિત્ય સંઘરાય ત્યારે ખરૂં

એ પ્રેમકથામાં ઓઢો હોથલને કચ્છની લોકસ્થિતિ વર્ણવતો જે દુહો કહે છે તેમાં કચ્છનું આછું વર્ણન આવી જાય છે:

'ભલ ઘોડા કાઠી ભલા ને પેનીઢક પેરવેશ;
નર પટાધર નીપજે ઈ ડોલરીઓ દેશ'.

કાઠીઆવાડના ભલભલા ઘોડાઓને આંટી દેતા જ્યાં ઘોડા થાય છે, પગની પાની સુદ્ધાં ઢાંકી દેતો મર્યાદાભર્યો જ્યાનો પોષાક છે, જ્યાં શસ્ત્રકુશળ નરો નીપજતા રહે છે એ આમારો ડોલરીઓ દેશ છે.

એક જ સદી પહેલાંનું કચ્છ હજુ એવું ને એવું જ રહેવું છે અને એટલે જ કોઇક કહી નાખેલું છે કે:

'શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત;
ચોમાસે વાગડ ભલો, કચ્છડો બારે માસ.'

પણ એ કચ્છડાને—મધ્યયુગના એ ડોલરીઆ દેશને જોવા નીકળનાર આજનો મુસાફર તો રણની ઊની વરાળ સાથે ઊના નિસાસાભર્યું હ્રદય લઇને કચ્છમાંથી પાછો ફરે છે

—મરોક હર્ષ

## આધ્યાત્મિક પ્રભા

મહાપુરુષોની છબીઓમાં તેઓના માથાને ફરતું તેજનું એક મંડળ ચીતરવાની પ્રથા બધા યુગના અને દેશોના ચિત્રકારો જાણ્યેઅજાણ્યે પણ અનુસરતા આવ્યા છે અને ચિત્રોની સૃષ્ટિમાં આજ સુધી એ રૂઢ થઇ ગએલી ફેશન મનાતી પણ લંડનની સેંટ ટોમસ હૉસ્પિટલના ડૉક્ટર કિલ્નરે અખતરા કરીને સાબિત કરી આપ્યું છે કે ચિત્રકારોએ માત્ર

એત પ્રેરણાથી ચીતરેલું એ તેજોમંડલ એ કલાકારોની કલ્પના જ માત્ર નહિ, પરતુ વિજ્ઞાનનું એક વાસ્તવિક સત્ય છે

ડૉક્ટરની આ અજબ શોધનો મુખ્ય આધાર Dicyanin નામના પદાર્થની પ્રકાશના અમુક ચોક્કસ કિરણોને પકડી શકવાની શક્તિ પર રહેલો છે કોલટારમાથી બનતા આ પદાર્થમા એવો ગુણ છે કે સામાન્ય રીતે જોઇ ન શકાય એવા પ્રકારના કિરણોને તે આપણી દૃષ્ટિમર્યાદામાં આણી આપે છે. અને કાચ પર આ પદાર્થનું અસ્તર કરી એવી રીતે બનેલા પડદા સોંસરવું જોઇએ તો પારગ શોભેલ કોઇ પણ જીવત પ્રાણીના શરીરને ફરતુ તેજનુ એક આવરણ જણાય છે

આ ચમત્કારિક આવરણ ત્રણ થરોમા વહેંચાએલુ હોય છે પ્રથમ તો શરીરની લગોલગ એક કાળુ અસ્તર આવી રહેલું હોય છે ડૉક્ટર એને The Etheric Double અથવા આપણી 'આધ્યાત્મિક પ્રતિકૃતિ' કહે છે એની ફરતે એક ધાટુ મંડળ અને સૌથી બહાર અગ્નિની શિખાઓની જેમ અનિયમિત સપાટીવાળુ ત્રીજું મડળ છે ડૉક્ટર એ બંનેને અનુક્રમે The Inner Aura અને The Outer Aura કહે છે

પ્રકાશનુ આ આવરણ શરીરના બીજા ભાગો કરતા માથાની આસપાસ વધુ સ્પષ્ટ રીતે જોઇ શકાય છે વળી મૃત શરીરોની ફરતુ તે દેખાતુ નથી, તેમજ તદુરસ્તીના પ્રમાણમા તેની શિખાઓ નાનીમોટી થાય છે એટલે તેને જીવન સાથે ખૂબ નિકટનો સબધ હોય એમ મનાય છે વળી સામાન્ય રીતે પુરુષો કરતાં સ્ત્રીઓમા આ પ્રભા વધુ આનજપડતી હોય છે અને મનુષ્યની શારીરિક કે માનસિક સ્થિતિમા થતા ફેરફારની તેના પર સતત અસર થયા કરે છે જેમકે શરીરનો કોઇ ભાગ નાદુરસ્ત થતા એની આસપાસની પ્રભા ઝૂકી કે ખડિત થાય છે કે તેનો રગ ગેરો થઇ જાય છે ડૉક્ટરનું માનવુ છે કે રોગોની ચિકિત્સા કરવામા આ છેલ્લી વિશિષ્ટતા કદાચ ભવિષ્યમા મદદગાર થશે

આ પ્રભા પર વિદ્યુતની વિચિત્ર અસર થાય છે જો માણસના શરીરને વિદ્યુત્ (Static)થી ભરી દેવામા આવે તો એટલો વખત એ પ્રભા અદરય થાય છે પણ જે ઘડીએ એ બધી વિદ્યુત્ દૂર કરવામા આવે તે જ ઘડીએ પહેલાના કરતાં પણ દૂર સુધી તેની જ્વાળાઓ લબાય છે અને પછી વળી ધીમેધીમે મૂળ સ્થિતિએ આવે છે અને આમ છતા લોહચુબકના બંને છેડાઓની આ પ્રભા પર એકસરખી અસર થાય છે બંને છેડા તરફ તે આકર્ષાય છે અને તેથી તેમા ધ્રુવત્વ (Polarity) નથી.

વળી કેટલાંક રસાયણોની આ પ્રભા પર વિઘાતક અસર પણ થતી જણાઇ છે જેમકે બ્રોમાઇન, ક્લોરાઇન વગેરેના વાયુથી આ પ્રભા પાછી હઠી જાય છે કયા પ્રકારની રાસાયણિક ક્રિયા પ્રતિક્રિયાનુ આ પરિણામ હશે તે હજુ જાણવામા આવ્યુ નથી તેમ છતા ડૉક્ટરનુ માનવુ છે કે Ultra violet કિરણો આ પ્રભામા મહત્ત્વનો ભાગ ભજવતા હશે

હજુ આ પ્રભાના ગુણધર્મોનો શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ થઇ શક્યો નથી અને હજુ થોડા જ માણસો તે જોઈ શક્યા છે તેમ તેના ફોટોગ્રાફ લઈ શકાયા નથી તેમ છતા ન્યૂયૉર્કમા અમેરિકન સાઇકિકલ ઇન્સ્ટીટ્યૂટની પ્રયોગશાળામા એ દિશામા પ્રયત્નો અને શોધખોળ હજુ ચાલુ છે અને તેથી આશા રહે છે કે આપણને ભવિષ્યમા એ વિષે ઘણું જાણવાનુ મળશે એટલુ જ નહિ, પણ વૈજ્ઞાનિકોને અભ્યાસ માટે એક નવુ જ ક્ષેત્ર ખુલ્લુ થશે

(ન્યૂ ડિસ્કવરીઝ ઇન સાયન્સ ઉપરથી) —હરિકૃષ્ણ વ્યાસ

## જાપાનમાં નામસંસ્કરણનો વિચિત્ર વિધિ

જાપાનમા નામસસ્કરણ માટે એક વિચિત્ર પ્રકારની પ્રથા આ વીસમી સદીના જમાનામા પણ પ્રચલિત છે દરેક જાપાનીઝને તેના જીવનના જુદાજુદા તબક્કાઓ પસાર કરતી વખતે ભિન્નભિન્ન નામો આપવામા આવ્યા હોય છે. સૌથી પહેલુ નામ તેના જન્મ પછી એક મહિનો પસાર થતા પાડવામા આવે છે ત્યાર પછી કાગળની ત્રણ જુદીજુદી કાપલીઓ પર ત્રણ જુદાજુદા નામ લખવામા આવે છે અને એ ત્રણે ચબૂતરાઓ ઉચેથી હવામા ઉડાડવામા આવે છે જે ચિઠ્ઠી સૌથી પહેલી જમીન પર પડે છે તે ચિઠ્ઠીમા લખાએલા નામથી, તે ત્રણ વરસનો થાય છે ત્યા સુધી તેને સબોધવામા આવે છે ત્રણ વરસની ઉમરે પહોંચતા જ તેનુ નવુ નામ પાડવામા આવે છે પદર વરસની ઉમરે તે જુવાનોમા આવે છે ત્યાર પછી લગ્ન સભારણા તરીકે પણ નામબદલો કરવામા આવે છે પછી તે ધધે ચડે છે ત્યારે વળી પાછુ તેને બીજુ નામ અપાય છે તે ઉપરાત શારીરિક માદગીને અંતે મૃત્યુનો ભેંગ થતા વળી પાછુ તેનુ નામ બદલાવવામા આવે છે અને એવુ કહેવામા આવે છે કે દેવલોકમાં એ છેલ્લા નામથી તે ઓળખાય છે તાત્પર્ય એટલુ કે પ્રત્યેક જાપાનવાસીને તેના જીવન દરમિયાન દસ વાર જુદાજુદા નામે ઓળખાવાનો લહાવો મળે છે! —ત્રિભુવન વીરજીભાઇ દેમાણી

## રખડવાનો છંદ

પેરૂ (દ અમેરિકા)મા આવેલા પોતાના બાપની કબરની મુલાકાત લેવા ચૉંગ શાગ ચીન નામનો એક ચીનો જુવાન આજથી સાત વર્ષ પહેલા પોતાના એક ભાઇબધ સાથે કૅન્ટન બંદરથી પગપાળો નીકળેલો ભાડા જેટલા યે પૈસા તેમની પાસે ન હતા, એટલે બધુ અતર તેમણે પગે જ કાપ્યુ રસ્તામાં ચીનાનો ભાઇબધ તો તાવથી મરી ગયો પણ એ બે વર્ષે એ કબર પર પહોંચ્યો ખરો એ લાબી સફરમાં તેને એટલા બધા અનુભવો થયા કે ત્યારથી તેને રખડવાનો છંદ લાગ્યો ને હવે એ અમેરિકા, યુરોપ ને એશિયા રખડી ઇસ્ટ ઇડીઝને રસ્તે ઑસ્ટ્રેલિયા પહોંચ્યો છે સામાનમા તેની પાસે માત્ર પાણીની એક બતક ને એક થેલો જ છે

તરીકે જ જાણીતો છે

દક્ખણના એ કાળના વરગુલ, ગુલબર્ગ, દૌલતાબાદ વગેરે કિલ્લાઓ જુઓ ને માણસ પોતાના પડોશીને રહેંસવા કેટલો ઇંતેજાર રહેતો તેનું ભાન થશે ગોવલકોંડાનો કિલ્લો પણ વરગુલના રાજાએ જ બાંધ્યો ને તેનું મૂળ નામ પણ ત્યારે જ હતું પાછળથી બાહ્મણી રાજ્યોમાં તે ગયું ને ૧૫૧૨માં કુતુબશાહીઓની તે રાજધાની બન્યું મહત્વાકાંક્ષી મોગલ સમ્રાટ ઔરંગઝેબે એ અને એની પડોશનું વિજાપુર જીતવા દક્ખણમાં નાખેલા ધામા સુપ્રસિદ્ધ છે આખરે તેણે એ બંને બ્રાહ્મણી કિલ્લાઓ મેળવ્યા, પણ તેના મૃત્યુ પછી તરત જ નિઝામુલ્મુલ્કે મોગલોથી સ્વતંત્ર થઇ હૈદ્રાબાદમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, અને ઉભયે એ કિલ્લો તેના હાથમાં આવ્યો જે હજુ તેના વંશમાં કાયમ છે

અબુલહસન, અબ્દુર્રઝાક ને દલી કુતુબ મુલ્કથી એ ભૂમિ જેટલી પ્રખ્યાત છે એથીયે વધુ પ્રખ્યાત તો કોહીનૂર દર્યા ઈનૂર, અકબર શાહ, ફલોરટાઈન, રીજન્ટ વગેરે સુપ્રસિદ્ધ હીરાઓથી છે તેરમી–ચૌદમી સદીમાં દક્ખણની તીજોરીઓ એવા અનેક પાણીદાર નંગોથી ભરચક રહેતી એ ભૂમિની સમૃદ્ધિનો એ ઉપરથી જ ખ્યાલ આવશે કે ૧૨ મા સૈકામાં ખીલજી અલાઉદ્દીને જ્યારે દક્ખણના રામચંદ્રને હરાવ્યો ત્યારે ૭ મણ મોતી અને બે મણ ઝવેરાત તો તેણે રામચંદ્ર પાસેથી ખંડણીમાં મેળવેલાં!

હવે તો કિલ્લામાંના બધા મકાનો ખંડિયેર હાલતમાં છે એના પગથિયાંયે ઘણાખરા તૂટી ગયાં છે પણ મુલાકાત લેનારને તેના શાસકોની ચડતીપડતીની મૂગી ગાથા હજુ એ સમજાવી શકે છે ('હિંદુ ઉપરથી')

## એકવડી બેકી સંખ્યાનો અંકજંત્ર—નવા સ્વરૂપે

બેએક વરસ પહેલાં શ્રીયુત મોહનલાલ પચીગીએ 'અંકજંત્ર'ની શાસ્ત્રીય રચના પર વિશિષ્ટ પ્રકારનો પ્રકાશ પાડનારી એક વિસ્તૃત લેખમાળા 'કુમાર'માં આપી હતી એમાં એકવડી બેકી સંખ્યાનો એક સંપૂર્ણ 'અંકજંત્ર' તેમણે ગોઠવીને તૈયાર કરી આપ્યો હતો અને તે પ્રકારના બીજા 'જાદુઇ ચોરસ' બનાવવાની રીતસરની પદ્ધતિ પણ રજુ કરવામાં આવી હતી એ 'જંત્ર'ને બારીકાઇથી અવલોકયા પછી બીજી કોઇ રીતે એનો સર્વાંગસુંદર સંપૂર્ણ 'જંત્ર' બનાવી શકાય કે નહિ તેનો વિચાર આવતાં મેં એક પ્રયાસ કરી જોયો ને કોઇપણ શાસ્ત્રીયપદ્ધતિનો આશરો લીધા વગર એક 'જાદુઈ ચોરસ' હુ ગોઠવી શક્યો

આ 'જાદુઇ ચોરસ'ને ગોઠવવામાં કોઇપણ ખાસ પદ્ધતિનો આશરો લીધો નથી એ તો સ્પષ્ટ છે, પરંતુ એ આખાયે ચોરસમાં જે બે ત્રાંસી હાર છે તેમાં જમણી બાજુથી શરૂ થતી ત્રાંસી હારમાં દસથી શરૂ કરીને પછીના દરેક ખાનામાં નવ ઉમેરતાં જઇને જ આંકડાઓ ગોઠવ્યા છે, તથા ડાબી બાજુએથી શરૂ થતી ત્રાંસી હારમાં એકના આંકથી શરૂ કરીને તે પછીના દરેક ખાનામાં આંકડાઓ ગોઠવતી વખતે દરેકમાં ૧૧ ઉમેરીને જ આંકડાઓ મૂક્યા છે બાકીના સઘળાં ખાનામાં તો આંકડાને જેમ ફાવ્યા તેમ મૂકી દીધા છે. એ આખા ચોરસને સર્વાંગસંપૂર્ણ બનાવવા માટે એ બધા આંકડાઓને અનેક વખત ફેરવવા પડ્યા હતા વાચકો ધારતા હોય એટલી સહેલાઇથી આ જંત્ર તૈયાર થયો નહોતો

આ 'જાદુઈ ચોરસ' સર્વાંગસંપૂર્ણ તો એટલા ખાતર ગણાય કે તેમાં રહેતી આડી, ઊભી કે ત્રાંસી કોઇપણ હારમાંના દસેય આંકડાઓનો સરવાળો ૫૦૫ થાય છે ૫૦૫ એટલે ૧૦ x ૫ એટલે જેનો સરવાળો ૧૦૧ થતો હોય એવી કોઇ પણ બે સંખ્યાની જોડને આડી ઊભી હારમાં સામસામે ગોઠવીને આ રચના કરેલી છે શ્રી પચીગીએ અગાઉ 'કુમાર'માં આપેલા આવા જ 'જંત્ર'ની સાથે આ નીચે આપવામાં આવેલા 'જાદુઇ ચોરસ'ને સરખાવવાથી તેમાં રહેલી ખાસ ખૂબીઓની જાણ થશે અને આવા બીજા 'જંત્રો' બનાવી શકાય કે નહિ તે માટે પ્રયોગ કરી જોવાનું મન થશે

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૯૨ | ૩ | ૭ | ૫ | ૯૬ | ૪ | ૯૮ | ૮૯ | ૧ |
| ૧૧ | ૧૯ | ૧૮ | ૮૪ | ૮૧ | ૮૬ | ૮૭ | ૧૩ | ૧૨ | ૯૦ |
| ૭૧ | ૨૯ | ૨૮ | ૭૭ | ૭૬ | ૭૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૮૦ |
| ૭૦ | ૬૨ | ૬૩ | ૩૭ | ૩૬ | ૩૫ | ૩૪ | ૬૮ | ૬૯ | ૩૧ |
| ૪૦ | ૫૨ | ૫૩ | ૪૪ | ૪૬ | ૪૫ | ૪૭ | ૫૮ | ૫૯ | ૬૧ |
| ૫૧ | ૪૨ | ૪૩ | ૫૪ | ૫૬ | ૫૫ | ૫૭ | ૪૮ | ૪૯ | ૫૦ |
| ૪૧ | ૩૨ | ૩૩ | ૬૭ | ૬૫ | ૬૬ | ૬૪ | ૩૮ | ૩૯ | ૬૦ |
| ૩૦ | ૭૯ | ૭૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૭૪ | ૭૩ | ૭૨ | ૨૧ |
| ૮૧ | ૮૯ | ૮૮ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૮૩ | ૮૨ | ૨૦ |
| ૧૦૦ | ૯ | ૮ | ૯૪ | ૫ | ૬ | ૯૭ | ૩ | ૨ | ૯૧ |

—ત્રિભુવન વીરજીભાઈ દેમાણી

## જગતશાંતિ–એક ક્રૂર મશ્કરી

જગતશાંતિની વાતો કરનારા યુરોપનાં આ મહારાજ્યોમાંથી જર્મની પાસે સાડા પાંચ લાખનું લશ્કર છે ને જરૂર પડ્યે તે એક લાખનું બીજું ઊભું કરી શકે એમ છે ત્યાંના કારખાનાંઓ ચાર હજાર વિમાનો તૈયાર કરવા મંડ્યા છે

ફ્રાન્સ પાસે ૬૮૪,૩૦૦નું લશ્કર છે ને ૬,૩૨૮,૩૦૦ તાલીમ પામેલાઓ તૈયાર છે ઉપરાંત ૨,૫૦૦ વિમાનો છે

ઇટાલી પાસે ૪૩૭ ૩૬૮નું લશ્કર તૈયાર છે ને ૫,૮૮૫,૦૦૦ તાલીમ પામેલાઓને કોઇ પણ પળે તે કામમાં લઈ શકે એમ છે ઉપરાંત ૧,૫૦૦ હવાઇ વહાણો છે

ઇંગ્લાંડને ૧૯૬,૮૦૪નું નિયમિત લશ્કર છે ને ૨૮૪,૨૭૮ તાલીમ પામેલાઓ તૈયાર છે તેનું હવાઈદળ ૧૧૦૦ વિમાનોનું છે

રશિયા પાસે દુનિયાનો વધુમાં વધુ લશ્કરી જથ્થો છે દસ લાખના નિયમિત લશ્કર ઉપરાંત એક ક્રોડ ને તેત્રીસ લાખ તાલીમ પામેલાઓ છે ને તેનું હવાઇદળ પણ ૩,૦૦૦ વિમાનોનું છે

અને આ બધા યે દેશો જગત પર શાંતિના આશીર્વાદ ઉતરવા માગે છે! શાંતિની એ ક્રૂર મશ્કરી નથી તો બીજું શું છે?

દીક્ષા લેવા આવેલા ચૈતન્યદેવનું અત્યંત નાનું વય જોઇ કેશવભારતીએ જ્યારે તેમને ના પાડી ત્યારે નિરાશાના અત્યંત આઘાત સહ તેમણે પોતાની ચાહે તેટલી આકરી કસોટી કરી જોવા વિનતિ કરી. ભારતીએ તેની જીભ બહાર કઢાવી ઉપર ખાંડની ચપટી મૂકી, પણ અજબ! ખાંડ લેશમાત્ર ભીની ન થતાં ફૂંક મારવાથી બધી ઊડી ગઇ! કહેવાની જરૂર નથી કે આ અજબ સયંમ જોઇ કેશવભારતીએ એમને તરત દીક્ષા આપી

અનેકાર્થી શબ્દ: **હાંસડી**=ગળાનું આભૂષણ; ગળાનું એક હાડકું; ગળાનું એક ઘરેણું; લોટાને કે વાસણને ઉંચકવા કરેલો ગાળો; ઘોડાને ગળે પહેરવાના સામાનનો એક ભાગ; કોસનું લોઢાનું ચકરડું; પૈડાના મોં ઉપરનો લોઢાનો ગાળો

કહેવતોના અર્થ:'છાપરે ચડીને બેસવું.' પોતાની કંઇક કીમત ગણાતાં માણસ અભિમાનમાં મોટો બનીને જે ભાવ ખાય છે, અગર અઘટિત આનંદમાં આવી જાય છે તે દર્શાવવા આ કહેવત ઊપજી છે. ત્યારે ખાસ કરી તે ફૂલણજી બની, બીજાથી મહાન દેખાવાનો પ્રયત્ન જ આદરે છે, એટલે એને લગતી બીજી કહેવતો આ પડી છે: 'ગધેડી ફૂલેકે ચડી', 'ગાયજાની કાયળીમા સજાઇઓ (અથવા ગોકુળમાં કહાન) મહાલે તેમ મહાલે', 'બંદા પહોળા ને શેરી સાંકડી'

૧૫૩મા અંકના 'ફૂદાં અને પતંગિયાં' વાળા લેખમાં તમે પતંગિયાના ચાર અવતાર તો જાણી ગયા. પણ 'ગોલ્ડ બૅન્ડેડ સ્કિપર' નામના પતંગિયાના સાત અવતાર થાય છે એ તમે જાણો છો?

પસીનામાંથી લસણની વાસ આવે તેટલા જથામાં લસણ ખવરાવવાથી ક્ષયરોગમાં ફાયદો થતો કહેવાય છે.

જે ઝાડ પર કોઇ જાતના જંતુ નુકસાન ન કરી શકતા હોય એવું એક માત્ર હિમાલયમાં થતું દેવદારનું ઝાડ છે.

ગણિત ગમ્મત

૩૨ × ૩૨ = ૧૦૨૪
૩૩૨ × ૩૩૨ = ૧૧૦૨૨૪
૩૩૩૨ × ૩૩૩૨ = ૧૧૧૦૨૨૨૪

• • •

૬૪ × ૬૪ = ૪૦૯૬
૬૬૪ × ૬૬૪ = ૪૪૦૮૯૬
૬૬૬૪ × ૬૬૬૪ = ૪૪૪૦૮૮૯૬

અને એ પ્રમાણે આગળ. એનું કારણ મૂળ સંખ્યાના ગુણ્ય અને ગુણક દરેકમાં એ સંખ્યામાં જે આંક દશકસ્થાને હોય તે આંક જેટલી વાર મૂળ સંખ્યાની ડાબી બાજુએ લખાય, તેટલી વાર એ આંકડાની એક જોડી, એવી તેટલી જોડીઓ વધે. (મૂળજી જેઠુ જોશી)

અંગ્રેજી પરથી ઉતારેલાં નામોના આપણે કેટલા ખોટા ઉચ્ચાર કરીએ છીએ? દાખલા તરીકે Cairo, Marseillaise, Masaryk, Czech, Pasteur, Mazzini, ને Richelieu ના ઉચ્ચારો સાધારણ રીતે આપણે કેરો, માર્સેલીઝ, મૅસેરિક, ઝેક, પૅશ્ચૂર, મૅઝિની ને રિશેલ્યુ કરીએ છીએ પણ તેમના ખરા ઉચ્ચાર તો કાઇરો (મિસરી કાહિરા પરથી), માર્સૅયાઝ, માઝારીક, ચેક, પાસ્તર, ત્સાટ્સિની ને રીશલ્યૂ છે. એ જ પ્રમાણે આયાત કરેલા બીજા નામોના ઉચ્ચારોનું પણ સમજવું.

પેન્સિલવાનિયાની લોખંડની એક મીલમાં ગરમીના વખતે કામદારોને ઠંડક આપવા બાહ્ય ઉપચારો કરવામાં નથી આવતા, પણ બધાને પહેલાં થોડીક મિઠાઇ અને ઉપરથી મીઠાની ટીકડીઓ આપવામાં આવે છે.' આથી શરીરને આપોઆપ ઠંડક મળે છે!

દરિયાનાં પાણીમાં બધું મળીને ૫,૪૬,૮૭,૫૦૦ ટન સોનું છે પણ હાલ તેને મેળવવા જતાં દર ઔંસ પાછળ એક હજાર રૂપિયા ખર્ચ થવા જાય છે.

આખું અમેરિકા શોધી કાઢવા બદલ કોલંબસને માત્ર રૂપિયા ૧૭૭ (૫૬ ડોલર)નું જ ઈનામ મળ્યું હતું!



નાના ચાંદલાઓ વચ્ચેનો મોટો ચાંદલો અને મોટાઓ વચ્ચેનો નાનો ચાંદલો એકબીજાને મુકાબલે નાનામોટા લાગે છે તે તેમની આજુબાજુની આકૃતિઓથી ઉપજતા દૃષ્ટિભ્રમને લીધે વસ્તુતઃ એ બંને સરખા જ છે.

પ્લાસ્ટરની ભીંતમાં ખીલો ઠોકતાં પ્લાસ્ટર ઊખડીને ખીલો ઢીલો થઈ જાય તો જાડા સરેસ અથવા સીમેન્ટના પાણીમાં પલાળેલું રૂ ખીલાની આસપાસ વીંટી બેસાડી દેવું, અને ઊખડેલા પ્લાસ્ટર પર આસપાસ પણ સીમેન્ટ અગર સરેસ લગાડી દેવો

દીવાસળી સને ૧૮૨૯માં હસ્તીમાં આવી; ૧૮૩૦થી તેનો પ્રચાર થયો

ઓરડાની હવા તરત સાફ કરવી હોય તો કપૂરનો એકાદ કટકો સળગાવવાથી ધારી અસર થાય છે, એટલું જ નહિ પણ નુકસાનકારક જંતુઓ પણ નથી રહેતા.

શાહીના ડાઘ પર જરા ગરમ કરેલી મીણબત્તી ઘસી જોજો. કદાચ તેના મીણની સાથે ડાઘ નીકળી આવશે.

જગતની બેકારસંખ્યા

| | | |
|---|---|---|
| ઈંગ્લંડમાં | કુલ | ૨૮ લાખ |
| અમેરિકામાં | ,, | ૬૫ લાખ |
| જર્મનીમાં | ,, | ૧ ક્રોડ |
| ઇટલીમાં | ,, | ૬૦ લાખ |
| જાપાનમાં | ,, | ૧૨ લાખ |
| બાલ્ગેરિયા, રૂમાનિયા, ઑસ્ટ્રિયા, હંગરી, યુગોસ્લાવિયા | ,, | પાંચ ક્રોડ |

હિંદમાં અંદાજ એક કરોડથી વધારે

# મને અધિક છે પસંદ

· પ°રી ·



મને અધિક છે પસંદ,
અગણ્ય ઉડુઓ થકી ખચિત ખુલ્લી રાતોથી યે
મને બસ પસંદ છે સઘન મેઘથી આવરી
અડાબીડ જ અંધકારભર રાત, જેમાં ક્યહીં
તગી અટુલી તારલી લઘુક એક બત્તી જરી.



મને અધિક છે પસંદ,
અસંખ્ય મધુ વાનીઓથી છલકંત મિજબાનીઓ
થકી વધુ પસંદ છે સતત કૈં કલાકો પછી
અથાગ રખડાટના, મળતી દીન યજમાનના
ગૃહે અ-રસ રોટી સાથ ચટણીની તીખી મઝા.

મને અધિક છે પસંદ,
સુરીલ લયતાલ શાસ્ત્રમય ગાન-જલસાથી યે
મને વધુ પસંદ છે ગભરુ નાનકા બાળના
મુખેથી સરતું સુહાસ્ય રમતા, કંઈ ક્રન્દનો
વિષે, વિસરી રોવું, એક અણધાર્યું 'તા..તા.' સુખી.



મને બસ પસંદ છે જગતના સુયોજ્યા બધા
પ્રહર્ષ થકી, લાધતી સહજ એક હર્ષકણ.

સુન્દરમ



## મારી નજરે

**યેનોશીમા—ચિત્રદ્વીપ અથવા પિકચર આઇલૅન્ડ**

● જાપાનનો મુખ્ય પ્રદેશ ત્રણચાર મોટા ટાપુઓની જ સાંકળ છે ઉપરાંત તે દરેકના કિનારાની લગોલગ કેટલા યે નાનકડા ટાપુઓ છે અને તે પણ વસ્તીથી ભરચક છે. વળી એ ટાપુઓ પર એવી ઈશ્વરકૃપા છે કે બારે માસ વરસાદના છંટકાવથી તે લીલાછમ અને વનસ્પતિ–પાણીથી તરબતર રહે છે કેટલાક ટાપુઓ ૨૫ કે ૩૦ માઈલને અંતરે છે તો કેટલાક કિનારાની તદ્દન લગોલગ માત્ર બસો ચારસો ફૂટ વેગળા છે; અને આવાં બધાં સ્થાનો મેળા, યાત્રા કે પ્રવાસના આનંદ આપનારાં સાધનો અને સગવડ આપી રહ્યા હોવાથી કિનારાની વસ્તીનો અવરજવર ત્યાં ખૂબ રહે છે.

કામાકુરા જતા યેનોશીમા ચિત્રદ્વીપે અમારું ખૂબ જ ધ્યાન ધ્યાન ખેંચ્યું. અમારા પ્રવાસનેતા બાબુ દવેએ દરખાસ્ત કરી કે કિનારા પર ટૅક્સીઓ અરધો કલાક રોકી એ ટાપુ તો જોઇ લેવો જ. એ વખતે દરિયાનાં પાણી ઓટમાં હતાં એટલે કોઇ ધારે તો પગપાળા પણ ટાપુ પર જઇ શકે પણ કાયમની આવજા માટે લાકડાનો એક પૂલ બાંધેલો હતો તે પરથી અમારે જવાનું હતું કિનારા આગળ રેતીના ઢાળ પર એ વખતે શણનાં તાપડાની હાટડીઓ બંધાતી હતી તે તરફ અમારું ધ્યાન ખેંચાયું પૂછતા ખુલાસો મળ્યો કે હવે ઉનાળાના દિવસો આવતા હોવાથી હજારો માનવીઓ સમુદ્રકિનારે હવા ખાવા ને આનંદ કરવા આવશે તેમની એ બજાર તૈયાર થાય છે. માત્ર થોડા સમય પૂરતી જ. પણ એ હાટડીઓ મ્યુનિસિપાલિટી તૈયાર કરતી હતી અને તેની તૈયારી તથા ગોઠવણ જુઓ તો એક પ્રદર્શનમંડપ થતો હોય એમ લાગે. હાટડીઓ બાંધવાની જાપાનની કળા તો છક્કડ ઉતારવા જેવી જ છે.

અમે પૂલ પર કૂચ કરતા ચાલ્યા. ટાપુના ઝાંપા આગળ પહોંચ્યા ત્યાં તો જણાયું કે દૂરથી જે ઝાડીમય પ્રદેશ લાગતો હતો તે તો દુકાનોની કતારવાળી એક સુંદર ટેકરી છે. પેસતા જ બે બાજુ ભાતભાતનાં હાથકારીગરીનાં રમકડા વેચનારી દુકાનો હતી. તેમની વચ્ચેથી અમે ઢાળ ચડવા લાગ્યા અને ચારે કોરથી દરિયો તેમજ કિનારો નીરખતા હર્ષના ઉમળકા લેતા કેટલું યે આગળ વધી ગયા.

ઠેઠ ઉપર પહોંચ્યા એટલે અમારો માર્ગ ટેકરીની દરિયા તરફની બાજુએ વળ્યો. આખા યે રસ્તામાં બંને બાજુ સુંદર જાપાની ઢબના મંડપો, ખાનપાનની દુકાનો અને તેમાંની સ્વાગતકારી દીપરમણીઓ કોઇ કથાનું વાતાવરણ ખડું કરતાં હતાં. દરેક દુકાનદાર કવિતામય વાણીમાં કહેતી કે 'માનવંતા પ્રવાસી! આવો, બેસો; બે ઘડી આરામ લો; કંઇ ખાઓ પીઓ અને અમારી દુકાન ધન્ય કરો.' કોઈ તો વળી કહેતી કે 'અમે



જાપાનના સૌન્દર્યપ્રદેશ હાકોનેની રમણીઓ

તમારા આગમનની રાહ જોઈ રહ્યાં છીએ અને કેમ રોકાતા નથી?' આ તરજૂમા કરવાનું કામ બાબુ દવે કરતા. અમે તો સડેડાટ બીજી બાજુના રસ્તા ઊતરવા લાગ્યા. છેવટે બહુ વિચિત્ર પથ્થરમય સાંકડી નેળોમાં ઊતરી બહાર પડ્યા ત્યાં તો વિશાળ સાગર નજરે પડ્યો અને ખરાબાવાળા કિનારા વચ્ચે નાની હોડીઓમાં સહેલાણીઓ એ બાજુના એક ગુફા-મન્દિરનાં દર્શને આવતા જતા જોયા અમે પણ દરિયાનાં મોજાંએ કોતરેલી એ ગુફામાં દાખલ થયા તો છેક છેડે, કુદરતના ઘડેલા મંદિરમાં માનવી જે દેરી બાજુ જુએ છે તેવા કોઇ રક્ષક દેવની મૂર્તિની પૂજા મંડાએલી જોઇ એકાદ બે પૂજારણીઓએ પ્રસાદી આપી અમે પણ ખીસામાંથી ત્રાંબાના સેન કાઢી નાખ્યા અને પાછા વળ્યા આ પ્રસંગે તો હિંદુસ્તાન સાંભર્યું. કોઇ પહાડના કોતરમાં કાલી, હનુમાન કે ભેરવની મૂર્તિ કરી પૂજતા હિંદુ ગ્રામીણો અને આ જાપાની શ્રદ્ધાળુઓમાં ફરક ન લાગ્યો. આવું જ કોતરકામ કાઠિયાવાડમાં મહુવા આગળ ભાવનગર પાસે રત્નાકર મહાદેવનું જોએલું તે યાદ આવ્યુ. આવા દર્શ્યો જોતાં જાપાનની ધર્મપ્રેરણા અને ભારતની ધર્મપ્રેરણાના મૂળ પ્રવાહ સરખા જ લાગે છે. અમે ખૂબ જ વખત લીધો અને ટેકરી ચડી ઊતરી આવ્યા તેનો થાક તથા અંતર બહુ લાગ્યાં એટલે પાછા જવાને ટેકરી ન ચડતાં એ તરફ આવેલી એક હોડી કરાવી તેમાં ચડી બેઠા. આ એકાંત ઉજ્જડ કિનારા જેટ હમેશાબાજે ઘૂમતા જ હતા. અમારી હોડી જલદી ચાલી ન હોત તો એકાદ છબી પડાવવાનો લોભ ત્યાં રોકવો મુશ્કેલ હતો. બેટની પ્રદક્ષિણા કરતી અમારી હોડી ચાલી ત્યારે જ અમને બેટના વિસ્તારનો ખ્યાલ આવ્યો હોડીની એટલી સફરે અમારી તે દિવસની યાત્રા પર રાગ ચડાવી. હૈયામાં

ફરીની રાતે આઉ ફરેલી અને સાંજે આઠ વાગ્યે ટોકિયો પહોંચવાનું હતું; પણ હવે તો સાંજે ચાર વાગ્યે પહોંચીશું એ આશાએ પહાડી પ્રદેશો ઊતરી બને એટલા વેગે ટોકિયો ટોકિયો ઝંખતા ભાગ્યા. રસ્તામાં ગામડાં આવતાં જતાં. કોઇ કોઇ ગામે બચ્ચાંઓ માટે દૂધ લેવા કે મોટર સંભાળવા અટકતા ત્યારે ગામડાના માણસો, છોકરાંઓ વગેરે અમને જોવા ભેગાં થઇ જતાં. બધા આશ્ચર્યમુગ્ધ નયને જરા દૂર ઊભાં રહેતા, પણ કોઇ કાંઇ ટીખળ કે મશ્કરી કરતું નહિ તેમજ અવાજને કરતું નહિ. અમને ઘણી વાર કોઇ નાના બાળક કે કન્યાને બોલાવવા હસાવવાની ઇચ્છા થાય, પણ તે વખતે તેઓ ક્ષોભથી દૂર ભાગે. મોટાઓ વળી કંઇ મદદ કરવાની ઇચ્છાથી માથાળુ શબ્દોમાં ડ્રાઇવરોને પૂછી જાય બાળકો અને મોટેરાંઓ સાથેના એ વિવિધ પ્રસંગોએ આપણે આપણા જ ગામડાની છાયાનો સ્પર્શ પામતા હોઇએ એવું લાગે.

ટોકિયોની હદ ક્યારે શરૂ થઈ એ તો અમે જરા પણ સમજ્યા નહિ. હવે લીલાછમ ખેતરો-વાડીઓને બદલે બાદેશા બગીચા, બંગલા, ફૅક્ટરીઓ આવવા લાગ્યા. રસ્તા પહોળા થતા લાગ્યા, ટ્રામોના પાટા દેખાયા ને ટ્રેનોના ફાટકો પણ વટાવ્યાં. ટોકિયોમાં અમારે ક્યાં ઠરવાનું છે તે નક્કી નહોતું, પણ મેસર્સ દુર્લભજી અને મઝુમદારની ઑફિસેથી બધી સૂચના લેવાની હતી. રવિવારનો દિવસ હતો એટલે ઑફિસે કોઇ નહિ હોય એમ કલ્પી ટોકિયોના પરામાં તે રહેતા હતા તે તરફ અમે ટૅક્સીઓ હંકારી. યોકોહામાના સંબંધથી ટૅક્સીવાળા તેમને ઓળખતા જણાયા. જાપાની જેવા વર્ણના તેમના પત્ની છે એ સહાયથી તેઓએ ઓળખાણ યાદ કરી હતી એટલું મને ખાસ યાદ છે. વરસાદની છાંટ તો ચાલુ જ હતી, પણ એક ગલીને નાકે ટૅક્સી ઊભી રહી ત્યારે અમને એક પ્રકારની હાશ થઇ. છોકરાં અકળાઇ ગયાં હતાં, સ્ત્રીઓ આરામ અને સ્થિરતા ઝંખતી હતી અને અમે પણ તેમનાથી થોડો છુટકારો મેળવવા ઇંતેજાર હતા. મિ. મઝુમદાર ખબર પડતા જ બહાર આવ્યા અને હિંદુસ્તાનીમાં જ કહ્યું કે આપ લોક પહેલા તો ઘરમાં આવો. મારું ઘર નાનું છે એટલે લાચાર છું, પણ થોડી રાહત લઇ બીજી ગોઠવણ કરી શકાશે. આ પરામાં તો ટોકિયોની કંઇ વિશેષતા દેખાતી નહોતી. બધાં ઘરો—હારની હાર—જાપાની ઢબના જ હતા. શ્રી મઝુમદાર પણ જાપાની ઘરમાં જ રહેતા હતા. અમારાં ખરડાએલા બુટ-મોજાં બારણે ઉતારી, તેમણે આપેલાં ચપલો પહેરી તેમના ઘરમાં બેઠા એટલે તેમનાં પત્નીએ સ્વાગતભર્યાં સ્મિતે સૌને બેસાડી ઘડીભરમાં તો હિંદનું વાતાવરણ છવરાવી દીધું. તેઓ બંગાળી છતાં અહીં તો એવા ભેદનો એ ક્યો પણ ન દેખાય. મઝુમદાર બાબુ ત્રીસ વર્ષથી ટોકિયોમાં રહે છે તેમના પત્ની સુશિક્ષિત હિંદી નારીરત્ન છે અને યુરોપ અમેરિકાનો પ્રવાસ કરી આવ્યા છતા બહુ જ સાદાઇ અને કરકસરથી ટોકિયોનું ઘર ચલાવે છે એ જોઇ સૌને આશ્ચર્ય થયું. તેમના યુવાન પુત્ર પ્રતાપ મઝુમદાર ઑફિસનું એક્સપોર્ટ ઇમ્પૉર્ટનું કામ બાહોશીથી સંભાળે છે. મિ. પ્રતાપ પણ યોકોહામાની સેંટ જોન કૉલેજના ગ્રૅજ્યુએટ અને બાબુ દવેના કૉલેજ-મિત્ર છે બધા ત્યાં જ હતા એટલે આ પ્રથમ મેળાપ તો સૌને ખૂબ જ મીઠો અને આશ્વાસનદાતા થઇ પડ્યો.



શ્રી મઝુમદાર

સાઠ લાખની વસ્તીવાળા ટોકિયોમાં અમારી વાચા ઉઘાડવાનું આ આટલું જ એક સ્થાન હતું. બાકી જાપાના અજ્ઞાને અમે બહેરા અને મૂગા જેવા જ હતા. ચહાનાસ્તો પત્યા પછી અમે ક્યાં જવું તેની ઘડભાંજમાં પડ્યા. કોઇ સારી હૉટેલમાં એકસાથે ખંડો મળે તો જ અમારો સંઘ નીરાંતે રહી શકે. મઝુમદાર બાબુએ બાબુને ઘેર જઇ ટેલીફોન કર્યા બાદ કહ્યું કે આશાહી હૉટેલમા ત્રણચાર ખંડ છે જેમાંનો દરેક એક પ્રવાસી —જાને બહુ તો બેને સમાવી શકે એવો છે. જણ દીઠ રાત યેન ખર્ચ આવે એ ભાડે પાંચ છ રૂમ નક્કી કરી અમે ત્યાં ગયા. પણ વળી અમારામાંના કેટલાકને તેના ખંડ ન ગમ્યા એટલે કાફલાને વેઇટિંગ રૂમમાં રાખી ટોકિયોની બીજી જાપાની હૉટેલો ઢૂંઢી આવ્યા, પરંતુ ક્યાં યે ખાલી જગ્યા મળી નહિ, એટલે આખરે ઠેરના ઠેર થઇ આશાહીમાં જ પડાવ નાખ્યો જાપાનમા એક સુખ છે કે લિફ્ટનો ચાલુ ઉપયોગ મળતો હોઇ, ગમે તે માળે હોઇએ તેનો વસવસો કે મૂંઝવણ રહેતી નથી. આશાહી હૉટેલ ઘણે ભાગે પરદેશી પ્રવાસીઓને જ સુગમ પડે છે, કારણ કે તે ટોકિયોના મુખ્ય લત્તા વચ્ચે છે; પણ કોબે-માં હિંદીઓનો સમુદાય વધુ હોવાથી જે સ્થાનિકપણું ત્યા લાગે છે તેને બદલે અહીં સાવ નવતર ને અતડા પડી જઇએ છીએ. સુભાગ્યે હૉટેલોના મેનેજરો અંગ્રેજી વાતચીત કરી શકે છે તેમજ તેમનું વર્તન સેવાભાવી હોય છે; તોય બહાર જવા-આવવા કે ખરીદ કરવા અથવા મુલાકાત વખતે દુભાષી મિત્ર વગર જરા યે ચાલે નહિ. ટોકિયો માટે તો એક સુવાંગ ગાઇડ રાખવો એ જ સલાહભર્યું છે. અમે ઠામ પડ્યા પછી ટોકિયો કેમ જોવું તેનો ઘાટ ઘડવા લાગ્યા. (ચાલુ) —ર. મ. શા.

## જાપાન જતાં પહેલાં

જાપાની ભાષા શીખી લેવાય તો પ્રવાસીને ઘણી અનુકૂળતા થાય એવા આશયથી અમદાવાદ(શાહીબાગ)ના શેઠ શાકરલાલ નારણલાલ શાહે એ જરૂરીઆત પૂરી પાડવા શ્રી ગોપાળજી મોરારજી શાહ પાસે એક નાની પુસ્તિકા ગુજરાતીમા તૈયાર કરાવી છે પ્રવાસી માટે ખરેખર તે ઉપયોગી સાધન બન્યું છે

છે, પણ ધનપતરાય એવા 'બીજા'ઓની હરોળમાંના ન હતા. વિ ત્તમાં પણ જે હૃદયમાં સદ્‌જ્ઞાન નથી ઉપજતું એ એક એવા સૂકા ઝાડ સરખું છે. જે પાણી પાને મહોરતું નથી પણ સડી જાય છે.' એમની 'પ્રેમાશ્રમ' નામની નવલમાં પાછળથી સર્જના કરેલા આ આવિષ્કરણનાં અંકુર ફૂટતી એ વયમાં પણ પ્રતિભા ને પુરુષાર્થને એમણે ઓછા નહોતાં ઝળકાવ્યાં.

આગળ ભણવાની ધનપતરાયની ઇચ્છા અદમ્ય હતી. સામે કશી આવકનું ઠેકાણું ન હતું. પણ એમણે ધીરજ ન ખોઇ. કમાવા-ખાવા સાથે જ શિક્ષણ પણ પ્રાપ્ત કરવાનો એમણે દૃઢ નિશ્ચય જ કર્યો. થોડાંક ટ્યૂશનો મેળવ્યાં ને કાશીની ક્વીન કૉલેજમાં જોડાયા. ખૂબ જહેમત પછી ફી પણ એમણે માફ કરાવી ને કૉલેજ ચાલુ કરી. થીગડાભર્યે કપડે ને ખુલ્લે પગે પાંચપાંચ માઇલ ચાલીને ભણવા જવું એ એમને મન કાંઇ વિસાતમાં નહોતું. પોતે શિક્ષણ તો મેળવે છે ને! એ જ એમને મન મોટો સંતોષ હતો. હિંદીના ભાવિ સાહિત્યસમ્રાટનું આ કૌમારચિત્ર!

એ સમય પણ વીત્યો ને ધનપતરાયે મૅટ્રિક્યુલેશન પસાર કરી. આગળ ભણવાની વૃત્તિ હજુ એટલી જ અદમ્ય હતી, પણ કમનસીબે અનેક પ્રયત્નો છતાં તેઓ આગળ ભણવાની તક મેળવી ન શક્યા.

ને એ તક મેળવવાના એમના પ્રયત્નો તો જીવનવિગ્રહ કેટલો દુષ્કર હોય છે એ તાદૃશ કરતાં આજે પણ રૂંવાં ખડાં કરી દે છે. એ વખતે ટ્યૂશનમાંથી પાંચ જ રૂપિયા તેમને મળતા. તેમાંથી અઢી તો ઘેર પાંડેપુર મોકલી આપતા ને બાકી અઢી રહેતા એમાંથી આખો માસ ગુજારો કરતા! એ ગુજારો સહેલો ન હતો. મહિનામાં બેને બદલે બાર એકાદશીઓ કરતા ત્યારે તેમનો એ મહિનો વીતતો. એક વખત તો ઉપરાઉપરી એવા ઉપવાસો ખેંચવા પડ્યા કે આખરે હારીને પોતાનું એક પુસ્તક બજારમાં વેચી નાખવા નીકળ્યા ને એના ઉપજેલા એક રૂપિયામાંથી પારણું કર્યું.

આ કસોટી પછી કુદરતનું યે હૈયું કંઇક ગળ્યું હોય એમ, એકાદ શાળાના હેડમાસ્તર સાથે ધનપતરાયનો ભેટો થઇ ગયો અને એમણે તેમને માસિક રૂ. ૧૮ના પગારથી પોતાની શાળામાં શિક્ષક તરીકે નીમી દીધા. મોકો મળ્યો કે તરત ધનપતરાયે જીવનની જરૂરિયાતોમાં જેવી ને તેવી રીતે મર્યાદિત રહી કૉલેજનો અભ્યાસ ચાલુ કરી દીધો. થોડા વખત પછી સરકારી કેળવણીખાતામાં નોકરી મેળવી. એફ. એ. પાસ કરી શાળાઓમાં સબ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર નીમાયા. આગળ ખાનગી અભ્યાસ તો હજી પણ ચાલુ હતો. અંતે બી.એ.ની પરીક્ષા તેમણે પસાર કરી. આમ પાછળથી કુદરતની સાનુકૂળતા ધનપતરાય પ્રત્યે કંઇક ઢળતી જણાવા લાગી. આ અરસામાં જ એમણે શિવરાની દેવી નામનાં વિધવા સાથે પુનર્લગ્ન કર્યું જે તેમનાં આજીવન શ્રદ્ધેય સંગાથી બની રહ્યાં.

ધનપતરાયને નાનપણથી જ સાહિત્યનો શોખ અત્યંત હતો. એમણે લખવાનું તો પોતાની સરકારી નીમણૂક પહેલાં જ શરૂ કરી દીધું હતું. પણ તે હિંદીમાં નહિ, ઉર્દૂમાં. ૧૯૦૨માં એમની પહેલી નવલકથા છપાઇ ને ૧૯૦૪માં બીજી. ૧૯૦૭થી વાર્તાઓ લખવાનું એમણે શરૂ કર્યું. 'અદીબ', 'ઝમાના' વગેરે પત્રોમાં તે છપાવા લાગી. આજથી ત્રીસ વર્ષ પહેલાં એ 'સોઝે વતન' નામથી પ્રસિદ્ધ થયેલી. એ બધું તેઓ પોતાને ખરે નામે અગર તો 'નવાબરાય' નામે છપાવતા. 'પ્રેમચંદ' નામનો હજુ જન્મ નહોતો થયો. ઉર્દૂમાં પણ એમની લેખિની એટલી દિલચસ્પ ચાલતી કે મૌલાના શિબ્લી જેવા સમાલોચકે પણ એક વખતે કહેલું, 'હિંદના સાત કરોડ મુસલમાનોમાંથી કોઇએ આવું ગદ્ય નથી લખ્યું.'

ધનપતરાયનું જીવન આમ સમધારે વહ્યું જતું હતું ત્યાં ૧૯૨૦ની સાલ આવી ને હિંદભરમાં એ જુવાળ—અસહકારના આંદોલન રૂપે વળ્યો. પહેલેથી જ રાષ્ટ્રીયતાના કટ્ટર હિમાયતી ધનપતરાયને પણ એ પ્રવાહે પોતામાં ભેળવ્યા ને વીસ વર્ષની પોતાની સરકારી નોકરીને તેમણે તિલાંજલિ આપી દીધી.

હવે? ધનપતરાયે એ સવાલનો ઉકેલ આણીને જ પગલું ભર્યું હતું. પોતાને જેનો શોખ હતો અને જેમાં શ્રદ્ધા હતી એ સાહિત્યના ક્ષેત્રમાં જ ઝંપલાવવાનું તેમણે નક્કી કર્યું; પણ રાષ્ટ્રચેતનાના એ કાળમાં એમને એ પ્રતીતિ થઈ ગઇ હતી કે ભારત માટે ઉર્દૂ સાહિત્યની કશી આવશ્યકતા નથી. ભારતની જનતા તો હિંદી અને સંસ્કૃતના વાતાવરણમાં ઉછરેલી છે, માટે એની રાષ્ટ્રભાષા હિંદી જ જોઇએ. એટલે જે

સાંકડે ક્રમાંજેયા એમણે સાહિત્યના ક્ષેત્રમાં પ્રવેશ કરેલો એ ઉર્દૂને તેમણે તજી અને 'પ્રેમચંદ'ના નવા અભિધાનથી હિંદી સાહિત્યમાં પ્રવેશ કર્યો

એ અભિધાનથી લખાએલી સાત ટૂંકી વાર્તાઓનું એમનું પહેલું પુસ્તક 'સપ્તસરોજ' નામે બહાર પડ્યું ને એ ખૂબ વખણાયું પછી તો પોતાની રચનાત્મક કલાથી હળવે હળવે પ્રેમચંદજી ઝળકી ઊઠ્યા અને આખરે હિંદી સાહિત્યના એક રત્ન સમાન બની રહ્યા

બસ, ત્યાર પછીનું એમનું જીવન એ જાણે છેલ્લા વીસ વર્ષોનો હિંદી સાહિત્યનો ઇતિહાસ જ છે ત્યારથી તે મૃત્યુની ઘડી સુધી પ્રેમચંદજી એક વ્યક્તિ નહિ પણ *હિંદી ભાષાભાષીઓની એક સંસ્થા જ બની રહ્યા* હતા સપ્તસરોજ પછી સેવાસદન, પ્રેમાશ્રમ, રંગભૂમિ, કાયાકલ્પ, ગબન, કર્મભૂમિ અને છેલ્લી ગોદાન એમ એક પછી એક નવલકથા તેઓ સાહિત્યચરણે ધરતા જ આવ્યા 'કર્બલા' અને 'સંગ્રામ' જેવા નાટકો તેમણે લખ્યા અને નવલિકાઓ તો કૈં બેશુમાર લખી છે એમની ત્રણસો ઉપરાંત ટૂંકીવાર્તાઓ તો પ્રસિદ્ધ પણ થઈ ચૂકી છે

સાહિત્યકાર પ્રેમચંદજીએ સાહિત્યનું જ પ્રવાહક એક અંગ છેલ્લે ખેડવા માંડ્યું હતું ને એ પત્રકારત્વનું 'હંસ' નામનું માસિક એમણે શરૂ કર્યું ને આગળ જતા એનો પ્રચાર એટલો વધ્યો કે ભારતીય સાહિત્ય પરિષદે એને ભારતવર્ષના સાહિત્યના પ્રતિનિધિ તરીકે સ્વીકાર્યું હિંદની તમામ પ્રાંતીય ભાષાઓના સાહિત્યને રાષ્ટ્રભાષા હિંદીમાં પ્રગટ કરી, પ્રાંતપ્રાંત વચ્ચે સંસ્કારવિનિમયની તક આપનારું પ્રેમચંદજીનું એ કાર્ય તો અવિસ્મરણીય જ રહેશે પણ નવાઈની વાત તો એ છે કે તે માટે હિંદી લેખકોને તેમણે લખેલા અનુરોધપત્રોમાંથી માત્ર બાબુ મૈથિલીશરણે જ જવાબ આપવાનું સૌજન્ય દેખાડ્યું હતું

પ્રેમચંદજીનું જીવન એ કોઈ પણ સ્વાશ્રયી મનુષ્યને જોમ આપતું જીવન છે લક્ષ્મીની અવકૃપા તો જેવી હતી તેવી જ તેમને આજીવન રહેલી મુંબાઈની સિનેમાસૃષ્ટિ સુદ્ધાંમાં ઝંપલાવ્યા છતાં તેમના પરની એ અવકૃપા મટી ન હતી પરંતુ એ બધાં એમણે સહન કર્યાં, મૂંગે મોઢે ને એ સહેવાને પરિણામે એમણે માનવ સ્વભાવના સૂક્ષ્મ મનોવૈજ્ઞાનિક ઘાત–પ્રતિઘાતો સમજવાની જે શક્તિ મેળવી તે વિરલ જ હતી પોતાના લખાણોમાં એમણે એ ઠેરઠેર ઉતારી છે

લેખક તરીકેની એમની પ્રતિષ્ઠા છેક જાપાન સુધી ફેલાવા છતાં અને આંતરરાષ્ટ્રીય કીર્તિ મેળવ્યા છતાં પ્રેમચંદજી મિથ્યા આડંબરથી દૂર જ રહ્યા હતા છેલ્લે તેઓ 'હંસ' માસિક અને 'જાગરણ' સાપ્તાહિકનું તંત્રીપદ સંભાળતા હતા એમણે કદી પ્રચારક તરીકેનો સ્વાંગ ધર્યો નહોતો જે સાચું લાગે એ સાદી સીધી ભાષામાં કહી દેવું એ જ એમની નીતિ હતી માનવતામાં એમને અટલ વિશ્વાસ હતો અને સૌમાં એ પોતાનો નિખાલસ વિશ્વાસ મૂકતા એમની કલમે *મનુષ્યમાં સત્ય અને મંગલ શોધવાનો જ આદેશ આપ્યો* છે પોતાની આંખ ન તો એ વર્તમાનકાળની વાસ્તવિકતા પ્રત્યે મીંચી દેતા, ન તો સુંદર ભાવિના ચિત્તાકર્ષક ચિત્રો આલેખતા એ વર્તમાનને ભૂલી જતા

એમની પ્રતિષ્ઠા વધતી ગઈ તેમતેમ એમના લખાણોમાં ખામીઓ શોધનારા વિરોધીઓ પણ નીકળી આવ્યા એમના ચૂંથણાને કારણે હિંદી ભાષાની શ્રેષ્ઠ કલાકૃતિને આપવામાં આવતું 'મંગલાપ્રસાદ પારિતોષિક' તેમને મળ્યું નહિ, તેમજ જે સ્થાનને માટે એમની સંપૂર્ણ લાયકાત હતી તે હિંદી સાહિત્યસંમેલનના પ્રમુખપદનું માન પણ તેમને કદી અપાયું નહિ પછીથી, 'મોઢ ભૈમના મોટા ડાગા'ને ન્યાયે કે ગમે તેમ, પણ હમણાં હિંદી સાહિત્ય સંમેલનની કાર્યવાહક સમિતિએ તા. ૨૦ ડિસેમ્બરનો દિવસ 'પ્રેમચંદ દિન' તરીકે ઉજવવાનું ઠરાવ્યું હતું ઉપરાંત એમના એક સ્મારકની યોજનાને મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રયત્ન પણ ચાલુ છે

'પ્રેમચંદજીની સાહિત્યિક કીર્તિ અને ગૌરવના પ્રાંતીય સીમાઓને વટાવી ગઈ હતી' એ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું વક્તવ્ય સર્વથા સાચું છે પરંતુ આજ દિવસ સુધી જેની ઉન્નતિમાં જ એમણે પોતાની ઉન્નતિ જોઈ એ હિંદી સાહિત્યજગતે તો તેમનામાં કદી શ્રદ્ધા ન જ રાખી, ને રાખી તો યે ઉપરછલ્લી જે તત્ત્વની પ્રતિષ્ઠા અર્થે એમણે પોતાની રચનાઓ રચી, જેની સ્થાપના માટે એ આજીવન તપતા રહ્યા એ તત્ત્વ માટેની એમની ભૂખ તો એ ન જ સંતોષી શક્યું

'વિશાલ ભારત'ના સંપાદક પંડિત બનારસીદાસ

(અનુસંધાન આગળ પાન ૬૩૧ મે)



પૃથ્વીનું પેટાળ ફાટે તેમ અધવચ્ચે જ એ મોજું ફાટી નીકળ્યું

કેદારમાં આમુનું વહાણ ધીંગામાં ધીંગું ગણાતું. હજુ સુધી બધા તોફાનોમાંથી તે સહીસલામત પાર નીકળ્યું હતું. આ વખતે યે શાખોતર છોકનાં તોફાન નડેલું, પણ આમુ માલમને મન તો એ છમકલું જ હતું.

એક નવી સવાર ઊગી. આકાશની મેલાશ આજ કંઈક ઓગળતી જણાઈ. સૂર્યની પ્રભાએ પણ આજે પોતાનો અંચળો સંપૂર્ણ હટાવી દીધો હતો. ગમે તેમ પણ સૂર્યના પ્રફુલ્લ તેજમાં માણસને પોતાને એક જાતનો સહારો મળે છે, જ્યારે રાત પોતાની જાતમાં યે અશ્રદ્ધા જન્માવે છે.

સૂર્યે ક્ષિતિજની ગોદ હવે તદ્દન છોડી દીધી હતી. પણ હજુ તેમાં ચંડત્વ નહોતું આવ્યું. આજના ખુલાશ ભર્યા દિવસે ઉતારૂઓના મનમાં નવી આશા જન્માવી હતી. ઇશાનમાં વાદળાંનાં થોડાં ગાભલાં પણ ચડેલાં જણાતાં હતાં. આમુ માલમને ખબર હતી કે નહિ કે એ ગાભલાં ભયંકર હતાં એ તો કોણ જાણે! બાકી સૂર્યનો પ્રકાશ તો એ ભયંકરતા સંતાડવા પોતાથી બનતું કરી રહ્યો હતો. એમના પર તેણે સોનેરી ઓપ ચડાવી મૂક્યો હતો ને એ ઓપ સાથે જ તે પાછાં અદૃશ્ય થયાં. કૃત્રિમ કીર્તિ મેળવેલાં માણસો પણ પોતાની એ કીર્તિનો ઓપ ઊતરે તે પહેલાં એમ અદૃશ્ય થઇ જતાં હોય તો!

મધ દરિયે પવન ભાંગી પડે ત્યારે માલમ કેવી કફોડી સ્થિતિમાં આવી પડે છે એ તો એ ટાણાની ત્યાંની હાજરીથી જ અનુભવી શકાય. વહાણવટું એ આપણા હાલના જીવનના મૂંગા સાહસનો છેલ્લો શ્વાસ લેતો અવશેષ છે. પણ અફસોસ છે કે તે ટકાવી રાખનારાઓની સાહસ-દિલી પર આફરીન પોકારનારી યે એકે જીભ આપણને નથી મળી. પછી એના ઉદ્ધારની તો વાત જ ક્યાં રહી?

રોજ નવી સવાર ઊગતી ને રોજ માંડવીના હોડીઆ ક્રાસ પર દોલતપશાને નજરાવવા માણસોની મેદની ભરાતી. સાંજે નિરાશ થઇ એ પાછી વળતી. કટકે કટકે મુકાતી જતી દોલતપશાની આશા હવે તો થોડી જ બાકી રહી હતી.

આ બાજુ, મરતો માણસ પોતાની સુવાસ પાછળ મૂકતો જાય તેમ પશ્ચિમમાં ડૂબતો સૂરજ પોતાની લાલી પાથરતો દરિયાની સપાટી પાછળ અદૃશ્ય થયો હતો, છતાં દોલતપશા તો હજુ જ્યાંનું ત્યાં જ પડ્યું રહ્યું હતું. એના કરતાં તો એ તોફાનમાં ઉલાળતું હોત તો યે આમુ માલમને વધુ નિરાંત વળત.

આમ ને આમ દિવસો વિત્યા બાદ આખરે એક સાંજે અચાનક પવનની સહેજ લહેરકી આવી ખરી પણ એ જરાક વહી ગઇ, ને પછી થોડી જ વારે વહાણમાં પાંગરેલી થોડીઘણી આશાને યે દફનાવી દેતી ગર્જના શરૂ થઇ; અને એ જ વખતે માંડવીને કિનારેથી દોલતપશાના છેલ્લા ઇંતેજારો પણ બધા પાછાં વળી નીકળ્યાં. તેમણે પણ આજનો છેલ્લો દિવસ જ રાહ જોવાનું નક્કી કર્યું હતું.

એ કુદરતનો કરિશ્મો હતો કે દોલતપશાના નસીબની પુકાર હતી? દરિયામાં જેમ ગર્જના પાસે ને પાસે આવતી ગઇ તેમ ક્ષિતિજમાંથી મેશિયા રંગનાં વાદળાં ઊંચા ને ઊંચાં ચડવા લાગ્યાં. સાગર પણ હવે હલી ઊઠ્યો, —અરે, ઉછળી નીકળ્યો; ને પવને તો જાણે પોતાની ફેંધાય રહેલી શરત એકી સપાટે પૂરી કરવી હોય એટલા જોરથી ફુંફાડો મૂક્યું. તોતીંગ મોજાં હવે હાથ લંબાવી

લગાવીને દોલતપશાને આનકારના માડ્યા પોતાના હૈયામાં એવી હૂંફ આણવા માટે એમનો એ તનસાટ હતો કે જ્યાથી તેનો ક્રોધ વિસ્ફોટ ન કરાવી શકે તરણી માટે ખીસામા હાથ નાખતો આમુ માનમ એટલુ જ બોલી શક્યો, 'ખુદા, તોબા કુદરત''

પણ ખુદાએ જ જાણે આજે કુદરતને બેફામ રીતે વર્તવાની છૂટ આપી દીધી હતી દરિયામા પ્રલયકંપ થવા માડ્યો હતો પહાડ પહાડ જેવડા મોજા ઓસરતા ને ફરી ઊભા થતા જળનુ એ રમખાણ પોતા વચ્ચે એકના એક નક્કર રહેલા આ વહાણને થપ્પડો મારી મારીને જાણે પોતામા ભળી જવા સમજાવી રહ્યુ હતુ

એ સમજાવટ, એ પ્રલોભનો જેમ જેમ નિષ્ફળ જતા ગયા તેમ દરિયાની ભીષણતા વધુ ને વધુ નગ્ન રૂપ લેવા માડી. પરમણ તો ગઈ જ હતી. ખૂલો ગે તૂટ્યો સાંભુખારીના નામે ધૂપેડો ફેરવવામા આવ્યો, પણ ખુદ દરિયાપીરને જ અદેખાઈ ઊપજી હોય ત્યા કયા ઇલાજની કારી ફાવી શકે? વહાણમાની ઇન્સાનિયત સુખે શ્વાસ ખેંચવા પણ હવે રીબાતી હતી

કંઈ નહિ તો એ રીબામણી તો ખુદા અને કુદરતને સ્પર્શી જ હશે! એક ઘૂમતુ મોજુ વહાણને ઉપાડી નીકળ્યુ ને તે પરથી એ સરી છૂટે તે પહેલા તો કોઈ પ્રચંડ ભૂકંપથી પૃથ્વીનુ પેટાળ ફાટે તેમ એ મોજુ અધવચ્ચે જ ફાટી નીકળ્યુ ને એની પોલાણમા બીજી જ પળે કાળા આકાશ ને કાળી ધરતી પર છેલ્લી નજર નાખતુ દોલતપશા સાગરના કાળા ઊંડાણમા અદૃશ્ય થઈ ગયુ ઉપર એ પોતાનુ સાધતા મોજા પોતપોતાની કામગીરી પર મુસ્તાક બનતા ખૂબ ઊંચે ઉછાળીને એકબીજાને વધાવી રહ્યા

પાએક કલાક વીતી હશે વહાણમા રહેલા જીવોને સાગરના રત્નગર્ભમા સમાતા કશો ભોગતો રહ્યો હશે કે નહિ એ તો કોણ જાણે, પણ બે જણાઓએ તો એ ઊંડા પેટાળની સમાધિનો ઇનકાર કર્યો લાગ્યો એક તો આમુ માલમ પોતે હતો ને બીજો અબુબકર દોલતપશાની તૂટેલી પાલખને બંને જીવ જેમ વળગી રહ્યા હતા મોજાની પછાડે એક મુલાટ ખવરાવી એટલામા તો બંનેને ચોક્કસ થઈ આવ્યુ કે પાલખ બે જણનો ભાર ઝીલી શકે એમ નથી

આમુ માલમને એ વિચાર પહેલો આવ્યો હતો ને એ એનો ઉપાય જ શોધતો હતો ત્યા તો અબુબકરના હાથે કામ આવ્યું મોજાની ઝાટ મોઢા પરથી લૂછતા આમુનું ગળુ એણે પાલખ પર શરીર તાણી જકડી લીધુ 'અબુ તોબ્બે ભાવો ન        અ
આ        ' આમુ એથી વધુ ન બોલી શક્યો થોડી વારમા તો મોજા વચ્ચે તેની લાશ અબુબકરને સંતોષ આપતી સતાકુકડી રમવા લાગી

**અ**બુબકર અરબોને ભારેનના નવેશમાથી બેભાન હાલતમા જ હાથ લાગ્યો હતો એમણે એને માડવી પહોચતો કર્યો પણ અબુબકરને એ લાગ્યુ કે પોતે ન આવ્યો હોત તો વધુ સારુ હતુ સોદાગરો, શરાફો, જોખમીઓ ને નાખવાઓના 'આમુ માલમજો કુરેર શો?' એ એક સવાલ જાણે દોઝખની જલતી આગ વચ્ચે એને જીવતે જ મૂકી દેતો હતો દિલનો આરામ-મનનું ચેન તેને જાણે ભૂતકાળની વાત બની ગઈ હતી તેના અંતરના ઊંડાણમાથી શોલા ઊઠતા રહી જાણે દુનિયાને જાહેર કરવા લાગતા હતા કે 'આમુ માલમકે મુ માર્યો'

અબુબકર માટે ઝાઝુ ન રોકાયો અંતરના શોલાને અંતરમા જ દફનાવવા પ્રયત્ન કરતો એ, વીરનું ટાળું હોવા છતા પોતાને ઘેર મનાયો ઊપડ્યો બેટખાર પાણીમા એ બેબેનરના પથ પણ લાખડે કાપી શક્યો

ને ઘર આવી લાગતા તો એના પર જાણે કડકડતી પડી ઘર તો ન હતું, પણ ઘરની એંધાણી યે પૂરી ન હતી પાડોશીઓએ સમાચાર આપ્યા કે, 'બુઢ્ઢી બિમારી માગી ઇદને દિવસે જ ઝૂંપડા સાથે સળગી મૂઈ મીજલસમા નામ દઈ દઈને બધાને યાદ કર્યા હતા'

આખરના મોગોળાને યે ટળવળતા અબુબકરની આંખોમા આંસુના જાણે પૂર આવ્યા 'પુત્તર, પુત્તર' જપતી બળબળતી મરેલી એની બુઢ્ઢી માએ આમુના લેણ જાણે જીવતાજાગતા બનાવી દીધા—'અબુ, તોજો ભલો નાઈ થીએ'

ને અબુબકર માટે, જિગરની કાયમની જલનથી વધે એવું કયુ બીજું દુનિયામા બાકી રહ્યુ હતું?

અશોક હર્ષ










ઉપરની ડાબી બાજુથી અનુક્રમે: હિલ સ્ટેશન મરી; સિંધુને કિનારે અટકના કિલ્લો; સિંધુને કાંઠે ગ્રાન્ડ ટ્રંક રોડ; સિંધુ અને કાબુલ નદીનો સંગમ; મિલિટરી પોસ્ટ અટક; ખાઇબર રેલવે; કાબુલને રસ્તે-ખાઈબર; ખાઇબર ઘાટ પર લશ્કરી ચોકીદારો

હસન અબ્દલ નામના ગામે પહોંચ્યો. આ ગામમાં 'પંજા સાહેબ' કરી શીખ લોકોનું યાત્રાધામ છે. ત્યાં એક પથ્થર પર ગુરુ નાનકના પંજાની છાપ છે. રોજ અહીં સંખ્યાબંધ યાત્રાળુઓ આવે જાય છે. બપોર અહીં ગાળી સાંજે અટક તરફ કૂચ શરૂ કરી.

ઇતિહાસના ખંડેર જેવું અટક ને ધસમસતી સિંધુનો દેખાવ મારાથી જિંદગીભર નહિ ભુલાય. સૂર્યનો શ્રમિત લાલ પ્રકાશ પશ્ચિમની ટેકરીઓ પાછળ છુપાતો હતો એ સમયે મને દૂરથી સિંધુનું ભવ્ય દર્શન થયું. એક તરફ સરહદમાંથી ધસમસતી આવતી કાબુલ નદીનો પ્રવાહ. સિંધુની વિશાળ ગોદમાં સમાઇ જતો હતો. ખરેખર આ સ્થાન ઉપર તે પોતાના 'સિંધુ' નામને સાર્થક કરે છે. અટકની સાંકડી ને ઊંચી પહાડીઓમાં પ્રવેશતાં પહેલાં તેનો ભવ્ય દેહ રાા માઇલની પહોળાઇમાં પ્રસરેલો છે. એના પૂર્વ કિનારાના ઊંચા પહાડોમાં ભગ્ન અટક શહેર આવેલું છે. શહેરમાં હાલ તો ખંડેરો સિવાય કશું જ નજરે પડતું નથી. આ એ જ શહેર: તમે જાણો છો આની મહત્તા? જ્યાં ઉન્માદી ને શૂરવીર રઘુનાથરાવે છેક મહારાષ્ટ્રમાંથી આવી હિંદુ સામ્રાજ્યનો વિજયધ્વજ ફરકાવ્યો. આ સ્થાનનો ઇતિહાસ તો ઘણો લાંબો છે. આ શહેરના પુરાણા કિલ્લાની દિવાલ સાથે ઘસાતી સિંધુ અહીંથી સાંકડી પહાડીઓમાં પ્રવેશે છે. પોતાનું ગભીર રૂપ મૂકી ઉન્માદી બને છે આ સ્થાનનો સિંધુનો ઉન્માદ ખરેખર ભયપ્રેરક લાગે છે. એના ગર્જન ને અવિશ્રાંત પછડાટ ચાલુ જ રહે છે. અટકનો 'અટક બ્રિજ' નામે જાણીતો પૂલ પણ આ સાંકડી જગ્યા પર જ છે, જેના ઉપરથી રોજ ધમધમાટ કરતો ફ્રન્ટીઅર મેલ દોડે છે.

મારે પૂલ ઊતરીને સામે કિનારે જવાનું હતું. પૂલ પાસે પહોંચ્યો ત્યાં તેના તોતીંગ દરવાજા બંધ ને સંત્રીનો પહેરો! હવે? આ પૂલ સાંજે સૂર્યાસ્ત પછી જાહેર માટે બંધ કરવામાં આવે છે. પૂલની નીચેના ભાગમાં રાહદારીઓ માટે રસ્તો છે, જ્યારે ઉપર રેલવે લાઇન છે. અટકમાં તો ખંડેરો સિવાય ઊતરવાનું સાધન ન હતું. એટલે છેવટે પૂલના આ કિનારા ઉપરના સ્ટેશનમાં જ પડાવ નાખ્યો. આ પૂલ ઉપર રોજ ૫૦ સંત્રીઓનો દિવસ રાતનો પહેરો રહે છે. શા માટે એ તો જાણો છો ને! ફક્ત આ પૂલ જ એવું સાધન છે કે જે સિંધુના સામા કિનારે આવેલા વાયવ્ય સરહદ પ્રાંતને અને આ કિનારે આવેલા પંજાબને જોડી શકે.

બીજી સવારે સિંધુ ઓળંગી સરહદના પ્રદેશમાં પ્રવેશ કર્યો ને પઠાણોની પડછંદ કાયા ને રાતી આંખો વચ્ચેથી પસાર થતો સાંજે ૭ વાગે પેશાવર આવી ગયો. અહીં એક ગુજરાતી ભાઇને ત્યાં ઊતર્યો છું. કાલે લેન્ડીકોટાલ—હિંદની સરહદ—સુધી જઇ આવીશ.

પેશાવર એટલે ગઇ કાલના જીવંત ઇતિહાસનું કબ્રસ્તાન,—ભગવાન બુદ્ધનાં વિનમ્ર નયનોની અવશેષ ભૂમિ,—ભારતનું જ્વલંત ને રક્તભીંજ્યું પ્રવેશદ્વાર. અને ખાઇબરનો રસ્તો! એનું નામ યાદ કરતાં જ હૃદય સૈકાઓનાં સ્મૃતિ પડોને ચીરતું ભૂતકાળની ઊંડી ગુફામાં સરી જતું હોય—સમાધિમય બની જતું હોય—એમ લાગે છે.

આ જ રસ્તેથી આવ્યા હતા આર્યો—સમસ્ત વિશ્વને પ્રતિભાના પ્રકાશમાં આંજી દેના. હિંદનું પ્રખર પાંડિત્ય, સુવર્ણમંડિત ગૌરવ, સ્નિગ્ધ વૈભવ ને વિશ્વ વ્યાપી જ્ઞાનવિભવ આ દ્વારને આભારી કહેવાય. એક વાર ભયાનક ઊંચી પહાડીઓને ઓળંગતો મહાન સિકંદર હિંદમાં દિગ્વિજય કરવા આવ્યો હતો એ પણ આ જ રસ્તેથી. ને આ જ રસ્તેથી હિંદમાં આવનાર પેલા તાતાર સરદારો તૈમુર, ચંગીઝખાન ને અહમદશાહ અબ્દાલીને કોણ ભૂલી શકે એમ છે?

ખાઇબરના ઇતિહાસની સમૃદ્ધિ-સીમાઓ આંકી શકે એટલી શક્તિશાળી મારી કલમ નથી. ભારતનાં સુવર્ણ સિંહાસનો ને જ્ઞાનભંડાર પણ આ જ રસ્તેથી ચાલ્યાં ગયાં. ઊંટોની લાંબી લાંબી કતારો આજે જ્યાંથી પીઠ પર માલની લાવજાવ કરે છે તે જ કતારો એક વાર હિંદની લૂંટેલી સમૃદ્ધિ દૂર દૂર મધ્ય એશિયામાં લઇ જતી.

ને તમને ખબર છે, ઢાકાની જગવિખ્યાત ઝીણી મલમલ ઇંગ્લંડમાં ક્યાંથી ગએલી? એ પણ અહીંથી જ. આપણા અમદાવાદમાં ફળોવાળાઓની દુકાનો ઉપર જે રંગબેરંગી ફળસૌન્દર્ય એકત્રિત થયું હોય છે તે બધું પણ આ રસ્તાને જ આભારી છે. હિંદમાં સૌન્દર્ય ને રસની આવજા પણ આ રસ્તે થઇ ને ગુલામી ને લોહીથી ખરડાએલાં ઇતિહાસપાનાં પણ આ રસ્તે જ સર્જાયાં. આ રસ્તાનું જીવન સદાય ઊંટની ડોક ઘંટડીઓનાં મધુર રણકારોથી, તલવારો ને જંબૈયાના તીવ્ર ખણખણાટોથી ને ગોળીબારોના ગગનભેદી

અવાજોથી ગાજતું જ રહ્યું છે. સૈકાઓથી અવિશ્રાન્ત ને એકધારું એનું જીવન છે. આ શાન્તિના યુગમાં યે તમે ન ધારતા કે આ 'ખાઇબર'નું જીવન બદલાયું છે. અહીં તો હજી એનું એ જ છે. આધુનિક વિમાનોનો ભીષણ ઘરઘરાટ આ રસ્તા પર અવિરામ સંભળાયા કરે છે. એકાદ બે મશીનગન, ટૅન્કો ને સોલ્જરોથી ભરેલી મોટરબસો દોડતી જ હોય. કોઇ કોઈવાર ધોમ-ધખતા બપોરે કોઇ આફ્રીદીની લાંબી નળીવાળી બંદૂક પણ આના એકધારા જીવનને ટેકારૂપ થઇ પડે છે. ઊંટને ગળે બાંધેલી ઘંટડીઓનો અવાજ આ રસ્તા પર હજુ યે યુગો સુધી રહેશે એમ મારી માન્યતા છે. આ રસ્તાની ભયાનકતા પણ ભવ્ય લાગે છે, એની કરાળતા પણ સૌન્દર્યમય લાગે છે.

આજે પેશાવરમાં આવ્યાને મને ૮ દિવસ થઇ ગયા, પણ હજી મેં આ ઇતિહાસના એ સર્જકના—ખાઇબરઘાટના—દર્શન નથી કર્યાં. રોજ વિચાર કરું છું કે મોટરમાં જવું કે સાઇકલ પર? ખાઇબરની સૌન્દર્યમય ભયાનકતા જોવાની નિરાશ આશાને આફ્રીદીની ગોળીના અવાજના ભણકારા આજે ૭–૮ દિવસથી અટકાવી રહ્યા છે. આજે છેલ્લો નિર્ણય કરી દીધો છે. આવતી કાલે–વહેલી સવારે ૫ વાગે સાઇકલ પર જ ઊપડવાનો. જોઇ લેવાશે. અહીં સુધી આવ્યો ને ઇતિહાસના એ જીવત હાડપીંજરને જોયા વગર કંઇ પાછા ફરાય? આ નિર્ણયથી તમારે કોઇને ડરવા જેવું નથી. હું બ્રિટિશ રક્ષણમાં આવેલા રસ્તાને જ જોવાનો છું. પેશાવર ૧૧ માઇલ પાછળ મૂકવા પછી તે શરૂ થાય છે. લેન્ડીખાના સુધી તે બ્રિટિશ ટેરીટરીમાં છે, લેન્ડીખાના પછી અફઘાન સરકારના રક્ષણ નીચે. એનો બીજો ફાંટો કોહાટ તરફ દક્ષિણમાં જાય છે. આ રસ્તા પર દર માઇલે ચોકીદારોને બેસાડવામાં આવ્યા છે. રસ્તો જ ફક્ત સરકારના અમલ નીચે છે. રસ્તાની બંને બાજુ આવેલી ઊંચી પહાડીઓ પર આફ્રીદી લોકોના નિવાસસ્થાન છે. રસ્તાની જરા પણ બહાર જનારના જાનની સહીસલામતી માટે આ બંને સરકાર જરા પણ જવાબદાર રહેતી નથી. નંદલાલ જોષી



## સ્વ. પ્રેમચંદજી

(અનુસંધાન પૃ ૬૨૩થી)

ચતુર્વેદીએ વિષાદ અને વિશદતા પૂર્ણ લખેલા એમનાં સંસ્મરણોમાંની થોડી હકીકતો જાણવા જેવી છે. તેઓ લખે છે: એમનો પહેલો મેળાપ મને લખનૌમાં થયો. એ વેળા પોતે ગોરખપુરી સાહેબ પાસે શીખતા ત્યારથી માંડીને પોતાના બાળપણના બધા અનુભવો મને સંભળાવેલા.

એ પછીના બાર વર્ષોમાં એમને મળવાના પ્રસંગો તો બેત્રણ જ મળ્યા હતા, પણ પત્રવ્યવહાર તો સતત ચાલુ હતો. વાતચીતની જેમ જ એમનો પત્રવ્યવહાર પણ નિખાલસ હતો. એમની જિંદાદિલીનું તો પૂછવું જ શું? ૧૯૩૨માં એમની સાથે કાશીમાં જે બે દિવસ ગાળ્યા તેમાં એ કંઇ સેંકડો વાર હસ્યા હશે ને સેંકડો વાર મને હસાવ્યો હશે.

હિંદીભાષાવાળાઓમાં જેટલું જ અદ્વિતીય સ્થાન એમનું ઉર્દૂવાળાઓમાં પણ હતું. ગયે વર્ષે હાલી-શતાબ્દી નિમિત્તે પાણીપતમાં ભરાયેલા સંમેલનમાં મેં ઉર્દૂના કેટલાયે પ્રતિષ્ઠિત લેખકો અને કવિઓને મોઢે એમની પ્રશંસા સાંભળી હતી. ઉર્દૂના એક વિદ્વાન લેખકે તો એટલે સુધી કહ્યું કે, પ્રેમચંદજી તો ઉર્દૂના 'ક્લાસિક' બની ગયા છે. એ તો અમારા જ છે.

મી. એફ. ઍન્ડ્રુઝને હાથે એમની 'તારા' નામક વાર્તાનો સંક્ષિપ્ત અનુવાદ 'ઍક્ટ્રેસ' નામથી અંગ્રેજીમાં મૉડર્ન રિવ્યૂમાં છપાયો. તે પછી એમની સાથે પ્રેમચંદજી વિષે અનેકવાર ચર્ચા થઇ હતી. તેઓ તો એમની બીજી વાર્તાઓના અંગ્રેજી અનુવાદોનું સંપાદન કરીને પ્રકટ કરાવવા તૈયાર પણ હતા, પરંતુ પ્રેમચંદજી જ કોણ જાણે કેમ, આ કામમાં તદ્દન ઉપેક્ષા સેવતા હતા.

અને હજી યે, પ્રેમચંદજીની ચુનંદી વાર્તાઓનો અનુવાદ અંગ્રેજીમાં થયા વિના રહેવાનો તો નથી જ, કેમકે વર્તમાન હિંદી સમાજનું જીવતું જાગતું ચિત્ર એમની રચનાઓમાંથી મળે છે એવું ભાગ્યે જ અન્યત્ર મળે.'

૧૯૩૦માં પંડિત બનારસીદાસજીએ એક પત્ર લખીને એમના જીવનની હકીકતો માગતા કેટલાક પ્રશ્નો પૂછેલા, જેમાંના કેટલાક આ હતા: (૧) આપે વાર્તા લખવી ક્યારથી શરૂ કરી? (૨) આપની સર્વોત્તમ પંદર વાર્તાઓ કઈ કઈ? (૩) આપના પર કયા લેખકની શૈલીનો પ્રભાવ વધુ પડ્યો છે? (૪) આપની રચનાઓ મારફત આપને આજસુધીમાં કેટલીક આવક થઇ હશે?

આ પ્રશ્નોના એમણે આપેલા ઉત્તરોમાંથી કેટ

'લીક માહિતીઓ ઉપયોગી છે: '(૧) ૧૯૦૭થી મેં વાર્તાઓ લખવી શરૂ કરી. સૌ પહેલો મારો વાર્તા-સંગ્રહ ૧૯૦૮માં 'ઝમાના પ્રેસ'માંથી 'સોઝે વતન' નામે બહાર પડ્યો; પરંતુ હમીરપુરના કલેક્ટરે મારી પાસેથી એ ખૂંચવી લઈ બાળી મૂક્યો હતો. તેના મનમાં એ સંગ્રહ વિદ્રોહાત્મક જણાયેલો. (૨) આ પ્રશ્નનો ઉત્તર આપવો જરા મુશ્કેલ છે. આજ સુધીની બસો ઉપરાંત વાર્તાઓમાંથી કઈ ચૂંટવા બેસું? પણ સ્મરણ પર આધાર રાખી જણાવું છું: બડે ઘરકી બેટી, રાણી સારંધા, નમકકા દારોગા, સૌત, આભૂષણ, પ્રાયશ્ચિત્ત, કામના, મંદિર ઔર મસ્જિદ, ઘાસવાલી, મહાતીર્થ, સત્યાગ્રહ, લાઞ્છન, સતી, લૈલા અને મંત્ર. (૩) મારા પર કોઈ એક લેખકની શૈલીનો ખાસ પ્રભાવ નથી પડ્યો; પણ પંડિત રતનનાથ દર લખનવી અને ડૉ. રવીન્દ્રનાથ ઠાકુરની કંઈક અસર પડેલી કહી શકું. (૪) આવકનું તો કંઈ ન પૂછવું! પહેલાંનાં સર્વ પુસ્તકોનો અધિકાર પ્રકાશકોને જ આપી દીધો. 'પ્રેમ-પચીસી,' 'સેવાસદન' 'સપ્તસરોજ,' 'પ્રેમાશ્રમ,' 'સંગ્રામ' વગેરે માટે હિંદી પુસ્તક એજન્સીએ એક વખત ત્રણ હજાર રૂપિયા આપ્યા. 'નવનિધિ' માટે આજ સુધી લગભગ ૨૦૦ રૂપિયા મળ્યા છે. 'રંગભૂમિ' માટે દુલારેલાલજીએ ૧૮૦૦ રૂપિયા આપેલા ને સંગ્રહોના સો બસો રૂપિયા મળ્યા. 'કાયાકલ્પ,' 'આઝાદ કથા,' 'પ્રેમતીર્થ,' 'પ્રેમ-પ્રતિમા,' અને 'પ્રતિજ્ઞા' મેં જાતે છાપી; પણ હજી સુધી માંડ ૬૦૦ રૂપિયા તેમાંથી વસૂલ થયા છે ને પ્રતો બધી પડી રહી છે. પરચુરણ લેખોથી મહિને લગભગ ૨૫ની આવક થાય છે. ઉર્દૂ અનુવાદોમાંથી પણ આજ સુધીમાં વધુ નથી મળ્યા. 'રંગભૂમિ' અને 'પ્રેમાશ્રમ' બંનેનો અનુવાદ ૮૦૦માં આપી દીધો, કારણ કોઈ [illegible] નહોતો મળતો.

બીજી વાત તો એ છે કે મારો કોઈ પણ પ્રયાસ આજ સુધી સ્વાવલંબી નથી નીવડ્યો. 'હંસ'નો મારે બહુ બોજો ઉઠાવવો નથી પડતો, પણ 'જાગરણ'નો બોજો અસહ્ય બનતો જાય છે. એકવાર એને શરૂ કરવાની મૂર્ખાઈ કરી ચૂક્યા પછી એને બંધ કરવામાં મારી સુબુદ્ધિ બાધક બને છે. મારામાં એ બંને પત્રો બંધ કરી દેવાની હિંમત હોત તો હું આ બધી પરેશાનીથી બચી જાત; પણ એટલી હિંમત હું નથી કરી શકતો.'

પ્રેમચંદજી અને કવીવર રવીન્દ્રનાથનો મેળાપ કરાવી આપવાની પં બનારસીદાસજીને બહુ ઉમેદ હતી પણ એમની એ મનની મનમાં જ રહી ગઈ. પ્રેમચંદજીને શાંતિનિકેતન બોલાવવા કેટલાયે પ્રયત્નો કર્યા, પણ વ્યર્થ. એક વાર તો શંકા યે થઈ હતી કે એમણે જાણી-જોઈને એ નિમંત્રણની ઉપેક્ષા કરી છે. પણ કાશીમાં રૂબરૂ મળ્યા ત્યારે એમણે ખુલાસો કરેલો કે પોતાની પત્ની અને બાળકોને છોડી પોતે એકલા કવિવરનાં દર્શનાર્થે જવા નહોતા ઇચ્છતા, અને કુટુંબને લઈને જવા જેટલા પૈસા એમની પાસે હતા નહિ! હિંદીના સર્વશ્રેષ્ઠ કલાકારની આ આર્થિક પરિસ્થિતિ સાંભળીને કોને દુઃખ ન થાય!

પંડિતજીને એક પત્રમાં પોતાની આકાંક્ષાઓ વિશે લખતા તેમણે લખેલું કે 'મારી આકાંક્ષાઓ કંઈ નથી. આ સમયે તો સૌથી મોટી આકાંક્ષા એ જ છે કે આપણે સ્વરાજ્ય-સંગ્રામમાં વિજયી થઈએ. ધન યા યશની લાલસા મને નથી રહી. ખાવા જેટલું મળી જ રહે છે . . . શાંતિથી બેસવું પણ મને નથી ગમતું. સાહિત્ય અને સ્વદેશને માટે કંઈ ને કંઈ કરતો રહેવા જ હું ઇચ્છું છું . . .'

અલબત્ત, પ્રેમચંદજી જો ઓછા આદર્શવાદી હોત, સરકારી નોકરી એમણે ન છોડી હોત તો એ માલેતુજાર ભલે ન બનત, પણ એમના કુટુંબને સહાના ભિખારી સાહિત્યજગત સમક્ષ હાથ લંબાવવાનો વારો તો ન જ આવત; એમનો પરિવાર, એમની જીવનસંગિની અવલંબનહીન ન રહેત. પણ એ એક આદર્શની ટેકને કારણે જ એમનું જીવન ખરેખરો જીવનવિગ્રહ બની રહ્યું. એ ગરીબી સામે લડ્યા, સામાજિક કુરૂઢીઓ જોડે લડ્યા, સાહિત્યિક કુટેવો સાથે લડ્યા, અંધવિશ્વાસુઓથી લડ્યા અને હિંદુસ્તાન માટે પણ લડી છૂટ્યા.

સાહિત્યમાં એ ઉજ્જ્વલ-મૂર્તિ છે; છતાં યે શોધનારાઓ એમની કલામાં કદાચ ખોડ કાઢશે; કલાકાર તરીકે એમના સ્થાનમાં કદાચ મતભેદ ઊભો કરશે. ભલે; પણ એક ઇન્સાન તરીકે તો કોઈ એમનામાં ખોડ કાઢી શકે એમ નથી. એ રીતે તો પોતા પાછળ તેઓ એક એવું ઉદાહરણ મૂકતા ગયા છે જે ઊગતી જુવાનીને સદા હિંમત અને મર્દાનગી સાથે ઉદ્યમ અને સહનશીલતાના એક ઉત્તમ પ્રતીકની ગરજ સારશે.

અશોક હર્ષ




(ચિત્રકાર • બસીલાલ (ગુજરાત કલાસંઘ)

ઝાડુવાળી



અમૃતસરનું સુવર્ણમંદિર

ફોટો • શ્રી નગીનદાસ નાણાવાળા

# એક તારાનો આપઘાત



ગયા જાન્યુઆરીમાં, માઉન્ટ વિલ્સન વેધશાળાએ આજથી સિત્તેર લાખ વરસ ઉપર એક તારાએ કરેલા આપઘાતને જોવો શરૂ કર્યો છે! સેકન્ડના ચાર હજાર માઇલની ઝડપે એ તારો તૂટતો જાય છે. તેનું ઉષ્ણતામાન (ગરમી) ત્રણ લાખ અંશનું છે ને પ્રકાશ તો આપણા બે લાખ સૂર્યો એકઠા કરીએ એટલો! વિનાશ પામતા જઈ છેવટે તેનો ન્યૂટ્રોનથી કાળો બની જશે એમ માનવામાં આવે છે.

આજથી સિત્તેર લાખ વરસ પહેલા બનેલા એ બનાવની આપણને અત્યારે જ ખબર પડે છે તેનું કારણ? કારણ માત્ર એટલું જ કે પૃથ્વી પર પહોંચતા તેના પ્રકાશને એટલા વરસ લાગ્યા. જેમ આપણી આંખમાં અત્યારે પ્રવેશતું સૂર્યનું કિરણ સૂર્યમાંથી તો આઠ મિનિટ પહેલા નીકળી ચૂક્યું હોય છે, તેવી જ રીતે ૪૨,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઇલ દૂર આવેલા એ તારાનો અત્યારે આપણને મળતો પ્રકાશ પ્રકાશના ગણિત અનુસાર તેમાંથી તો સિત્તેર લાખ વરસ પહેલા નીકળ્યો હશે.

### પ્રકાશને પણ માપી લ્યો

આ વાસ્તવદર્શન પછી આપણા માથા પર સતત પ્રકાશતા તારાઓ પ્રત્યેની કુતૂહલવૃત્તિ કંઇક વધવા માંડશે. માણસને એવું કુતૂહલ તો પ્રથમથી જ આવેલું પણ આજના વિજ્ઞાનના વાસ્તવદર્શી સાધનો તેને લભ્ય ન હોઇ તે કશી ચોકસતા પર નહોતો આવી શક્યો. એટલે જ એરિસ્ટોટલ જેવા પ્રાકૃતિક વિજ્ઞાનના આદ્ય દૃષ્ટાને પણ એ તારાઓને આકાશમાં ટમટમતા ઘેરી દીવા માનીને સંતોષ લેવો પડ્યો હતો!

પણ આપણને તો આજે વિજ્ઞાનનો સહારો જેવો તેવો નથી. હજી થોડા વરસ પર તો કોઇને એ માન્યામાં ન આવત કે સો માઇલ દૂર બળતી મીણબત્તીની ગરમી કોઇ યંત્રથી માપી શકાય. પણ આ સદીના વિજ્ઞાનના વિકાસે આપણને આપેલું થર્મોકપલનું યંત્ર એ માન્યતા સિદ્ધ કરી બતાવે છે. આપણી આંખે જણાતા ઝાંખામાં ઝાંખા તારાને પણ તે ૧ : ૬૩૧ ગણો મોટો બતાવી શકે છે, તેની પ્રમાણ પામતી શક્તિ માપી શકે છે, એટલું જ નહિ, પણ મિનિટે મિનિટે તારાઓ-ના પ્રકાશમાં થતો ફરક પણ તે ઝડપે માપી શકાય છે.

હં, શું? તારાઓ પણ? હા. આકાશી પદાર્થો પણ આપઘાત કરે છે. જ્યાં જીવન એ ક્ષય છે ત્યાં આપઘાત એ જ સ્વાભાવિક અવસ્થા છે. કોઇને વહેલી, કોઇને મોડી. દાખલા તરીકે આપણા ચન્દ્રને જો એવી પહેલી આવશે અને પૃથ્વી કે સૂર્ય હર્યા પહેલા જ એ આપઘાત કરી કદાચ, સાથે પૃથ્વીનો પણ પ્રલય નિપજાવશે.

### દુનિયાનો સૌથી રસમય વિષય

અવકાશમાં છુટ્ટે હાથે વેરાએલા એ અગ્નિપુંજો જેટલો રસગર્ભ વિષય દુનિયામાં ભાગ્યે જ કોઇ ગણી આવશે. આપણી આખી સૂર્યમાળાને માત્ર એક બિંદુ જ કલ્પીએ તો યે નજીકમાં નજીકનો તારો એના પ્રમાણમાં સૌથી પોણોસો ગજ દૂર રહે. બિંદુ! એ વિશાળ સૌરજગતમાં પછી પૃથ્વીનું સ્થાન તમે ક્યાં શોધવા બેસવાના? ત્યારે એવા તો અનેક બિંદુ તારાઓ ને તારકરજ જ્યાં વેરાએલી પડી છે એવા અવકાશના બિડાણ ને આગળની સીમાઓનો પાર લાગે ખરો?

ને આ તારાઓનું નિરીક્ષણ તેમના પ્રમાણમાં માત્ર આપણા જ નહિ પણ સારા સૌરજગતના યે અલ્પ આયુષ્યનું આપણને ભાન કરાવે છે. કરોડો વર્ષથી તે પ્રકાશતા આવ્યા હોય અને હજુ કરોડો વર્ષ સુધી તો એ જેમના તેમ પ્રકાશતા રહેવાના. એમનું ગુરુત્વાકર્ષણ પણ એટલું જબરું છે કે તેમના માર્ગમાં આવનાર કોઈ નાનામોટા આકાશી પિંડના તો ભૂક્કે-ભૂક્કા ઉડી જાય. ખુદ આપણું સૌરમંડળ જ એવા ઉત્પાતથી બન્યું છે ને!

એવો જ એક ઉત્પાત થયા જુવાળમાં જ ગયા વર્ષે ના એક ખગોળદષ્ટાની દૂરબીને જોયો. આકાશમાં

# સાહિત્યનાં અંગ



## ૨-વાર્તા

લેખક-સુરેશ દીક્ષિત એમ.એ., એમ.એસસી.

માનવના જ્ઞાન સાથે તેની માનસિક જરૂરીઆતો વધતી જાય છે. જીવનમાં સૌથી મોટી જરૂરીઆત વાચનની છે. એને પહોંચી વળવા જાતજાતનાં લખાણો અને ભાતભાતનું સાહિત્ય છપાય છે. અગાઉ એક પુસ્તક લખતા વર્ષો લાગતાં તેવા પુસ્તક આજે ગલિનાઓમા બહાર પડે છે. જીવનના વેગ સાથે સાહિત્યનો વેગ પણ વધ્યો છે. ઝડપથી જતી ગાડીમાં, પલકમાં પસાર થતા વિમાનમા, લાંબી નવલકથા કે કાવ્ય વાચવાની નવરાશ નથી હોતી. જલ્દી કાર્ય પૂરાં કરી નાખવાની તીવ્ર ઇચ્છામા ટૂંકી વાર્તાના શોખનું મૂળ હશે. અધીરાઇ એ નવા જમાનાનુ લક્ષણ છે. સામુદાયિક વાચનની માગણીને પહોંચી વળવા સાહિત્યના કારખાના જેવા લેખકો ઊભા થયા. ઘણે અંશે કલા અને સર્જનના પ્રાણ ઊડી ગયા.

ટુંકાવેલી નવલકથા એ વાર્તા નથી. વાર્તા જીવનના એક દિવસ જેવી છે નવલકથામા લાંબા જીવનની ગૂંથણી હોય છે, જ્યારે વાર્તા તો ફક્ત એકાદ પ્રસંગ કે વ્યક્તિની મનોદશાનુ ચિત્ર હોય. નવલકથા સીનેમાની ફિલ્મ જેવી છે જ્યારે ટૂંકી વાર્તા ચિતારાના સુંદર ચિત્ર જેવી છે. ચિત્રમા જેમ એક જ પ્રસંગ કે વસ્તુસ્થિતિનું દર્શન કરાવાય તેમ ટૂંકી વાર્તા પણ એક જ નાનું દર્શન કરાવે. નાની વાર્તા બુદ્ધિને જાગૃત કરી, હૃદયના ભાવને ઉત્તેજી વાચકની કલ્પના ઉપર પ્રસંગ છોડી દે. વાર્તાના વાંચનથી કુતૂહલ રહે અને સંતોષ ન થાય. વાર્તા રસ-સરોવર નહિ પણ રસ બિંદુ હોય. સાહિત્યમા તેનું સ્થાન નાટક અને નવલકથા વચ્ચે છે. નાટકના એક પ્રવેશ જેવા રંગથી વાંચકને અધીરો કરી મૂકે.

વિચારની આપલે કરવી, એકબીજા સાથે વાતચીત કરવી એ માનવજીવનનું લક્ષણ છે. માણસ સિવાય બીજું કોઇ પ્રાણી એકબીજા સાથે વિચારનો વિનિમય કરતું નથી. સુખદુઃખની વાત કરવી એ પણ માણસાઇની નિશાની છે. વાર્તા એટલે તુચ્છો કે કહાણી નથી. જીવનના અને આકાશની વાતો મનોરંજના એસ છે. તેમ કલા કરતાં મનુષ્ય વધારે છે. વાર્તામા બુદ્ધિની યુક્તિ પ્રયુક્તિને અવકાશ હોય, પણ તે વસ્તુની સંકલનામાં વિશાળ કલ્પના અને ઊંડા નિરીક્ષણ વડે જીવનમાંથી ઉપજાવી કાઢેલા પ્રસંગ ઉપર વાર્તા રચાય. સત્ય ઘટના અને સજીવ પાત્રોનું સામ્ય રસકેન્દ્ર બને. વાર્તા વાંચતાં જ 'અશક્ય' લાગવા માંડે કે તરત જ તેનો રસ ઊડી જાય. આપણા સાહિત્યમાં પંચતંત્ર, પંચદંડ, બત્રીસ પૂતળીઓની સુરમ્ય વાતો છે પરંતુ તેમાં 'અશક્ય' લાગતાં એવાં તત્ત્વો છે કે જેથી નાનાં બાળકોના સાહિત્યમાં તેમનું સ્થાન જતું જાય છે. ચીરમાંથી ચીર નીકળતાં હોય તેમ એક વાર્તામાંથી અનેક વાર્તા નીકળે અને જાનવરો, ભૂત તથા માણસોનો બેસાડેલો મેળ આનંદ આપે, પરંતુ એ આપણા જગતની વાત નથી એમ લાગ્યા કરે. છતાં એ 'અરેબીઅન નાઇટ્સ' જેવી વાતો એટલી બધી રસમુગ્ધ કરે છે કે તેમનું સ્થાન શુદ્ધ સાહિત્યમાં ઊંચું છે. ગમ્મત કે બે ઘડી મોજ એ શુદ્ધ સાહિત્યનું ધ્યેય નથી.

સાહિત્યની કોઇપણ ઊંચી કૃતિમાં તેના સર્જકના વ્યક્તિત્વની છાપ હોવી જોઇએ. પાત્ર અને પ્રસંગની સંકલનામાં એ વ્યક્તિત્વ જણાઇ આવે ટૂંકી વાર્તાના લેખકને પોતાનો મત કે વિચાર દર્શાવવાનો અધિકાર ન હોય. નૈસર્ગિક વાતાવરણ અને સંયોગોમાં તેની સુંદરતા હોય. કોઇ મહાત્મા ગરીબને વરદાનથી તવંગર બનાવે એ નૈસર્ગિક તત્ત્વ ન જ કહેવાય. વરદાન કે શાપ ઉપર રચાએલી વાર્તા અદ્દભુત હોય પણ ઊંચી કક્ષાની ન કહેવાય. થોડાં પાત્રો અને તેમાંયે જીવન કે માનસનો પલટો દર્શાવતી વાર્તા રસમય હોય. વાર્તાના અંતમાં ઉપદેશ નહિ પણ કંઇક તાત્પર્ય હોવું જ જોઇએ. ઉદ્દેશપૂર્વક ઘડાએલી વાતો જાહેરખબર જેવી છે. લેખકનો મત ચર્ચતી વાતો વાદવિવાદ ચલાવતી સભા જેવી છે.

નાની વાર્તામા વસ્તુની સંકલના અને પાત્રની ગતિથી એવો અણીનો પ્રસંગ આવે કે વાચક અંત જાણવા ઉતાવળો—અધીરો થાય. વાચકની આવી મનોસ્થિતિમાં તેને આભો બનાવે, અચંબો પમાડે કે નિરાશ

પમાડે તે રસમય વાર્તા નથી. નવીનતા, કુતૂહલ અને વધતો રસ વસ્તુની ઘટનામાં હોવો જોઇએ. લાંબાં વર્ણન કે અતિશયોક્તિને એમાં સ્થાન નથી. શરૂઆતથી જ વાચક વાર્તાના પ્રવાહમાં તણાય અને પ્રસંગ અણી ઉપર આવતાં જ તેનો અંત આવે તો રસ જળવાય. આવું તત્ત્વ બંગાળી વાર્તાઓમાં જડે છે. ફ્રાન્સની ટૂંકી વાર્તા પણ આથી જ અંગ્રેજી કરતાં ચડે છે.

ટૂંકી વાતમાં એક જ પ્રધાન સ્વર હોવો જોઇએ. રસને અનુરૂપ પાત્રનું વર્તન અને ખીલતું ચારિત્ર હોય. વાચક ઘડીભર સ્થૂળ જગતને ભૂલી વાર્તાના મનોજીવનમાં જીવે તો જ વાર્તાનું આલેખન સાર્થક ગણાય. આથી જ જીવનના સાચા પ્રતિબિંબની ટૂંકી વાર્તાની ખસુસ અગત્ય છે. જગતમાં જેમ દરેક માણસ સુંદર કે કદરૂપું નથી તેમ વાર્તા પણ એવા પાત્રથી રસમય બને એમ નથી. યુવાની અને પ્રેમ એ જ વાર્તાનો વિષય હોય એવું કંઇ નથી. વાત ગમે તે હો, પણ જ્યાં સુધી હૃદયના ભાવ ડોલાવે અને રસપ્રધાન હોય ત્યા સુધી ઊંચી કક્ષાએ રહે. ટૂંકી વાર્તાનું આલેખન આછી રેખામાં પૂરેલા રંગીન ચિત્ર જેવું હોય. જે ચિત્રનાં રંગ રેખા નહિ ઊડે તે અમર રહે, બાકીનાં કાળનો ભોગ થાય.





## રશિયાના આંતરજીવનની વધુ ઓળખ આપતી

# નવી સૃષ્ટિ

(ગયા અંકને અનુસંધાને પૂરું)

નિયમ મુજબ અમે થીએટરમાં ગયા. રશિયન જીવનની બધી બાજુઓમાં રસ લેનારા અમે ખાસ થીએટર ઉત્સવ (Moscow theatre festival) માટે મૉસ્કો ગયા હતા એટલે પ્રાચીન અને અર્વાચીન રશિયન કલાની સુંદર વાનગીઓની મઝા માણીએ એ સ્વાભાવિક હતુ. એ દસ દિવસમાં ભજવાતા નાટકો, ઑપેરા, બાલે વગેરેમાંથી અમારે માટે સારો જેવો કાર્યક્રમ પસંદ કરવામા આવ્યો હતો.

પહેલે દિવસે અમે મૉસ્કોના ભવ્ય State Opera Bolshoi Theatreમા ગયા. આ વિશાળ થીએટરમાં બે હજાર ઉપર માણસો સમાઇ શકે એવી સગવડ હતી. અસલ ઝારોના વખતમાં અહીં યુરોપના સારામા સારા ઑપેરા ભજવાતા અને સારા યુરોપની શોખીન પ્રજા લખલૂટ પૈસો ખરચી એ જોવા આવતી. સોનેરી રંગે રંગેલી ઝગમગતી ગૅલેરીઓમા અસલ કીમતી વસ્ત્રોમા સજ્જ થએલા રાજરાજવીઓ અને અમીર ઉમરાવો જ દેખાતા. સાધારણ મનુષ્યો તો એનો લાભ લેવાનાં સ્વપ્નાં પણ નહિ બાંધી શકતા. આજે ત્યાં જ જ્યાંત્યાં પરદેશી પ્રવાસીઓ સાથે બેઠેલા કામદારો અને સાધારણ માણસો અમે જોયા. અમુક કારખાના માટે થીએટરની અમુક બેઠકો સાચવી રાખવામાં આવે છે. આ માટે બહુ જ થોડા પૈસા આપવા પડે. યુરોપના બીજા દેશોના થીએટરોની સરખામણીમાં અહીંનાં થીએટરોના દર નહિ જેવા જ ગણાય. સાંજે Prince Igor નામનો જે ઑપેરા અમે જોયો તેનાં સ્મરણો હજી તાજાં રહી ગયા છે. જિંદગીમાં કદી અમે આવો ભવ્ય ઑપેરા જોયો ન હતો. એની સુંદર રચનામા પ્રાચીન રશિયાનું બધું સૌંદર્ય સાચવી રાખેલું અમે જોયું. બારમી સદીમાં તુર્કોની રશિયા પર ચડાઇ એ એનું વસ્તુ. સંગીત ઓગણીસમી સદીનું હતું. સંધ્યા સમયે બદલાતા આકાશના રંગો અમે રંગભૂમિ પર દીઠા. રાત્રિની શાંતિમાં તુર્કી સંગીતની મધુરી લય અમે રંગભૂમિ પર સાંભળી અને સૂર્યોદયનું પલે પલે બદલાતું સૌન્દર્ય પણ અમે એ રંગભૂમિ પર જોયું. શત્રુઓએ એક ગામડાને આગ લગાડી તેના ભડકા આઘે અંતરમાં જોયા, અને ધીરે ધીરે વધતા જતા ધુમાડાના ગોટાઓ અને આગની જ્વાળાઓ રંગભૂમિ પર જોઇને તો અમે છક થઇ ગયા! ધીરેધીરે વ્યાપી રહેલા અંધકારમાં લીન થઇ જતી આમતેમ ફરતી વ્યક્તિઓ વગેરે એ બધાંનું સંમિશ્રણ એટલું બધું સંવાદી હતું કે ઑપેરાના એ જુદાજુદા અંગો હોય એમ અમને મુદ્દલ ન લાગ્યું. સંગીતની અને નૃત્યની ધૂન ધીરેધીરે વધી જઇને ઑપેરાને અંતે એટલી

મસ્ત બની કે એ પુરો થયા પછી પણ પાંચ મિનિટ સુધી અમે તદ્દન અવાક્ બની બેઠા અને તાળી પાડવાનું પણ અમને ભાન ન રહ્યુ! We were swept off our feet.... અમને હૉટેલ પર લઇ જવાને બસ ન હોત તો અમે શું કરત તે સમજાતું નથી.

રશિયન કલા જોવા આવનાર ચાળીસ દેશના બધા મળીને અઢીસો પ્રવાસીઓમાં કેટલાક તો જાણીતા કલાકારો કે કલારસિકો હતા. અમને બધાને રશિયન કલા સાથે સંબંધ ધરાવતી વ્યક્તિઓને મળવાની અને એ વિષય પર ચર્ચા કરવાની બધી તક આપવામાં આવતી હતી. કલાસમિતિ અને શિક્ષણસમિતિ સાથે ચર્ચા કરવાની અને થીએટર, મ્યુઝિયમ કે થીએટ્રિકલ સ્કૂલમાં જઇ રંગભૂમિ માટે થતા પ્રયાસો જોવાની અમને તક મળતી અને આ બધામાંથી શીખવાનું પણ ઘણુ મળતું.

બીજે દિવસે રાજ્યના શિક્ષણમંત્રી કૉમરેડ નૉવીત્સ્કી સાથે એમની ઑફિસમા મેળાપ ગોઠવવામા આવ્યો હતો. એમણે રશિયન ભાષામા નૂતન રશિયામા કલાની પ્રગતિ પર ભાષણ કર્યું અને એનુ ભાષાંતર અંગ્રેજી, જર્મન અને ફ્રેંચ ભાષામા કરવામા આવ્યુ. આ બધુ અમને ન ગમતુ, પણ એના વગર ચલાવી શકાય એમ ન હતુ. ફ્રેંચ અને જર્મન ભાષાંતરો કાઇક ઠીક હતા, પણ અંગ્રેજી ભાષાંતર તો ઠેકાણા વગરનુ જ હતુ.

નૂતન રશિયામા રશિયાની જૂની કલાને સાચવી રાખવામા આવી છે પણ એને રહસ્યવાદ, આશાવાદ વગેરે વાદોથી બચાવી લેવામા આવી છે. નૂતન રશિયા રહસ્યવાદ (mysticism) મા માનતું નથી. જૂની પ્રણાલિકાઓના ભોગ બનેલી કલાને પ્રણાલિકાના સકંજામાંથી નૂતન રશિયાએ બચાવી એમા પ્રાણ પૂર્યો અને એને યુવાની આપી. ૧૯૧૭ના બળવા પછી રશિયન કલા વધારે પ્રાણમય, ઉત્સાહપૂર્ણ બની લોકોના જીવનમાં વધારે રસ લેતી થઇ. લોકોએ પણ કલામા વધારે રસ લેવા માંડયો. The masses go to the theatre because the theatre has gone to the masses.

અસલ જ્યાં ૩૮૦ થીએટરો હતાં ત્યાં આજે રશિયામાં ૮૧૪ થીએટરો છે. એ ઉપરાંત ૪૦૫૦ કલબો અને હજાર ઉપરાંત 'સંસ્કારધામ' (parks of culture)માં અપાતા નાટયપ્રયોગો તો જુદા. બાળકો માટેનાં ખાસ થીએટરો તો રશિયામાં ઠેકઠેકાણે છે. આજે રશિયામાં ૨૬૫૦૦ નાટય-કલાકારો છે. ૨૬૦૦૦ નાટય શાળાના વિદ્યાર્થીઓ છે અને ૭૦ નાટય શાળાઓ છે, થીએટરોમાં ખાલી બેઠકો ભાગ્યે જ જોવામાં આવે છે.

નૂતન રશિયાએ લોકોને વાંચતાં લખતાં શીખવાડયું અને સંસ્કાર મેળવતા કર્યા પછી લોકોની વિદ્યા કે સંસ્કાર માટેની તૃષા એટલી વધી છે કે માનવામાં પણ ન આવે. ટ્રામમાં ભીડમાં ઊભાંઊભાં પણ પુસ્તક વાંચતા કામદારો તમે જોઇ શકો. થોડા જ વખત પર હેગેલ (જર્મન ફિલોસૉફર)ની પચાસ હજાર નકલો રશિયામાં વેચાઇ એ જાણી કયા પરદેશીને આશ્ચર્ય ન થાય? લોકોને જ્ઞાન કે સંસ્કાર મેળવવાની તક આપો અને પછી પરિણામ કેટલું સુંદર આવે છે તે જોવું હોય તો રશિયાનું દૃષ્ટાંત દુનિયા સમક્ષ ઊભું છે.

ભાષણને અંતે અમે શિક્ષણમંત્રી નૉવીત્સ્કીને રશિયન નાટયકલા વિષે કેટલાક સવાલો પૂછયા અને એ બધાના એમણે સંતોષકારક જવાબો આપ્યા. પ્રબંધ (censorship) વિષે સવાલ ઉઠાવતાં એમણે જણાવ્યુ: 'દરેક દેશમાં એની જરૂર તો સ્વાભાવિક રીતે જણાય. અમે તો કલાને પણ રાજકીય દૃષ્ટિબિંદુથી જ નિહાળીએ છીએ, કારણ હજી અમે નવી સૃષ્ટિ પૂરેપૂરી રીતે રચી નથી શકયા. અને જુદાજુદા વર્ગો વચ્ચેની લડાઇમાંથી હજી દુનિયા મુક્ત નથી થઇ. અમારા દેશમાં કલા લોકસમૂહ માટે જ છે એટલે લોકસમૂહનું સુખ ચાહના આ રાજ્યની સામે કાંઇ પણ ચળવળ કરવાના પ્રયોગ કોઇ નાટકમાં થતા હોય તો સ્વાભાવિક રીતે જ તે નાટક ન ભજવવા દેવામાં આવે. અનીતિભર્યા નાટકો સામે પણ અમે પ્રબંધ મૂકીએ છીએ.'

દેશદેશમાં બધે કલા અને રાજપ્રકરણ વચ્ચેનો સંબંધ વધારે ને વધારે ગાઢ થતો જાય છે અને દેશેદેશમાં બધે વ્યકિતસ્વાતંત્ર્ય પર વધારે પ્રબંધ મુકાતો જાય છે. રશિયામાં શું કે જર્મનીમાં, વ્યકિતસ્વાતંત્ર્ય કે free expression of thought જેવી વસ્તુ રહી નથી. ઇંગ્લંડમાં હમણા તો સ્થિતિ સહેજ સારી છે, પણ જુદાજુદા વર્ગો વચ્ચે જેમ કલહ વધતો જશે તેમ વ્યકિતસ્વાતંત્ર્ય પર વધારે દાબ મુકાતો જશે'એમ લાગે છે.

હીરાલાલ ગોદીવાળા

# કુદરતથી તમે કેટલા દૂર?



તમે કુદરતથી કેટલા દૂર છો? આ પ્રશ્નના ઉત્તર ઉપર તમારા તન અને મનના સ્વાસ્થ્યનો મોટો આધાર છે! માણસ જેમ કુદરતની પાસે ને પાસે તેમ એ વધુ ને વધુ નીરોગી બનતો જાય છે જ્યારે કુદરતથી દૂર ભાગતા માનવી કે પ્રજા રોગોનો ગુણાકાર કર્યે જાય છે.

મનુષ્યેતર પ્રાણીઓની સૃષ્ટિ તરફ જરા નજર નાખો. ત્યાં આરોગ્ય એ નિયમ છે, રોગ એનો અપવાદ છે. જ્યારે મનુષ્યજાતિમાં જુઓ તો? રોગ એ એમાં નિયમ બન્યો અને આરોગ્ય અપવાદ થયો!

વનવગડાનાં પશુપંખી પૂર્ણ આરોગ્ય, છલકાતું ચેતન અને સહજ આનંદ અનુભવે છે. એમને દાક્તર, દંતવૈદ, જંતુઘ્ન કે શસ્ત્રવૈદની જરૂર પડતી નથી.

ઉઘાડી આંખે વિચાર કરતાં જણાશે કે સરજનહારની સૃષ્ટિમાં માનવી એ રોગીમાં રોગી પ્રાણી છે!

**આ**પણે માંદા થઈએ છીએ અને રહીએ છીએ એનું કારણ એ છે કે આપણે પ્રકૃતિનો ખોળો તજ્યો છે. આપણું જીવન અકુદરતી અને કૃત્રિમ બન્યું છે.

દ્રવ્યનો સંગ્રહ થઈ શકે છે. પણ આરોગ્યનો સંગ્રહ કોઈએ કર્યો જાણ્યો છે?

રોજની રોટી રોજ રળવાના પયગમ્બર ઈસાના આદેશને, મનુષ્યજાતિનો મોટો ભાગ અમલમાં મૂકતો નથી. આજ સૌ કોઈને સંગ્રહની સ્પૃહા હોય છે

પણ રોજનું આરોગ્ય રોજ રળવાના, પ્રકૃતિના ફરમાનને કોઈ નથી ઉથાપી શકતું આ આદેશની અવગણના કરી કે રોગોની પરંપરા જ ઊભી થવાની.

**હ**વા એ આપણી પહેલી જરૂરીઆત છે. ગોકળગાય કદાચ કાચની બાટલીમાં લાંબો સમય જીવી શકે, પણ માણસ માટે એ વસ્તુ શક્ય નથી.

ઠંડી, સુવાસિત અને વહેતી હવા જ આરોગ્યપ્રદ અને આહ્લાદક હોય છે. જ્યારે શહેરોમાં વસતા સેંકડો માનવીઓ, ગંદી ગંધાતી અને ગરમ હવામાં પોતાના ફેફસાં રાતદિન ધમ્યે રાખે છે.

અને એને લીધે શરદીથી માંડીને રાજ્યક્ષ્મા સુધીના રોગોએ શહેરોમાં કાયમના પડાવ નાખ્યા હોય છે.

પાણીમાંથી તો જીવન પ્રગટ્યું છે, એમ ધર્મ અને વિજ્ઞાન બન્ને કહે છે. પાણી સિવાય અઠવાડિયાથી વધારે માણસ જીવી ન શકે. વારિની સ્તુતિ કરતાં વેદો પણ થાકતા નથી આરોગ્યપ્રાપ્તિ માટે વાયુ જેટલી જ વરુણની ઉપાસના આવશ્યક છે.

આજે પણ આપણા જીવનમાં પાણી, દૂધ અને ફળના રસ જેવા કુદરતી પેયોનું સ્થાન, ચાળકઢી, ચ્હા-કૉફી, સોડા લેમન, કે બ્રાન્ડી જેવા અકુદરતી પીણાંઓએ લીધું છે અને એના પરિણામો તો સૌકોઈ જાણે છે

**ખો**રાક વિના માણસ જીવન ક્યાં સુધી ખેંચી શકે એ બાબત ઉપર ઘણો મતભેદ છે. જોકે આને લગતી જુની દાક્તરી માન્યતાઓ પોકળ પુરવાર થઈ છે. નિયમિત છાપાં વાચનારા કબૂલ કરશે કે માણસ ૧થી ૧૨૦ દિવસ સુધીના ઉપવાસ કરી શકે છે અમુક અપવાદરૂપ દાખલાઓ બાદ કરીએ તો આપણે ભૂખ્યા માણસના જીવનની મર્યાદા ૬૦ દિવસ ખુશીની સાથે મૂકી શકીએ.

એન્જિનને કોલસાની જેટલી જરૂર છે, એટલી જ શરીરને ખોરાકની આવશ્યકતા છે. ખોરાક પ્રમાણમાં પૂરતો હોય એટલું જ બસ નથી. ગુણ અને જીવન-પોષક તત્ત્વોની દૃષ્ટિએ પણ એ સર્વોત્તમ હોવો જોઈએ.

છોડાં કાઢેલા અનાજો, કુપાચ્ય કઠોળો, ઓસાવેલા કંદમૂળ અને શાકભાજીઓ અને તીખીતમતમતી તેમજ તળેલી વાનીઓથી ભરપૂર ખોરાકને સમાજ આજે આદર્શ આહાર માને છે!

ખોરાકને બાફી, તળી અને એનાં આવરણ કાઢી કરીને, દાંત તથા પેટ બંનેને અકુદરતી આરામ અને દંતવૈદને સતત કામ આજે અપાય છે.

સળેખમ જેવી સાદી ફરીઆદથી માંડીને કૅન્સર

જેવાં કારમાં દર્દો સુધીના રોગોની વિરાટ યાદી તરફ નજર નાખીએ તો એમ જણાય છે કે આમાંથી અર્ધ ઉપરાંતનાં આહારશાસ્ત્રના અજ્ઞાનમાંથી ઉદ્‌ભવ્યાં છે.

રોગો મટાડવા એ એકલું જ કાંઇ ખોરાકનું કાર્ય નથી. શરીર-સુધારાથી માંડીને સમાજ-સુધારા સુધીના સૌ સુધારાઓની શરૂઆત જો આહારસુધારાથી નહિ થઇ હોય તો, એ બધા યે સુધારા વાંઝિયા રહેવાના!

આપણો ખોરાક કુદરતી હોય એ જેટલું આવશ્યક છે, એટલું જ જરૂરી આપણી રસોઇ શાસ્ત્રીય હોય એ પણ છે.

વ્યાયામના વિરોધીઓ ઘણી વખત એવી દલીલ કરે છે કે હવા, પાણી ને ખોરાક વિના માણસ મરણ પામે છે, જ્યારે વ્યાયામ વિના કોઇ મરતું નથી. તો પછી નાહક એ લોઢા ઉથામ્યે લાભ શો?

એના જવાબમાં એમ ચોક્કસ કહી શકાય કે ખોરાક વિના માણસ મરે છે એ જેટલું નિશ્ચિત છે એટલું જ નિશ્ચિત વ્યાયામ વિના માણસ મરે છે એ પણ છે. ફરક માત્ર વખતનો છે.

હવા વિના થોડી મિનિટોમાં, પાણી કે ઊંઘ વિના થોડા દિવસોમાં, ક્ષારો અને પ્રજીવકો વિના થોડાં અઠવાડિયામાં અને ખોરાક વિના થોડા મહિનામાં માણસ મરે છે. જ્યારે વ્યાયામ વિના થોડા વર્ષો કે દસકાઓમાં માણસ મરણ પામે છે. અને મરે નહિ તો માંદો તો આવશ્યક પડે જ છે!

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે, સંસ્કૃતિનો એક જ ઉદ્દેશ છે, અને તે એ કે શરીરશ્રમ ઘટાડવો. પરિણામે માણસ જેમ વધુ સુધરે છે એમ વધુ આળસુ બને છે. 'હૃદય બંધ પડવું', એ તો અકુદરતી બેઠાડુપણાનો કુદરતી બદલો છે! કોઇ ખેડુત, મજૂર કે મહેનતુ માણસનું હૃદય અચાનક અટકી ગયું સાંભળ્યું? ગાદીતકીએ આળોટનારા બેઠાડુ જીવો જ આ રોગનો ભોગ થઇ પડે છે.

ખોરાક કરતાં યે આપણને વધારે જરૂર ઊંઘની છે. ઊંઘ એ એક જાતનો ખોરાક છે. પણ અસ્વાભાવિક જીવનમાં સ્વાભાવિક ઊંઘ ક્યાંથી સંભવે?

બારીબારણાં બંધ કરી, મોઢેમાથે ઓઢી, સુંવાળી અને હુંફાળી પથારીમાં લીધેલી ઊંઘ સ્વપ્નમાંથી ખરાબ થાય છે. સવારે પથારીમાંથી ઊઠ્યા પછી, શરીર તો થાકેલું અને ભારે જ હોય છે.

સ્નાન એ આપણા જીવનમાં આનંદ નથી, પણ વેઠ છે. આપણે વર્ષમાં કેટલીવાર ઘરને નળ છોડી, વરસાદમાં, નદીમાં, તળાવમાં, ધોધમાં કે સમુદ્રમાં નાહીએ છીએ?

આપણા વડવાઓ માનતા હતા અને આપણે જાણીએ છીએ કે સૂર્ય એ જીવનનો દાતા છે. અંધારી જગ્યામાં મૂકેલી વેલ સૂર્યનાં કિરણો તરફ જ વળે છે. વનસ્પતિ જેટલું યે ડહાપણ માણસમાં હોત તો!

ટાઢ-તાપથી શરીરનું રક્ષણ કરવાને માટે કપડાંની અમુક અંશે આવશ્યકતા છે. પણ આપણે તો શરીરને નબળું, નમાલું અને નાજુક બનાવવા માટે તેમ જ દેહની વિરૂપતાઓ સંતાડવા માટે, એને કપડાના ઢગ નીચે ઢાંકી દઇ, નાની નાની બીમારીઓ અને ટાંડા હાથપગને આમંત્રણ આપીએ છીએ.

આવા કૃત્રિમ જીવનમાંથી ઉત્પન્ન થતા ત્રિવિધ તાપ ટાળવા, ત્રણ અવળા માર્ગો લેવાય છેઃ

વ્યાધિ ટાળવાને દવાદારૂ, છરીચાકુ (ઑપરેશન) અને સોયની અણી (ઇન્જેક્શન) નો આશરો લેવો પડે છે.

બીજાં દુઃખો ભૂલવા નાટકસીનેમા, અને નવલકથા તરફ મન ઢળે છે. મોટા ભાગના આવા આનંદો, અપથ્યથી આવનારી બનેલી સર્જકની કલ્પનાનો નિરંકુશ વિહાર હોય છે.

'દવા ન ખાવી' એ કાંઇ માંદગીનું કારણ નથી; તો પછી 'દવા ખાવી' એ માંદગીનું નિવારણ શી રીતે હોઇ શકે?

માનવીનો દેહ ક્વિનાઇન, સ્ટ્રીક્નીન, બ્રોમાઇડ, સોમલ, સીરમ ને વૅક્સિનનો બન્યો નથી. જો બન્યો હોત તો દવાદારૂના ઉપયોગ સામે કોઇ વાંધો ન ઉઠાવી શકત.

પવન, પ્રકાશ, પાણી, પૃથ્વી અને આકાશ એ પંચમહાભૂતોનું વિશ્વ બન્યું છે. માનવીનો દેહ પણ આ જ તત્ત્વોનો છે. આ તત્ત્વો સાથે સીધો સંબંધ બાંધી સંવાદ સાધો અને જીવન, યૌવન, આરોગ્ય અને આનંદ પ્રાપ્ત કરો.

રમણલાલ એન્જીનિયર

# વનવગડાનાં વાસી

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી અભ્યાસનીય લેખમાળા



## નિશામણિ
# આગીઓ

'તુજ પાખ ચળકે પર્ણના ઝુંડો મહીં ચંદ્રો રચી '

કલાપી પ્રત્યે મને ખૂબ ભાવ છે. માછી અને સનાગનું જ્ઞાન કરાવનાર મારો પ્રથમ ગુરુ એ જ. એક વખત એવો હતો કે જ્યારે એના અનેક કાવ્યો હું હાલતા ચાલતા, વાટે ને ઘાટે લલકાર્યા કરતો વરસે વરસે હું અને મારા પ્રેમધર્મના દીક્ષિત મિત્રો એના કેકારવનું પારાયણ કરતા આજે એ મિત્રો નથી હવે સ્મરણશક્તિ પણ એટલી તીવ્ર નથી રહી છતા એની કેટલીયે પંક્તિઓ હું સહેજે યાદ કરી શકું છુ: એમાથી ઝરતા રસનું પાન કરી શકુ છુ

ઉત્તર ગુજરાતના જે ભાગમા મારૂ ગામ છે ત્યા જંગલ નથી, ગીચ ઝાડી યે નથી વરસાદ આવે તે આડોપાડો ઘૂગ પથાળના પૂરતો જ. અમારા ગામનો બગીચો એટલે જૈનોના દેરાસરની દેરે જ ઉગતા અંધાપરધા સુકાએલા અરધો ડઝન કરેણના છોડ' એટલે ગીમ વરસનો થયો ત્યાસુધી આગીઓ એ મારે મન 'કિમ વૃત્તાન્ત દ્રુમ' જેવો ઘાટ હતો. એથી જ કલાપીના 'એક આગી આને' કાવ્યને વાચીને હું મુગ્ધ થઇ જતો બગીચાના પર્ણઝુંડોમા ચળકતી આગીઆની પાખ, ઉદરપોલાણમા એ તેજની ઉપયોગિતા, ધનથી અદ્રશ્ય અને ધુમ્મથી ભેવા ન થવાની એની શક્તિ, વગેરે વગેરે વાચીને કાવ્ય વસ્તુના યથાર્થ વર્ણન માટે કવિ પ્રત્યેની મારી શ્રદ્ધા શતગુણ વધી જતી એમા યે જ્યારે કોઇ પાતળી તેજોમુગ્ધ કન્યાને આગીઆની ચળકતી પાખ વડે ભાલપ્રદેશને અલંકૃત કરતી અગર અન્ય દયાની દેવીને, પાખ પરની ચળકતી રજ હાથના સ્પર્શમાત્રથી ખરી પડવાની બીકથી દૂર રહેતી, હું કલ્પનાનજરે અવલોકતો ત્યારે મારા મોમાથી ઉદ્દગાર નીકળતા કે 'વાહવાહ, હદ થઇ મસ્તપુરુષ' તેં પણ કમાલ કરી છે!'

આ શ્રદ્ધાયજ્ઞ કેટલાયે વરસ ચાલ્યો સૌ પહેલા એમા પથરો પડ્યો મુબઇમા વકીલ થવા હું ત્યા ગયો ત્યારે ઘાટકોપરમા મેં પહેલવહેલો આગીઓ જોયો અમારૂ ઘર ગામને ગોદરે, ગિરિમાળાની અડોઅડ હતુ સંધ્યાકાળ થાય અને વાતાવરણ આગીઆની શીત પ્રભાથી ઝળહળી ઊઠે એક બે નહિ, પાચ પચીસ નહિ, પણ સેંકડો—અસખ્ય કદાચિત ઊડતા ઊડતા અમારા ઘરમા આવે હું વાચતો બેઠો હોઉં ત્યા ચોપડી પર આવીને બેસે ત્યારે જ જણાયુ કે આગીઓ તે આ અને આવો ત્યારે સમજાયુ કે, સુગ્ગુરો' તમે પણ 'છાગી' છો' હોય આવી ભ્રામક કવિકલ્પનાઓ, વસ્તુના યથાર્થ દર્શન કરતા અયથાર્થ કલ્પનાચિત્ર ઘણી વખત વધુ આહ્લાદક બને છે

આગીઓ આપણા ભારતવર્ષમા નામથી તો ઘેર ઘેર જાણીતો છે, પણ એના પ્રત્યક્ષ દર્શનનો લાભ બધાને નથી મળતો સર્વદા ભેજવાળી બીની હવા-વાળો, ઘીચ ઝાડપાનવાળો પ્રદેશ આગીઆને રહેવા જોઇએ એથી સૂકા રણ કે વૃક્ષહીન સપાટ પ્રદેશમા એ જોવામા નથી આવતો આવે તો તે માત્ર ચોમાસાના દિવસો પૂરતો જ

મનુષ્યના સ્વાસ્થ્યની રક્ષાનો ભાર જેમ મ્યુનિસિપાલિટી ઉપર છે, પશુઓમા ભગીનું કર્મ જેમ ઝરખ અને પક્ષીઓમા ગીધ કરે છે તેવી જ રીતે સમગ્ર જંતુસમાજમા પણ ભગીનુ કર્તવ્ય બજાવનાર એક વર્ગ છે એનું શાસ્ત્રીય નામ Coleoptera[1], અંગ્રેજી

---

[1] આ વર્ગની ૮૦,૦૦૦ જાતો તો નામથી જાણીતી છે' અને બીજી અજ્ઞાતનામા જાતો મળીને કુલ સંખ્યા એકાદ લાખ થાય ! જંતુસૃષ્ટિના અનેક વર્ગોમાના આ એક જ વર્ગના પ્રાણીની સખ્યા, સમગ્ર પક્ષિસૃષ્ટિથી દશગણી અને મેરૂદડવાળાં

નામ Beetles: આપણાં તમરાં, ગોકળગાય, માગાની ગાય, ધનેરાં વગેરેનો વર્ગ. આગીઓ પણ આ જ વર્ગનો જંતુ છે. એનું અંગ્રેજી નામ Glow-worm-પ્રભાકીટ.

સૃષ્ટિમાં જેના શરીરમાંથી આપમેળે અખંડ તેજોધારા વહેતી હોય એવા, આગીઆ સિવાય બીજા કોઈ જંતુ હોય તો તે Fire flies. આપણા ભારત વર્ષમાં એ થતા નથી.[2] (માછલીની વાત જૂદી છે)

'બીટલ' જંતુઓનું જીવનકર્તવ્ય ભંગીકર્મમાં પર્યાપ્ત થયું છે. કુદરતમાં પશુપંખી, ઇતર જંતુઓ વગેરેનો કચરો, મૃત દેહ આદિ સ્વાહા કરી જવાનું એમને સોંપાયું છે. એ સિવાય બીજા ગુણવિશેષ—પતંગિયાની પ્રકાશપ્રિયતા, મધમાખનું ચાતુર્ય, કીડીનો કણસંગ્રહ અને કરકસર, ઊધઇનું યૂથબળ કે ભમરીની સ્થાપત્યદક્ષતા 'બીટલ'મા નથી દેખાતા.

આગીઆની પણ આવી જ વાત છે. આખો દિવસ સૂકા કે કહોવાતાં પાન, ઘાસ કે ઝાડના મૂળ ઓથે જમીન પર ભરાઇ રહેવું અને રાત પડ્યે ઊડતાઊડતા આનંદ મેળવવો—આ વિના બીજું કંઈ એને આવડતુ નથી. બીજાં કેટલાક 'બીટલ'મા તો અદ્‌ભુત રૂપરંગજનિત શારીરિક લાવણ્ય પણ જોવામા આવે છે.* આગીઆમા રૂપે નથી ને રંગે નથી. એનામા કંઇ હોય તો એની દ્યુતિઃ બાહ્ય આલમ્બન વિના સદોદિત પ્રભામંડળ વહન કરવાની શક્તિ. આ એક જ ગુણ હેઠળ એની બીજી બધી ઉણપો ઢંકાઇ જાય છે. એના આ એક જ ગુણને લીધે સૌન્દર્યપૂજકોનો એ પ્રીતિભાજન બન્યો છે.

આગીઓ નાનામા નાનો ઘઉં જેવડો. મોટામા મોટા અરધા પોણા આગળના યે જોવામાં આવે છે. બીજા જંતુઓની પેઠે એને પણ અવતારલીલા ભજવવી પડે છે. ઇંડામાથી કીડો, પછી કોશેટો અને અંતે સંપૂર્ણ અવયવવાળો આગીઓ: આ ક્રમમાંથી એનાથી છૂટાતું નથી. એના કીડા માંસભક્ષક હોઈ, નાનાં છીપલા, શંખલા[3] વગેરેમાં રહેતાં જલચરોને ખાઇને જીવે છે.

આગીઓ પોતે વનસ્પતિમાંથી પોષણ મેળવે છે. એને અનુકૂળ (કાતરવા અને ચાવવાને ક્રિયાક્ષમ[4]) એનાં જડબાં ઘડાયાં છે.

એને જોતાં આંખ ઠરતી નથી. રંગે ઘેરા ચળકતા બદામી કે આછા નારંગી રંગનો. શરીર ચપટું. માથું અને ધડ જુદાં દેખાય.

પાંખો ચારઃ પણ ઊડવામાં તો માત્ર પાછળની બે જ કામ લાગે. આગલી બંને નકામીઃ જડ સૂકી શીંગડા જેવી કઠણ અને બરડ (Elytra). પાછળની પાંખો નાજુક, મુલાયમ. આગીઓ બેસે ત્યારે આ કોમળ પાંખોને પીઠ પર વાળી સંકેલી ગોઠવી દે છે. એના ઉપર આગલી બરડ પાંખો ઢાંકી દે છે. એ રીતે આગલી પાંખોના 'બખ્તર' હેઠળ પાછલી કોમળ પાંખો સુરક્ષિત રહે છે.[5] આવી પાંખો કેટલીક જાતોમાં એકલા નરને જ હોય છે. માદાને સમૂળગી નથી હોતી.

પશુ પંખી[6] કે જંતુ આદિના મનની વાત તો કોણ જાણેઃ એમને આવી મોહિનીની શી અસર થતી હશે એ તો કેમ કહી શકાય? પરંતુ જેના સૌન્દર્યથી અશેષ મનુષ્યજાતિ સદૈવ મુગ્ધ બની છે એ શીત,

(મત્સ્ય વંશ, સરીસૃપ વંશ, પક્ષી વંશ અને સ્તનપાયી વંશ) પ્રાણીઓ કરતાં બમણી કે તેથી યે વધારે છે!

૨ આગીઆનો વંશ Malac dermidae: એની જાત Lamprophorinae. 'ફાયર ફ્લાઈઝ'=Pyrophorinae; એનો વંશ Elaterinae.

* દા. ત બોરડીના ઝાડ પર દેખાતાં ચળકતા ઘેરા લાલ, સોનેરી, લીલા, વાદળી શરીરવાળાં ખારેક જેવડાં 'બીટલ'.

૩ સવિશેષ Snails

૪ mandibulate.

૫ સમસ્ત જંતુઓનીમાં પાંખોની આ વિશેષતા માત્ર આગીઆના વર્ગના જંતુઓ (Beetles) ની જ છે એ વિશેષતાને લીધે એમને ઓળખવા રમતવાત છે. પાછલી નાજુક પાંખોને ઢાંકી દેતી આગળની બરડ પાંખો વાળીને પીઠ પર ભેગી કરી હોય, તે વખતે એનો દેખાવ શહેરના દરવાજાનાં બંધ કમાડ જેવો લાગે છેઃ બે પાંખો બે બાજુ પથરાએલીઃ એ બને ભેગી થાય ત્યાં, બરડા વચ્ચોવચ ઊભો સીધો ચીરો. આ એંધાણી જોતાં સમજાશે કે આપણા ઘરમાં આથડતાં 'વંદા' આ 'બીટલ' વર્ગના જન્તુ નથી, કારણ એમની આગલી પાંખો નરમ હોય છે

૬ એક એવી માન્યતા પ્રવર્તે છે કે, સુગરી એના માળાનો ઉપરનો અંધારો ઓરડો અજવાળવા માટે, ભીની માટીનાં નાનાં દેફાં એ ખંડમાં મૂકી, એમાં આગીઆ ચોંટાડી રાખે છે જીવતાં તો અજવાળે, પણ મરી જાય ત્યારે ય આગીઆ સુગરીનું ઘર અજવાળતા રહે

સુગરીના અસંખ્ય માળાનું સૂક્ષ્મ અવલોકન કરનાર પક્ષિતત્ત્વવિશારદોનો અભિપ્રાય આ માન્યતાની વિરુદ્ધ છે.

આહ્લાદક અને મધુર પ્રભા આગીઆની પાંખોમાંથી નથી નીકળતી પતંગિયાની વિવિધરંગી રજથી વ્યાપ્ત પાંખો પેઠે, આગીઆની પાંખો પણ તેજના કણથી ખરડાએલી રાત્રે ચળકે છે, સ્પર્શમાત્રથી એના પગના જ્યોતિઃકણ ખરી પડે છે, એ કવિકલ્પના જેટલી ઉદાત્ત અને મનોહર છે તેટલી જ સત્યથી વેગળી છે

ધ્વાન્તમણિ આગીઆના પ્રકાશનું ઉદ્‌ગમ સ્થાન તો એનું 'પેટ' છે અનેકવિધ આહારસામગ્રીમાંથી ગળાઈ ગળાઈને પ્રકાશના ઉત્પાદક વિવિધ રસો એના પેટમાં વિશિષ્ટ સ્થાને એકત્રિત થાય છે આ રસો–પદાર્થોના રાસાયનિક સંક્રાન્તિથી નિષ્પન્ન થતું તેજ પેટ પરના ભીંગડાં[7] દ્વારા બહાર નીકળે છે એ ઋતુભેદે કે કાળક્રમે નથી ઓછું થતું નથી વધતું એકધારું યાવજ્જીવન એ જગતને અજવાળ્યે જ જાય છે એનો રંગ લીલો કે પીળો હોય છે એમાં દાહકતા નથી હોતી એનો સ્પર્શ શીતળ, આંખોને ઠારનારો છે કોઈ જાતના આગીઆનું તેજ ઝળહળતું તો કોઈનું મંદ હોય છે[8]

આ તેજની શોભા અવર્ણ્ય છે શિયાળામાં અંધારી રાતે અનેક જ્યોતિર્મંડળથી વ્યાપ્ત નિર્મળ નીલાકાશની નિરુપમ શોભા નિહાળી આપણે મુગ્ધ થઈએ છીએ પણ વિશાળ વનરાજીના પાંદડે પાંદડે દીવા પ્રકટ્યા હોય તેવી, વિરાટ પુરુષની અનંત શિખાએ ઉતારાતી આરતી જેવી નિશામણિ આગીઆની ચોમાસાના દિવસોની શોભા એનાથી રજ પણ ઊતરતી નથી વીજળીના હજારો દીપકોનો દાહક તેજોરાશિ પણ આગીઆના સૌમ્ય રૂપને ન પહોંચે પ્રકાશની અનિશ્ચયતા છતાં અદ્‌ભુત સૌંદર્યવાળાં હોય એવાં દૃશ્ય તો મેં બે જ જોયાં છે એક વખત ચોમાસાની અંધારી રાતે ઘાટકોપરના પહાડ પરથી નીચે ખીણમાં સંખ્યાતીત આગીઆથી સળગી ઊઠતો વૃક્ષરાજી, બીજી વખત દાવાનળથી ભભૂકતા વાંસવનની સહસ્ર શિખાવાળી દીવીઓથી ઝગહળતો અર્બુદાચળ

પણ આવું તેજ આગીઆને શા કામનું? એને ક્યાં અંધારી રાતે ગલીકુંચીઓ કે શેરીઓમાં રખડવું છે કે મશાલની ગરજ પડે? એ તો જંગલનો વાસી એનો આહાર ઘરઆંગણે જ મળે બીજાં ઘણાં યે નિશાચર જંતુઓ છે એમાંના કોઈનો યે માર્ગ અજવાળવા આવું સાધન નથી છતાં એમનો જીવન વ્યવહાર અબાધ્યપણે નભ્યે જાય છે. તો પછી એકલા આગીઆ પ્રત્યે જ પ્રકૃતિનો આવો પક્ષપાત શા માટે?

આ વિકટ સમસ્યાનો ઉકેલ હજુ અધૂરો છે; છતાં એટલું તો નિર્વિવાદ છે કે આગીઆના તેજનો અને જાતીય આકર્ષણનો ગૂઢ સંબંધ છે જેમ કસ્તુરી મૃગનો નાભિગંધ, હાથીનો મદ, મયૂરનો ચિત્રકલાપ, કોયલનો કુહૂ સ્વર, કુંજની નૃત્યલીલા—તે જ રીતે આગીઆનો પ્રકાશ એના પ્રિયજનના આકર્ષણ અર્થે જ છે એથી જ એમનામાં માદા કરતાં નરની તેજસ્વિતા વધારે હોય છે

આગીઆની આ રમણીય કથાથી કોણ મુગ્ધ નહિ થાય? એના દેહમાંથી વહેતી શીતરશ્મિ બાહ્ય આલંબન વિના જગતને અજવાળતી અણખૂટ્યે વહી રહી છે આપણી કાયામાં આવી શક્તિ હોત તો આપણા રાજમાર્ગો, ઘરનાં આંગણાં અને ઓરડા અજવાળી શકાત બુદ્ધિશાળી ગણાઈએ છતાં પણ આવા ક્ષુદ્ર કીટની નૈસર્ગિક શક્તિ આગળ આપણાં સ્નાયુબળ, આપણું રૂપગૌરવ, આપણી કલ્પનાશક્તિ અને વિચારચાતુર્ય હણાયાં છે. આપણી અસહાયતા વિનમ્ર ભાવે પોકારી ઊઠે છે કે, સ્વશક્તિએ જગતને અજવાળનારા બે જ એક ગગનતળના જ્યોતિર્મંડળ બીજો ભૂમિતળનો તું જ્યોતિરિંગણ—આગીઓ આકાશપથના યાત્રીઓ તો દૂર ને દૂર રહેનારા, અતિથિ જેવા: આવે ને જાય તું અમારો કુટુંબીજન અમારા આંગણાની સંચારિણી દીપશિખા જેવો

'તું જાગજે તું ખેલજે તું પત્રપત્રે મ્હાલજે'

વનેચર

૭ આવા ભીંગડાં નરમાં ૩ અને માદામાં ૨ હોય છે

૮ આગીઆ ભેગા કરી, મલમલની કોથળી કે શીશીમાં પૂરી તેના અજવાળે અભ્યાસ કરનારા ગરીબ વિદ્યાર્થીઓની વાતો આપણે સાંભળીએ છીએ કેવળ કુતૂહલવૃત્તિ સંતોષવા મેં પણ આ ક્રૂર પ્રયોગ કરી જોયો છે પણ આ દશામાં આગીઆ ઝાઝું જીવતા નથી

---

વિનુ અમારો પડોશી માત્ર ગળાના બળે જ પૈસા પેદા કરે છે

રમુ કોઈ જબરો ગવૈયો હશે!

વિનુ ના રે, લીલામ કરનારો છે!

# અખાડો

જેમાં સુસંહત શરીરની ઝંખનાથી વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો પરસ્પર અનુભવની આપલે કરે છે

··નિરીક્ષક·હરિનારાયણ આચાર્ય··

૧

દોઢ બે વરસથી આ વિભાગમાં પૂર્ણ મનુષ્યત્વ ઘડવાની વિવિધ દૃષ્ટિથી ચર્ચા થાય છે. એકને ઊંચા થવાનો ફાંમાંગો જોઇએ છે; અન્યને લોકોત્તર શારીરિક વિકાસ સાધવાનો અભિલાષ છે. મારા ઉપર આવતા પત્રો વાંચીને કોઇને પણ જરૂર લાગે કે એ લખનારાઓમાં શરીરના ઘડતરની ઊંડી ભૂખ તો ઊપડી છે. છતાં સમગ્ર શરીરવિકાસના પાયા રૂપ, 'સ્વાસ્થ્ય' તત્ત્વ વિષે ચર્ચા કરવાનું આજ સુધી કોઇને પણ સૂઝ્યું નથી, એ ઓછી નવાઈની વાત છે? કે પછી સ્વાસ્થ્ય વિષય જ એટલો સરળ લાગે છે કે પ્રત્યેક વ્યાયામ કરનારને એ આપોઆપ સમજાય છે અને એની ચર્ચા કરવાનું પ્રયોજન જ નથી રહેતું? જો આવું હોય તો એ ભૂલ છે. 'સ્વાસ્થ્ય' એટલો બધો સરળ વિષય નથી. સ્વાસ્થ્ય એટલે નિરામયતા નહિ. બે ટંક પેટ ભરીને જમી શકીએ એનું નામ સ્વાસ્થ્ય નથી. ઊંઘવામાં, દૈનિક વ્યવહાર નભાવવામાં, પ્રજોત્પત્તિ અનિયન્ત્રિતપણે કર્યે જવામાં જ સ્વાસ્થ્યનું સ્વારસ્ય નથી. એમા આ બધુંય છે: છતાં એથી અતિરિક્ત અન્ય અંશ પણ સ્વાસ્થ્યમા સમાયો છે. એ તત્ત્વ ન હોય તો 'સ્વાસ્થ્ય' સ્વાસ્થ્ય ન ગણાય. આ અધિકાંશ તે 'જીવનબળ'—*Vitality.*

આપણે એવી ઘણી વ્યક્તિઓ જોઇએ છીએ જે સવારથી સાંજ સુધી એકધારું વૈતરું ગધ્ધાકરે કર્યે જાય છતાં એ શ્રમને અંતે તાજા ને તાજા જ દેખાય. એમની આવી 'જુવાની' શાશ્વત, ચિરકાળ, વર્ષો સુધી નભતી દેખાય છે; કોઇ પણ જાતના બાહ્ય આલંબન વિના, એમની એ શક્તિ કે ઉત્સાહનો ઓઘ એવો ને એવો ગણપૂટ દેખાય છે. આનું ખરું કારણ એમનું જીવનબળ છે. શરીરના બધા ધર્મો સચવાતા હોય, આહારાદિની પૂરેપૂરી સુવિધા હોય, છતાં આ 'જીવનબળ' ઓછું પણ સંભવે. એટલે અંશે એ આહાર વગેરે બાહ્ય સાધનોથી પર છે. જેનામાં એનો અધિકતર અંશ હોય તેટલું એનું સ્વાસ્થ્ય પૂર્ણતર ગણાય. શરીરનો વિકાસ વજન કે માપથી માપી શકાય, પણ આ જીવનબળને માપવાનું કશું જ સાધન નથી. એટલે જ સ્થૂલ દૃષ્ટિએ સ્વાસ્થ્ય શબ્દથી એનો બોધ થવો શક્ય નથી. એનો તો અનુભવ જ હોઈ શકે. એ વિષે વિસ્તારથી હવેના હપતાઓમાં.

## પ્રશ્નોત્તર

ભાઇ રતિલાલ શાહે વ્યાયામની સક્રિય આરાધના અને અધ્યાપનમાં સોળ વર્ષ જેટલો દીર્ઘ કાળ ગાળ્યો છે. આ ગાળામા એમણે અનુભવેલી મુંઝવણોના સારભૂત ૨૮ પ્રશ્નો પૂછ્યા છે. શરીરના ઘડતરની જેમને માથે ભારે જવાબદારી છે એવા, આજની નવીન વિચારસરણીએ ચાલતી શાળાઓના સંચાલકો આવી શોધકબુદ્ધિથી કામ કરે તો એમનો શ્રમ કેટલો બધો સફળ થાય!

ભાઇ રતિલાલની જિજ્ઞાસાવૃત્તિ પ્રશસ્ય છે. શરીરવિકાસના પ્રત્યેક અંગનો એમની પ્રશ્નપરંપરામાં સમાવેશ થયો છે. એ બધાની સર્વદેશીય ચર્ચા દ્વારા એમનું સમાધાન કરવા તો મારે વ્યાયામશાસ્ત્રનો ગ્રન્થ જ લખવો પડે. અહીં તો સ્થળસંકોચને લીધે પ્રત્યેક પ્રશ્નના મુદ્દાને માત્ર સ્પર્શ જ કરીને સંતોષ માનવો રહ્યો. જે પ્રશ્નો પાછલા અંકોમાં ચર્ચાઇ ગયા છે, તે લીધા નથી.

૧–૨. માલિશ માટે કઇ ઋતુ અને તેલ સારા? માલિશથી પેટની ચરબી ઘટે? ફિક્કા પડેલા શરીરવાળા માણસને તલના તેલનો માલિશ કરવાથી લોહી વધે છે એ સાચું?

શિયાળો અને સરસિયું.

ગુજરાતમાં માલિશ કરવાનો રિવાજ નથી પણ ઉત્તર હિન્દ અને સવિશેષ બંગાળમાં તૈલમર્દનનો મહિમા અપાર છે. સ્નાયુનો થાક ઉતારી, રક્તસંચારપૂર્વક શરીરમાં સ્ફૂર્તિ લાવવામાં મર્દન ખૂબ ઉપકારક છે. પરંતુ જેમ વ્યાયામના અન્ય વિષયોમાં બને છે તેમ તૈલમર્દનના પુરસ્કર્તાઓ પણ એની ઐકાન્તિક પ્રશંસા ગાઇ, તે દ્વારા લોકોત્તર પરિણામની જે વધારે પડતી

વાતો કરે છે તે સર્વાંશે સત્ય નથી. જેના શરીરની નિર્બળતા યોગ્ય પોષણના અભાવજન્ય છે, તેના સ્નાયુ-વૃદ્ધિ અને શક્તિસંચયના ઉપાય તરીકે તૈલમર્દનને આગળ ધરવું, એ વિવેકદૃષ્ટિની ખામી દર્શાવે છે. માલિશથી રક્તાભિસરણ થાય, સ્નાયુના ઘટક અણુઓમાં ભરાએલાં થાકનાં ઝેરી તત્ત્વોનો શુદ્ધ લોહીના પ્રવાહ દ્વારા નાશ કરી શકાય. પરંતુ આ લોહી લાવવું ક્યાંથી? લોહી તેમજ શરીરના અન્ય ધાતુઓનું ઉત્પાદક તો અન્ન–આહાર છે. એ આહાર (સ્થૂલ રૂપના કે સૂક્ષ્મ, concentrated રૂપના) નું સ્થાન લે એવો કોઇ પદાર્થ આજનું વિજ્ઞાન જાણતું નથી એટલે તલનું તેલ મર્દનદ્વારા આવા આહારનું સ્થાન લઇ શકે, અર્થાત્ રક્તોત્પાદન અર્થે. અનુકૂળ અને આવશ્યક યોગ્ય આહારનો સદંતર અભાવ હોય છતા તલના તેલથી કેવળ મર્દન દ્વારા જ લોહી ઉત્પન્ન કરી શકાય, એમ કહેવું એ શરીરશાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર નથી. ઘર્ષણથી રક્તાભિસરણ સરળ થવાને લીધે ત્વચામા લાલાશ આવે તેમજ વધારાના મેદમા ઘટાડો થાય, પણ તે નહિ જેવા જ.

૩. ચાલવા અને દોડવા સિવાય, બેઠાડુ માણસની પેટની વધી ગએલી ચરબીને જલદી ઘટાડવાનો બીજો કોઇ ઉપાય છે?

આનો અર્થ એવો થતો હોય કે વધી ગએલા મેદને ઉતારવા, શારીરિક શ્રમ ન કરવો પડે એવા સાધન કયાં તો હું કહું કે, બેઃ 'ક્રૂશ્યન સૉલ્ટ અને ચિંતા.' ચતુરાઇ ભલે ધરે, પણ ચિંતા કરનાર દૂબળો પડે છે એમ આપણે માનીએ છીએ ક્રૂશ્યન સૉલ્ટ બનાવનારા પણ ચરબીના રામબાણ ઉપાય તરીકે આ દવાને આગળ ધરે છે!

આ તો જરા વિનોદ થયો એને બાજુ રાખીએ તો આ પ્રશ્નનો અર્થ એ થાય કે, પેટનો મેદ ઘટાડવા માટે, સ્થલ સમય કે અનુકૂળતાના અભાવે ચાલવાનું અને દોડવાનું બને તેમ ન હોય તો શું કરવું?

મારી સલાહ છે કે એવા માણસોએ લાકડા ફાડવાનો કે માટી ખોદવાનો મહાવરો રાખવો. આહારમાં ફેરફાર કરવો અને ખૂબ જ જરૂર જણાય તો કેવળ પાણી પીને થોડા ઉપવાસ ખેંચી કાઢવા. આ બધા ઉપાય પરસેવો ઉતારનારા અને કઠોર મનોબળ માગનારા છે. બાકી મેદ 'જલદી' ઘટે એવો કોઇ ઉપાય મારા અનુભવમા કે જાણવામા અગર વાચવામાં આવ્યો નથી.

અહીં એક વાત જણાવવી અસ્થાને નહિ ગણાય. મનુષ્યના શરીરમાં કેટલીક અછિદ્રા ગ્રન્થીઓ (ડક્ટલેસ ગ્લાન્ડઝ, દા.ત. પીનીઅલ, થાઇરૉઇડ, ઍડ્રીનલ, પિટ્યુટરી, વગેરે) છે. એમના સ્વરૂપ અને વ્યવહારનુ સંપૂર્ણ જ્ઞાન હજુ આધુનિક વિજ્ઞાન પામી શક્યું નથી. પણ એટલું તો અનુભવસિદ્ધ અને નિર્વિવાદ છે કે, આ ગ્રન્થીઓમા ઉત્પન્ન થતા વિશિષ્ટ રસોનું લોહી સાથે મિશ્રણ થવાથી સ્વાસ્થ્ય અને શક્તિ ઉપર ખૂબ અસર થાય છે. એકાદ ગ્રન્થીના રસની ન્યૂનતા કે અધિકતાને યોગે શરીરમાં સારો ખોટો ફેરફાર થતો જોવામા આવે છે. તેથી યોગ્ય પ્રસંગે દાક્તરો શરીરમા આવી ગ્રન્થીઓના રસો દાખલ કરીને સ્વાસ્થ્ય પર કાબુ રાખી શકે છે. વધતા જતા મેદમા પણ આવીગ્રન્થીની (પિટ્યુટરી) રસાધિકતાને કારણ માનવામા આવે છે. જાડા થતા માણસમા આ રસની ન્યૂનતા લાવવાથી તથા મેદવર્ધક આહાર ખાવા છતા પણ બીજી બધી રીતે સ્વસ્થ માણસ દૂબળો રહેતો હોય તો તેનામા આ રસની અધિકતા લાવવાથી ધાર્યું પરિણામ આવે છે. મને આવાપ્રયોગનો પ્રત્યક્ષ અનુભવ નથી.

ખરી રીતે તો મેદ ઘટાડવાનું લક્ષ રાખવા કરતા આ મેદ સ્નાયુરૂપે પરિણત થાય એવો પરિશ્રમ કરવો ફલદાયી છે. કારણ મેદ ઘટવાથી તો શરીરનો કેવળ ભાર અને બેડોળપણું જ ઓછાં થાય છે. પણ પ્રચંડ શક્તિ કે સુન્દરતા પ્રાપ્ત થતાં નથી. એ લાવવા તો સ્નાયુવિકાસ જ કરવો રહ્યો. એથી, જો કેવળ મેદ ઓછો કરનારી વ્યાયામપ્રણાલિકામાં ધ્યાન પરોવી કાળક્ષેપ ન કરતાં કુસ્તી, વેઇટ લિફ્ટિંગ, જિમ્નૅસ્ટિકસ વગેરે જેવાં સાધનોનો આશ્રય લેવામા આવે તો મેદ પણ જલદી ઘટે અને સાથે સાથે અપૂર્વ સ્નાયુવિકાસ તથા તજ્જન્ય શારીરિક સૌન્દર્ય પણ પ્રાપ્ત થાય. એક પથ ને દો કાજ.

૪ સ્ત્રીઓના શરીરનો પણ પુરુષોની માફક સ્નાયુબદ્ધ વિકાસ થાય ખરો?

સ્ત્રીઓના વ્યાયામની વાત પાછળ ચર્ચાઇ ગઇ છે. અહીં એટલું ઉમેરવાનું કે સ્ત્રી અને પુરુષના

સ્નાયુઓમાં ભેદ નથી. વ્યાયામથી બંનેનાં શરીર કેળવાય છે, પરંતુ પુરુષના શરીરના જેવી સ્નાયુઓની સ્પષ્ટ રેખાઓ (ક્લીન કટ લાઇન્સ) સ્ત્રીના શરીરમાં નહિ દેખાય. એનું કારણ એ છે કે, સ્ત્રીના સ્નાયુઓ ઉપર ત્વચાની નીચે મેદનું જાડું પડ આવેલું છે; જે સામાન્ય રીતે પુરુષના શરીરમાં નથી હોતું. એટલે જ સ્ત્રીનાં બધાં અંગ ભરાવદાર હોવા છતાં ગોળ, ખાડા વિનાનાં, સરળ રેખાંકિત લાગે છે. પુરુષના શરીરમા મેદના આવા ભારે અસ્તરના અભાવને લીધે પ્રત્યેક સ્નાયુ ભિન્ન, સુરેખ અને છૂટો પ્રચંડ લાગે છે. મનુષ્યેતર પશુઓમા નર માદાના શરીરમાં આવો તફાવત ન હોવાથી બંને એકસરખા સ્નાયુવિકાસવાળાં દેખાય છે.

૭ એક બાજુ આપણા પહેલવાનો, અને બીજી તરફ સૅન્ડો જેવાનાં શરીર સૌન્દર્ય અને સ્નાયુવિકાસમાં આટલો બધો ફરક અને બેડોળપણું શાથી?

આની ચર્ચા પણ પાછળ થઈ ગઈ છે 'સ્નાયુ વિકાસ'નો અર્થ કેવળ 'મસ્ક્યુલર ડેવલપમેન્ટ' હોય તો આવો વિકાસ આપણા પહેલવાનોમાં સંપૂર્ણ પરાકાષ્ટાએ પહોંચેલો હોય છે. પણ એનો અર્થ જો, 'સ્નાયુઓ પૂરા વિકસેલા હોવા છતા, એમનો પરસ્પર સુંદર સમન્વય હોવા છતાં પ્રત્યેક સ્નાયુ અલગ અલગ દેખાય એવી સુરેખતાવાળો હોવો જોઈએ' એવો કરીએ તો આપણા પહેલવાનો સૅન્ડો, મીક, કલીન વગેરેની તોલે નહિ આવે. એનું કારણ આપણા પહેલવાનોનો કુસ્તીનો વ્યવસાય છે. એક તો સ્નાયુનો વૈયક્તિક વિકાસ કરવા કરતાં આખા શરીરને એકધાઈ કસીને શ્રમસહ તથા બળવત્ કરવા પૂરતો જ એમનો પરિશ્રમ હોય છે. બીજું, કુસ્તી કરનારનુ શરીર હંમેશા કઠોરપણે રગડાતુ હોવાથી, એના સ્નાયુઓની સુરેખતા પૂરાઈ જઈ તેને સ્થાને ઘટ્ટપણું આવે છે. આવો ભરાવો થાય એ ઉપરાંત, સ્નાયુઓના અસામાન્ય ઘસારાને પહોંચી વળવા, એમના સંરક્ષણ અર્થે એમના ફરતું મેદનું ગાઢ આવરણ કુદરત ઢાંકી દે છે. એથી જ કુસ્તી કરનારનાં શરીર પ્રચંડ પ્રતિભાસંપન્ન અને દર્શનીય હોવા છતા ગોળમટોળ બનેલાં દેખાય છે. પશ્ચિમના દેશોમાં પણ ઝિબિસ્કો, આગર્ગો, ફાર્મર બર્ન્સ, ફ્રૅન્ક ગોચ, રોબર, હૅકેન્સ્મીટ વગેરેના શરીર આવાં ગોળ ભરાવદાર જ છે.

કુસ્તી એ સર્વોત્કૃષ્ટ વ્યાયામ છે. એના અવલંબનથી પ્રચંડ ક્ષુધા અને રાક્ષસી પાચન શક્તિ કેળવાય છે. એને યોગે આવો વ્યવસાય કરનારનો આહાર પણ ભારે હોય છે. આહારજન્ય માંસરસમાંથી, જેટલો સ્નાયુઓના ઘડતરમાં વપરાય તેટલો તેમાં વાપરીને, બાકીનો રસ કુદરત પેટના સ્નાયુઓ પર મેદનું અસ્તર ઘડવામાં વાપરે છે કારણ આ સ્નાયુઓ પછવાડે શરીરનાં અતિ આવશ્યક અને અત્યંત કોમળ અંગ—જઠર, પિત્તાશય, બરોળ, આંતરડાં, મૂત્રાશય વગેરે—આવેલાં છે. કઠોર શરીર શ્રમ પ્રસંગે આ અંગોનું પૂરેપૂરું સંરક્ષણ થાય; એમને ધક્કો ન પહોંચે એ હેતુથી કુદરત, કેવળ પેટના સ્નાયુના પૂર્ણ વિકાસથી સંતોષ ન પામતાં આ સ્નાયુઓ પર મેદનું આવરણ રચે છે. આ પડ જેમ ભારે તેમ પેટ વધારે ફૂલેલું લાગે. આથી જ આપણા પહેલવાનોની ફાંદ મોટી હોય છે. આનું બીજું એક કારણ આહારાતિરેક છે. યુરોપીઅન પહેલવાનો પણ ફાંદવાળા તો હોય જ છે પણ એમની વ્યાયામ પદ્ધતિની વિશિષ્ટતાના કારણથી આ ફાંદ પર તેઓ થોડોઘણો કાબુ રાખી શકે છે.

કુસ્તી આવા અવગુણ(!)વાળી હોવા છતાં તેનાથી શરીરના એક વિશિષ્ટ સ્થાનનો જે વિકાસ સધાય છે, એવો વિકાસ, બીજી કોઈ પણ વ્યાયામ પદ્ધતિથી નથી સધાતો. આ સ્થાન તે આપણા ગળાની અને ખભાની વચ્ચે, છાતી ઉપરની પાંસળી ઉપર જે છેલ્લું આડું હાડકું (Clavicle) છે, તેની ઉપરનો ખાડો, બંને તરફનો. સન્ડોનું શરીર જુઓ, મીક કે કલીન અગર આરકો અને સ્ટાઇનબૉર્નનું જુઓ: બધાંના શરીરમાં આ ખાડા, અદ્ભુત સ્નાયુ વિકાસ હોવા છતાં, ભરાએલા નથી દેખાતા; જ્યારે પ્રત્યેક કુસ્તીબાજના શરીરમાં આ ભાગ પૂરાએલો સપાટ 'ગૂઢજત્રુ' છે. એટલી કુસ્તીની વિશેષતા.

૮ નિયમિત કસરત કરવા છતાં કેટલાક માણસો ધાર્યું પરિણામ નથી મેળવી શકતા તેનું કારણ?

ઘણાં છે: યોગ્ય આહારનો અભાવ, શ્રમનો અતિરેક, ચિંતા, અયોગ્ય વ્યાયામપદ્ધતિ, આરામની અપૂર્ણતા વગેરે. કદાચ કોઈ વ્યાધિ પણ ગૂઢરૂપે રહ્યો હોય. પાચનક્રિયા, રક્તોત્પત્તિ, રક્તાભિસરણ, મલોત્સર્ગ વગેરે શારીરિક ક્રિયાઓ—ફીઝીઑલૉજિકલ ફંક-

શન્સ-બગાબર ન થતા હોય અન્થીસ્રાવ અપૂર્ણ હોય તોપણ શરીર ન બધાય.

**૧૨** ગાલના ડાચા બેસી ગએલા યુવાનોના ગો પૂર્ણ ભરાવદાર બનાવવા માટે કોઇ કસરત કે ઉપાય છે?

આખું શરીર તંદુરન્ત અને ઉત્કૃષ્ટ સ્નાયુ વિકાસ-વાળુ બનાવીએ કે ગાલ આપોઆપ ભરાશે એકલા ગાલને ભરવાનો આગ્રહ શા માટે? વળી ગાલનો ભરાવો—આકાર—મોના હાડકાની રચના ઉપર પણ આધાર રાખે છે એટલે આખુ શરીર સપૂર્ણ વિકસેલુ હોય છતા ગાલ સહેજ બેસી ગએલા દેખાય એમ પણ બને વળી ચરબીના ભાચરા જેવાં નમાલા ફુલેલા શરીરવાળાના જેવા ભરાવદાર ગોળમટોળ ન હોય તોપણ હરકત શી?

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

આ વખતની હરીફાઇમા આવેલા ફોટોગ્રાફો પણ ગુણ પાર ન હોવાથી ફક્ત એક ઇનામ સિવાયના બીજા ઇનામો મોકૂફ રાખવામાં આવ્યા છે ભાઈ જેમ એસ પથરાવાળા (અમદાવાદ)ને 'વૃદ્ધ રંગરેજ' ફોટોચિત્ર માટે બીજુ ઇનામ મળે છે કાર્યમા તલ્લીન રગરેજનુ ફોટોચિત્ર આર્થક છે ચિત્રના છાયાવાળા ભાગોને એકસ્પોઝર બરાબર મળ્યુ હોત તો રગાટી ના આજુ બાજુના વાતાવરણ અને તેના સાધનોનો હળવુ ખ્યાલ આપી શકાત અને તો જ આ ચિત્ર પાડ્યુ સાર્થક લેખાત

ભાઇ હસમુખ તોલાટ (મુ બઇ)નુ ફોટોચિત્ર 'નૂતન પ્રા ણી' અને ભાઇ કાન્તિલાલ ભાયેચા (જૂનાગઢ)નુ ફોટોચિત્ર 'ઓર વાળી' નોંધપાત્ર ઠર્યા છે બનેમા ઉપરથી બે ઇંચ કાપી નાખવા ની જરૂર છે ચિત્રના વિષય સારા છે નબળી ટેકનિક હોવાથી જ તે ઇનામ મેળવી શક્યા નથી

* * *

ફોટોચિત્રોની શોધમા ઘણીવાર ઘર બહાર પણ રખડવુ પડે પરતુ ઘણા કળાકારોને વિષયવસ્તુ પાછળ ભટકવાનુ ગમતુ નથી તેમને ઘેર બેઠા 'સ્ટિલ લાઈફ' (પદાર્થચિત્ર) ફોટોગ્રાફી કરવાનુ સરળ અને આનદદાયક લાગશે રોજના વપરાશની ચીજો, ખાવાની વસ્તુઓ, વાસણો, શાકભાજી અને ફળ, રમકડા, વગેરે ચીજો એક યા વધારે લઇ અનુકૂળ છાયાપ્રકાશમા ગોઠવી, સુદર સયોજનની મદદથી ફોટોચિત્રો ઉપજાવી શકાય આવા અખતરા કરવાથી સયોજનનુ જ્ઞાન વધશે, છાયા—પ્રકાશ પર કાબુ મેળવવાની ને તેની અવનવી રચના કરવાની તક મળશે, ફોટોગ્રાફી ની કરામતનો અભ્યાસ થશે અને વળી આનદ સાથે દરેક પ્રકારનો વિકાસ સધાશે.

* * *

મદ્રાસથી બહાર પડતા અગ્રેજી દૈનિક 'હિન્દુ'ની સાપ્તાહિક આવૃત્તિએ, ફોટોગ્રાફીના જાણકારો માટે એક લીગ (સઘ) સ્થા પવાનુ જાહેર કર્યુ છે તેનો દરેક વાચક તેમા આવતી છાપેલી કૂપન ભરીને સભ્ય બની શકે છે સભ્યો માટે દરેક મહીને ખાસ હરીફાઇ ગોઠવાશે અને તેમા સર્વોત્તમ ફોટો ચિત્રને રૂા ૨૦)નુ ઇનામ અપાશે વધુ વિગત માટે આર્ટ એડિટર, 'હિન્દુ', માઉન્ટ રોડ મદ્રાસ, એ સરનામે અગ્રેજીમા પત્રવ્યવહાર કરવો



* * *

સયુક્ત પ્રાતની સરકારની મદદથી ૫મી ડિસેમ્બર ૧૯૩૬ થી ૪થી ફેબ્રુઆરી ૧૯૩૭ સુધી લખનૌમા એક મોટુ પ્રદર્શન ભરવામા આવ્યુ છે તેના ફોટોગ્રાફી વિભાગમાં આન્તરરાષ્ટ્રીય ફોટોગ્રાફિક પ્રદર્શન ગોઠવાયુ છે દુનિયાના ૨૪ દેશોના ૧૯૪ નામાકિત કલાકારોની ૧૧૬૪ કૃતિઓમાથી ખાસ ચૂંટીને ફક્ત ૩૦૩ ફોટોચિત્રો, પસદ કરી તેમા રજુ કરવામા આવ્યા છે તેમા હિન્દીઓના ૮૩ ફોટોચિત્રો લેવાયા છે જેમા પાચ ગુજરાતીઓની કૃતિઓને પણ સ્થાન મળ્યુ છે તે હર્ષની વાત છે

બલવન્ત ભટ્ટ

# પંજાબ થઇને પેશાવર ઉપર

વિશાળ ભાલ, આછા-ભૂરા-રંગ પાછળથી પણ નિશ્ચયાત્મક બુદ્ધિનું તેજ ચમકાવતી આંખો અને વારેવારે મંદ મરક કરતા ચ્હેરાવાળો એક પાતળિયો પણ મજબૂત જણાતો કુમાર એક દહાડો કુમાર કાર્યાલયમાં આવ્યો.

કવિતા (રચવા તેમજ તેમાં રાચવા) ના શોખીન એ ભાઇ દર બુધવારે રાત્રે કાર્યાલયમાં ભરાતા કાવ્યરસિકોના મંડળમાં તો અવારનવાર આવતા જ હતા; પણ આજ બપોરે એ એક નવો મુદ્દો લઇને આવ્યા હતા,—સાઇકલ પર કાઠિયાવાડનો ૧૦૦૦ માઇલનો પ્રવાસ કરવાનો.

ઘણી વાતો કરી. શ્રી હરિનારાયણ આચાર્ય જેવા મિત્રોની સલાહસૂચનાઓ મેળવી, નકશા તૈયાર કર્યા અને ત્રણ સાથીદારો સાથે થોડા દિવસ પછી ઊપડ્યા.

એ વાતને મહીનાઓ થઈ ગયા. સાથીદારોને એક યા બીજા કારણે પ્રવાસ પડતો મૂકવો પડ્યો; પણ આ દૃઢનિશ્ચયી કુમારે તો અનેક નાનાંમોટાં સાહસો-મુશ્કેલીઓ છતાં તે સાંગોપાંગ પાર ઉતાર્યો.

એનું વિગતવાર વર્ણન નકશા વગેરે સાથે 'કુમાર'માં આપવાનો વિચાર અમલમાં મૂકતાં જરા ઢીલ થઈ ત્યાં તો ફરી, ગયા ઉનાળાની એક બપોરે, બીજા એક પ્રવાસની યોજના લઇને મલકતા મરકતા એ આવ્યા. આ વખતે પ્રવાસ મોટો હતો: અમદાવાદથી ઉત્તર માર્ગે કાશ્મીર, સરહદ પ્રાંતો, દિલ્હી વગેરે થઇ, ઉત્તર હિંદ ભમી, દસ હજાર માઇલ પૂરા કરવાનો.

સાથીદાર પણ આ વેળા એક જ હતા. એ ભાઇ શાન્તિલાલ તો છેક લાહોર સુધી સાથમાં રહેલા. પણ અચાનક એમને પાછા ફરવું પડ્યું (અને સંજોગવશાત્ ત્યારબાદ ઇન્ફ્લુએન્ઝાથી એમનું અવસાન થયું); પણ આમણે તો પૂર્વવત્ દૃઢ નિશ્ચયથી એ પ્રવાસ ખેડચે જ રાખ્યો.

દિલ્હીમાં સૂર્યગ્રહણનો કુરુક્ષેત્રનો વિખ્યાત મેળો જોઇ, પંજાબ થઇ તે સરહદ પ્રાંતો પર ગયા. એ ભાગનું એમના પ્રવાસપત્રોમાંનું વર્ણન આ નીચે આપ્યું છે. સિંધુ, અટક અને ખાઈબર પ્રદેશનો ખ્યાલ આપતા એમના પાડેલા ફોટોગ્રાફો પણ સાથે છે.

પ્રવાસમાં જ, સીધી સાદી ભાષામાં તાત્કાલિક ઊર્મિઓથી લખેલાં એ વર્ણન પાછળ પણ વિચારના ચમકાર છે.

વર્ષાઋતુને કારણે એ પ્રવાસ અટકાવી એ ભાઈ નંદલાલ જોષી અહીં આવેલા તે હમણાં એ નાના પ્રવાસનું વર્ણન પુસ્તક રૂપે તૈયાર કરી રહ્યા છે તે પછી ફરી પાછા એ થોડા વખતમાં આગળ પ્રવાસ શરૂ કરવા ઉપડી જવાના છે

આ તો વાનગી જ માત્ર છે;—રસમય હકીકતોવાળું એ વિગતવાર વર્ણન, તક મળે તો, 'કુમાર'ના વાચકો આગળ ધરવા છે.

લાહોર

છ દિવસ અમૃતસરમાં રોકાઇ આજે છ દિવસથી લાહોર આવ્યો છું. છ દિવસમાં અમૃતસરની અનેક બાજુઓ જાણી. ગુજરાતમાં જે ગૌરવ અમદાવાદનું છે એનાથી યે વિશેષ ગૌરવ પંજાબમાં અમૃતસરનું છે. સૌથી મોટું ઔદ્યોગિક મથક. કાપડનો વ્યાપાર પુષ્કળ પ્રમાણમાં. શહેરના સાંકડા રસ્તા સારો યે દિવસ માણસોથી ઉભરાતા જ હોય. રેંકડીવાળા મજૂરોની 'બચ જાના' 'બચ જાઓ'ની બૂમો પડતી જ હોય, એકાદ બે ટાંગા, રેંકડી કે સાયકલો એક બીજાં સાથે ભટકાઇને સાંકડા રસ્તા પર પરસ્પર ગાઢ અલિંગન દેતાં ફસાઇ પડ્યાં હોય, કે એકાદ બે શૂરવીરો રસ્તા પર જ જયુજુત્સુના દાવ અજમાવી રહ્યા હોય! આ રસ્તાઓ પર સાયકલ ચલાવવી એટલે આઇ. સી. એસ. ની પરીક્ષા પાસ કરવી.

બે દિવસ ગુજરાતી સમાજના મકાનમાં રહ્યો. ત્રીજે દિવસે મુંબાઇના એક ગુજરાતી ભાઇ તેમને ત્યાં જ આગ્રહ કરીને મને લઇ ગયા તેમનું મકાન જલીયાંવાલા બાગની બરાબર સામે જ હતું. રોજ સાંજે હું પંજાબી છોકરાં સાથે ત્યાં જ'જતો. અત્યારે આ બાગ મ્યુનિસિપાલિટીના કબજામાં છે. આજુબાજુનાં મકાનોની દિવાલો પર ગોળીઓનાં નિશાન હજી પણ જોવામાં આવે છે; ને બગીચાની એક તરફ, જ્યાં હજારો સ્ત્રીપુરૂષો ડૂબી ગએલાં તે કૂવો પણ હજી હયાત

# એક સાઈકલ પ્રવાસ



પ્રવાસી ભાઈ
નટવરલાલ જોષી

છે બગીચાની બરાબર વચ્ચે વ્યાખ્યાનો માટે ચણેલુ વ્યાસપીઠ છે રોજ સાંજે બગીચામા આમ ત્યાંના સ્ત્રી પુરુષોના ટોળા ફરવા આવે છે

અમૃતસરના સુવર્ણ મંદિરની ભવ્યતા જગજાહેર છે રણજીતસિંહના વખતનો અહીંનો ગોવિંદગઢનો કિલ્લો પણ જોયો. હાલ ત્યા લશ્કરી છાવણી રહે છે કિલ્લાના મુખ્ય ચોકીદાર સાથે દોસ્તી થતાથી આખા કિલ્લામા ફરવા મળ્યુ જુદી જુદી લશ્કરી ટૂકડીઓ જેમ ડોગરા, શીખ, પંજાબી, અફઘાન ને યુરોપિયન ટૂકડીઓના જુદા જુદા થાણા હતા માત્ર યુરોપિયન સિવાય બાકીની બધી ટૂકડીનાં રહેઠાણ જોવા મળ્યા આ લોકોના હૃદય જગતની સામાન્ય સપાટી પરથી બહુ જ દૂર હોય છે દુનિયા શુ છે કે કેવી છે એનો આ સીપાઇઓને જરા પણ માહિતી હોતી નથી ભોળા પણ એટલા જ પંજાબના સ્ત્રી પુરુષો આપણા કરતા કુદરતી અને મોટે ભાગે શરમની પરવા વિનાના લાગે છે. અવસ્ત્ર સ્નાન એ તો અહીં સામાન્ય રસમ છે એક પ્રૌઢા બાઇને જાહેર રસ્તા પર આવેલા નળ પર કેવળ બાથ લેતી હુ રોજ જોતો અગાસી પર આવેલા બજારના બારણા ઉઘાડા રાખી વિના સંકોચે શૌચ કરતા નરનારીઓ અહીં સામાન્ય છે. બપોરે ઘરમા અર્ધ વસ્ત્રોમા ફરતી સ્ત્રીઓ પણ સામાન્ય અહીંયા ગા માઇલ આવે ?

નહેરોના સ્થાન પર પણ દિગંબર સ્નાન જ જણાય આ બધુ લખીને મારો ઇરાદો પંજાબીઓને હલકા પાડવાનો જરા પણ નથી, માત્ર વિચાર માટે છે. અહીં પડતી સખ્ત ગરમીને આભારી આ બધી વસ્તુઓ હશે ? અહીંના પોષાક બહુ જ આકર્ષક લાગે છે

રાવલપીંડી

**લા**હોર તો પંજાબની સંસ્કૃતિનું કેન્દ્ર રૂપાળું પણ એવુ એને ઘણા લોકો હિન્દનું પારીસ ગણે છે જૂના શહેરમાના રસ્તાઓ કરતા બહારના રસ્તાઓ પહોળા ને સુન્દર છે તેમા યે The Mall Road તો સૌથી સુન્દર મુખ્ય ડામરના રસ્તાની બન્ને બાજુ વૃક્ષોની કતારો તેની પછી સળંગ બગીચા જેવી હાર. બગીચાની એ હાર પછી પગે ચાલનારાઓ માટેના ડામર વગરના નાના રસ્તાને સૌથી છેડે મોટા પ્લૅટફોર્મ પછી મધ્યમ ઉંચાઇ વાળા પણ સુન્દર મકાનો બપોરે મોટે ભાગે આ રસ્તો ગોકુળ મનો જ લાગે છે કોઇ એકલ દોકલ મોટર દોડતી જણાય પણ સાંજે તો એની ભવ્યતા અનોખી જ બની જાય છે રંગીન ઝળહળતા વિજળીક અક્ષરો, ધમધમાટ દોડતી મોટરો, મોટર સાયકલો, એક હાથમા હૅટ અને બીજા હાથમા ગર્લફ્રેન્ડ પકડી છેલ્લી ફેશનના પોષાકમા સજ્જ દોડયા જતા સાઇકલીસ્ટ યુવક યુવતીઓ, હાથમા હાથ ભરાવી ધીમે કદમે ચાલતા દંપતી, નાના બાળકોને નાની ગાડીઓમા ફેરવતા નોકરો, અને કૅન્ટોનમેન્ટમાથી શહેરની રોનકમા બે ઘડી લટાર મારવા નીકળેલા વાંકી ટોપીવાળા બ્રિટિશ સોલ્જરોથી માલ રોડ ભર્યો લાગે છે.

પેશાવર

**મને** ખબર નથી પડતી કે લાહોરથી શરૂ કરેલો આ પ્રવાસ યે અપૂર્ણ જ કેમ રહે છે પેશાવર આવી ગયો છુ

લાહોરનુ મહત્વ ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઓછુ નથી પંજાબના સિંહ મહારાજા રણજીતસિંહજીનુ એ પાટનગર ત્યા રણજીતસિંહની સમાધિ ખાસ જોવા લાયક છે મોગલ બાદશાહો પણ લાહોરમા લહેર

# પંજાબ થઇને પેશાવર ઉપર

વિશાળ ભાલ, આછા-ભૂરા-રંગ પાછળથી પણ નિશ્ચયાત્મક બુદ્ધિનું તેજ ચમકાવતી આંખો અને વારેવારે મંદ મરક કરતા ચ્હેરાવાળો એક પાતળિયો પણ મજબૂત જણાતો કુમાર એક દહાડો કુમાર કાર્યાલયમાં આવ્યો.

કવિતા (રચવા તેમજ તેમાં રાચવા) ના શોખીન એ ભાઇ દર બુધવારે રાત્રે કાર્યાલયમાં ભરાતા કાવ્યરસિકોના મંડળમાં તો અવારનવાર આવતા જ હતા; પણ આજ બપોરે એ એક નવો મુદ્દો લઇને આવ્યા હતા,—સાઇકલ પર કાઠિયાવાડનો ૧૭૦૦ માઇલનો પ્રવાસ કરવાનો.

ઘણી વાતો કરી શ્રી હરિનારાયણ આચાર્ય જેવા મિત્રોની સલાહસૂચનાઓ મેળવી, નકશા તૈયાર કર્યા અને ત્રણ સાથીદારો સાથે થોડા દિવસ પછી ઊપડ્યા.

એ વાતને મહીનાઓ થઈ ગયા સાથીદારોને એક યા બીજા કારણે પ્રવાસ પડતો મૂકવો પડ્યો; પણ આ દૃઢનિશ્ચયી કુમારે તો અનેક નાનાંમોટાં સાહસો-મુશ્કેલીઓ છતાં તે સાંગોપાંગ પાર ઉતાર્યો.

એનું વિગતવાર વર્ણન નકશા વગેરે સાથે 'કુમાર'માં આપવાનો વિચાર અમલમાં મૂકતાં જરા ઢીલ થઈ ત્યાં તો ફરી, ગયા ઉનાળાની એક બપોરે, બીજા એક પ્રવાસની યોજના લઇને મલકતા મલકતા એ આવ્યા. આ વખતે પ્રવાસ મોટો હતો: અમદાવાદથી ઉત્તર માર્ગે કાશ્મીર, સરહદ પ્રાંતો, દિલ્હી વગેરે થઇ, ઉત્તર હિંદ ભમી, દસ હજાર માઇલ પૂરા કરવાનો.

સાથીદાર પણ આ વેળા એક જ હતા. એ ભાઇ શાન્તિલાલ તો છેક લાહોર સુધી સાથમાં રહેલા. પણ અચાનક એમને પાછા ફરવું પડ્યું (અને સંજોગવશાત્ ત્યારબાદ ઇન્ફ્લુએન્ઝાથી એમનું અવસાન થયું); પણ આમણે તો પૂર્વવત્ દૃઢ નિશ્ચયથી એ પ્રવાસ ખેડ્યે જ રાખ્યો.

*દિલ્હીમાં સૂર્યગ્રહણનો કુરુક્ષેત્રનો વિખ્યાત મેળો જોઇ, પંજાબ થઇ તે સરહદ પ્રાંતો પર ગયા. એ ભાગનું એમના પ્રવાસપત્રોમાંનું* વર્ણન આ નીચે આપ્યું છે. સિંધુ, અટક અને ખાઈબર પ્રદેશનો ખ્યાલ આપતા એમના પાડેલા ફોટોગ્રાફો પણ સાથે છે.

પ્રવાસમાં જ, સીધી સાદી ભાષામાં તાત્કાલિક ઊર્મિઓથી લખેલાં એ વર્ણન પાછળ પણ વિચારના ચમકાર છે.

વર્ષાઋતુને કારણે એ પ્રવાસ અટકાવી એ ભાઈ નંદલાલ જોષી અહીં આવેલા તે હમણાં એ નાના પ્રવાસનું વર્ણન પુસ્તક રૂપે તૈયાર કરી રહ્યા છે. તે પછી ફરી પાછા એ થોડા વખતમાં આગળ પ્રવાસ શરૂ કરવા ઉપડી જવાના છે.

આ તો વાનગી જ માત્ર છે;—રસમય હકીકતોવાળું એ વિગતવાર વર્ણન, તક મળે તો, 'કુમાર'ના વાચકો આગળ ધરવા છે.

લાહોર

૯ દિવસ અમૃતસરમાં રોકાઇ આજે ૭ દિવસથી લાહોર આવ્યો છું. ૭ દિવસમાં અમૃતસરની અનેક બાજુઓ જાણી. ગુજરાતમાં જે ગૌરવ અમદાવાદનું છે એનાથી યે વિશેષ ગૌરવ પંજાબમાં અમૃતસરનું છે. સૌથી મોટું ઔદ્યોગિક મથક. કાપડનો વ્યાપાર પુષ્કળ પ્રમાણમાં. શહેરના સાંકડા રસ્તા સારો યે દિવસ માણસોથી ઉભરાતા જ હોય. રેંકડીવાળા મજૂરોની 'બચ જાના' 'બચ જાઓ'ની બૂમો પડતી જ હોય, એકાદ બે ટાંગા, રેંકડી કે સાયકલો એક બીજા સાથે ભટકાઇને સાંકડા રસ્તા પર પરસ્પર ગાઢ આલિંગન દેતાં ફસાઇ પડ્યાં હોય, કે એકાદ બે શરીરો રસ્તા પર જ જયુજુત્સુના દાવ અજમાવી રહ્યા હોય! આ રસ્તાઓ પર સાયકલ ચલાવવી એટલે આઇ. સી. એસ. ની પરીક્ષા પાસ કરવી.

બે દિવસ ગુજરાતી સમાજના મકાનમાં રહ્યો. ત્રીજે દિવસે મુંબાઇના એક ગુજરાતી ભાઇ તેમને ત્યાં જ આગ્રહ કરીને મને લઇ ગયા તેમનું મકાન જલીયાંવાલા બાગની બરાબર સામે જ હતું. રોજ સાંજે હું પંજાબી છોકરાં સાથે ત્યાં જ જતો. અત્યારે આ બાગ મ્યુનિસિપાલિટીના કબજામાં છે. આજુબાજુનાં મકાનોની દિવાલો પર ગોળીઓનાં નિશાન હજી પણ જોવામાં આવે છે; ને બગીચાની એક તરફ, જ્યાં હજારો સ્ત્રીપુરુષો ડૂબી ગએલાં તે કૂવો પણ હજી હયાત

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન કારતક અંકના પૃ ૫ થી]

## પ્રકરણ ૪ થું: ટુંકાવાતા અક્ષરો

**નોંધ:**

❡ આ પ્રકરણથી લઘુલિપિના વિકાસક્રમમા એક નવો જ વિભાગ શરૂ થાય છે અંગ્રેજી પદ્ધતિઓમા સામાન્ય રીતે આ વિભાગને Reporting Style કે એવા કોઈ નામ નીચે પ્રાથમિક વિભાગથી જુદો પ્રસિદ્ધ કરવામા આવે છે, અને શાળાઓના અભ્યાસક્રમમા પણ આ વિભાગની પરીક્ષા જુદી જ લેવાય છે આપણે ત્યા પણ ધંધાદારી લઘુલેખકો અને બીજા જેઓને અતિશય જવાબદારીનુ કામ કરવાનુ હોય તેઓને જ આ વિભાગનો અભ્યાસ કરવાની જરૂર રહેશે આ વિભાગમા આવનારા વસ્તુની મુખ્ય ખાસીયત એ છે કે તેમા યાદ રાખવા કરતા કલમ પર કાબૂ મેળવવાની વધારે જરૂર રહેશે અને તેથી અગાઉના પ્રકરણોમા આપેલી પદ્ધતિ પ્રમાણે લખવાનો મહાવરો થોડા માસ રાખ્યા પછી આનો અભ્યાસ શરૂ કરવાથી વધુ સરળતા થશે ❡ અગાઉના ત્રણ પ્રકરણોમા ચર્ચેલી બાબતો સાદા તર્કથી સમજાય તેવી હતી કેમકે એમા ભાષાના બધા અનિવાર્ય અંગોને ટૂંકી સંજ્ઞાઓથી કેમ બતાવવા એ એક મુખ્ય હેતુની આસપાસ આખી રચના થયેલી અને એમ કરવા માટે સામાન્ય વાચકવર્ગને પણ નજરે તરી આવતી હોય એવી ગુજરાતી ભાષાની કેટલીક દેખીતી ખાસીયતોનો લાભ લેવાયો પણ આ પ્રકરણથી લિપિ ભાષાના નેપથ્યમા પ્રવેશે છે, અને તેથી કોઈ કોઈ નિયમના ઘડતર પાછળનો તર્ક વાચકને પ્રથમ દર્શને નહિ સમજાય એ બધા માટે માત્ર એટલુ જાણવુ બસ થઈ પડશે કે લખેલુ સમજવા માટે જરૂરના હોય એવા ભાષાના મર્મસ્થાનોને સલામત રાખી, બાકીનુ લખ્યા વગર લખેલુ બતાવવાની કળાનો વિકાસ હવેથી સધાશે ❡ અગિયારમા દિવસમા એક સાદી તદબીરથી આ અર્થ સધાયો છે આપણે ઉતાવળથી બોલતી વખતે 'મ', 'ન', 'ર' તથા બીજા કેટલાક વ્યંજનોને, અને કોઈ કોઈ સ્વરોને, એકબીજામા મિશ્ર કરી જેવો ઉચ્ચાર કરીએ છીએ એમ જ લખવુ આમ Phonetic Spellingથી લખતા અનુસ્વાર, રેફ અને જોડાક્ષરો લખવાના ઘણા આવશે અને એને માટે કલમ પર સારો કાબૂ જમેલો જોઈશે પણ એટલા પૂરતા ઘણા ય વ્યંજનો લખવાના બચી જશે ❡ બારમા દિવસમા 'વ', 'શ', 'ચ', 'ન' એ ચાર વ્યંજનોથી શરૂ થતા ઘણા ય શબ્દોના પ્રથમાક્ષર લખ્યા વિના માત્ર તેના સ્વરને ચોક્કસ રીતે લખવાથી જ, બતાવવાની નવી જ સગવડ શરૂ થાય છે હવે પછીના પ્રકરણમા આવતા 'ક', 'ગ', 'પ', 'બ' માટે પણ આવા જ નિયમો આવશે અને કોઈપણ શબ્દકોશમા આ અક્ષરોથી શરૂ થતા શબ્દોએ રોકેલા પૃષ્ઠ જોવાથી જ આ નિયમોની ઉપયોગિતા પ્રતીત થશે પણ અહીં એ જાણવુ જોઈએ કે આવા શબ્દોનુ લખાણ સમયના થતા બચાવના પ્રમાણમા શક્તિનો ભોગ માગશે અટલે ઉદાહરણોમા આપેલા તથા તેના જેવા બીજા ઘણા શબ્દો વારંવાર લખી તેના ઉપર ખૂબ તાલીમ લેવાની ખાસ જરૂર છે ❡ તેરમા દિવસમા ખૂણો પાડીને આદ્ય સ્વરો લખવાની ચર્ચા આવે છે, તેમાથી ઋ સ્વર બાતલ છે કેમકે 'ઋ' સ્વાભાવિક જ એવી રીતે લખાય છે કે તેને ખૂણો પાડીને લખવાની બીજી કોઈ સ્થિતિ શક્ય નથી વળી એ જ દિવસમા છૂટા 'ઇ' અને 'ઓ' લખવાની પણ ચર્ચા આવે છે આ સ્થિતિનો અહીં પહેલો જ પરિચય થતો હોવાથી નકશામા આપેલી છે એ મુજબ એ સંજ્ઞાઓ ઝડપે અને સ્પષ્ટ લખી શકાય ત્યા સુધી તેનો અભ્યાસ કરવો આવશ્યક છે

## ટુંકાવાતા અક્ષરો

**બોલતી વખતે થતી વિકૃતિઓથી ટુંકાણ:**

- અસ્પષ્ટ બોલાતા 'મ' કે 'ન' ને બદલે અનુસ્વાર લખાય છે.
- અસ્પષ્ટ બોલાતા 'ર' ને બદલે રેફ લખાય છે.
- બોલતી વખતે જોડાઈ જતા સ્વરો કે વ્યંજનો બોલાતા હોય તેમ જોડાક્ષરોથી બનાવાય છે.

ઉદાહરણો:

આરામ ઈનામ કારકુન ખાસીયત ધ્યાન

**આદ્ય 'વ', 'શ', 'ચ', 'ન' લોપી ખૂણો પાડી લખાતા સ્વર:**

વ + અકારાદિ સ્વર + વ્યંજનો:

વ + ઇકારાદિ સ્વર + વ્યંજનો:

શ + અકારાદિ સ્વર + વ્યંજનો:

શ + ઇકારાદિ સ્વર + વ્યંજનો:

ચ + ઇકારાદિ સ્વર + વ્યંજનો:

ન + ઈકારાદિ સ્વર + વ્યંજનો:

ઉદાહરણો:

વિમદ વૈદ્ય શાસ્ત્ર શાન્તિ ચેતન અનિવાર્ય

ઉપરની વિગતો પર સંપૂર્ણ કાબુ મળતાં મિનિટે એક સો વીસ શબ્દ સુધીની ઝડપે કાંઈ પણ લખી શકાશે

## અગિયારમો દિવસ : અસ્પષ્ટ બોલાતા અક્ષરો

### નિયમો

**[૬૮] શબ્દોમાં વચ્ચે અથવા અંતે આવતા 'મ' અને 'ન' સામાન્ય લિપિમાં આખા લખાતા હોવા છતાં બોલવામાં અસ્પષ્ટ રહેતા હોય, ત્યારે તેને અર્ધા ગણી તેને બદલે અગાઉના સ્વર ઉપર અનુસ્વાર મુકાય છે.**

**[૬૯] શબ્દોમાં વચ્ચે 'ર' અસ્પષ્ટ બોલાતો હોય, ત્યારે તે અર્ધો હોય એવી રીતે લખાય છે**

**[૭૦] ઉપરના બંને નિયમોનો એકીસાથે પ્રયોગ થાય ત્યારે અનુસ્વાર પહેલાં અને રેફ પછી વંચાય છે**

**[૭૧] શબ્દની વચ્ચે આવેલા કોઇ બે વ્યંજનો ઉચ્ચાર કરતી વખતે જોડાઇ જતા હોય, અને એવી રીતે બની શકતો જોડાક્ષર 'પરિચિત' શ્રેણી માહેનો હોય, ત્યારે એ બે વ્યંજનોને બદલે એ જોડાક્ષર જ લખાય છે**

**[૭૨] શબ્દની વચ્ચે આવેલા 'ઇ' કે 'ઉ'નો ઉચ્ચાર કરતી વખતે પાછળ આવતા વિજાતીય સ્વર સાથે તેની સંધિ થઈ તે 'ય' કે 'વ' જેવા બોલાતા હોય, ત્યારે એવી રીતે ઉચ્ચાર કરતાં વિકૃત થએલું રૂપ જ જોડાક્ષરથી લખાય છે.**

### સૂચનાઓ

(૬૮) શબ્દની શરૂઆતમાં આવતા 'મ' કે 'ન'ને આ નિયમ લાગુ પડી શકે, એ સ્પષ્ટ છે અને એથી ઉપરનું શબ્દોને અંતે આવતા 'મ' અને 'ન' મોટે ભાગે અસ્પષ્ટ બોલાતા હોવાથી એવા ઘણાને આ નિયમની રીતે બનાવી શકાશે અર્ધા 'બોલાતા' અનુનાસિકોને બદલે અનુસ્વાર લખવા સંબંધે તો અગાઉ નિયમ ૧ માં કહેલું જ છે અહીં એ નિયમ અર્ધા બોલાતા અનુનાસિકોને લાગુ પાડવામાં આવ્યો છે કેમકે લઘુ લિપિમાં સામાન્ય પદ્ધતિથી જ લખાતું હોવાથી જોડણી શબ્દકોશની નહિ પણ શબ્દના શ્રાવ્ય સ્વરૂપની રહે છે અને એ દૃષ્ટિએ આખા લખાતા હોવા છતાં અર્ધા બોલાતા બધા અક્ષરો લઘુલિપિ પૂરતા તો અર્ધા જેવા જ છે એમાંના માત્ર બેને જ આ નિયમ લાગુ પડે છે અને બાકીના માટે આ પછીના નિયમો છે

હવે નિયમની પરિભાષામાં તો અર્ધા બોલાતા 'મ' કે 'ન'ને જ અનુસ્વાર ગણવાના છે પણ એ અર્ધા બોલાવાનું પ્રમાણ નક્કી થઇ શકતું નથી અને ઓછા વત્તા પ્રમાણમાં તો ઘણાય 'મ' કે 'ન' અસ્પષ્ટ બોલાતા હોય છે એટલે વ્યવહારમાં તો, લઘુલેખકને આ અક્ષરો ટુંકાવવાની ફાવટ વધતાં, આ નિયમની મર્યાદા શબ્દની વચ્ચે કે અંતે આવતા લગભગ બધા 'મ' કે 'ન' સુધી વિસ્તરતી જશે

પણ એક વાત ધ્યાનમાં રાખવાની રહે છે લઘુ લિપિમાં અનુસ્વાર બતાવવા પૂર્વના સ્વરનો આશ્રય લેવાનો રહે છે અને જો એ સ્વર 'અ' હોય તો તે અમસ્તો ન લખાતો હોવાથી અનુસ્વાર બતાવવા માટે તો ખાસ લખવો પડે છે એટલે 'મ' કે 'ન' લખવાની તકલીફ બચાવવા જતાં એ બારે લખાતો 'અ' ઉમેરવો પડે ત્યારે શ્રમ સરખો થઇ રહે છે માટે 'મ' કે 'ન'ની પૂર્વે 'અ' સિવાયનો સ્વર આવતો હોય ત્યાં જ આ નિયમનો પ્રયોગ લાભકર્તા થશે તેમ છતાં કોઇ કોઇ વખત એકી સાથે બે ત્રણ વર્તુલાકૃતિ વ્યંજનો આવતા હોય, અને એમાંના 'મ' કે 'ન'ને બદલે અનુસ્વાર કરતાં રેખાંકન સરળ બનતું હોય, ત્યારે એમ કરવા માટે 'અ' ખાસ લખવો પડતો હોય તો પણ આ નિયમ યોજી શકાય

વળી ઉદાહરણ ચીંધવામાં 'અનીતિ', 'ઇનામ', 'મહિનો' વગેરે શબ્દોમાં આ નિયમનો જુદી જ રીતે પ્રયોગ થએલો જોવામાં આવશે એવા શબ્દોમાં જો કે 'મ' અને 'ન' અર્ધા બોલાતા નથી પણ એ અનુનાસિકનો ઉચ્ચાર પૂર્વના સ્વરમાં સંક્રાન્તિ પામતો તો સમજાય છે જ એટલે એ 'મ' અને 'ન'ને પૂર્વના સ્વરમાં જ સમાવી દઈ, તેને લાગેલા સ્વર ક્રમ મુજબ લખાયા છે આવી રીતનો પ્રયોગ થઇ શકવાનો આધાર એનાથી વાંચી શકાતી લેખની સરળતા ઉપર છે અથવા તો 'ઇનામ' જેવા શબ્દોમાં આજુ બાજુનો ભાગ ભારે લખવાનો હોય ત્યારે એવી રીતે વેગમાં આવેલી કલમને બધું ભારે લખવું વધુ સુગમ પડે, એવા સંજોગોમાં પણ આ નિયમનો પ્રયોગ થઇ શકે

(૬૯) આ નિયમ પણ અગાઉનાની માફક પૂર્વે

આવી ગએલા નિયમ ૨૪ની સંસ્કાર પામેલી આવૃત્તિ છે. અને તેથી ઉપર 'મ' અને 'ન' સંબંધે જેટલું કહેલું છે તે બધું અહીં 'ર' પરત્વે લાગુ પડે છે; કેમકે બંને નિયમોની રચનામાં મૂળભૂત સિદ્ધાંત એક જ છે. ઉદાહરણોમાં 'ઇરાદો' એ શબ્દ પૂર્વસ્વરમા સંક્રાન્ત થતા 'ર'નું ઉદાહરણ પૂરું પાડે છે.

(૭૦) આ નિયમ પ્રમાણે સ્વર અવળો અને ભારે લખાવો જોઇએ એ દેખીતુ છે અને અક્ષરોના સ્વાભાવિક ક્રમ વિષે તો એટલું કહેવું બસ થશે કે સામાન્ય રીતે પણ 'ર્મ' એ 'મં' કરતાં વાચવું વધુ સહેલું પડે છે, એટલે જ આ નિયમમા 'અનુનાસિક+રેફ' એ ક્રમમાં આવતા સંયોગ માટે જ અવળો લખેલો ભારે સ્વર નક્કી કર્યો છે. એથી ઉલટું 'રેફ+અનુનાસિક' એ ક્રમમા લખવાનો પ્રસંગ આવે ત્યારે નિયમ મુજબ રેફ લખી પછી અનુનાસિક આખો લખવો જોઇએ. કેમકે એવે પ્રસંગે એ પાછળનો અનુનાસિક બોલાતો પણ આખો જ હોય છે.

(૭૧) શબ્દની શરૂઆતના બે કે છેવટના બે વ્યંજનો આમ અસ્પષ્ટ બની બોલવામા ભાગ્યે જ જોડાતા હોય છે. એટલે જ્યા શબ્દમા કુલ ત્રણ વ્યંજનો આવતા હશે ત્યાં આ નિયમ લાગુ નહિ પડી શકે. કદાચ કોઇ છૂટાછવાયા ત્રિપદી શબ્દોમા છેવટના બે વ્યંજનો જોડાઇને બોલાતા હોય છે. પણ એવા શબ્દોમાં એ છેવટના વ્યંજનોની વાચન માટે ઘણી ઉપયોગિતા હોવાથી તેને આખા લખવા જ વધુ સલાહભર્યું છે.

એટલે આ નિયમનો ખાસ ઉપયોગ તો લાંબા અને ખાસ કરીને ચાર વ્યંજનોવાળા શબ્દો ટુંકાવવા માટે છે. આવા ચતુષ્પદી શબ્દોમા બોલતી વખતે બબ્બે વ્યંજનના બે ટુકડા પડી જાય છે. અને એમાના પહેલા ટુકડાના અંત્ય વ્યંજનને માત્ર 'અ' સ્વર જ લાગેલો હોય ત્યારે બોલવામા તે લોપાઇ જાય છે. જેમકે 'બદમાશ' એ શબ્દ બોલવામાં 'બમ્માશ' એમ બોલાય છે, વગેરે. ચાર કરતાં વધારે વ્યંજનોવાળા શબ્દોમાં પણ આ નિયમ ગોઠવી શકાય, પણ હવે પછી આવનારા એક નિયમમાં એવા ઘણા શબ્દો સમાઇ જઇ શકે તેમ છે. તેથી અહીં ઉદાહરણોમાં એવા શબ્દો આપ્યા નથી

આ નિયમ સંબંધે એક ખ્યાલ રાખવાની જરૂર છે. જોડાક્ષરોના પાઠમાં જણાવ્યું છે કે નિયમ ૩૦માં આપેલ 'પરિચિત' જોડાક્ષરોની યાદી સાથે વ્યવહારમાં ઘણી વખત છૂટ લઇ શકાય. પણ આ નિયમનો પ્રયોગ કરવાનો હોય ત્યારે તો એ યાદીમાં જણાવેલી મર્યાદા બહાર ન જ જઇ શકાય કેમકે વ્યવહારૂ બનેલા જોડાક્ષરોમાંના વ્યંજનોના સાનિધ્યમાં જેવી સ્થિરતા અને ચોક્કસતા આવી ગઇ હોય, એવી ચતુષ્પદી શબ્દોના પાસે આવતા પદોમા ન હોઇ શકે. અને તેથી જોડાક્ષરોના અમર્યાદિત પ્રયોગથી ચતુષ્પદી શબ્દો બધા અસ્પષ્ટ બની જશે. તેમ છતાં લઘુલેખકને પોતાની ચાલુ જરૂરીઆત પૂરતા શબ્દો આ મર્યાદાની બહાર ટુંકાવી યાદ રાખી લેવા હોય તો તેમ કરી શકાય.

(૭૨) ઉપર જેમ વ્યંજનોનું થયું તેમ, અહીં સ્વરો બોલાય તેમ લખવાના સામાન્ય નિયમનું પાલન થાય છે. બોલતી વખતે આવી રીતે વિકૃતિ પામતા સ્વરો માત્ર બે જ છે, 'ઇ' અને 'ઉ'. અને એવી રીતે બોલાએલા વિકૃત રૂપોમાં આવતા અનુક્રમે 'ય' અને 'વ' લગભગ બધા વ્યંજનો સાથે 'પરિચિત' જોડાક્ષરો બનાવતા હોવાથી એટલા પૂરતો આ નિયમમા વિશેષ છૂટ રહે છે.

વળી 'ઇતિહાસ' એ શબ્દના લઘુલેખનમા આ નિયમનો જરા વધુ છૂટથી પ્રયોગ થએલો જણાશે. 'હ' જ્યારે સ્વરિત ન હોય ત્યારે લઘુલેખનમાં તેની અવગણના કરી શકાય. અને એનો લોપ થતાં પાસે આવતા બે સ્વરો સંધિ થઇ બોલાય છે તેમ જ લખાય પણ છે. એટલે તેયાર રૂપ 'ઇત્યાસ' જેવું થાય છે.

ઉદાહરણો

(૧) [નિ. ૬૮: અસ્પષ્ટ બોલાતા 'મ' કે 'ન'ને બદલે અનુસ્વાર] આસમાન, આરામ, ઉદાસીન, ગામ, જ્ઞાન, દીવાન, દુકાન, ધ્યાન, મકાન, પ્રાચીન, પ્રેમ, મહાન, માન, તુફાન, સુકાન, સ્થાન.

(૨) [નિ. ૬૮, આવૃ: પૂર્વસ્વરમાં સંક્રાન્ત થતા 'મ' કે 'ન'] અનીતિ, ઇનામ, જમીન, જોખમદાર, ધુમાડો, મહિનો, ગનીમ, સાન્નિધ્ય, સામાન.

(૩) [નિ. ૬૯: અસ્પષ્ટ બોલાતા 'ર'ને બદલે રેફ] ઇરાદો, કારકુન, કારભારી, ચોમેર, પ્રેરણા, મજકૂર.

(૪) [નિ. ૭૦: અનુસ્વાર અને રેફ એકી સાથે] સામર્થ્ય, સ્ટીમર, હુનર.

(૫) [નિ. ૭૧: અસ્પષ્ટ બોલાતા વ્યંજનોને બદલે જોડાક્ષર] તજવીજ, બદમાશ.

(૬) [નિ. ૭૨: ઉચ્ચારમાં વિકૃત થતા સ્વરો] ઇતિહાસ, ખાસીયત, તબીયત

ઉદાહરણોનું લઘુલેખન



## બારમો દિવસ: ખૂણો પાડી લખાતા આદ્ય સ્વરો

### નિયમો

[૭૩] **'વ'**થી શરૂ થતા શબ્દનો આદ્યક્ષર 'વ' લોપી તેના પછી આવતો સ્વર સરલાકૃતિ વ્યંજનોની પૂર્વે સવળે ખૂણે અને વર્તુલાકૃતિ વ્યંજનોની પૂર્વે અવળે ખૂણે લખાય છે.

[૭૪] **'શ'**થી શરૂ થતા શબ્દનો આદ્યક્ષર 'શ' લોપી તેના પછી આવતો સ્વર સરલાકૃતિ વ્યંજનોની પૂર્વે અવળે ખૂણે અને વર્તુલાકૃતિ વ્યંજનોની પૂર્વે સવળે ખૂણે લખાય છે.

[૭૫] **'ય'**થી શરૂ થતા શબ્દમાં એ આદ્ય 'ય' પછી 'ઇ' કે 'એ' સ્વર આવતા હોય ત્યારે તે 'ય'નો લોપ કરી તેના પછી આવતો 'ઇ' કે 'એ' ઊંડો અને નિ. ૭૩ની સ્થિતિમાં લખાય છે.

[૭૬] **'ન'**થી શરૂ થતા શબ્દમાં એ આદ્ય 'ન' પછી 'ઇ' કે 'એ' સ્વર આવતા હોય ત્યારે તે 'ન'નો લોપ કરી તેના પછી આવતો 'ઇ' કે 'એ' ઊંડો અને નિ. ૭૪ની સ્થિતિમાં લખાય છે.

### સૂચનાઓ

(૭૩) ખૂણો પાડીને સ્વર લખવા વિષેનો સિદ્ધાંત અગાઉ નિયમ ૫૨–૫૫ મા પૂરેપૂરો સમજાવ્યો છે પણ આ પ્રકરણમા તેનો ખાસ ઉપયોગ આવતો હોવાથી, આ પ્રકરણના નકશામા નિયમવાર જરૂરીઆત મુજબ જુદા જુદા વ્યંજનો સાથે જુદા જુદા સ્વરોના જોડાણ ઉદાહરણ તરીકે આપેલા છે એટલે નિયમ ઉપરથી શીખવાને બદલે એ નકશા ઉપરથી પણ આ દિવસનું બધુ વસ્તુ શીખી શકાય તેમ છે ખ્યાલમા રહે કે જ્યા દૃષ્ટાંત પૂરતો 'આ' સ્વર આવ્યો હોય ત્યાં 'ઓ', 'ઉ' વગેરે પણ લાગી શકે. અને એ જ મુજબ 'ઇ' સ્વરને લાગુ પડતો નિયમ 'એ'ને પણ લાગુ પડે.

અહીં એ તો સહજ સમજાય એવું છે કે અહીં આપેલા ચારે નિયમો 'અ' સિવાયના સ્વરો માટે છે કેમકે વ્યજનને લાગેલો 'અ' જુદો લખવાનો ન હોવાથી એમા આવી રીતની વ્યવસ્થા શક્ય કે જરૂરની નથી. વળી આદ્ય વ્યંજનોનો આ નિયમોથી લોપ થતો હોવાથી બધા સ્વરોનું સ્થાન એના પછી આવનારા વ્યજન પરથી નક્કી થાય છે

હવે, અગાઉનો નિયમ ૫૫, ઉપરના ચારે નિયમો, તથા નકશામા જોતા માલૂમ પડશે કે સરલાકૃતિ વ્યંજનો સાથે જ્યારે સ્વર સવળે ખૂણે લખાય છે, ત્યારે એ જ અર્થમા, વર્તુલાકૃતિ વ્યજનો સાથે અવળે ખૂણે લખાય છે. અને તેથી ઊલટું, સરલાકૃતિ વ્યંજનો સાથે તે અવળે ખૂણે લખાય છે, ત્યારે એ જ અર્થ બતાવવા, વર્તુલાકૃતિ વ્યજનો સાથે સવળે ખૂણે લખાય છે આમ થવાનું કારણ સૂચના ૫૫ મા સમજાવ્યુ છે એટલે ખરૂ જોતા પ્રથમની, એટલે કે સરલાકૃતિ વ્યંજન સાથે સવળે ખૂણે અને વર્તુલાકૃતિ વ્યંજન સાથે અવળે ખૂણે સ્વર લખવાની, નિયમ ૭૩ મા વર્ણવેલી સ્થિતિને, 'ખૂણો પાડી લખાતા સ્વરોની સહજાવસ્થા' તરીકે ઓળખી શકાય અને એ જ મુજબ નિયમ ૭૪ મા જણાવેલી સ્થિતિને 'ખૂણો પાડી લખાતા સ્વરોની વિરોધાવસ્થા' એ નામ આપી શકાય. આમ આ દૃષ્ટિએ એ વસ્તુ સમજતા નિયમોની ભાષા અત્યંત સરળ થઇ જશે અને નકશામા 'આ' તથા 'ઇ' સ્વર લખી બતાવેલી રચના પણ આજ ક્રમે આપેલી હોવાથી તે જોતા નિયમો વધુ સ્પષ્ટ થશે.

(૭૪) આ નિયમ મુજબ સ્વરો લખવાની સ્થિતિને ઉપર જણાવ્યા પ્રમાણે એક જ સામાન્ય સંજ્ઞા 'ખૂણો પાડી લખાતા સ્વરોની વિરોધાવસ્થા'થી ઓળખી શકાય.

આ સામાન્ય સંજ્ઞા, એક સામાન્ય ખાસીઅતને આભારી છે. અને તે એ કે વ્યંજન સરલાકૃતિ હોય કે વર્તુલાકૃતિ, પણ સ્વર તેની સાથે એવી રીતે લખાય છે કે એ લખવામાં કલમને અચૂક પાછું ફરવું પડે, અને તેથી લખાણ પ્રથમ દર્શને અસ્વાભાવિક ગતિવાળું જ લાગે. નકશામાં 'આ' અને 'એ' સ્વર આ રીતે લખી બતાવ્યા છે.

(૭૫) આ તથા આ પછીનો એ બે નિયમો માત્ર 'ઇ' અને 'એ' સ્વરો માટે જ છે કેમકે અકારાદિ સ્વરોના લેખનમાં અહીં આપેલી છે એ જાતની વિવિધતા શક્ય નથી. આ નિયમ પ્રમાણે સ્વર 'ઊંડા' લખવાના છે. એટલે કે એના સીધાં જતા પાંખડા સામાન્ય રીતે હોય તેના કરતા બમણાં લાંબા કરવાનાં છે. આવી રીતે આ બંને સ્વરો ઊંડા કરવાથી જ ૭૩-૭૫ તથા ૭૪-૭૬ એ નિયમોની જોડીઓ જુદી પડે છે. એટલે જો સ્વરના એ કદ તરફ ધ્યાન રહ્યું ન હોય તો 'ચ-વ' અને 'ન-શ' અરસપરસ ખોટા વંચાવાનો ભય રહે છે. વળી એ પણ ખ્યાલમાં રાખવાનું છે કે 'ઇ' અને 'એ' ને ઊંડા લખવાનો આ એક જ પ્રસંગ છે. એટલે જો એ બરાબર લખાયા હોય તો 'ચ' અને 'ન' વગર વિઘ્ને વાંચી શકાય છે. વાચન વખતે ઉપરની બધી સૂચનાઓ ઉપયોગી થશે.

(૭૬) આ નિયમ પ્રમાણે 'નિ', 'ની' અને 'ને' જુદી જ રીતે લખવાની શક્યતા નજરે પડે છે. પણ આગાઉ ઉપસર્ગોના પ્રકરણમાં 'નિ' ઉપસર્ગ માટે ખાસ સંજ્ઞા આપેલી છે, અને એ સંજ્ઞાનો ઉપયોગ થયો હોય એવા ઉદાહરણો પણ આપ્યાં છે. એ પુનરાવર્તનનું કારણ સમજવાની જરૂર છે. 'નિ' બનાવવા માટે એ ઉપસર્ગની સંજ્ઞાનો પ્રયોગ થાય એમાં નિયમ વિરુદ્ધ જો કે કંઈ નથી પણ આટલે વધ્યા પછી હવે એ સંજ્ઞાને માત્ર 'નિઃ' 'નિર્', 'નિસ્' એ ઉપસર્ગો માટે જ અલાયદી રાખવામાં આવે, અને સાદો 'નિ' લખવાનો હોય ત્યાં આ નિયમ યોજવામાં આવે તો વાચન ઘણું સરળ બનશે. આથી ૭ મા દિવસના ઉદાહરણ ૧ માંના જે શબ્દોમાં માત્ર 'નિ' આવે છે તે બધા અહીં આ નિયમ પ્રમાણે ફરીથી લખી બતાવ્યા છે. તેમ જ્યાં 'નિ' માટે પણ ઉપર જણાવ્યા મુજબ ઉપસર્ગની સંજ્ઞા જરૂર હોય ત્યાં ઉપયોગમાં લેવાની છૂટ તો છે જ. એટલે સાથેનાં ઉદાહરણ ૫ માં માત્ર 'નિ' માટે પ્રસંગાનુસાર એ ઉપસર્ગની સંજ્ઞાનો પ્રયોગ થએલો જોઈ શકાશે. આમ આ એક અક્ષર માટે બે વૈકલ્પિક સ્થિતિ છે. લઘુલેખક પ્રસંગાનુસાર જે રીતે લખવામાં વધુ સરળતા પડતી હોય તે રીતે લખી શકે એ જ એમાં મુખ્ય હેતુ છે.

(૭૩-૭૬) આ ચારે નિયમો માત્ર આદ્યક્ષરને જ લાગુ પડે છે. પણ નિયમ ૪૨-૪૩ મુજબ ઉપસર્ગ લખ્યા પછી શબ્દનો બાકીનો ભાગ જુદા શબ્દ તરીકે તેની નીચે લખાય છે ત્યાં પણ, એ ભાગને શબ્દની શરૂઆતના અક્ષરને લાગુ પડતા નિયમો લાગતા હોવાથી, આ નિયમો ઉપયોગમાં આવી શકે. ઉદાહરણ ૫ માં એવી રીતે લખાએલા કેટલાક શબ્દો આપ્યા છે.

## ઉદાહરણો

**(૧) [નિ. ૭૩: આદ્ય 'વ' નો લોપ]** વાસના, વાચો, વિકૃતિ, વિગ્રહ, વિચાર, વિજ્ઞાન, વિદ્વતા, વિદ્વાન, વિનાશ, વિધવા, વિનતિ, વિપ્લવ, વિભાગ, વિભૂતિ, વિરોધ, વિવાહ——વિશેષ, વિશ્વ, વિશ્વાસ, વિસ્તાર, વીજળી, વેચાણ, વેદના, વેપાર, વૈદ્ય.

**(૨) [નિ. ૭૪: આદ્ય 'શ' નો લોપ]** શાન્તિ, શાસન, શાસ્ત્ર, શાળા, શિક્ષણ, શિષ્ટ-શિષ્ય, શૈલી

**(૩) [નિ. ૭૫: આદ્ય 'ચિ-ચી-ચે']** ચિત્ર, ચિત્રકાર, ચિહ્ન, ચીજ, ચીનઈ, ચેતન.

**(૪) [નિ. ૭૬: આદ્ય 'નિ-ની-ને']** નિયમન, નિયંત્ર, નેતા

**(૫) [નિ. ૭૩-૭૬: પ્રકીર્ણ શબ્દો]** અનિવાર્ય, નિર્વાણ, નિવારણ, નિશાની, નિશાળ, વાર્તા, વિવિધ.

## ઉદાહરણોનું લઘુલેખન



# રામસંગ રજપૂત

રમણ સોની

તમતમની સુરવાળ અને પાસા બંધી કેડિયુ પહેરી, માથે મજીઠની પાઘડી બાંધી, હાથમા પિત્તળની કુંડળીવાળી ડાંગ લઈને રામસંગ રોજ મારા ઘર પાસેથી નીકળતો રામસંગ જાતનો કારડીઓ રજપૂત હતો

રામસંગના બાપદાદાએ દરબારમા નોકરી કરેલી, ને વેળા કવેળા કોઇ દુશ્મન સામે દરબારને માટે મરજીવા થઇ, તલવારો ખેંચી ઝાટકાની રમઝટ બોલાવીને માથા કુરબાન કરેલા દરબારે એમની કદર કરી માથા ઉગે એવી જમીન કાઢી આપેલી રામસંગ એ લાખ વીઘાની જમીનમાથી ગુજરાન ખાતો રામસંગ દરબારી જીવાઇદાર હતો

રામસંગ દરબારી કામકાજ કરતો રાત્રે હાથમા ભાલો ને કમરે તલવાર લટકાવી દરબારની ડેલીએ ચોકી કરતો ને દિવસે ખાટલો ઢાળી સૂઈ રહેતો જતા આવતા માણસો ઉપર નજર રાખતો ને ડાયરો કરતો રામસંગ દરવાન હતો



ગામ ઉપર ધાડ આવતું હોય ને રીડનો ચાહકો થાય ત્યારે રામસંગના રૂંવેરૂંવા ઊભા થઇ જાય, અને સૌપહેલો એ હાથ તલવાર લઇને મોખરે ઊભો રહે મરવાની એને બીક જ નહિ ને મોતથી એ ડરે પણ નહિ એવો રામસંગ જવાંમર્દ હતો

નબળા સબળા ઉપર કોઇ હાથ ઉગામે એ રામસંગથી જોયુ જાય નહિ ભાગવાનો એ બેરૂ હતો, અને ઊભીની તકરાર લઇ માથા માટેના જોખમ ખેડતો એમ તો રામસંગ ભારાડી હતો.

રામસંગના ખેતરમા માથોડ઼ક મોલ ઊભો હોય પણ એને રખેવાળ રાખવો ન પડે એના નામ માત્રથી જ લોકો ડરે ભરવાડ એના ખેતરમા ઢોર પેસાડી મોલને રજ પહોંચાડતા ડરે ને ભૂલેચૂકે કોઈ અજાણ્યો રામસંગ સામે બાખડે તો રામસંગ એને એક ઝાટકે પૂરો કરે, એવો તો જોરાવર એની ડાંગ પડી હોય તો યે રામ રમી જાય ને કાંડું પકડે તો કાંડુ ખડી જાય એવું તો એનામા બળ રામસંગ બળિયો હતો

લગ્ન પ્રસંગે જાન લઈ જવુ હોય તો રામસંગને સૌ સાથે તેડી જાય રામસંગ હાથ તલવાર બાંધીને જાય ને જાનનું રખોપુ કરે રામસંગ જાનનો વોળાવીઓ હતો

વારતહેવારે રામસંગ પગમા તોડો પહેરે, ફુમકીઓ વાળા ઊંચી એડીના જોડા પહેરે, ચોરણાને ફૂમતાવાળુ નાડ નાખે ને આંખમા સુરમો આંજે અણીદાર મૂછોને વળ દઇ ચડાવે અને માથાના ઓળીઆ તો એવા નરમ ઓળે કે રૂપાળો દેખાય રામસંગ ભારે વરણાગીઓ

રામસંગને ઘોડાનો તો બહુ જ શોખ સાંજ સવાર ઘોડે ચડીને બજારે નીકળે સાંજ પડે એટલે ઘોડું સીમમા વહેતું કરે આખા ગામની સીમને આંટો દઇ આવે ને મોલની ખબર કાઢી આવે કયા યે નુકસાન થયુ



## ડુંગર અને ઊંદર

ડુંગર કહે છે ઊંદરને, રે તારો કોણ હિસાબ ગને?
તું તો પામર જંતુ હમણાં છુંદી નાખું દેખ તને.
ઊંદર બોલ્યો, ડુંગરભાઈ! ભલે મને જંતુ કહેજો,
પણ અંતરમાં આ આટલું કહું છું તે જાણી લેજો,
લાખ કરોડો ઊંદરથી યે આપ અતીસે મોટા છો,
પણ એ ઊંદર શક્તિ આગળ અહો! કેવડા ખોટા છો
પામર હું, તોયે પગવાળો, મન ફાવે ત્યાં જઈ ભમું,
ફરીફરીને ફરૂં ચકરડી ફાવે ત્યાં સંતાઉં રમું
નાનું સરખું મો આ મારૂં ખાય કેટલું એ તો જો,
દાણો ઝીણો અરે! એક પણ ખાઈ શકે ના તું તો હો!
તું અહીંઆ ચોંટ્યો મરવા, હું તો છૂટો મે'લ કરૂં,
હાડ કરી હું તારા પોલા માંહે રહેવા મ્હેલ કરૂં
મોટો, મોટો હા, તું મોટો કેવો મોટો! કેમ કહું?
પામર જંતુ ઊંદરને ના પહોંચે એવો, એમ કહું?
એવું બોલી પળમાં ઊંદર ડુંગર દેહે ગયો ગરી
નિરાધાર જેવો ધુંધવાતો ડુંગર ત્યાં ઊભો થથરી

**રમણલાલ સોની**

હોય, ભેળ થઇ હોય કે અછો પહોંચ્યો હોય તો દરબારમાં ખબર આપીને રાવ કરે. રામસંગ રાજનો રખોપીઓ હતો.

હોળીના દિવસો આવે ત્યારે રામસંગ નાળિયેર રમે. એક ઘાએ કોપરૂં તો એ રમતાં કાઢી નાખે, પણ ગમે તેટલું દૂર ફેંકવાની શરતમાં રામસંગને કોઈ ન પહોંચે. નાળિયેર ઝાલવાની એની એવી હથોટી કે ધાર્યો ઘા પડે, ને ભલભલાને એ હરાવે. રામસંગ જબરો કાડાઆળિયો હતો.

દરબારનાં ખાનગી કામકાજ પણ રામસંગ કરે. ગમે તેવા ઉતાવળના અને હાથોહાથ પહોંચાડવાના કાગળો રામસંગને સોંપાય; ને ગમે તેવી મુશ્કેલીઓ વચ્ચે પણ રામસંગ એ પહોંચાડે ત્યારે જ જંપે. માથે લીધેલા કામમાં એ માથું જાય તો ય પાછો ન પડે. ગમે તેવી લાલચોમાં ફસાઇને એ વિશ્વાસઘાત તો કરે જ નહિ. રામસંગ દરબારનો વિશ્વાસુ કાસદ હતો.

ડેલીમાં રોજ ડાયરો ભેગો થાય અને અંધારણીઓ અફીણ ઘોળે ને કસુંબા પીએ, પણ રામસંગ એ બોટે નહિ. ગમે તેટલા સમસમરા દે, કસુંબો નહિ તો રોગું આપવા પ્રયત્ન કરે, પણ રામસંગ ટેક ન છોડે; માત્ર હૂંગો કરે.

ને કોઇ દિવસ હૂંગો કરાવે પણ ખરો. એનું દિલ ઘણી વખત પોરસાતું ને બેચાર રૂપિયા ભાઇબંધો માટે ખરચતાં એનો જીવ સંકોચાતો નહિ; એટલે લોકો વારે વારે એની પાસે જ હૂંગાનું ખરચ કરાવે. એમ તો રામસંગ ઉદાર હતો. પણ બનાવીને લોકો એનું પાણી કરી જાય, એવો એ ભોળો તો નહોતો જ.

પૂરૂં પાંચ હાથ પડછંદ શરીર ને ભરાઉ ચહેરાવાળો રામસંગ પોતાની પાછળ આવળગોવળ મૂકી એક દિવસ મોંઘાણે કામ આવી ગયો. ગામલોકોને રામસંગની ખોટ બહુ સાલી, ને પાદરે એનો પાળીઓ થાપ્યો. એના વંશજો હજુ યે ત્યાં એની ખાંભીને સિંદુર ચડાવી નાળિયેર વધેરે છે.

અમે ત્યાંથી નીકળીએ ત્યારે એ શરીર યાદ આવ્યા વગર રહેતો નથી.

મનુભાઇ જોધાણી

# નવાં પુસ્તકો

**તુષાર**: લેખક–ઉમાકાન્ત, પ્રકાશક–મોહનલાલ ત્રીકમલાલ, મામાની પોળ વડોદરા, ૦–૨–૦; **નકી નગરીઓ યાને જૂની આંખે નવાં ચશ્માં**: લેખક–ઓલિયા જોશી, પ્રકાશક–કે રંજનની કંપની, બેડી ગેટ રાજકોટ, ૨–૮–૦; **આચારાંગસૂત્ર**: લેખક–સતબાલ, પ્રકાશક–લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી, શ્રી મહાવીર પ્રકાશન મંદિર, માણેકચોક, અમદાવાદ, ૧–૦–૦; **જીવનવિકાસ** [કેળવણીના અંગેની ચર્ચા]: લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, ૮૦૦ પાના, ૨–૮–૦; **સ્મરણસંહિતા**: લેખક–નરસિંહરાવ ભોળાનાથ, પ્રકાશક–સી જમનાદાસની કંપની પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબાઇ-૨, ૧-૪-૦; **મનન અને મંતવ્યો**: લેખક–પ્રકાશક–રતનલાલ વિ ખાંડવાળા, વાડીફળિયા ખાંડવાળાની શેરી, સુરત, ૦–૮–૦; **અગોચર ગર્જિત ભાગ ૩-૪** લેખક–પ્રકાશક–હરિહર ભટ્ટ પ્રસ્થાન કાર્યાલય ખમાસા ચકલો, અમદાવાદ, ૦–૮–૦; **શાયરી ભા. ૧-૨** લેખક હાશમ ગિન યુસફ બડચા, પ્રકાશક–રહબરી સાહિત્ય કાર્યાલય શહેર, ૦–૮–૦; **ઓતરાતી દીવાલો**: દત્તાત્રેય બા. કાલેલકર, ૦–૬–૦; **ગીતા પદાર્થ કોષ**: લેખક–મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર ગાંધીરોડ અમદાવાદ ૦–૪–૦; **લાલ પડછાયા**: લેખક–સુદામો, પ્રકાશક–નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ અમદાવાદ, ૦–૧૨–૦.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો**

**મનોમુકુર (ગ્રંથ બીજો)** શ્રી નરસિંહરાવ ભોળાનાથના એ જ નામના પહેલા ગ્રંથના પ્રકાશન પછી લખાએલાં ગદ્ય લખાણોનો સંગ્રહ, ૩૧૮ પાનાં, ૧–૦–૦; **મનુષ્યસ્વભાવ અને સામાજિક ક્રમ**: પ્રો. કૂલીના 'હ્યુમન નેચર ઍન્ડ સોશ્યલ ઑર્ડર' નામના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ: કરનાર શ્રી વિનોદીની નીલકંઠ, ૩૧૨ પાનાં, ૧–૦–૦; **મુણ્ડકોપનિષદ્**: સહારિત શાસ્ત્રી બીડેના પુસ્તક ઉપરથી અનુવાદક શ્રી મણિલાલ છબારામ ભટ્ટ, પૃ. ૧૩૬, ૦–૮–૦; **મિરાતે અહમદી** (વૉ. ૨, ખં. ૪) એ ઉપયોગી ઐતિહાસિક ગ્રંથના અનુવાદમાળાનો આગળ મણકો અનુવાદક: શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ૧–૦–૦; **અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન** (ખંડ ૨ ઉદ્ભવ અને વિકાસ-ઇ. ૧૮૫૮ થી ૧૯૦૭) લેખક શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, ૧–૦–૦; **ગ્રંથ અને ગ્રંથકાર** (પુ ૭): સંપાદક–શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, ૧–૦–૦; **શાળાઓમાં સુતારીકળાનું શિક્ષણ**: અંકલેશ્વરના વૉકેશનલ ટ્રેનિંગ સ્કૂલના પ્રિન્સિપાલ મિ. આઈ ડબ્લ્યૂ મૂગાએ લખેલી ઉપયોગી ચોપડી, અનેક આકૃતિઓ તથા ચિત્રો સાથે, ૦–૮–૦; **સ્ત્રીઓ અને સ્વાશ્રય**: લેખક શ્રી ઉમેદભાઇ રણછોડભાઇ પટેલ, ૦–૪–૩; **પ્રબોધ પ્રકાશ** (ભીમચરિત): સંપાદક શ્રી કેશવરામ કાશીરામ શાસ્ત્રી, ૦–૮–૦.



# મધુકરી

અમે અમર યુદ્ધની અગનગાડીના કોલસા,
તળે-ઉપર થૈ જતા ગળફાવડે શૌર્યના;
દઈ ચમક એકની સમય અંતિમે અન્યને
બની ભસમમાત ભઠ્ઠી ભરજોબના રાખતા

—રમણિક અરાલવાળા

## બ્રહ્મી વીર મહાબન્દુલા

*** મહારાણા પ્રતાપનું નામ ભારતવાસીઓને જેવું પ્યારૂ અને ગર્વના વિષય રૂપ છે, તેવું જ એક નામ બ્રહ્મદેશના વાસીઓ પાસે પણ છે. એ દેશના બસો વર્ષના ઇતિહાસમાં જેના સેનાપતિત્વનો જોટો જડવો મુશ્કેલ છે એવુ એ નામ તે ‘મહાબન્દુલા’.

એ નરપુંગવ ઈ. ૧૮૧૪ના પહેલા બ્રહ્મી વિગ્રહનો સેનાનાયક હતો. એની વીરતા, રણદક્ષતા અને કાર્યકુશળતાની બરાબરી બીજો કોઇ ક્યાંક કરી શકે તો તે બીજા બ્રહ્મી વિગ્રહમાંનો સરદાર મયા-હ્યૂન જ. બન્દુલા સ્વભાવે જેટલો ગભીર હતો તેટલો જ દૃઢાગ્રહી હતો. તેના વિચાર અને કાર્યપ્રણાલી અસાધારણ ન હતાં છતાં અજબ રીતે એ દ્વારા તે સફળતા મેળવી લેતો

ઇ ૧૮૦૦ પછી આસામની દશા આંતરવિગ્રહોને લીધે બહુ શોચનીય બની ગઈ ૧૮૧૯ના આંતરવિગ્રહમાં ત્યાંના મંત્રીનું મૃત્યુ થયું ને રાજા ચંદ્રકાન્તને ગાદી છોડવી પડી બ્રહ્મી રાજા બાજીડૉએ ૧૮૧૯–૨૧માં મહાબન્દુલા અને મહા થિલ્વાને આસામ પર આક્રમણ કરવા મોકલ્યા. આ પહેલું જ યુદ્ધ હતું છતાં મહાબન્દુલાએ બ્રહ્મદેશના મધ્ય પ્રદેશોમાંથી ગીચ જંગલો ને પહાડોમાંથી માર્ગ કરી યુદ્ધમાં ત્યાંની અપરિચિત જાતિઓ પર વિજય મેળવ્યો. આસામ અને મણિપુરનાં યુદ્ધોમાં મળેલા આ વિજયથી રાજા બાજીડૉ પોતાને મહાન શક્તિશાળી સમ્રાટ સમજવા લાગ્યો ખરી વાત તો એ હતી કે આંતરરાષ્ટ્રીય મામલાઓથી તે તદ્દન બીનવાકેફ હતો ને તેનું જે થોડુંઘણું જ્ઞાન હતુ તે મુસલમાન કે યહૂદી વેપારીઓએ સમજાવેલી સાચી ખોટી ગપોથી આગળ જતું ન હતુ

૧૮૨૩માં બન્દુલાને તેણે આજ્ઞા આપી કે આરાકાન જીતી તેણે ચટગાવ ભણી આગળ વધવુ અને એ રીતે બંગાળ વગેરે પર વિજય પ્રાપ્ત કરી, ત્યાંના ગવર્નરને સુવર્ણશૃંખલાઓમાં જકડી તેની પાસે હાજર કરવો આ કાર્ય પાર પાડવામાં પોતાની યોગ્યાયોગ્યતાનું ભાન બન્દુલાને હતું કે નહિ તે આપણે કહી ન શકીએ; એ તો એક આજ્ઞાંકિત સેવક હતો ને આજ્ઞા મળતા ચાલી નીકળ્યો

આરાકાન તથા ચટગાવમાં લગભગ બધા યુદ્ધોમાં બન્દુલાને વિજય મળ્યો અંગ્રેજો અને ભારતીય સિપાઇઓ બન્દુલાની સેના સાથે પહાડી પ્રદેશોમાં જોઇતો મુકાબલો ન કરી શક્યા બ્રહ્મી સૈન્યની સંખ્યા તો માત્ર ૨૦૦૦ની જ હતી, પણ તેમની દૃઢ વીરતા આગળ અંગ્રેજોને સખ્ત હાર ખમવી પડી. આ યુદ્ધોના વિગતવાર વિવરણથી આપણને તરત માલૂમ પડે છે કે અંગ્રેજ સેનાપતિઓ કરતાં મહાબન્દુલાનું કૌશલ્ય અધિક હતું

ચટગાવ જીતી બન્દુલા કલકત્તા ઊપડવાનો વિચાર કરવા લાગ્યો તેણે રામૂ ટાપુમાં આરામ માટે ધામા નાખ્યા એ જ અરસામાં ઇશાની સરહદ પર પોતાની અસફળતા જોઇ બંગાળ સરકારે નવી ચાલબાજી રચી, જેનો બ્રહ્મીઓને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. એ ચાલબાજીનો સારાંશ દરિયાઇમાર્ગે રંગૂન પર આક્રમણ કરવાનો હતો તેના પરિણામે બ્રહ્મદેશની બધી આશાઓ પર પાણી તો ફરી વળ્યુ, સાથોસાથ તેના ઇતિહાસમાં પણ જબરૂ પરિવર્તન આવી ગયુ

રંગૂનીઓને આ ચાલબાજી દ્વારા સખત શિકસ્ત આપી અંગ્રેજ સેનાએ છ માસ સુધી શહેરમાં જ ધામા નાખ્યા દરમિયાનમાં નાના નાના છમકલા થતા જ રહ્યાં બાજીડૉએ નવી સેના સાથે એક નવા સેનાપતિને મોકલ્યો. પણ તે યુદ્ધમાં ખપી ગયો કુશળ સેનાના થતા જતા નાશ અને રંગૂન,

ચટ્ટગામ, નગરિસ ગપુ, રૂવાય, ગરગુઇ અને તનાસરમ જેવા હાથમાંથી આવ્યા જતા પ્રદેશોએ છેવટે રાજા બાજીર્ડોની ઊંઘ ઊડાડી ને પોતાના પ્રયોગોની નિષ્ફળતા તેને માલૂમ પડી. તેણે પોતાના બે ભાઇઓને લશ્કર આપી મોકલ્યા. એકે રેનુંગ્યૂ અને બીજાએ પીગૂમાં પડાવ નાખ્યો. ખરી રીતે આ બંનેએ અલગ પડાવો નાખ્યા એ જ ભૂલ કરી કારણ શત્રુસૈન્ય તો અવિભાજિત રહેલું.

તે પછી રાજાએ બંગાળ પર ચઢાઇ કરવાને બદલે મહાબન્દુલા પર સીધા રંગૂન આવવાનો હુકમ મોકલ્યો. આજ્ઞાંકિત બન્દુલા તરત આવા તરફ પાછો ફર્યો. આરાકાનના દુર્ગમ પહાડો ને ગીચ જંગલો મુશળધાર વરસાદમાં સેનાસહિત ઓળંગવાં એ જેવુંતેવું કામ ન હતું. નેપોલિયનનું આલ્પ્સનું ઓળંગવું પણ તેના પ્રમાણમાં કંઇ હિસાબમાં ન ગણાય. દેશભક્તિ, સ્વામીભક્તિ અને સંચાલકશક્તિભર્યો મહાબન્દુલા તરત રાજધાની આવા આવી પહોંચ્યો. ત્યાંની પ્રજાએ તેનો ખૂબ સત્કાર કર્યો. મહાબન્દુલાની આ યાત્રાની પ્રશંસા લગભગ સઘળા જ ઇતિહાસકારોએ મુક્તકંઠે કરેલી છે. થોડા જ દિવસોમાં રંગૂનની વાયવ્યે પચાસ માઇલ પર આવેલા ડેનુબ્યૂ માટે નવી સેના ને નવી યુદ્ધનૌકાઓ સાથે તેણે પ્રસ્થાન કર્યું.

ડેનુબ્યૂ પહોંચતા જ બન્દુલાએ સારી સેનાનું પુનઃસંગઠન કર્યું અને આખી સેના પોતાના એકમાત્ર અધિકાર નીચે આણી. અંગ્રેજ ઇતિહાસકારો તો એ સેના સાઠ હજારની સંખ્યાની જણાવે છે પણ તેમાં અતિશયોક્તિ હોવાનો પૂરો સંભવ છે. ગમે તેમ હો, પણ એમાં તો મુદ્દલ શંકા નથી કે બ્રહ્મદેશના ઇતિહાસમાં આ પહેલાં કોઇ વખતે એટલી મોટી સેનાનું સંગઠન નહોતું થએલું.

૧૮૨૪ના નવેમ્બરના અંત લગભગ બન્દુલાએ સૈન્ય સહિત રંગૂન તરફ પ્રસ્થાન કર્યું. તેના વ્યક્તિત્વને ત્યારે જ આપણે સંપૂર્ણ સમજી શકીએ કે જ્યારે આપણે તેની સેના તદ્દન અશિક્ષિત હોવા છતાં તેણે કેટલી કક્ષાએ તેને પહોંચાડેલી એ જાણવા પામીએ.

શત્રુસેનાને બર્મી સેનાની પ્રત્યેક હીલચાલની ખબર પહેલેથી જ મળી જતી હતી અને એથી પંદર વીસ દિવસોમાં રંગૂનની આસપાસ બ્રહ્મીસેનાને કેટલી યે વાર હાર ખાવી પડી. છેવટ રંગૂનથી બચેલી સેના લઇ બન્દુલા ડેનુબ્યૂ પહોંચ્યો. અંગ્રેજ સેના પણ જળ અને જમીનમાર્ગે ત્યાં પહોંચી. જળસેના જનરલ કૉટનના હાથ નીચે હતી. કૉટને પહેલાં તો નાના મોટા વિજયો પ્રાપ્ત કર્યા પણ ડેનુબ્યૂમાં એને કપરો પરાજય મળ્યો. જમીન પરનું સૈન્ય કૅમ્પબેલની સરદારી હેઠળ હતું તેને તરત ડેનુબ્યૂ બોલાવી સેવામાં આવ્યું. સ્વામી માર્યે બધી અંગ્રેજ સેના એકત્ર થઇ ગઇ.

ડેનુબ્યૂનો કિલ્લો દુર્ભેદ્ય ગણાતો. એનો મોરો તોતીંગ દિવાલનો બનેલો હતો ૧૫-૧૭ ફૂટ ઊંચી અને ૫૦૦-૮૦૦ ફૂટ પહોળી એ દિવાલ પાછળ બીજી ઈંટોની દિવાલ હતી અને તેની પાછળ ઊંડી ખાઇ હતી. બન્દુલાએ કિલ્લાના એ મોરા પર મોરચો નાખ્યો. થોડા દિવસો સુધી સાધારણ લડાઇ ચાલી પણ પહેલી એપ્રીલની સવારે મહાબન્દુલા એક અધિનાયકને સૂચનાઓ આપી રહ્યો હતો ત્યાં જ એક રૉકેટ (હવાઈ બૉંબ) એ બહાદુર વીરને લાગ્યો ને એ જ ક્ષણે એનો અંત આવી ગયો. એનો અગ્નિસંસ્કાર પણ એ જ સ્થળે કરવામાં આવ્યો. સૈનિકો કાબૂની બહાર ગયા ને નાસભાગ થઈ રહી. બ્રહ્મદેશની સહેજ ચડતી કળા પણ મહાવીર મહાબન્દુલાના અવસાનથી આગ અસ્તપદે પહોંચી. જો તેનું અવસાન ન થયું હોત તો બ્રહ્મી વિગ્રહનું જે પરિણામ આવ્યું એ જ આવત કે કેમ એ એક શંકા હતી. બાજ સામે લડવા નીકળેલાં ચકલાં કરતાં તેની સેનાની યોગ્યતા વધુ ન હતી. છતાં એ એટલી યોગ્યતાથી પણ તેણે જેટલું કામ કર્યું ને જે વીરગતિ મેળવી તે વીરશિરોમણિઓની સૂચિમાં તેનું નામ કાયમ બેસાડે છે.

(વિશાલ ભારત) —વ્રજમોહન વર્મા

## ગુજરાત—પાંચ હજાર વર્ષ પૂર્વે

* * * કૃષ્ણની દ્વારિકાના પતન પછી સૌરાષ્ટ્રની કાંઠે એક પરાઈ સંસ્કૃતિ ચડી બેઠી એ સંસ્કૃતિ તે આસુરબીજન (આર્ય બીજમ્) પાસે વિકસેલી નાગ સંસ્કૃતિ પરંતુ આર્યોએ પોતાનું આધિપત્ય કાયમ કરતાં એ સંસ્કૃતિનો ધ્વંસ કેવી રીતે કર્યો એ પાંચ હજાર વર્ષ પૂર્વેનો કિસ્સો, ગુજરાતના એક જાણીતા પુરાતત્ત્વવિદ્ શ્રી મણિલાલ દ્વિવેદીએ પોતાના 'પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત' નામના પુસ્તકમાં સઘર્યો છે તેમાંથી અહીં ઉતાર્યો છે. અર્જુનના પૌત્ર જનમેજયે આદરેલા સર્પ-હોત્રના રૂપકનું સાચું રહસ્ય પણ એથી સમજાશે.

'પુરાણોમાં આવતા સમુદ્ર મંથનના આખ્યાનમાં આર્યોના દરિયાઈ સરસાઇ અને વડપણ માટેના પ્રયાસો સિવાય બીજું કૈં જણાતું નથી હરિવંશમાં આપણે જોઇએ છીએ કે વાસુકિનાં નેતરાં બનાવી જે સમુદ્રમંથન કરવામાં આવ્યું એ કાર્ય સૈકડો વર્ષ સુધી ચાલ્યું છે. એનો અર્થ એટલો જ છે કે સૈકડો વર્ષના એકધારા પ્રયાસો પછી આર્યો સમુદ્ર કે જળમાર્ગોનું આધિપત્ય મેળવવા ભાગ્યશાળી થયા અને નાગ-અસુરના ઉપાસ્ય દેવ શિવને એ જાતીય શક્તિના હ્રાસનો કડવો ઘૂંટડો ગળવો પડ્યો. આપણે આગળ જણાવી ગયા છીએ કે સાગરનું બારૂ એ ગુજરાતનો કિનારો હતો એટલે દેવાસુર સંગ્રામની એ ભૂમિ પણ ગુજરાતનો કિનારો જ હોવી જોઇએ એમ નિષ્પન્ન થાય છે.

આ રીતે નાગ-અસુરોની દરિયાઈ વડપણની શક્તિના મુખ્ય વાસુકિ નાગ પછી થઇ ગયા. એ દુર્ધર્ષ યોદ્ધાએ જમાનાઓના ઘાવ ઝીલ્યા અને આર્યોના સંયુક્ત બળનો સામનો કર્યો, પણ આખરે ક્ષીણ થતી જતી શક્તિને લીધે પરાજિત થઈ આર્ય જાતિના વિજય આગળ તેને ઝૂકવું પડ્યું.

જળ ઉપર આધિપત્ય ભોગવનાર વાસુકિની જેમ ભૂમિ પર અધિકાર ભોગવનાર નાગોનો છેલ્લો મહાપુરુષ તક્ષક જણાય છે. ઉન્નતિ–અવનતિના કાળચક્રમાં ભૂમિ પર કાબૂ ધરાવનાર નાગો પણ પરાસ્ત થયા અને જનમેજયે આરંભેલા સર્પસત્રમાં એ જાતિનો ઘોર વિનાશ થયો. આર્યજાતિના વિમળ ઇતિહાસમાં માનવસંહારની આવી હીચકારી નીતિનું એક કલંકિત પાનું ઉમેરાયું આ સત્ર પણ દક્ષિણમાં જ મંડાએલો.

પણ માનવ સ્વભાવ હંમેશાં વીરપૂજાનો પક્ષપાતી રહ્યો છે. નાગ જાતિના વિનાશમાંથી વાસુકિ, તક્ષક અને શેષની પૂજાઓ માનવજાતિએ પોતાના હૃદયમાં અંકિત કરી તેમની પ્રતિમાઓ સ્થાપી. રાતા કે ભૂમધ્ય સાગરને તીરેથી સૂર્ય, આકાશ અને પૃથ્વીના દ્યોતક તરીકે એ પ્રતીકને લઈ ગુજરાતને આરે ઊતરેલી નાગજાતિનું પ્રભુત્વ તો નષ્ટ થયું, પણ તેને બદલે નાગજાતિની પ્રતિભાના પ્રતીક સમાં મંદિરો માનસ્મૃતિએ ચણાવી ખડા કર્યાં. યમુના તીરે મથુરામાં કે વારાણસીના ગંગાઘાટે વાસુકિના મંદિરો બન્યા, શેષને નારાયણના સાથીઓ ઘડાવ્યા અને કચ્છની ભૂમિમાં જાડેજાઓએ નાગ મંદિર ખડું કરી તેની રથયાત્રા કાઢવા માંડી (કચ્છ, પાલણપુર અને મહીકાંઠા ગેઝેટિયર વૉ. ૫) નાગજાતિનું પ્રભુત્વ નષ્ટ થયું, પણ પાંચ હજાર વર્ષ પૂર્વેની નાગપૂજાની ભાવના દેશવ્યાપી બની ગઈ.

આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે જ્યારે પંચ–નદના પ્રદેશમાં વૈદિક હોમાનલો નહોતા પ્રકટ્યા, જ્યારે 'હિરણ્યગર્ભી ઉષા'ના સુમધુર ગાનના ગુંજનો બ્રહ્માવર્તના પુણ્યક્ષેત્રમાં નહોતા થતા અને નૈમિષારણ્યના તપોવનમાં તત્ત્વચિંતનનાં અનુષ્ઠાનો યે નહોતા મંડાયા તેના ઘણા કાળ પહેલાં ગુજરાતની ભૂમિ પર, રાતા અને ભૂમધ્ય સાગરને કાંઠેથી પોતપોતાની સંસ્કૃતિના સરંજામ લઇ, સાગર ખેડતી સાહસિક અને વિક્રમશીલ જાતિઓએ આવી પોતાના વિસામા કર્યા, પોતાની સંસ્કૃતિના ધ્વજ રોપ્યા, ભૂમિને સમૃદ્ધ કરી તે સમૃદ્ધ થઇ અને મહાકાળના ધક્કાઓનો સામનો કરતા આખરે પરાસ્ત થઈ આર્ય જાતિઓ સાથે સંમિલિત થઇ ગઈ. સરસ્વતીના જળપ્રવાહો લુપ્ત થયા અને તેની સાથે ગુજરાતની એ આસુરી શક્તિની એંધાણીઓ પર કાળે પડદો ખેંચ્યો. યુગ પર યુગ પસાર થતા પાંચ હજાર વર્ષના ઢાંકણ એના પર ઢંકાયા છે. એ ઢાંકણો ખોલી ગુજરાતની પાક ઐતિહાસિક સમૃદ્ધિ અને વીર જાતિઓના સત્ય સ્વરૂપ ધરખમ રીતે રજૂ કરવાનું અને ગુજરાતના ભવ્ય ભૂતકાળનું દર્શન કરાવવાનું કાર્ય તો ગુર્જરાતના કોઇ સમર્થ સંશોધકોનું છે. આ તો દેવી ગુર્જરીને ચરણે ભક્તિની એક અંજલિ માત્ર છે.'

એ અંજલિ ભરનાર શ્રી મણિભાઈ દ્વિવેદીને સાક્ષર શ્રી રમણલાલ દેસાઇ તેની પ્રસ્તાવનામાં આ રીતે ઓળખાવે છે.

'પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત' એ નાનકડું પુસ્તક ગુણભારથી ભરેલું છે. શ્રી મણિભાઇ શોધક છે, પુરાતત્ત્વવિદ્ છે, અને પોતાના સાધન અભ્યાસની યોગ્ય ગૂંથણી કરી ઇતિહાસને સ્પષ્ટ કરે એવી તીવ્ર બુદ્ધિ અને લેખનશૈલી ધરાવે છે. તેમણે પોતાના પર્યટનોનો બહુ સારો ઉપયોગ કરી દક્ષિણ ગુજરાતની સંસ્કૃતિને મૂર્ત સ્વરૂપ આપવા સફળ પ્રયત્ન કર્યો છે. કાઠિયાવાડ અને ઉત્તર ગુજરાતની માફક દક્ષિણ ગુજરાત –નર્મદા અને તાપીનો મુખપ્રદેશ–ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્ત્વનો વિભાગ છે, એ માત્ર ચાલુક્યો કે રાષ્ટ્રકૂટોના જ નહિ, પરંતુ ઇસુની પહેલાના અવશેષો ઉપરથી પણ સાબિત થાય છે. આ મહત્ત્વની વાત તરફ પુરાતત્ત્વવિદોનું ધ્યાન ખેંચાયું છે. તે ધ્યાનને બળવાન બનાવે એવી ઉપયોગી માહિતી શ્રી મણિભાઇ આપણને આપી રહ્યા છે. ગુજરાત સંબંધી પ્રાચીન માહિતી એકત્ર કરી, જુદી જુદી સંભાવનાઓની તુલના કરી, પોતે શોધેલી વસ્તુઓને સંભાવનાની પુષ્ટિ કે વિરોધમાં નમ્રપણે રજૂ કરી, ગુજરાતના પ્રાચીન કાળને તેમણે પ્રકાશિત કરવા સુંદર પ્રયત્ન કર્યો છે, એટલું જ આ પુસ્તક માટે મારા સરખો lay man–અભ્યાસશૂન્ય પ્રશંસક કહી શકે.

ગુજરાતે આર્યાવર્તની સમૃદ્ધિ અને સંસ્કારમાં જાણે ફાળો આપ્યો જ ન હોય એવી ભ્રમણા એક વખત પુરાતત્ત્વવેત્તાઓને થતી હતી. શ્રી દ્વિવેદીના જેવા પ્રયાસો એ ભ્રમણાને દૂર કરવામાં સહાયભૂત થશે. ગુજરાતના ઇતિહાસને પાંચ હજાર વર્ષ સુધી લંબાવી આપનાર વિદ્વાનનો આ પ્રયાસ જેમ પ્રજાને ઉપયોગી છે તેમ ઇતિહાસકારોને પણ છે.

## પતંગ ચગાવવાની કળા

*** જોકે થોડી ખર્ચાળ પણ નિર્દોષ આ રમતનો શોખ કાઠિયાવાડ કરતા ગુજરાત તરફ વધારે છે અને ત્યાં એ માત્ર આનંદ માણવા માટેની રમત જ નથી. પતંગ ચડાવવામાં અને તે વડે બીજા પતંગો કાપવામાં એક ચોક્કસ પ્રકારની કળા પણ રહેલી છે અને તેમાં નિપુણતા પ્રાપ્ત કરવી એ સહેલું નથી. આ રીતે એ કળાનું રસમય વર્ણન આપ્યું છે.

પતંગની પૂર્ણ કળા તો પેચમાં જ રહેલી છે. એના મુખ્ય બે પ્રકાર ગણાય. એક 'ખેંચીને' અને બીજો 'ઢીલ' છોડીને.

ઢીલથી પેચ લેવાની રીત સૌથી સાદી અને સહેલી છે. પતંગ સહેજ ચઢાવી જાણનાર બાળકો પણ એટલું તો સમજે છે કે પેચ થાય તો દોરી જવા દેવી. જો કે ટોળેબંધ પેચ જોવાની મઝા ઢીલ છોડવાના પેચમાં વધુ પડે છે છતાં યે આ જાતના પેચમાં હોશિયારી બતાવવાનો અવકાશ ખેંચવાના પેચ જેવો તો નથી જ. આ પેચને માટે પાવલો પતંગ અથવા તો એથી ભારે પતંગની સ્વાભાવિક આવશ્યકતા હોય છે. ઘણી દોરી પણ વધારે જોઇએ અને દોરી સરે તે માટે પૂરતો પવન પણ જોઇએ. ઢીલથી પેચ લેવા માટે ખાસ નિયમો નથી, પણ મારા અનુભવ પ્રમાણે નીચેથી પેચ લેવા એ જ સારું છે, કારણ કે તેમ કરવાથી પતંગ ઊંચો રહે છે, જ્યારે ઉપરથી પેચ લેનારનો

૫

પતંગ લટકી પડે છે. વળી લંબાણ પેચમાં આ બાબત ખાસ અગત્યની છે. પતંગ ટગમગતો જ રાખવો, જેથી હંમેશાં ઊંચો રહે; લોટતો પતંગ નીચો નમતો જાય છે અને વળી દોરીને જળ ચડાવી બગાડે છે. પાછળના પતંગનાં તો કિન્ના ફુમાવવા જ પ્રયત્ન કરવો, જેથી તરત જ કાપી શકાય. કેટલીક વખત કેટલાક ઢીલમાં બને તેટલી જોરથી દોરી સરવા દે છે પણ એ હમેશાં અસરકારક નથી હોતું. પેચવાળા પતંગની દોરી હાથમાં હોય તો આપણને ઘીસા પડે છે કે નહિ તે સમજી શકાય છે, એટલે ઘીસાના પ્રમાણમાં જ દોરી સરવા દેવી. ઢીલના પેચમાં ખેંચવાના પેચ કરતાં વધારે ગેરફાયદા છે એ દેખીતું જ છે પેચ પછી પતંગ પર તમારો કાબુ તદ્દન ઓછો રહે છે દોરી છોડયા સિવાય તેની સાથે ભાગ્યે જ બીજું કંઇ થઇ શકે વળી એવામાં કોઇ વચ્ચેથી ખેંચી કાઢે તો પે તમે નાઇલાજ છે ઢીલ છોડનાર કેટલાક એમ માને છે કે ઉકેલેલી તૈયાર દોરી રાખીએ તો ખેંચનાર ન જ ફાવે; પણ એ ભૂલ જ છે. ઘણાએ જોયું હશે કે ખૂબ દોરીમાં કપાતા જતા પતંગની દોરીના પણ બીજા પતંગથી બે ભાગ કરી શકાય છે, તો પછી હાથમાના પતંગનો તો શો ભાર?

અમદાવાદમાં હમણાં તો ખેંચીને પેચ લેવાની રીત જ ખૂબ પ્રચલિત જણાય છે અને ખરી રીતે હોશિયારી વાપરવાનો અવકાશ પણ ખેંચવામાં જ રહેલો છે. પાવલાથી નીચેના પતંગો ખેંચવા વધારે અનુકૂળ પડે છે અને તેમાં યે ખાસ કરીને ઘેંશિયા સુંદર કામ આપે છે. ઘેંશિયાની વિશિષ્ટતા એ છે કે એને ગમે તે દિશામાં સીધા જ ગરડાવી શકાય છે, એટલું જ નહિ પણ તે ભાગ્યે જ લોટે છે. ખેંચનારાઓ પર, ઢીલ પક્ષનાઓ (ઢીલાઓ) દોરી બચાવવાની ચિકૂસાઇનો આરોપ મૂકે છે, પણ એમ કંઇ પેચ લેવાની સ્વતંત્રતા ઓછી જ એ લોકો ખૂંચવી શકશે?

કેટલીક વાર ગમે તેમ ખેંચીને પણ સામાનો પતંગ કાપી શકાય છે, પણ એ તો આકસ્મિક જ હોય છે, અને એમ એ કળામાં પાવરધા પણ ન થવાય. પેચનો મુખ્ય સિદ્ધાંત એ છે કે જેની દોરી વધારે સરે તે સામાનો પતંગ કાપી શકે દોરી તો ઢીલથી અને ખેંચીને બને રીતે સરી શકે; પણ ઢીલવાળાઓને પવનના જોર પર આધાર રાખવો રહ્યો, જ્યારે ખેંચનારાઓને પોતાની ઝડપ—હસ્થા—પર. હવે પેચમાં એવું બને છે કે જો એક જણ ખેંચતો હોય તો ઢીલ છોડનારની દોરી સાધારણ રીતે સરતી હોય તે કરતાં વધુ સરે છે, કારણ ખેંચનાર પવનની સામી દિશામાં ખેંચે છે હવે જો ખેંચનાર એવી રીતે ખેંચે કે ઢીલ છોડનારની વધુપડતી દોરી ન સરે, એટલું જ નહિ પણ એની જરાપણ દોરી ન સરે અને ઊલટું પોતાના ઘીસા તેના પર પડે, તો જરૂર સામાનો પતંગ કાપી શકાય; અને આવું બની શકે તેમ પણ છે. ધારો કે ૪૦ ફૂટ લાંબી અગાસી પરના બંને છેડા પરથી પૂર્વ બાજુ બે પતંગો ચડે છે અને બંનેનાં દોરી—પતંગો સરખા જ છે. હવે દક્ષિણના ખૂણા તરફથી ચડાવનાર વ્યક્તિને ખેંચવું હોય તો શું કરવું? એણે પોતાનો પતંગ નીચો રાખી, ઉત્તર તરફ ગરડાવી, બને તો બીજાના છેક હું થયાંથી જ પેચ લેવા પ્રયત્ન કરવો અને પેચ થતાં સહેજ પહેલાં, સીધું ઉપર નહિ પણ પૂર્વ બાજુ ગરડાતા ઉપર ખેંચવું તો જરૂર, ગમે તેટલો પવન હશે તો પણ, ઢીલવાળાનો કપાવાનો જ. કારણ તપાસીએ ઢીલવાળાની દોરી પૂર્વ બાજુ સરે છે, એટલે જો બંનેની દોરી સરવાની સાથે પેચ (જે જગાએ બે દોરીઓ બરાબર અડકે છે તે) પણ પૂર્વ તરફ ખસડાય તો ઢીલવાળાની ઢીલ નકામી જાય. ઢીલ તો ફક્ત પેચ સ્થિર રહે તો જ કામની. હવે ઉપર પ્રમાણે ખેંચવાથી ખેંચનારનો પતંગ પેચને પૂર્વ બાજુ લઇ જાય છે જેથી ઢીલવાળાની દોરી પેચમાં ન સરતાં આખો યે પેચ જ આગળ જાય છે. ખેંચનાર તો સાથેસાથે ખેંચતો હોવાથી તેની દોરી પેચમાંથી પોતાની બાજુ સરે છે; એટલે બલેને ઢીલવાળો એક વખત હાથમાંથી તોડીને પતંગ મૂકી દે તોયે પેચ પાસેથી દોરીના બે ટુકડા જ થવાના આવી રીતે તમારી ડાબી કે જમણી બાજુના ચાર પાંચ પતંગો પણ તમે એકસામટા જ ખાત્રીથી કાપી શકો. ખેંચવામાં બાજુના પતંગો કાપવા એ સૌથી સહેલું છે.

આગળના પતંગોને નીચેથી લઈ ઉપર ખેંચવું એ સહીસલામત નથી કારણ, ઉપર બતાવ્યું તેમ ઢીલ છોડનારની દોરી બેવડા જોરથી સરે. આવે વખતે ખેંચનારે પોતાનો પતંગ બને તેટલો નીચો રાખી એક બાજુથી ખેંચવાનું શરૂ કરી, પેચ થાય અને સામાવાળાનો પતંગ કપાઇ જાય ત્યાંસુધી બીજી બાજુ તરફ–ત્રાંસું—ખેંચ્યા જ કરવું. એ વખતમાં કિન્ના ન ફસાય એ માટે હમેશા શરૂઆતથી જ પૂરતી દોરી છોડી રાખવી

આપણી પાછળના પતંગને ખેંચી કાપવો એ સૌથી વધુ મુશ્કેલ છે, છતાયે એ પણ બની શકે તેવું જ છે. આ સ્થિતિમાં પેચ લેવા એ આપણા હાથમાં નથી, એટલે પેચ લેવાની તે શરૂઆત કરે તે પહેલાંથી જ ખેંચવું શરૂ કરી દેવું, જેથી તેની દોરી આપણી દોરીને અડકતાં જ આપણા ઘીસા તેના પ શરૂ થઇ જ જાય. બીજો રસ્તો, બને તો એની કિન્ના ફસાવી કાપવાનો છે કિન્ના ફસાવતાં આપણો પતંગ બગડે અગર તો ખેંચમતાણ થાય એ ખોટી બીક છે. આગળ દોરી પૂર્ણ હોય અને પેચ પદ્ધતિસર હોય તો ચોવટી કિન્ના પણ સહેલાઇથી કપાઇ જશે ત્રીજો રસ્તો સામાના પતંગને લલચાવી પેચની જગ્યા આપણા માથા ઉપરથી બદલી બાજુ પર લઇ જવાનો છે આપણો પતંગ બને તેટલો ગરડાવીને ગમે તે એક બાજુ પર નીચો રાખવો, જેથી પાછળવાળો પણ તેને પતંગ તે બાજુ લાવશે. આમ બને એટલે તે. આપણે પહેલી ફાટિના પેચ લઇ સહેલાઇથી હવાવાળી દિશામાં બે હાથ મારીએ કે પોતાનું 'ખલાસ'! ખેંચવા માટેનો પતંગ ખોડ-ખાંપણ વિનાનો જ સારો; જોકે જે બાજુ પેચ લેવા માટેના

પતગો ચડતા હોય તેની ઊંધી બાજુ પર રહેજ ગિન્નાતો પતગ ખેચવા માટે વધારે અનુકૂળ પડે છે આ રીતે ખેચવાના પ્રયોગો કરી જોજો જરૂર સફળતા મળશે

(ગુજરાત સમાચાર) —ચીનુભાઈ પટવા

## તુળશીશ્યામ

સૌરાષ્ટ્રના ગીર પ્રદેશની બરોબર મધ્યમા આવેલી તુળશી શ્યામની જગ્યા ખાસ જોવા જેવી છે ઉનાથી પદર માઇલ અને જાફરાબાદથી વીસ માઇલ દૂર આવેલુ આ સ્થળ ચારે બાજુ નાદીવેલા પર્વતની ગિરિમાળા, ગીચ ઝાડી અને ડુગરાઓમાથી વહેતા નાનામોટા ઝરણા વગેરેના સૃષ્ટિસૌન્દર્યથી ભરચક છે તુળશી શ્યામનુ મદિર શિખરબધ છે મદિરની પડખે સામસામી બાજુ પથ્થરથી બાધેલા પગથીઆવાળા ઊના પાણીના સાત કુડ આવેલા છે અને તેમા કાયમ ગરમ પાણી રહ્યા કરે છે કુડ બહુ ઊંડા નથી માત્ર છાતીબર પાણી દરેકમા રહે છે અને તેમની બાધણી એવી છે કે એક કુડમાથી બીજા કુડમા જઈ શકાય આ સ્થળે જમીનમા ગધક કે રાગ જેવા દ્રવ્યો ચોક્કસ હશે આશ્ચર્યની વાત તો એ છે કે આ કુડની લગોલગ એક મીઠા, સ્વચ્છ, ઠડા પાણીનો કુડ છે જેનો ઉપયોગ અહીં વસનારા અત્યન્ત જ કરે છે! આ પ્રદેશમા વાઘ, વરૂ, સિંહ, દીપડા વગેરે વારવાર જોવામા આવે છે રોઝ અને જગલી બિલાડા તો આ ભાગને રસ્તામા જ મળે અહીંના સિંહો તો ખાસ પકાય છે અને એની ઘોર ગર્જનાઓ અહીં વારવાર સમળાય છે આથી ધર્મશાળામા ઊતરેલા અજાણ્યા મુસાફરને તો સિંહ નજીકમા જ હોવો જોઈએ એવો ભાસ થાય છે આ ધર્મશાળામા નાનીશી દુકાન છે તેમાથી મુસાફરોને સીધુસામગ્રી મળી રહે છે અહીંનુ પાણી પીવામા બહુ ભારે હોવાથી બેત્રણ દિવસથી વધારે સમય રહેવાથી તબિયત બગડવાનો ભય રહે છે

તુળશી શ્યામની સમીપમા જ રુક્મિણીજીનો ડુગર છે ડુગર છે તો ઊંચો પણ પગ કેડીથી માણસો સહેલાઈથી ઉપર જઈ શકે છે ઉપર રુક્મિણીજીનુ નાનુ દહેર છે દહેરાની પાસેના એક વૃક્ષની ડાળીએ ઘણા ભાવિક યાત્રાળુઓ એકબીજાની દેખાદેખીથી લુગડાનુ ચીથરૂ બાધે છે

તુળશી શ્યામથી પૂર્વ દિશાએ ત્રણ માઈલ દૂર ભીમચાસ નામની જગા આવેલી છે આ સ્થળે જવા માટે કેડી છે કેડીની બન્ને બાજુ નાના મોટા ઝાડોની હાર આવેલી છે તેમા ખાસ કરીને ટીમરૂ, કરમદા, આબા, રાયણ, જાબુડા એ મુખ્ય છે અમે વસતઋતુમા ગએલા એ વખતે આ વનવાટિકા પીળા પલાશના ખીલેલા ફૂલોથી ખૂબ જ ખીલી રહી હતી અહીં એક ખડકમાથી ધોધબધ પાણી વહ્યા કરે છે તુળશી શ્યામથી અહીં આવતા રસ્તામાથી જ આ ધોધનો અવાજ કાન ઉપર અથડાય છે ધોધનુ પાણી નીચે પડી ઝીણુના ગોટેગોટ બનાવતુ નદીના વહેણરૂપે ચાલ્યુ જાય છે

—કેશવલાલ જટાશકર મહેતા

## જ્ઞાની અવયવો!

સસ્કૃતના પ્રખ્યાત અભ્યાસી મૅક્સમુલર સાહેબના સસ્કૃત પુસ્તકો ઑક્સફર્ડ પ્રેસમા છપાતા હતા ત્યારે તેમને હાથે ઘણી ભૂલો થતી, પરતુ તેમને આશ્ચર્ય એ થતુ કે પહેલી છાપના કાગળો પર કોઇ તે સુધારી લેતુ અથવા ભૂલ સામે નિશાની કરી દેતુ, એ પરથી એમને એમ જ લાગતુ કે છાપખાનામા કોઇ હોશિયાર નોકર છે તપાસ કરતા જણાયુ કે જે માણસ આ સુધારા કરતો હતો તે તો સસ્કૃતનો એક શબ્દે જાણતો નહોતો!

ત્યારે આ બનતુ કેમ? ખુલાસો વિચિત્ર છે એ છાપખાનામા એક પ્રિન્ટરનો જમણો હાથ પક્ષાઘાતથી જરા અક્કડ થઈ ગયો હતો આથી તે બિચારો ધીરો પણ કાળજીથી કામ કરનારો બનતા તેને સસ્કૃત બીબાનું કામ સોપાયુ હતુ ઘણા અભ્યાસ પછી અક્ષરોનો સબધ તેના હાથે બરાબર ચડી ગયો અને તેના અપગ હાથને દરેક અક્ષરના બીબા વીણવા માટે અમુક ચોક્કસ પ્રમાણે ફરવાની ટેવ પડી તેણે પ્રોફેસર મૂલરને જણાવ્યુ કે સાહેબ, મારા હાથને આવી ટેવ પડેલી હોવાથી જે જાતની જોડણી કદી થતી જ નથી તે આવતા અચકાય છે અને જરાક હાથને નવી ગતિ આપવી પડે કે તુરત મને ભૂલ છે એવુ લાગે છે ને હુ નિશાની કરુ છુ'

આ ક્રિયામા તેનો હાથ તેની નિયમિત ગતિ કર્યા કરતો અને મન ભૂલભરેલી ક્રિયા કરવાનુ કહે તો તરત સામે થતો

## કુરાન વિષે કઇક

'અલ કુરાન' તરીકે સુપ્રસિદ્ધ થએલા ઇસ્લામીઓના ધર્મપુસ્તકનો શબ્દાર્થ 'વાચન' (Reading) થાય છે એ ગ્રથમા ૧૧૪ પ્રકરણ છે અને એવુ કહેવાય છે કે એ ગ્રથમા ઉલ્લેખાએલી સઘળી વસ્તુ ખુદાના સદેશારૂપે જેબ્રાઈલ (Gabriel) નામના ફિરસ્તા મારફત મહમદ પયગમ્બર સાહેબને મક્કા અને મદીના મુકામે મળતા પામી હતી એ સદેશો એક ઘટના માધ્યમ (Medium) દ્વારા થએલા અવાજની મદદથી મોકલવામાં આવ્યો હતો એમ મનાય છે પાછળથી પયગમ્બર સાહેબ બોલતા ગયા તે મુજબ એ સંદેશાને અરબી ભાષામા નોધી લેવામા આવ્યો હતો અને પુસ્તકારૂઢ થયા પછી તેનું નામ 'કુરાન' પડયુ હતુ

પણ એ ધર્મગ્રથમા છે શું? તે પુસ્તક ઇસ્લામ ધર્મના ધાર્મિક, સામાજિક, નાગરિક, વ્યાપારિક તેમજ લડાયક ફરમાનોના સંગ્રહ રૂપે છે એમા મુસા (મૌઝીઝ)ને તથા ઇસુ ખ્રિસ્તને ઇશ્વરના સદેશવાહક તરીકે અલબત્ત ઓળખાવવામા આવ્યા છે, પરતુ મહમદ સાહેબનો મુખ્ય પયગમ્બર તરીકે સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે

ખ્રિસ્તીઓ તેમના ધર્મપુસ્તકને બાઇબલ એટલે 'ચોપડી' કહે છે, જ્યારે ઇસ્લામીઓ તેમના ધર્મગ્રથને કુરાન એટલે 'વાચન' તરીકે ઓળખાવે છે એ નોધી લેવા જેવું છે

—ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

મસ્જિદમાં નમાઝ પડતા હજરત અલી પર એક કટ્ટર દુશ્મન લશ્કરનો એક ભાગેડુ સિપાહી આવી તલવારના ઘા કરીને નાઠો. લોકો એને પકડી લાવ્યા એ વેળા હજરત અલી માટે એક સેવક શરબતનો પ્યાલો લાવ્યો. હજરત અલીએ કહ્યું, 'એ મારા ખૂનીને આપો, કેમકે દોડવાથી એ થાકી ગયો હશે!'

અંકિતગમ્મત

૧ થી અમુક અંક સુધીના સળંગ આંકડાનો સરવાળો કરવો હોય તો એક સહેલી રીત છે. દાખલા તરીકે ૧ થી ૧૨ સુધીના સળંગ અંકનો સરવાળો કરવો હોય તો—

$$૧૨ \times \frac{૧૨}{૨} + \frac{૧૨}{૨}$$
$$= ૭૨ + ૬ = ૭૮ \text{ જવાબ}$$

બીજો દાખલો ૧ થી ૧૦૦ સુધીનાનો લો:

$$૧૦૦ \times \frac{૧૦૦}{૨} + \frac{૧૦૦}{૨}$$
$$= ૧૦૦ \times ૫૦ + ૫૦$$
$$= ૫૦૦૦ + ૫૦$$
$$= ૫૦૫૦ \text{ જવાબ}$$

અનેકાર્થી શબ્દ: શીખ=શિખામણ; સૂચના; શિક્ષા; વિદાયની આજ્ઞા; વિદાયગીરીની ભેટ; અણીદાર ગોસો લોઢાનો સળીઓ; ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી.

કહેવતોના અર્થ: 'દુખની આંખે ઓછો આગે.' એ મતલબની અંગ્રેજીમાં એક કહેવત છે કે, 'Misfortunes never come singly, but with battalions' એટલે કે 'કમનસીબ કદી એકલું નથી આવતું પણ લાવલશ્કર લઈને આવે છે' કમનસીબ માણસ એક આફતમાંથી તો પૂરો બચ્યો ન હોય ત્યાં બીજી આવીને તેના પર ત્રાટકે છે અને એ ક્રમ ખૂબ સ્વાભાવિક બની ગયો છે એને મળતી આપણી બીજી કહેવતો પણ ઘણી છે: 'દાઝ્યા ઉપર ડામ ને પડ્યા ઉપર પાટું', 'દુખતે ઠેસ ને દુબળે વેઠ', 'નબળી વાડે છીંડાં ઘણાં', 'દુબળા ઢોરને બગાઇઓ ઘણી' વગેરે.



કુંડાળાંમાંના ત્રિકોણની લીટીઓ વાંકી લાગે છે એ દૃષ્ટિભ્રમ જ છે. કરો ખાત્રી.

અમેરિકાનો રાષ્ટ્રધ્વજ ત્યાંના પ્રમુખના માનમાં પણ નીચો ઉતારવામાં નથી આવતો; ફક્ત લશ્કરી વાવટો ઉતારાય છે.

સવારમાં લીલા ઘાસ પર ખુલ્લે પગે ચાલવાથી અને ઝાકળને બીના હથેલીએ આંખો મસળવાથી આંખોનું તેજ વધે છે.

મૂળાનો મુરબ્બો હરસ પર ફાયદો કરે.

લોખંડની કટાએલી કોઈપણ ચીજને કુંવળીના અરધીયાથી ઘસી, બીજે દિવસે ટર્પેન્ટાઇનથી સાફ કરતાં કાટ નીકળી જાય છે.

દુનિયામાં કઠણમાં કઠણ વસ્તુ કઈ, ખબર છે? જ્હોન ટેને શોધેલું એ પરથી જેનું નામ પડ્યું છે તે ટેનસ્ટીલ નામનું પોલાદ વિજ્ઞાનને જાણીતી ઑક્સી–ઍસીટીલીન જેવી કડકમાં કડક કસોટી પણ તેને ભેદી શકતી નથી.

એક જર્મન મરવા પડેલો. એક યહૂદીએ તેના પર ઑપરેશન માટે પોતાનું લોહી કાઢી આપ્યું ને તે જર્મનને બચાવ્યો એટલે હિટલરની સરકારે આર્યન લોહી સાથે યહુદી લોહીનું મિશ્રણ કરવાના આરોપસર તેને આઠ મહિનાની સખત કેદની સજા કરી છે!

એક અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીએ શોધ કરી છે કે ગરમીના દિવસોમાં ખૂનો અને ઠંડીના દિવસોમાં ધાડ ને ચોરીઓનું પ્રમાણ વધારે હોય છે!

સપાટ જમીન પર ચાલવા કરતાં કોઇ ચઢાણ ચઢતાં આઠગણી શક્તિનો વ્યય થાય છે, એવી ગણતરી નીકળી છે.

કપડાં ધોવાના સોડાનું પાણી કોલસા પર છાંટ્યા પછી તે બાળવાથી તેની ગરમી વધે છે ને વધુ વખત કામ આપે છે.

પાણી, મેથીલેટેડ સ્પિરિટ ને પૅરફિન સરખે ભાગે લઇને શીશીમાં સારી પેઠે હલાવી રાખવું. ઊનના ચીંથરા વડે બારીઓને લગાડી કોરા કપડાથી સાફ કરવાથી કાચ પૉલિશની ગરજ સારે છે.

જંગલનું સૌથી હિંમતવાન પ્રાણી સિંહ, વાઘ કે હાથી નહિ પણ ડુક્કર છે. તે મરતાં સુધી સામે મોંએ લડયા જ કરે છે અને અંતે પણ વેદનાની એકે ચીસ પાડ્યા સિવાય મોતને ભેટે છે.



વાંસળી, બંસી, પાવો, મસકવાજું અને ઑરગન જેવાં વાજાં, મૂળે હાડકામાં કાણું પાડીને જે ક્રમથી માનવ આદિકાળથી યોજતો આવ્યો હશે, તે દર્શાવતી ચિત્રમાળા



વાર્ષિક આંકળિયુ • વર્ષ તેરમું

અંક ૧૪૫ થી અંક ૧૫૬ સુધી

# આ પછીનાં સાત પાનાંમાં

......એ આંકડા અને અક્ષરોની શું કેવળ નિર્જીવ હારો છે? સહૃદય જોનારને તો લાગશે કે વિવિધતા ને રંગમયતાથી ટમકી રહેલી એ કલા અને સાહિત્યની સજીવ દીપમાળા છે. ગુજરાતના સુષુપ્ત કૌમારને જગાડવાના ને એના રાહનુમા બની રહેવાના પોતાના કોડને, આ વરસનાં પોણા સાતસો પાનાંમાં 'કુમારે' મોકળો વેગ આપ્યો છે એમ અમે નહિ—વરસભર એની દોસ્તી ટકાવી રાખનારા તમે સૌ એ જોઈને કહી ઊઠશો. દુનિયાના બંને છેડા સમા ધ્રુવોના વિજયસફરી બાયર્ડ અને પીઅરી જેવા સાહસવીરોને પડછે જ્ઞાન અને રખડપાટની તમન્નાથી કરેલી ગુજરાતીઓની નાની સફરો પણ એણે પોતાનાં પાનાં પર નોંધી છે. એમાં છે, વાર્તાઓ—મર્દાની તેમજ કોમળ લાગણીઓની, સાહસભર્યા શિકારોઅને જંગલજીવનના ઝનૂનની: એમાં છે, એટલા જ પાણીદાર, પુરુષાર્થ અને પ્રેરણાના જ્યોતિપુંજ જેવાં ચરિત્રો—ગ્લાડસ્ટોનથી માંડી પ્રેમચંદજી સુધીના કર્તવ્યપુરુષોનાં; એમાં છે, અંતરીક્ષમાં અબજાવધિ માઈલોની યે પાર પ્રકાશતાં જ્યોતિર્મંડળોથી માંડીને માનવીના મોંમાંથી નીકળતા અવાજ સુધીની રહસ્યકથાઓ; એમાં છે, ધરતી ને સાગરના પેટાળમાંથી માનવે હાથ કરેલી મહાસિદ્ધિઓથી માંડી શાકભાજી જેવી રોજિંદી જરૂરિયાતનું વિજ્ઞાન; એમાં છે, સ્વસ્થ અને નિરામય જીવનના આદેશોથી માંડીને આત્માને સદા મોહાવી રહેતી સૂક્તાવલિઓ; એમાં સ્પર્શાયાં છે, અનેક વિભિન્ન-વિવિધ ક્ષેત્રોનાં ક્ષિતિજો—સાહિત્ય અને નિબંધ, ઇતિહાસ અને પ્રવાસ, વાર્તા અને વિજ્ઞાન, ભૂગોળ અને ખગોળ, કથા અને ગાથા, જ્ઞાનમૌક્તિકો અને ચિત્રવિજ્ઞાન......




# મુખ્ય ચિત્રો

## શિલ્પ



## કાવ્યો



### ધ્વનિ વિભાગ



## જીવનચરિત્રો

## નાટિકા



## વાર્તાઓ

### સાહસકથાઓ અને ટૂંકી વાર્તાઓ



### શિકારકથાઓ



### પ્રાણીકથાઓ



## લેખો

### સાહસશોધ



### સ્વાસ્થ્ય અને આરોગ્ય



### પ્રવાસ



### વિજ્ઞાન

## બાળ વિભાગ



## માધુકરી

## ભૂગોળ



## પ્રકીર્ણ લેખો